

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विवलभिद्ध् वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૦ મુ ] કાર્તક- ૧૯૯૩ [ અંક ૧

## બનારસના ૨૬મા નિ ભા. વૈદ્યસંમેલનના પ્રમુખની ચુટણી

બનારસમા ૨૬મા નિ ભા વૈદ્યસંમેલનના પ્રમુખની ચુટણીનો નિર્ણય નિયમાનુસાર મતગણત્રીથી તા ૧૭ મી અક્ટોબરે થવાનો હતો પણ સાભળવા પ્રમાણે મતોની સખ્યા એકદમ વધી પડવાથી તા ૧૮મી નવેમ્બરની મુદત પડી હતી પણ બનારસના કાર્યાલય તરફથી ૧૯-૧૧-૩૬નો પત્ર મળ્યો છે તેમા લખ્યુ છે કે "પૂર્વ નિશ્ચિત તિથિ પર્યન્ત પ્રાપ્ત મતો વિવાદાસ્પદ હોવાથી હવે નિયમ પ્રમાણે (જુઓ નિયમાવલિ નિયમ ૧૪) સ્થાયી સમિતિના સભ્યોએ ફરી આપેલા મતો ગણીને બહુમતિથી તા ૩૦ મી નવેમ્બરે પ્રમુખની વરણીનો નિર્ણય થશે ' અને આ મતગણના પત્ર સાથે છાપેલી મતપત્રિકા પણ સ્થાયી સમિતિના સભ્યોને આજે તો મળી ગઈ હશે હવે તા ૩૦મીની સ્થાયી સમિતિની સભામા શુ થાય છે તે જોવાનુ છે?

તા ૨૩-૧૧-૩૬

---

ત્રીશમી નવેમ્બરે આપણા સુ પ્રાણાચાર્ય વૈદ્યરાજ ના યશકરભાઈ પ્રમુખ તરીકે ચુટાઇ ગયા પછી તા ૧૫મી ડીસેમ્બરે ગુજરાતના વૈદ્યો સાથે તેઓ બનારસ ગયા અને હવે તો કાશીનુ વૈદ્યસમેલન ભરાઈ પણ ગયુ સ્મરણો આવતા અકમા

તા ૨૩-૧૨-૩

---

## આયુર્વેદ સમાચાર

### શ્રી સ્વામી લક્ષ્મીરામ ટ્રસ્ટ, જયપુર

જયપુર (રાજપૂતાના)ના સુપ્રસિદ્ધ વૈદ્ય દાદૂપન્થાનુયાયી આયુર્વેદ માર્તંડ

શ્રી સ્વામી લક્ષ્મીરામજીએ પોતાની સંપૂર્ણ સ્થાવર તથા જંગમ સંપત્તિનો મોટો ભાગ પોતે નક્કી કરેલા ધર્મકાર્ય અર્થાત્ વિદ્યોન્નતિ-વિશેષકરીને આયુર્વેદોન્નતિમાં વાપરવાની ઇચ્છાથી ૧૯૩૪ના અક્ટોમ્બરની ૧૭મી તારીખે એક ટ્રસ્ટ કર્યું છે, જેના સભ્યો નીચે પ્રમાણે છે—

૧ સ્વામીજી મહારાજ પોતે (પ્રમુખ)

૨ શ્રીમાન્ મહંત ગંગાદાસજી, જયપુર

૩ આયુર્વેદાચાર્ય રાજવૈદ્ય શ્રી પં. નં. કિશોરશર્મા જયપુર

૪ શ્રીમાન્ સ્વામી મંગલરામજી, જયપુર

૫ પં. શ્યામસુંદર શર્મા, રજીસ્ટ્રાર આગ્રા યુનિવર્સિટી, આગ્રા (મંત્રી)

સ્વામીજી મહારાજે આ સમિતિને એક બાગ અને એમાંના મકાનો જેની કિંમત લગભગ બે લાખ રૂપીઆ છે તે બધું સોંપી દીધું છે બાગની વચમાં આવેલા મોટા મકાનમાં સ્વામીજી મહારાજના ગુરૂચરણ છે જેના સંરક્ષણ અને સેવા પૂજાનો પ્રબંધ આ સમિતિ કરશે બાગના બીજા મકાનો ભાડે આપવામાં આવે છે અને તેની આવક, બાગ તેની અંદરની ઈમારતો અને એક આયુર્વેદિક પુસ્તકાલયના સંરક્ષણના કામમાં આવશે

આ ઉપરાંત સ્વામીજી મહારાજે એક લાખ સાતહજાર બસ્સો પચોતેર રૂપીઆના પાંચ ટકાના સરકારી કાગળો ખરીદીને ટ્રસ્ટને સોંપ્યા છે, જેના વ્યાજમાંથી વાર્ષિક આવક રૂ. ૪૭૫૦ થશે આ સરકારી કાગળોની રકમ વેસુ ૯૫ હજાર છે અને સન ૧૯૪૪ એ પાકશે ત્યારે ૯૫ હજાર રૂપીઆ ટ્રસ્ટને મળશે સ્વામીજી મહારાજનો સંકલ્પ એક લાખ રૂપીઆ આપવાનો હતો પણ સરકારી કાગળોનો ભાવ ઉંચો હોવાથી સ્વામીજી મહારાજને ૭૨૭૫ રૂપીઆ વધારે આપવા પડ્યા છતાં ૯૫ હજાર રૂપીઆની જ સીક્યુરીટી મળી શકી સન ૧૯૪૪ સુધીમાં ઘટતા પાંચ હજાર પૂરા કરી દેવા માટે વ્યાજમાંથી રૂ. ૨૫ જુદા રાખવામાં આવશે બાકીનું વ્યાજ નીચે પ્રમાણે વાપરવામાં આવશે

(અ) આયુર્વેદોન્નતિ માટે ૪૫ હજારનું વ્યાજ

(૧) શ્રી ધન્વંતરિ ઔષધાલય, જયપુરને મદદ તરીકે દશહજારનું વ્યાજ

(૨) શ્રી ધન્વંતરિ આતુરાલય, જયપુરની મદદ તરીકે ૧૫ હજારનું વ્યાજ

(૩) આયુર્વેદિક પુસ્તકોના પ્રકાશન માટે વીશ હજાર

(આ) બાગ અને મકાનોના રક્ષણ માટે ૨૫ હજાર

(ઇ) દાદૂપંથી સંપ્રદાયની ઉન્નતિ માટે ૧૫ હજાર

(૧) શ્રી દાદૂ મહાવિદ્યાલયને મદદ તરીકે ૧૦ હજાર

(૨) શ્રી દાદૂ સંપ્રદાયના ગ્રંથોના પ્રકાશન માટે ૫ હજાર

(ઈ) વૃત્તિઓ (સ્કોલરશિપો) માટે ૧૫ હજાર
(૧) જયપુર રાજકીય સંસ્કૃત પાઠશાળાના વિદ્યાર્થીઓ માટે ૫ હજાર
(૨) દાદુપન્થીઓની સહાયતા માટે ૫ હજાર

કુલ રૂ એક લાખ

એક લાખ રૂપીઆ ગણીને ઉપરના વિભાગ પાડયા છે, હાલમા તો ૯૫ હજારનુ વ્યાજ ઉપરને હિસાબે વેચવામા આવશે

ટ્રસ્ટના નિયમ પ્રમાણે દરવર્ષે હિસાબ યોગ્ય ઓડીટર પાસે તપાસાવી ટ્રસ્ટના પ્રમુખ તથા ઓડીટરની સહી સાથે બ્હાર પાડવામા આવશે

શ્યામ સુન્દર શર્મા (મંત્રી)
(વૈદ્ય સમેલન પત્રિકા ૧૯૩૬ સિતમ્બર અંકમાથી)

## મૂલચંદ ખૈરાતીરામ આયુર્વેદ હોસ્પીટલ

પંજાબ પ્રાંતના લાહોર નગરમા સ્વ લાલા મૂલચંદ ખૈરાતીરામના ચૌદ લાખ રૂપીઆના દાનથી મૂલચં ખૈરાતીરામ આયુર્વેદ હોસ્પીટલ નામની એક સારી સંસ્થા સ્થપાઈ છે અને તેના ડાયરેક્ટર પ્રીન્સીપાલ તરીકે પતીઆલાના રાજવૈદ્ય વૈદ્યરત્ન પં રામપ્રસાદજીના મોટા પુત્ર પં શિવશર્માજી નીમાયા છે

આ સંસ્થા આયુર્વેદની ઉન્નતિમા પરમ ઉપકારક થશે એવી આશા છે

## દોઆબ પ્રાન્તીય વૈદ્ય સમેલન

પંજાબ પ્રાન્તીય વૈદ્ય સમેલનની અંતર્ગત દોઆબ પ્રાન્તીય વૈદ્યસમેલન ભરવાની યોજના નવાશહેર (જલંધર) મા કરવામા આવી છે

આ સમેલન નવાશહેર (જલંધર)મા પેલી નવેમ્બરે ભરાવાનુ હતુ

## નિ ભા વિદ્યાપીઠ

નિ ભા આયુર્વેદ વિદ્યાપીઠની ૧૯૩૬ના તા ૨૬–૯–૩૬ને રોજ વિદ્યાપીઠના આ વર્ષના સભાપતિ પં અમૃતરામ શાસ્ત્રી (રાવલપીંડી)ના પ્રમુખપદ નીચે મળેલી બેઠકમા થયેલા ઠરાવોમા નીચેના મહત્ત્વના હોવાથી આ વિના વાચનાર માટે અહીં ઉતાર્યા છે

**ઠરાવ બીજો**—સર્વ સંમતિથી માઘ માસનો છેલો સોમવાર પરીક્ષાના આરંભ દિવસ તરીકે નક્કી કર્યો અને આવેદન પત્રનો સ્વીકાર તા ૨૦–૧–૩૭ સુધી ઠરાવ્યો તે પછી ૩૧–૧–૩૭ સુધીમા આવેલા આવેદન પત્રો એક રૂપીઓ વિલમ્બ શુલ્ક લઈને સ્વીકારવા

**ઠરાવ ચોથો**—કઈ કઈ સંસ્થાની કઈ કઈ પરીક્ષાઓ આયુર્વેદ વિશારદની સમાન તરીકે કબુલ રાખવી એ માટે તા ૧૮-૭-૩૬ની બેઠકમા નીમેલી ઉપસમિતિનુ વિવરણ પ્રચાયુ અને નવીન નિયમાવલિમા સશોધન પૂર્વક દાખલ કરવા માટે સ્વીકારાયુ

સર્વ સમતિથી ભારતવર્ષની બાવીશ જુદી જુદી સસ્થાઓની અમુક પરીક્ષાઓમા પાસ થનાર નિ ભા આયુર્વેદ વિદ્યાપીઠની આચાર્ય પરીક્ષા આપી શકે એવો ઠરાવ કરવામા આવ્યો આ સસ્થાઓની પરીક્ષાઓના નામો તો વૈદ્યસમેલન પત્રિકાના સપ્ટેમ્બર અકમા વાચી લેવા પણ તેમા વડોદરાની રાજકીય દક્ષિણા આયુર્વેદનો, નાગરદાસ છબીલદાસ આયુર્વેદ વિદ્યાલયનો[1] તથા પાટણ આયુર્વેદ મહાવિદ્યાલયનો ઉલ્લેખ છે એટલુ નોધવુ જોઈએ

---

## અખિલ ભારતવર્ષીય ર૬મા વૈદ્યસમેલનનુ પ્રદર્શન

કાશીમા ડીસેમ્બરની ૧૮ ૧૯ અને ૨૦ તારીખોમા ભરાવાના આ વૈદ્યસમેલન સાથે એક પ્રદર્શન પણ ધોરણ પ્રમાણે ભરાવાનુ છે જેમા નીચેના સાત વિભાગો રાખવામા આવ્યા છે

| | |
|---|---|
| ૧ વનૌષધિ વિભાગ, | ૨ સિદ્ધૌષધિ વિભાગ |
| ૩ યત્રવિભાગ | ૪ ખનિજ વિભાગ |
| ૫ જાતવ વિભાગ | ૬ પુસ્તક વિભાગ |
| ૭ સ્વાસ્થ્ય વિભાગ | |

પ્રદર્શન સબધી નિયમાવલિ પણ સ્વાગતકારિણી સમિતિના પ્રદર્શન વિભાગે છપાવી છે એટલે જેને કાઇ મોકલવુ હોય તેણે નિયમાવલિ મગાવી લેવી

પ્રદર્શન સમિતિએ એક **સદિગ્ધ વનૌષધની** યાદી પ્રગટ કરી છે જે મૂળ રૂપમા આ સાથે જોડી છે આમાની કેટલીક વસ્તુઓ ગુજરાતમા સંદિગ્ધ નથી મનાતી પણ અન્યત્ર મનાય છે એમ આ યાદી ઉપરથી જણાય છે આમાથી બે ચાર ચીજોનો પણ જો છેવટનો નિર્ણય બનારસનુ સમેલન કરી શકે તો એ ખરેખર પ્રશસાને પાત્ર ગણાય

---

૧ નાગરદાસ પ્રવીણ નામ અપૂર્ણ છે અને નાગરદાસ છબીલદાસ આયુર્વેદ વિદ્યાલય આ આયુ એ શાળાનુ નામ નથી

તત્રી આ વિ

## સન્દિગ્ધ વનૌષધ

### ( ભિન્ન ભિન્ન પ્રાન્તોમે ભિન્ન ભિન્ન નામોસે પ્રચલિત )

૧ હરીતકી ભેદ
૨ ચવ્ય
૩ ગજપિપ્પલી
૪ મહાભરીવચ
૫ હપુષા
૬ તુમ્બુરુ
૭ જીવક
૮ ઋષભક
૯ મેદા
૧૦ મહામેદા
૧૧ કાકોલી
૧૨ ક્ષીર કાકોલી
૧૩ ઋદ્ધિ
૧૪ વૃદ્ધિ
૧૫ જ્યોતનક (જલજ મધુયષ્ટિ)
૧૬ કમ્પિલક
૧૭ રાસ્ના
૧૮ નાકુલી
૧૯ માચિકા
૨૦ જ્યોતિષ્મતી
૨૧ કુષ્ઠ
૨૨ પુષ્કર મૂલ
૨૩ કટુપર્ણી
૨૪ પાષાણ ભેદ
૨૫ વનહરિદ્રા (કપૂર હરિદ્રા)
૨૬ બાકુચી (સોમરાજી)
૨૭ શાવર લોધ્ર
૨૮ પટ્ટિકા લોધ્ર
૨૯ લતા કસ્તૂરી
૩૦ પતગ
૩૧ તગર
૩૨ પિત્તગર
૩૩ ગુગ્ગુલુ ભેદ
૩૪ કુન્દુરુ
૩૫ નાગકેશર
૩૬ કુંકુમ
૩૭ સુગંધ વાલા
૩૮ વીરતરુ
૩૯ શૈલેય
૪૦ મુરા
૪૧ ગંધ પલાશી
૪૨ પ્રિયંગુ
૪૩ રેણુકા
૪૪ સ્થૌણેયક
૪૫ નિશાચર (ભટેઉર)
૪૬ એલવાલુક
૪૭ લામજ્જક
૪૮ સ્પૃક્કા
૪૯ પ્રપૌણ્ડરીક
૫૦ પિંડગુડુચી
૫૧ ગમ્ભારી
૫૨ ધારાપાટલિ (કાષ્ટપાટલા)
૫૩ અગ્નિમન્થ
૫૪ શાલિણી
૫૫ પૃશ્નિપર્ણી
૫૬ જીવન્તી
૫૭ કલિહારી
૫૮ કૃષ્ણગુંજા
૫૯ માંસરોહણી
૬૦ ચિરહેડ
૬૧ [illegible]કારી
૬૨ હિજ્જલ
૬૩ અંકોઠ
૬૪ નકમણ
૬૫ એરકા
૬૬ કતૃણ
૬૭ ભૂતૃણ
૬૮ ગણ્ડદૂર્વા
૬૯ ક્ષીર વિદારી
૭૦ વારાહીકંદ
૭૧ ત્રિવૃત્ શ્વેત
૭૨ ત્રિવૃત્શ્યામ
૭૩ દન્તી
૭૪ દ્રવન્તી
૭૫ દન્તી ફલ
૭૬ જયપાલ
૭૭ ગન્ધપ્રસારિણી
૭૮ શણપુષ્પી
૭૯ મૂર્વા
૮૦ કાકનાસા
૮૧ નાગપુષ્પી
૮૨ હંસપદી
૮૩ હંસરાજ
૮૪ સોમલતા
૮૫ પાતાલ ગરૂડી
૮૬ વટપત્રી
૮૭ વંશપત્રી
૮૮ મત્સ્યાક્ષી
૮૯ મપાક્ષી
૯૦ શંખપુષ્પી
૯૧ અર્કપુષ્પી
૯૨ બ્રહ્મયામવધી
૯૩ બ્રાહ્મી

| | | |
|---|---|---|
| ૯૪ બ્રહ્મસુવર્ચલા | ૧૦૮ જિંગિની | ૧૨૨ હરિદ્ર, સક્તુક |
| ૯૫ વંધ્યાકર્કોટી | ૧૦૯ કૂટ શાલ્મલિ | પ્રદીપન, સૌરાષ્ટ્રિક, |
| ૯૬ માકંડિકા | ૧૧૦ કટભી | શ્રૃંગિક, કાલકૂટ, |
| ૯૭ નાગદમની | ૧૧૧ મોક્ષક | હાલાહલ બ્રહ્મપુત્ર, |
| ૯૮ કુકુન્દર | ૧૧૨ જલશિરીષ | વિષ જાતિ દ્રવ્ય |
| ૯૯ આખુકર્ણી | ૧૧૩ તિનિશ (તિરિચ્છ) | ૧૨૩ ચાંરૂક(ધાન્યવર્ણીક) |
| ૧૦૦ મયૂર શિખા | ૧૧૪ જલ જમ્બુકા | ૧ ૪ કાલશાક |
| ૧૦૧ સ્થલ કમલ | ૧૧૫ પ્રાચીનામલક | ૧૨૫ ચંચુકી |
| ૧૦૨ કર્ણિકાર | ૧૧ વિકકત | ૧૨૬ શિતિવાર |
| ૧૦૩ વાણ પુષ્પ | ૧૧૭ મધૂલક (જલમહુઆ ?) | ૧૨૭ કામમદ |
| ૧ ૪ દાસી | ૧૧૮ અમૃત ફલ | ૧૨૮ ગૃંજન |
| ૧૦૫ ખબરી ભેદ | ૧૧૯ બીજપૂર (નિમ્બુ) | ૧૨૯ કેમ્બુક |
| ૧૦૬ નદી વૃક્ષ | ૧૨૦ અમ્લવેતસ | ૧૩૦ ચિચોટ |
| ૧૦૭ શલ્લકી (મરઈ) | ૧૨૧ વત્સનાભ | ૧૩૧ તુવરી તૈલ |

સંદિગ્ધ ખનિજ દ્રવ્ય

૧–ચપલ ૨–વૈક્રાન્ત ૩–લોહના પ્રત્યેક ભેદ ૪–અંજન ભેદ

---

## તૂની Renal Colic

વાયુથી ભાંગેલી અશ્મરી–પથરી મૂત્રપિંડમાથી બ્હાર નીકળતા ગવીની (Uretus) માથી ભરાઈ રહીને અથવા નીચે બસ્તિ તરફ જતા ઘસણથી અસહ્ય વેદનાને ઉત્પન્ન કરે છે આનુજ નામ તૂની તુઓ સુશ્રુતનુ નીચેનુ વચન —

अधो वा वेदना याति वर्चामूत्राशयोत्थिता ।
भिंदती च गुदोपस्थं सा तूनीत्युपदिश्यते ॥

સુ નિ અ ૧ શ્લો ૮૫

આ વેદના કેડથી આરંભી પેટના જમણા અને ડાબા પડખાની નીચે અને વૃષણમા થાય છે અથવા આખા પેટમા થાય છે અને વૃષણથી કેડ અને સાથળમા ફેલાય છે સુશ્રુતમા કહ્યુ છે કે —

मूत्रस्रोत प्रवृत्तासा सक्ता कुर्यादुपद्रवान् ।
दौर्बल्य सदन कार्श्य कुक्षिशूलमथारुचिम् ॥
पाण्डुत्वमुष्णवातं च तृष्णा हृत्पीडन वमिम् ॥

નિ અ ૩ શ્લો ૧૧

વૃષણ સંકોચાઈ જાય છે તેને સ્પર્શ કરતા વેદના થાય છે, ફરી

અસહ્ય વેદનાથી પીડાય છે, ઘડીમા બેઠો થાય છે, ઘડીમા ઉભો થાય છે, ઘડીમા આળોટે છે, ઘડીમા સુએ છે, બેચેનીથી દાંત કચકચાવે છે, સ્થિર રહી શકતો નથી, વેદનાથી મોઢા ઉપર ફીકાશ આવી જાય છે, માથા ઉપર પરશેવાના ટીપા બાઝે છે સ્હેજ ટાઢ જેવુ લાગે છે, વખતે ધ્રુજારી આવે છે શ્વાસની તથા નાડીની ગતિ વધી થોડો તાવ આવે છે, મોળ આવેછે, ઉલટી થાય છે થોડી વાર વેદના ઓછી થાય છે અને પાછી વધે કે પથરી બસ્તીમા આવ્યા પછી વેદના શાન્ત થાય છે—

मूत्रवेगनिरस्तामि प्रशम याति वेदना।

પથરી ચપટી કે ન્હાની હોય તો વેદના ઓછી થાય છે, પણ કર્કશ[1] પથરી હોય તો વેદના ઘણી થાય છે, વારવાર ટીપુ ટીપુ પેશાબ આવે છે પેશાબ થોડો અને કેટલીકવાર લોહીવાળો હોય છે કોઈવાર વેદના એક બે દિવસ સુધી નથી થતી અને પાછી અતિશય જોરમા થાય છે વેદના મટી જવાનુ કોઈવાર એવુ કારણ બને છે કે પથરી મોટી હોઈને ગવીનીમાં આગળ ચાલી શકતી નથી અને પાછી મૂત્રપિંડમા ચાલી જાય છે આમ થતા વેદના શાંત થઈ જાય છે વૃક્ક—મૂત્રપિંડમા રહેલી પથરી પીઠમા તથા કેડના ભાગમા નોઈ ભોકવા જેવી વેદના કરે છે આથી પેશાબમા લોહી અને પરૂ આવે છે, કોઈ વખત લોહીની ગાઠ ગવીનીમાથી નીચે ઉતરે છે ત્યારે પણ પથરી જેવુ જ શૂળ નીકળે છે

જો કે તૂનીના લક્ષણમા પથરીનુ નામ નથી અને અશ્મરીના પ્રકરણમા તૂનીનુ નામ નથી વળી વૃક્કાશ્મરીના સર્વ લક્ષણો નથી કહ્યા પણ ઋષિઓ સૂત્ર રૂપમા અનુક્ત વિષયનુ સૂચન કરે છે વ્યાકરણ મહાભાષ્યમા કહ્યુ છે કે સૂત્ર हि वनति भ्रमति घूर्णति मुहूर्तमपिनावतिष्टते વળી યકૃદશ્મરી (Gall stone) પ્રતિ તૂનીનો સ્પષ્ટ નિર્દેશ નથી કર્યો છતા **क्रमेण पित्तेष्विव रोचना गौ** એ વાકયથી યકૃદશ્મરીનુ સ્પષ્ટ પ્રતિપાદન કર્યુ છે મુખ્ય લક્ષણો કેમ નથી કહ્યા એમ કહેવામા આવે તો જવાબમા કહેવાનુ કે તન્ત્રયુક્તિ ન્યાયથી શૂલ, અશ્મરી, સકરા, મૂત્રકૃચ્છ વગેરે રોગોના વર્ણનમા કહેલા લક્ષણોને સમાન તન્ત્રમા વૃક્કાશ્મરીનુ વર્ણન હોવાથી અહી પણ એખી લેવાના **विशोषयेद् वस्तिगतम्** અને **क्रमेण पित्तेष्विव रोचना गौ** એ બે વાકયો યકૃદશ્મરી, વૃક્કાશ્મરી, અને શુક્રાશ્મરી (Prostatic calculi પૌરુષ ગ્રન્થ્યશ્મરી)ના **नक्षत्र दण्डवाचा विसृजेत्'** એ ધોરણ પ્રમાણે ઉપલક્ષક છે પ્રત્યક્ષમા પણ આ સ્થાનોમા પથરી જોવામા આવે છે વગેરે ગોઠવી લેવુ

१ श्मावारुणा स्दरी चास्य स्याचिता कणकैरिव।

તની ચિકિત્સા—

> આદૌ મૂત્ર કુક્ષિદેશે કટૌ સ્યાત્
> પશ્ચાદ્દોષો જાયતે મૂત્રકૃચ્છ્રમ્ ।
> ઇત્યૈર્લિઙ્ગૈ રશ્મરી રોગચિહ્ન
> જ્ઞાત્વા કુર્યાદ્વૈદ્યજાચૈચ્ચિકિત્સા ॥

શૂળ સખત હોય ત્યારે કોઈપણ ઉપાયથી[1] શૂળની શાંતિ થાય એમ કરવું પછી ગવીનીમાંથી પથરી નીકળીને બસ્તીમાં આવી જાય તેવો પ્રયત્ન કરવો આ માટે પ્રમાણ ખૂબ લાવવો જોઇએ અને એ હેતુથી મૂત્ર ઔષધિઓનો ઉપયોગ કરવો

પ્હેલા તો શૂલ ઓછું કરવા માટે કપુર, અફીણ અને સુ સરખે ભાગે મેળવી તેની ચાર રતિની ગોળી પ્હેલા ઠંડુ પાણી સારી પેઠે પાયા પછી આપવી એનીયે પ્હેલા સાજીખાર કે જવખાર દશરતિ જેટલો દશતોલા ગરમ પાણીમાં કે દુધ સાથે આપવો ઉપરની અફીણવાળી ગોળીથી ઉંઘ આવી જશે પણ ન આવે તો કલાક પછી પાછી એ ગોળી આપવી ઉંઘ ઉડી જાય ત્યારે પ્હેલા પેઠે સાજીખાર કે જવખાર આપવો તલનો ક્ષાર પણ ખાસ પથરી ગાળનાર છે તલ, અઘેડો, કેળ, ખાખરો અને આગળાના ક્ષારો એકના કે બે અથવા ચારેય મેળવીને બકરીના મૂત્ર સાથે બે રતિની માત્રામાં આપવા જો રોગીને વૃક્કરોગ (Bright's disease) હોય તો અફીણવાળી ન દવા આપવી

> વમન સ્પર્શ સ્વેદ પાચન ફલવતય ।
> ભારાચૂર્ણાનિ ગુટિકા શસ્યતે શૂલશાંતયે ॥

તેમાં પણ ગરમ પાણી ઢોળવું ગરમ પાણીમાં કેડ સુધી બેસાડવું, શેક રેતીનો શેક વગેરે હિતકારક છે

> ક્ષારાણિ તીક્ષ્ણૌષધમન્નપાનં
> સ્વેદો યવાન્ન વમનં નિરૂહઃ ।

ચરક નિ અ ૨૬ શ્લો ૫૨

> યત્રસ્થ પયા મધુના વિમિશ્રા
> પિબેત્સુશીતા મનુજ સુખાર્થી ॥

કળથી તો. ૨ અને ગોખરૂ તો. ૧ બત્રીસ તોલા પાણીમાં ઉકાળી ચોથો ભાગ બાકી રાખવો ઉકાળો આઠઆઠ તોલા જેટલો કલાકે કલાકે બે વખત આપવો

---

[1] મોર્ફીઆના ઇન્જેકશનથી તરત શૂલની શાંતિ થાય છે. વૃક્કના રોગીને ક્લોરોફોર્મ છાટેનો રૂમાલ સુંઘાડવાથી પણ શાંતિ થાય છે

पाषाणभेदवरुणगोक्षुरकपोतवङ्कज क्वाथ ।
गिरिजतुगुडप्रगाढ ककर्कटिकात्रपुसबीजयुत ।
पेयो स्मरीमरस्य दुर्भेद्यामपि भिनत्ति योगवर ॥

ચિ ના સ અશ્મરી

ફરી પથરી ન થાય અને મૂત્રપિંડમા એકઠી થઈ તો નીકળી જાય એ માટે પ્રયત્ન કરવો એ ત્રીજી જરૂરિયાત છે તે માટે

कुष्माण्डकरस पीत्वा सयवक्षारशर्कर मिति જવખાર અને સાકર સાથે કોળાનો રસ પીવો

ચ દ્રપ્રભાવટી, તારકેશ્વર રસ ( ગુદ્ધસત મસગન્ધ વ । ) યોગેન્દ્ર રસ વરુણાદિલોહ, શિલાજતુયોગ, તૃણપચમૂલીક્ષીર અને વરુણાદિ તેલ તથા નારાયણતેલથી અભ્યજન

वरुणस्य त्वच श्रेष्ठा शुण्ठी गोक्षुरसयुता ।
यवक्षारं गुड दत्वा क्वाथ पि पावल पिबेत् ॥
अश्मरीं पातयत्या हन्ति चिरज गदुनाशनाम् ।

વગેરે પ્રયોગોનુ ત્રણ માસ સુધી સેવન કરવુ ક્ષ-કિરણ અર્વાડીએ સવારના મૂત્રની પરીક્ષા કરાવવી બસ્તિગત અશ્મરી ચિકિત્સાનો પણ વિચાર કરવો

સગસરેમાહી ( ચપટો પથ્થર આવે છે યુનાનીમા વપરાય છે ) રતિ ૪ હજરલ યહૂદ ( પથ્થર ભેર ) રતિચાર અને સુરોખાર રતિ ૪ ત્રણેને મેળવી, ગોખરૂ અને વરીઆળીના કવાથ સાથે આપવાથી મૂત્રપિંડની પથરી તથા બસ્તિવ્રણ મટે છે

( સમેલનપત્રિકા સિતમ્બર ૮૩૬માથી અનુવા )

## તમાકુના ઉપયોગ બાબતમા એક ચેતવણી

તમાકુનો પુષ્કળ ઉપયોગ થાય છે એ પ્રસિદ્ધ છે પણ દવા તરીકે તમાકુના પાન એકલા અથવા બીજા ઔષધો સાથે વાટીને સોજા ઉપર અને ખાસ કરીને તો વધરાવળ ઉપર લગાડવામા આવે છે અને તેમા નિકોટીન નામનુ જે ઝેરી દ્રવ્ય છે તે ચામડી દ્વારા લોહીમા જઈ શકે છે, અને એ રીતે નિકોટીનની ઝેરી અસર થતી ઘણીવાર જોવામા આવે છે વૈદ્યક નામના મરાઠી માસિકના સંપાદક શ્રી આનદ શ્રીવરપરાડકે એમ ડી ડી ટી એમ અને એચ કહે છે કે મે જ આવા બે દાખલા જોયા છે —

# સંયુક્ત ખાનદેશ દ્વિતીય વૈદ્ય સંમેલન

## કાર્યાલય ફૈજપુર, પૂર્વ ખાનદેશ

[ ઓક્ટોમ્બર કે નવેમ્બરમા ભરાવાના સંયુક્ત ખાનદેશ દ્વિતીય વૈદ્યસંમેલન સંબધી બે પત્રિકાઓ અમને મળી છે જે વૈદ્યસંમેલન ભરનારાઓને એક ઉપયુક્તદિશાની સૂચક હોવાથી નીચે તેનો અનુવાદ આપ્યો છે એ પ્રા તીય સંમેલન ભરાવાની છેવટ કઇ તારિખો રી તે અમારા જાણવામા આવ્યુ નથી તંત્રી આ વિ ]

નિબંધ સંબધી સૂચના—

સપ્રેમ નમસ્કાર વિ વિ

સંમેલન ાર્ય સમિતિએ નિબંધો લખીને વાચવા માટે નીચેના વિષયો પસદ કર્યા છે—

૧ પ્રથમોપચારાત્મક ચિકિત્સા ( First aid ) આયુર્વેદિક પદ્ધતિ પ્રમાણે

૨ ઉર્ધ્વજત્રુગત વિકારો સંબધી ચિકિત્સામા વૈદ્યોની જે ઉદાસીનતા દેખાય છે તે કેવી રીતે દૂર કરવી ?

૩ આયુર્વેદીય સિદ્ધ ઘૃતો કેવી રીતે ટકાઉ થઈ શકે ?

૪ સંયુક્ત ખાનદેશ વૈદ્યમંડળ સામર્થ્યવાન અને કર્તૃત્વવાન કેવી રીતે થાય ?

ઉપરના નિબંધો સંમેલન કાર્યાલયમા ૧૫મી અકટોમ્બર ૧૯૩૬ સુધીમા આવી જવા જોઈએ

સર્વોત્તમ તરીકે પસદ થયેલા નિબધને પુરસ્કાર આપવામા આવશે

નિબધ સ્વચ્છ અક્ષરે અને કાગળની એક બાજુ લખેલો હોવો જોઇએ

પુરસ્કાર મળેલા નિબધનો માલિકી હક્ક સયુક્ત ખાનદેશ વૈદ્યમંડળના હાથમા રહેશે

ફૈજપુર
૧૭ સપ્ટેમ્બર ૧૯૩૬

કા. સ ભાવે
( ભિષગાચાર્ય ધન્વન્તરિ દીક્ષી )
કાર્યમંત્રી સં ખા વૈ સં દ્વિ અધિવેશન

## સંયુક્ત ખાનદેશ દ્વિતીય વૈદ્ય સંમેલનના પ્રદર્શન વિષે સૂચના

સા ન વિ વિ

આવતા ઓકટોમ્બર કે નવેમ્બરમા ભરાવાના સંયુક્ત ખાનદેશ વૈદ્ય સંમેલનના દ્વિતીય અધિવેશનની કાર્ય સમિતિએ ઠરાવ્યા પ્રમાણે જેણે સુવર્ણ રાજબગેશ્વર પ્રદર્શનમા મુકવો હોય તેણે નીચેના નિયમ પ્રમાણે તૈયાર કરી મોકલવો

૧ પાઠ—રસ તરંગિણી બંગ વિજ્ઞાનીય અષ્ટાદશ તરંગ દ્વિતીય નિર્માણ વિધિ –

बग सूर्यमित द्रुत रसमित मृत च सम्पपयेत् ।
प्रक्षा यास्लरसै क्षिपेद बुधवरो नागोर्मित ग धक ।
अगारा नवसादर च विमल सम्पेष्य यत्नात्पचत्
कूपीस्थ सिकताट्य यत्रविधिना कूपीं ततस्त्वाहरेत् ॥

બગ ૧૨ ભાગ, પારદ છ ભાગ, ગધક ૮ ભાગ, નવસાર ૭ ભાગ
૧ પારો હિંગળામાથી કાઢેલો હોવો જોઈએ
૨ ગધક આમલસારા ઘી-દુધમા શુદ્ધ કરેલો લેવો જોઈએ
૩ નવસાર સથી જેવો કાચો લઇ આવી શુદ્ધ કરેલો લેવો
૪ બગ પાનો લઈને તેવે, તક્રે ઇત્યાદિ શુદ્ધિ પ્રમાણે શુદ્ધ કરેલો હોવો જોઇએ
૫ ભઠ્ઠી ૫ શ્યામસુદરાચાર્ય કૃત રસાયનસાર સગ્રહોક્ત સર્વોવ કારી ભ્રાષ્ટ્રી પ્રમાણે હોવી જોઈએ
નીચેની વિગતોની નોધ રાખવી જોઈએ
લાકડા શેના અને કેટલા વાપર્યા છે (વજન લખવું)
૭ અગ્નિ કેટલો વખત આપ્યો પ્રદર્શન સમિતિએ અગ્નિનુ પ્રમાણ ઇરાદાપૂર્વક નથી નક્કી કર્યુ
૮ વાલુકા યત્રનો પરીઘ કેટલો રાખ્યો હતો ?
૯ બાટલી કઈ વાપરી હતી ?
૧૦ તમારો ખાસ અનુભવ શુ છે ?
૧૧ બગભિન્દુરની જરૂર નથી
૧૨ કજ્જલીનુ પ્રમાણ પા૦ના પ્રમાણથી અર્ધા કરતા ઓછુ નહોવુ જોઈએ

આ પ્રમાણેનો સુવણ રાજબગ તા ૧૫ અક્ટોબર ૧૯૩૬ પહેલા તૈયાર કરી મોકલવાથી તમારા અનુભવની પ્રદશન સમિતિને મદદ મળશે કારણ કે રાજબગના પા૦મા અગ્નિ વગેરેનુ પ્રમાણ નક્કી ઠરાવવા માટે સમિતિએ આ ઉપક્રમ યોજ્યો છે

આપનો
**રામદાસ શાસ્ત્રી કાશીદાસ શાસ્ત્રી**
પ્રદશન કાર્ય મત્રી સ ખા હિ વૈ
સમ્મેલન, કૈજપુર

પ્રકાશનો ઓજ હૃદયમા હોય છે એમ ચરકે કિય તે શિરસીય એ અધ્યાયમા કહેલુ છે

ઉપરના વાકયમા ઓજનુ સ્વરૂપ, રગ અને પ્રમાણ કહેલ છે મતલબ કે એ વસ્તુ આખે પ્રત્યક્ષ દેખી શકાય એવી હોવી જોઇએ અને તે મરણ પછી દેખાવી જોઇએ અથવા તેનું અસ્તિત્વ જાણવાનુ બીજુ કાઈ સાધન હોવુ જોઇએ

છાતીમા રહેલ હૃદયમા આ પ્રકારનુ સ્થિર ઓજ ચાક્ષુષપ્રત્યક્ષ કે અનુમાન ગમ્ય છે ? અને આ વર્ણન છાતીમા રહેલા હૃદયનુ છે એમ કહેવુ એ પ્રત્યક્ષ અનુમાન કે અનુભવ સાથે સુસગત છે ?

**કારણ બીજુ**—[1] મહત્ અર્થ અને હૃદય એ ત્રણેય શબ્દો પર્યાય છે સુખ દુ ખ ભોક્તા જીવ, મન અને તેના તર્કય ઉહ વિગેરે ચિન્ત્ય વિષયો, ઇન્દ્રિયો અને તે ।। સબધી શબ્દ સ્પર્શાદિ વિષયોનુ જ્ઞાન, હાથ પગ વગેરે છ અગો અને તેના હલનચલન તેમજ તેનુ વિશેષ જ્ઞાન એ બધુ હૃદયમા રહે છે એટલે કે આના સત્સૂત્રો હૃદયમા છે એવુ હૃદય સબધી વર્ણન કોઈને તે સિવાય ઉપર વર્ણવેલ ઓજનુ અસ્તિત્વ આ હૃદયમા ક્યારથી હોય છે એ સબધી એનુ વર્ણન કરતા કહેલુ છે કે આ ઓજનુ અસ્તિત્વ શુક્રશોણિત સયોગ કાળે જીવનુ અધિષ્ઠાન છે અને પછી પણ કલલાવસ્થામા પણ તેનુ અસ્તિત્વ હોઈને આગળ જતા ગર્ભમા ઉપર કહેલ હૃદય તૈયાર થતા તેમા તે જીવનના અ તપર્યત હોય છે આ પ્રકારનુ અહીં વિશેષ વર્ણન છે (ચરકસૂત્રસ્થાન અ–૩૦)

ઉપરના બે વાકયોમા કહ્યા પ્રમાણે વિશેષ જ્ઞાનાદિ જીવમા રહેલ સવ વસ્તુઓ છાતીમા રહેલ હૃદયમા રહે છે એ વાત અનુભવ સિદ્ધ છે ખરી ?

---

१ महच्चार्थश्च हृदय पर्यायैरुच्यते बुधै ।
षडगमगविज्ञान इन्द्रियाण्यर्थपञ्चकम् ॥
आ मा च सगुणश्चेत चि त्य च हृदि सस्थितम्
यत्सारमादौ गर्भस्य यत्तद्गर्भरसादस ।
सवर्तमान हृदय समाविशति य पुरा ॥
यस्य नाशात्तु नाशोस्ति धारि यत्हृदयाश्रितम्
य च्छरीररसस्नेह प्राणा यत्र प्रतिष्ठिता ॥

ચરક સૂ, અ ૩ શ્લો, ૪ અને ૧૬

કારણ ત્રીજુ[1]—ઉન્માદ-ઘેલછાના નિદાનનું તથા તેના ઉપચારનુ વર્ણન કરતા ચરકકારે કહ્યુ છે કે જ્યા કામ ક્રોધાદિકના અથવા સુખ દુ ખાદિના અતિરેકથી મનને આઘાત પહોચે છે અને બુદ્ધિ ચલિત થાય છે ત્યારે માણસને ઉન્માદ થાય છે એટલે કે દુષ્ટ થયેલા વાત પિત્ત કફથી બુદ્ધિનુ રહેવાનુ ઠેકાણુ જે હૃદય તે જ્યારે દૂષિત થાય છે ત્યારે ઉન્માદરોગ થાય છે એમ અહીં કહેલુ છે અને આ રોગના ઉપચારમા કોઠો શુદ્ધ થયા પછી મુખ્યત્વે સ્નેહ બસ્તિપૂર્વક શિરોવિરેચન આપવુ અને તે માટે વજ, જટામાસી વગેરે સંજ્ઞાસ્થાપક અને મગજને ઉત્તેજન આપનાર ઔષધિ આપવાનુ કહેલુ છે આ રોગમા દુષ્ટિ હૃદયની અને તેના ઉપર ઉપચારમા શિરોવિરેચન એની સગતિ છાતીમા રહેલુ હૃદય માનવાથી કેમ બેસે?

કારણ ચોથુ—અપસ્માર કે વાઈ-ઉન્માદપેઠે જ વાતાદિ દોષ વડે જીવનું અત્યત શ્રેષ્ઠ વસતિસ્થાન જે હૃદય તેમા વિકૃતિ ઉત્પન્ન થઈને સ્મૃતિ નષ્ટ થવાને લીધે અપસ્માર રોગ ઉત્પન્ન થાય છે તે જ રીતે આ રોગના ઉપચારમા નાકમા તીક્ષ્ણ ઔષધોનુ નસ્ય નાખવુ, ઔષધિચૂર્ણ નળીમા ભરીને ફુકથી નાકમા ચડાવવા કે નાકમા ચડાવવુ અથવા ઔષધની ધુમાડી આપવી વગેરે ઉપાયો કહેના છે આવા ઉપચારોથી હૃદય જાગૃત થાય છે અને સ્મૃતિ આવે છે એમ ચરકનુ કહેવુ છે[2]

---

१ कामक्रोधलोभहर्षभयशोकचिंतोद्वेगादिभि मनस्युपहते बुद्धौ च प्रचलितायां अभ्युदीर्णा दोषा प्रकुपिता हृदयमुपसृत्य जनयत्युन्मादम् ॥

(ચરક નિ અ ૭-૩)

तैरल्पसत्त्वस्य मला प्रदुष्टा बुद्धेर्निवास हृदय प्रदूष्य ।
स्रोतास्यधिष्ठाय मनोवहानि प्रमोहयन्त्याशु नरस्य चेत ॥

(ચરક ચિ અ ૯-૩)

शुद्धस्याचार विभ्रंशे तीक्ष्ण नावनमञ्जनम् ।
ताडन च मनोबुद्धि देहसंतर्जन हितम् ॥
प्रदेहोत्सादनाभ्यंग धूमपान च सर्पिष ।
प्रयोक्तव्य मनोबुद्धि स्मृतिसंज्ञाप्रबोधनम् ॥

(ચરક ચિ અ ૯-૪૩)

२ प्रकुपिता दोषा रजस्तमोभ्यामुपहतचेतस अतरात्मन श्रेष्ठतममायतन हृदयमुपसृत्य पर्यवतिष्ठते तथा चेन्द्रियाण्यायतनानि चरिता कामक्रोध चिंतोद्वेगादिभि सहसा पूरयति तदा जन्तुरपस्मरति ।

(ચરક નિ અ ૮-૪)

છે। ઉપર આપેલા ચરકના ચાર પાચ ઉદાહરણોથી શરૂઆતમા દર્શાવેલી શકાનો ઉદ્દભવ શાથી થાય છે તેનો સામાન્ય ખ્યાલ આવશે હવે ચરકસહિતાની મૂલભૂત જે આત્રેયસહિતા તેના જેવા જ પુરાતન કાલીન જે દશ ઉપનિષદો તેમા હૃદય સબધી આવા જે ઉલ્લેખો હોય તે જોઈએ

(૧) તૈત્તિરીયઉપનિષદ–(અનુવાક ૬)મા હૃદયનુ વર્ણન છે[1] કે હૃદયના અદરના ભાગમા એક પોલો ભાગ હોઈને તેમા મનોમય જીવ રહે છે તે સ્વયપ્રકાશ અને અમર છે વળી તાળવાની અદરના ભાગમા જે પોલાણ છે તેમા એક આગળ જેવી ગાઠ છે તે મનનુ ઉત્પત્તિસ્થાન છે

(૨) બૃહદારણ્યક ઉપનિષદ (૪–૨–૩)મા આપેલુ હૃદયનુ વર્ણન[2]–હૃદયાકાશમા ઈન્દ્ર (મન) ઈન્દ્રાણી સાથે રહે છે આ હૃદયાકાશમા લાલરગનો જે પિંડ ભાગ છે તેમ જ ત્યા જે જાળ જેવો પડદો છે વગેરે વર્ણન છાતીમા રહેલા હૃદયને કેવી રીતે લાગુ પડે? એવી શકા સહજ થાય છે વળી ત્યા એક નાડી છે એમ કહેલુ છે તે કીયો અવયવ? અને તેમાથી મનનો સચાર જવુ આવવુ કેવી રીતે થાય છે? વગેરે પ્રશ્ન પણ ઉત્પન્ન થાય છે

---

विभ्रात बहुदोषाणा अहिताशुचिभोजिना ।
रजस्तमोभ्या विहते सत्वे दोषावृते हृदि ॥
चिन्ता उद्वेगादिभिस्तथा मनस्य याहत नृणामपस्मार प्रवर्तते ।
धमनीभि श्रिता दोपा हृदय पीडयन्ति हि ॥
(चरक चि अ १०–२ –, ४)

तैरावृताना हृत्स्रोतो मनसा सप्रबोधनम् । भिषक् कुर्यात्
(चरक चि १०–१ )

आभि क्रियाभि सिद्धाभि हृदय सप्रबुध्यत ।
स्रोतासि चापि शुध्यन्ति तत सज्ञा स विन्दति ॥
(चरक चि १ –४६ )

१ य एषो अन्तर्हृदये आकाश । तस्मिन्नय पुरुषो मनोमय । अमृतो हिरण्मय । अन्तरेणतालुके य एष स्तन इव अवलम्बते । से दयोनि । यत्रासौ केशान्तो विवर्तते । व्यपोह्य शीर्षकपाले भूरित्यग्नौ प्रतितिष्ठति ।

२ तयो रेष सस्तावो य एषो न्तर्हृदये आकाश । अथ एनयारेतदन्न य एषो न्तर्हृदये लोहितपिण्ड अथैनयोरेतत्प्रावरण यदेतदन्तर्हृदये जालकमिव । अथैनयोरेषा सृति सचरणी यैषाहृदयादूर्ध्वा नाड्युच्चरति यथा केश सहस्रधाभिन्न एवमस्यैता हिता नाम नाड्यो अन्तर्हृदये प्रतिष्ठिता भवन्ति एताभिर्वा एतदास्रवदास्रवति तस्मादेषप्रविविक्ताहारतर इवैवभवति।

ઉપરના બે ઉતારા ફક્ત દિગ્દર્શન માટે આપ્યા છે આ પ્રમાણેના જ ઉલ્લેખો બીજા અનેક વાક્યોમા મળી આવશે

આ ઉપરાત હૃદયવિષયક ઉપરની શકા થવામા યોગવાસિષ્ઠના નીચેના શ્લોકો પણ સહાયક થાય છે —

> ब्रह्मन् जगति भूताना हृदय तत्किमुच्यते ।
> इद सर्वं महादर्शे यस्मिन् त प्रतिबिम्बति ॥
> साधो जगति भूताना हृदय द्विविध स्मृतम् ।
> उपादेयं च हेय च विभागो य तयो श्रुणु ।
> इयत्तया परिच्छिन्ने देहे यद्वक्षसोऽन्तरम् ।
> हेय तत् हृदय विद्धि तनावेकतटे स्थितम् ॥
> सविन्मात्र तु हृदय मुपादेय स्थित स्मृतम् ॥

આ શ્લોકોનુ તાત્પર્ય—જેમ એકાદ મોટા અરીસામા તેની મર્યાદામા આવનાર સર્વ વસ્તુઓનુ પ્રતિબિંબ પડે છે તેમ આ બધી વસ્તુનુ પ્રતિબિંબ જેમા પડે છે પ્રાણીઓનુ તે હૃદય કીયુ ? એવો પ્રશ્ન પહેલા શ્લોકમા કર્યો છે.

છાતીમા રહેલા હૃદયમા વસ્તુઓના જ્ઞાનનુ કાઈ જ સાધન ન હોવાથી અને તેવો કોઇ જાતનો અનુભવ પણ ન આવતો હોવાને લીધે શકાકારે ઉપલો પ્રશ્ન કર્યો છે અને ગ્રથકર્તાએ નીચેના બે શ્લોકોમા તેનો સમાધાનકારક ઉત્તર આપ્યો છે કે હાલમા હૃદય શબ્દથી છાતીમા રહેલા હૃદયનો અર્થ સમજાય છે પણ તે એકજ હૃદયપ્રાણી શરીરમા છે એમ ન સમજવુ વસ્તુત પ્રાણીશરીરમા બે પ્રકારનુ હૃદય છે. યો‍ા, ચિત્તવૃત્તિ, જ્ઞાન, સ્મૃતિ, ચિંતન વગેરે બાબતનો વિચાર કરવાને પ્રસગે વક્ષસ્થલીન અનાહત હૃદય તરફ ધ્યાન આપવાનુ કારણ નથી મતલબ કે એવે પ્રસગે જ્ઞાનનુ સાધનભૂત અથવા બુદ્ધિનુ નિવાસસ્થાન એવુ જે સવિત્ હૃદય તેને સમજવુ ઉપરના વર્ણનથી એમ સમજાય છે કે ચરક, દશોપનિષદો વગેરે ગ્રથોના રચનાકાળે વક્ષસ્થલીન હૃદય અને જ્ઞાનનુ સાધનભૂત અથવા બુદ્ધિનુ નિવાસ સ્થાન હૃદય એ રીતે હૃદય શબ્દના બે અર્થ થતા હતા અને સદર્ભને અનુસરી જ્યા જે અર્થ યોગ્ય હોય ત્યા તે લેવામા આવતો હતો પરતુ યોગવાસિષ્ઠ ગ્રથની રચના થઈ ત્યારે તો આજ પેઠે ઉપર કહેલા બે અર્થમાથી બીજા અર્થની પ્રતીતિ બધ થઈ હોવાથી ઉપરના પ્રશ્નોત્તરનો પ્રસગ ઉપસ્થિત થયો એમ કહેવામા કાઈ હરકત નથી.

આ લેખના આરભે મૂકેના ચરકના ચાર વાક્યોમા આવેલા હૃદય શબ્દથી શરીરનો કયો અવયવ સમજવો તે બાબતમા મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથસેને જે વિવેચન કર્યુ છે તે નીચે ઉતાર્યુ છે —

यत्तु वैयके 'बुद्धेर्निवास हृन्य प्रदूष्य' तन्मस्तिष्कमूलान्तरिथताज्ञाचक्रागभूत ब्रह्महृदयाभिप्रायमेव योगिनो हि पट्चक्रनिरूपणे मस्तिष्कमूलस्थमाज्ञाचक्रमुपक्रम्य एतत्पद्मान्तराल निवसति चमन सून्मरुप प्रसिद्धम् । इति स्पष्ट माहु । न च मनोविरहिता बुद्धिरस्ति । श्रुतिश्च य एषो तर्हन्य आकाश तम्मिन्य पुरुषो मनोमय । इति ( तैत्तिरीय उपनिषत् षष्ठानुवाक ) य य सुश्रुतोद्धृत हृदय चतनास्थान उक्त सुश्रुत देहिनाम् । तमोभिभूते तस्मिंस्तु निद्रा विशति देहिनाम् ॥ इत्यादि प्राचीनवचन तदपि एतदभिप्रायमेव । जाग्रतस्तद् विकसति स्वपतश्च निमीलति ॥ इत्यादि निद्रादिति दिक् । न च मांसमयमेव वक्षस्थलीन हृदत्र तदिति वाच्य तद्धि न कथमपि तादृगल स्गाभिधेय भवितुमर्हति।

( પ્રત્યક્ષ શારીર ભા ૨ પા ૧ )

मस्तिष्कसेतु छन्निकाम यस्य ब्रह्महृदयम् Third ventricle of the Brain ( પા ૧૪ )

ઉપરના સસ્કૃત ઉતારાનુ તાત્પર્ય–ચરક જેવા પ્રાચીન વૈદ્યકીય ગ્રથમા હૃદયમા બુદ્ધિ છે એમ જે અનુભવથી વિરુદ્ધ જણાતુ ભાસે એવુ વાક્ય છે તે વક્ષસ્થલીન હૃદયનો નહિ પણ મગજના મૂળમા રહેલ આજ્ઞા ચક્રના અશ ભૂત બ્રહ્મ હૃદયનો બોધ કરે છે કારણ કે યોગશાસ્ત્રના ષટ્ચક્ર નિરૂપણ જેવા જે ગ્રન્થો છે તેમા મગજના મૂળમા રહેલ આજ્ઞાચક્રને ઉદ્દેશીને સ્પષ્ટ કહેલુ છે કે " આ પદ્મના મધ્યમા મન રહે છે " અને મનથી જુદી બુદ્ધિ નથી વળી બ્રહ્મહૃદયના અવકાશમા મનોમય પુરુષ રહે છે એમ તૈત્તિરીય શ્રુતિમા કહેલુ છે

જે પ્રમાણે बुद्धेर्निवास हृदय प्रदूष्य એ વાક્ય ચરકમા છે તે પ્રમાણે સુશ્રુતમા પણ " પ્રાણીઓનુ હૃદય ચેતના સ્થાન છે જાગૃત અવસ્થામા તે હૃદય વિકસિત હોય છે અને ઉંઘમા હોય ત્યારે બીડાઈ જાય છે " આવુ હૃદયનુ વર્ણન છે આ વર્ણન પણ વક્ષસ્થલીન હૃદયનુ ન હોઈને મગજના તળામા રહેલ બ્રહ્મહૃદયનુ છે કારણ કે વક્ષસ્થલીન હૃદયમા બુદ્ધિ, મન વગેરે ચેતન વસ્તુને રહેવાનુ સાધન નથી અને તેવો અનુભવ પણ આવતો નથી એટલે તમોગુણથી મન વ્યાપ્ત થતા ઉંઘ આવે છે જાગૃત દશામા મનવિકાસ પામે છે અને ઉંઘમા સકોચ પામે છે વગેરે વર્ણન વક્ષસ્થલીન હૃદયને લાગુ નથી પડતુ પણ બ્રહ્મ હૃદયને લાગુ પડે છે મતલબ કે આ પ્રકારના વાક્યોમા હૃદય એટલે મગજમા રહેલુ બ્રહ્મહૃદય Third ventricle of the brain

દશોપનિષદના ભાષાન્તર કર્તા પ્રો ભાનુએ પોતાના લેખમા કહ્યુ છે કે આ ત્રણ લેખોમા આપેલા દશોપનિષદના વાક્યો વડે દશોપનિષત્‌ના

સમયમા હૃદય એ સના મગજના એ. વિશિષ્ટ ભાગને હ મેશા લગાડવામા આવતી હતી ઉવારમા, મન બુદ્ધિ વગે મત કરણુ ચતુષ્ટય, જ્ઞાનેન્દ્રિયો અને તેના વિષયો, તેમજ બુદ્ધિ નિશ્ચય તર્ક વિગેરે વિશેષ જ્ઞાન એ બધુ મગજના જે ભાગમા હોય છે તે ભાગને હૃદય કહેવાની પ્રથા હતી પણ પછીના કાળમા માથામા હેલુ ય એ અથ લુપ્તપ્રાય થઈ ગયો અને હૃદય શબ્દથી ફક્ત વક્ષસ્થનીન હ યનો અથરુ થ ગ આ કારણથી યોગ વાશિષ્ઠકારને પોતાના ગ્રથમા साधो जगति भूतानां हृदय द्विविध स्मृतम् એવી સૂચના આપવી પડી અને હાલમા પણ જૂના ગ્રથો વાચતા આપણે એ સચના લક્ષમા રાખવાની છે પ્રો ભાનુએ કહેલી આ સચના લક્ષમા ન રાખતા આપણે—આધુનિક લોકો જેવા પ્રાચીન ગ્રથ વા ટેલા ઉ મા, અપસ્માર વગેરે રોગોમા ય પ્રદેશની સપ્રાપ્તિ એ માઇન્ડ ના પ નિ વાત છે એમ બેધડક કહીએ છીએ તેમજ મગજની રચના સબધી શારીરિક વસ્તુસ્થિતિનુ જ્ઞાન પ્રાચીનોને હોવુ જ નહી એમ માની લઈને અનેક પ્રકારની અવાસ્તવિક કલ્પના ( vaguest notions ) કર્યા શિવાય પ્રાચીન ગ્રથકા બીજુ શુ કરે ? એ રીતે ઉલટો તેઓનો ઉપહાસ કરીએ છીએ

આયુર્વેદમા વિશેષ એ કલ્પનિક છે આયુર્વેદમા કહેલુ યત્ત્યયાવત્ શારીર વર્ણ કેવળ કવિત્વ પનાત્મ હોઈને તેની પ્રત્યક્ષ સાથે બિલકુલ સુસગતતા નથી શરીરમા મૂળ પ્રમાણે પ્રત્યક્ષ દેખાતુ જ્ઞાનતંતુનુ વર્ણન પણ આયુર્વેદમા નથી આની આવી જાતની ગેરસમજુતી શાસ્ત્રીય પદ્ધતિ, પ્રમાણે ગ્રથ વગા વાનુ જ્ઞાન આપણને ન હોવાથી ફેલાઈ ગઈ છે એટલુજ નહિ પણ પ્રાચીન ગ્રન્થકારોને મા નવી શરીરની અ ગ્રહેલ જ્ઞાનતંતુ ( nerve )નુ નિશ્ચિત જ્ઞાન નહતુ એવુ પણ કહનાર લોકો બેધડક વિધાન કરે છે

આ લેખ લખતી વખતે પાશ્ચાત્ય ફિઝિઓલોજી (પ્રકૃતિ વિજ્ઞાનશારીર)મા તે દેશના પ્રાચીનો સબધી આ જાતનો જે એક ઉતારો મળી આવ્યો તે નીચે આપ્યો છે અને આ લેખના પ્રતિપાદન સાથે તેનો થોડો સબધ હોવાથી તેનુ તાત્પર્ય આપી તે ઉપરથી ઉપજતા કેટલા વિચારો આપ્યા છે

[1] "હાર્વેએ ઈ સ ૧૬૨૮ની સાલમા લોહીના સર્ક્યુલેશનની શોધ કરી તે પહેલા શરીરમા લોહીના ફરવા સબધે તથા શરીરમા લોહીના કાર્ય સબધે અનિશ્ચિત તથા અસ બદ્ધ અને કલ્પનાઓ પ્રચલિત હતી

1 Previous to the time of Harvey ( 1628 ) the vaguest notions prevailed regarding the use and movements of blood.

શુદ્ધ રક્તવાહિની ઉર્ફે આર્ટરીઝ Arteries એનાથી વાયુ વહે છે (આટરી અન્વર્થક સના) એમ કેટલાક લોકો કહે છે ત્યાર બીજા કેટલાક લોકો કહે છે કે આર્ટરી (ધમની)મા એક વિશિષ્ટ પ્રકારનુ સૂક્ષ્મતત્ત્વ (subtle essence) રહે છે, કે જેને પ્રાણીઓનો પ્રાણ કહેવ છે આ સૂક્ષ્મ તત્ત્વ (વાતસ્વરૂપી પ્રાણાપાન) પ્રાણીઓના મગજના પોલાણમા રહે છે અને પીનીઅલ નામની ગ્રન્થીમા રહેનારો જીવ આ પ્રાણાપાનનુ નિયમન કરે છે, એવી સમજણ પહેલા હતી પ્રાણીઓનો પ્રાણ મગજના પોલાણની આટરીઝમા શી રીતે રહે છે એ પ્રશ્નનો શરીર રચનાની દૃષ્ટિથી ઉકેલ ન સૂઝતા પૂર્વના લોકોએ આ બાબતમા કલ્પના સામ્રાજ્ય ચલાવ્યુ છે"

ઉપરના ફીઝીઓલોજીના વચન માટે દશોપનિષ ગ્રન્થોમા ઉપર કહેના હૃદય સબધી ઉતારા વાચવાથી નીચે પ્રમાણે વિચાર આવે છે

૧ ઉપરના વચનમાનુ વર્ણન મૂળ ગ્રીક ગ્રન્થમા રૂધિરાભિસ ણ સબધી જ છે કે કેમ?

૨ અહી વક્ષસ્થલીન હૃદયમાના પોલાણના નિર્દેશને બદલે મગજની અદરના પોલાણનો નિર્દેશ કેમ કર્યો છે?

૩ તેમજ પીનીઅલગ્લેન્ડ અને જીવનો સબધ શા માટે દર્શાવ્યો?

૪ એનીમલ સ્પીરીટસ—પ્રાણીઓના પ્રાણ વિષે ગ્રીક લોકોની કલ્પના કેવી હતી?

૫ આર્ટરી શબ્દનો ધાત્વર્થ શુ?

ઉપરની બાબતનો ચોક્કસ નિર્ણય થઈ શકે તે માટે તો મૂળ ગ્રીક ગ્રન્થો મેળવીને તેનુ અધ્યયન કરવુ જોઈએ છતા આ બાબતમા સામાન્ય

The arteries were supposed by some to contain air by others to contain a more subtle essence called animal spirits the animal spirits were supposed to start from the ventricles of the brain and they were controled by the soul which was situated in the pineal gland How the animal spirits got in the arteries was an anatomical detail which was bridged across by the imigination

Halliburton s Physiology 1915—p 227

• આયુર્વેદ મા ધમની શબ્દ ના મૂળ અર્થ વાત વહનનો છે અને આયુર્વેદીય ગ્રન્થકારોએ જ્ઞાનતંતુ (nerves'ના અર્થમા વાપર્યો છે ા પુ કે ધમનીમાથી શુદ્ધ રક્ત વહે છે એવા અર્થનુ એક પણ ના પ આયુર્વેદ મા મળતુ નથી અને શારીરની અન્ય શુદ્ધાશુદ્ધ રક્તવાહિની માટે રોહિણીસિરા અને નીલસિરા એવા બે શબ્દોની યોજના સુશ્રુત શારીર સિરાવર્ણ વિભક્તિ નામના સાતમા અધ્યાયમા કરના હોઈને ધમની વ્યાકરણ નામના નવમા અધ્યાયમા ધમની શબ્દથી જ્ઞાનતંતુ સ્થાન આવ્યુ કેમ પ્રાપ્ત થાત જ ?

રીતે સૂઝનારા વિચારો લોકો આગળ મુકવાથી આગળની વિચાર પ્રવૃત્તિને ઉત્તેજક થશે એમ લાગવાથી તે વિચારો અહીં રજુ કરી આ લેખ પૂરો કરીશ મતલબ કે વિચારમા યથાર્થતા કેટલી છે તે પુષ્કળ ચર્ચા પછી જ ઠરે એમ છે

૧ ગ્રીક તત્ત્વવેત્તા હીપોક્રેટીસ બે અઢીહજાર વર્ષ પહેલા હિંદુસ્તાનમા આવ્યો હતો અને તેણે આયુર્વેદકનુ સમાલોચન કર્યુ હતુ એવી લોકવાર્તા છે

૨ મગજની અંદરનુ પોલાણ પીનીયલ ગ્લેંડ અને જીવનો તેમા નિવાસ વગેરે વસ્તુ ઉપનિષદ અને આયુર્વેદીય ગ્રંથોમા કહેલુ ગર્વિત ... ય અથવા બ્રહ્મર ધ્ર એના વર્ણન સાથે ઘણુ મળતુ આવે છે તેમજ પ્રાણાપાનાદિ વાત મસ્તક વગેરે ભાગમા રહીને ધમનીઓદ્વારા જીવને સર્વ પ્રકારનુ જ્ઞાન કરી આપે છે તથા સર્વ પ્રકારની શારીરિક ક્રિયાની પ્રેરણા કરે છે મતલબ કે રૂધિરાભિસરણને પણ વાત પ્રેરક થાય છે એ જુદુ કહેવાની જરૂર નથી

શરીરની અંદરના પ્રાણાપાનાદિ વાત એ પ્રેરક, ધમનીઓ (nerves) એ મહત્ત્વ વાયુના શરીરમા વહનમાર્ગ અને આ બે સાધનોનો ભોક્તા જીવ ઇંદ્રિયોદ્વારા સર્વ વિષયોનો ઉપભોગ કરે છે અને તેને અનુકૂલ સર્વ પ્રકારની ક્રિયા ચલાવે છે એ જાતની આપણી પ્રાચીન વિચાર પરંપરા છે

૩ આટરી શબ્દનો વાયુવાહક અર્થ ... સાથે કાઇક સબધ હોવાને લીધે આયુર્વેદોક્ત ત્રૈદોષિક વાતના અને તેનુ પૂરણ કરનારી જે ધમનીઓના યોગ્ય જ્ઞાનનો પ્રચાર આપણે ત્યા પણ ન હોવાથી આયુર્વેદિક ગ્રંથોમાના આ વિષયના વર્ણન માટે આજે જે કલ્પનાઓ ચાલે છે તેની જ પ્રથમાવૃત્તિ અથવા પ્રતિબિંબ રૂપ ના ગ્રીકોઓલોજીના વચનમા દેખાય છે એમ પણ માનવુ પડશે

---

## જીવક કૌમારભૃત્યનુ ચરિત્ર

મહાવગ્ગ (૮-૧-૧)[૧] મા જીવ વૈદ્યનુ વિસ્તારથી જીવનચરિત્ર મળે છે જેનો સાર નીચે ઉતાર્યો છે—ભગવાન બુદ્ધના સમયની આ વાત છે એ વખતે વૈશાલી નગરીમા અમ્બપાલી નામની એક પરમ રૂપવતી અને ગીતવાદ્યમા ચતુર ગણિકા રહેતી હતી તે એક રાતના પચાસ કાર્ષાપણ[૨] લઈને પોતાને ચાહનાર પાસે જતી એક વખત રાજગૃહનો એક ગૃહસ્થ

૧ જુઓ રાહુલ સાંકૃત્યાયનનુ વિનયપિટક હિંદીભાષાતર સારનાથની મહાબોધિ સોસાયટીએ છપાવનુ ૧૯૩૫ પૃ ૨૬૯ થી ૨૭૪

૨ જૂના વખતમા એક રતલ સીક્કાને કાર્ષાપણ કહેતા

કોઈ કામ માટે વૈશાલી ગયો હશે તેણે ત્યાંથી પાછા ફરી રાજા બિમ્બીસારને કહ્યુ કે "દેવ વશાલી સમૃદ્ધ, શોભિત છે આપણે પણ ગણિકા ગખીએ તો સારૂ થાય" ત્યારે રાજાએ જવાબ આપ્યો કે 'તમે ગણિકા બનાવી શકો એવી કુમારી ખોળી કાઢો" એ વખતે રાજગૃહમા સાલવતી નામની એક રૂપવતી કુમારી હતી તે ગૃહસ્થે ગણિકા થવાને તૈયાર સાલવતી કુમારી રાજાને દેખાડી સાલવતી ગણિકા થોડા વખતમા નાચ, ગીત અને વાદ્યમા ચતુર થઈ ગઈ પછી પોતાને ચાહનાર પાસે એક રાતના સો કાર્ષા પણ લઈને જવા લાગી અમુક વખત પછી એ ગણિકા સગર્ભા થઇ પણ તેણે વિચાર કર્યો કે મારે જો મારી લોકપ્રિયતા જાળવી રાખવી હોય તો આ સગર્ભાવસ્થા છુપાવવી જોઈએ તેથી માદગીને બહાને પોતાને ત્યા માણસોને આવવાની બધી કરી અને પૂરે મહિને તેણે દીકરો જણ્યો ત્યારે તેણે પોતાની દાસીને કહ્યુ કે આ છોકરાને કચરાના સૂપડામા રાખી ઉકરડામા મુકી આવ હવે વહેલા પ્રભાતમા રાજાની પાસે જતા અભય કુમારે કાગડા ઓથી ઘેરાયેલા એ બાળકને જીવતુ જોઇને પોતાના માણસોને કહ્યુ કે આ બાળકને મારા અત પુરમા સ્ત્રીઓને ઉછેરવા આપી આવો તે બાળક જીવતુ હતુ માટે એનુ નામ જીવક રાખ્યુ અને કુમારે એનુ પોષણ કર્યુ માટે કુમાર ભ ત્ય-કૌમારભૃત્ય નામ પડયુ

આ જીવક કૌમારભૃત્ય મોટો થયો એટલે અભયકુમારને મળી તેણે કહ્યુ કે "કોઇ પણ જાતના શિલ્પ (વિદ્યાકળા) વગર નિર્વાહ થવો મુશ્કેલ છે માટે હુ પણ શિલ્પ શીખુ"

એ વખતે તક્ષશિલામા દિગત પ્રસિદ્ધ એક વદ્ય રહેતા હતા એટલે જીવક તક્ષશિલા જઈ એ વૈદ્યને મળ્યો અને તેને કહ્યુ કે

આચાર્ય ! "હુ શિલ્પ શીખવા ઇચ્છુ છુ" આચાર્યે કહ્યુ—"ભલે શીખો."

પછી જીવક કૌમારભૃત્ય ત્યા ભણવા મડયો તે તરત શીખી લેતો, તરત સમજી જતો અને ભણેલુ ભૂલી જતો નહિ એ રીતે ભણતા સાત વર્ષ થઈ ગયા ત્યારે જીવકને વિચાર આવ્યો કે ઘણુ ભણ્યો, ભણતા ભણતા સાત વર્ષ થઈ ગયા છતા આ શિલ્પ (વિદ્યા)નો તો છેડો જ આવતો નથી ક્યારે છેડો આવશે ?

પછી જીવક જ્યા તે વૈદ્ય બેઠા હતા ત્યા ગયો અને કહ્યુ "હુ ઘણુ ભણ્યો પણ આનો છેડો કયારે ? ' આચાર્યે કહ્યુ ' જીવક ! આ કોદાળી લે અને તક્ષશિલાની ચારે તરફ એક એક યોજન ફરીઆવ અને કાઈ અભક્ષ્ય દેખાય તે લઇ આવ "

"ઠીક, આચાર્ય! લીને એ ગયો પણ જીવકે એકેય અભૈષજ્ય ન જોયુ એટલે પાછા આવીને વૈદ્યને કહ્યુ કે—

"આચાય! તક્ષશિલાની ચારે તરફ એક એક યોજન ફર્યો પણ મે એકેય અભૈષજક ન જોયુ"

આચાય કહ્યુ "જીવક, તે ભણી લીધુ તારા નિર્વાહ માટે આટલુ પૂરતુ છે" આમ કહીને જીવક કૌમારભૃત્ય માટે આચાય થોડી વાટખર્ચી આપી અને જીવક એટલી વાટખર્ચી લઈ ત્યાંથી રાજગૃહ તરફ ચાલી નીકળ્યો પણ જીવકની આ થોડી વાટખર્ચી અયોધ્યા પહોચતા સુધી ગઈ એટલે જીવક કૌમારભૃત્યને વિચાર થયો કે અન્નપાન હિત જગલી તેમા જવાનુ છે માટે વાટખર્ચી કે ભાતા વગર જવુ ઠીક નથી તો વાટખર્ચી મેળવવાનો પ્રયત્ન કેમ ન કરૂ?

એ વખતે અયોધ્યાના નગર શેઠની સ્ત્રીને સાત વર્ષથી માથાના દુખાવાનુ દર્દ હતુ ઘણા મોટા મોટા દિગત વિખ્યાત વૈદ્યો આવી ગયા પણ આ દરદ મટયુ ન હતુ તેઓ બધા ઘણુ સોનુ (સોનાના સીક્કાઓ) લઇને ચાલ્યા ગયા ત્યારે જીવકે અયોધ્યામા દાખલ થઇને લોકોને પૂછયુ કે "અહીં એવો કોઈ રોગી છે કે જેની હુ ચિકિત્સા કરૂ? ત્યારે લોકોએ નગરશેઠની સ્ત્રીની ચિકિત્સા કરવાનુ સૂચવ્યુ

જીવક કૌમારભૃત્યે નગરશેઠના મકાન ઉપર જઇ દ્વારપાલ સાથે શેઠાણીને કહેવરાવ્યુ કે એક વૈદ્ય આવ્યો છે અને તમને જોવા ઇચ્છે છે એટલે દ્વારપાલે એ સદેશો શેઠાણીને પહોચાડયો પણ શેઠાણીએ એ વૈદ્ય જુવાન છે એમ જાણીને વિચાર્યુ કે ઘણા મોટા મોટા દિગત વિખ્યાત વૈદ્યો કાઈ નથી કરી શકયા ત્યા આ જુવાન વૈદ્ય શુ કરશે? ત્યારે જીવકે કહેવરાવ્યુ કે "તમે ચિકિત્સા કરાવી જુઓ અને પહેલા કાઈ ન આપશો ફાયદો થયા પછી ઠીક પડે તે આપશો" એટલે શેઠાણીએ જીવકને આવવાની હા પાડી

જીવકે શેઠાણીને તપાસી, રોગને ઓળખી શેઠાણીને કહ્યુ કે 'મારે થોડુ ઘી જોઇએ' શેઠાણીએ ઘી અપાવ્યુ એટલે અનેક ઔષધો વડે એ ઘીને પકાવીને એ ઘી શેઠાણીને ખાટલા ઉપર ચત્તી સુવાડી તેના નાકમા નાખ્યુ નાકમા નાખેલુ ઘી મોઢામા નીકળ્યુ એટલે પીકદાનીમા થુકેલા એ ઘીને એક વાસણમા રાખી લેવાની દાસીને શેઠાણીએ સૂચના આપી આ જોઈને જીવક કૌમારભૃત્યને થયુ કે આ બાઈ કેવી લોભી છે, થુકેલા ઘીને વાસણમા ભરાવે છે તો કેટલી લોભી હશે અને મે તો આ ઘીમા કીમતી ઔષધો નાખ્યા છે એની કીમત એ મને શુ આપવાની હતી! પણ શેઠાણી

જીવકના મનના વિચાર સમજી ગઈ અને તેણે આચાર્યને કહ્યુ કે "તમે ઉદાસ ન થશો આ ઘી દાસ લોકોના પગમા ચોળવા માટે તથા દીવામા બાળવા માટે સારૂ છે, માટે રાખ્યુ છે બાકી તમને આપવામા સકોચ રહેશે એમ ન માનશો"

આ રીતે જીવકે શેઠાણીના સાત વર્ષના જુના માથાના દર્દને એક જ નસ્યથી દૂર કર્યો એટલે શેઠાણીએ ખુશી થઈને જીવકને ચારહજાર આપ્યા તેના દીકરાએ પોતાની માને નીરોગ કરી એ માટે ચાર હજાર બીજા આપ્યા તેના દીકરાની વહુએ સાસુના આરોગ્ય માટે ચાર આપ્યા અને નગર-શેઠે ચાર હજાર, એક દાસ, એક દાસી અને એક ઘોડાનો રથ આપ્યો પછી જીવક એ સોળ હજાર, દાસ, દાસી અને અશ્વ રથ લઈને રાજગૃહ ગયા અને અભયકુમાર પાસે જઈ એ બધુ તેની આગળ ધરી કહ્યુ "આ મારા પેલા કામનુ ફળ છે તે તમે રાખો" પણ અભયકુમારે કહ્યુ "જીવક, એમ નહિ, એ તુજ રાખ અને મારી જ જગામા જ તારૂ મકાન બનાવીને રહે" એટલે જીવકે ત્યા જ મકાન બધાવ્યુ

એ વખતે મગધના રાજા બિબીસારને ભગંદરનો રોગ થયો હતો ધોતીયા લોહીથી ખરાબ થતા હતા અને એ જોઈને રાણીઓ મશ્કરી કરતી હતી કે રાજાને ઋતુ આવ્યુ છે હવે તેને ગર્ભ રહેશે અને પ્રસવ થશે પછી રાજાએ અભય રાજકુમારને કહ્યુ કે "અભય મને એવો રોગ છે કે ધોતીયા લોહીવાળા થાય છે અને રાણીઓ મશ્કરી કરે છે માટે મારી ચિકિત્સા કરે એવા વૈદ્યને શોધો"

ત્યારે અભયે પોતાના જુવાન વૈદ્ય જીવકની ભલામણ કરી અને રાજાએ પોતાની ચિકિત્સા કરવા માટે જીવકને મોકલવાની આજ્ઞા કરી અને અભયના કહેવાથી જીવક કૌમાર-ભૃત્ય નખમા દવા રાજા પાસે ગયો અને રાજા બિબિસારના ભગંદર રોગને એક જ લેપથી મટાડયો ત્યારે રાજાએ પાચસો સ્ત્રીઓને બધા અલકારો પહેરાવી પછી એ અલકારોનો ઢગલો કરાવી જીવકને કહ્યુ કે "આ પાચસો સ્ત્રીઓના અલકારો તમને આપુ છુ"

પણ જીવકે જવાબ આપ્યો કે "દેવ, મારા ઉપકારને યાદ રાખો એ જ બસ છે"

ત્યારે રાજાએ કહ્યુ "જીવક મારી હાજરી ભરો અને રણવાસ તથા બુદ્ધ પ્રમુખ ભિક્ષુસઘની (ચિકિત્સાદ્વારા) હાજરી ભરો"

જીવકે કબુલ કર્યું

એ વખતે રાજગૃહના નગરશેઠને સાત વર્ષથી માથાના દુખાવાનુ દર્દ હતુ ઘણા મોટા મોટા દિગત વિખ્યાત વૈદ્યો પણ એ રોગને દૂર નહોતા

અનેક ઔષધો વડે એવુ ઘી તયાર કર્યુ પછી વિચાર કર્યો કે રાજાને ઘી પીધા પછી પચતી વખતે ઓડકાર આવશે એટલે એ સમજી જશે કે ઘી પાયુ છે અને એ છે વેર (એનુ નામ ચડપ્રદ્યોત હતું તે આ લિ )એટલે મને મરાવી નાખશે માટે પહેલેથી એમ ન થાય એવો બંદોબસ્ત કરૂ એટલે પ્રદ્યોત પાસે જઈને કહ્યુ કે "મહારાજ, અમે વૈદ્ય છીએ, અને અમારે તો અમુક મુહૂર્તમા અમુક મૂળ ખોદી ઔષધિઓનો સગ્રહ કરવો પડે છે માટે જો આપ વાહનશાળામા આજ્ઞા આપી રાખો કે જીવકને જ્યારે જે વાહન જોઈએ તે ચડવા આપવુ, અને શહેરના દરવાનોને જ્યારે જીવક જાય ત્યારે જવા દેવાની આજ્ઞા આપો તો ઠીક સગવડ થાય" એટલે રાજા પ્રદ્યોતે વાહનશાળાઓમા તથા દરવાનોને એ પ્રમાણે આજ્ઞા આપી દીધી એ વખતે રાજા પ્રદ્યોતની ભદ્રવતિકા નામની દિવસમા પચાસ યોજન ચાલનારી હાથિણી હતી પછી જીવક કૌમારભૃત્ય રાજા પાસે ઘી લઈ ગયા અને "આ કષાય પીઓ" એમ કહીને ઘી પીવા આપ્યુ અને એ રીતે રાજાને ઘી પીવરાવી હાથીખાનામા જઈ ભદ્રવતિકા હાથિણી ઉપર સવાર થઈ શહેરમાથી નાસી છુટ્યા પણ પ્રદ્યોતને એ ઘી પીવાથી જ્યારે મોળ આવવા માડી ત્યારે તેણે પોતાના માણસોને કહ્યુ કે "દુષ્ટ જીવકે મને ઘી પીવરાવ્યુ છે માટે એને પકડો'

ત્યાર માણસોએ કહ્યુ કે "એ તો ભદ્રવતિકા હાથિણી ઉપર બેસી શહેરની બહાર નીકળી ગયો' એ વખતે અમનુષ્યથી ઉત્પન્ન થયેલો કાક નામનો એક દાસ રાજા પ્રદ્યોત પાસે હતો જે દિવસમા સાઠ યોજન ચાલી શકતો એટલે તેને રાજાએ હુકમ આપ્યો કે 'જા કાક વૈદ્ય જીવકને 'રાજા તમને પાછા બોલાવે છે' એમ કહીને બોલાવી આવ પણ આ વૈદ્ય લોકો ભારે માયાવી હોય છે માટે એના હાથનુ કાઈ લઈશ મા

પછી કાકે જીવક વૈદ્યને કૌશામ્બીમા જોયો અને તેણે જીવકને કહ્યુ 'રાજા તમને પાછા બોલાવે છે' પણ જીવકે કહ્યુ કે 'હા ઠીક, જરા બેસો હુ ખાઈ લઉ અને કાક તમે પણ ખાઈ લીઓ' પણ કાકે કહ્યુ કે રાજાએ વૈદ્યો મોટા માયાવી હોય છે માટે એના હાથનુ કાઈ ન લેવાની આજ્ઞા આપી છે )

એ વખતે જીવક કૌમારભૃત્ય નખથી દવા લગાડી આમળા ખાઈને પાણી પીતા હતા અને તેણે કાકને પણ કહ્યુ કે "તમે પણ આમળા ખાવ અને પાણી પીઓ' ત્યારે કાકે વિચાર કર્યો કે આ વૈદ્ય પોતે આમળા ખાય છે અને પાણી પીએ છે આમાથી કાઈ અનિષ્ટ થવાની બીક નથી કહીને તેણે અર્ધુ આમળુ ખાધુ અને પાણી પીધુ પણ તેણે ખાધેલુ

અર્ધું આમળુ ત્યાજ ઉતરી થઈને નીકળી ગયુ એટલે તેણે જીવક કોમાર ભૃત્યને પૂછ્યુ કે "આચાર્ય હુ જીવતો રહીશ ના ?"

ત્યા તેણે જવાબ આપ્યો કે "કાક, તુ ડર મા, તુ પણ નીરોગ થઈશ અને રાજા પણ નીરોગ થશે પણ એ રાજા ચડ છે વખતે મને મરાવી નાખે માટે હુ પાછો નહિ આવુ તુ આ ભદ્રવતિ હાથિણી લઈજા"

પછી ત્યાથી ચાલી જીવક રાજગૃહ પહોચી ગયા અને રાજા બિંબિસારને બધી વાત કરી રાજાએ કહ્યુ 'પાછો ન ગયો તે ઠીક કર્યુ એ રાજા ચડ છે વખતે તને મરાવી નાખત'

પણ રાજા પ્રદ્યોત સાજા થઈ ગયા પછી તેણે જીવક કૌમારભૃત્ય પાસે દૂત મોકલી કહેવરાવ્યુ કે "તમે અહીં આવો, મારે ઇનામ આપવું છે' પણ જીવકે જવાબમા કહેવરાવ્યુ કે "મહારાજ મારો ઉપકાર યાદ રાખે તો બસ છે'

એ વખતે રાજા પ્રદ્યોત પાસે લાખો શાલમા શ્રેષ્ઠ કહેવાય એવો એક શાલ જોડો શિબિ દેશમાથી મળેલો હતો પ્રદ્યોત રાજાએ એ શાલ જોડો જીવકને ભેટ મોકલ્યો

જીવકે વિચાર કર્યો કે રાજા પ્રદ્યોતે આજે શાલ જોડો જે મોકલ્યો છે એ ભગવાન બુદ્ધ કે રાજા બિંબિસાર સિવાય બીજાને યોગ્ય નથી એ વખતે ભગવાનનુ શરીર દોષગ્રસ્ત હતુ એટલે ભગવાને પોતાના શિષ્ય આનદને કહ્યુ કે "તથાગતનુ શરીર દોષગ્રસ્ત છે તથા વિરેચન લેવા ઇચ્છે છે'

એટલે આનન્દે જીવક પાસે જઈને કહ્યુ કે 'તથાગતનુ શરીર દોષગ્રસ્ત છે અને તેઓ જુલાબ લેવા ચાહે છે

ત્યારે જીવકે જવાબ આપ્યો કે "આનન્દ, ભગવાનના શરીરને થોડા દિવસ સ્નિગ્ધ કરો"

પછી ભગવાનના શરીરને થોડા દિવસ સ્નેહિત કર્યા પછી આનદે જીવકને જઈને કહ્યુ કે "હવે ભગવાનનુ શરીર સ્નિગ્ધ છે, હવે શુ કરવુ છે ?'

ત્યારે જીવકે વિચાર કર્યો કે ભગવાનને સાધારણ જુલાબ આપવો એ સારૂ યોગ્ય નથી એટલે તેણે ત્રણ ઉત્પલ હસ્ત (ચમચા) અનેક ઔષધોની ભાવના આપી તૈયાર કર્યા અને પછી ભગવાન પાસે જઈને એક ઉત્પલહસ્ત આપીને કહ્યુ કે આને ભગવાન સુઘશે એટલે એથી ભગવાનને દશ વાર જુલાબ થશે પછી બીજુ ઉત્પલહસ્ત સુઘશે એટલે બીજા દશ એ રીતે ત્રીજુ સુઘશે એટલે, કુલ ત્રીશ જુલાબનુ ઔષધ આપી અભિવાદન કરી, પ્રદક્ષિણા કરી જીવક ત્યા પણ મોટા દરવાજામાથી નીકળતા જીવકને

વિચાર આવ્યો કે "મે ભગવાનને ત્રીશ જુલાબ આપ્યા છે, પણ ત્રીશ જુલાબ તેમને થશે નહિ એક ઓછો થશે અને જુલાબ થયા પછી જ્યારે ન્હાશે ત્યારે પાછો એક જુલાબ થશે"

પછી ભગવાને જીવકના ચિત્તનો વિતર્ક સમજીને આયુષ્માન આનંદને કહ્યું કે "જીવ ને મોટા દરવાજામાંથી નીકળતા આવો વિચાર આવ્યો છે માટે ગરમ પાણી તૈયાર કરાવશો"

ત્યાંતો જીવકે મોટે દરવાજેથી પાછા આવીને પોતાનો વિચાર ભગવાનને જણાવ્યો અને ગરમ જલથી સ્નાન કરવાનુ કહ્યુ

પછી ભગવાને ગરમ પાણીથી સ્નાન કર્યુ અને નાહ્યા પછી તેમને પાછો એક જુલાબ થયો આ રીતે ભગવાનને પૂરા ત્રીશ જુલાબ થયા ત્યારે જીવકે ભગવાનને કહ્યુ કે 'જયાસુધી ભગવાનનુ શરીર સ્વસ્થ નહિ થાય ત્યાંસુધી હુ યૂષ આપીશ'

ભગવાનનુ શરીર થોડા વખતમાજ સારૂ થઈ ગયુ પછી જીવક પેલો શિબિ દેશના શાલ જોટો લઈ ભગવાન પાસે આવ્યો અને અભિવાદન કરી એક ખૂણામા બેસી બોલ્યો કે હુ ભગવાન પાસે એક વર માગુ છુ ત્યારે ભગવાને જવાબ આપ્યો કે તથાગત વરથી પર છે"

ત્યાર જીવકે કહ્યુ જે યુક્ત હોય અને નિર્દોષ હોય તો?

ત્યારે ભગવાને કહ્યુ—

'જીવક બોલો

જીવકે કહ્યુ—

ભગવાન મને ભિક્ષુસઘ પાંસુકૂલિક (જૂના કપડા, ઝાડની છાલ વગેરે પહેરનાર) છે અને મને આ શાલ જોટો રાજા પ્રદ્યોત તરફથી મળ્યો છે હવે મારી વિનતિ છે કે ભગવાન આ મારા શિબિના શાલ જોટાનો સ્વીકાર કરે અને ભિક્ષુ સઘને પણ ગૃહસ્થો પાસેથી મળેલ ચીવર (વસ્ત્ર) લેવાની રજા આપે'

ભગવાને શિબિના શાલજોટાનો સ્વીકાર કર્યો અને ભિક્ષુસઘને બોલાવી ગૃહસ્થો પાસેથી ચીવર વાપરવાની રજા આપી એજ રીતે જીવક કૌમાર ભૃત્યને કાશીરાજ પાસેથી મળેલ કીમતી ક્ષૌમકબલ (અળસીની છાલના રેસાનુ બનેલુ વસ્ત્ર) તેણે ભગવાનને ભેટ આપ્યુ અને ત્યારથી ભગવાને કબલ વાપરવાની છૂટ આપી

અહીં મહાવગ્ગની જીવક કથા પુરી થાય છે

---

# શ્રી શંકરદાજી શાસ્ત્રીપદે સ્મારકના ફંડ માટે વૈદ્યસમુદાય પાસે પ્રાર્થના

વૈદ્યોથી એ વાત અજાણી નથી કે આજથી પચીસ વર્ષ પહેલા વૈદ્ય સમુદાયની કોઈ સંસ્થા નહોતી તેમ વૈદ્યોના લાભ માટે સંગઠિતરૂપ કાંઈ થતુ નહોતુ દિનપ્રતિદિન દાક્તરોની સંખ્યા વધતી જતી હતી અને તેઓ સંગઠિત થઈને આયુર્વેદને ઉખેડી નાખવા ચાહતા હતા એ વખતે આયુર્વેદ સંસારની જે અધોગતિની દશા હતી તેનો સૌથી પહેલો અનુભવ જો કોઈએ કર્યો હોય તો એ શ્રી શંકરદાજી શાસ્ત્રીપદે એ કર્યો તેઓએ સમય વર્તીને આયુર્વેદની રક્ષા માટે જે આરંભ કર્યો તે આજસુધી વૈદ્યોની રક્ષાનુ સાધન થઈ રહ્યો છે તેના દ્વારા સ્થપાયેલ અખિલ ભારત આયુર્વેદ મહામંડલ આયુર્વેદની તથા વૈદ્યોના અધિકારોની રક્ષા માટે જે રીતે લડી રહ્યુ છે તે આજે કોઈથી છુપુ નથી અને એજ સંસ્થાદ્વારા સ્થપાયેલ વિદ્યાપીઠે હજારો વિદ્યાર્થીઓ ઉત્પન્ન કરીને આયુર્વેદનુ ગૌરવ જાળવી રાખ્યુ છે શ્રી શંકરદાજી શાસ્ત્રીપદે એ આયુર્વેદ સંસાર ઉપર જે ઉપકાર કર્યો છે તેને કોઈ વિચારશીલ વૈદ્ય ભૂલી શકે એમ નથી પણ જે વૈદ્યે આયુર્વેદ સંસારની અને આયુર્વેદની આટલી સેવા કરી તેને માટે આપણે કાંઈ જ ન કરવુ એ તો ઘણુ શરમાવનારુ છે સંસારમા જે મહાપુરુષોએ આ રીતે કલ્યાણનો માર્ગ દેખાડયો છે, જેઓએ પોતાના સમાજ અને જાતિની રક્ષા કરી છે તેઓને સંસાર પૂજે છે તો પછી આવા મહાપુરુષોની યાદગીરી કાયમ રાખવા માટે કાંઈક કરવાની વૈદ્યમાત્રની ફરજ નથી?

આ વિચારથી પ્રેરાઈને અ ભા આયુર્વેદ મહામંડળે ગયા વર્ષના અમદાવાદના વૈદ્યસંમેલનમા નીચેનો ઠરાવ પસાર કર્યો છે—

આ સંમેલન ઠરાવે છે કે આયુર્વેદ મહામંડળના સંસ્થાપક શ્રી શંકરદાજી શાસ્ત્રીપદેનુ એક સ્થાયી સ્મારક બનાવવુ અને આ કાર્ય માટે થોડો વિચાર કર્યા પછી નીચેના સજ્જનોની એક કમિટી નીમવામા આવી

સંયોજક—સ્વામી હરિશરણાનંદ અમૃતસર વૈદ્ય પં કૃષ્ણશાસ્ત્રી કવઠેકર બી એ પૂના, શ્રી પં વાસુદેવ મહશબ્દે શાસ્ત્રી ઉજ્જૈન, શ્રી વૈદ્ય ચુનીલાલજી વડોદરા, શ્રી ત્ર્યંબક શાસ્ત્રી ઓંધકર પૂના

સ્મારકરૂપમા પદે શાસ્ત્રીનુ નામ પણ રહે અને તેઓની જે હાર્દિક અભિલાષા હતી તે પાર પાર પડે એવી કોઈ યોજના તૈયાર કરવાનુ કામ આ વ્યક્તિઓને સોંપવામા આવ્યુ હતુ આ કાર્ય માટે વૈદ્ય સમુદાય પાસે માગણી કરીને પૂરતુ ફંડ એકઠુ કરવાનો અમે ઠરાવ કર્યો છે

અમદાવાદમા સમ્મેલન વખતે વૈદ્ય પ રામપ્રસાદજી દ્વારા અપીલ કરવામા આવી હતી અને તેને પરિણામે આ સ્મારક ફડમા સહાયતાના અનેક વચનો મળ્યા હતા (જુદી જુદી રકમ આપનારાઓના નામો સ પત્રિકાના પ્હેલા અકમા છપાઈ ગયા છે)

આ શિવાય શ્રી પ ઠાકુરદત્તજી શર્મા અમૃતધારા, લાહોર તેઓએ જાહેર કર્યુ છે કે શકરદાજી શાસ્ત્રીપદેના સ્મારકમા જે વ્યક્તિ આયુર્વેદાચાર્યની પરીક્ષામા પ્રથમ આવશે તેને એક સુવર્ણપદક પોતા તરફથી આપવામા આવશે અને એને પૂરતા પૈસાની ગોઠવણ પોતે કરશે (શર્માજીના ટ્રસ્ટદ્વારા એની પણ વ્યવસ્થા થઈ ગઈ છે)

હવે અત્યારે આવશ્યકતા શેની છે તે જોઈએ શ્રી શકરદાજી શાસ્ત્રીપદેની ઈચ્છા એવી હતી કે (૧) ભારતના વૈદ્યો પ્રાચીનકાળની પેઠેજ સર્વગુણ સપન્ન થાય (૨) અને તેઓ સગઠન કરીને આધુનિક વિચાર પદ્ધતિને અનુકૂળ થાય અને આયુર્વેદના શિક્ષણ માટે પ્રાચ્ય પાશ્ચાત્ય સર્વ વિષયોથી યુક્ત વિદ્યાલય સ્થપાય

જો કે પોતાના જીવતાજ તેઓ આ વસ્તુનો આરભ પૂર્ણ ન કરી શક્યા તેઓની મહત્વાકાક્ષાઓ એમના હૃદયમાજ રહી ગઈ પણ હવે મહામડળે તેઓની અભિલાષાઓ પૂર્ણ કરવા માટે તેઓના વિચારોને કાર્યરૂપમા પરિણત કરવાનો નિશ્ચય કર્યો છે આ સ્મારક ફડની યોજના એ માટે કરવામા આવી છે અને ન'એ તેટલુ ફડ એકઠુ થતા નીચે લખેલી યોજનાઓને અમલમા મુકવાનો નિશ્ચય કર્યો છે —

૧ યોગ્ય વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવી

૨ અનુસધાન (શોધખોળ) કરનારાઓને શોધખોળ માટે મદદ આપવી

૩ સ્થાયી આદર્શ આયુર્વેદ વિદ્યાલય સ્થાપવુ

**આયુર્વેદ વિદ્યાલયની યોજના**—આયુર્વેદ વિદ્યાલયની યોજનાનો આરભ તો ૧૯૧૭ના નવેમ્બર માસમા થઈ ગયો હતો દેહલીમા ભારતભરના નરેશોની પ્હેલી કોન્ફરન્સ ૧૯૧૭ના નવેમ્બરમા મળવાની હતી તે વખતે મહામડળના કાર્યકર્તાઓના પ્રયાસથી એક ડેપ્યુટેશન આયુર્વેદ વિદ્યાલય માટે ફડની માગણી કરવા રાજાઓ પાસે દેહલી પહોચ્યુ હતુ જેમા નીચેના વૈદ્યો હતા

સ્વ પ ડી ગોપાલાચાર્લુ મદ્રાસ સ્વ વૈદ્ય પચાનન પ જટાશકર લીલાધર ત્રિવેદી અમદાવાદ, આયુર્વેદ માર્તંડ શ્રી લક્ષ્મીરામ સ્વામી જયપુર, મ મ કવિરાજ ગણનાથસેન કલકત્તા, કવિરાજ યામિનીભૂષણ સેન કલકત્તા, સ્વ યોગીન્દ્રનાથ સેન, સ્વ ત્તા શ્રી સુધી નાન સેન કલકત્તા, પ ઠાકુરદત્ત શર્મા અમૃતધારા લાહોર, રાજવૈદ્ય પ રામપ્રસાદજી પતીઆળા, ડા પ્રસાદી

લાલજી, ૫ શ્રી રઘુવર દયાલુજી ભટ્ટ વૈદશાસ્ત્રી કાનપુર, શ્રી ૫ જગન્નાથ પ્રસાદ શુકલ પ્રયાગ, સ્વ નિવારણચંદ્ર ભટ્ટાચાર્યજી દેહલી

આ બધા વૈદ્યો ડેપ્યુટેશનરૂપે રાજામહારાજાઓને મળ્યા અનેક રાજાઓએ આશ્વાસન આપીને ઉત્સાહ વધાર્યો અને નીચેના રાજાઓએ નીચે પ્રમાણે રકમો ભરી

૩ ૩૦૦૦ અલવર નરેશે એ વખતે જ આપ્યા

૩ ૧૬૦૦૦ શ્રીમાન્ રીવા નરેશે આપવાનુ વચન આપ્યુ

૩ ૫૦૦૦ આપવાનુ જયપુર નરેશે વચન આપ્યુ અને ડુંગરપુર નરેશ તથા જયપુર નરેશે તો આ વિદ્યાલયના સંરક્ષક બનવાનુ કબુલ કર્યું આ ઉપરાત શ્રીમાન્ ૫ તમચિવ ભોર આદિ અનેક રાજાઓએ સહાયતા આપવાનુ વચન આપ્યુ હતુ

પરતુ દીલગીરીની વાત એટલી જ છે કે એ વખતે વૈદ્યોની શિથિલતાના કારણથી આ બધી મહેનત ધૂળમા મળી ગઇ કોઇએ પાછળથી આ કાર્ય માટે પોતાનો સમય ન આપ્યો અને કાઈ કાર્ય ન થયુ

હવે આ યોજનાને સ્મારકરૂપમા ફરી સજીવ કરવાનો યત્ન કર્યો છે જો ભારતના ઉદ્યોગી વૈદ્યો આ કાયમા સાથ આપશે તો કામ મુશ્કેલ નથી ઉક્ત નરેશો તથા બીજા શેઠીઆ શાહુકારો પાસેથી મદદ મળવાની આશા છે શુ વૈદ્યસમાજમા એક આયુર્વેદ વિદ્યાલય સ્થાપવાની પણ યોગ્યતા નથી?

નિવેદક–સ્વામી હરિશરણાનન્દજી
શ્રી શંકરદાજી શાસ્ત્રીપદે સ્મારક સમિતિ સંયોજક

---

# वैद्यक त्रैमासिक

વૈદ્યક નામનુ એ ત્રૈમાસિક એનોપથીક વૈદકના વિષયોનો દેશી ભાષા દ્વારા પ્રચાર કરવાના સ્તુત્ય ઉદ્દેશથી આ વર્ષ શરૂ થયુ છે તેનુ વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે રૂ ૪ છે અને છુટક અકની કિંમત રૂ દોઢ છે દેશી ભાષા દ્વારા દાક્તરી વિષયોની ચર્ચા કરનારૂ આ પ્હેલુ સામાયિક છે એમ ધારૂ છુ (બગાળામા કોઈ નીકળતુ હોય તો ખબર નથી)

આ સામાયિકનુ સંપાદન એક સંપાદક મંડળ દ્વારા થાય છે જેમા કાર્યકારી અને સહકારી એમ બે જાતના અધ્યક્ષ, ઉપાધ્યક્ષ અને સદસ્યો છે ગોવર્ધનદાસ મેડીકલ કોલેજ પરેલના અધ્યાપકોએ પોત પોતાના ખાસ વિષયનો ભાર ઉપાડી લીધો છે સંયુક્ત મંત્રી તરીકે પ્રો આનંદ શ્રીધર

પણજપે એમ ી ી ટી એમ એ ડ એચ તથા ગણેશ માધવ ટકનકર એમ બી બી એસ એ બે કામ કરે છે

જયા આ રીતે તે તે વિષયના નિષ્ણાતો અને અધ્યાપકો—જેઓ પોત પોતાના વિષયમા અદ્યતનીય હેવાનો—ઉત્લા વિચારો જાણી લેવાનો ચાનુ પ્રયાસ ર્યો ક છે તઓના લેખો આવતા હોય ત્યા એની તે તે વિષયના જિજ્ઞાસુ માટે ઉપયુક્તતા નિશ્ચિત હોય વળી કેટલાક લેખો સ્વતંત્ર છે જ્યારે કેટલાક જર્મન વગેરે ભાષામા પ્રકટ થતા વૈદ્યક સામાયિકમાથી અનુવાદ રૂપ પણ છે

આ ત્રૈમાસિકના લેખોની વિગતમા ઉતરવાની ઈચ્છા નથી તેમ જરૂર પણ નથી અહીં આ સામાયિકનુ અવલોકન કર્યું છે તે પણ એની વૈદ્યકીય ઉપયોગિતા દર્શાવવા નહિ પણ મરાઠી ભાષામા આ પ્રકારનો આ પહેલો પ્રયત્ન છે એ હકીકતની નોંધ લેવા દેશી ભાષાના વિકાસની દૃષ્ટિએ મારા ચિત્તમા આ પ્રયત્ન ઘણો મહત્ત્વનો છે ગુજરાતી દાક્તરો શુ આ રીતે એલોપથીનુ એક ગુજરાતી સામાયિક ન ચલાવી શકે ?

પરિભાષાની મુશ્કેલી સામાન્ય છે આ સંપાદક મંડળે પરિભાષાની તદ્દન સુવ્યવસ્થિત કે સર્વમાન્ય નહિ પણ એક કામચલાઉ યોજના કરી છે અને અત્યારે દેશી પારિભાષિક શબ્દની બાજુમા અગ્રેજી પર્યાય મુકીને કામ ચલાવે છે પણ ધીમે ધીમે સુઘટિત પરિભાષાનો વિકાસ થશે એવી આશામા કશુ વધારે પડતુ નથી

મોટે ભાગે તો દાક્તરોમા જ આ ત્રૈમાસિક વચાશે એલોપથીના અંગ્રેજી માસિકો જેટલુ આ મરાઠી ત્રૈમાસિક વચાશે ખરુ ? ગુજરાતી, બંગાળી, પંજાબી મદ્રાસી—યુરોપીયનો અત્યારે બાજુએ રાખીએ—દાક્તરો આ મરાઠી વાચી સમજી શકશે ? અને કેવળ મરાઠી દાક્તરોની સંખ્યા કેટલી ? અલબત્ત ગોવર્ધનદાસ મેડીકલ કોલેજ તરફથી નીકળે છે એટલે એ કોલેજના વિદ્યાર્થીઓ વાચશે ખરા ?

બાકી સામાન્ય લોકો—ઇસ્તારી શિક્ષિત વર્ગના લોકો વાચે કે સમજી શકે એમ હુ તો માનતો નથી દેશી વૈદ્યો પણ નહિ વાચે (કોઈક અપવાદ નીકળે એ સંભવની ના નથી) બધુ જોતા આ પ્રયોગ કેટલો સફળ થાય છે એ જોવાનુ છે

છેવટ આ ત્રૈમાસિકના સંપાદક મંડળની દૃષ્ટિ વિષે બે શબ્દો (૧) વૈદ્ય એટલે દેશી મુખ્યત્વે આયુર્વેદિક ચિકિત્સક અને દાક્તર એટલે એલોપથિક ચિકિત્સક એ પ્રમાણે સાધારણ સમજણ છે કોઈ વૈદ્ય પોતાને દાક્તર

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલું

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી ચર્ચનારૂં વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૦ | અંક ૨

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥

માગશર ૧૯૯૩

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
ઠે. ભવાની ૧૩ મુંબાઇ-૧૪

શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
સમજવાનું શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂ ૨-૦-૦ | લાયબ્રેરીઓ માટે ૧-૮-

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत–
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्यः

પુસ્તક ૨૦ મુ ]          માગશર ૧૯૯૩          [ અંક ૭


## કાશીનુ છવીશમુ નિ ભા વૈદ્ય સમ્મેલન

૧૯૩૬ ડીસેમ્બરની ૧૮–૧૯–૨૦ આ ત્રણ દિવસોમા ૨૬ મુ નિખિલ ભારતવર્ષીય વૈદ્ય સમ્મેલન કાશીમા ભરાવાનુ હતુ. આ યુગ–ભગાઈ જયુ પ્રમુખસ્થાને ગૂજરાતના વયોવૃદ્ધ સુ શ્રી નાગરદાસ ડરભાઈ બીરાજવાના હતા એટલે ગૂજરાતના વૈદ્યો સારી સખ્યામા હોય જ હુ પણ પ્રમુખશ્રીના આગ્રહથી અને મારા પૂ ગુરૂશ્રી અમૃતલાલભાઇની આજ્ઞાથી કાશી જવા તયાર થયો હતો ૧૫ મીએ હુ પ્રમુખાદિ મડળીને અમદાવાદ જઈ મળ્યો અમદાવાદથી આશરે ૭૫–૮૦ વદરાજો પ્રમુખશ્રીની સાથે જવા તયાર હતા સ્ટેશન પર પ્રમુખશ્રીનો ભાવભીનો સત્કાર થયો, પછી ધન્વતરી ભગવાનની જય સાથે ગાડીએ અમદાવાદ છોડયુ

અમદાવાદ ઉપરાત સુરત, ગોધરા, નડિઆદ, પેટલાદ વગેરેથી પણ વદરાજો આવ્યા હતા એકદર ગૂજરાતના વૈદરાજોએ ગૂજરાતી પ્રમુખની શોભામા ઠીક વૃદ્ધિ કરી એમ કહુ તો તે ખોટુ નથી

૧૬ મીએ રાત ૧૦॥ વાગે દિલ્હી પહોચ્યા પ્રમુખશ્રીએ અગાઉથી લાડુ, દાળ,ભાત, શાકની રસોઈ તૈયાર રખાવેલી એટલે આ મધુર રસે ‘અધ્વરમ’ ઠીક ઠીક ઓછો કર્યો એ રાત અને ૧૭ મીએ સાજે ૫ વાગ્યા સુધી અમો બધા દિલ્હીમા રોકાયા અને દિલ્હી ઠીક ઠીક જોયુ તિબ્બી કોલેજ ઘણા ઓછાએ જોઇ હશે એમ મને લાગે છે !

૧૭ મીએ સાજે ૫॥ વાગે દિલ્હી છોડી ૧૮ મીએ સવારમા ૮ વાગે કાશી પહોચ્યા દિલ્હીથી અમારા સઘમા કરાચીવાળા નિમનપૂર્વાભિમાની, વિનોદશીલ વૈદરાજ સુખરામદાસજી, રાવલપિંડીવાળા પ મસ્તરામજી, દિલ્હીના ઘનાનદ પત ઇત્યાદિ વૈદ્યો પણ સામેલ થયા હતા કાશી સ્ટેશન

પર કવિરાજ પ્રતાપસિંહ અને બીજા પ- વૈદ્યો સ્વાગત માટે આવ્યા હતા સામાન સ્વયંસેવકોને સોંપી વૈદ્યો ઘણા ખરા વિશ્વવિદ્યાલયમા પહોંચી ગયા થોડા ઘણા ટાઉનહૉલમા જમા થયા અને ત્યા આગળ પ્રમુખશ્રીનુ સ્વાગત થયુ ત્યાંથી ચાર શ્વેત અશ્વ જોડેની ગાડીમા પ્રમુખશ્રીને સરઘસ આકારમા ફેરવ્યા પ- હાથીઓ રાખેલા તે ઉપર સમાનિત વૈદ્યો મોટા ભાગમા આરૂઢ થયા હતા મિલિટરી બેન્ડના સરોદ સાથે અને ઠાઠમાઠથી સરઘસ શહેરમાથી વિશ્વવિદ્યાલયમા આવ્યુ ગેસ્ટ-હાઉસમા પ્રમુખશ્રીનો ઉતારો હતો

કવિરાજશ્રી ગણનાથ સેન, અષ્ટાંગ આયુર્વેદ મહાવિદ્યાલયના પ્રિન્સિપાલ (m a m b) સર્જનનિધિના લેખક શ્રી ભૂદેવ મુખોપાધ્યાય (m a) આયુર્વેદ મહામહોપાધ્યાય શ્રી ભાગીરથી સ્વામી-આટલા કલકત્તાથી પધાર્યા હતા ગત વર્ષના પ્રમુખશ્રી છાંગાણીજી, પતિયાલાના રાજવૈદ્ય રામપ્રસાદજી, રાવલપિંડીના મસ્તરામજી અમૃતસરના હરિશરણાનંદજી, કાનપુરથી ડો પ્રસાદીલાલ ઝા પ્રયાગથી શ્રી જગન્નાથપ્રસાદ શુકલ મદ્રાસથી ગવર્નમેંટ આયુર્વેદ કાલેજના ચીફ મેડિકલ ઑફિસર ડો રાવ-આવા જાણીતા વૈદ્યરાજો ત્યા પધાર્યા હતા મહારાષ્ટ્રનો એક પણ વૈદ્ય આવ્યો ન હતો એ ખાસ ધ્યાન ખેંચતુ હતુ જયપુરવાળા લક્ષ્મીરામ સ્વામી અને મુ જાદવજીભાઈ આ બન્નેની ગેરહાજરી પણ ધ્યાન ખેંચતી હતી

પ્રમુખશ્રીનુ ભાષણ સંસ્કૃત, હિન્દી અને અંગ્રેજી - ત્રણ ભાષાઓમા છપાયેલુ વહેંચાયુ હતુ ભાષણમા ખાસ વૈશિષ્ટ્ય મને નથી જણાયુ

સ્વાગત પ્રમુખ મહામના પં માલવીયાજીનુ ભાષણ છપાઈને વહેંચાયુ ન હતુ મ્હોડેથી જ માલવીયાજી બોલતા હતા તેમના ભાષણનો સાર આ હતો —

" હુ આપ સૌનુ સાનંદ પૂર્વક સ્વાગત કરુ છુ જે વિદ્વાનો આટલે દૂર પરિશ્રમ અને ધન વ્યય સહન કરીને આવ્યા છે તેમનો હુ કૃતજ્ઞ છુ આ ધન્વંતરી નગરી છે અને અહિંઆ આ વૈદ્ય સમેલન થઈ રહ્યુ છે એથી મને અત્યંત હર્ષ થાય છે જે સારા સારા વૈદ્યો અહિં નથી આવ્યા તેથી મને ખેદ થાય છે પંચાનન શાસ્ત્રી શ્રી શંકરજી મહારાજ, લક્ષ્મીરામ સ્વામીજી અને જાદવજી મહારાજ - આ ધુરંધર વૈદ્યરાજો અહિંઆ આવ્યા નથી એથી મને દુઃખ થાય છે આ વૈદ્યસમેલનનુ ૨૬ મુ અધિવેશન છે ગત ૨૫-૨૬ વર્ષોમા આયુર્વેદે ભારે ઉન્નતિ કરી છે ઘણાઓએ આયુર્વેદનો લાભ ઉઠાવ્યો છે પ્રાચીન કાલમા આયુર્વેદનુ શિક્ષણ આપવા માટે ઘણો અચ્છો પ્રબંધ હતો કારણ કે રાજા મહારાજાઓ તરફથી એને સારી સહાય

મળી રહેતી પશ્ચિમની સભ્યતાએ અમારી આ આયુર્વેદ શિક્ષાના સુપ્રબધને બગાડી નાખ્યો છે દેશી રાજાઓ આયુર્વેદને મહત્વ આપતા હતા, અગ્રેજોએ ડોકટરી ચિકિત્સા ચલાવી અને એના ગૌ ન ઉપર કુઠારાઘાત કર્યો આયુર્વેદની શિક્ષા માટે આપણા લોકોએ બહુ સારૂ કાર્ય કર્યુ છે છતા હજીયે ઘણુ કામ બાકી રહ્યુ છે જે માણસો થોડુ કામ કરી સતોષ પામી બેસી જાય છે તેને લોકો કાયર કહે છે આપણે કાયર બનવા નથી માગતા પરતુ દિન પર દિન જેટલુ આગળ વધાય એટલુ વધવા માટે દૃઢ નિશ્ચયી બન્યા છીએ

"આયુર્વેદના મહત્વને બતાવવા જેસલુ એ તો સૂર્યને દીવો બતાવવા જેવુ છે ૨૦૦૦ વર્ષો પહેલા અલેકઝાડર અહિંથી પોતાની સાથે વૈદ્યો લઈને ગયો હતો જે દરદીઓને ગ્રીસના વૈદો સારા કરી શકયા ન હતા તે દરદીઓને આપણા એ ભારતીય ચિકિત્સકોએ સારા કરી આયુર્વેદની વિજય પતાકા દૂરના દેશોમા ફરકાવી હતી બૌદ્ધકાળમા પણ આયુર્વેદનુ મહત્વ ઘણુ હતુ

"આજ અનેક હજાર વિદ્યાર્થીઓએ આયુર્વેદની પરીક્ષાઓ પસાર કરી હશે બિહાર, સયુક્ત પ્રાત, મદ્રાસ, ગીલાન આદિ સ્થાનોમા આયુર્વેદનુ શિક્ષણ દેવા માટે સસ્થાઓ ખોલવામા આવી છે ૧૯૨૫ થી ગવર્નમેટ પણ આ સસ્થાઓમાની કેટલીકને મદદ દઈ રહી છે દેશી રાજ્યોમા પણ આવી સસ્થાઓ ખડી થઇ છે ઔષધો બનાવવાને માટે પણ ઠીક ઠીક પ્રબધ થયો છે આ બધી વાતો પાછલા ત્રીસ વર્ષોના થએલી છે પરતુ હમોને આટલાથી સતોષ નથી અમેરિકા, જર્મની, સ્વિટઝર્લેન્ડ વગેરેના લોકોએ આયુર્વેદમા કેટલી પ્રગતિ સાધી છે? એ લોકોએ રોગ ન થાય એ માટે, રોગ થયા પછી તે મટાડવા માટે અને સર્જરીમા આશ્ચર્યકારક પ્રગતિ કરે છે એ લોકોના મુકાબલે આપણે કયા છીએ? એ લોકો પાસે જે વિદ્યા છે તે બધી આપણે શીખી લઈને આપણી ઉન્નતિ સાધવી જોઈએ કેવળ હિંદી ભણેલાઓ પણ આયુર્વેદને અપનાવી શકે છે આયુર્વેદની પર્પટી દ્વારા ૨૦ થી ૨૫ શેર દૂધ પીવડાવીને મડદા જેવા દરદીને હૃષ્ટ પુષ્ટ બનાવવામા આવે છે આપ લોકો આયુર્વેદમા એટલી ઉન્નતિ સાધી લો કે યુરોપના લોકોને તે શીખવા માટે આપની પાસે આવવુ પડે અને જુએ કે આયુર્વેદમા શા શા ચમત્કારો ભર્યા છે સાથ સાથ સર્જરી પણ શીખવી જોઈએ સ્વરાજ્ય વિના આપણે આપણી સસ્કૃતિની રક્ષા કરી શકતા નથી છતાયે આ બ્રિટિશ રાજ્યમા રહીને જેટલી ઉન્નતિ સધાય તેટલી આપણે સાધવી જોઈએ

"આયુર્વેદનો ખૂબ વિસ્તાર કરવો જોઇએ એનુ એક કેન્દ્ર હોવુ જોઇએ દરેક જિલ્લામા આયુર્વેદની શિક્ષા દેવા માટે સસ્થાઓ ખોલવી જોઇએ પ્રત્યેક ગામડામા આવી સસ્થાઓ હોવી જોઇએ

"જે લોકો એમ માને છે કે અંગ્રેજી દવાઓના જેટલી આયુર્વેદની દવાઓ ફાયદો નથી કરતી તે ગલત વાતો કરે છે રોગો થાય જ નહિ એનો પણ ઉપાય આપણે અહિં છે

'માંસ વિષયુક્ત છે, એનો ત્યાગ કરવો જોઈએ, આ જાતનું આંદોલન અમેરિકામાં ખૂબ જોરથી હાલમાં ચાલી રહ્યું છે મદ્રાસના એક વિદ્વાને પ્રત્યેક પ્રાંતના ભોજનને અલગ અલગ ઉંદરોને ખવડાવીને અખતરાઓ કર્યા છે અને અખતરાઓને અંતે પંજાબ પ્રાંતનો ખોરાક (દૂધ રોટી અને અડદની દાળ) ખાનારા ઉંદરો સૌથી મોટા-તાજા થયા આ ઉપરાંત વળી એક વિદ્વાને લખ્યું છે કે સોયાબીન માંસ કરતા પણ અધિક પૌષ્ટિક ખાદ્ય પદાર્થ છે એટલે વૈદ્યોને મારી પ્રાર્થના છે કે તમો ખોરાકનો અભ્યાસ કરીને લોકોને એનો ઉપદેશ કરો જિસકી ખાદી ઉસકી લૈંગ,' 'જિસકા લોહા ઉસકા દેશ' આથી જ મારી આપ સૌ વૈદ્યોને નમ્ર વિનતી છે કે પરમાત્માએ ખાવાને માટે આપણને જે અણમોલ ચીજો-ઘી દૂધ વગેરે-આપી છે એનો ઉપયોગ કરીને શરીરને પુષ્ટ બનાવવા પ્રયત્ન આદરો।

'અંતમાં સંમેલનને સફળ બનાવવા જે મહાનુભાવોએ અથાગ મહેનત ઉઠાવી છે તે સૌનો હું ફરીથી આભાર માની મારૂં વક્તવ્ય પૂરૂં કરૂં છું"

આ ભાષણબાદ શ્રી માલવીયજીએ વૈદ્ય શાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યને સભાપતિ બનાવવાનો પ્રસ્તાવ રજુ કર્યો અને શ્રી ગણનાથસેન, પટિયાલાના રાજવૈદ્ય રામપ્રસાદજી અને મદ્રાસવાળા ડા. કૃષ્ણારાવ વગેરેએ તેને અનુમોદન આપ્યું

આ વિધિ થઈ રહ્યા બાદ પૂ. માલવીયાજીએ જાહેર કર્યું કે 'હવે અમારા નગરના સુયોગ્ય કમિશ્નર આયુર્વેદના પ્રદર્શનને ખુલ્લું મૂકવાની ક્રિયા કરશે'

શ્રી પન્નાલાલ આઈ.સી.એસ. એ કાશીના કમિશ્નર છે બહુ ઉત્સાહી અને દેશપ્રેમી મને જણાય. પ્રદર્શન ખુલ્લું મૂકતા પહેલા એમના ભાષણનો સાર

'આપ પાસે ઊભા થઈ બોલવાનો આ પ્રસંગ મને સાંપડયો તે માટે હું મારી જાતને ધન્ય માનું છું વિદ્વાનોનો આદર સર્વત્ર થવો જ જોઈએ માલવીયાજીએ આપનું સ્વાગત કર્યું છે મારા જેવો અધમ (સરકારી) કર્મચારી પણ એમાં હિસ્સો નોંધાવવા ઊભો થયો છે

'થોડા વખત પહેલા એક મારા મિત્ર બોરીસરે આપને એક કડવી વાત (આયુર્વેદિક ચિકિત્સા વૈજ્ઞાનિક નથી એ) સંભળાવી હતી એથી આપ સૌને બહુ દુઃખ થયું છે એ મારી જાણમાં છે પરંતુ સરકારી અમલદારને પણ પોતાનો અભિપ્રાય પ્રગટ કરવાની છુટ હોવી જ જોઈએ ને? હા એક શરતે કે તે શુદ્ધ મનથી ત્યાગ ભાવથી કહેલી હોવી જોઇએ

"ગામડામા જવાના મને ઘણા પ્રસગો આપડે છે મે જોયુ છે કે ગામડાના લોકોમા આયુર્વેદિક દવાઓની સારી માગ છે કારણકે અગ્રેજી દવાઓના મુકાબલે દેશી દવાઓ સસ્તી પડે છે આથી સરકાર પણ એમા મદદ કરી રહી છે વધુ લોકો ગામડામા જઈ કામ કરશે તો સરકાર હજી પણ વધુ મદદ આપશે હજી આ દિશામા નહિ જેવુ કામ થયુ છે પરતુ હિન્દુ વિશ્વવિદ્યાલયે આ દિશામા ઠીક દાખો આપ્યો છે વળી આપણા લોકોને કયો વૈદ્ય અસલી છે અને કયો વૈદ્ય નકલી છે તે જાણવાનુ જ્ઞાન નથી એટલે કેટલાક લેભાગુની સાથે સારા વૈદ્યોપણ નિંદાય છે જડીબૂટિયોનો નિર્ણય પણ હજી થઇ શકયો નથી આવા કેટલાક કારણોને લઇને સરકારનુ પણ ધ્યાન આ તરફ કઈક ઓછુ છે અને આથી જ પેલા સરકારી અમલદારે આયુર્વેદને અવૈજ્ઞાનિક કહેવાની ધૃષ્ટતા કરી હતી

"વૈદ્યોની દવા લોકો ત્રીજા નબર પર કરે છે અધિકતર રોગી તો પહેલા ઍલોપથિક ડૉક્ટરો પાસે જ જાય છે ઠીક ન થાય તો પછી હોમિયોપેથિક ડૉક્ટરો પાસે જાય છે જો આ બેથી સારૂ નથી થતુ તો પછી ત્રીજે નબરે વૈદ્ય પાસે જાય છે 'અરે ભાઈ જરા વૈદ્યને તો દેખાડી લો' એમ કહી વૈદ્ય પાસે આવે છે આ શોચનીય સ્થિતિ દૂર કરવી તમારા હાથમા છે તમો એવો સરસ અભ્યાસ કરો, એવી સરસ દવાઓ બનાવો અને વાપરો કે લોકોને પહેલા તમારી પાસે આવવુ પડે મને ખાત્રી છે કે ભણેલા અને અભણ બને તમારી પાસ આવે એવુ તમો કરી શકો એમ છો

"વૈદ્યો એક સરખા સ્ટેન્ડર્ડવાળા મળી જાય દવાઓ એક સરખા સ્ટેન્ડર્ડ વાળી મળે આ બને સરખા સ્ટેન્ડર્ડવાળા તૈયાર થાય એવી કોઈ પ્રમાણિક સસ્થા જો થઈ જાય અને ઔષધોનુ સ્ટેન્ડર્ડ પણ એક સરખુ થઈ જાય તો મારૂ માનવુ છે કે વૈદ્યો માટે માન ઉપજશે

"એક એવી સસ્થા ઉત્પન્ન થવી જોઈએ કે લોકો સમજી શકે કે અહીંના વૈદ્યો અસલી છે અને બીજેથી નીકળેલા વૈદ્યો નકલી છે આવુ થાય તો મગદુર નથી સરકારની કે આ તરફ પૂરતુ લક્ષ્ય ન આપે

"આ પવિત્ર કાશી નગરીની ગલિઓમા, પવિત્ર ગગાજીના તટપર જ્યા હજારો સ્ત્રી પુરૂષો જમા થાય છે—ત્યા અશ્લીલ અને ગલીચ જાહેરખબરોના પોસ્ટરો ભીંતો પર ચોટાડેલા નજરે પડે છે આ એલોપથિક અને હોમિયો પેથિક ડૉક્ટરોની જાહેર ખબરો નથી પરતુ વૈદ્યોની છે આવી એક જાહેર ખબર જોઈને મને હમણાજ વૉર્મિગ્ટનના પત્નીએ આ શુ લખ્યુ છે? એમ પૂછેલુ નર્સિંગો! વિચાર કરો કે હુ એમને શો ઉત્તર આપી શકુ? મારુ મ્હો શરમને લીધે નીચે નમી પડયુ! અગર આપ સૌ એ ગલીચ જાહેર

ખબરોને ગંગાજલ લઈ ધોઈ કાઢશો તો હુ મારી જાતને ઘણી જ કૃતજ્ઞ લેખીશ હુ આ વાતને હાથથી નહિ પરતુ દુ ખથી કહી રહ્યો છુ

"સજ્જનો ! આજે આ પ્રદર્શનથી મોટો લાભ તો એ થશે કે આજે આપણા લોકોને સમજાઈ જશે કે કટલા પરિશ્રમથી આ બધી સામગ્રી વૈદ્યોએ ભેગી કરી છે આપ જો વનસ્પતિઓ ઉગાડવા માટે પ્રયત્ન કરશો તો હુ આપ લોકોને ઉપજાઉ જમીન અપાવવા માટે પ્રબ ધ કરી શકીશ આપને તો ફક્ત એની દેખરેખ રાખવા માટે એક આદમી જ જોડવો પડશે "

આ પછી કવિરાજ ગણનાથસેન શ્રી પનાલાલજીનો આભાર માનવા ઊભા થયા અને કૃતજ્ઞતા દર્શક ઉદ્ગાર કાઢી 'આપ ચિરજીવી થઈ અમારા કામમા મદદ કરતા રહો એજ ભગવાન પાસે માગી પ્રાર્થના છે -કહી પોતાની બેઠક લીધી આ પછી પનાલાલજીએ પ્રદર્શન ખુલ્લુ મૂકયુ

આ પછી સભાપતિ મહોદયનુ ભાષણ સસ્કૃતમા અને હિંદીમા વચાયુ એમના ભાષણમા આયુર્વેદનો ઈતિહાસ આયુર્વેદની પરપરા, આયુર્વેદની અપૌરૂષેયતા આયુર્વેદનો ધર્મ સાથે સબધ-વગેરે શૈલી આયુર્વેદ વૈજ્ઞાનિક છે એમ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે ભાષણ તો માસિકમા છપાશે જ એટલે એ વિષે હુ કઈ લખતા નથી

સભાપતિના ભાષણ પછી 'વિષસભાના પરિચય' જાહેર થઈ પ્રમુખ સ્થાને 'રસજલનિધિ' ના કર્તા ભૂદેવ મુખરજી એમ એ હતા તેમણે છપાવી રાખેલુ પોતાનુ ભાષણ સસ્કૃતમા વાચ્યુ ભાષણ તદ્દન નમાલુ હતુ સર્પ વિષમા ચરકસુશ્રુત ચક્રદત્ત વૃદમા જણાવેલી વાતો જણાવેલી જ્યારે તેમને પૂછવામા આવ્યુ કે આપ આપનો અનુભવ રજુ કરો ' ત્યારે બીજા પ્રશ્નોની વચમા એ પ્રશ્ન ઉડી ગયો મને તો આવા પ્રમુખની અને આવા પ્રમુખને સહી લે એવા મેઢા જેવા વૈદ્યોની બન્નેની દયા આવે છે ઉપાધિ વાળા માણસો સ્વર્ગના દેવતા જેવા વૈદ્યોમા પૂજાય છે ભૂદેવ મુખરજી જેવા પાસેથી તો મે ઘણી સારી આશા રાખી હતી

એક વિદ્યાર્થીએ આ વખતે ' દૂષીવિષ ' વાળા શ્લોકો બોલી રસ ચિકિત્સા વૈદ્યો માટે હાનિકર્તા છે કારણ કે ઝેરી ઔષધો કાલે કરી દૂષીવિષને જ લાવનાર છે એમ પ્રતિપાદન કર્યુ આ વિદ્યાર્થીની દલીલમા જોર હતુ પરતુ આ દલીલનો મુદ્દાસરનો જવાબ કોઈએ ન આપ્યો એક વૈદ્યરાજે કહ્યુ કે 'વૈદ્ય લોકો ઝેર વાપરે છે તેને શુદ્ધ કરીને વાપરે છે માટે તે ઝેર જેવુ નહિ પણ અમૃત જેવુ કાર્ય કરે છે ' બીજાએ કહ્યુ રસચિકિત્સા વિના વૈદ્યોની પ્રતિષ્ઠા જ સભવતી નથી ' પરતુ આ શાસ્ત્રીય દલીલો ન હતી

यत् स्थावर जङ्गमकृत्रिम वा
देहादशेष यदनिर्गत तत् ।
जीर्ण विषघ्नौषधिभि हतवा
दावाग्निवातातपशोषितवा ॥
स्वभावतो वा गुणविप्रहीन
विष हि दूषीविषतामुपैति ॥
वीर्याल्पभावात्र निपातयत्तत्
कफावृत वर्षगुणानुबन्धि ॥

सुश्रुत क पस्थान अ २

આ જમાનામા ઝેરો ખૂબ વપરાય છે અને તેની Cumulative effect થતી હોય તો નવાઈ નહિ મ સાભળ્યુ છે ત પૂ ઝડુભટ્ટજી આજ કારણથી રસૌષધોના ઉપાસક ન હતા

જે વૈદ્યરાજે ઝેરના શોધન વિષે ચર્ચા કરી હતી તેનો ઉત્તર તો ઉપરના શ્લોકોમા જ છે 'વિષઘ્નૌષધિભિહતવા'નો અર્થ જ એવો છે કે વિષઘ્ન ઔષધીઓથી તે મરાયેલુ હોય તોયે ઝેર નુકશાન કરે છે જ વછનાગની શુદ્ધિ ગોમૂત્રમા કરવામા આવે છે પરતુ ગોમૂત્રને વિષઘ્નૌષધિ માનવી કે વિષશોધન દ્રવ્ય માનવુ ? આ બધી ચર્ચા કરવા જેવી હતી પરતુ વૈદ્યોને શાસ્ત્રીય ચર્ચાઓ કરતા જલસામા વધુ રસ આવે છે એટલે મત્રી મહાશય શ્રી બાજપેયીજીએ કહ્યુ કે વખતના અભાવે આજનુ કાર્ય સમાપ્ત કરવામા આવે છે પ્રમુખ મહાશય તો શોભાનુ પુતળુ જ હતા એટલે તે તો સૌ કરતા પહેલા ઊઠી ઊભા થયા—રામ, રામ, રામ ! ! આ આપણી સભાઓ પરિષદો ?

રાત્રે વિષયવિચારિણી સભા રાખવામા આવી હતી આ વિષયવિચારિણી સભાઓમા વ્યર્થ ઠરાવો પાછળ વીજળીના દીવાઓ બળે છે અને પાછા એજ ઠરાવો ખુલ્લી બેઠકમા શોરબકોર મચાવી મૂકે છે રાજકીય સભાઓનુ આ અગ આપણી વૈદ્યસભાઓના દેહને પણ ખાવા બેઠુ છે નહિ તો આ ઠરાવોમા જ આપણી પરિષદો અને સમેલનો કા સમાપ્ત થાય ? આ વૈદ્યસમેલનમા એક પણ સાગો નિબધ વચાયો નથી,* એક પણ સાચી ચર્ચા સભાઓ પરિષદમા ચાલી નથી, એક પણ વિદ્વાનને પોતાના વિચારો દર્શાવવાની તક મળી નથી, એક પણ પરિશ્રમી સશોધકને પોતાના જીવનધનતુલ્ય પ્રયોગો કહેવાની છુટ મળી નથી સમેલનના ત્રણેય દિવસોમા કેવળ ભાટોના જેવી વાગ્ચાતુરી, સ્તુતિઓ, અહોરૂપ અહોધ્વની જેવી અરસપરસની પ્રશસા—આ સિવાય મે કઈ જ ન જોયુ આ કવિઓનો મૂસાયરો ન હતો કે જે કોઈને પોતાની

પ્રશસ્તિ-કૃતિઓ ગાવાનુ સ્થાન હોય ફોટાઓ, પાર્ટીઓ, ઠરાવો, રાગડાઓ —બસ આ જ આપણા સમેલનો?

સભાશાપરિષદે ત્રણ —વિજ્ઞાની, નિદાનની અને શારીરની-રાખવામા આવી હતી વિજ્ઞાનસભાપાનુ ફારસ હુ ઉપર વર્ણવી ગયો બીજે દિવસે શ્રી ગણનાથ સેનના પ્રમુખપણા નીચે નિદાન સભાયા રાખવામા આવી હતી ડૉ પ્રમાદીલાલ શા એ Enzymes ferments Antibodies endocrines - આ બધા નામો દોષ શબ્દના સૂચક છે એ અસ્પષ્ટ રીતે કહ્યુ અને એટલામા વરસાદ પડયો એટલે સભા વિખેરાઈ ગઈ ત્રીજે દિવસે શ્રી માલવીયજીના પ્રમુખપણા નીચે શારીર સભાયા રાખવામા આવી હતી મદ્રાસવાળા ડા કૃષ્ણરાવે કઈક પ્રવચન કર્યુ હતુ (હુ આ સભામા હાજર ન હતો એટલે કઈ કહી શકતો નથી, પરતુ જે એમા ગયા હતા તે કહેતા હતા કે કઈ દમ ન હતો)

પહેલો દિવસ પ્રમુખ અને સ્વાગત પ્રમુખોના ભાષણોમા તેમજ બીજી ઔપચારિક વિધિમા પસાર થવાનો બાકી બે દિવસોમા છેલ્લા દિવસમા તો પાર્ટી, ફોટાઓ સ્તુતિ માનવાદની આપ લે, સભાસદો વધારવાની લખણી વિસર્જન વગેરે પ્રોગ્રામ ખીચોખીચ હોયજ, બાકી જે એક દિવસ રહ્યો તેમા ઘણા ઉપયોગી કામ ન જ થાય ખરુ પરતુ તે માટે દૃષ્ટિ સચાલકોમા હોવી જોઈએ? આ શાસ્ત્રીય દૃષ્ટિનો અભાવ એજ આપણા વૈદ્યોનુ સૌથી મોટુ દૂષણ છે આપણે માત્ર મ કોગ્રેસોમા, ઓરીએ ટલ કોન્ફરન્સોમા જોઈએ છીએ તો ત્યા કેવુ ગીતસરનુ કામકાજ ચાલ્યા કરે છે? દરેક વિભાગી પ્રમુખ પોતાના વિભાગમા આવેલા બધા નિબધો વચાવે ચર્ચ અને પોતે પણ શોધ પ્રવચન કરે આમ રીતસર કામ ચાલે પરતુ આપણે વૈદ્યો આ વીસમી સદીમા રહ્યા છતાય ૧૫મી સદીમા વસીએ છીએ જુવાનો આવા સમેલનોનો બબજો જ્યા સુધી નહિ લે ત્યા સુધી આપણા આ વૃદ્ધો પાસેથી રીતસર કામની આશા રાખવી તો નથી જ રખાતી વૃદ્ધો પાસેથી જુવાનોએ શીખવાનુ તો ઘણુયે છે પરતુ તેમના પ્રત્યે સપૂર્ણ માન ધરાવવા છતાય એટલુ તો કહેવુજ પડે છે કે જુવાન માનસ-જુવાન લોહી-નવીન વિદ્યા-જગતની સાથે કૂચ કરવાની તમન્ના, વિશ્વ વ્યાપી વિજ્ઞાનનુ આયુર્વેદ એક એકમાત્ર (Unit) છે એ સમજી લેવાની શક્તિ-આ બધુ આજના આપણા વૈદ્યોમા નથી પરતુ જુવાન વૈદ્યો ક્યા છે? સતત પરિશ્રમ વિશાળ વાચન, જીવનને અખડ સાધનાગણી આયુર્વેદ માટે તે ખર્ચવાની ધગશ-નૂતન વિચારોને પચાવી લઈ તેમાથી સ્વપ્રતિભાથી નવિન સર્જન કરવાની કલાદૃષ્ટિ આ બધુ જુવાન વૈદ્યોમા છે ખરુ? જો આ ગુણો નહિ હોય તો તે જુવાન ગણાયા છતા ઘરડા જેવાજ સમજવાના પુરાવા આયુર્વેદમા નૂતન લોહી નહી મળે તો તે ઘરડો જ રહેલા મર્જાયેલો દીસે છે

ઠરાવો ૨૫-૩૦ જેટલા થયા છે, પરન્તુ મને એમાં લેશમાત્ર રસ નથી એટલે એ વિષે મૌન જ રાખું છું. આયુર્વેદમહાસંમેલનમાં પ્રતિલોમ-લગ્ન-નિષેધનો ઠરાવ[1] લાવવાની વૃષ્ટતા કરી શકાય છે? આ ઠરાવો ચર્ચવાનો પણ પૂરો વખત રહ્યો ન હતો.

પ્રદર્શન સારૂં હતું. નિઘંટુ વિભાગ જુદો જ હતો. એક વિભાગમાં હસ્તલિખિત અને મુદ્રિતગ્રંથો, શસ્ત્રક્રિયામાં ઉપયોગમાં આવતાં યંત્રો, પક્ષીઓ, માછલીઓના જુદા જુદા નમૂનાઓ, ખનિજ પદાર્થોના સારા, મોટા પ્રમાણમાં નમૂનાઓ, શરીરના મોડેલો, રત્નોપરત્નોના નમૂનાઓ, હિરણ્યગર્ભ પોટ્ટલીના નમૂનાઓ, સાપ, વીંછી, શંખ, વગેરેના નમૂનાઓ ધ્યાન ખેંચે તેવા હતા. બીજા વિભાગમાં વનસ્પતિઓના નકશા, પુંઠા ઉપર ચોટાડેલા નમૂનાઓ તથા લીલા કુંડાની વનસ્પતિઓ, કંદમૂળ ધાન્ય વગેરેના નમૂનાઓ, અષ્ટવર્ગની વનસ્પતિઓ—વગેરે હતું. હિંદુ વિશ્વવિદ્યાલયની આયુર્વેદ કૉલેજના બૉટેનીના પ્રૉ. બલવંતસિંહજીએ ઠીક શ્રમ લઈને નમૂનાઓ તૈયાર કર્યા છે. પરંતુ એ ભાઈને નિઘંટુનું જ્ઞાન નથી એટલે તેમના નમૂનાઓ ઉપર સંસ્કૃત નામો ન હતાં. એ નમૂનાઓ મોટે ભાગે દહેરાદૂન, સહરાનપુર અને ચિત્રકૂટની આસપાસના હતા. કાશ્મીરના થોડાક નમૂનાઓ પણ હતા. પરંતુ નમૂનાઓ કેવળ શોભા માટે જ રાખવામાં આવતા હોય એમ મને થોડો વખત થયાં લાગે છે. આ નમૂનાઓથી પ્રદર્શનની શોભા વધે, તે આકર્ષક બને એ ભાવ જ મુખ્ય હોય છે. નમૂનાઓ વર્ગવાર અથવા નિઘંટુક્ત વર્ગોવાર ગોઠવવા, એક જાતના જેટલા નમૂનાઓ હોય તેટલા એક સાથે રાખવા, એ બધા ઉપર પ્રદર્શનમંત્રીએ કંઈ માર્ગદર્શક નોંધ ત્યાં મૂકી હોય—તો નમૂનાઓ પાછળ લેવાયલો શ્રમ સાર્થક પણ થાય. પ્રદર્શનપોથી (guide) તો હોતી જ નથી. હિંદુ વિશ્વવિદ્યાલય જેવી સમૃદ્ધ અને તમામ જાતની સાધન સામગ્રીથી સંપૂર્ણ સંસ્થા પાસેથી વધુ સારા પ્રદર્શનની આશા રાખી હતી.

શ્રીમંત ગાયકવાડના સુવર્ણમહોત્સવ પ્રસંગે સાયન્સ ઈન્સ્ટીટ્યુટમાં બાયૉલૉજી અને કૅમીસ્ટ્રીના-બે નોખા નોખા વિભાગોનું પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું. બાયૉલૉજીના વિભાગમાં બૉટેની વિભાગ અતિસુંદર હતો. એમાં આખું વનસ્પતિશાસ્ત્ર શીખી શકાય એવો પ્રબંધ રચવામાં આવ્યો હતો.

---

૧ આ ઠરાવ લાવનાર નડિયાદના વૈદ્યમનીષી શ્રી મુ રલાલભાઈને મારી વિનંતી છે કે તેઓ આ વિષય ઉપર સામયિકોમાં લેખો લખી વિદ્વાનો-અને ખાસ સુપ્રજનનશાસ્ત્રી અને સંવર્ધનશાસ્ત્રી (Eugenics & Genetics) વિષયના—નું ધ્યાન ખેંચે. ફાર્બસ સાહિત્ય સભા કે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી પ્રસિદ્ધ સંસ્થાઓના આશ્રય હેઠળ તદ્વિદ વિદ્વાનો સમક્ષ આ વિષય ઉપર બોલે. વિષય અત્યંત મહત્વનો છે.

સૂક્ષ્મદર્શકયંત્રથી કોષ (cell), કોષવિભજન, લિંગનિર્ધારકો (chromosomes), જીવતત્ત્વ (nuclenes) ઈત્યાદિ, વગેરે બરાબર બતાવવામાં અને સમજાવવામાં આવતું જળના વિવિધ પ્રયોગો ત્યાં મોજુદ હતા જલીય વનસ્પતિઓ (Aquarium) પણ રાખી હતી મૂળમાંથી પાણી છોડમાં કેવી રીતે ઊંચે ચઢે છે તે દર્શાવનાર રચના જોવા જેવી હતી અસ્ફુટ દેહવાહી (Thallophyta) વનસ્પતિઓ ઉદ્ભૂતાવયવી વા સ્ફુટદેહી (cormophyta) પર્ણિની (Pteridophyta) સમુદ્રવનસ્પતિ (Algea) વગેરેના બોધક નમૂનાઓ રાખવામાં આવ્યા હતા માંસભક્ષક વનસ્પતિનું માટીનું મૉડેલ ગણવામાં આવ્યું હતું પુંઠા ઉપર ચોટાડેલા નમૂનાઓ પણ હતા વડોદરાની આસપાસ થતી વનસ્પતિઓ દર્શાવનામાં આવી હતી જ્યાં ત્યાં સમેલનો ભરાય ત્યાં ત્યાંની ચોપાસ ઊગતી વનસ્પતિઓ દર્શાવવામાં આવતી હોય તો આગંતુકોને જાણ તો થાય કે આટલી વનસ્પતિઓ આ સ્થાનમાં થાય છે

પરંતુ હજી આ બધા માટે દિલ્હી દૂર છે હું સમજું છું કે બધે આવી સામગ્રી માટે અવકાશ ન જ હોય પરંતુ અહિંઆ તો બધા સાધનો મોજુદ હતા વ્યવસ્થા કરનારાઓએ વાર્યું હોત તો આ પરિશ્રમથી ઘણો સારો પ્રબંધ તેઓ સાધી શક્યા હોત

ત્યારે કોઈ પૂછશે 'આવા સમેલનોથી લાભ શો?' આનો ઉત્તર ટુંકમાં આપતા ગેરસમજ થાય એમ છે લંબાણ લખવા જેટલો મને વખત નથી—જરૂરી નથી બધા પોતાના હૃદયને એ પ્રશ્ન પૂછીને શો ઉત્તર આવે છે તે સમજી લે તો સારું

બાપાલાલ વૈદ્ય

---

# आयुर्वेद–शारीर–परिभाषाकारोने एक सूचना

લે ચેતન્ય ગ્સાઇ ભાઇદર (ઝ ઠાણા)

ગયા એક તપથી મહારાષ્ટ્રમાંનો એક વૈદ્યવર્ગ પોતાને અભિમત એવી શારીર–પરિભાષા બૃહત્‌ત્રયીના આધારે નિખિલ ભારતમાં–અને મહારાષ્ટ્રમાં પ્રચલિત અને માન્ય થાય તે માટે ભગીરથ પ્રયત્ન કરી રહ્યો છે પરિભાષા નિશ્ચિત કરવી આ હેતુ અને તેની સિદ્ધી કરવા માટેનું ત્રિવટપાક આ જોતા આ વૈદ્યોના આ પ્રયત્નો અતીવ સ્તુત્ય અને આવશ્યક છે, એમ માની શકાય આ લોકોએ 'धमनी विवेचन' 'आयुर्वेदीय शारीरम्' વિગેરે અનેક ચોપડાઓ

પ્રસિદ્ધ કર્યાં છે, અનેક છાપામા ચર્ચાઓ પ્રસિદ્ધ કરી છે, મડળ ઉભુ કર્યું છે અને ફડ પણ ભેગુ કર્યું છે મહારાષ્ટ્રના પ્રમુખ વૃત્તપત્રોમા આ લોકોએ લેખરૂપે જાહેરાત કરી છે કે એમનુ મડળ પોતાને માન્ય એવા અર્થ પ્રમાણે પરિભાષા નક્કી કરી તે સર્વ પ્રકારના પાઠયપુસ્તકોમા ચાલુ થઈ જાય તે માટે બધી જાતના પ્રયત્નો કરવાનુ છે અને તેવા અર્થથી યુક્ત એવા ભાષાતર સાથે સુશ્રુતોક્ત શારીર વિભાગ છપાવી પ્રસિદ્ધ કરનાર છે મડળને માન્ય એવા અર્થ માટે કોઇને વાધો હોય તો તે મડળને લખી જણાવવો જેથી પ ચો સામે રાખી નિકાલ આપવામા આવશે

આ મડળમા મહારાષ્ટ્રના કેટલાક અગ્રગણ્ય વૈદ્યો અને આયુર્વે -પ્રેમી ડૉકટરો છે અને આ બધી ચળવળનુ મૂળ પૂનાના એક વિદ્વાન અને સેવાભાવી વૈદ્ય કે જે હમણાજ સ્વર્ગવાસી થયા તે શ્રી ગગાધરશાસ્ત્રી જોશી હતા મડળના ઉપરના જાહેર લેખને મે પૂનાના સાપ્તાહિક **જ્ઞાનપ્રકાશ**મા જવાબ આપેલો જેનો ટુક તર્જુમો આ લેખરૂપે આપવામા આવે છે

મડળે કરવા ધારેલી પરિભાષા કેવા પ્રકારની થશે તે તેમના તરફથી થયેલ **'आयुर्वेदीय शारीरम्'** આ ચોપડી ઉપરથી દેખાઈ આવે છે શારીર -પરિભાષા હવે નિશ્ચિત થવાની જે જરૂરી છે, તે પ્રાચીન સુશ્રુત વગેરે ગ્રથો સમજવા માટે બિલકુલ નથી આમ કહેવાનો અર્થ એ છે કે પ્રાચીન પરિભાષા બહુજ સ્થૂલ વર્ગીકરણ ઉપર બેસાડેલી છે અને તે વર્ગીકરણ ધાતુવિજ્ઞાન (Histology) યા શરીર ક્રિયા વિજ્ઞાન (Physiology) એવા એવા સૂક્ષ્મ વિજ્ઞાનોના પાયા ઉપર ઘડાયલુ નથી, એટલે આજની શોધો આગળ એવી પરિભાષા આપણને જગલી લાગવા માડી અર્વાચીન પરિભાષા-પ્રણાલીમા પ્રાચીન પરિભાષાને ઉતારવાના પ્રયત્નોથી અમુક એક સજ્ઞાનો એક વિશિષ્ટ અર્થ કાઢી બેસાડવામા આવશે તો પ્રાચીન કઠિન ગ્રથોનો અર્થ સમજવાનુ દુર્ઘટ યા અશક્યવત્ થશે પ્રાચીન પરિભાષાર્થ વાદગ્રસ્ત છે અને તેથી દરેક અભ્યાસક પોતાની દૃષ્ટિથી યોગ્ય તે અર્થ લઇ ચાલે છે એ ખરૂ, પણ પ્રાચીન અને સદિગ્ધ ગ્રથોના અભ્યાસનો આ એક માર્ગ છે, એ ભૂલી ન જવુ જોઇએ વેદ આ સર્વ આચાર્યોને માન્ય એવો ગ્રથ છે અને તેઓએ તેમજ આજના પાશ્ચિમાત્ય વિવેચકોએ વૈદિક પરિભાષાના પોતપોતાના જૂદા જૂદા અર્થો કાઢી વેદને સુસ્પષ્ટ કરવાના પ્રમાણિક પ્રયત્નો કર્યા છે સશોધનમા આ પ્રકાર ઇષ્ટ છે પણ પ્રાચીન ગ્રથોનેજ અર્વાચીન ધારી ચાલવાનો અને તેવા ગ્રથોને પાઠયપુસ્તકો બનાવવાનો મોહ ઉત્પન્ન થાય છે, ત્યારે પ્રાચીન પરિભાષાને અર્વાચીન બનાવવાના, પ્રાચીન ગ્રથોના પાઠ પાઠ ભેદના નામે સુધારી લેવાના અને પ્રાચીન ઉતારા કાઢી નાખી નવો

મજકૂર અંદર ઉમેરી દેવાના પ્રયત્નો જારી થાય છે આવા પ્રયત્નો અલ્પ પ્રમાણમા અને જલદાની હોય તેવા હોય ત્યા તેઓને 'સસ્કાર' નામ આપવામા આવે છે, અ યથા કે જેથી ગ્રથમા હ મગતિજ ઉત્પન્ન થાય છે ત્યારે તેઓને 'પ્રક્ષેપ' કહે છે ત્યા એક એક મનમાન્યો અર્થ લઈ ચાલવા વાળા અભ્યાસકોએ સગઠન કરી તેના બળથી તેવા અર્થવાળી પરિભાષા પ્રાચીન ગ્રથો ઉપર લાદવી આ બીના સદિગ્ધતા હરણ માટે ઇષ્ટાપત્તિ જેવી મનાય તોય પ્રાચીન ગ્રથોને ખાત્રીથી ઉચ્છેદક જ થવાની, આ દૃષ્ટિથી વિચાર કરતા નુકસાન જ આગુ થવાનું ! વળી, પ્રાચીન પરિભાષાયુક્ત ગ્રથોના જીર્ણ શાલ જોટાને પાશ્ચાત્ય-વિજ્ઞાન સિદ્ધ અર્થ રૂપી ઉંચી સેટીનના ઠિગડા મારી તય્યાર થયેલ શારીર વિજ્ઞાનના વસ્ત્રોવડે પણ પ્રાચીન શારીર વિષયનુ સપૂર્ણ અગ સારી રીતે ઢકાશે નહી મને તો એમ લાગે છે કે ભાવિ વૈદ્યો માટે જરૂર તો પાશ્ચાત્ય ગ્રથોની પદ્ધતિ ઉપર બહુ મા ય યા રૂઢ પરિભાષામા ચ્છી ભાષામા નવા જ પા ય ગ્રથો રચી ચાલુ કરવા અને પ્રાચીન ગ્રથોની ભાગતોડ ન કરી તે પ્રક્ષેપક સશોધકોના હાથોથી બગડવા ન પામે એવી રીતે ખબરદારીથી ઇતિહાસાભ્યાસી પડિત વર્ગો માટે શુદ્ધ સ્વરૂપમા રાખી મકવા

ચાય- યાકરણ મીમાસાદિ ગ્રથોની પરિભાષા બહુઅશે નિશ્ચિતાર્થક છે એટલે તે વખતમા જ લખાઈ ગયેલ चरक-सुश्रुतादि ગ્રથોમા પરિભાષા કાટાતોલ હોવી જોઇએ એવું અનુમાન આ પક્ષના લોકોએ આગળ મૂક્યુ છે સના એકાર્થક હોવી જાએ અને આયુર્વેદમા તે તેવી છે એમ હુ પણ માનુ છુ છતા તેનો અર્થ હાલના વિજ્ઞાનને શોભે એવો લેવાથી આ પક્ષ ધમની સજ્ઞાનો અર્થ નર્વ એમ કરે છે જ્યારે મ મ ગ ગણનાથસેનનો પક્ષ તેનો અર્થ આર્ટરી એવો આગ્રહપૂર્વક લઈ ચાલે છે આ એક સજ્ઞા દાખલા તરીકે લીધી છે બીજી સજ્ઞા બાબત પણ એવો જ મતભેદ છે ડા સેને કરેલા ધમનીના અર્થથી સુશ્રુતના धमनीप्रकरण જેવા ઠેકાણે આસુ વ હાસ્યાસ્પદ બને છે જ્યારે વૈદ્ય જોશીના અર્થ धमनीप्रकरण ઉપર નિર્ભર હોવાથી બીજે ઠેકાણે અનર્થ થઇ જાય છે મતલબ કે બન્નેના અર્થ સ્વીકારવામા સરખુ જ ધર્મસકટ ઊભુ છે ! ઉપરા ત વૈ જોશીના મતે ક્રમના 'पेशी स्रोतस' कण्डरा અને 'स्नायु' આ શબ્દોના અર્થો બિલકુલ ખોટા છે, એમ બતાવી શકાય અને આ ગ્રળ પણ આ બીનાથી સાવ અજ્ઞાનમા હશે એમ મનાતુ નથી

ડૉ૦ ગણનાથસેનનો પક્ષ 'धमनी' શબ્દ નો અર્થ 'शुद्ध रक्तवाहिनी' એવા કરે છે ગતિ, શબ્દ, દૃષ્ટિ આદિ ચેતનામય વસ્તુનુ વહન કરવાવાળી

એટલે કે સજ્ઞાવાહી નાડી તરીકે ધમની શબ્દનો ઉપયોગ આયુર્વેદમા સ્પષ્ટ તાથી અનેક ઠેકાણે થયો છે આ ઉપરાન્ત ધમની શબ્દનો નવં અર્થ કરવા માટે સુશ્રુતનુ ધમની પ્રકરણ લગભગ ફરજ પાડે છે એવી રીતે ધમની સજ્ઞાનો આર્ટરી અથ કરવાવાળા વિરુદ્ધ ઘણો પુરાવો સહિતામા સ્પષ્ટ છે આ એક બાજુ થઈ ધમની શબ્દનો અથ સજ્ઞાવાહી નાડી એટલે કે નવ એમ જ સમજી લેવા માટે આગ્રહથી પ્રચાર કરવાવાળા પક્ષની વિરુદ્ધમા પણ સહિતામા ઘણા વચનો છે અને તે આગળ આપવામા આવે છે

વૈ જોશી અને મડળીનુ કહેવુ એ છે કે તેઓએ કરેલા નવં અર્થને ફક્ત સુશ્રુતના 'સ હૃદયાત્૦' ઈત્યાદિ આ એક જ વચનનો બાધ આવે છે આ વાક્યમા રસરુપે લોહી ફરવાનુ વર્ણન છે અને તે સ્પષ્ટપણે આર્ટરીનેજ લાગુ પડે છે આ વાક્યને માટે ડલ્હને પણ સશય બતાવ્યો છે અને તે વૈ જોશીની બાજૂમા હોવાથી આ વિરોધી વચન અપપઠિત છે એમ માની મૂકી દઈએ છતા વૈ જોશી વિગેરે પ્રતિજ્ઞાથી કહે છે, તેમ આ એક જ આગમ વચન તેમને વિરોધી નથી, પણ બીજા ઘણા વચનો તેમને વિરુદ્ધ જાય છે, જેમાથી કેટલાક નીચે આપુ છુ

चरक

शोणितजाना ( क्रिमीणा ) स्थान रक्तवाहिन्यो धमन्य । (वि ७–११)

(અર્થ —લોહીથી ઉત્પન્ન થવા વાળા કિરમનુ સ્થાન રક્તવાહી ધમનીઓ છે )

औषधानि स्ववीर्यण हृदयमुपेत्य धमनीरनुसृत्य शरीरगत दोषसघात निष्प्रदयन्ति।
(कल्प० १–५)

(અર્થ —દવાઓ પોતાની શક્તિવડે હૃદયમા આવી ધમની વડે ફરી શરીરમા જામેલા દોષોને પિગળાવે છે )

पित्त हृदये समवस्थित वायुना क्षिप्त सप्राय धमनीर्दश प्रपन्न केवले देह
( चि १९–१० )

(હૃદયમા રહેલુ પિત્ત વાયુએ ફેંકેલુ દસ ધમનીઓમાથી આખા શરીરમા ફેલાય છે )

पित्त धमनी पूरयन् विसर्पति । ( चि २१–३१ )

( પિત્ત ધમનીઓને ભરી ફરે છે )

मन्त्रैर्धमनीबन्धोऽवमोजन कार्यम् । ( चि २३–६१ )

[ (सर्पविषमा) ધમનીને બાધવી અને મત્રથી અવમાર્જન કરવુ ]

धमन्यगुलिसधीना सकोच । ( चि २९–२६ )

(ધમનીઓ અને આગળીઓના સાધાઓ અકડાઈ જાય છે)

तत्र हृदये दश धमन्य । (सि ९–४) तेन मूलेन दश ओजोवहा विधम्यन्ते ।
(सू ३०–८)

(હૃદયની જગ્યામા દશ ધમનીઓ છે જે ઓજ લઇ જવા વાળીઓ હૃદય રુપી મૂળ વડે ભરાઇ જાય છે)

ध्मानाद्धमन्य । (सू ३०–१२) ध्मानात् पूरणात् वाहेन रसादिना। (चक्रदत्तटीका)

('ध्मान' આ ક્રિયા વડે એઓને ધમની કહેવાય છે વહેતા એવા રસાદિથી ભરવું એનુ નામ 'ध्मान')

ईत्यादि

વે જોશીનો પક્ષ ચરકોક્ત ધમનીના અર્થની બાધા માનતા નથી આ માટે તેઓ ચક્રદત્તટીકાનો આસરો લેય છે ચક્ર કહે છે કે "न च सुश्रुत इव चरके धमनीशिरा-स्रोतसा भेदो विवक्षित ।" સુશ્રુત આ ધાન્વતરકમ એટલે શસ્ત્રક્રિયાનો મુખ્ય યા એક જ ગ્રથ હોવાથી તેના શારીર વચનોને વિશેષ મહત્ત્વ અપાય છે અને તે યોગ્ય પણ કહેવાય સુશ્રુતના આધારે જ આ લોકો ધમનીનો અર્થ નવ કરે છે, એમ કહે છે ત્યારે આ અર્થને વિરોધી એવા સુશ્રુતના વચનો પણ હવે જોઈ જઈએ

सुश्रुत

धमनीस्थ (शल्ये) सफेन रक्तमीरयन्ननिल सशब्दो निगच्छति । (सू २६–१०)

(ધમનીમા શલ્ય હોય તો ફીણવાળા લોહીને બહાર ફેંકી વાયુ અવાજ સાથે બહાર નિકળે છે)

સિરા–ધમની–સ્રોત–સ્નાયુ–પ્રનષ્ટે । (સૂ ૭ ૧૨)

(સિરા, ધમની, સ્રોત અને સ્નાયુ આમા રહેલુ ન જણુ શલ્ય )

×प्रकुपिता दोषा एकशो द्विश समस्ता शोणितसहिता वा यथोक्त प्रसृता प्रधानधमनीरनुप्रपद्याधोगत्वा गुदमागम्य (नि २–४)

(કુપિત થયેલા દોષ એક, બે, ત્રણેય યા લોહી સાથે મળી ઉક્ત રીતે પસરાઇ જઇ મુખ્ય ધમની વડે નીચે આવી ગુદની જગ્યામા આવીને )

×धमन्य संवृतद्वारा कन्याना स्तनसंश्रिता ।
दोषाविसरणात्तासा न भवन्ति स्तनामया । (नि ११–१६)

(બાળાઓના સ્તનની ધમનીઓના મોઢા બધ હોય છે, એટલે તેઓમા રોગો ન દરી શકતા હોવાથી તેઓને સ્તનના રોગો થતા નથી)

×अ यतमो हि दोष फल्कोशवाहिनीरभिप्रपद्य धमनी फल्कोशयोर्वृद्धि जनयति ।
(नि १२-४)

(કોઇ પણ એક દોષ ફલકોશવાહિ ધમનીમા આવી ફલકોશોની વૃદ્ધિ ઉત્પન્ન કરે છે)

कृशपरपो धमनीतत प्रलापी । (शा ४-६५)

(જેના શરીર ઉપર ધમનીઓનુ જાળુ દેખાય છે એવો)

×धमनीना हृदिस्थाना विवृतत्वात्स्त्रीणा रत्य प्रवर्तते । (शा १०-१४)

(છાતી ઉપરની ધમનીઓના મોઢા ખુલી જવાથી સ્ત્રીઓને ધાવણ નિકળે છે)

ઇત્યાદિ

આ વાક્યોમાથી જેઓની, ઉપર × આવી ખૂણ કરેલી છે તેઓમાના 'ધમની' શબ્દનો અર્થ શુદ્ધરક્તવાહિની (Artery) યા સ્નાવાહી (Nerve) આમાથી એકેય કરીને ચાલે તેનુ નથી બીજુ આજે આપણને વિવક્ષિત છે તેવો ભેદ सिरा અને धमनी એઓમા પોતે સુશ્રુતેજ કરેલો નથી બહુ તેક ઠેકાણે ધમનીઓનો સમાવેશ સિરાઓમા જ કરેલો છે અને આ અનવસ્થા દરેક પ્રસગે પ્રતિસસ્કર્તાના માથે મારવાનુ અયોગ્ય થશે ધમની આ સિરાનો પેટાભેદ છે આ વ્યવસ્થા મૂળ ગ્રથકર્તાને જ અભિપ્રેત હતી એમ સિદ્ધ કરવા માટે સબલ આધારો છે ખુદ વાગ્ભટ્ટશિષ્ય ઇદુએ કહ્યુ છે કે 'सिरा नातिस्थूला धमन्यस्तद्विशेषा एव। (अ स टी शा ५) चरके જેઓને દશ ધમનીઓ કહ્યુ છે તેઓને જ વાગ્ભટ્ટે 'दशमूलसिरा' સબોધ્યુ છે આની ઉપર ઇદુએ 'धमन्यो विशिष्टा सिरा एव सिरा-धमन्य स्रोतो विशेषा सौषिर्यसामान्यत' એવી સ્પષ્ટતા કરી છે આનો બીજો પુરાવો પણ મળે છે અવેધ્ય સિરાઓમા જ 'शब्दवाहि' ધમનીઓનો પણ અતર્ભાવ સુશ્રુત-વાગ્ભટોએ કર્યો છે વાતવાહિ સિરા એટલે Sympathetic Nerves એવો ચોખો અર્થ સ્વ વૈ જોશીએ કરેલો, પણ તે તેમના બીજા સાથીદારોને સાહસયુક્ત લાગતો હોવાથી તેઓએ પોતાના 'आयुर्वेदीय—शारीर' આ ચોપડામા વાતવાહિ સિરાઓની આગળ પ્રશ્નચિહ્ન મકી રાખી તેને આકાશમા લટકાવી જ રાખ્યો છે ! સુશ્રુતે સિરાઓની બાબત 'अत सर्ववहा स्मृता' એવી રીતે 'न मम' કરી વર્ણક્રમ કર્યો છે જ્યારે વાગ્ભટ મહારાજે वातरक्त, पितरक्त અને कफरक्त એની વેહચાણ કરી જાતિભેદ ઉભો કર્યો છે ને લખી કહે છે, "વૃદ્ધ વા ભટ્ટ અને અષ્ટાગસગ્રહ આ ગ્રથકારોના કાલમા શબવિચ્છેદન શક્ય ન હતુ. તથાપિ તેઓએ ધમનીઓ (નાભી)

શરીર મધ્યભાગથી ઉત્પન્ન થાય છે અને શિરાઓ હૃદયથી નિકળે છે એવો ભેદ આ લેખમા કાયમ રાખ્યો છે " (ધમની વિવેચન ચોપડુ પૃ ૧૯) પણ વાગ્ભટ્ટના પિતા શવચ્છેદનપારગત સુશ્રુત એણે શિરાઓ પણ નાભિથી જ નિકળે છે એમ 'सिराभिरावृता नाभि' 'तासा नाभिमूल' 'नाभित प्रसृता सिरा' એવું અનેકવાર કહ્યુ છે સુશ્રુતે સિરા અને ધમની એઓને બન્ને રીતે એકા થક માન્યા છે જેમકે

(૧) સિરા વિભાગમા ધમનીઓનો અંતર્ભાવ કરી —

'चतु:षष्टिसिराशत जत्रुण ऊर्ध्वं भवति। तासा तु षधिधमन्यो द्वे द्वे परिहरेत्'। (शा ७।२२)

'कटनाडीमुभयत श्रतस्रो धमन्य'। (इमानि सिरामर्माणि)। (शा ६।२६)

(૨) ધમની અર્થથી સિરા શબ્દ વાપરી —

'या-(सिरा) मिरिद शरीरमनुगृह्यते चाकुचन-प्रसारणादिभिर्विशेषै'। (शा ७। ३) अत्रादिशब्दाद् भाषणस्वप्नाववोधादयो गृह्यन्त। (डल्हण-टीका)

'अनिल प्रवृद्धस्तिर्यग्गा सिरा सप्रतिपद्य। (नि ९-३)

'निमेषणी सिरा वायु प्रविष्टो वर्त्मसश्रया'। (उ ३। २६)

यद्बलन निमेषोन्मेषौ स्याताता निमेषिण्य सिरा (डल्हण)

'स एव (वायु) शब्दानुवहा यदा सिरा धनुमग्य तिष्ठति'। (उ २०।८)

ઇત્યાદિ

આ ઉપરથી જણાશે કે ધમની શબ્દનો Nerve અર્થ કરવાને માટે સુશ્રુતના ફક્ત એકજ વાક્યનો વાંધો આવે છે, એમ કેહેવું ખોટુ છે આ કાળની પરિભાષા પ્રણાલી પ્રમાણે સિરા અને ધમનીના અર્થની વ્યવસ્થા કેમ લાવવાની આ વિષયની ચર્ચા આપણે આજે પ્રસ્તુત નથી ડૉ ગણનાથ **સેન યા વૈ જોશી આ બન્ને વિદ્વાન્ સંશોધકની પરિભાષાને આગળને આધાર નથી,** આ વાત માન્ય સિદ્ધ છે પોતાના આગ્રહ માટે વિરુદ્ધ ગ્રંથ વચનોને પ્રક્ષિપ્ત માનવા યા પોતાને અનુકૂલ એવા વાક્યો રચી તેઓને પાઠભેદ એ મોહક નામ આપી તે પ્રાચીન ગ્રંથમા ઘુસાડી તેઓને છિન્નભિન્ન કરવા તે કરતા પ્રાચીન સહિતાઓ છે એવીજ ખરાબ અને જગલી સ્થિતિમા રહેવા દેવી અને આવા સશોધનની છરી બીજા લાયક વિષયઉપર ફેરવવાની તૈયારી કરી લેવી આ વાત પ્રાચીન ગ્રંથો અને આવા સશોધકો આ બન્નેના હિતની છે સહિતાઓની બીજી જૂની પ્રતિ મળ્યા વગર પોતાના મનના જ આધારે તેમા પાઠભેદ દાખલ કરવાનો પ્રયત્ન અશ્લાઘ્ય અને

દકેનીય છે, પછી એવુ કૃત્ય કરનાર એકાદ વૈ જોશી, ડૉ મેન, વૈ હા ણચદ્ર કે પ હરિપ્રપન્નજી ભલે હોય ! વૈ જોશી સ્વર્ગસ્થ થયા હોવાથી તેમનો પક્ષ હવે કડો પડશે, આ વાત જૂદી છે, પણ ઢાલની એક બાજુ જોઇને આયુર્વેદના વિદ્યાર્થીઓએ તેવા મતાગ્રહના આધારે ન જવુ જોઇએ ! સાધક બાધક પ્રમાણોનો વિચાર કરી પછી જે નિર્ણય યોગ્ય લાગે તે કરવો

વૈ **જોશી** એક સારા આયુર્વેદના અભ્યાસી પ્રેમી અને પ્રચારક હતા પ્રચારકમા હોય છે, તેવુ ચિવટપણુ અને સેવાભાવ તેમનામા હતા છતા પ્રચારકમા હોય છે તેવો કુદરતી દુરાગ્રહ કેટલાક પ્રમાણમા તેમનામા પણ હતો આયુર્વેદના પ્રેમથી તેઓએ પોતાના મત પ્રચાર માટે અનેક પ્રકારે ભગીરથ મહેનત ઉઠાવી અને ડો ગણનાથસેન જેવાનો વિરોધ કર્યો જ્ઞાન પ્રકાશમા પ્રસિદ્ધ થયેલ આ લેખ વાચી તેઓ મને મળવા માટે આવેલા કેટલીક ચર્ચા પછી ધમની વિગેરે બાબતમા 'हस्त्यायुर्वेद' વાચી જવાની સૂચના મે તેમને કરી હતી ધમની નો **અર્થ નર્વ ન કરીએ, તો પછી આયુર્વેદમા નર્વનુ નામનિશાણુજ નથી એમ આપણે કહેવુ પડશે અને તેથી આયુર્વેદ હાસ્યાસ્પદ બનશે** આ તેમની ખાસ દલીલ હતી તેમના મતનો સારાસાર-વિચાર કરતી વખતે અભ્યાસકોએ આ દલીલનો પણ વિચાર જરુરથી કરવો



## ઉત્કટ વાતકાસ (હૂપિંગ કફ)

**(લેખક—સાહિત્યાચાર્ય વૈદ્ય ધનાનદજી પન્ત, દેહલી)**

આ એક ભારે ચેપી રોગ છે શ્વાસમાર્ગ અને તેની શાખાઓમા થાય છે ખૂબ ઉધરસ આવ્યા પછી એક જાતનો કૂકડાના અવાજ જેવો અવાજ થાય છે

**હેતુ**—બે મહીનાથી દશ વર્ષ સુધીના બાળકોને થાય છે મોટી ઉમ્મરનાને ભાગ્યે જ થાય છે છોકરાઓ કરતા છોકરીઓને વધારે થાય છે ઓરી થયા પછી ઘણીવાર થાય છે ઘરમા એક બાળકને થાય તો પછી બીજા બાળકોને પણ લાગુ પડે છે આમા તાવ નથી આવતો આનુ ઝેર થુકમા હોય છે થુકવાળો રૂમાલ, થુકવાળી આગળી, પેન્સીલ વગેરે દ્વારા બીજા બાળકોમા ફેલાય છે પહેલા અઠવાડીઆમા ચેપ વધારે ફેલાય છે પછી પાચ સપ્તાહ સુધી ચેપ ક્રમશ ઓછો થતો જાય છે ઠડી ઋતુમા આ રોગ ફેલાય છે જીદગીમા એક જ વાર થાય છે

**મ પ્રાપ્તિ**—આ વિષના પ્રભાવથી ધીરે ધીરે ખાંસીનો વેગ, શ્વાસમાર્ગમા સોજો વગેરે લક્ષણો થાય છે કહ્યુ છે કે -

ऊर्ध्वं प्रवृत्त प्राप्योरस्तस्मिन्कण्ठ च सस्वनन्
शिर स्रोतासि सपूय ततोङ्गा युत्क्षिपन्निव ।
क्षिपन्निवाक्षिणी पृष्ट उर पार्श्वे च पीडयन्
प्रवर्तत स वक्त्रेण भिन्नकांस्योपम ध्वनि ॥

વા ભટ નિ અ ૩ શ્લો ૧૯-૨૦

આ રોગની ત્રણ અવસ્થાઓ છે ૧ આક્રમણાવસ્થા, ૨ આવેગાવસ્થા, ૩ અપચયાવસ્થા

પ્હેલી અવસ્થામા કોઈ કોઈને ૧૦૦થી ૧૦૨ સુધી તાવ હોય છે, અને ઉધરસ શુષ્ક હોય છે આ અવસ્થા સાત દિવસ સુધી રહે છે

**આવેગાવસ્થા**—ગળામા ધુમાડો નીકળતો હોય એવુ લાગે છે, પછી દશ-૫દર વખત ઉપરાઉપર ઉધરસ આવે છે શ્વાસ ઉપરને ઉપર રહે છે પછી વાયુશૂન્ય નળીમા વાયુ અદર ખેચાતા થાય તેવો કુકડાના અવાજ જેવો અવાજ એક બે વખત થાય છે અને એ સાથે ઉધરસનો વેગ શાત થઈ જાય છે પણ ઉધરસના જોર વખતે આખ જાણે બ્હાર નીકળી આવે છે, હાથની મુઠીઓ વળી જાય છે અને વેગ બધ થનાર કાઈ ન હોય તેમ બાળક રમવા માડે છે વળી બે ત્રણ કલાક શાતિ રહ્યા પછી પ્હેલા જેવો જ વેગ ઉપડે છે દરેક વખતે અર્ધીથી બે મીનીટ સુધી વેગ રહે છે પછી પાછુ ઠીક થઇ જાય છે પણ વેગ ઉપડે છે ત્યારે ઉધરસ ખાતા ખાતા જીભ બ્હાર નીકળી જાય છે નાડીનો વેગ વધી જાય છે, ઝાડો પેશાબ પણ વખતે થઇ જાય છે નાક અને આખમાથી પાણી નીકળવા માડે છે, ઓગકની ઉલટી થઈ જાય છે, પછી ગુદ જેવો ચીકણો જાગે કફ નીકળે છે, કોઇવાર કફમા રક્ત પણ નીકળે છે વેગના જોરથી જીભ ગળુ વગેરેની રક્તવહ નસો તુટીને લોહી નીકળે છે ફેફસાની સ્થિતિ સ્થાપકતા ઓછી થઈ જાય છે, ક્વચિત્ શ્વાસ રોકાઇ જઇને મૃત્યુ પણ થઇ જાય છે દિવસમા ૫-૭થી ૮૦ સુધી હુમલા આવે છે રાતમા વધારે આવે છે ત્રણ અઠવાડીઆથી છ અઠવાડીઆ સુધી આ સ્થિતિ રહે છે જેમ ખાસીના હુમલા વધારે તેમ રોગની અસાધ્યતા વધારે

**અપચયાવસ્થા**—આ અવસ્થામા ખાસીનો વેગ ઓછો થઇ જાય છે સાધારણ રીતે દોઢથી બે મહિનાની અદર બાળક સારૂ થઇ જાય છે કોઈવાર ઘણા દિવસ સુધી રોગ ચાલુ રહે છે છ મહિનાથી નાના તથા બાલ

અસ્થિશોષ—રીકેટ્સના દરદી બાળકને તથા આક્ષેપ વાત લક્ષણવાળા દરદીને થયેલો રોગ મટવો મુશ્કેલ જેમ બાળકની ઉમ્મર મોટી તેમ રોગ મટવાનો સંભવ વધારે, આ રોગ મટયા પછી ક્ષય થવાનો સંભવ રહે છે

ઉપદ્રવ—આંકડા, કાનની બ્હેરાશ, પ્લુરિસી, ન્યુમોનીઆ, ઓટાઇટીસ, માથામાં રક્તસ્રાવ થવાથી પક્ષવધ વગેરે ઉપદ્રવો સંભવિત છે

પ્હેલા સપ્તાહમાં નિદાન થવું કઠણ છે પછી શ્વાસ અંદર ખેંચાતા સંભળાતા કૂકડા જેવા અવાજથી રોગ નક્કી થઇ જાય છે મૂત્રનો રંગ તદ્દન સ્વચ્છ અને વિશેષ ગુરૂત્વ વધારે એ લક્ષણથી રોગ ઓળખી શકાય છે

ચિકિત્સા—આ રોગ સાધારણ નથી કોઈવાર ઘાતક રૂપમાં પણ ફેલાય છે સન ૧૯૦૭માં આ રોગથી ૧૦૩૧૪ બાળકોના ઇંગ્લંડમાં મરણ થયા હતા રોગ થયા પછી કોઇ રીતે નથી રોકાતો રોગી બાળકથી બીજા બાળકોને છુટા રાખવા, ઠંડી ન લાગવા દેવી, ગરમ કપડા પહેરાવવા, ગરમ પાણીથી ન્હવરાવવું, રોગીને ઘરના સ્તરથી ઉંચા સ્થાનમાં એકાન્તમાં અથવા શહેરની બ્હાર ખુલ્લી હવામાં રાખવું એ સારૂં છે રોગ ઓછો થયા પછી થોડો અને હલકો ખોરાક વારંવાર આપવો પણ પેટ ભરીને ન ખવરાવવું, પેટ ભરીને ખવરાવવાથી ઉલટી થઈ જાય છે મોસમના ફળોના રસો આપવા હમેશા પેટ સાફ રાખવું દુધ, કાંજી, જવનું પાણી વગેરે પથ્ય છે

આ રોગની ચિકિત્સા ત્રણ પ્રકારની છે, ૧ રોગબીજ નાશક ૨ કફ પાતળો કરનારી, ૩ શમન ક

રોગીના ઓરડામાં અથવા તેની પથારી પાસે એક સગડી ઉપર રાખેલી તપેલીમાં ઉકળતા પાણીમાં નીચેની ચીજોનો ધૂપ બનાવી નાખવો અને તેની વરાળ દરદીના શ્વાસ સાથે અંદર જાય એમ એ તપેલી રાખવી

ધૂપ—ગંધક, ગુગળ, ભાંગના પાન, જટામાંસી, અને લોબાન એટલી વસ્તુઓને ધીમા મેળવી તેનો ધૂપ બનાવવો

આ ઉપરાંત રોગીના ઓરડામાં હમેશા ગંધકનો ધૂપ કરવો લવંગાદિવટી ( तुल्या त्वङ्ग वाली ) મોઢામાં રાખવા આપવી એજ રીતે બીજી પણ આ બાબતમાં ઉત્તમ લાગતી ચિકિત્સા કરવી

કફને પાતળો કરનારી ચિકિત્સા—શૃંગ્યાદિ ચૂર્ણ કે અધાગાનલેહ, ચાર ચાર રતિની માત્રામાં ત્રણ ત્રણ કલાકે મધ સાથે ચટાડવાથી ખાંસી, શ્વાસ, ઉલટી વગેરે ઉપર ફાયદો થાય છે ભાર્ગ્યાદિ ક્વાથ ( ભારંગી, ભોરીંગણી અને સિંધાલૂણ )થી પણ કફ પાતળો પડે છે દુધ ઉપર રહેતા બચ્ચાઓને પીપરીમૂળ, દ્રાક્ષ જેઠીમધના ક્વાથમાં બે રતિ પીપરનું ચૂર્ણ મેળવી પાવું છાતીમાં કફ ભરાઈ ગયો હોય, પેટ ચડી આવ્યું હોય, ન્યૂમોનીઆ, ખાંસી,

જ્વર વગેરેમા આ માો ફાયદો કરે છે મૃદુરેચક પણ છે રોગ જો બહુ વધારે હોય તો એકલુ દુધજ ખોરાકમા આપવુ

એક વર્ષના બાળકને એક રતિ, બે વર્ષના બાળકને દોઢ રતિ, અને પ-૬ વર્ષના બચ્ચાને ત્ર રતિ અને મોટી ઉમ્મરનાને છ રતિ એ રીતે માત્રામા દિવસમા ત્રણ વખત પાણી સાથે ફટકડી આપવી જો એ સાથે ઉપરના ક્રમમા ઉમ્મર પ્રમાણે એક રતિનો આઠમો ભાગ, ચોથો ભાગ, અર્ધી રતિ અને એક તિ મકર વજ મધ સાથે આપવામા આવે તો આચકીવાળી સ્થિતિમા ઘણો લાભ થાય છે વજ, જેઠીમધ, પીપર, તુલસીની મંજરી એ સવને મેળવી બે તોલા એ રતલ પાણીમા ઉકાળી અર્ધો રતલ બાકી રહે ત્યારે એમા બે તોલા સાકર મેળવી થોડી માત્રામા દિવસમા પ- વાર આપવાથી ઉધરસનો વેગ શાત થાય છે એ રીતે મોટી હરડે, જેઠીમધ અને ભોરીંગણીનો ઉકાળો મધ સાથે આપવો ચાતુર્ભદ્ર ચૂર્ણ (કાકડાશીંગ, પીપર, અતિવિષ અને નાગરમોથ) મધ સાથે આપવાથી તાવ, ખાસી અને ઝાડા ઉપ ક્રાયો કરે છે છાતીમા કફ વધી જઇને ઘરઘર શબ્દ થવા માડે, તથા શ્વાસ અટકવા માડે ત્યા સિંધાલૂણને આકડાના દુધમા એકવાર પલાળીને સુકવી રાખવુ અને એ સિંધાલૂણ ત્રણ રતિની માત્રામા દુધ સાથે આપવાથી ઉલટી થઇને કફ બ્હાર નીકળી જાય છે અને શ્વાસાદિ શાત થાય છે જે એક માત્રાથી ઉલટી ન થાય તો કલાક પછી માત્રા આપવી સોમનુ ચૂર્ણ બે રતિની માત્રામા સવાર સાજ બે વખત ગરમ પાણી સાથે આપવાથી શ્વાસ નાડીની શાખા પ્રશાખાઓને ઢીલી કરીને પદર વીશ મિનિટમા કફને પાતળો કરીને કાઢે છે સવ પ્રયોગોમા આ પ્રયોગ ઉત્તમ છે

અવસાદક—ઉપર કહેલા ક્વાથોમા ૧૫-૨૦ ટીપા કનકાસવના નાખીને આપવા જાતિફલાદિ ચૂર્ણ (શા) મધ સાથે ચટાડવુ ધતુરાના બી કે સ્વરસના યોગવાળી દવા ઉન્મત્તરસ વગેરે પણ અવસાદન કરે છે શ્વાસ અને ખાસીના જોર માટે વાતઘ્ન વિષગર્ભાદિ તેલ છાતી અને પીઠ ઉપર ચોળવુ તથા અળશીની પોટીસનો શેક કરવો

કોઇવાર અધિક રક્તસ્રાવ થવાથી આખનુ શ્વેત મડલ લાલ થઇ જાય છે અથવા લોહી જામી જવાથી કાળી નિશાની પણ થાય છે એમા ડરવાનુ કાઇ કારણ નથી ઉંબરાના પાનનો ઘન કરેલો કવાથ, રસવતી, ફટકડી, રક્તચદન, અફીણ, મોટી હરડે વગેરમાથી એક બે કે સર્વ ચીજોને મેળવી તેનો લેપ આખની બ્હાર વારવાર લગાડવો

( વૈદ્યસમેલન પત્રિકા ઓગષ્ટ ૧૯૩૬માથી અનુવાદ )

---

# પ્રભુરામ આયુર્વેદીક કોલેજ

ડૉ૰ પોપટ યુનીવર્સીટી ઓફ આયુવેદ ન ૨૪૯ ઓફ ૧૯૩૬

**ઉપવદ, રસવૈદ,** અને **લીપકના** પ્રમાણુ પત્રો માટેની અને **લીપગવર-ગ્રેજ્યુએટ ઓફ ધી પ્રભુરામ આયુર્વેદીક કોલેજની** પદવી માટેની તેમજ વીદ્યાર્થીનીઓ માટેની **ભાવીકા-પરીચારીકાના** પ્રમાણ પત્ર માટેની જુદી જુદી પરીક્ષાઓ કોલેજના હોલમા તા૰ **૨૧મી જાન્યુઆરી ૧૯૩૭** થી શરૂ થશે પરીક્ષામા બેસવા ઇચ્છનારાઓએ પોતાની અરજી જરૂરી ફી અને પ્રમાણપત્ર જોડે તા૰ ૧૪મી જાન્યુઆરી ૧૯૩૭ લગીમા મોકલી આપવી જોઇએ

યુનિવર્સીટીને માન્ય તેવી શિક્ષણ સંસ્થા અથવા તેવા અધ્યાપકની દેખરેખ હેઠળ અભ્યાસ કરનાર કોઈ પણ વિદ્યાર્થી તે મતલબનુ પ્રમાણપત્ર રજુ કરી પરીક્ષાઓમા બેસી શકશે

ચાલુ વૈદકીય ધધો ચલાવનાર ચિકીત્સકો ને **"વૈદવર"**ના પ્રમાણપત્ર અને **"આચાર્ય"**ની પદવી, એ પદવીઓ માટે નક્કી કરવામા આવેના નિયમો પ્રમાણેની તપાસમા સફળ થતા આપવામા આવે છે, જરૂરી તપાસ પછીજ મળી શક છે

પરીક્ષાઓ પછી કોલેજના શિક્ષણ વર્ગો તા૰ **૧લી ફેબ્રુઆરી ૧૯૩૭**થી શરૂ થશે દાખલ થનારાઓએ તે પહેલા અરજી મોકલવી અથવા જાતે મળવુ જોઈએ

પરીક્ષાઓ અને કોલેજના વર્ગો માટે વિશેષ જાણવા ઇચ્છનારે સસ્થાની અંગ્રેજી "હેન્ડ બુક ૧૯૩૬-૩૭"ની એક નકલ ચૌદ આનાની ટિકિટો મોકલવાથી મલશે સદરહુની ટુંકાવેલી ગુજરાતી નોંધ એક આનાની ટિકિટ મોકલવાથી મળશે પત્રવ્યવહાર કોઈ પણ ભાષામા થઈ શકશે

હુકમથી,
**પ્રતાપકુમાર વૈદ**
જી પી એ મી ઓન સેક્રેટરી
૨૪ નવેમ્બર ૧૯૩૬
કોલેજ-યુનિવર્સિટી ઓફિસ ભુલેશ્વર-મુંબઈ
૩૮-૫૬૭

---

# વૈદિક સાહિત્યમા ઉદ્‌ભિજ્જ શાસ્ત્ર

(મૂળ લેખક-ડૉ એકેન્દ્રનાથ ઘોષ પી એચ ડી, એમ ડી (કલકત્તા)
શ્રીયુત દુર્ગાશંકરભાઈ,

તંત્રી, 'આયુર્વેદ વિજ્ઞાન'

શ્રીયુત ગૌરીશંકર ઓઝા સ્મારક ગ્રથમા ડૉ એકેન્દ્રનાથ ઘોષ, પી એચ ડી, એમ ડી (કલકત્તા)નો "વૈદિક સાહિત્યે ઉદ્‌ભિદેર કથા" નામનો બંગાળી ભાષામા છપાયલો લેખ જોયો ત્યારથી જ મને આ લેખનો અનુવાદ કરવાની ઉત્કંઠા થઈ આવી પરતુ આ મહાગ્રથ મેળવવો મુશ્કેલ હતો એટલે 'પ્રસ્થાન'વાળા ભાઇશ્રી રણછોડજી મીસ્ત્રીને મે આ લેખની નકલ કરી મારી ઉપર મોકલી આપવા વિનતી કરી અને તેમણે તે પ્રમાણે કર્યું પરિણામે આ લેખ એ ઉપરથી અનુવાદ કર્યો છે

વૈદિક સાહિત્યમા વનસ્પતિઓ વિષે શુ છે તે આથી સમજી શકાશે ઉદ્‌ભિજ્જ શાસ્ત્રની પરિભાષા નક્કી કરવામા કેટલાક શબ્દોનો ઉપયોગ થઈ શકે એમ છે વળી વૈદિક સાહિત્યની વનસ્પતિઓનો નિર્ણય કરવાનો પ્રયાસ લેખકે કર્યો છે તે પણ ધ્યાનાર્હ છે

આ લેખમા ખૂટતો ભાગ આપ, આપની પાસે આ ગ્રથ છે તેમાથી ઉતારીને પૂર્ણ કરશો એવી આશા છે

ડાભોટ
ધનતેરસ

આપનાના રૈયના
સ્નેહવદન

---

## વૈદિક સાહિત્યમા ઉદ્‌ભિજ્જશાસ્ત્ર

[ ઋગ્વેદમા ઉદ્‌ભિદ્ શબ્દ છે પરતુ એનો અર્થ ત્યા ઝાડ-છોડ એવો કરવામા નથી આવ્યો ઉદ્‌ભિદ્ એટલે ઝાડ, છોડ-વનસ્પતિ-એ અર્થ તો અમરકોશના સમય પર્યત જઈને સ્થિર થયો જણાય છે ઋગ્વેદિક કાલમા વનસ્પતિના વિભિન્ન પ્રકારોની જાણ હતી સાધારણ વૃક્ષો તથા વનવૃક્ષો (વનસ્પતિ)મા કોઈ વખત ભેદ દર્શાવેલો જણાય છે નાના વૃક્ષ વાનસ્પત્ય કહેવાતા હતા બે વર્ષમા પાકનારાવાળા તથા જમીનમા કદ યા મૂળ રાખી જનારા છોડ ઝાડને વીરુધ કહેવામા આવતા અને વાર્ષિક છોડવાઓને 'ઓષધિ' કહેવામા આવતી ચઢવાવાળી લતાઓ (લતતિ) તથા વળદાઇને વૃક્ષ સાથે લપેટાતી લતાઓનો 'લિબુજ' પણ ઉલ્લેખ છે, તૃણો અને ઘાસોની પણ ઓળખ હતી

વૃક્ષના વિભિન્ન ભાગો વિષે સારૂ જ્ઞાન હતુ મૂળ, ડાળી, શાખા, ઉપશાખા, કુપળો, કળિયો, પાદડા ફુલ, ફળ, બીજ વગેરેની પિછાન બરાબર થઈ ગઈ હતી પુષ્પગુચ્છો તથા સુદર ફુલોનુ પણ વર્ણન છે ફૂટવા વાળા છોડઝાડનો પણ ઉલ્લેખ છે અતગ્છાલ તથા બહારની છાલ તથા ગુદરનુ પણ વર્ણન મળી આવે છે

ઝાડના લાકડા તથા અન્ય અગોનો આર્થિક તથા ઔષધિક ઉપયોગ કરવામા આવેલો જણાય છે

લગભગ ૧૨૯ જુદી જુદી જાતની વનસ્પતિનુ વર્ણન વેદોમા છે કદાચ સ્હેજ વધુ પણ હશે પરતુ એમાની ઘણીને અત્યારે ઓળખી શકાતી નથી ]

ઉદ્‌ભિદ્ ઋગ્વેદ (૧,૮૯,૧,૮,૯૮,૧, ઇત્યાદિ), વાજસનેયી સહિતા (૨૮-૧૫) અને અથર્વવેદમા (૫, ૨૦-૧૧) છે, પરતુ એ ઝાડપાલાના અર્થમા વ્યવહૃત નથી અમરકોષમા આ શબ્દ ઝાડપાલાના અર્થમા પ્રથમ વ્યવહારમા આવ્યો છે

## પ્રકાર

વૈદિક ગ્રન્થોમા પ્રકારભેદથી ઝાડપાલાના અનેક નામો જોવામા આવે છે જેમકે વૃક્ષ (ઋગ્વેદ, વાજસનેયી સહિતા, અથર્વવેદ) દ્રુમ (કેવલ નિરુક્ત અને ષડ્‌વિંશતિ બ્રાહ્મણ,) વનસ્પતિ (ઋગ્વેદ, વાજસનેયી સહિતા, અથર્વવેદ), વાનસ્પત્ય (કેવળ અથર્વવેદ), વીરુધ, ઔષધિ, પ્રતતિ, લિવુજા અને પ્રતન વૃક્ષ, વનસ્પતિ અને વાનસ્પત્ય-આ ત્રણે શબ્દોનો અર્થ અમો 'ઝાડ'(Tree) એવો કરીએ છીએ ઋગ્વેદમા વૃક્ષ અને વનસ્પતિ-આ બન્ને શબ્દો એક સાથે વપરાયલા નથી, એથી અમારૂ માનવુ છે કે ઋગ્વેદના સમયમા આ બન્ને શબ્દો એક જ અર્થમા વપરાતા હતા વાજસનેયી સહિતા (૧૭,૨૦) મા એક પ્રસગે 'વન' અને 'વૃક્ષ' બન્ને શબ્દોનો એક સાથે ઉલ્લેખ નજરે પડે છે એથી માનવુ પડે છે કે એ વખતે વન જાત ઝાડપાન અને વૃક્ષ-એ બન્નેને ભિન્ન માનવામા આવતા હશે અથર્વવેદમા વૃક્ષ અને વનસ્પતિ (૧૦ ૩ ૧૩) અને વૃક્ષ અને વાનસ્પત્ય* શબ્દોનો (૧૨,૧,૨૭) એક જ સાથે ઉલ્લેખ થએલો જોવામા આવે છે, પરતુ સાધારણ રીતે એ બન્ને એક નથી પણ પૃથક્ છે એમ માનવુ પડે છે વ્હિટ્‌ની (Whitney) સાહેબ વનસ્પતિને વન્યવૃક્ષ કહે છે અમને અથર્વવે મા (૮-૮-૧૪, ૧૫-૬-૩) વનસ્પતિ અને વાનસ્પત્ય બન્ને એક સાથે જણાયા છે વાનસ્પત્યનો અર્થ 'વનસ્પતિનો પુત્ર વા પુત્રસ્થાનીય' એવો કરવાથી આપણે એનો 'ક્ષુદ્રવૃક્ષ' અર્થ કરી શકીએ

ચરકમા ઔદ્ભિદ ઔષધ સકલને ચાર ભાગમા વહેચી નાખવામા આવ્યુ છે — વનસ્પતિ,[૧] વાનસ્પત્ય, ઔષધિ અને વીરુધ

## વૃક્ષ

ઋગ્વેદમા ત્રણ સ્થળે 'વૃક્ષ' શબ્દ ઝાડપાલાના અર્થમા વપરાયલો જણાય છે એક સ્થળે (૪-૨૦-૫) 'પકવ' અર્થાત્ ફલવાન્ વૃક્ષનો ઉલ્લેખ છે બીજે સ્થળે (૨-૧૪-૨) વૃક્ષના કાપનારની ઇંદ્રે કરેલા વૃત્રવધ સાથે તુલના કરવામા આવેલી છે બીજે એક સ્થળે (૧-૧૬૪-૨૨) આદિત્યની વૃક્ષની સાથે તુલના કરાયલી છે ૧-૧૬૪-૨૦મા જયા વૃક્ષની વાત છે ત્યા 'રત્નામાસથકી જડેલો જડદેહ' એમ કહેવામા આવ્યુ છે વળી 'વૃક્ષ'નો અર્થ (૫-૫૮-૫) દારુમય પેટિકા પણ કરવામા આવે છે

વાજસનેયી સહિતામા કહેલું છે કે વૃક્ષની ઉપર યુદ્ધના અસ્રશસ્ર રાખવામા આવ્યા હતા (૧૬-૫૧) કાષ્ઠ નિર્મિત ખાટલાનો ઉલ્લેખ છે (૨૩-૨૩) વૃક્ષને હરિકેશ (ભાષ્યકારના મત પ્રમાણે હરિતવર્ણના કેશ અથવા પર્નવિશિષ્ટ) કહેલુ છે (૧૬-૪૦) સભવ છે કે આ કોઈ સૂક્ષ્મ સૂચિઆકારના પાનવાળા વૃક્ષ (દેવદારુ વા અન્ય કોઈએ વર્ગનુ ઝાડ)ને અનુલક્ષીને કહ્યુ લાગે છે

અથર્વવેદમા વૃક્ષના સ્કધ (trunk)માથી પ્રશાખાની ઉત્પત્તિ (૧૦-૭-૩૮) વૃક્ષનુ ઉત્પત્તિસ્થાન (૪-૭-૫, ૬-૪૪-૧), વૃક્ષનો વર્ણ (૧૦-૮-૩૧) ઇત્યાદિ ઉલ્લેખો મળે છે અશ્વત્થ (૩-૬-૮) તલાશ ( -૧૫-૩) અને શિંશપા (૬-૧૨૦-૩) ને વૃક્ષ કહ્યા છે વાયુદ્વારા વૃક્ષનુ પતન (૧૦૧-૧૬), કુલિશદ્વારા વૃક્ષનુ છેદન (૨-૧૨-૨) અને વૃક્ષ ઉપર વજ્રપાત (૭-૫૨-૧, ૭-૬૧-૧ ૭-૧૦૪-૧૪) નો ઉલ્લેખ છે પુષ્પની ગાથાથી (૧-૧૮-૧) પુષ્પવિન્યાસ (Inflorescence) પણ ધ્યાન ખેચે છે પકવ અર્થાત્ ફલયુક્ત વૃક્ષનો (૨૦-૧૨૭-૪) ઉલ્લેખ અને ફલપતનની કથા (૬ ૧૨૪-૨) પણ છે

---

૧ વનસ્પતિ એટલે ફુલ વિના જેને ફલ આવે તે એવી વ્યાખ્યા રાજનિઘટુકારે (ज्ञेय सोऽत्र वनस्पति फलतिय पुष्पर्विना । तर्फलात वानस्पत्य । આપેલી છે એ ને આ જોતા તો વનસ્પતિને આપણે અપુષ્પ વનસ્પતિ (Cryptogamous plants) કહી શકીએ વાનસ્પત્યમા ફુલ અને ફલ બન્ને આવે એટલે વાનસ્પત્યને સપુષ્પ વનસ્પતિ (Phanerogamous plants) કહી શકાય વનસ્પતિ અને વાનસ્પત્ય એ ઉદ્ભિદ્ના બે વર્ગો છે આપણે વનસ્પતિ શાસ્ત્ર એવુ નામ Botany ને આપીએ છીએ તે એ રીતે અન્વર્થક નથી ખરી રીતે વાનસ્પત્ય શાસ્ત્ર નામ રાખવુ જોઇએ પણ તે પણ સ્પષ્ટ અર્થવાચી નથી આથી આગ્નેનીના પર્યાય તરીકે આપણે ઉદ્ભિજ્જ શાસ્ત્ર નામજ રાખવુ જોઇએ

## વનસ્પતિ

ઋગ્વેદમા વનસ્પતિને ઉદ્દેશીને બહુ સ્તુતિઓ (૧-૯૦-૮, ૫-૪૧-૮, ઇત્યાદિ) લખાયલી છે વનસ્પતિઓ અનેક કાર્યમા ઉપયોગમા આવતી હતી એ એનાથી સમજી શકાય છે વનસ્પતિના કાષ્ઠ બળતણ તરીકે કામ આવે છે (૫-૩-૪), એના લાકડામાથી રથ (૩-૫૩-૨૦, ઇત્યાદિ) ઉલૂખલ (ખાડણીઓ) (૧-૨૮-૬), યૂપકાષ્ઠ (૩-૮૧-૬, ૧૦-૭૦-૧૦), અરણિ (૬ ૧૫ ૨) અને યજ્ઞમા ખપ આવતા અનેક દ્રવ્યો (૧૦-૧૧૦-૧૦) આ અને બીજી શતસહસ્ર શાખાઓનો ઉલ્લેખ છે (૩-૮-૧૧) મરૂદ્‌ગણના આગમનથી વનસ્પતિ ગણુ ભયથી આકુલ થઈ (૧-૧૬૬-૫) નિનાદ કરે છે (૮-૨૦-૫) મરૂદ્‌ગણુ તેમને વિયુક્ત કરે છે (૧-૩૯ ૫) અથવા વનસ્પતિને જડમૂળથી ઉખેડી ફેંકી દે છે વળી એ પણુ કહેલુ છે કે પૃથ્વી વૃષ્ટિ વખતે તમામ વનસ્પતિઓને ધારણુ કરી રાખે છે પૂષણુ (૬-૪૮-૧૭), ઇન્દ્ર (૩-૩૪-૧૦), વિશ્વદેવગણુ (૧૦-૬૫-૨૧) અને અશ્વિની કુમારો (૧-૧૫૭-૫)ની સ્તુતિમા વનસ્પતિઓની સ્તુતિઓ ગાયેલી છે સોમ (૧-૯૧૬, ૯-૧૨-૭) અને અગ્નિને (૧-૧૩-૧૧,) ૧-૧૮૮-૧૦, ઇત્યાદિ) વનસ્પતિ તરીકે વર્ણવેલા છે અગ્નિને વનસ્પતિનો પુત્ર ગણ્યો છે (૮-૭૩-૨૬) કારણુ પુત્ર જેમ મૃતપિતાને અગ્નિસસ્કાર આપે છે તેમ અગ્નિ પણુ કાષ્ઠને દગ્ધ કરે છે

વાજસનેયી સહિતામા વનસ્પતિની ઉપલા ભાગમા વૃદ્ધિ (૪-૧૦), બહુશાખા (૫-૪૩) અને સુસ્વાદુ ફૂલનો (૨૮-૧૦) ઉલ્લેખ છે વન્યવૃક્ષના કાષ્ઠોમાથી અનેક જાતના દ્રવ્યો પ્રસ્તુત કરેલા છે (૨૦-૪૫, ૧૦-૨૩)

અથર્વવેદમા વનસ્પતિને 'વીડવઙ્ગ' (અર્થાત્ સ્થૂલાઙ્ગ અને શાખાયુક્ત (૬-૧૨૫-૧) અને પુષ્પિયુક્ત (૧૯-૩૧-૮) કહી છે પૃથિવી તેમને ધારણ કરે છે (૪-૨૬-૫) જડિગડ (૧૯-૩૪-૯), પર્ણ (૩-૫-૩) અને વરણુ (૬-૭૫-૧, ૧૦-૩-૫)ને વનસ્પતિ કહેલી છે વાયુ વૃક્ષો અને વનસ્પતિઓને ભાગી નાખે (૧૦-૩-૧૬) છે વનસ્પતિની જે શાખાઓ કપાય છે તે વર્ષ દહાડામા પાછી વધવા લાગે છે (૮-૧૨-૧) વન્યવૃક્ષના કાષ્ઠમાથી અનેક દ્રવ્યો બનાવવામા આવે છે (૬-૧૨૫-૧ ઇત્યાદિ)

## વિરૂધ

ઋગ્વેદના દશમા મડલમા વીરૂધનો ઉલ્લેખ છે આધુનિક સૂક્તોની રચના વખતે આ મડલ લખાયલુ લાગે છે, વાજસનેયી સહિતામા બે જગોએ (૧૨-૭૭, ૧૮-૧૪) વીરૂધનો ઉલ્લેખ નજરે ચડે છે વીરૂધ અને ઔષધિ-બન્નેનો ઉલ્લેખ એક જ સાથે જણાય છે અર્થાત્ બન્નેની ભિન્નતા સ્પષ્ટ

જણાય છે અથવવેદમા અનેક સ્થળે (વારંવાર) આ વાત કહેલી છે ઔષધિ અને તૃણથી વીરૂધ ભિન્ન છે (૧૧-૭-૨૧)

ઋગ્વેદમા (૧૦-૭૮-૩) ગૃહત અને પ્રમર્પા વીરૂધની કથા છે વીરૂધ વર્ષાકાળમા (૨૦-૪૭-૮) વનમા જન્મે છે (૧૦--૧- ) વીરુધ બળે છે (૧૦-૪૫-૪),

વાજસનેયી મહિતાના ટીકાકાર મહીધર વીરુધને એક સ્થળે (૧૮-૧૪) અને બીજે સ્થળે (૧૨-૬ ઔષધિ કહે છે ઉવટ (૧૨-૭૭ ટીમમા) એનો અર્થ કરે છે કે 'જે વ્યાધિનો રોધ કરે તે'

અથવવેમા કહ્યુ છે કે ગરુડના આતરડામાથી વીરુધની ઉત્પત્તિ થયેલી છે (૧૦-૧૦-૨૧) મભવ છે કે આતરડા કહોવાઇને માટીમા મળી જાય છે અને તેમાથી વીરુધ પ્રાણવશક્તિથી જન્મે છે એજ આ વાત કહેવાનો આશય છે વીરુધનામૂલ (૮-૯-૨૩-વગહ વીરુધના મૂળ જાણે છે ૮૭-૨-૬૨), અગ્ર (૮-૭-૧ ), મધ્ય (અર્થાત્ કાણ્ડ ૮-૭-૨), પર્ણ (૮-૭-૧૨) અને પુષ્પનો (૮-૭-૧૨) ઉલ્લેખ જણાય છે આને અંશુમતી (જે કિરણોની પેઠે ચારે તરફ વધે છે) કાણ્ડની (જેનો કાણ્ડ સ્ફીત દણ્ડ હોય છે) અથવા વિશાખ (શાખાહીન) કહેલી છે (૮-૭-૧૧) બહુ પ્રકારની (૮-૧૫-૮) અને બહુ સબ્યક (૫ ૪-૧) વીરુધ જોવામા આવે છે કુષ્ઠને વીરુધ (૫-૪-૧) અને દર્ભને એક સ્થળે વીરુધ (૧૯-૩૩-૧) અને અન્ય સ્થળે ઔષધિ (૧૯-૩૨-૩) કહેલી છે

## ઔષધિ

ઋગ્વેદમા ઔષધિની બહુ સ્તુતિ ( -૩૯-૫ ૭-૪-૫) આવે છે એક સૂક્તમા (૧૦-૯૭) દેવતાઇ ઔષધિ ઔષધિ ઔષધિ નદીના પાણીમા (૭-૫૦-૩) જલવિહીન ઉચ્ચ સ્થાનમા (૪ ૩૩-૭) અથવા અશ્વત્થ અને પલાશવૃક્ષના ઉપર (૧૦-૯૭-૫) થાય છે વર્ષાઋતુમા (૬-૮૩-૫) અને વૃષ્ટિના જલમાજ (૩-૫-૮) ઔષધિ ઉત્પન્ન થાય છે વૃષ્ટિનુ જલ પીને ઔષધિઓ પુષ્પ અને ફલયુક્ત થાય છે (૭-૧૦૧-૧) પુષ્પયુક્ત વા પુષ્પહીન અને ફલયુક્ત વા ફલહીન ઔષધિઓનો ઉલ્લેખ છે (૧ -૯૭-૧૫) અશ્વવતી, સોમવતી, ઊર્જયન્તી અને ઉદોજ- નામથી ઔષધિઓનો ઉલ્લેખ મળે છે (૧૦-૯૭-૭) બનવત અશ્વવની અશ્વ ઘાસ હોય એમ લાગે છે સોમવતી સોમવતા અર્થાત્ સોમ જેવો કોઈ છોડ, ઊર્જયન્તી એટલે કોઈ બલકારક છોડ, ઉદો જ-કોઇ ઉગ્ર વા તેજસ્કર છોડ હશે માટી ખોદીને તે સાથે ઔષધિ સ્થાના તરિત કરાય છે (૧-૧૬૯-૫) આથી સમજાય છે કે ઔષધિઓને ખેતરમા ઉછેરવામા

આપતી હશે ઔષધિ ગાય (૧૦-૧૯૮-૧) અને અશ્વો માટે ખાદ્યપદાર્થ છે (૧-૧૬૩-૭) શુષ્ક ઔષધિઓમાથી બાણ બનાવવામા (૮-૧૧૨-૪) આવતા ઔષધિના બળતણ પણ થતા (૨-૪-૪)

વાજસનેયી સહિતામા ઋગ્વેદની અનેક વાતો ફરીફરી કહેલી છે એમા ઔષધિના રસનો ઉલ્લેખ છે ઔષધિમાથી પિષ્ટ (૧-૨૧) અને પુરાડાશ (૧૧-૪૨) પ્રસ્તુત કરવામા આવે છે ઔષધિ ઔરવરૂપમા થવાત છે (૧૨-૮૦, ૮૦, ૮૬) કુશને ઔષધિ કહેલી છે અથર્વવેદમા ઔષધિની ઘણી સ્તુતિ ગવાયલી છે એ પર્વત અને સપાટભૂમિમા થાય છ (૮-૭-૧૭), વર્ષામા ઉત્પન્ન થાય છે અને વધે છે (૪-૧૫ ૧૬, ૮ ૭ ૨૨ ઇત્યાદિ) ઔષધિની ખેતીની વાત પણ મળે છે (૩-૧૦-૫, ૧૨-૧-૪, ૪-૭-૪) ઔષધિના ૬૭ મૂલ, વિસ્તારિત મ ધ્યભાગ ( કાણ્ડ ) ( —૧૩૭—૩) બીજ (૮-૭-૨૧) અને રસનો ઉલ્લેખ છે (૨-૨૪-૧ ૪-૨૭-૨-૩) વિવિધ વર્ણવાળી ઔષધિઓ વિષે કહેવામા આવ્યુ છ (૮-૭-૧ બભ્રુ, સાદી, લાલ, બિન્દુ-ચિન્હિત અને કાળી ) પ્રસ્તૃણતી (જે ચારેય બાજુ ફેલાયલી હોય), સ્તમ્બિની ( ઝાખરા જેવી ), પ્રત ન્વતી (જે એક બાજુ વધે છે), એકશુલ્ગ (જેને માત્ર એક જ આવરણ હોય છે, સભવ છે કે ૫ કચુરાના પુષ્પવિન્યા સના આવરણપત્ર જેવા પત્ર વા Sprthe (પોગ)ને અનુલક્ષીને આ કહેલુ લાગે છે) અને બહુપત્રવિશિષ્ટ ઔષધિનો ઉલ્લેખ છે (૮-૭-૧૩) ઔષધિ ગાય, બકરી, અને ઘેટાનો ખોરાક છે (૮- -૨૫) ઔષધિનાથી ઔષધ પ્રસ્તુત થાય છે (૪-૮-૨-૩, ૪-૧૭-૧) જેમકે કુષ્ઠ (૬-૯૫-૩ ઇત્યાદિ) અને અપામાર્ગ (૪-૧૮-૩) ઝગી ઔષધિઓનો પણ ઉલ્લેખ છે (૧૦-૪-૨૪) ઔષધિમાથી ગલ્ય બનાવવામા આવ્યા છે (૪-૬-૮) ગુણભિન્નથી ઔષધી ગણને જીવલા (અર્થાત ઝકુરવતા ચાક), નઘારિષા (જે કોઇને નુકશાન (ક્ષતિ) ન કરે), જીવ તી (જીવન-રક્ષક), સઙ્ગ્વતી (તેજ વિશિષ્ટ) અને ત્રાયમાણ (સૌ કરતા તેજસ્વી) નામ આપેલા છે (૮-૨- ) ઔષધિને પુન મગ (જે ફરીથી નિજ અવસ્થાને પામે છે) કહેલી છે (૪-૧૦-૨) સ ભવ છે કે જમીનમા જે કદમૂળ હોય છે તેમાથી જે ફણગા ફૂટે છે તેનો ઉલ્લેખ આ છે યવ, દર્ભ, અરુન્ધતિ-લતાને ઔષધિ કહેલી છે (૬-૧૫-૧ ઇત્યાદિ)

અમો મોટી ગોટી વીરૂધને Biennial અને Perrenical herb અને Shrub કહીએ છીએ ઔષધિને અગ્રેજીમા annual herb કહે છે

### સતતિ

ઋગ્વેદમા (૮-૪૦-૬) અને તૈત્તિરીય બ્રાહ્મણમા (૧-૧-૧-૪) સતતિ

સબંધી ઉલ્લેખ મળે છે નિરુક્તમા (૧-૧૪, ૬-૨૮) પ્રતતિ એટલે વલ્લી અથવા વેલ એવો અર્થ કરવામા આવ્યો છે સભવ છે કે આ માલતી લતા પેઠે મોટી શાખાયુક્ત લતા હોવી જોઇએ

## લિબુજા

અથર્વવેદમા (૬-૮-૧ ૧૮-૧-૧૫,૧૬) કહેલુ છે કે લિબુજા વૃક્ષને વેષ્ટન કરનારી વેષ્ટિકા લતા-Twining plant-છે

## તૃણ અને સસ

વેદ અને બ્રાહ્મણમા તૃણનો બહુ ઉલ્લેખ છે અથર્વવેદમા કહેલુ છે કે તૃણથી ઘરની દીવાલ થાય છે (૩-૧૨-૫, ૯-૩-૪) 'શાદ'નો ઉલ્લેખ અનેક સ્થળોએ (ઋ૦ ૮-૧૫-૬, વાજસનેયી સ૦ ૨૫-૧) છે અને સાધારણ ઘાસના અર્થમા તે છે તૃણગુચ્છને 'સ્તમ્બ' કહેલો છે દર્ભગુચ્છને પિઞ્જૂલ વા પુઞ્જીલ કહેલો છે તૃણ, Gramineae વર્ગના કોઇપણ છોડ માટે વપરાયલો શબ્દ છે

સસ શબ્દ ઋગ્વેદમા (૧-૫૧-૩ ૩-૫-૬, ૮-૫-૭ ઇત્યાદિ) છે સાયણ એક જગોએ (૧-૫૧-૩) સસનો અર્થ અન્ન કરે છે, પાશ્ચાત્ય પડિતો એને Herb વા grass માને છે આ સસ્ય (શસ્ય-grain) શબ્દનુ પાઠાતર થયુ લાગે છે

## ઉદ્ભિદના ભિન્ન ભિન્ન અશ

વેદ, બ્રાહ્મણાદિ ગ્રન્થોમા ઉદ્ભિદના મૂળ, કધ, શાખા, વયા વલ્શ તાકમન, નમ્ર તૂર (વા પુષ્પગુચ્છ), પુષ્પ ફલ, બીજ અને સસ્યનો ઉલ્લેખ જોવામા આવે છે આ સિવાય દારૂ, ક્ષુ વ ક, વકલ અને નિર્યાસનો ઉલ્લેખ પણ આવે છે વાજસનેયી સહિતા (૨૨-૨૮) અને તૈત્તિરીય સહિતામા (૭-૩-૨૦-૧) અનેક જાતના નામો આવે છે

## મૂળ

મૂળ વિષે વાજસનેયી સહિતા (૨૨-૨૮) અને તૈત્તિરીય સહિતા (૭-૩-૨૦-૧)મા ઉલ્લેખ મળે છે, અગ્રેજીમા એને Root કહે છે,

સ્કધ (તૈત્તિ૦ સ૦ ૭-૩-૨૦-૧, ઋ૦ ૧-૩૨-૫, અથ૦ ૧૦-૭-૩૮) છોડની ડાડીના અર્થમા વપરાયલ છે 'સ્થાણુ' નામનો એક શબ્દ ઋગ્વેદમા (૧૦-૪૦-૧૩) 'વિઘ્ન' વા 'બાધા' અર્થમા વપરાયલો છે

## શાખા વયા

શાખા (ઋ૦ ૧-૮-૯, ૭-૪૩-૧ ઇત્યાદિ અથ૦ ૩-૧-૮) અને વયા

શબ્દો (ઋ૦ ૨-૫-૪, ૫-૧-૧ ઇત્યાદિ) ડાળ Branchના અર્થમા વપરાયલા છે ફલ સગ્રહ કરવા માટે વૃક્ષ ઉપર ચઢી એક શાખાથી બીજી શાખા પર જવાનુ કહેલુ છે (ઋ૦ ૭-૫-૪) શાખા શબ્દ બીજા અર્થમા પણ વપરાયો જણાય છે, જેમકે અગ્નિની શાખા (ઋ૦ ૧-૫૯-૧), નદીની શાખા (ઋ૦ ૧-૫૯ ૧) ઇત્યાદિ નવીન વૃક્ષની શાખા (વયા) ખાઈ શકાતી હતી (ઋ૦ ૧૦-૯૪-૩)

## વલ્શ

વલ્શ ઋગ્વેદ (૩-૮-૧૧, શતવલ્શ ૩-૮-૧૧, ૭-૩૩-૯ ઇત્યાદિ હજાર શાખાવાળ) અને અથર્વવેદમા (૬-૩૦-૨) 'ક્ષુદ્ર કોમલ શાખા' આ અર્થમા વપરાયલો છે આનુ અગ્રેજી નામ Twig

## તોક્મન

તોક્મન (ઋ૦ ૧૦-૬૭-૮, વાજ૦ સ૦ ૧૯-૧૩, ૨૧-૩૦ ઇત્યાદિ, મૈત્રાયણી સ૦ ૩-૧૧-૯, તૈત્તિરીય બ્રાહ્મણ ૧૧- -૪)ને ઋગ્વેદમા "છોડનો વધનશીલ અશ" કહેવામા આવ્યો છે વાજસનેયી સહિતાના ટીકાકાર શ્રી મહીધર એને વ્રીહી વા યવનો અકુર વા અકુરિત વ્રીહી વા યવ કહે છે ઐતરેય બ્રાહ્મણમા વ્રીહી, મહાવ્રીહી પ્રભૃતિના તોક્મનનો ઉલ્લેખ છે આ ઉપરથી અમોએ તોક્મનનો અર્થ અકુર (germinating plant) કર્યો છે મૅકડોનલ અને કીથ તેમના વૈદિક ઇન્ડેક્ષમા તોક્મનનો અર્થ green shoot of any kind ofgrain કરે છે ધાન્યના અકુરને 'શષ્પ' કહેલો છે (વાજ૦ સ ૧૯-૧૩)

## પ્રસૂ

પ્રસૂ (ઋ૦ ૧-૯૫-૧૦, ૭-૮-૩, ઇત્યાદિ, કાઠક સહિતા ૩૬-૨, તૈત્તિ૦ બ્રા૦ ૧-૬-૩-૨, શત૦ બ્રા૦ ૭-૫-૧-૧૮) ભાષ્યકારો 'પ્રસૂ'નો અર્થ કોમલ શાખા અથવા તેમનો અગ્રભાગ એવો કરે છે 'ફલ પ્રસવિની' ઔષધિગણને 'પ્રસૂવરી' કહેલુ છે 'પ્રસૂ' શબ્દ પુષ્પમુકુલ (flower-bud) અર્થમા છે

પર્ણ પત્ર (તૈત્તિ૦ સ૦ ૭-૩-૨ -૧) આ બન્ને શબ્દો પાદડા અર્થાત્ leafના અર્થમા વપરાયલા છે સચરાચર પલાશ વૃક્ષને પણ કહેલુ છે,

## પુષ્પ

પુષ્પ શબ્દ પણ બહુ ઠેકાણે મળે છે એને અર્થ ફુલ વા flower પુષ્પગુચ્છને 'સ્રજ્' કહેલી છે પુષ્પની માળાને garland-સ્રજ કહે છે વિવાહ પ્રસગે માળાનો વ્યવહાર જણાય છે

'મેષવૃક્ષ, શ્વેતખદિર, કમ્મલ', આ અજશ્રૃંગી નથી વૉટ સાહેબની ડીક્ષનેરી ઓફ ધી ઈકોનૉમિક પ્રોડક્ટ્સ ઓફ ઇ ડીયાના ત્રીજા ભાગમા Gymnema Sylvestre Br ને મેષશ્રૃંગી (સસ્કૃત) અને મેઢાસિંગી (હિંદી) કહેલી છે Dolichanlrone falcata seem–ને એ મેઢશિ (મધ્યપ્રદેશ), મેષશિંગિ (મુમ્બાઈ) અને મેઢસિંગિ (મરાઠી) કહે છે અમારા મત પ્રમાણે Gymnema Sylvestre Br એજ અજશ્રૃગી, આનુજ બીજુ નામ 'અરાટકી' છે

૩ અણુ (વાજ૦ મ૦ ૧૮=૨, બૃહદારણ્યકોપ૦ ૬-૩-૧૩) છે

Panecum milianium Linn એની ખેતી થાય છે એવો ઉલ્લેખ થાય છે બગાળી નામ 'ચિના'

(બાજરી, ગુજરાતી બાપાલાલ)

૪ અરૂયાણ્ડ—(અરુયણ્ડ) (શ–બ્રા ૧૩–૮–૧–૧૬) વેદિક ઈન્ડેક્ષમા એને Carpopogan Pruiens (અ યનામ mucuna pruriens Dc.) અથવા Flacourtia cataphractu Roxb માનવામા આવે છે શબ્દકલ્પદ્રુમમા 'અરુયણ્ડા'નો અર્થ કપિકચ્છુ (બગાલી આલકુશી–mucuna pruriens) અને ભૂમ્યામલકી' (ભિષઆબલી રત્નમાલાના મત પ્રમાણે Phyllanthus nirun Linn) કર્યો છે Flacourtia cataphracta Roxbનુ સસ્કૃત નામ 'તાલીશપત્રી' અને બગલાનામ 'પાનિયાલ મેદિનીમા તાલીશપત્રને (Abie Webbiana Lingle) ભૂમ્યામલક કહી છે શતપથબ્રાહ્મણમા જે અર્થમા આનો ઉલ્લેખ છે તે જોતા તો અમને આ આલકુશી (ગુજરાતી કુવચ બાપા૦) માનવી ઉચિત લાગે છે

૫ અપામાર્ગ (Achyranthes ashera Linn) વાજસનેયી સહિતા (૩૫-૧૧-બીજનો ઉપયોગ છે) અથર્વવેદમા (૪–૧૭ ૬, ૪–૧૮–૭, ૪–૧૯–૪, ૭–૬–૨) અને બ્રાહ્મણગ્રથોમા આનો અત્યત ઉલ્લેખ છે

અમલા જૈમિનીયોપનિષદ્ બ્રાહ્મણ ૧–૩૮–૬ છાદોગ્ય ઉપનિષદ્ ૭– –૧) આમલક આમલકી (Emblica officinatis Gaertner) ફલનુ નામ આમલક

[ અપૂર્ણ ]

નો ન ગજતની વાયશ્રેણીઓ માટે મંજુર થએલુ

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી ચર્ચનાર વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૧૭ | અંક ૩

नत्त्वं युक्त भेषजं यदारोग्याय कल्पते।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत॥

પોષ ૧૯૯૩

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
ઠે. મયની ૧૮ મુબાઈ-૧૪



શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
સંબંધી શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારા જ મળશે

લવાજમ રૂ. ૨-૦-૦ | વાચશ્રેણીઓ માટે ૧-૮-૦

# અનુક્રમણિકા



## — વિનતિ —

આ માસિકની આ અનુક્રમણિકા જોઈને વાચકને ખાત્રી થશે કે આ માસિક આપણા વૈદ્યકશાસ્ત્રના જ્ઞાનપ્રચાર માટે કેવું કામ કરી રહ્યું છે. આ માસિકનું આ ૨જું વર્ષ ચાલે છે. શરૂઆતથી જ આ માસિકમાં આવા ને આવા જ લેખો આવે છે. વડોદરા રાજ્યે રાજ્યની લાયબ્રેરીઓ માટે આ માસિક મંજૂર કર્યું છે. અમને આશા છે કે દેશની વિદ્યાના પ્રચારમાં જ દેશનો ઉત્કર્ષ સમાએલો છે એમ સમજી દરેક વાચક આ માસિકના ગ્રાહકો વધારવાની કે છેવટ પોતાના ગામની લાયબ્રેરીઓ દ્વારા પણ આ માસિકનું વાચન કરાય તેવી કોશિશ કરશે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી
તંત્રી


મુદ્રણસ્થાન: આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ—અમદાવાદ
મુદ્રક: મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ. તા. ૩-૩-૩૭

ગુગળ નિર્મળ શુદ્ધ—કચરા વિનાનો—લેવો જોઈએ ગુગળ બહુ જૂનો ન વાપરવો જોઈએ ગમે તેવો ગુગળ વાપરવાથી ધાર્યો ફાયદો થતો નથી એવો મારો અનુભવ છે

ગુગળ રસાયન છે પરમ વાતઘ્ન છે રસાયન અને વાતઘ્ન શબ્દોમા જે જોર છે તે બતાવવા જેવા અંગ્રેજી પર્યાયો મને હજી મળ્યા નથી ગુગળ ઉત્તેજક, જંતુઘ્ન, દુર્ગંધહર અને કફઘ્ન છે જૂના કફરોગોમા જેમા ચીકણો અને બંધાતો ઘાટો કફ પડે છે તેમા ગુગળ સારુ કામ કરે છે ગુગળ દીપન, સ્નેહન, શમન, આર્તવજનક, ત્વગ્દોષહર, વ્રણશોધન, વ્રણરોપણ રક્તવર્ધક અને શોથઘ્ન છે

ગુગળ રક્તશોધક છે રક્તમા શ્વેતકણો વધારવાનો એનો ખાસ ગુણ છે આ શ્વેતકણો વધે છે એટલે રોગોત્પાદક જીવાણુઓને તે મારી હટાવે છે આથી જ પરમીયો, ઉપદંશ, જૂનો સંધિવા, ગંડમાળ, કંઠમાળ વગેરેમા ગુગળનો ઉપયોગ સારો નીવડે છે ડૉ વામન દેસાઈ લખે છે કે ગંડમાળામા ગુગળનો બહુ જ સુંદર ઉપયોગ થાય છે શ્વેતકણો વધારવાની એની શક્તિને લીધે ગુગળ ન રૂઝાતા દુષ્ટ વ્રણો અને ઘાવમા આપવામા આવે છે તો તે જલદી રૂઝાઈ જાય છે એક બાર વર્ષની છોકરીને એક ગાંઠ નીકળી હતી વડોદરાની સ્ટીન હૉસ્પીટલમા તેને મોકલવામા આવી હતી પરંતુ તે કેમે કરી ન રૂઝાઈ છેવટે એના પિતાને કોઈ ડોસીમાએ ગુગળ લેવાની સલાહ આપી અને આ ગુગળના સેવનથી તે છોકરીનો વ્રણ જોતજોતામા રૂઝાઈ ગયો

એક ૩૫-૪૦ વર્ષની બાઈને ગળામા પથ્થર જેવું સખત ગુમડું થયેલું અનેક જાતની પોટીસો લગાડ્યા છતા તે ન પાક્યું છેવટે એને કાપ્યું, આથી એ ઠેર પોલો ભાગ પડી ગયું પરંતુ તે કેમે કરી રૂઝાય નહિ એ બાઈને ત્રિફલા ગુગળ આપવો શરૂ કર્યો રસી પણ ઓછું થવા લાગ્યું, ઝીણો જ્વર મટ્યો અને ત્રણ મહિનાના ગુગળના સેવનથી જ્યારે એ બાઈ આ ગુમડાની બીમારીમાથી બેઠી થઈ ત્યારે ૧૮ શેર વજન લઈને ઊઠી આવા તો ઘણા દાખલા હું ટાંકી શકું એમ છું શ્વેતકણો વધારી રોગોત્પાદક જીવાણુઓને મહાત કરવાની ગુગળમા શક્તિ છે

ગુગળ રક્તકણોને પણ વધારે છે શ્વેતકણો રક્તમા રહીને જેમ રોગના જંતુઓનો નાશ કરે છે તેમ રક્તકણો વધારીને રોગી ઘી તેલ દૂધ વગેરે સ્નિગ્ધ પદાર્થો પાચન કરવાની અને તેના સારભાગને લોહીમા ખેંચી લેવાની શક્તિ પણ વધારે છે આથીજ ગુગળ પાંડુરોગમા હિતાવહ છે પાંડુમા ગુગળ સાથે લોહ યોજવાથી સારો ફાયદો જણાય છે

વેંકટેશ્વર પ્રેસવાળી પ્રતમા 'त्रिमोपलपस्थे'નો અર્થ 'અર્દ્ધ મિશ્રી ૬૪ તોલે' આવો અર્થ કર્યો છે કોઈ પ્રતમા આવો અગાધાર (?) અર્થ કોઈએ કર્યો નથી અને ઘી નાખવાનો ઉલ્લેખ જ નથી વળી, પાણી ૬૪ શેર લેવુ એવો અર્થ કર્યો છે ઊકળતુ પાણી બધુ નહિ પણ ચોથા ભાગનુ રાખવુ જોઈએ એમ વૃદ્ધવૈદ્યવ્યવહારથી અનુવાદક કહે છે ત્રિફલાદિ આવાપ દ્રવ્યોમા 'ત્રિફલાકા ચૂર્ણ દો તોલા' એવો અર્થ કર્યો છે આ ઉપરાંત બિનોદલાલ અને તેમને અનુસરી જયદેવે ગુગળને વસ્ત્રની પોટલીમા બાંધીને ગળો વગેરે દ્રવ્યોના ક્વાથમા ઊકાળવાનુ કહ્યુ છે તે આ અનુવાદકને માન્ય લાગતુ નથી તેણે તો ઊકાળામા પ્રથમથીજ ગુગળપણ નાખીને ઉકાળવાનુ કહ્યુ છે

ચક્રદત્તમા આજ પાઠ છે પરંતુ શિવદાસે ટીકામા સારૂ સ્પષ્ટીકરણ કર્યુ છે આ વિદ્વાને ગુગળ ૧ પ્રસ્થ, ત્રિફલા ૩ પ્રસ્થ અને ગળો ૩૨ પલ એ ત્રણ મળી કુલ ૮૯ પલ કહેલાને ઉકાળવાનુ કહ્યુ છે અને પાણી આઢકને બદલે 'દ્રવદ્વૈગુણ્યાત્ ૮ શરાવ (૪૮ પ્રસ્થ) લેવાનુ કહ્યુ છે બીજાનો અભિપ્રાય પણ 'अन्य त्वाहु' કહીને આપ્યો છે કેટલાક વિદ્વાનો ૧ પ્રસ્થ લે છે એટલે આ પ્રમાણે ૬૪ પલ દ્રવ્યો થાય અને પાણી ૬૪ શરાવ (૬૪ શરાવ એટલે ૧ દ્રોણ એમ કહેલુ છે) નાખવુ 'तोयराशिशब्देनात्रद्रोण एव बोध्य इति' મૂળમા તોયરાશિ એ શબ્દનો અર્થ પાણી ૧ દ્રોણ થાય છે[1]

ગુગળને પોટલીમા બાંધીને ક્વાથ ભેગુ ગાળવાનુ કહે છે અને સ્પષ્ટ કરેલુ છે કે 'બાંધ્યા વિનાના ગુગળને ગરમ ક્વાથમા (અવશિષ્ટ ક્વાથમા) પછીથી નાખી દે છે તે ઠીક કરતા નથી ગુગળને પોટલીમા બાંધી ઉકાળવોજ જોઈએ અમૃતા ગુગળમા પણ આજ વિધિ છે' આ પાઠમા ઘી નથી

નિઘંટુ રત્નાકરમા આજ પાઠ છે પરંતુ ઘીને બદલે તે પાઠમા 'सरक्षापयेद्गुप्त स्निग्ध भाडेघृतेन सुरभीणा આવો પાઠ છે 'ગાયનુ ઘી જે વાસણમા ભરી રાખ્યુ હોય એવા ચીકણા વાસણમા આ બધુ રાખવુ' આવો અર્થ થાય છે મૂળ પાઠમા થોડો ફેર જણાય છે, પણ દ્રવ્યોના માપમા

---

૧ વૃદ્ધ કૃત સિદ્ધયોગમા આ અર્થ પર ગાંગાધરની ટીકા જોવામા આવે છે તેમા કહ્યુ છે કે 'तोयराशाविति तोय बहुत्वोपलक्षण राशि शब्देन तु द्रोणाभिधान न कस्यापि स्पष्टम् ।

तथा च तस्य टिप्पणी—

प्रत्येक त्रिफलाप्रस्थो जल तत्र पलाष्टकम्

गुडश्च गुग्गुलो पाक सम स्यात्तु विशापत । इति

રાશિ શબ્દ ખૂબ પાણી એવા અર્થમા છે વળી તે લખે છે કે मुक्त तु गुग्गुलुना सहैव क्वाथकरणम् तथैव निर्णयात्

કેર નથી ગુગળને પોટલીમા બાધવા વિષે કઇજ ઉલ્લેખ નથી ત્રિફલાને બદલે 'પથ્યાચૂર્ણ દ્વિપલ' છે

ગોઢલના ગદનિગ્રહ (ભાગ–૧)મા જે કૈશોર ગુગળનો પાઠ છે તેમા **त्रिफला चूर्णार्द्धपल** ને સ્થાને **'पथ्याचूर्णं द्विपल'** એવો પાઠ છે ઘીવાળા ચરણને નિઘંટુ રત્નાકરોક્ત **'मस्थापयेन्यगुप्त स्निग्धे भाण्डे घृतेन सुरभीणाम्'** એ પાઠ છે નિઘંટુ રત્નાકરનો પા૰ અને આ પા૰ મળતો છે **'हिमोपलस्पर्शे'** પાઠ છે બને પા૰ **हिमोपलस्पर्शे** (બન્ને સમા છે) **प्रस्थे** હે **सार्धे** ?

**ભાવપ્રકાશ** (મ ખ ભા ૨ જો)મા આજ પા૰ છે પરતુ તેમા **'जर्जं घाढकमाढकम्'** (શાલિગ્રામજીનો, પ રવિશંકર જયેષ્ઠારામ રાજગુરુનો અને વેકટેશ્વરનો આવા ત્રણેય ભાવપ્રકાશમા આજ પાઠ છે) આવો પાઠ છે શાલિગ્રામજીએ એ શ્લોકનો અર્થ જ નથી આપ્યો રાજગુરુએ '૫૧૨ તોલા કવાથનુ પાણી ' એવો જ અર્થ કર્યો છે **प्रक्षिप्यतायगशो** વિષે કઈ જ ખુલાસો કોઈએ નથી કર્યો આ પા૰મા પણ ઘી નથી તેને બદલે **दत्वा सचूर्ण्य यत्ने न'** આવો પા૰ છે ત્રિફલા ૬૪ તોલા જ લેવામા આવી છે ગુગળને ત્રિફલા વગેરે સાથે ઊકાળવાનુ કહ્યુ છે અને પછી બધુ કપડાવડે ગાળી લેવાનુ લખ્યુ છે આ સિવાય ટીકાકારોએ ખાસ ન્હોંધ કઇ કર્યો નથી

ઉપરોક્ત બધા પાઠો (વાગ્ભટવિદ રીતે એમ જ પાઠ છે)મા **इच्छाहारविहारी भेषजमुपयुज्य सर्वकालमिदम्** અર્થાત કોઈ રીતની આહાર વિહારની **પરહેજી** નહિ રાખતા આ કૈશોર ગુગળ યૂષ, દૂધ કે સુગધી જલના અનુપાન સહિત ખાવો અર્થાત્ આ પાઠ મુજબ પરહેજી જરા પણ નથી

**માત્રા**—વિનોદલાલ ૧ તોલા જેટલી માત્રા કહે છે, જયદેવ ૧ માસાથી આરભ કરી ૩ માસા જેટલી કહે છે બીજામા માત્રા વિષે જરા પણ ચોખવટ નથી કરી

હવે આપણે આ પા૰થી ભિન્ન એવો બીજો સારગધરનો પાઠ જોઇએ —

त्रिफलाया त्रय प्रस्था प्रस्थैका चामृता भवेत् ।
सकुट्य लोहपात्रेण साधद्रोणाम्बुना पचेत् ॥
जलमर्धशृत ज्ञात्वा गृह्णीयाद्वस्त्रगालितम् ।
तत क्वाथे क्षिपत्शुद्ध गुग्गुलु प्रस्थसमितम् ॥
पुन पचेदय पात्रे दर्व्या सघट्टये मुहु ।
सान्द्रीभूत ततो ज्ञात्वा गुडपाकसमाकृतिम् ।

चूर्णीकृत्य ततस्तत्र द्रव्याणीमानि निक्षिपेत् ॥
त्रिफला द्विपला + ज्ञेया गुडूची पलिका मता ।
षडक्षं त्र्यूषणं प्रोक्तं विडङ्गानां पलार्धम् ॥
दन्ती कर्षमिता कार्या त्रिवृत्कर्षमिता स्मृता ।
ततः पिण्डीकृतं सर्वं घृतपात्रे विनिक्षिपेत् ॥
गुटिका शाणमात्रेण युञ्ज्याद्दोषापेक्षया ।
अनुपाने भिषग्दद्यात् कोष्णं नीरं पयोऽथवा ॥
मञ्जिष्ठादिशृतं चापि युक्तियुक्तमुतापरम् ।

अम्लं तीक्ष्णमजीर्णं च व्यायामं श्रममातपम् ।
मद्यं रोषं त्यजेत्सम्यग् गुणार्थी पुरसेवकः ॥

હરડે, બેહા, આમળા, ગળો, ચાર્ય દ્રવ્યો એક એક પ્રસ્થ લેવા દ્રોણ પાણીમા પકાવવા અધુપાણી બાકી રહે તે કવાથને વસ્ત્રથી ગાળી લેવો આ ગાળી લીધેલુ પાણી પાછુ લોખડની કઢાઈમા નાખી તેની અદર **શોધેલો** ગુ ળ એક પ્રસ્થ નાખી પાછો તેનો કવાથ કરવો તે વખતે ગુ ળ બળી ન જાય તેટલા માટે લોઢાના તવેથા વડે સારી રીતે હલાવવું ગોગનાપાક જેવો ઘાટો કાઠો થાય ત્યા સુધી તે કાઢાને ઉકાળવો પછી હરડે, બેહા આમળા એ ત્રણે થઈ બે પલ અને એક પલ ગળોનુ ચૂર્ણ નાખવુ સુઠ, મરી પીપર પ્રત્યેક બબ્બે તોલા (ત્રણુ થઇને છ તોલા) તથા વાવડિંગ અધુપલ લેવા [1] નેપાળાના મૂળ (ભટ્ટ કુલ કર અમરજીએ આ શબ્દ વાપર્યો છે ખરી રીતે દતીમૂળજ નાખવા જોઈએ પરતુ આઢમ લના મત પ્રમાણે નેપાળના બીજ અહિ લેવા જોઇએ કારણ કે તે સવસમત છે) અને નસોતર એ બ ને તોલો એક એક તોલો—આ બધાનુ બારીક વસ્ત્રગાળચૂર્ણ

---

+ ભ કુનશ કરની પ્રતમા त्रिफलाऽथपला પાઠ છે પરતુ યોગરત્નાકરમા આજ પાઠ ઉદ્ધૃત થએલો છે અને ત્યા त्रिफलाद्विपला આવો જ પાઠ છે

* ભટ્ટ કુનશકર અમરજીએ ગાઢાગણનુ ભાષાતર દોઢ દ્રોણ આમ કર્યું છે પરતુ આઢમ લની દીપિકામા द्रोणाम्बुना पचेत् इति एत च्च चतुराढक परिमितेन जलेन सार्धं परिपचेदिति આમ એક જ દ્રોણ પાણી સાથે પકાવવાનું લખે છે સ્વ જટાશકર લીલાધરે ઘરવદામા ૧૫૩૬ તોલા પાણી (૧॥ દ્રોણ) લીધુ છે દ્રાક્ષ દીપિકામા એવો પ્રકાશ નાખવામા નથી આવ્યો

(१) ભટ્ટ કુ ઘ ની પ્રતમા શુઠ મરી લીંડીપીપર અને વાવડિંગ એ ચારેય ઔષધો અર્ધો અર્ધો પલ આવો અર્થ છે આતો દેખીતી રીતેજ ભૂલ ભરેલું છે

પેલા ઘાટા કાઢામા નાખી, બરાબર મેળવી, એક પિંડો બનાવી ઘીના વાસણમા રાખી મૂકવો આમાથી એક એક શાણની ગોળીઓ બનાવી લેવી આ ગોળી સ્હેજ ઊનુ પાણી, કે દૂધમા મજિષ્ઠાદિકવાથ સાથે આપવી આ ગુગળનુ સેવન કરનારે ખાટા, તીક્ષ્ણ અને અજીર્ણ કરનાર પદાર્થોનો, વ્યવાયનો, શ્રમનો, તડકામા ફરવાનો, મદ્યપીવાનો અને રાગનો ત્યાગ કરવો

ઉપરના પાઠમા શુદ્ધ ગુગળ નાખવાનો કહ્યો છે આઢમલ્લ કહે છે કે "શુદ્ધતાऽस्य निष्पन्नादित्वेन सप्तरात्र घृतोषितत्वात्। यद्वा शुद्ध जात्युत्कृष्णमित्या मनन्ति' પાતરા ફોતરાવગેરે ગુગળમા મળેના હોય તે દૂર કરી સાત દિવસ સુધી ઘીમા તેને રાખી મૂકવો અથવા શુદ્ધનો અર્થ જે પાચ જાતના ગુગળ ગણાવ્યા છે તે પૈકામાનો ઉત્કૃષ્ટ મહિષાક્ષ ગુગળ લેવો આઢમલ્લ આ બળ જતા 'પિંડીભૂત'ની સમજૂતી આપતી આપતા કહે છે કે "कर्तव्य विधिरपि योगराज यदुक्तव्य' અર્થાત યોગરાજ ગુગળના પાઠમા જેમ ગુગળ ભીલાવીને પિંડો બનાવવાનો કહ્યો છે તે પ્રમાણે પિંડો બનાવવો યોગરાજની ટીકામા આઢમલ્લ ગુગળ કેવી રીતે શુદ્ધ બનાવવો તે ઉપર ઠીક પ્રકાશ પાડે છે "कर्पिण्डमित्यादिवास्येनास्य कण्डनार्थं यावत् पिण्डीभूतं स्यात् तावत्परिमाणेन घृत ग्राह्यम् इति वृद्धाना व्यवहारोऽस्ति। पिण्डमत्र कुट्टननिर्घातादिन ॥ અર્થાત સારી રીતે લોચો થાય એટલા માટે ગુગળમા ઘી ભીલાવી ખૂબ કૂટવો (પાપડ કૂટવાના પાટીયા ઉપર પિંડો નાખી લાકડાના ઘાણ વડે ખૂબ ટીપવો અથવા લોખડની ખાણીમા ઘી ભીલાવીને ખૂબ છૂદવો) ટીપતા જવુ ને ઘી મેળવતા જવુ જ્યા બરાબર લોચો થઈ જાય ત્યારે પિંડો ઘીના વાસણમા મૂકી દેવો

ગુગળની પથ્યનીયતા અથવા ગોપકતા આ કુટ્ટનવિધિ ઉપર આધાર રાખે છે એમ હુ માનું છુ અને આથી હુ તો ગુગળને ઘી નાખીને ખૂબ જ કૂટાવુ છુ જ્યા જ્યા ગુગળ વાપરવો હોય ત્યા ત્યા આવી રીતે સારી રીતે કૂટેલ ગુગળ જ હોવો જોઇએ

ઉપરના પાઠમા લોચો થયા પછી અદર થોડુ કજ ઘી પચી શકશે પરતુ થોડુ તો થોડુ પણ ઘી મેળવીને ખૂબ કૂટાવવાથી ઠીક દ્રવ્યો સાથે ગુગળના અણુઓ સારી રીતે મળી જાય છે

'गद्दची परिक्षा मता' ત્યા ગળોસત્વ લેવું જોઇએ એમ આઢમલ્લ કહે છે

ખાટા, ખારા તીક્ષ્ણ પદાર્થો મદ્યપાન, વ્યવાય વગેરેની જે પરેજીવાળો શ્લોક મૂળમા છે તે ક્ષેપક છે એમ ઘણા માને છે યોગરાજ ગુગળમા પણ 'मैथुनाहारपानाना त्यागो नैवात्र विद्यते' આમ ક્હેતુ છે તો આ આ શ્લોક ક્ષેપક જ છે એમ માનવામા મને દોષ નથી દેખાતો બીજા કરનાર ગુગળના

પાઠમાં પણ પરહેજી જરાપણ ગણાવેની ાથી આની માત્રા "**गुटिका घ्राणमात्रेण गुञ्जात् दोषाद्यपक्षया**" ઉપર પણ આઢમલ ઠીક પ્રકાશ ફેંકે છે 'કફે નિષ્કૈક, પિત્ત દ્વિનિષ્કં, વાયૌ ત્રિનિષ્ક ઇતિ દોષાપેક્ષયા યથા 'ચત્વારો માષકા દીને, મધ્યે ત્વષ્ટૌ ચ માષકા શ્રેષ્ઠે દ્વાદશકા પ્રોક્તા દોષ **विहाय तन्निधा** ॥ ઇતિ

શારંગધરનો આ પાઠ યોગરત્નાકરમા અક્ષરશ ઉતારવામા આવ્યો છે ગુજરાતના વૈદ્યો આ શારંગધરનો જ પાઠ વાપરતા લાગે છે 'ઘરવૈદામા અને ઝડુભાઈજીના 'આયુર્વેદ ચિકિત્સા સારમા તેમજ વૈદ્ય ગોપાલજી કુંવરજી ઠક્કરના 'વૈદક ચિકિત્સાસાર'મા આજ પાઠનો ઉલ્લેખ જણાય છે

આમ એક જ વાના બે પાઠો, આવૃત્તિઓમા થોડો થોડો ફેરફાર, ટીકા અને ભાષા ટીકાકારોના ભિન્નભિન્ન અર્થો, માત્રા, અનુપાન વગેરેમાં જબરૂ અંતર કાર્યવિધિમા પણ ફેરફાર કર્યો અને જલ ઇત્યાદિના માપનુ પાર્થક્ય–આ બધુ જોઈને મતિ મૂઝાઈ જાય તો નવાઈ નહિ ગુગળની શુદ્ધિ કેમ કરવી, ઘી પાણીમા નાખવું કે નહિ ગુગળને પોટલીમા બાંધીને ઉકાળવો કે કવાથ અર્ધવિશિષ્ટ રહ્યા બાદ ગુગળ નાખવો, પિંડો રાખવો કે ગોળીઓ વાળવી, અનુપાન ચણકપૂર્ણાદિનુ આપવુ કે બીજાનુ, આધુનિક યુગને અનુસરી માત્રામા ફારફેર કરવો કે નહિ? ઇત્યાદિ સકલ પ્રશ્નો વિચક્ષણ વૈદ્યો સામે આવીને ખડા થાય છે નેપાળાના બીજ નાખવા કે તીમૂલ નાખવા, ગળો નાખવી કે ગળો સત્વ નાખવુ? ચક્રદત્તનો પાઠ સારો કે શારંગધરનો પાઠ? આ બધુ વિચારવાની જરૂર શુ નથી લાગતી? આવી સુપ્રસિદ્ધ દવાનો પાઠ આટલોઆટલો સુધારો માગે છે તો બીજા પાઠોની તો વાત જ શી કરવી? વયોવૃદ્ધ વૈદ્યરાજો આ પાઠ કેવી રીતે બનાવે છે તે જાણવાનુ કંઇ સાધન છે?

આપણે આ લિપિબદ્ધ લખાણને કોઠાબદ્ધ કરીએ તો આ એક જ પાઠમા કેટલી વિવિધતા છે તે જણાશે

અને આ નામ વિષે રહી ગયુ કિશોર એટલે બાળક, બાળક જેવુંરૂપ એટલે કૈશોરક જે દવાના સેવનથી કિશોરના જેવુ સુકુમાર અને સુદૃઢ શરીર થાય તે કૈશોર ગુગળ આમ આઢમલે પરિચય આપ્યો છે પણ શ્રીકંઠ કશોરનો અર્થ '**कैशोरको यौवनो सुखोव्यसनु**' યૌવનો મુખ વછે' એવો કરે છે શિવદાસ પણ આજ અર્થ કરે છે એટલે ઉપલા પાઠ પ્રમાણે આપણે નામ '**कैशोरक गुग्गुलु** રાખવું પડશે અને શારંગધરના પાઠનુ નામ 'કૈશોર ગુગ્ગુલુ' રાખવું પડશે 'બાળકના જેવું રૂપ' એના કરતા યૌવનો મુખ વછેરા કે નહિં વિશેષ અર્થવાહી નથી

શુ ? યૌવનોન્મુખ વહેરો સાથે અજબ શક્તિ, સ્મૃતિ, વાજીકરણ શક્તિ, યૌવનનો થનગનાટ જોડાયલા છે જ્યારે બાળક સાથે મૃદુતા, નિર્દોષતા સંકળાયલા છે

મેં ભૈરજ્યરત્નાવલીના પાઠ પ્રમાણે અર્ધી મેળ ચો છે મૂળના કરતા અર્ધી ચીજો લીધી છે એટલે તે પ્રમાણે નીચે મુજબ દ્રવ્યો લીધા છે—

ત્રિફલા ૯૬ તોલા, ગળો ૬૪ તોલા, અને ગુગળ તો ૩૨ ત્રિફલા અને ગળોના ચૂર્ણને ૨૪ શેર પાણીમા ઉકાળવા મૂકયુ જો શારંગધરના પાઠ પ્રમાણે ૦ાા દ્રોણ (૧૦ાા-૧૩ શેર) પાણી નાખીએ તો પાણી ઘણુ ઓછુ પડે છે માટે ૨૪-૨૫ શેર પાણી લીધુ અને ચતુર્થાંશ સુધી પાણી બળવા દીધુ ગુગળને કકડાની પોટલીમા બાધીને દોલાયંત્રથી કવાથમા બૂડતો રાખ્યો હતો લગભગ ૫-૬ શેર પાણી બાકી રહ્યુ એટલે કવાથ ઉતારી લીધો ગુગળને પોટલીમાથી કાઢી લઇ મોટા ખરલમા નાખી ઘૂંટાવ્યો ઘટતા અદર ઘી ૧૦ થી ૧૫ તોલા આમર પચાસુ ઘી નાખ્યા સિવાય ગુગળ ભાગ્યે જ ઘુટી શકાય છે કવાથને સારી રીતે ગાળી લીધા બાદ ગુગળ અદર નાખી દઇ કલઈવાળી તપેલુ ચુલે ચઢાવ્યુ જ્યા ઘાટુ પ્રવાહી થયુ ત્યા પ્રક્ષેપ્ય દ્રવ્યો (તોલા ૧૦) અદર નાખી દીધા અને ધીમો તાપ કરી ગોળીઓ વળે એવુ ઘાટુ થવા દીધુ પછી ઉતારી લીધુ ૦॥ પડગે ચણીબોર જેવડી ગોળીઓ વાળી લીધી ગોળીઓ સૂકાયા બાદ જોખતા આશરે થઈ ૩૨ તોલા ગુગળ, ૧૦ તોલા પ્રક્ષેપ્ય દ્ર ચો ૧૦-૧૫ તોલા ઘી-આ સઘળી વજન વજન આશરે ૫૦-૫૭ તોલા બાકી ત્રિફલા અને ગળોનુ ઘન ૮૪ તોલા જેટલુ થયુ કહેવાય

આ દવા હુ છુટથી વાપરુ છુ અને ગ્રન્થમા તેના જે ગુણ લખ્યા છે તે જો યોગ્ય માત્રા (તે આપણે દેશ, કાલ, બલ વગેરે જોઇને નકકી કરી) મા અપાય તો યથાર્થ છે એમ મને લાગે છે દિવસમા પાશેરથી અધા તોલા જેટલી માત્રામા હુ કોઈ કોઈ કેસોમા આપુ છુ સાધારણ રીતે ૫-ગોળીઓ એકી વખતે આપુ છુ નાની માત્રામા આ વટી બનાવટ બરાબર ગુણ દાખવતી નથી એટલે માત્રા ધીમે ધીમે વધારતા જવુ અને પરિણામ ધ્યાનપૂર્વક જોતા રહવુ યોગ્ય માત્રામા કશોરક ગુગળ અને ગુગળની બીજી (અનુભવી તાજી બનાવટો હોવી જોઈએ એ કહેવુ ન પડે) બનાવટો સારૂ કામ કરે છે આપણે ઘણીખરી દવાઓની માત્રાઓ નક્કી કરી નાખવાની જરૂર છે

**બાપાલાલ વૈદ્ય**



# કાશીના ૨૬મા નિ ભા વૈદ્ય સમેલનના સભાપતિ શ્રી વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર આણાચાર્યનુ અભિભાષણ[1]

यो विश्व विदधाति पाति सतत सहारय यन्त्रसा
सृष्ट्वा दि यमहौषधीश्च विबधान् दूरीकरोत्यामयान् ।
विज्ञाणोज्ज्वलित चकास्ति सुरत पीयूषपूर्ण घट
त धन्व तरिन्द्रूपमीशममद्य वदामह श्रेयसे ॥

સ્વાગત સમિતિના પરમ માનનીય અધ્યક્ષ, શ્રી ધ વ તરિસ્વરૂપ વદ્યવરો, ઉપસ્થિત સભાસદો અને આયમહીલાઓ ! સવ લોકોના પાપોને નાશ કરવા માટે જે પ્રખ્યાત છે અને જેના તરગો શરણાગત માણસોના ત્રિવિધ તાપને દૂર કરવા સમથ છે એવી ભગવતી ભાગીરથીના મ શીત અને સુગધીવાયુવાળા કાઠા ઉપર આવેલી અને સવ જ્ઞાન અને વિદ્યાકળાની જે જ મભૂમિ સનાય છે, વિવિધ વિજ્ઞાનાદિકાજ પડિતોથી જે શોભાયમાન છે, જ્યા શકરે હિમાલયને છોડી અનુરાગથી નિવાસ કરેલો હોઇને પોતાના લલાટસ્થિત ચદ્રકલાના પ્રકાશથી કલિના દોષોને મોડી નાખ્યા છે એવી સકલ ધમ ધર નારી અને વિશ્વનાથ અધિષ્ઠિત ધ વ તરીની જન્મભૂમિ શ્રી વારાણસીમા ભરાયેલા મહાસમેલનમા આવેલા મહાશયો સમક્ષ મારા જેવા સાધારણ જ્ઞાનવાળા માણસે સભાપતિનુ આસન લેવુ એ ધષ્ટતાનો જ પ્રકાર છે કારણકે મારાથી વધારે બુદ્ધિવાળા, વધારે વિદ્વાન અને ઉમરમા મોટા અનેક મહા જનો અહી ઉપસ્થિત છે સ્વાગત સમિતિની આજ્ઞાને માન આપીને નમ્રભાવથી આ મહાપદનો મે સ્વીકાર કર્યો છે ભગવાન ધ વ તરીની મહા કાર્યમા સહાયભૂત થવા વારવાર સ્તુતિ કરૂ છુ મારા મત પ્રમાણે તો સભાપતિપણ અને સભાનુ સત્વ બેય સરખા છે માટે તમારી સેવાનો આ લાભ મળ્યો એથી મને હુ ભાગ્યશાળી માનુ છુ આ સેવાકાર્યમા હુ તમારી સહાય માગુ છુ

તમારી પાસે હુ જે કહેવા માગુ છુ તેમા નવું કાઈ નથી કારણકે આ જગતમા જે કાઈ બોલાય છે લખાય છે, શોધાય છે તે બધુ ચર્વિતચર્વણજ

1 સનાતનિ ો સસ્કૃત હિન્દી અને અંગ્રેજી વગેરે ભાષામા પોતાનું ભાષણ છપાવી વહેંચેલુ તેમાથી સસ્કૃત નકલનો આ અનુવાદ છે

છે તથાપિ એક ને એક વસ્તુ ફરી ફરી ન્યૂન રૂપે કહેવામા આવે તો એ ફલપ્રદ થાય છે, એવો મારો મત છે

ચરક, સુશ્રુત વાગ્ભટાદિ આયુર્વેદશાસ્ત્રના ધુરંધર ગ્રન્થકર્તાઓએ આયુર્વેદના સિદ્ધાન્તો તેમજ તેની પદ્ધતિઓ અને પ્રણાલીઓ પ્રવર્તાવી છે છતા પણ આયુર્વેદશાસ્ત્ર અવૈજ્ઞાનિક છે, અનાર્ષ્ય છે અને ઉટવૈદુ છે એવો કેટલાક માણસો આક્ષેપ કરે છે આવા આક્ષેપોનો યથાશક્ય ઉત્તર આપવાનો અહીં હુ પ્રયત્ન કરૂ છુ બીજી સર્વ પદ્ધતિઓ કરતા આયુર્વેદ વધારે ઉત્કૃષ્ટ છે અને વિજ્ઞાન શાસ્ત્રાનુસાર છે એમ દેખાડવાનો મારો અહીં પ્રયત્ન છે

**આયુર્વેદનો ઇતિહાસ**—આયુર્વેદ ના અતિ પ્રાચીન ગ્રન્થોમાથી બ્રહ્મસંહિતા, દક્ષસંહિતા વગેરે ગ્રન્થો અત્યારે મળતા જ નથી આયુર્વેદના ગ્રથોમા ચરક સુશ્રુત અને વાગ્ભટના રચેલા ત્રણ ગ્રન્થો અત્યારે મુખ્ય છે અને મૂલરૂપ છે તેઓમા પણ વાગ્ભટ કરતા ચરક સુશ્રુત વધારે પ્રાચીન છે અને વધારે સ્વતત્ર છે વાગ્ભટે આ બે ગ્રન્થોનુ જ અનુસરણ કર્યું છે વ્યવસ્થામા ચરક કરતા સુશ્રુત ચડે, આ ગ્રન્થોના કાળનો નિર્ણય બરાબર નથી થઇ શકતો તો પણ ઔષધિસગ્રહમા ચરક પ્રખ્યાત છે અને શસ્ત્રવૈદ્યકમા સુશ્રુત યૂરોપદેશના આધુનિક ઔષધિ વિદ્યા અને શસ્ત્રવિદ્યા ત્રણસો વર્ષથી જૂના નથી તે પહેલા તો ભરતખંડમા અવૈજ્ઞાનિક પદ્ધતિઓનો એ દેશમા પણ પ્રચાર હતો આપણી આયુર્વેદ વિદ્યા આરબ અને યૂનાના પ્રજા મારફત યૂરોપમા ફેલાઈ છે મા પ્રાચીન જ્ઞાનથી આધુનિક વૈદ્યકના વિકાસને ઘણી ઉપયુક્ત મદદ મળી છે

ચરકસુશ્રુતમા જે ઔષધિઓ વર્ણવાયેલી છે તેથી તે ગ્રન્થકારોમા કેવળ વ્યાધિ ચિકિત્સાની નિપુણતાજ હતી એમ નહિ પણ તેઓનુ પ્રત્યક્ષ નિરીક્ષણ પણ ઉત્કૃષ્ટ હતુ એમ જોઇને આપણા મનમા તેઓ વિષે સાશ્ચર્ય અભિમાન થાય છે ઋગ્વેદથી આરભી ગ્રીક દરના સમય સુધી સમસ્ત ભૂમડલમા આયુર્વેદ એ એકજ વૈદ્યકનુ પ્રમાણભૂત શાસ્ત્ર હતુ એ બાબતમા મતભેદ નથી બીજા દેશની પ્રજાઓએ આ આયુર્વેદનો આખી પૃથ્વીમા ફેલાવો કર્યો આયુર્વેદને અનુસરીનેજ તે તે દેશની પ્રજાઓએ વૈદ્યકશાસ્ત્રોની રચના કરી ખરી રીતે તો યુનાની અને પાશ્ચાત્ય બેય વૈદ્યક વિદ્યાઓ આયુર્વેદની સતતિ છે

પ્રિય ચિકિત્સકો ! આયુર્વેદશાસ્ત્રના ઇતિહાસને તથા તેના ગ્રન્થોને જોઈને આપણે ભૂતકાલની ઉત્કૃષ્ટ સ્થિતિની કલ્પના કરી શકીએ છીએ એ વખતે કલા કૌશલ્યવાળા મોટા મહેલ જેવો આયુર્વેદ હતો કાળના હુમલાએ આપણા એ મહેલને તોડી પાડયો આપણા ગ્રન્થો અગ્નિમા બળી ગયા અને ઘણા ચોરાઈ ગયા જે કાળબળથી આપણા ભારતદેશની દુર્દશા

થઈ અને જે કારણોથી આપણો ધર્મ અને વેપાર નાશ પામ્યો તેજ કાળ બળ અને કારણોથી આયુર્વેદની અવનતિ થઈ આપણો આયુર્વેદ કેવલ ઔષધોનુજ શાસ્ત્ર ન હતુ કે માત્ર ચિકિત્સાશાસ્ત્ર ન હતું અથવા સ્થૂલ શરીરોનુ તથા સ્થૂલ દ્રવ્યોનુ સંશોધન કરનારી પદાર્થ વિદ્યાજ નહોતી પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેયના તથા આલોક પરલોકના તત્ત્વ જ્ઞાનનુ સૂક્ષ્મતમ દર્શન પણ છે કેવળ પદાર્થવિજ્ઞાનનો આશ્રય લઈને આયુર્વેદની રચના થઈ નથી પરન્તુ શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિને ધ્યાનમા રાખીને આયુર્વેદ રચાયો છે

પ્રિય ચિકિત્સકો, આધુનિક વૈદ્યકશાસ્ત્રમા વર્ણવવામા આવેલા તત્ત્વજ્ઞાનો આયુર્વેદમા ન હતા ? સૂક્ષ્મરૂપમા તથા બીજરૂપમા આ સર્વ તત્ત્વજ્ઞાનો આયુર્વેદમા છે શારીરશાસ્ત્ર, શસ્ત્રોપચારશાસ્ત્ર, ઈન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર, આરોગ્ય શાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, ઔષધિગુણપરિચયશાસ્ત્ર, વગેરે શાસ્ત્રો આયુર્વેદમા છેજ આ શાસ્ત્રોના ગ્રન્થો કાળબળથી નષ્ટ થયા હશે તથાપિ અત્યારે જે ગ્રન્થો મળે છે તેમાથી વ્યાધિ, લક્ષણ, નિદાન અને ઉપચારનુ તે સમયે સર્વાંગ સંપૂર્ણ જ્ઞાન હતુ એવી પ્રતીતિ થાય છે એટલે અમે જે અભિપ્રાય દર્શાવ્યો છે તે માટે પ્રમાણ કારણ છે એક કવિએ કહ્યુ છે તે સાચુજ છે—

अन्यानि शास्त्राणि विनोदमात्र
न तेषु किञ्चिद् भुवि दृष्टमस्ति ।
चिकित्सित ज्योतिषतन्त्रवादा
पदे पदे प्रत्ययमावहन्ति ॥

કાવ્યના મધુર રસથી તૃષા છીપાતી નથી વ્યાકરણ ધાતુની શુદ્ધિથી શરીરના ધાતુઓની શુદ્ધિ થતી નથી બ્રહ્મજ્ઞાનની શુષ્ક વાતોથી દુ ખી માણસોનુ દુ ખ મટતું નથી માટે આધિવ્યાધિ દૂર કરનારૂ તો આયુર્વેદ ચિકિત્સા શાસ્ત્રજ છે

આયુર્વેદ એ વેદ જ છે ઋગ્વેદ યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચારવેદ છે આયુર્વેદ, ધનુર્વેદ ગાન્ધર્વ વેદ અને શિલ્પ એ ચાર ઉપવેદ છે જેમ વેદો ઈશ્વર રચિત છે તેમ ઉપવેદો બ્રહ્માએ રચેલ છે વેદોમા પણ આયુર્વેદની આશ્ચર્યકારક વાતો મળે છે આયુર્વેદ સબન્ધ મન્ત્રો વડે અનુમાન પ્રમાણનો આશ્રય લઈને વેદોની સત્યતા પ્રતિપાદન કરવાની ન્યાયશાસ્ત્રાનુ કૂલયુક્તિ મહર્ષિ ગૌતમે દર્શાવી છે

શલ્ય, શાલાક્ય, કાયચિકિત્સા, ભૂતવિદ્યા, કૌમારભૃત્ય, અગદતન્ત્ર, રસાયનતન્ત્ર, અને વાજીકરણતન્ત્ર એ નામના આયુર્વેદના આઠ અંગો છે અને એ કારણથી આયુર્વેદ અષ્ટાંગ કહેવાય છે

**આયુર્વેદની પરપરા**—સૃષ્ટિના આરભમા બ્રહ્માએ વેદોની સાથે આયુર્વેદની એક હજાર અધ્યાયની સહિતા રચી હતી બ્રહ્માએ આ સાષ્ટાગ આયુર્વેદ પ્રજાપતિને ભણાવ્યો પ્રજાપતિએ અશ્વિનોને ભણાવ્યો, અશ્વિનોએ ઇન્દ્રને, ઇન્દ્રે મહર્ષિઓને અને મહર્ષિઓએ પૃથ્વી ઉપર તેનો પ્રચાર કર્યો આ રીતે આયુર્વેદ અપૌરૂષેય છે, એમ માનુ છુ માતા, પિતા, ગુરુ, ઋષિ અને ઇશ્વરનુ વાક્ય શબ્દ પ્રમાણ કહેવાય છે આયુર્વેદ શબ્દ પ્રમાણ છે એવુ માનનાર પ્રતિ એવા આક્ષેપો થાય છે કે આયુર્વેદમા આપ્તનુ વાક્ય જ પ્રમાણ મનાય છે તેમા સ્વતત્ર બુદ્ધિનુ કે વિચારનુ સ્થાન જ નથી માત્ર અધ શ્રદ્ધા જ છે આર્યોની ધર્મભાવનાનુ રહસ્ય સમજનાર તો કોઈ દિવસ આવો આક્ષેપ ન કરે આર્યોના મતમા તો વેદો નિત્ય છે અને સત્ય છે સત્યને આધારે રહેલા માણસોની સ્વતત્રતા કોઇથી હણાતી નથી વેદમાર્ગને અનુસરનારા માણસોનુ બુદ્ધિસ્વાતત્ર્ય કે વિચારસ્વાતત્ર્ય કદિ પણ નષ્ટ થતુ નથી. કોઇ પણ ટીકા સદોષ છે કે નહિ? કોઈ વાત સદોષ છે કે નહિ એ શોધવા ઇચ્છતા બુદ્ધિમાન માણસે સકોચ વગર દોષ બતાવ્યો છે તથા પોતાનો દોષરહિત અભિપ્રાય દર્શાવ્યો છે એમ શાસ્ત્રોના જુદા જુદા ભાષ્યોથી દેખાય છે આ જાતના ખડન મડનોનાથી એકજ દાખલો પૂરતો છે આપણામા વિચાર સ્વાતત્ર્ય કેટલુ છે તે દર્શાવવા માટે પૂજ્ય શ્રી શકરાચાર્ય અને રામાનુજાચાર્યનો દાખલો પ્રચલિત છે

શબ્દ પ્રમાણમા જે પ્રમાણ—ઑથોરીટી શબ્દ છે તેનો અગ્રેજી ભાષામા સત્તાવાચક શબ્દથી જે અનુવાદ કરવામા આવે છે તે ભૂલ છે એમ હુ માનુ છુ પાશ્ચાત્યો આ પ્રમાણ શબ્દને સત્તાવાચક માને છે અને તેથી જ્યા સત્તા છે ત્યા સ્વાતત્ર્ય નથી એમ તેઓ કહે છે પણ આપણો પ્રમાણ શબ્દ સત્તાવાચક નથી આપણા શાસ્ત્રકારો સત્તાથી કોઈ પણ જાતનુ સમર્થન કરતા નથી પરતુ તેઓ દ્રષ્ટાઓ હતા તેઓ વિજ્ઞાન પદ્ધતિ વડે વિવિધ વિષયોનુ જ્ઞાન ધરાવતા હતા અને તે કારણથી તેઓના શબ્દોમા નિરતિશય આદરથી શબ્દ પ્રમાણ માનવામા આવે છે વેદોની ટીકા પેઠે આયુર્વેદમા પણ કેટલાક વિષયો બુદ્ધિસ્વાતત્ર્યપૂર્વક પ્રતિપાદન કરેલા છે

ચરક સુશ્રુત આયુર્વેદના પ્રમાણભૂત ગ્રથો મનાયેલા છે કેટલેક સ્થળે આ બે ગ્રન્થોના કર્તાઓએ ભિન્ન મત દર્શાવેલ છે છતા તે મતભેદના હેતુઓ દક્ષતાથી સવિજ્ઞાન બતાવ્યા છે

આવોજ બીજો આક્ષેપ બુદ્ધિમાનો તરફથી આયુર્વેદ પ્રતિ એ કરવામા આવે છે કે આયુર્વેદના તત્ત્વો ન્યાય સાખ્યાદિ દર્શનોમાથી અને વેદપુરાણ ઇતિહાસમા લીધેલા છે અને એ રીતે તત્ત્વજ્ઞાન અને ધર્મથી મિશ્ર થઈને વૈદ્યક વિદ્યા પણ જ્ઞાનવિહીન થઈ છે એમ કેટલાક કહે છે આ આક્ષેપ

નિર્મૂલ છે આર્ય મતાનુસાર મનુષ્યોનો પરમ પુરૂષાર્થ અને તેઓનું આત્યંતિક ધ્યેય પરબ્રહ્મની પ્રાપ્તિ જ છે પરબ્રહ્મના સાક્ષાત્કારથી મોક્ષ મેળવવો એ જ મનુષ્યનું અન્તિમ ધ્યેય છે એવું સર્વ આર્ય સિદ્ધાંતને અનુસરનારા માને છે મોક્ષની પ્રાપ્તિ માટે શરીર અને મનનું આરોગ્ય આવશ્યક છે મનુષ્ય જન્મની સાર્થકતા સાધવા માટે શરીરનું આરોગ્ય હમેશા આવશ્યક છે અને માટે જ કુમારસંભવમાં કાલિદાસે કહ્યું છે કે— **शरीरमाद्यं खलु धर्मसाधनम्॥** ટુંકામાં આ તો સ્પષ્ટ છે કે આર્યોના નવ વિચારો તત્ત્વજ્ઞાન વિજ્ઞાન અને ધર્મથી મિશ્રિત છે અને તે ત્રણે પરસ્પર સંબદ્ધ છે જ માટે આ પદ્ધતિ વિધાનમૂલક છે

આયુર્વેદ વૈજ્ઞાનિક અથવા શાસ્ત્રીય નથી એમ પાશ્ચાત્ય વિદ્વાનો માને છે પણ આયુર્વેદમાં જેવી વૈજ્ઞાનિક દૃષ્ટિથી આયુર્વેદના વિષયો સ્પષ્ટ કરવામાં આવ્યા છે તેવી વૈજ્ઞાનિક દૃષ્ટિ પાશ્ચાત્ય ચિકિત્સામાં નથી વિજ્ઞાન અને કલાની દૃષ્ટિથી આયુર્વેદ વિષયોને સ્ફુટ કર્યા છે આપણે જો વૈજ્ઞાનિક દૃષ્ટિથી આયુર્વેદના વિભાગો કરીએ તો અને તેના પ્રત્યેકવિભાગની સમાલોચના કરીએ તો આયુર્વેદમાં ચોક્કસ વિજ્ઞાન છે એમ જોઈ શકીએ છીએ આયુર્વેદમાં કોઈ સ્થળે અસ્પષ્ટ વાત નથી (૧) પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ ત્રણ પ્રમાણ છે (आप्तोपदेश प्रत्यक्षमनुमान चेति आप्तवाक्य शब्द), (૨) પંચભૂત સિદ્ધાંત (૩) ત્રિધાતુ સિદ્ધાંત (૪) ત્રિદોષ સિદ્ધાંત, (૫) નિદાન ચિકિત્સા, (૬) રસ ગુણ વીર્ય વિપાક અને પ્રભાવ ગુણવાળી ઔષધિઓ ઉપર દર્શાવેલા આયુર્વેદના વિભાગોની વૈજ્ઞાનિક દૃષ્ટિથી એટલી સફળતા છે કે એ જોઈને અમેરિકાના કૅલિફોર્નીઆ નગરના સુપ્રસિદ્ધ ડૉ જ્યોર્જ એમ એ એમ ડી એ નીચેના ઉદ્ગારો કાઢયા છે "ચરકનો દરેક અધ્યાય વાંચીને મને થયું કે જો આધુનિક ચિકિત્સકો હાલની દવાઓને છોડીને ચરકોક્ત રીતે વ્યાધિ ચિકિત્સા કરે તો નિઃસંશય અકાલ મરણોની સંખ્યા ઓછી થાય, તથા જૂના રોગોના રોગીઓની સંખ્યા પણ ઓછી જોવામાં આવે"

વાયુ, પિત્ત અને કફ ત્રણ ધાતુઓ છે તેનાથી જ શરીરના નાનામોટા સર્વ અવયવો બનેલા છે માટે તેઓ ધાતુ કહેવાય છે ધાતુઓ શરીરના આધારભૂત ગણાય છે આ ધાતુનો અભાવ એટલે શરીરનો જ અભાવ તેઓનું વૈષમ્ય થાય એટલે દોષ થાય અને તે વ્યાધિને ઉત્પન્ન કરે કેટલાક ધાતુને દોષ અને બીજા દોષને ધાતુ કહે છે બેય શબ્દો પર્યાય છે આરોગ્ય અને અનારોગ્ય ધાતુઓના બલાબલ ઉપર અવલંબે છે એ આયુર્વેદનો સિદ્ધાંત છે, ધાતુ દોષનું પર્યાયપણું ઊપર સ્વીકાર્યું જ છે જ્યારે ધાતુઓ નિયમિત અવસ્થામાં હોય ત્યારે એની પ્રસાદસ્થિતિ કહેવાય છે જ્યારે સ્થિતિ અનિયમિત હોય ત્યારે તેઓની મલસ્થિતિ કહેવાય છે કાર્યકારણ સંબંધથી

આ રીતે ધાતુઓને વિવિધ રૂપે આપણે જોઈએ છીએ ધાતુ અથવા દોષ શબ્દ પ્રસારભૂત વાતુના અર્થમા વપરાય છે અને મલ શબ્દ કીટના અર્થમા

વિજ્ઞાનની દૃષ્ટિથી શરીરની ક્રિયા વાત, પિત્ત, કફ નામના ત્રણ ધાતુને આધારે ચાલે છે અને માનસી ક્રિયા સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણને આધારે અવલબે છે આખી સસારસૃષ્ટિ ત્રણ ગુણથી ચાલે છે આ ત્રણે પ્રકૃતિના ગુણો છે સમસ્ત સસારને ઉત્પન્ન કરનારી ત્રિગુણાત્મિક પ્રકૃતિનુ વેદોમા જ પ્રતિપાદન છે માટે સર્વ વસ્તુઓ ત્રિગુણાત્મિક કહેવાય છે સત્ત્વ, રજ અને તમોગુણ જીવતા મનુષ્યના શરીરમા અનુક્રમે વાયુ, પિત્ત અને કફ રૂપે રહેલા છે જીવતા માણસનુ શરીર વાત, પિત્ત, કફથી પરિપૂર્ણ હોય છે જ્યા સુધી માણસના શરીરમા જીવ હોય ત્યા સુધી તેનુ જીવન ચાલે છે જીવતા માણસના શરીરમા જીવનુ અસ્તિત્વ હોય છે મરેલા શરીરમા નથી હોતુ આ રીતે શરીરના બે ભાગ કરી શકાય છે પચભૂતાત્મક વાત પિત્ત કફ વિશિષ્ટ અને વાત પિત્ત કફ રહિત સજીવ શરીરમા ત્રણ ધાતુ હોય છે મરેલા શરીરમા ત્રણ ધાતુનુ અસ્તિત્વ નથી હોતુ આ રીતે શરીરના બે ભાગ પડે છે પાચ ભૌતિક અને ત્રિધાતુ વિશિષ્ટ એનો સયોગ નીચે પ્રમાણે થાય છે આકાશ અને વાયુ રાજસ માણસના શરીરમા પ્રવેશ કરે છે તેજ અને પિત્ત સાત્ત્વિક માણસના શરીરમા પ્રવેશ કરે છે પૃથ્વી, પાણી અને કફ તામસ માણસના શરીરમા પ્રવેશ કરે છે આ રીતે જ્યા પૃથ્વી, પાણી, તેજ વાયુ અને આકાશથી રચાયેલા શરીરમા જીવ પ્રવેશ કરે છે, ત્યારે તે જીવનો દેહ વાત, પિત્ત, કફથી નિર્મિત છે એમ કહેવાય છે આ વાત, પિત્ત, કફવાળો સજીવ દેહ સત્ત્વ, રજ, તમથી ત્રિગુણાત્મક થાય છે આ હેતુથી માણસની પ્રકૃતિના વાતલ, પિત્તલ અને શ્લેષ્મલ એવા ત્રણ ભેદ પડયા છે દરેક માણસની પ્રકૃતિ કેવી છે તેનુ જ્ઞાન આવશ્યક છે ઉપર કહેલ ત્રણમાથી કઈ જાતની માણસની પ્રકૃતિ છે તે પહેલા જાણી લેવુ પછી તેના આરોગ્ય અનારોગ્યની પરીક્ષા કરવી, એવો આયુર્વેદનો આદેશ છે શરીરની અદરની ક્રિયાઓ વાત, પિત્ત, કફથી ચાલે છે જે અન્ન આપણે ખાઈએ છીએ તે ધાતુરૂપે પરિણામ પામે છે રસ, રક્તાદિ ધાતુઓ ગણાય છે પણ તે ધાતુઓ વાત, પિત્ત, કફથી દૂષિત થાય છે માટે તેઓ દૂષ્ય પણ કહેવાય છે ખાધેલા અન્નનો પહેલા રસ થાય છે આ ક્રિયા આમાશય, ગ્રહણી અને પક્વાશયમા થાય છે રસ, વાત, પિત્ત કફથી બને છે ખાધેલા અન્નને પ્રાણવાયુ જઠરમા લઈ જાય છે ત્યા અન્નનુ કફ કિરૂપાતર થયા પછી વાયુ એ રૂપાન્તરિત અન્નને આગળ લઈ જાય છે ત્યા પાચકપિત્ત કફના દ્રવીભૂત રસરૂપમા અન્નને પચાવે છે આ રીતે અન્નનો રસ થાય છે પછી વાત, પિત્ત, કફની ક્રિયાઓ ફરી ફરી થઈને રસનુ રક્ત થાય છે,

રક્તમાથી માસ, માસથી મે , મે થી અસ્થિ, અસ્થિથી મજ્જા અને મજ્જાથી શુક્ર એ રીતે ક્રમે કરીને સાત ધાતુઓ થાય છે એમાથી ઓજ થાય છે આ ઓજ એ સપ્ત ધાતુઓનો સાર કે સત્ત્વ છે ઉપર કહ્યા પ્રમાણે શુક્ર નિર્માણ પયતની ક્રિયાઓ જો બરાબર ન થાય તો ઓજ બનવામા મોટી હાનિ થાય છે કોઈ વખત ઓજ ધાતુની ન્યૂનતાને લીધે જીવનની ગતિ અટકી જાય છે આ સાત ધાતુઓ ી ક્રિયા આયુષ્યને નિયમમા રાખે છે માટે આ શાસ્ત્ર આયુવે કહેવાય છે માટે જ વાગ્ભટાચાર્યે કહ્યુ છે કે—

आयुर्वेदोपदेशेषु विधय परमादर ।

આયુવેદ શાસ્ત્રમા દોષાનુસારિણી ચિકિત્સા છે માટે જ કહ્યુ છે કે--

नास्ति रोगो विना दोषैर्यस्मात्तस्माद्वि चक्षण ।

अनुक्तमपि दोषाणा लिङ्गै र्व्याधिमुपाचरेत् ॥

પચભૂત સિદ્ધા ત અને ત્રિદોષ સિદ્ધા ત્ત એ બે યાશ્રિત છે આ વિષયમા મારૂ પ ચભૂત ત્રિદોષ સિદ્ધા ત સમાલોચના પુસ્તક અવલોકવુ એમ વિજ્ઞપ્તિ છે

શ્રી કાશીની પરિષદમા સમાલોચના પુસ્તક મોકલ્યુ હતુ, ગયા મહા સમેલનમા પણ વિદ્વાનોને આપ્યુ હતુ

આયુવેદમા ભૂતચતુષ્ટયની વાયુ, પિત્ત અને કફ એવી સજ્ઞા કયા આપી છે ? એમ પૂછતા હો તો ચરકાચાર્યે નિ ાનસ્થાનના પહેલા અધ્યાયમા કહે ન છે --अतस्त्रिविधविक ल्पा व्याध य प्रादुर्भवन्त्याग्नेयसौम्यवायव्या इति। આગળ પણ લ ખ્યુ છે કે द्विविधा व्याधयो निजागन्तुकभेदेन। त्रिविधास्त्रि दोषभेदेन એક ઘરો આ નેય, સૌમ્ય અને વાય વ્ય એ ત્રિદોષનુ ઉપાદાન છે તેમા મધુર, અમ્લ અને લવણ મ વાતઘ્ન છે, મધુર તિક્તકષાય પિત્તઘ્ન છે, અને ટુ તિક્તકષાય કફઘ્ન છે વળી વાયુ, પિત્ત અને કફ એ દોષો શુ છે તથા પચભૂત સાથે તેઓને શો સબધ છે એ શકા દૂર કરવા માટે સુશ્રુતમા લખ્યુ છે કે—

वायुरात्मनेवात्मा पित्तमाग्नेयम् श्लेष्मा सौम्यः

આ કારણથી જ સુશ્રુતમા પણ લખ્યુ છે કે—

भूतेभ्यो हि पर यस्मान्नास्ति चिंता चिकित्सिते।

આ ઉપરથી સમજાય છે કે પચભૂતથી જુદો ચિકિત્સા ચિંતનીય પદાર્થ શાસ્ત્રમા કે નહિ આ રીતે આયુવેદ શાસ્ત્રમા કહેલા ત્રિદોષસિદ્ધા તની પર્યાલોચના કરીને વિચાર કરવામા આવે તો ત્રિદોષ સિદ્ધા ત પદ્ધતિ પ્રશસનીય છે એ સમજાય છે

**રોગ પરીક્ષા**—રોગ પરીક્ષા માટે પહેલા સમવાયી કારણના તથા સહાકારી કારણના ઉપયોગથી વસ્તુસ્થિતિનુ જ્ઞાન થાય છે દાખલા તરીકે કોઈ પણ અપરિચિત બાળકના આચરણની પરીક્ષા માટે ચાર રાજપુરૂષો પાસે તેને મોકલવામા આવે તો પહેલા તેના માતાપિતા ॥ સ્થાનની શોધ કરી તેઓના ગુણાદિકની તપાસ કરશે તથા કોની સાથે હરેફરે છે તેની તપાસ કરી તે ઉપરથી બાળકના આચરણની પરીક્ષા માટે પરિશ્રમ કરશે આથી બધી ખબર પડી જશે છોકરો ખરાબ હોય તો તેને સારે માર્ગે વાળવા માટે યત્ન કરવો જોઇએ એ રીતે પહેલા સામાન્ય રૂપથી અને પછી વિશેષ રૂપથી રોગ પરીક્ષા કરવી જોઇએ દરદીની પાસે બેસીને સ્પર્શથી હૃદય, નાડી, ફૂપ્ફુસ વગેરેની પ્રવૃત્તિ જોઇને પછી નિર્ણય કરવો તેમજ શીતોષ્ણાદિ ॥ જ્ઞાન માટે તેમજ ચામડીની મૃદુતાકર્કશતા વગેરેના જ્ઞાન માટે સ્પર્શથી પરીક્ષા કરવી દરદી મુગુ હોય તો રમલ શાસ્ત્રથી, સ્વર શાસ્ત્રથી તથા જ્યોતિષ શાસ્ત્રથી પરીક્ષા કરવી આ રીતે સ્પર્શથી, દર્શનથી અને પ્રશ્નથી પરીક્ષા કરવી માટે જ વાગ્ભટાચાર્યે કહ્યુ છે કે—

दर्शनस्पर्शनप्रश्न परीक्षेताथ रोगिणम्।

જેમ ચાર રાજપુરૂષો દ્વારા બાળકના ગુણો જાણવા માટે જુદી જુદી શોધ કરવામા આવે તેમ રોગ પરીક્ષાના ચાર સાધનો બતાવ્યા છે (૧) દર્શન (૨) સ્પર્શન (૩) પ્રશ્ન અને (૪) સપ્રદાય દર્શનમા બીજાનો પણ સમાવેશ થાય છે જીહ્વા, નાડી, મળ, મૂત્ર, રૂપ વગેરે દર્શનથી સમજી લેવા આ માટે અષ્ટવિધ પરીક્ષા કહી છે—नाडी मूत्र मल जिह्वा शब्द स्पर्श दृगाकृतिम्।

રોગ પરીક્ષા પછી રોગનુ સમવાયી કારણ જે રોગવાળુ શરીર તેમા શુ જોવુ તો કે રોગનુ સ્થાન આયુર્વેદને અનુસરી રોગોત્પત્તિના સિદ્ધાન્તોને સમજવા માટે આ રોગ કયો છે એનો નિર્ણય કરવો ઘણો જરૂરનો છે અને રોગ તત્ત્વ સમજવા માટે પહેલા આરોગ્ય સમજવું જોઇએ કારણ કે આરોગ્યથી વિરૂદ્ધ એ રોગ એમ સર્વ વાદીઓ કબુલ કરે છે માટે રોગતત્ત્વ તથા રોગોત્પત્તિ તત્ત્વ સમજવા માટે પહેલા તો આરોગ્યને ઓળખવુ જોઇએ માટે પહેલા તેનો વિચાર કરીએ

જે મેળવવા માટે આપાસર સર્વ લોકોની પ્રવૃત્તિ જોવામા આવે છે જે મળતા બધા પુરૂષાર્થો સાધી શકાય છે અને જે ન મળતા બધી સપત્તિ હોવા છતા તેનો ઉપભોગ નથી થઈ શકતો તે આરોગ્ય એટલે શુ? એવી જિજ્ઞાસા થતા આયુર્વેદ ઉચે અવાજે કહે છે કે—

समदोष समाग्निश्च समधातुमलक्रिय ।
प्रसन्नात्मेन्द्रियमना स्वस्थ इत्यभिधीयत ॥

ભાવાર્થ—જે સ્થિતિમા શરીર સબધી સવ યત્રોનો અને સવ તત્ત્વોનો યથાયોગ્ય સારી રીતે વ્યવહાર ચાલે એ શરીરની સ્વાભાવિક દશા એનુ નામ આરોગ્ય અર્થાત્ સવ શારીર ભાવોની પોતપોતાની ક્રિયામા સ્વાભાવિક સ્થિતિ એનુ નામ સ્વસ્થતા

આ સ્વસ્થતાનુ કારણ પણ જાણવુ જોઈએ કારણ કે એથી સ્વસ્થતા હોય તો તેને સાચવવાનો પ્રયાસ થઈ શકે અને ન હોય તો ઉત્પન્ન કરવાનો આ વસ્તુ શાસ્ત્રમા સૂક્ષ્માતિસૂક્ષ્મ રૂપે ઘણે પ્રકારે વર્ણવેલી છે ટુકામા એમ કહેવાય કે ઋતુએ ઋતુએ શીતોષ્ણ વર્ષાદિનો સમ્યકયોગ, અને એ યોગ બરાબર હોય તો પછી ઋતુચર્યા, દિનચર્યા રાત્રિચર્યા વગેરેને અનુસરી આહાર વિહારનો ઉપયોગ અતિયોગ, મિથ્યાયોગ અને હીનયોગનો સર્વથા ત્યાગ, વાત, મૂત્રપુરીષાદિના વેગને પરાણે ન કરવા તેમ થયા પછી ન રોકવા અને સદાચારનુ અનુષ્ઠાન વગેરે છતા ટુકામા સવ દ્રવ્ય ગુણ કર્મનો સમ્યગ યોગ એ જ આરોગ્યનુ કારણ છે તેમા દ્રવ્યમા આહારોપયોગી સવ વસ્તુઓનો, સ્નાન અભ્યગ ઉપલેપ વગેરેમા વપરાતી ચીજોનો, પહેરવા ઓઢવા, સુવામા વપરાતા સાધનોનો અને દેશકાળનો સમાવેશ થઇ જાય છે ગુણમાશબ્દ, સ્પર્શ રૂપ, રસ અને ગધનો તથા સયોગ, સસ્કાર પરિણામાદિ સહિત શીતોષ્ણ ગુરૂ લઘુ રૂક્ષાદિ સવનો સમાવેશ થાય છે તેમજ કર્મમા વ્યાયામ, વ્યવાય, ખાનપાન વગેરે સવ શારીર કર્મોનો તથા સકલ્પ નિશ્ચયાદિ સવ માનસ કર્મોનો અને હસવુ બોલવુ ગાવુ વગેરે વાચિક કર્મોનો સમાવેશ થઇ જાય છે આ યોગમા ફેરફાર એનુ નામ રોગ અર્થાત્ શારીરયત્રોની તથા ભાવોની સ્વાભાવિક સ્થિતિ કે ક્રિયામા જે કાઈ વિષમતા તેનુ નામ રોગ

આપણા આયુર્વેદના સિદ્ધાત પ્રમાણે પ્રાણવાળા મનુષ્યોના ત્રણ વિભાગ છે આત્મા, મન અને શરીર ત્રણ ભાગ સ્વીકારાય છે તેમાં આત્મા તો હમેશા નિર્વિકાર અને નિર્દોષ છે એમા તો કોઈ પણ જાતના રોગના દોષનો સભવ નથી એટલે મન અને શરીર એ રોગના અધિષ્ઠાન છે મિથ્યા આહાર વિહારથી વાત, પિત્ત કફની અવસ્થા વિષમ થાય છે તેઓનુ વૈષમ્ય એ જ દોષ હવે રોગની ઉત્પત્તિ બાહ્ય અને આભ્યન્તર એ જાતના કારણોથી થાય છે

**બાહ્ય કારણો**—(૧) અસાત્મ્યેન્દ્રિય સયોગ—બાહ્ય ઈન્દ્રિયોદ્વારા પદાર્થોનો શરીર સાથે અસાત્મ્ય સબધ રોગને ઉત્પન્ન કરે છે (૨) પ્રજ્ઞાપરાધ બુદ્ધિશક્તિના દોષથી ઉત્પન્ન થયેલા શારીર, વાચિક વ્યાધિઓ (૩) પરિણામ ઋતુઓ, વાયુ તથા પાણીમા ફેરફારથી થતા રોગો

**આભ્યન્તર કારણો**—(૧) ધાતુ વૈષમ્ય (૨) ગુણવૈષમ્ય નીચેના કારણોથી ધાતુ વૈષમ્ય ઉત્પન્ન થાય છે સચય, પ્રકોપ, પ્રસર સ્થાન, વ્યક્તિ અને વ્યક્તિભેદ આ છ કારણો છે આ ક્રિયા કાળ પણ કહેવાય છે

વાગ્ભટાચાર્યે અષ્ટાંગ હૃદય સૂત્ર સ્થાનના આરંભમાં અધ્યાયમાં ૬૬મા શ્લોકથી ૬૮મા શ્લોક પર્યંત નિદાન ચિકિત્સાની જે પદ્ધતિ બતાવી છે તે જ ઉત્તમ છે—

तस्माद्विकारप्रकृतीरधिष्ठानान्तराणि च ।
बुद्ध्वा हेतुविशेषांश्च शीघ्रं कुर्यादुपक्रमम् ॥
दूष्यं देशं बलं कालं मनलं प्रकृतिं वयः ।
सत्त्वं सात्म्यं तथाहारमवस्थाश्च पृथग्विधाः ॥
सूक्ष्मसूक्ष्माः समीक्ष्येषां दोषौषधनिरूपणे ।
यो वर्तते चिकित्सायां न स स्खलति जातुचित् ॥

અનેક વૈદ્યવરો આ મતનું જ સમર્થન કરે છે

**આયુર્વેદની ઔષધિઓ**—આયુર્વેદમાં ત્રિદોષ સિદ્ધાંતને અનુસરી ઔષધિઓના પાંચ પ્રકારો નક્કી કરેલા છે શાર્ઙ્ગધરાચાર્યે કહ્યું છે કે—

द्रव्यं रसो गुणो वीर्यं विपाकः शक्तिरेव च ।
सम्बन्धेन क्रमादेताः पञ्चावस्थाः प्रकीर्तिताः ॥

(૧) કયા કયા ભૌતિક તત્ત્વોના ગુણો છે તેનો નિર્ણય

गुरुः स्निग्धश्च तीक्ष्णश्च रूक्षो लघुरिति क्रमात् ।
धराम्बुवह्निपवनव्योम्नां प्रायो गुणाः स्मृताः ॥
पञ्चेन्द्रियगतास्त्वेते ये गुणेषु गुणसञ्चयाः ।

(૨) રસ—ઔષધિના રસનો નિર્ણય રસના થી થાય છે રસ છ પ્રકારનો છે મધુર, અમ્લ, લવણ, તીખો, કડવો અને કષાય

मधुरोऽम्लः पटुश्चैव कटुतिक्तकषायकाः ।
इत्येते षड्रसाः ख्याता नानाद्रव्यसमाश्रिताः ॥
धराम्बुस्मानलजलज्वलनाकाशमारुतैः ।
वाय्वग्निक्ष्मानिलैर्भूतद्वयै रसभवः क्रमात् ॥

(૩) વીર્ય બલકે સામર્થ્ય બે જાતનું છે ઉષ્ણ અને શીતના ભેદથી કેટલાક વીર્યના આઠ ભેદ નીચે પ્રમાણે પાડે છે ઉષ્ણ, શીત, સ્નિગ્ધ, રૂક્ષ, વિશદ, પિચ્છિલ, મૃદુ અને તીક્ષ્ણ ઔષધિમાં દ્રવ્યના કારણથી વીર્યને સંબંધ છે ઔષધિમાં વીર્ય હોય તો તેનું ઘણું સારૂં પરિણામ આવે છે

वीर्यमुष्णं तथा शीतं प्रायशो द्रव्यसंश्रयम् ।
तत्सर्वमग्निषोमीयं दृश्यते भुवनत्रये ॥
अत्रैवान्तर्भवन्ति वीर्याण्यन्यानि यान्यपि ।

(૪) વિપાક—શરીરમાં ગયા પછી બીજા દ્રવ્યો સાથે ઔષધિનો જે પાક

થાય છે અને તેથી જે ક્રિયા થાય છે તે વિપાક કહેવાય છે રસના કાર્યને વિપાક ઉપરાંત ગણી શકે છે.

त्रिधा विपाको द्रव्यस्य स्वाद्वम्लकटुकात्मकः
मिष्ट पटुश्च मधुर मम्लो म्लपच्यते रस
कषायकटुतिक्ताना पाक स्यात्प्रायश कटु
मधुराज्जायते श्लेष्मा पित्तमम्लाच्चजायते ।
कटुका जायते वायु कर्माणीति विपाकत

અમુક બે ઔષધિઓ રસ વીર્ય, વિપાકમા સમાન હોવા છતા છતા રોગ હરવાની ક્રિયામા એ બેયના પરિણામ જુદા જોવામા આવે ત્યા તેનુ કારણ પ્રભાવ છે એમ સમજવુ ઔષધીઓનો વીર્ય ગુણ જ રોગને દૂર કરે છે જ્યારે ઔષધીઓના ભૌતિક અને રસાયનિક ગુણો કામ નથી કરતા ત્યા પ્રભાવ પ્રકાશે છે પાશ્ચાત્ય ચિકિત્સકો પહેલા પશુઓમા ઔષધિને વાપરી જુએ છે જો પશુમા સારૂ પરિણામ આવે તો પછી એ ઔષધને માણસ ઉપર વાપરે છે આ પદ્ધતિ અધુરી છે કારણ કે બીજા પ્રાણીઓ ઉપર હિતકર નીવડેલુ ઔષધ માણસને પણ હિતકર નીવડશે, એ અનુમાન ભુલ ભરેલુ છે બીજા પ્રાણીઓને હિતકર હોવુ ઔષધ માણસને વિપરીત પણ નીવડે રોગ વગરના બીજા પ્રાણીઓને હિતકર નીવડેલુ રોગવાળા માણસને સર્વથા હિતકર ન થાય આવા અનુમાનો સર્વથા દોષરહિત નથી હોતા રોગરહિત ઉપર અને રોગ યુક્ત ઉપર ઔષધિઓની જુદી જુદી અસર થાય છે માટે બીજા પ્રાણીઓ ઉપર પ્રયોગો કરીને ઔષધીઓની પરીક્ષા એ સર્વથા ઉચિત નથી ' નિદાન તત્ત્વો અને હૃદ્રોગચિકિત્સા એ નામના ગ્રંથમા સર મેકેન્ઝીએ આ મતનુ સમર્થન કર્યુ છે આપણા મહર્ષિઓએ તો માણસના શરીર ઉપરજ પ્રયોગો કરીને ઔષધિઓના ગુણોની પરીક્ષા કરી છે પ્રભાવ---

प्रभावस्तु यथाधात्री लकुचस्य रसादिभि
समापि कुरुते दोष त्रितय तस्य विनाशनम् ॥
क्वचित्तु केवल द्रव्य कर्मकुर्यात्प्रभावत ।
ज्वर हन्ति शिरोबद्धा सहदेवी जटायथा ।
क्वचिद्रसो गुणो वीर्यं विपाक शक्तिरेव च ।
कर्म स्व स्व प्रकुर्वन्ति द्रव्यमाश्रित्य ये स्थिता ॥

જીવાણુવાદ વિશે તથા શલ્યતંત્ર વિશે ગુજરાત પ્રાંતીય વૈદ્ય સંમેલન મુંબઈમા મળેલા બીજા અધિવેશનના પ્રમુખપદેથી આપેલા ભાષણમા ઉલ્લેખ કરેલો છે એટલે અહિં એ વિશે કાંઈ નથી કહેતો [ અપૂર્ણ ]

# કેન્દ્રીય આયુર્વેદિક અનુસધાન સમિતિ

## (Central Institute of Ayurvedic Research)

અમદાવાદમા ભરાયેલ પચીસમા નિ ભા વૈદ્ય સમેલને એક ઠરાવ (ઠરાવ ૧૪ મો) કરીને આ કેન્દ્રીય આયુર્વેદિક અનુસધાન સમિતિ નીમી છે આ સમિતિમા એ વખતે નીચેના વૈદ્યોને નીમવામા આવ્યા હતા—

પ્રમુખ—આયુર્વેદમાર્તંડ જાદવજી ત્રિકમજી આચાર્ય

મંત્રી—(૧) વૈદ્યરાજ શ્રી સુંદરલાલ એન જોશી
વિદ્યાવારિધિ એમ આર એ એમ નડીઆદ

(૨) વૈદ્યશ્રી ગોપીનાથ ગુપ્ત
સંપાદક આરોગ્યદર્પણ
સાબરમતી (ગુજરાત)

(૩) આયુર્વેદાચાર્ય શ્રી પં દુર્ગાદત્તજી
શાસ્ત્રી મંત્રી આયુર્વેદ વિદ્યાપીઠ, બનારસ

ટિ મૂળ ઠરાવમા આયુર્વેદ વિજ્ઞાન સમિતિ એવા શબ્દો હતા પણ એમા અંગ્રેજી નામનો અર્થ ન આવવાથી હવે ઉપર પ્રમાણે શબ્દો ગોઠવ્યા છે બીજુ એ સમિતિના પ્રમુખ રહેવાની પં જાદવજી ત્રિકમજી આચાર્યે ના પાડવાથી કવિરાજ શ્રી પ્રતાપસિંહજીને પ્રમુખપદ સ્વીકારવાની વિનતિ કરવામા આવી હતી અને તેઓએ સ્વીકાર કરવાથી હવે તેઓ પ્રમુખ છે

આ કેન્દ્રીય આયુર્વેદિક અનુસધાન સમિતિની નિયમાવલી હમણા આરોગ્ય દર્પણ ભાદ્રપદ ૧૯૯૩મા તથા વૈદ્ય સમેલન પત્રિકા સપ્ટેમ્બર ૧૯૩૬મા છપાઇ છે એ આખી તો અહીં ઉતારવાની જરૂર નથી લાગતી પણ બેચાર મુદ્દાની વાતો નોંધી છે પહેલુ તો નીચે પ્રમાણે ઉદ્દેશો કહ્યા છે —

(૧) આયુર્વેદ સબંધી અન્વેષણ

(૨) વૈદ્યકીય અન્વેષણ કરનાર ભારતીય તથા આન્તર રાષ્ટ્રીય વ્યક્તિઓ અને સસ્થાઓને સગઠિત કરી કેન્દ્રીય સસ્થા સાથે જોડી તેઓમા પરસ્પર સહયોગ ઉત્પન્ન કરવો

(૩) આન્તર રાષ્ટ્રીય વિદ્વાનો અને વૈદ્યકીય સસ્થાઓમા ભારતીય આયુર્વેદની પ્રતિષ્ઠા સ્થાપિત કરવી

પછી સદસ્ય વિષે પહેલો જે નિયમ છે તે પ્રમાણે પહેલા પાચ સભાસદોને નિ શુલ્ક આજીવન સભાસદ ગણ્યા છે

(નવી સસ્થાના પહેલા સભાસદો પાસેથી દાખલ ફી લેવામા ન આવે એવુ ધોરણ લેવું છે ખરૂ પણ આજીવન નિ શુલ્ક એ જરા વિચિત્ર

૪

ખરૂ અમાધાન્ણુ સેવા કરનારને ગમે ત્યારે માનાર્થે નિ શુ ક સભાસદ બનાવવાનુ ધોરણુ બાધ હોય છે તે જાહ તે તો આ નિયમાવલીમા પણુ છે જ

ત ન્રી આ વિ )

સભાનદની ફી રૂ દશ છે

કાર્યાલય—આનુ મુખ્ય કાર્યાલય આયુર્વેદ મહામ ડળ અને વિદ્યાપીઠના કાર્યાલયની સાથે રહેશે અને ઉપકાર્યાલય મ ત્રીઓની અનુકૂળતા પ્રમાણ આવશ્યક ઉપયુક્ત સ્થાનમા રહેશે

કાર્યક્ષેત્ર—પ્રારભમા નીચે લખેલી બાબતોમા શક્તિ અનુસાર કાર્ય કરવામા આવશે

(૧) વૈદ્યકીય ચીમન કરનારી સ સ્થાઓ તથા વ્યક્તિઓની કાર્યપ્રણાલીનુ અધ્યયન કરીને તેઓને સગઠિત કરવી અને વિભિન્ન શક્તિઓને કેન્દ્રિત કરીને સવનો એક મીલન માર્ગ પરિ ચય કરાવવો તથા પરસ્પર સહયોગ કરાવવો

(૨) આ તર રાષ્ટ્રીય યુનિવર્સિટીઓ તથા વિદ્વાનોમા આયુર્વેદની પ્રતિષ્ઠા સ્થાપિત કરવાનો યત્ન કરવો

( આ છે તો ઘણો દેદીપ્યમાન વિચાર પણ એ શી રીતે અમલમા મુકાશે એ સમજાતુ નથી ત ન્રી આ વિ )

(૩) પરરાજ્યોમા તથા બ્રિટીશ સસ્થાનોમા ભારતીય પ્રાચીન વૈજ્ઞાનિક[1] આયુર્વેદિક પદ્ધતિ પ્રમાણે ચિકિત્સા કરનાર માટે જે કાઈ પ્રતિબંધ કે નિષેધાત્મક કાયદાઓ હોય તે રદ કરાવવાનો પ્રયાસ કરવો

(૪) ભારતીય સરકાર દ્વારા આયુર્વેદને પણ રાજ્યાશ્રય પ્રાપ્ત કરાવવાનો યત્ન કરવો

( ત્રીજી અને ચોથી બાબતમા વ ર સ મેલનથી વિશેષ કે જુદા પડીને કાર્ય કરવાનો હેતુ છે? એ જાણતો આ લેખકને લગતી તો નથી જ

ત ન્રી આ વિ )

(૫) જ્ઞાત તથા અજ્ઞાત ઔષધો અને દ્રવ્યો વિષે અનુસધાન કાર્ય કરવુ

(૬) ભિ ન્ન ભિ ન્ન સ્થાનોમા એક જ નામથી પ્રાપ્ત થતી ઓષધિઓની સૂચિ બનાવવી તથા ગુણ ધર્મો સમજ કરવાનો યત્ન કરવો

(૭) અનેક પ્રકારની શાસ્ત્રોક્ત માનપરિભાષાઓનો નિર્ણય કરીને વર્તમાન રાજકીય માન સાથે સમતા દર્શાવવી

(૮) ઔષધિનિર્માણ પદ્ધતિનુ સશોધન કરવુ

(૯) પરિભાષા નિર્ણય કરવો

---

૧ ભારતીય વૈજ્ઞાનિક અને આયુર્વેદિક એ ત્રણ ભિન્ન ભિન્ન નુ શુ માપક છે? વૈજ્ઞાનિક અને અવૈજ્ઞાનિક એમ બે પ્રકારનો આયુર્વેદ છે? આ લેખકનો ઉ શ રાખનારી સસ્થાના નિયમોની ભાષામા આવી શિથિલતા ખુચે જ ત ન્રી આ વિ

(૧૦) સદિગ્ધ દ્રવ્ય પ્રયોગોનો નિર્ણય કરવો

(૧૧) રસ, ઉપરસ, ધાતુ, ઉપધાતુ, રત્ન વગેરેના શોધનમારણ આદિ વિષયમા વિશેષ અનુસધાન કરવુ

(૧૨) સિદ્ધ પ્રયોગોના ખાસ પૃથક્કરણ વગે કરાવી તેની પરીક્ષા સ્થિર કરવી અને પ્રયોગો દ્વારા વિશેષ ગુણધર્મોનુ જ્ઞાન પ્રાપ્ત કરીને તેનો પ્રચાર કરવો

(૧૩) પચકર્મ પદ્ધતિનો પ્રયોગ દ્વારા અનુભવ પ્રાપ્ત કરીને વિશેષ અનુસધાન કરવુ

(૧૪) પ્રાચ્ય આયુર્વેદીય સાહિત્યના પાઠો અને અર્થોનુ સશોધન કરવુ

(૧૫) ત્રિદોષવાદને વૈજ્ઞાનિક પદ્ધતિથી સિદ્ધ કરવાનો યત્ન કરવો

(૧૬) શક્તિ અનુસાર અન્ય વૈદ્યક સબધી અન્વેષણ કરવુ

જો કે આ સસ્થા અ ભા આયુર્વેદ મહામડળ દ્વારા સ્થાપિત છે અને એની દેખરેખ નીચે કામ કરે છે તથાપિ પોતાના કાર્યને બરાબર ચલાવવા માટે સ્વતત્ર રીતે દ્રવ્ય એકઠુ કરવાની તથા એ માટે નિયમાદિ બનાવવાની આ સસ્થાને સપૂર્ણ સત્તા છે

અનુકૂલ સમય આવ્યે આ સસ્થાને રજીસ્ટર્ડ કરવામા આવશે

સસ્થાનુ એક મુખપત્ર રાષ્ટ્રભાષા હિન્દી અને અગ્રેજીમા પ્રગટ કરવાનો યત્ન કરવામા આવશે અને જરૂર પડતા એના પ્રાન્તીય ભાષાઓમા પણ સસ્કરણ કાઢવામા આવશે

આ સસ્થા યોગ્ય સ્થાનમા એક આયુર્વેદિક સ્થાયી પ્રદર્શન (મ્યુઝીઅમ) સ્થાપવાનો યત્ન કરશે

(૧) ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ, સિંધ અને પજાબના નિવાસીઓએ વૈદ્ય ગોપીનાથજી ગુપ્તને નામે પત્રવ્યવહાર કરવો

– (૨) મલબાર, મદ્રાસ, કર્ણાટક, આન્ધ્ર, મહારાષ્ટ્ર તથા મ સસ્થાનો અને પરદેશોના વાસીઓએ શ્રી મુરલીધરજીના નામે પત્ર વ્યવહાર કરવો

(૩) બગાલ, બિહાર, આસામ, ઉડીઆ, યુ પી, સી પી, સી આઈના રહેવાસીઓએ પ દુર્ગાદત્તજીને શિરનામે પત્રવ્યવહાર કરવો

---

## સૂચના

નિ ભા આયુર્વેદ વૈદ્ય સમેલનના ૨૫મા અધિવેશનની સ્વાગત સમિતિ તરફથી અપાવાના પ્રદર્શની તથા નિબધ સબધી પ્રમાણપત્રો તૈયાર થઈ ગયા છે, અને એ પ્રમાણપત્રો ૭ આનાના પોસ્ટેજ સ્ટેમ્પ સ્વાગતાધ્યક્ષને મોકલવાથી ટપાલમા મોકલી આપવામા આવશે તે સિવાય નહિ મોકલવામા આવે એ પ્રમાણે નિ ભા ૨૫મા વૈદ્ય સમેલનના સ્વાગતાધ્યક્ષ વૈદ્યશાસ્ત્રી નારાયણશકર દેવશકર પ્રાણાચાર્ય તરફથી પોસ્ટ-કાર્ડ દ્વારા સૂચના મળી છે સ્વાગતાધ્યક્ષનુ ઠેકાણુ —સ્વામીનારાયણના મદિર પાસે, અમદાવાદ

જબલપુરના નિવૃત્ત સીવીલ સર્જન રાયબહાદુર દાક્તર
એસ. એન. ચૌધરીનું

# “આદર્શ ખોરાક” Ideal Diet

(લેખક-વૈદ્ય પદ્મનાભ શાસ્ત્રી)

આ પુસ્તિકા પોતાની પ્રિયતમાને અર્પણ તેઓ કરતા લખે છે કે—

I dedicate this book to my dear wife who lost her life through medical men's ignorance regarding food and dietetics and whose death was the stimulus to my taking up this subject in right earnest

ભાવાર્થ—ઉપચારકોના આહાર સંબંધી અજ્ઞાનને લીધે મારી પ્રિયતમાએ પોતાનો જાન ખોયો અને તેના મૃત્યુથી આ વિષય લખવાની ખાસ ધગશ ઉત્પન્ન થઈ તેથી આ પુસ્તિકા તેને અર્પણ કરૂં છું”

આગળ જતાં આમુખમાં તે જણાવે છે કે પોતાના ઉપર અનુભવ કરીને પાકટવયે રહીને ઉપ આજમાનના વિષય ઉપર હિંદુસ્તાનમાં આ જાતનું પહેલું જ પુસ્તક લખ્યું એવી શરૂઆત કરતા તેઓ જણાવે છે કે—

Medicines manufactured by human beings in even the most elaborate laboratories of the world cannot possibly be equal to those which nature produce from the soil all the world over my experience shows that hundreds of patent and other medicines which claim that they have secured for example colloidal calcium and iron in due proportions in their preparations are absolutely worthless and do no amount of harm So we take their declarations and high sounding titles as of no value I began my life with full confidence in the value of medicines and now I am ending my life in thinking them as worthless articles

There is a growing opinion among scientists that old age is not inevitable and that permanent youthfulness is by no means an impossibility Living according to the universal law of nature men should reach at least the age of 100 years in full possession of his senses

Hippocrates the father of medicine advocated three nature's medicines as the best and they are sunshine air and water

The pure medicines produced in the human laboratory by eating pure foods are the only medicines which cure diseases and no other All others only suppres the symptoms

અર્થાત્ દુનિઆની ઉત્તમ લેબોરેટરીમા મનુષ્યોના હાથે બનેલી બધી દવાઓ દુનિઆની જમીનમાથી ઉત્પન્ન થએલી ઔષધિઓની બરાબરી કરી શક નહિ માગે અનુભવ સાક્ષી પુરે છે કે અનેક પેન્ટ તથા બીજી દવાઓ જેમા પૂર્ણાશે સત્ત્વ સમાએલુ છે એવો દાવો કરવામા આવે છે તે બધી દવાઓ નકામી છે આપણે તેમની જાહેરાત અને બડાશોથી તેની કિંમત આકવાની નથી મે મારી જીદગીની શરૂઆત દવાઓમા વિશ્વાસ રાખીને શરૂ કરી અને અતમા મને જણાયુ કે તે બધી દવાઓ નિરૂપયોગી વસ્તુઓ માત્ર છે વિજ્ઞાનશાસ્ત્રીઓ ધીમે ધીમે એવા મત ઉપર આવતા જણાય છે કે વૃદ્ધાવસ્થા અનિવાર્ય નથી અને જુવાની જાળવી રાખવાનુ અશક્ય નથી કુદરતના નૈસર્ગિક ધોરણે રહેવાથી સર્વ ઇન્દ્રિયસપન્ન સપૂર્ણ ૧૦૦ વર્ષ કોઇપણ જીવી શકે

હીપોક્રેટીસ, ઔષધિઓના પિતા, કુદરતી ત્રણ ઔષધોની જ હીમાયત કરતો હતો અને તે પ્રકાશ, હવા અને પાણી છે અનાજ ખાઇને મનુષ્યના લેબોરેટરીરૂપી શરીરમા જે ઔષધિ ઉત્પન્ન થાય છે તે જ બધા દરદોને મટાડવા સમર્થ છે બીજા કશાથી તે કામ થઇ શકતુ નથી બીજા ઔષધો તો રોગના ચિહ્નને દબાવી દે છે

"નૈસર્ગિક ઉપચાર પરત્વે લખતા તે, Mr Bateનુ ઉદાહરણ આપે છે કે તે જ્યારે ૫૦ વર્ષનો થયો ત્યારે ડાક્તરોએ તેના જીવનની આશા છોડી પરતુ બેઇએ ખોરાકમા ફેરફાર કરી જીવન લબાવવાનો નિશ્ચય કર્યો તેણે ૪૯ ઉપવાસ કર્યા અને તેનુ વજન ૧ મણ અને ૮ શેર જેટલુ ઘટી ગયુ ત્યારપછી તેણે ફલાહાર શરૂ કર્યો રાધેલો ખોરાક તથા પરમાટીનો ત્યાગ કર્યો પોતે ઘણો બળવાન થયો અને તે ૫૦ રતલ વજન ઉચકી શકતો તેની વિધવા ડેલ્લી મેઇલના રીપોર્ટરને જણાવતી કે તેનો પતિ જો માદો પડતો તો તે થોડા દિવસ ઉપવાસ ખેચીને તુરત સાજો થઈ જતો મોટર અકસ્માતથી તે ૭૨ વર્ષની ઉમ્મરે ગુજરી ગયો હુ જાતે છેલ્લા ૧૫ વર્ષથી દર અઠવાડીએ એક દિવસ ઉપવાસ ખેચી કાઢુ છુ અને ગરમીના દિવસો શરૂ થતા વર્ષમા એકી સાથે ત્રણ ઉપવાસ કરુ છુ અત્યારે મારી ઉમ્મર ૬૮ વર્ષની છે ઉપવાસના ત્રણ દિવસોમા હુ મારૂ નિત્ય કામ કરૂ છુ જેમ કે સાઇકલ ઉપર આવજા કરૂ છુ, કોઇપણ જાતની તકલીફ વિના જ્યા ત્યા હરૂ ફરૂ છુ તૃષા લાગે ત્યા ફક્ત પાણી જ પીઉં છુ તમે પણ એ પ્રમાણે જરૂર કરી શકો, અને તમને કામ કરવાની વૃત્તિ ન થાય તો ત્રણ દિવસ આરામ લઈ શકો છો"

"પુખ્ત ઉમ્મર મહેવાડથી, ધીમે અને ક્રમે ક્રમે નહિ રાધેલો ખોરાક લેવાની ટેવ પાડી શકાય છે અને પલાળેલા ચણા અથવા ઘઉં બીજે દિવસે તેમા જરા મીઠુ અને લીંબુ અથવા મધ મેળવી ખાઈ શકાય છે

હિંદુસ્તાનના પહેલવાન લોકો પોતાની શક્તિને વિકસાવવા માટે રોજ ચણા ખાય છે

આ પ્રકારે બદામ, મગફળી, કાજુ, કાચા ખાઈ શકાય છે અને તેનાથી શરીરનુ બંધારણ ઘણું સારૂ થાય છે

વનસ્પતિવર્ગમાથી કાકડી ગાજર, શેકેલા અથવા કાચા વગાણા લઈ શકાય ગાજરથી લોહી વધે છે ચહેરો સુંદર થાય છે કૃમી મરે છે અને બાળકોને તે બહુ માફક આવે છે

ફળવર્ગમાથી આપણે ઘણા ઉપયોગમા લઈ શકીએ છીએ જેમ કે કિસમીસ, પપૈયા, કેરી, તાડીઆ, તરબુચ નારંગી, લીંબુ વગેરે બહુ ઉપકારક છે હિંદુસ્તાનમા દરેક ઋતુમા અનેક જાતના ફળ મળી શકે છે

કોબી, ફ્લાવર પાલખની ભાજી રાંધ્યા વિના કાચી ખાવાથી તુરત પચી જાય છે "હુ હમેશા તે કાચી જ ખાઉં છુ"

ડાક્તર રોબર્ટ બેલ એમ ડી, એફ આર સી પી એસ કહે છે કે બહારથી અથવા તો અંદરથી કચરો એકઠો થયા વિના કોઈ પણ રોગ થતો નથી અને હુ ખાત્રીપૂર્વક જણાવુ છુ કે બહાર કરતા અંદરનો કચરો રોગનુ મૂળ કારણ છે અંદરના કચરાથી રોગ ટાળવાની નૈસર્ગિક શક્તિ નાશ પામે છે

એમ એસ ગ્રેહામ કહે છે કે ઉપચારકો ઘણે ભાગે રોગના ચિહ્નોને દાબવાનો પ્રયત્ન કરે છે ખરી રીતે કહીએ તો દવા કાંઈ કામ કરતી નથી પણ શરીર તેથી કંપી ઉઠે છે

હરબર્ટ એમ શેલ્ટન ડી પી ડી એન ટી Living Life to live it longer નામક પુસ્તકના અંતમા જણાવે છે કે —

The practice of medicine in all its branches is both in theory and practice the greatest cause of weakness diseases degeneracy and death in modern life It is the only effective barrier to health and strength Abolish medicine in all its forms and human life will increase by an average of ten years in a decade

જેનો ભાવાર્થ એવો થાય છે કે —

વિચાર અને આચારમા ઔષધોપચાર કોઈ પણ પદ્ધતિથી કરવામા આવે તો પરિણામે તેથી નબળાઈ દર્દ, હલકાઈ અને મૃત્યુ આ જમાનામા આવે છે આરોગ્ય અને બળનો તો એ મહાન અવરોધક છે ઔષધોપચાર સદંતર બંધ કરો અને એક દશકામા સરેરાશ દશ વર્ષ મનુષ્ય જીવન વધશે

ઉપવાસ સબંધમા એ લખે છે કે "ઘણા પ્રાચીન કાળથી ઉપવાસનુ ધોરણ સર્વ દેશોમા જોવામા આવે છે કેટલાક લોકોનો ધર્મ ઉપવાસનુ ફરમાન

ભારપૂર્વક કરે છે પ્રાચીન મેક્સિકોના લોકો, પેરૂના વતનીઓ, બાબીલોનના લોકો તથા આસીરીયાના લોકો યજ્ઞ વખતે તથા તપશ્ચરણ માટે ઉપવાસનો આશ્રય લેતા પ્રાચીન ઈજીપ્તના લોકોની ધર્મ ક્રિયાઓમા ઉપવાસના અનેક અંશો જોવામા આવે છે પ્રાચીન ગ્રીક તત્ત્વવેત્તાઓને ઉપવાસના અનેક લાભો જણાયા હતા અને સીનીક–સ્ટોઈક–પાઈથેગોરીઅન અને નીઓપ્લેટોનિસ્ટ મતવાળા ઉપવાસની હિમાયત કરતા મુસલમાન લોકોના રમઝાનની ઝાખી ખ્રીસ્તી લોકોના Lentમા પ્રત્યક્ષ થાય છે હિંદુ તથા જૈન લોકો અનેક તપ સાથે ઉપવાસ આદરે છે બુદ્ધ લોકો આહાર મર્યાદા બતાવે છે તથાપિ ટીબેટ વાસીઓ તથા બીજા બુદ્ધ માર્ગીઓ ઉપવાસ કરે જ છે ચીનનો ટેઓ ધર્મ તથા કોન્ફુશીઅસનો ધર્મ ઉપવાસની ખાસ હિમાયત કરે છે હિંદુસ્તાનમા ધર્મના કારણે ઉપવાસો કરવામા આવે છે અને ઔષધોપચારકો તથા નાડીવૈદ્યો ઉપવાસથી દર્દમા આગમસિદ્ધિ માને છે

મહાત્મા ગાંધીજી પોતાના Guide to Healthમા લખે છે કે — આપણામાના ઘણાખરા ખાઉધરા છીએ જ્યા આપણા પૂર્વજોએ ઉપવાસને એક ધાર્મિક ફરજ ગણી હતી પખવાડીએ એક ઉપવાસ કરવો એ આરોગ્યની દ્રષ્ટિથી હિતકારક છે ચોમાસામા ઘણા હિંદુભાઈઓ એકટાણા કરે છે આ ઉપવાસનો ક્રમ આરોગ્યના સિદ્ધાંતનો આશ્રરૂપ છે કારણકે જ્યારે હવા ભેજવાળી હોય, ત્યારે શરીરના પાચનક્રિયાના અવયવો નિયમ કરતા શિથિલ થઈ જાય છે માટે ખોરાકમા અવશ્ય ઘટાડો કરવો જોઈએ" કોઈવાર ઉપવાસમા ફક્ત પાણી લઈ શકાય છે જ્યારે કેટલાએક તો નિર્જલ–પાણી વિનાના–કરવાના હોય છે ઉપવાસ વખતે અનાજ વર્જીત કરી, દુધ ફળ લેવાનો રીવાજ છે કારણ કે અનાજ લીધા કરવાથી શરીરમા કચરો (મળ) વધારે પ્રમાણમા એકઠો થાય છે ચાંદ્રાયણનુ વ્રત તો મશહુર છે કે જેમા એકમથી તિથિ પ્રમાણે પુનેમ સુધી એક એક કોળિયો વધવાનો હોય છે અને કૃષ્ણ પક્ષમા તેથી ઉલટી રીતે એક એક કોળીઓ ઓછો કરવાનુ હોય છે કેટલાએક તો ચંદ્રદર્શન વિના અનાજ લેતા નથી અને ચોમાસામા જ્યારે વાદળાની ઘટામા કોઈકોઈવાર લાંબો વખત ચંદ્ર દેખાતો નથી ત્યારે તેટલા ઉપવાસ વ્રતીને કરવાના હોય છે ગ્રહણ વખતે પણ ઉપવાસ કરવાના હોય છે ગ્રહલાસ્ત હોય તો કાંઈપણ ખાઈ શકાતું નથી જૈન લોકો સૂર્યાસ્ત પહેલા ભોજન સમેટી લે છે કારણ કે સૂર્યાસ્ત પછી તેના પ્રાણમય કિરણોનો લાભ ઓછો મળે છે જુના વ્યાધિમા ઉપવાસ ખાસ ઉપકારક થાય છે ત્રણથી છ દિવસ સુધી ઉપવાસ કરવાથી વ્યાધિ મટે છે પણ ટાઈફોઈડ જ્વરમા વધારે સમય ઉપવાસની જરૂર પડે છે

—o—

# "વૈદ્યોનુ વાર્ષિક"

## આયુર્વેદના ગ્રશકો અને વૈદ્ય વિદ્યાના વિચારકોનુ વાર્ષિક

તંત્રી પ્રતાપકુમાર પોપટભાઇ વૈદ્ય

### વૈદ્યક સાહિત્યના લેખકોને અને વાચકોને જાહેર આમંત્રણ

૧ વિ સ ૧૯૯૪ ના પ્રાત કાળમા મારા તરફથી "વૈદ્યોનુ વાર્ષિક" નામનુ વાર્ષિક પ્રકાશન બહાર પડશે તેમા પોતાની કલમનો અણમૂલ લાભ આપવા મેં વૈદ્યક સાહિત્યના દરેક લેખકને પત્રો લખી વિનતિ કરી છે પરતુ ગફલતચૂકથી કોઇને ના મળી હોય તો મારા આ આમંત્રણને સ્વીકારી લેખ મોકલવા વિનતિ કરૂ છુ, જેથી વાર્ષિકને વૈદ્ય સમાજનુ ચિરજીવ પ્રતિનિધિ બનાવી શકાય દરેક લેખકને પૂરસ્કાર આપી શકાય તેવી મારી યોજના છે રસ લેનારાઓ મારી સાથે તુરત પત્રવ્યવહાર કરે તેમ વિનતિ છે

૨ આ વાર્ષિકને માટે જે કોઈ ભાઇ કે બ્હેન સૌથી સુદર અને રસિક નામ સૂચવી શકશે તેમને મારા તરફથી એમણે લીધેલા રસની યાદગીરિ દાખલ, શ્રી ગુજરાત આયુર્વેદિક ફાર્મસી અથવા તો શ્રી સિદ્ધ આયુર્વેદિક ફાર્મસી મારફત મળી શકતા ૩ રૂ ના વૈદ્યકીય પુસ્તકો પૂરસ્કાર નિમિત્તે મોકલાશે

૩ આ વાર્ષિકમા વૈવિધ્ય દાખલ કરવા માટે, તેને પૂર્ણ પ્રતિનિધિરૂપ બનાવવા માટે અને ટુકામા તેના સચાલનનો ઉપયોગ થવા માટે, જે કોઇ ભાઇ કે બ્હેન અમલમા મુકી શકાય તેવી સૂચનાઓ, તેવી યોજનાઓ અથવા તેવા વિચારો લખી મોકલશે તેમાના સૌથી વધારે ઉપયોગી અને કાયદાકારક પત્રના લખનારને ઉપલી સસ્થાઓ મારફત મળી શકતા રૂ ૧૫ ના પુસ્તકો પુરસ્કાર દાખલ મોકલાશે

૪ ઉપના પુરસ્કારોમા નિર્ણય કરવાનુ કાર્ય જો અઘરૂ બનશે તો એક સમિતીને સોપાશે તેની ગેરહાજરીમા હુ નિર્ણય કરીશ

૫ વાચકો આને હરિફાઇ ના સમજે, એટલે જેમને આ વિષયોમા ખરખરો પ્રમાણિક રસ હોય, અને જેઓ કશુક ખરખરૂ માર્ગદર્શક લખી શકે તેઓએ જ લખી મોકલે

૬ જિજ્ઞાસુઓ માગી જોડ નીચેને સરનામે પત્રવ્યવહાર કરે વૈદ્ય ભુવન ભુલેશ્વર મુંબઈ ન ૨

લી

— — પ્રતાપકુમાર પોપટભાઇ વૈદ્ય

Regd No B 1319

લગ શ રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલુ

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દષ્ટિથી તથા
અનુભવની દષ્ટિથી ચર્ચનારૂ વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્ત ૨૦ तन्त्रेन युक्तं भषजं यदारोग्याय कल्पते। મહા
અંક ૪ स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत॥ ૧૯[illegible]

તંત્રી અને પ્રકાશક-
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી० તરફથી
ઠે સયાની રોડ મુંબાઇ-૧૪





લવાજમ રૂ ૨-૦-૦ લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्यः

પુસ્તક ૨૦ મું ]   માઘ ૧૯૯૩   [ અંક ૮


## ગુદસ્થવાત પ્રકોપના એક રોગીની ચિકિત્સા


(લેખક શા. બ. દિવેકર આયુર્વેદતીર્થ L. D. Sc. રે. ઠે. સલનજા હૈદ્રાબાદ)


प्रायस्तिर्यग्गता दोषाः क्लेशयन्त्यातुरांश्चिरम् ।
कुर्यान्न तेषु त्वरया देहाग्निबलविक्रियाम् ॥
शमयेत्तान्प्रयोगेण सुखं वा कोष्ठमानयेत् ।
ज्ञात्वा कोष्ठप्रपन्नांश्च यथासन्नं विनिर्हरेत् ॥

(वा. १८)

રોગી—સ્ત્રી ઉમ્મર વર્ષ ૫૨ (વાતપ્રાય), ગૌર, ૩૪ બા. જૈન ડગનારી

કાળ—વર્ષાઋતુ—(ચિકિત્સા વખતે આકાશ વાદળાથી ઘેરાયેલું, મેઘનો ગડગડાટ અને ઠંડો પવન વાતો હતો.)

**લક્ષણો**—મળમૂત્રરોધ, મૂત્રશર્કરા, આધ્માન, શૂળ, મન ઉદ્વેગાયેલું, શારીરિક ક્રિયા જડ, શરીર કાંઈક આખડાઈ ગયેલું, પરસેવા, ૨૦ પળ લગી ઉતારતા ત્રાસ થાય, શ્વાસોચ્છ્વાસ ઉપર ... ના મને ઉતાવળા.

રોગી અમારી પાસે આવ્યા પહેલાં તેની આધુનિક વૈદક અનુસાર ચિકિત્સા કરવામાં આવી હતી. જેમાં Narcotics Depressants Glycerine Syringe, ગરમ અને પાણીની બસ્તી વગેરે ઉપચાર થયા હતા, પરંતુ પાછી ન નીકળતાં ત્રાસ વધતો હતો.

ઉપર જે લક્ષણો આપ્યાં છે તેમાંથી સ્વેદને બાદ કરતાં બાકીનાં બધાં ગુદસ્થ અપાન વાયુની દુષ્ટિનાં છે એ સ્હેજમાં દેખાય છે.

અપાનદુષ્ટિ અને તે પણ ગુદસ્થ એવું વ્યાધિ નિદાન છે. આ વ્યાધિ નિદાન કરવા માટે શો આધાર છે એ શંકા થવી સ્વાભાવિક છે. આ શંકાના

સમાધાન માટે દોષ વિજ્ઞાનશાસ્ત્રનું વિવેચન કરવું પડશે સ્થળ સ
લીધે વિજ્ઞાનશાસ્ત્ર તરફ અગુલી નિર્દેશ કરીને જ અપાનવાયુનું મુખ્ય
શુદ છે એટલું જ કહીને સપ્રાપ્તિની દૃષ્ટિએ અહીં ટૂંકમા વિવેચન કર્યું છે.

દોષ ગતિ ત્રણ પ્રકારની છે ઉર્ધ્વ, અધોગ અને તિર્યક આ
સ્વાભાવિક છે અને અસ્વાભાવિક પણ છે એટલે કે અપાનની જે
સ્વાભાવિક ત પ્રાણની અસ્વાભાવિક ગતિ હોઈ શકે આ વ્યાધિમા
ગતિ ઉર્ધ્વગ અને તિર્યક થઇ છે દોષ વિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે આ
અસ્વાભાવિક અથવા વિકૃત છે ઉર્ધ્વગતિથી તે હૃદય પર્યંત ગયેલ છે
તિર્યક ગતિથી સ્નાયુમા ગયેલ છે અને એ કારણથી જ માન
શારીરિક ક્રિયાઓ ઉત્તેજીત થયેલ છે તથા સ્નાયુઓ અક્કડ થઇ

આત્મા, બુદ્ધિ અને મન એનું આશ્રય સ્થાન હૃદય છે ઉન્મ
અપસ્માર એ બેય રોગોમા હૃદય અને મન દુષ્ટ થાય છે અને તે
ઉન્માર્ગ ગામી હોય છે પણ લક્ષણોમા જે કારણથી ભિન્નતા છે
કારણથી સપ્રાપ્તિમા ફરક હોવો જોઇએ ઉન્માદમા મનોવિભ્રમ
ત્યારે અપસ્મારમા સ્મૃતિનાશ શારીરિક અને માનસિક દો
થઇને ઉન્માર્ગગામી થવાને લીધે મનોવહ સ્રોતોરોધ થાય છે અને
મદ ઉત્પન્ન થાય છે ત્યારે અપસ્મારમા ચિત્ત આસક્ત થઇને
નાશ કે સક્ષોભ થવાને લીધે હૃદય તથા સજ્ઞાવહ સ્રોતો દોષથી

આ ક્રિયામા બગાડ થાય છે ત્યારે વાયુમા કે માસધાતુમા વિકૃતિ થઈ છે એવુ માનવામા હરકત નથી જ્યારે વિકૃતવાયુ માસ ધાતુમા ઉત્તાન હોય ત્યારે તોદ (પીડા) એ લક્ષણ મુખ્ય હોય અને જ્યારે લીન હોય ત્યારે શરીરનુ અકડાપણુ એ લક્ષણ ઉત્પન્ન થાય અને પીડાતો રહે જ

હવે બીજા લક્ષણોનો વિચાર કરીએ આડા પેસાબનુ રોકાઈ જવુ એ મહત્ત્વનુ લક્ષણ છે આડો પેસાબ બ્હાર કાઢવા એ અપાનવાયુનુ કાર્ય છે અહીં એજ વિકૃત થયો હતો અપાનવાયુ વિકૃત થયો હોવા છતા મળમૂત્ર તદ્દન બધ થવાનુ કોઈ કારણ નથી પણ રૂક્ષગુણને લીધે અપાનવિકૃતિ ગુદસ્થાનમા થયેલી હોવાથી મલમૂત્રગ્રહ એ લક્ષણ ઉત્પન્ન થયુ છે એટલુ જ નહિ પણ મૂત્રમા પથરી (શર્કરા) પણ જામી છે વાયુની પ્રતિલોમ ગતિને લીધે જ શ્વાસોચ્છ્વાસ ઉપડેલા અને ઉતાવળા થયા છે

પણ સ્વેદ લક્ષણ કેમ થયું? સ્વેદ એ લક્ષણ પિત્તજ છે અને મેદોગત તથા જ્વરમા ઉત્પન્ન થાય છે પણ અહીં તો જ્વરજ નથી અને મેદ ઉત્પન્ન થવાનુ એક પણ કારણ નથી પણ અપાનદુષ્ટિથી સમાનદુષ્ટિ થાય છે અને સમાન પિત્તાવૃત થતા સ્વેદ લક્ષણ ઉત્પન્ન થાય છે પણ સ્વેદ એ અહીં બલવાન ઉપદ્રવ નથી તેમ સ્વતત્ર વ્યાધિ પણ નથી

વિકૃતદોષ અપાનવાયુ એતો સિદ્ધ થયુ હવે વિકૃતસ્થાન ગુદ જ એનુ કાંઈ પ્રમાણ છે? જો પક્વાશયગત વાત દુષ્ટિ હોત તો આડો પેશાબ કબજી પણ થાત ખરા આમાશયગત વાતવિકૃતિ હોત તો તૃષ્ણા, ઓડકાર, કઠશોષ એ લક્ષણો દેખાત સર્વાંગ કુપિત વાતવિકાર હોત તો ગાત્ર સ્ફુરણ અને ગાત્રભજન એ લક્ષણો હોત એક જ દોષ સ્થાન ભેદથી વિકૃત થતા જુદાજ રોગ ઉત્પન્ન થાય છે, એ વાત અગ્નિના ઉદાહરણથી સિદ્ધ કરી શકાય આજ નિયમ વિકૃત અને અવિકૃત દોષોને લાગુ પડે છે આ ઠેકાણે દોષ લીન છે લેખ લાબો થયો હોવાથી ઉત્તાન અને લીન દોષનુ સ્પષ્ટીકરણ કર્યું નથી

ઉપરના વિવેચનનો સાર એટલો જ છે કે વિકૃતિસ્થાન ગુદ, વિકૃતદોષ અપાનવાયુ, ઉર્ધ્વગતિથી દોષ હૃદય સુધી ગયો છે, તિર્યક્ ગતિથી માસ ધાતુમા ગયો છે દોષ લીન, આ સપ્રાપ્તિ ધ્યાનમા રાખીને ચિકિત્સાની શરૂઆત કરવી જોઈએ

રોગી અમારી પાસે આવી ત્યારે વ્યાધિ અત્યત તીવ્ર સ્વરૂપમા હતો મોઢેથી કાંઈ આપીએ કે તરત ઉલટી થઈ જતી હતી બસ્તી તો આપી જ શકાય એમ નહોતી ઉલ્લાવના (?) એક કરનાર ઉપક્રમનો તો સભવ જ હતા એટલે ચિકિત્સા કઈ રીતે શરૂ કરવી તેજ સૂઝતું ન હતું

ચિકિત્સા—

तुल्यपक्वाशयरवे तु कर्मोत्पन्नतनुद्वितम । (ચરક)

Cદાવત ચિકિત્સાનો ઉપક્રમ નીચે પ્રમાણે અહી શકાય (૧) ઉષ્ણવીર્ય આપધિમિશ્ર તેલનો અભ્યંગ, (૨) સ્વેદ (૩) વર્તિ (તીક્ષ્ણ અને અનુલોમક ઔષધોની (૪) નિરૂહ બસ્તિ (૫) અનુલોમક અન્ન

રહેતુ તા મગડીઓ મળગાવીને ગરમ કરેલી ઓરડીમા દરદીને રાખી પછી વા ભટની જવર ચિકિત્સામા જે શીતજ્વરનાશક તેલ કહેલુ છે તેનો નણ નાખ સુધી અભ્યગ કરીને મ ચથી ાણ તોલા તેન શરીરમા ઉતારી નીધુ મદનમા ઉષ્ણવીર્ય ઔષધોનુ તેલ ઉષ્ણ દવા સાથે સ્પર્શ પણ ઉષ્ણ હોવો જોઇએ એવુ ગણીને સહે ગરમ તેલથી મર્દન કર્યું પછી રાગીને ખાટના ઉપર સુવાડી ાગડ અને સિંધાલુણના કાઢાની બાફ આપી સ્વેદન ક્રિયા કરતા હૃદય તરફ વિશેષ લક્ષ આપવુ જોઇએ એ માટે સુવર્ણસૂત શેખર મધ સાથે મેળવીને ચગાડનામા આવ્યો હતો આ રીતે બે વખત બાફ આપી નવોત્તરક ક, અજમા, હિંગ, સિંધાલુણ આ ઔષધોની વાટ બનાવી ગુદામા રાખી અર્ધો કલાક થયો છતા મળ બ્હાર આવ્યો નહિ માત્ર અનુલોમન થયુ

નિરૂહબસ્તિની અવસ્થા-દશોત્તર (પ્રમાણ ચોથો ભાગ)નો કાઢો કરીને અને કાઢાનો ચોથો ભાગ સ્નેહ મેળવી તથા થોડુ સિંધાલુણ નાખીને બસ્તિ આપી બસ્તિ અર્ધો કલાક થયા છતા બ્હાર ન આવી એટલે ફરી ઉપર કહેલ વર્તિ ગુદામા રાખી વર્તિ રાખ્યા પછી દસ મિનિટમા મળના છત્રીશ ઘટ કટકા બ્હાર નીકળતા જ બધા લક્ષણો અર્ધા અશમા ઓછા થઈ ગયા પછી દરદીને પયા-ગ્રી અને સિંધાલુણ એ ખોરાક ઉપર ત્રણ દિવસ રાખી ત્રીજે દિવસે ફરી બસ્તિ આપી ફરી મળના કટકા પડયા ત્રણ દિવસ પછી પાતળો ભાત અને માગના રસ ઉપર દરદીને રાખી દસ દિવસે દરદી તદ્દન સાજો થઈ ગઈ

શરીર અને વ્યાધિ એનુ સ્વરૂપ અને એનો સબધ લક્ષમા લીધા વગર વ્યાધિ બળવાન દેખીને વ્યાધિ પ્રત્યનીક ચિકિત્સાના આધારે તીવ્ર વીર્ય ઔષધોની યોજના કરવામા આવે તો તેથી શરીરના બળ ઉપર અસર થઇને ઉલટો રોગ વધી પડે છે જ્યા વ્યાધિ બળવાન હોય અને દોષ લીન હોય ત્યા ત્યા તીક્ષ્ણવીર્ય પણ યોગ્ય એવુ જ ઔષધ વાપરવુ જોઇએ તોજ યશની આશા રાખી શકાય ત્યારે જ લીન થાય કે જ્યારે શરીર ઘટકોની શક્તિ કમી હોય એટલે વ્યાધિ બળવાન હોઇને દોષલીન હોય ત્યારે શરીરની શક્તિ તરફ ધ્યાન રાખીને ઔષધની યોજના કરવી એ પહેલો મહત્ત્વનો સિદ્ધાત છે

(ભિષગ્વિલાસ પુ ૫ અ ૮માથી અનુવા )

———o———

# સમેલનના અગત્યના ઠરાવો

કાશીમા ભરાયેલા ૨૬મા અખિલ ભારતીય વૈદ્ય સમેલનમા પસાર થયેલા ઠરાવોમાથી નીચેના ત્રણ માસિકમા પ્રકાશિત કરવા માટે આયુર્વેદ મહામડળના પ્રધાનમત્રી કવિરાજ પ્રતાપસિંહજીએ તા ૨૦-૨-૩૭ના પત્ર દ્વારા મોકલ્યા છે —

(૧) આ સમેલન વૈદ્ય મહાનુભાવોને તેઓની નજીકના આતુરાલયોની પરિચર્યામા વખતો વખત ધર્માર્થ સમતિ આપવાનો તથા યથાવકાશ ત્યા જઈને પ્રાચીન ચિકિત્સા પદ્ધતિના ઉદ્ધારની ભાવનાથી જ્યારે જ્યારે એ સસ્થાઓ માનપૂર્વક બોલાવે ત્યારે ત્યારે ત્યા જઈને સમતિ આપવાનો અનુરોધ કરે છે

(૨) આ સમેલન હિન્દુ વિશ્વવિદ્યાલયના અતર્ગત આયુર્વેદ વિદ્યાલય તેમજ તેના આતુરાલય, ઔષધાલય, આયુર્વેદોદ્યાન તથા છાત્રાલયની સ્થાપના માટે સતોષ જાહેર કરે છે અને આયુર્વેદ પ્રેમી પ્રત્યેક ભારત સતાનને આ અખિલ ભારતવર્ષીય સસ્થાને આયુર્વેદનુ પૂર્ણ ગૌરવ થાય અને તે દ્વારા આખા જગત ઉપર ઉપકાર થાય એ અર્થે આયુર્વેદીય કેળવણીનુ સર્વોત્કૃષ્ટ કેન્દ્ર બનાવવા માટે સવ પ્રકારની સહાયતા કરવા કરાવવા માટે અનુરોધ કરે છે

આ સમેલન વૈદ્યસેવા સમિતિની અત્યન્ત આવશ્યક્તા માને છે અને સુસગઠિત તથા સવસાધન યુક્ત સેવાસમિતિની યોજના કરવા માટે સવ વૈદ્ય મહોદયોને આગ્રહ સહિત પ્રાર્થના કરે છે

---

# હિરણ્યગર્ભ પોટલી ભેટ

## (મળેલુ)

નિખિલ ભારત આયુર્વેદ મહામડળના છવીસમા અધિવેશનના ત્રીજે દિવસે તા ૨૦-૧૨-૩૬ને રોજ સાજે પ્રસ્તાવનુ કાર્ય પૂર્ણ થયા બાદ અમદાવાદના વૈદ્યશાસ્ત્રી મગળેશ્વર સોમનાથ ભટ્ટે પોતાના વશપરપરાના અનુભવથી બનાવેલી આયુર્વેદ શાસ્ત્રોક્ત **હિરણ્યગર્ભરસપોટ્ટલી હિન્દુ** યુનિવર્સીટીના આયુર્વેદ વિભાગ માટે મહાસમેલનના સ્વાગતાધ્યક્ષ શ્રી પરમપૂજ્ય પ માલવીયજીના કરકમળમા અર્પણ કરી, તથા બીજી એક શ્રી પ્રમુખ મહાશયને ભેટ આપી

આ પોટ્ટલી અર્પણ કરતા તેઓ બોલ્યા કે આયુર્વેદશાસ્ત્ર સમયોમા હિરણ્યગર્ભરસ પોટ્ટલીના અનેકવિધ પાઠો છે, અને તે ઔષધ આયુર્વેદના મહાન ઔષધોમાનુ એક તથા ગૌરવરૂપ છે આ હિરણ્યગર્ભના જુદા જુદા પાઠોમાથી ઠીક ઠીક ભાગ પસદ કરી તેમાથી બનાવવામા આવતી પોટ્ટલીની ક્રિયા અમારા વશપરપરાની ચાલી આવે છે તેમાની કનીએક ખામીઓ

સુધારી મારા વડીલ અને ગુરુથી ગુજરાતના જાણીતા સ્વ રસવૈદ્ય અબાશંકર બહેચરભાઈએ ગંધકજારણાદિ પ્રયોગોમા પોતાની તંદુરસ્તીના ભોગે તેને લગભગ સપૂર્ણ બનાવી આ સમેલનમા ભગવાન ધન્વતરિના અગરૂપ વૈદ્યસમાજના ચરણે ધરી પોતાને કૃતકૃત્ય માની સમેલન પછી દસ દિવસેજ સ્વર્ગવાસી થયા

ગત સમેલનમા ઉપસહાર સમયે સભાપતિ મહાશય ભિષક્કેસરી શ્રી પ છાગાણીજીએ આ ઔષધની પ્રશસા કરતા જણાવ્યુ હતુ કે આ વૃદ્ધ રસવૈદ્ય આ ક્રિયાને આપની સાથે લઈ જાય એઓશ્રીની આ આજ્ઞાનુ સપૂર્ણ પાલન થયુ છે તેની ખાતરી આપવા આજે આ સ્થાને હુ ઉપસ્થિત થયો છુ, અને વૃદ્ધ વડીલના અમૂલ્ય વારસારૂપ અનેક ઔષધોની સિદ્ધિ સાથે આ ઔષધની સિદ્ધિ પણ મને પ્રાપ્ત થઈ છે, ને મારી પોતાની બનાવેલી આ કૃતિનો એક એક નમુનો મારા કાર્યાલય તરફથી ભારતવર્ષના ગૌરવરૂપ હિંદુ યુનિવર્સીટીના આયુર્વેદ વિભાગને તથા પૂ પ્રમુખ મહાશયને અર્પણ કરૂ છુ, જે સ્વીકારવાની કૃપા કરી મને ઉપકૃત કરશે

હિરણ્યગર્ભપોટ્ટલી સ્વીકારતા શ્રી પ્રમુખમહાશયે જણાવ્યુ કે "સ્વ રસવૈદ્ય અબાશકર બહેચરભાઈનો ઘણા વર્ષોથી મારે પરિચય છે ને તેમના રસશાસ્ત્રના જ્ઞાન તથા અનુભવ માટે મને ઘણુ માન છે મુબાઈના પ્રખ્યાત ડૉક્ટરોના એ કુટુબવૈદ્ય હતા અને રસશાસ્ત્રના પ્રયોગો પાછળ તેમણે પોતાના તન મન ધનની પરવા કરી નથી જેના પરિણામમા આજે આ હિરણ્યગર્ભ રસ પોટલી અમારા ગુજરાતના ગૌરવરૂપ નીવડી છે આ આયુર્વેદ સેવકની મહેનતની કદર કરવાની કૃપાળુ કાશીવિશ્વેશ્વરે મને તક આપી તો તેમના સ્થાપેલા હિરણ્યગર્ભ કાર્યાલયને મારા તરફથી હુ આ સુવર્ણચદ્રક હિરણ્યગર્ભ ઉત્તમકૃતિ માટે અર્પણ કરી એ આયુર્વેદસેવકના મારા પ્રત્યેના ઋણમાથી મુક્ત થાઉ છુ"

છેવટમા વૈદ્યશાસ્ત્રી મગળેશ્વર ભટ્ટે આ કદર માટે પ્રમુખશ્રીનો તથા સ્વીકાર માટે શ્રી પ માલવીયાજીનો આભાર માન્યો હતો ત્યારબાદ આવતી સાલનુ મહાસમેલન ક્યા ભરવુ તેના નિર્ણયનુ કામ હાથ ધરવામા આવ્યુ હતુ

---

## વૈદરાજ ગિરિજાશકર આશારામ ત્રિવેદી એમ બી (હોમીયો)નો સ્વર્ગવાસ

ઝરીઆ બગાળાના પ્રખ્યાત વૈદરાજ ગિરિજાશકર એ ત્રિવેદી તા ૨૮-૧૨-૩૬ને રોજ સ્વર્ગવાસી થયા છે એથી ઝરીઆની પ્રજાને મોટી ખોટ પડી છે કેટલાક વખતથી એમની તબીયત સારી રહેતી નહોતી તેમાથી સ્થિતિ એકદમ બગડી અને તા ૨૮મીએ પુ ૧ (પોતાના વતને) બપોરે બે વાગે દેહ પડી ગયો તેઓનુ બધુ કામકાજ તેમના મોટા પુત્ર વૈદ્ય સદાશકર

ભાઇએ ઉપાડી લીધુ છે પોતાની પછવાડે ચાર પુત્રો ત્રણ પુત્રીઓને શોકમા મુકી ગયા છે મરણ વખતે એમની ઉમર પીસ્તાલીશ વર્ષની હતી સ્વર્ગસ્થ વૈદ્યરાજ ગિરિજાશકર એક કુશળ વૈદ્ય તરીકે હોવાની સાથેજ પારમાર્થિક કાર્યોમા ઘણોજ રસ લેતા હતા આ ઉત્સાહી વૈદ્યે સેંકડો ગરીબોને મફત દવાઓ આપીને આપકમાણી પણ કરી હતી

ટુકામા સરલતા, વિનોદી સ્વભાવ, દયાલુતા વિગેરે અનેક ગુણયુક્ત તથા વિદ્વાન અને પરિશ્રમશીલ હોવાથી સ્વ વૈદ્ય ગિરિજાશકરજીએ અહીંઆમા ઘણી સારી ખ્યાતી મેળવી છે

એમના પુત્ર વૈદ્ય સ્નાતકર પિતાનુ નામ ઉજ્જવળ રીતે દીપાવશે એમ આશા રાખીએ

---

# સુવર્ણજારણ વિષે મારા વિચારો

## (લેખક રાજવૈદ્ય જીવરામ કાળિદાસ શાસ્ત્રી)

વૈદ્ય શ્યામસુન્દરાચાર્યના રસાયનસારની નવી આવૃત્તિનુ આ વિ મા આવેલુ અવલોકન વાચ્યુ એ સબધમા મારે એટલોજ ખુલાસો કરવાનો છે કે મારા મત વિષે પ્રકાશકે જે નોધ લખી છે તે મારા મતનુ રૂપાતર કરીને ખોટી લખી છે મારો મત પચીશ વર્ષ પહેલા એવો હતો કે સુવર્ણજારણ એટલે પારદમા સુવર્ણનુ એકીકરણ થયા પછી અમુક રીતે તેને પકાવવું અને તેથી સુવર્ણનુ વજન વધવું જોઇએ પણ અત્યારે રસશાસ્ત્રોના ઘણા ગ્રથોના અવલોકન પછી હુ એમ માનુ છુ કે સુવર્ણજારણ પછી સુવર્ણનું વજન વધવું નહિ જોઇએ પણ તે ક્રિયા મે અનુભવસિદ્ધ કરી નથી તે બાબતના પ્રયાસમા હુ છુ તે સાથે હુ એમ માનુ છુ કે શ્રી શ્યામસુન્દરાચાર્યે સુવર્ણનુ વજન ન રહે તેવો પારદ તયાર કરેલ હતો તે વાત મિથ્યા છે તેવો પારદ તૈયાર હોય તો તેની કિંમત જણાવવા અથવા તયાર થયે તેની પરીક્ષા કરવા અમને બોલાવવા વગેરે બાબતના પત્રો મે પણ તેને લખેલા, પણ કાંઈ ઉત્તરજ આપેલ નહિ મારો તર્ક તો એવો થાય છે કે સુવર્ણજારણ કરવાથી સોનાનુ વજન વધે નહિ એવી માન્યતા તેમની હશે પણ પોતાનુ ગૌરવ વધારવા તેવો પારદ પોતે તૈયાર કર્યો છે તેવુ તેમણે ખોટુ જ જાહેર કરેલુ જાહેર કરતી વખતે એ પ્રશ્ન આટલો બધો ચર્ચાશે એનો તેને ખ્યાલ નહિ હોય, પણ પછી બોલ્યુ લખ્યુ પાછુ ખેચી શકાય તેવી તેની સ્થિતિ નહોતી એટલે નિશકુની દશામા તેણે એ નાકુ પકડી રાખ્યુ એટલે તેવો પારદ મે તૈયાર કર્યો છે એમ કહ્યા કર્યું પણ તેની ખાત્રી ન કરાવી શક્યા

મે ઉક્ત પુસ્તકના હાલના પ્રકાશકને જે પત્ર લખેલો તેમા એવો

આશય હતો કે સુવર્ણ જા ણુ મ્રવાથી સુવર્ણનુ વજન ઘટે નહિ એવો મારો મત છે પણ તેથી મા ા કહેવાનો આશય એનો નહોતો કે પ શ્યામ સુ દરાચાર્ય તેવો રસ–પાર તૈયાર કર્યો હતો એમણે સેવો પારદ તૈયાર કર્યો હતો એ વાત મિથ્યા હતી એવો હજી પણ હુ માનુ છુ કારણ એ ચર્ચા ચાલ્યા પછી ઘણા વર્ષ તેઓ જી યા હતા એટલે તેવો પાર બનાવી વૈદ્યસમાજને ખાત્રી કરી આપવાને ૧૫–૨૦ વર્ષ જેટલો સમય તેમને મળ્યો હતો છતા તેમણે તેમ કર્યુ નહોતુ એટલે શાસ્ત્રોક્ત સુવર્ણ જારણની ક્રિયાથી તેઓ માહીતગાર નહોતા એમજ મે માનેલુ અને તેમને લખેલુ પણ તેમની હયાતીમા જ મે તેમને છેવટ લખેલું કે સુવર્ણજારણાથી સુવર્ણ બાકી ન રહેવુ જોઈએ એ બાબતમા અધમ મા । જે મત હતો તે આજ નથી પણ તેનો સિદ્ધરસ કાઈએ તૈયાર કર્યો હોય કે તમોએ તૈયાર કર્યો હોય કે કરી શકો એમ હો એવું હુ માનતો નથી ત્યાર પછી એ સ્નેહી સાથેના પત્રને અગે મારી મા યતા સબધમા જ ખાનના તે ત્ર થના પ્રકાશકને લખેલુ તેમાથી તેઓએ પ્રસ્તાવનામા જે છાપ્યુ છે તે વિનયહીન અને વસ્તુ સ્થિતિને ઉલટી દેખાડવા જેવું છે તે સાથે હું સમત નથી

(ઉપરનો પત્ર લઇન સ્પષ્ટ છે અને એથી પ શ્યામસુ દરાચાર્યના પુસ્તકના અવલોકનમા ઉતારેલી નોધનો પૂરો ખુલાસો થઈ જાય છે કાઈ કાર્ય પ્રસગે સ્નેહીભાઈ શ્રી, જીવરામભાઈને મે લખેલા પત્રના ઉત્તરમા ઉપરની બાબત યા આવતા એમણે સવિસ્તર ખુલાસો પત્રમા જ લખી નાખ્યો અને મને છાપવાની છુટ આપી એ જ પત્રમા પોતાની મા યતાના ટેકામા રસરત્નાકર વગેરે રસ ગ્રથોમાથી કેટલા ઉતારા અને તેનુ વિવરણ કર્યુ છે એ આખુ ઉતારવાની જરૂર નથી વળી એ વિષય ઉપર ગ્રથોમાથી ઘણું નીકળી શકે એમ છે એટલે સવિસ્તર ચર્ચા ભવિષ્ય ઉપર રાખી એમના વક્તવ્યનો સાર એમના જ શબ્દોમા નીચે ઉતાર્યો છે "આ માટેની ક્રિયાઓ આપણા ખ્યાલમા આવે એવી નથી ગ્રથકારના શ્લોકોનો શબ્દાર્થ કરી શકાય છે પણ તે દરેક ક્રિયા અશક્ય જેવી જ છે વળી તેવી ક્રિયાઓ કરવા પણ કોઇ નવરૂ નથી ત્યા તેની સત્યતા માટે કલ્પનાના ઘોડા દોડાવવા એ આપણા અજ્ઞાનનુ સૂચક છે એ વસ્તુની સત્યતાની ક્રિયાદ્વારા ખાત્રી કર્યા વિના તેના સત્યાસત્ય સબધે નિર્ણય આપવો એ મૂર્ખતા છે" આવી વસ્તુસ્થિતિ હોય ત્યા માણસ પોતાની શ્રદ્ધા પ્રમાણે માને કે ન માને એ સ્વાભાવિક છે અને એથી કશો ફેર નથી પડતો એમ મને તો લાગે છે ખરી વાત તો શ્રી જીવરામભાઈ કહે છે તેમ ક્રિયાસિદ્ધિની જ છે જગત તો ક્રિયાસિદ્ધિ બતાવો ત્યારે જ માને છે તંત્રી આ વિ)

---

# કાશીના ૨૬ મા નિ ભા વૈદ્ય સંમેલનના સભાપતિ શ્રી વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યનું અભિભાષણ

[ ગતાંકથી ચાલુ ]

**આયુર્વેદનું સ્મશાન**—આયુર્વેદના રસાદિના ઉપયોગથી શરીરમા કુટી નીકળે છે, એવો એક આક્ષેપ કરવામા આવે છે તેમજ રસાયન ખાનારા લોકો સ્મશાનમા જાય છે એવી પણ કિવદન્તી છે પણ ફુટવાના ગુણવાળુ એકેય રસાયન આયુર્વેદમા નથી રસાયનનો ગુણ પુષ્ટ્વાનો છે એમ કહેનારા માણસો રસાયન શબ્દનો સાચો અર્થ નથી સમજતા આયુર્વેદના આઠ અગોમા એક રસાયન તત્ર છે રસાયન એટલે વય સ્થાપન (ઉમ્મર ટકાવી રાખનાર) આયુષ્ય, બુદ્ધિ—બળ આપનાર અને રોગ દૂર કરનારૂ ઔષધ, ચરકાચાર્યે પણ કહ્યુ છે કે —

स्वस्थस्योजस्कर यत्तुतद्वृष्य तद्रसायनम् ।

શાર્ઙ્ગધરાચાર્યે પણ કહ્યુ છે કે —

रसायन च तत्प्रोक्त यज्जरा याधिनाशनम् ।

યોગ રત્નાકરમા રસાયનનુ લક્ષણ આપ્યુ છે કે -

यज्जरा याधिविध्वसि वयस स्तम्भक तथा ।

चक्षुष्य वृहण वृष्य भेषज तद्रसायनम् ॥

ચરકાચાર્યે ચિકિત્સા સ્થાનના પ્રથમ અધ્યાયમા કહ્યુ છે કે —

दीर्घमायु स्मृतिं मेधामारोग्य तरुण वय ।

प्रभा वर्णं स्वरोदार्यं देहेन्द्रियबल परम ॥

वाक्सिद्धि प्रणतिं कान्तिं लभते ना रसायनात् ।

लाभोपायो हि शस्ताना रसादीना रसायनम् ॥

રસ શબ્દથી ચરકસુશ્રુત વા ભટાદિ પ્રાચીન ગ્રન્થોમા સપ્ત ધાતુમાના રસધાતુનુ ગ્રહણ કરેલુ છે અને પારદાદિનુ નથી કર્યું સુશ્રુતના સૂત્ર સ્થાનના ૧૪મા શોણિત વર્ણનીય અધ્યાયમા રસ સ્વરુપનુ વર્ણન નીચે પ્રમાણે કર્યું છે

"ચાર જાતના, પાચ ભૌતિક, છ રસવાળા, દ્વિવિધ કે અષ્ટવિધ વીર્યવાળા અનેક ગુણયુક્ત ઉપર્યુક્ત આહાર સારી રીતે પરિણામ પામ્યા પછી તેનો જે તેજરૂપ, પ સમૂક્ષ્મસાર નીકળે તે રસ કહેવાય છે અને તેનુ સ્થાન હૃદય છે, એ રસ હૃદયમાથી ચોવીશ ધમનીઓ જેમાની દશ ઉર્ધ્વગ છે દશ

અધોગામીની છે અને દશ તિર્યગ્ગત છે તેમા પ્રવેશ કરીને આખા શરીરને હમેશા વધારે છે, તપણ કરે છે, ધારણ કરે છે, અને અદષ્ટ હેતુક કમથી ચલાવે છે આ પ્રમાણે રસના સ્વરૂપ સ્થાન વગેરે છે " રસમાથી રક્ત, તેમાથી માસ, તેમાથી મેદ, મેદથી અસ્થિ તેમાથી મજ્જા અને મજ્જાથી શુક્ર ઉત્પન્ન થાય છે " આ રીતે ધાતુઓનુ પોષણ કરનાર રસ છે

रसज पुरुष विद्याद्रस रक्षेत्प्रयत्नत ।

अन्नात्पाना य मतिमानाचारा चाप्यत द्रत ॥

આ વચનોથી રસથી ધાતુઓનુ ઉત્પત્તિ, પોષણ અને રક્ષણ થાય છે માટે **रसा रुइमा समेदोस्थिमज्जाशुक्राणि धातव** એમ કહ્યુ છે તેઓ શરીરનુ ધારણ કરે છે માટે ધાતુઓ કહેવાય છે

નાગાર્જુનાદિ મહર્ષિઓ **रसस्यायनमिति रसायनमिति** એ રીતે રસાયન શબ્દની વ્યુત્પત્તિ કરીને રસનો અર્થ પારદ—પારો કરે છે રસરત્ન સમુચ્ચયમા કહ્યુ છે કે—

रसना मवधातूना रस इत्यभिधीयते ।

जरारुड्मृत्युनाशाय रस्यते वा रसोमत ॥

આયુર્વેદ વિજ્ઞાનના મૂળ સ્થાનમા પણ કહ્યુ છે કે

रसायनार्थिमिर्लोके पारदो रस्यतेयत ।

માટે રસ કહેવાય છે પારો ધાતુ પણ કહેવાય છે પારાના પર્યાયો

पारदो रसधातुश्च रस इत्र महारस ।
चपल शिववीर्यंच रस शिव शिवा इय ॥

पारद षड्रस स्निग्धनिदोष ना रसायन ।

योगवाही महावृष्य सदा दृष्टिबलप्रद ॥

सर्वामयहर प्रोक्तो निशा सनरुजनुत् ॥

સુપ્રસિદ્ધ સ્વ નાત સ્મરણીય પૂજ્ય ગુરૂ રાજવૈદ્ય શ્રી કૃષ્ણરામ વિરચિત સિદ્ધ ભેષજમણિ માલાના પચમરસ ગુચ્છમા પણ કહ્યુ છે કે—

गलवयसामपि पारदमाभसारदमेकमेव सिद्धोना ।

पारदमामयपारदसुदययापारद भज पुसाम् ॥

વળી કહ્યુ છે કે—

आयतन विद्याना मूल धर्मार्थकाममोक्षाणा ।

श्रेय पर किम यच्छरीरमजरामर विहायैकम् ॥

રસનુ અજરામર કર્તૃત્વ સુપ્રસિદ્ધ છે જેમ કે—

एको सौ रसराज शरीरमजरामर कुरुत ।

(૧) રસાદિના શોધન તથા સંસ્કરણ તથા અન્વેષણ (૨) આયુર્વેદ પાઠશાળા પ્રયોગશાળા સાથેજ સ્થાપવી જોઈએ (૩) રસશાળામાં બે વિભાગ પાડવા (૧) અસિદ્ધૌષધ વિભાગ (૨) સિદ્ધૌષધ વિભાગ (૪) પાઠશાળામાં અને રસશાળામાં એવા માણસોનીજ યોજના કરવી કે જેઓને ઉભયથાજ્ઞાન (અનુભૂત ક્રિયાજ્ઞાન અને શાસ્ત્રજ્ઞાન) હોય અને (૫) શુદ્ધ ઔષધોના નિર્ણય માટે એક સમિતિ નીમવી

આ રીતે આયુર્વેદની ઉન્નતિના ઉપાયો વૈદ્યોએ હમેશા વિચારી રાખવા તથા યોજવા

હવે આયુર્વેદની ઉન્નતિ માટે જે આપણું કર્તવ્ય છે તેનું દિગ્દર્શન કરૂં છું અમારા અનુભવમાં તો આયુર્વેદનો ઔષધનિધિ અતિ વિશાળ છે તેની ઉન્નતિ કરવા માટે આપણે કટિબદ્ધ થવું જોઈએ આયુર્વેદના પઠન પાઠનના પ્રચાર માટે સુશિક્ષિત અને અનુભવ વાળા વૈદ્યોને તૈયાર કરવા જોઈએ અને એવા વૈદ્યો ઉત્પન્ન થતા ભારતના ભિન્નભિન્ન પ્રાંતોમાં મોટામોટા શહેરોમાં આયુર્વેદ વિદ્યાલયો અને મહાવિદ્યાલયો ઉઘાડવા

સમ્મેલનના અગાઉ આયુર્વેદનું સર્વાંગ સંપૂર્ણ મહાવિદ્યાલય યોગ્ય સ્થળમાં સ્થાપન કરવાનો નિર્ણય કરવામાં આવ્યો છે તે નિર્ણય પ્રમાણે મહાવિદ્યાલયની સ્થાપના કરવાની આવશ્યકતા છે ભારતવર્ષમાં સર્વ વિદ્યાની ઉન્નતિ થાય એ માટે કાશીમાં પરમપૂજ્ય ભારતભૂષણ પં-મદનમોહન માલવીયાજીએ શ્રી હિંદુવિશ્વવિદ્યાલયની સ્થાપના કરી છે અને તેમાં આયુર્વેદ વિભાગ રાખ્યો છે અને તેમાં સારૂં કામ ચાલે છે

શ્રી જયપુર મહાસમ્મેલનમાં શ્રી માલવીયાજી સભાપતિ હતા તેઓના પરિશ્રમથી અહીં મહાસમ્મેલન થયું છે માટે તેઓનો ઉપકાર માનું છું

એજ રીતે મદ્રાસ, કલકત્તા, દીલ્હી, લાહોર, હરદ્વાર, જયપુર, મહીસુર, વડોદરા, સુરત, ગ્વાલીઅર, અમદાવાદ, પાટણ વગેરે સ્થળોમાં આયુર્વેદ વિદ્યાલયો-મહાવિદ્યાલયો છતાં જ્યાં સુધી સર્વપ્રાંતોમાં આયુર્વેદના વિદ્યાલયો ન ઉઘડે ત્યાં સુધી મહામંડળે પ્રયત્ન કર્યા કરવો જોઈએ વળી મહાવિદ્યાલયોમાં જેમાં વિવિધ પ્રકારની વનસ્પતિઓ, અસ્થિપંજરો, ખનિજ ધાતુઓ, વગેરેના સંગ્રહસ્થાનો સ્થાપવા જોઈએ

મહાવિદ્યાલયોમાં શાસ્ત્રો અને અનુભવોના પ્રત્યક્ષ પ્રયોગો થાય એવા પ્રયોગાલયો હોવા જોઈએ અને રસાંગોનું પ્રત્યક્ષ જ્ઞાન અપાવું જોઈએ આ રીતે વૈદ્યકશાસ્ત્રનું જ્ઞાન સારી રીતે આપી શકાશે વૈદ્યોએ શાસ્ત્ર પ્રવીણ તેમજ ક્રિયા પ્રવીણ થવું જોઈએ શાસ્ત્રમાં કહ્યું છે કે —

शास्त्र प्रवीणा क्रियया विहीना
क्रिया प्रवीणा किल शास्त्रहीना ।
एतादृशा यद्यपि सन्ति किं तै
र्वैद्यास्त एवो भयथा प्रवीणा ॥

ભારતદેશમા સ્થપાયેલા આયુર્વેદ વિદ્યાલયોમા જો એક જ પ્રકારનો અભ્યાસક્રમ હોય તો કાર્ય સરલ અને દઢતમ થાય એક જ સસ્થા મારફત સવ વિદ્યાલયોના વિદ્યાર્થિઓની પરીક્ષા લેવાવી જોઇએ આ માર્ગે એકજ વ્યવહાર બધે ચાલુ થાય

આયુર્વદ મહાવિદ્યાલયોમા વિદ્યાપીઠના પાઠ્યક્રમને અનુસરી અધ્યયન થાય એજ શ્રેયસ્કર છે વ્યાકરણ ન્યાયાદિશાસ્ત્રોના જ્ઞાનવિના આયુર્વેદ શાસ્ત્રનુ જ્ઞાન થતુ નથી સસ્કૃતના જ્ઞાન માટે વ્યવસ્થા કરવી જોઇએ વિદ્યાપીઠની પરીક્ષાઓમાથી ભિષગપરીક્ષામા ઘણા વિદ્યાર્થીઓ બેસે છે, જ્યારે આચાર્ય પરીક્ષામા તથા વિશારદ પરીક્ષામા થોડી સખ્યાના વિદ્યાર્થીઓ બેસે છે આ સ્થિતિનુ કારણ સસ્કૃત જ્ઞાનનો અભાવ છે માટે સસ્કૃત જ્ઞાનની જરૂર છે કેટલાક વર્ષોથી હુ પાટણના આયુર્વેદ મહાવિદ્યાલયનો પરીક્ષક છુ એથી અનુભવ આવ્યો છે કે જ્યા ઉભયથા આયુર્વેદ-આગ્લ જ્ઞાન આપવાનો પ્રયાસ હોય છે ત્યા વિદ્યાર્થીઓનુ સસ્કૃત જ્ઞાન સારૂ નથી હોતુ સસ્કૃત મહાવિદ્યાલયમાથી આવેલા વિદ્યાર્થીઓને ત્યા પ્રવેશ નથી મળતો કારણ કે તેઓને અગ્રેજી ભાષાનુ જ્ઞાન નથી હોતું માટે ત્યા આયુર્વેદ વિભાગ રાખીને વિદ્યાર્થીઓને આયુર્વેદનો અભ્યાસ કરાવવો જોઇએ

આ બાબતમા મહામડળે દગવ કરીને મોકલવો જોઈએ આયુર્વેદ વિભાગમા ભણીને વિદ્યાપીઠની પરીક્ષામા વિદ્યાર્થીઓએ બેસવું જોઈએ મહાવિદ્યાલયનો આધાર સાર અધ્યાપકો ઉપર છે માટે ગુણવાળા તથા શ્રેષ્ઠ અધ્યાપકો તૈયાર કરવા જોઈએ સૂત્ર રૂપે લખાયેલા આયુર્વેદના ગ્રન્થો સવિસ્તર લખાવા જોઈએ શસ્ત્રચિકિત્સા, નેત્રચિકિત્સા, પ્રસૂતિચિકિત્સા વગેરેના ગ્રન્થો બન્ને પદ્ધતિ જાણનાર વિદ્વાનો પાસે લખાવીને પાઠ્ય પુસ્તકોમા દાખલ કરવા જોઇએ

સ્ત્રીઓના રોગોનુ તેમજ પ્રસૂતિ વિદ્યાનુ સ્ત્રી વૈદ્યોને ખાસ જ્ઞાન આપવુ જોઈએ, જેથી સુવારોગથી થતા મરણો ઓછા થાય વળી વૈદ્યોને હમેશા પ્રતિક્ષણ ઉપ વૈદ્ય-ઔષધિ મેળવનાર સાથે કામ પડે છે વૈદ્યોએ સૂચવેલા ઔષધો ઉમ્મર પ્રમાણે કેટલીમાત્રામા કયા અનુપાન સાથે અપાવા જોઈએ તેનુ સારૂ જ્ઞાન ઉપવૈદ્યો માટે આવશ્યક છે આવા ઉપવૈદ્યો સુશિક્ષિત

હોવા જોઇએ જ્ઞાનશૂન્ય નિરક્ષર ઉપવૈદ્યોથી અથવા શિક્ષિત પણ બેદરકાર ઉપવૈદ્યોને લીધે મરણો થયાના ઘણા દાખલા અમે જોયા છે માટે જો પ્રમાણપત્રવાળા ઉપવૈદ્યો તૈયાર થાય તો વૈદ્યોના કામમા ઘણી સગવડ થાય ઉપર કહેલા કામો માટે સર્વાંગ સંપૂર્ણ મહાવિદ્યાલયની સ્થાપના આવશ્યક છે

**ઔષધનિર્માણશાળા**—એકજ ઔષધની બનાવટમા જુદા જુદા વૈદ્યો જુદા જુદા દ્રવ્યોનો ઉપયોગ કરે છે કોઈ એક ગ્રંથનો આધાર લે છે, બીજો બીજા ગ્રંથના પાઠનો પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે બધા વૈદ્યો એકજ પાઠનો સ્વીકાર કરે તો કાર્યમા ઘણી સરળતા થાય આ બાબતમા પાઠભેદથી ઘણી મુશ્કેલી ઉત્પન્ન થાય છે ઘણા વૈદરાજો આ બાબત કબુલ નહિ કરે, પણ જો બધાનો મત લેવામા આવે તો બધા કબુલ થાય એમ મને લાગે છે આમ કરીને એકજ પદ્ધતિથી દવા બનાવનારી ઔષધિનિર્માણશાળા સ્થાપવામા આવે તો વૈદ્યોને ઘણી સગવડ થાય આ બાબતમા આપ સૌએ પોતાનો સ્વતંત્ર મત પ્રગટ કરવો એક ચોક્કસ માર્ગ આપે સ્વીકારવો જોઈએ એવી આપને મારી પ્રાર્થના છે

**આરોગ્યાશ્રમો**—ભારત દેશમા પ્રતિદિન પ્રાણનાશક ક્ષયરોગનુ બળ વધતુ જાય છે એટલે સાવધાન થઈ ને જોવાથી આરોગ્યાશ્રમોની આવશ્યકતા દેખાશે જ્યા જ્યા આવા રોગો ઉપર ફાયદો કરે એવા હવા પાણી હોય ત્યા ત્યા ક્ષય રોગીઓ માટે આરોગ્યાશ્રમો ઉઘાડવા જોઈએ ભારત દેશના રાજાઓ મહારાજાઓ તથા ધનિકોને આવા આરોગ્યાશ્રમોની ઉપયોગિતા સમજાવીને તેઓની મદદ વડે આરોગ્યાશ્રમો સ્થાપવાનો સમેલન પ્રયાસ કરે એવી મારી ઇચ્છા છે કે જેથી ક્ષય જેવા પ્રાણહર રોગોથી દેશની દુર્દશા થતી અટકે

**હસ્તલિખિત પુસ્તકોનુ સંશોધન અને પ્રકાશન**—આપણા આયુર્વેદના જે પ્રાચીન ગ્રંથો હજી સુધી ન છપાયા હોય તેને મેળવી સંશોધી છપાવી બ્હાર પાડવા જોઇએ નીચેની સંસ્થાઓમાથી આવા હસ્તલિખિત પુસ્તકો મળી શકે એમ મને લાગે છે કારણ કે એ સંસ્થાઓના પુસ્તકાલયોમા પ્રાચીન ગ્રન્થોના મોટા સગ્રહો છે અને એ કારણથી તેમાથી અપ્રસિદ્ધ ગ્રન્થો મળી આવવાનો સંભવ છે

૧ વારાણસીમા સાહિત્યતીર્થ ગોપીનાથ પાઠકનુ પુસ્તકાલય
૨ વડોદરાનુ પુસ્તકાલય
૩ મુંબઇની રાયલ એશીઆટીક સોસાયટીનુ પુસ્તકાલય
૪ કલકત્તાની ગ. એ. સો. નુ પુસ્તકાલય
૫ કલકત્તાના સંસ્કૃત મહાવિદ્યાલયનુ પુસ્તકાલય
વારાણસીના રાજાનુ પુસ્તકાલય

૭ પુનાનું આનન્દાશ્રમ

૮ મહીસૂર, બીકાનેર, પાટણ વગેરે સ્થળોના મોટા પુસ્તકાલયો

૯ આ દેશના જુદા જુદા પ્રાન્તના વિદ્વાનોના ઘરોમાં સંગ્રહવામાં આવેલા પુસ્તકોમાં આયુર્વેદિક પુસ્તકો પણ મળી આવવાનો સંભવ છે

આવા ગ્રન્થો દુર્લભ હોવાથી સત્વરનેજ મેળવી સંશોધાવી પ્રગટ કરવા જોઈએ આ પ્રકારના ગ્રંથ સંશોધન અને ગ્રંથ પ્રકાશનથી આયુર્વેદની ઉન્નતિ સ્હેલો થશે એમ માનું છું ઘણા જૈન સાધુઓ અને યતિઓ પાસેથી પ્રાચીન સમયની ઘણી હાથની લખેલી ઔષધનિર્માણ પદ્ધતિઓ મળી શકે, આનો પણ સંગ્રહ થવો જોઈએ

**પારિભાષિક શબ્દકોષ**—જેમ અંગ્રેજી ભાષામાં પરિભાષાના નિયમન માટે વૈદક શબ્દકોષ છે તેમ આયુર્વેદની પરિભાષાના નિયમન માટે શબ્દકોષની આવશ્યકતા છે આ શબ્દકોષથી આયુર્વેદના પારિભાષિક શબ્દો સમજવાની સરલતા થશે હાલમાં ઔષધોના નિર્ણયમાં જે ભ્રાન્તિ જોવામાં આવે છે તેનો પણ આથી નિકાલ થશે

**વૈદ્ય સભાઓનો પ્રબંધ**—આજના યુગમાં સમાજનું બળ મોટું મનાય છે પ્રત્યેક સમાજ પોતાનું સંઘબળ જમાવે છે વૈદ્યોએ પણ પોતાના સંઘબળનું એકીકરણ કરીને પોતાના અધિકાર પ્રાપ્ત કરવા જોઈએ આ માટે ભારતના પ્રત્યેક પ્રાન્તમાં વૈદ્યસભાઓ સ્થાપી સ્થાપીને સર્વ વૈદ્યોનું સંગઠન કરવું જોઈએ જો આમ થાય તોજ પાશ્ચાત્ય વૈદક જાણનારાઓ સામે વૈદ્ય સભાઓ પોતાનું રક્ષણ કરી શકે તથા પોતાના જીવનને બચાવી શકે જ્યાંસુધી વૈદ્ય સમાજ સારી રીતે સંગઠિત નહિ થાય ત્યાં સુધી જનતા પાસેથી પોતાના યોગ્ય અધિકારો નહિ મેળવી શકે સંગઠનના અભાવને લીધે વૈદ્યોની હાલની દુર્દશા છે માટે વૈદ્યસભાઓની અવશ્ય સ્થાપના કરવી જોઈએ આવી વૈદ્યસભાઓથીજ વૈદ્યસંમેલન ઉભું થયું છે જો મારી સૂચના પ્રમાણે કામ કરવામાં આવે તો લોકોની આયુર્વેદ તરફ અભિરૂચિ વધે અને પાશ્ચાત્ય વૈદકનો મોહ પણ ઓછો થાય મારૂં આ કહેવું સ્વીકારી કાર્ય કરો એમ આપને મારી પ્રાર્થના છે

**ઔષધિ સંદેહ નિરસન તથા સાચી ઔષધિનો નિર્ણય**—આપણાં કેટલાંક ઔષધો સંદિગ્ધ છે તેનો સાચો નિર્ણય કરવો જોઈએ નીચેના કારણોથી આપણાં ઔષધો સંદિગ્ધ છે એમ મારૂં માનવું છે

૧ આયુર્વેદના શિષ્ટ ગ્રન્થોમાં લગભગ સાતસો વનસ્પતિનો ઉપયોગ કરેલો છે તેમાંથી કેટલીક અર્વાચીન સંગ્રહકારોએ વાપરી નથી એમ દેખાય

છે નિઘંટુઓમાં તેનો ઉલ્લેખ નથી ૨ દેશકાળના ફેરફારથી ચરક સુશ્રુતમાં કહેલી કેટલીક વનસ્પતિઓ આજે ઓળખી જ શકાતી નથી પછી એના ઉપયોગની તો વાત જ ક્યાં ?

૭ કેટલાક ઔષધો ગ્રંથોમાં ખૂબ વાપરેલા છે પણ પરંપરાના નાશને લીધે આજે તે ઓળખી શકાતા નથી દા ત જીવક, ઋષભક વગેરે

૩ ગ્રંથોમાં વર્ણવેલી કેટલીક વનસ્પતિઓ આજે વપરાતી નથી કારણ કે તેના નામ જાણવામાં હોવા છતાં દરેક સ્થળે તે સહેલાઈથી મળતી નથી ક્યાંક તે પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન થાય છે, ત્યાં ક્યાંક બીલકુલ ઉત્પન્ન થતી નથી, અને એ કારણથી સંદિગ્ધતા રહે છે એના દાખલાઓમાં શાલિપર્ણી, મૂષિપર્ણી, રાસ્ના વગેરે છે

૪ પ્રાંતભેદથી કેટલીક વનસ્પતિઓ સંદિગ્ધ છે દા ત સ્યોનાક, કાકનાસા, શંખપુષ્પી, બ્રાહ્મી વગેરે

૫ કેટલીક વનસ્પતિઓ પહેલા સંદિગ્ધ નહોતી મનાતી પણ શાસ્ત્ર સાથે તુલના કરવાથી હમણા તેઓ સંદિગ્ધ ભાસે છે દા ત જીવંતી, ત્રિકંટક વગેરે

કેટલીક વનસ્પતિઓને વનસ્પતિશાસ્ત્રીઓ સંદિગ્ધ માને છે દા ત દારૂડી એ દારૂડી એટલે પ્રાચીન સ્વર્ણક્ષીરી નહિ વનસ્પતિ શાસ્ત્રીઓના અનુસંધાન પ્રમાણે તે અમેરિકામાં ઉત્પન્ન થાય છે

ઉપરના પ્રકારોથી સંદિગ્ધતા ઉત્પન્ન થાય છે તેનું નિવારણ કરવાની જરૂર છે અને એ માટે આયુર્વેદ વનસ્પતિ પ્રચારક નામની સંસ્થા સ્થાપવી જોઈએ એથી ઘણો લાભ થશે એવો મારો મત છે

વૈદ્ય સંમેલન પત્રિકા ( પુ ૧૮-અં ૭ ) માં જે સંદિગ્ધ ઔષધિઓનું લીસ્ટ છાપ્યું છે તેનો નિર્ણય કરવો જોઈએ વાસો વેચનારા ગાંધીઓ અને ચૂનાની દવાઓ વેચનાર ગાંધીઓ જો સુશિક્ષિત હોય તો વનૌષધિઓનું ઓળખાણ વંશપરંપરાથી જળવાઈ રહે છે વૈદ્યોએ ગાંધીઓનો પરિચય મેળવીને વનૌષધિની ઓળખાણ મેળવવી જોઈએ

ભારતના બીજા પ્રાંતના વૈદ્યોએ પણ આયુર્વેદની ઘણી સારી સેવાઓ કરી છે ઘણાઓએ આયુર્વેદના ઉત્કર્ષ માટે ગ્રંથો લખીને મોટો લોકોપકાર કર્યો છે આ ગ્રંથોમાં ઘણા ચમત્કારિક પ્રયોગો રોગ શાંતિ માટે કહેલા છે

દાખલા તરીકે જયપુરના રાજવૈદ્ય મારા ગુરૂ સ્વ શ્રી પ્રાતઃસ્મરણીય રાજવૈદ્ય શ્રી કૃષ્ણરામ કુંદનરામજી તેઓ મૂળ તો ગુજરાતના રહેવાસી તેમણે જયપુર વિલાસ કાવ્યમાં તથા શ્રી સિદ્ધભેષજ મણિમાલામાં લખ્યું છે કે—

तत्रासीद्भट्टमेवाडो गूर्जरभूमिनिजर ।

તેમજ "ત્યા શ્રીમાન મહારાજાધિરાજ શ્રીપ્રતાપસિંહ દેવના રાજ્ય સમયમા ભટ્ટ મેવાડા જ્ઞાતિનો ગૂર્જર દેશનો આયુર્વેદ ભણેલો પોતાનો યશ વિસ્તારવાની ઈચ્છાવાળો લક્ષ્મીરામ નામનો બુદ્ધિશાળી બ્રાહ્મણ અમદાવાદથી નીકળી જયપુર આવ્યો જેણે રાજવૈદ્યોના વશને પવિત્ર કર્યો છે એવા આ પુરૂષનું ઘર અમદાવાદમા રાયપુર ચકનામા કામેશ્વર પોળમા છે એના વશજોમાથી કેટલાક ત્યા રહે છે અને કેટલાક જયપુરમા રહે છે તેના પુત્ર ગગાધરનો પુત્ર ૧૦કૃષ્ણ મ ગર જયપુર સસ્કૃત પાઠશાળામા અધ્યાપક છે રાજવૈદ્ય ગગાધર શાસ્ત્રી તો સર્ગવાની વચ્ચે છે તેના પ્રમુખ પણા નીચેજ પનવેલમા દ્વિતીય વૈદ્ય સમેલન ભરાયુ હતુ ॥ બધો વૃત્તાન્ત સુપ્રસિદ્ધ છે તેઓ વધકશાસ્ત્રમા તથા સાહિત્ય શાસ્ત્રમા નિપુણ હતા સ્વ ગ્રાત સ્મરણીય શ્રીકૃષ્ણરામજીએ નીચેના પુસ્તકો લખ્યા છે

(૧) શ્રી જયપુર વિલાસ કાવ્ય (સ ૧૯૪૪ ઈ સ ૧૮૮૭)

(૨) મુક્તક મુક્તાવલી સાર શતકમ્ ( „ „ )

(૩) પલાડુરાજ શતકમ્ (ઈ સ ૧૮૯૩)

(૪) શ્રીઆર્યાલકાર શતકાદિ

(૫) સિદ્ધભેષજ મણિમાલા

તેમના કાવ્ય સબધી તથા વધક સબધી પ્રશસ્તિઓ તો ઘણી છે તેમાથી નીચે થોડા દાખલા ઉતાર્યા છે

શ્રી ભટ્ટ નારાયણ લખે છે કે —

साहित्यामृतसागरप्रमथनो नि र्यानम थाचन

स्फारस्फूर्तिगयपद्यकविताका तारकण्ठीरव ।

रोग्यारोग्यविविप्रबुद्ध धिषणो लक्ष्मानिरामास्पदम

श्रीमत्कुदनान्दनो विजयते श्री कृष्णराम कवि ॥

તેમજ કવિ દુર્ગાપ્રસાદે કહ્યુ છે કે —

उद्यल्लावण्यलक्ष्मीवलयति वपुषा स्वर्गरामाग्गनाना

माछेदे य प्रमोद स्फुरति च गरिमा योऽन्ते माधुरीणाम् ।

सौरभ्यकुसुमे यपयसि विगलता या यदानास्समस्त

मिश्रैकत्रत्स्तु चैदमिलवमि तदा पद्य कृष्णस्य काव्यम् ॥

તેમજ સિદ્ધ ભેષજ મણિમાલા નામનુ પુસ્તક પદ્ય સસ્કૃત પદ્યમા અતીવ રમણીય અને રસિક છે તેમા નવરોગોની સુન્દર ચિકિત્સા અને

પોતાના અનુભૂત પ્રયોગો દર્શાવ્યા છે આટલા વખતમા મેં એવુ રમણીય પુસ્તક જોયુ નથી સિદ્ધભેષજ મણિમાલાની ટિપ્પણીઓ જગત્પ્રસિદ્ધ પંડિત પ્રવર આચાર્ય શ્રી લક્ષ્મીરામ સ્વામીએ લખેલી છે તેઓએ લખ્યુ છે કે –

न सादिङ् न सदेशापि न चतत्नगर क्वचित् ।
यत्र श्रीकृष्ण वैद्यानां शिष्यैर्नैव निरूप्यते ॥

મતલબ કે જ્યાં શ્રીકૃષ્ણ વૈદ્યના શિષ્યો ન હોય એવુ કોઈ શહેર, કોઈ દેશ કે કોઈ દિશા નથી

એ વખતે મેં પણ શ્રીકૃષ્ણરામ ગુરૂ પાસે રહીને અધ્યયન કર્યુ છે એટલે એમના શિષ્ય હોવાનો અધિકાર મેં મેળવ્યો છે ગીત્તેર વર્ષ થયા છતા શ્રી ગુરૂકૃપાથી હજી ચિકિત્સા કરૂ છુ તેમજ તેઓની કૃપાથી ભારતીય વૈદ્યોના દર્શન કરવાનો અવસર મળ્યો છે પ્રત્યેક પ્રાન્ત પેઠે ગૂજરપ્રાન્તે પણ આયુર્વેદ સાહિત્યને કાંઈક અર્પણ કર્યુ છે ગુજરાતે આપેલો સાહિત્ય ફાળો ઓછો નથી પણ રસિક છે કવિરાજ લોલિમ્બરાજ વગેરેએ લખેલા વૈદ્યજીવન વૈદ્ય વલ્લભ, વૈદ્યામૃત વગેરે ગ્રન્થો રસથી ભરેલા હોઈને વૈદ્યસમાજમા ખૂબ આદર પાત્ર થયા છે એવોજ રસિક વૈદ્યક સંબંધી સિદ્ધભેષજ મણિમાલા નામનો ગ્રન્થ વીસ વર્ષ પહેલા લખાયેલો છે આ ગ્રન્થમા કેટલાક વાચનારને ગમ્મત આપે એવા સુન્દર શ્લોકો છે દાખલા તરીકે ચિત્રકાવ્યમય નીચેના શ્લોકો જુઓ —

पित्तलापित्त शरीरवल्लरी सासखी वद हकीमदवाइ
औषध शृणुमृगाक्षिमनोज्ञ जा गुलाबगुलकन्द खवादे ।
ज्वरार्दिता यार्कटुरा कषायान्न च पथ्यवेक्षिकरद वैद्य देयम ॥
निबोगहसी मधुर प्रचार बना बन सासरनपिलावे ॥

( ) વિક્રમની બારમી સદીમા વૈદ્ય રાજ સોઢલે ગદનિગ્રહ ગ્રન્થ બે ભાગમા લખીને વૈદ્યસમાજ ઉપર મોટો ઉપકાર કર્યો છે તે પોતે ગૂર્જર દેશનો વત્સગોત્રીય રૈકવ એટલે મારી જ્ઞાતિનો બ્રાહ્મણ હતો એ સોઢલનો રચેલો ગુણ સંગ્રહ નામનો નિઘંટુ હજી છપાયો નથી માટે જો કોઈ વૈદ્ય પાસે તે ગ્રંથની હસ્તલિખિત પ્રત હોય તો તેનુ સંશોધન તથા પ્રકાશન કરવું જોઈએ કારણ કે એ છપાવાથી નિઘંટુમા કહેલ વનસ્પતિઓમા કોઈક નવીન અને અર્વાચીન વનસ્પતિઓનો વધારો થાય એવો સંભવ છે

(૩) કવિરાજ સત્યનારાયણ શાસ્ત્રીએ પણ આયુર્વેદની ઉન્નતિ માટે અનેક પુસ્તકો છપાવ્યા છે

(૪) કાશીના કવિરાજ પં કેદારનાથ મહાશયે પણ વનૌષધિ વગેરે અનેક પુસ્તકો લખ્યા છે

(૫) સાહિત્ય તીર્થ પં ગૌરીનાથ પાઠકના પુસ્તકાલયમા સુશ્રુત, ચરક વાગ્ભટાદિના હસ્તલિખિત પુસ્તકો છે તેનો ઉપયોગ વૈદ્યવર્યો કરે છે, પાઠક મહાશય પણ સંશોધન કરીને પુસ્તકો છપાવે છે

(૬) કાશીક્ષેત્રમા શારદાભુવન પુરાતત્ત્વ મદિરમા પ્રત્યેક શાસ્ત્રને લગતા ઘણા પુસ્તકો છે વળી સર્વ જ્ઞાન વિજ્ઞાન પાઠશાળા જેવી આ મુક્તિપુરીમા પં શિવકુમાર, ગંગાધર શાસ્ત્રી વગેરે ઘણા મોટા પડિતો પ્હેલા થઈ ગયા છે અને હાલમા પં પદ્મનાભશાસ્ત્રી, રાજેશ્વ શાસ્ત્રી, ત્ર્યબક શાસ્ત્રી વગેરે છે જેના ચરણોમા બેસીને મારા જેવા અનેક શિષ્યો ગુરૂના કૃપા કટાક્ષનો લાભ મેળવીને ઐહિક અને આમુષ્મિક કલ્યાણ સાધી શકયા છે

**નિઘટુ સંશોધન**—ગુજરાતના વનસ્પતિ શાસ્ત્રી સ્વ સુપ્રસિદ્ધ વૈદ્ય જયકૃષ્ણ ઈન્દ્રજીએ વનસ્પતિશાસ્ત્ર તથા કચ્છની જડીબુટ્ટી નામના બે ગ્રન્થો ગુજરાતીમા પ્રસિદ્ધ કરીને આપણા ઉપર મોટો ઉપકાર કર્યો છે વનૌષધિની પરીક્ષાની અતિ સુગમ પદ્ધતિ આ ગ્રન્થોમા દર્શાવી છે આ વિષયમા તે વૃદ્ધ વૈદ્યરાજના ગ્રન્થોની મદદથી નવો નિઘટુ રચીને બ્હાર પાડવો જોઈએ અહીં મારે કહેવુ જોઈએ કે વૈદ્યરાજ બાપાલાલભાઈએ મહૌષધિના વિષયમા સંશોધન કરીને કેટલાક નિર્ણયો કર્યા છે તેઓએ આદર્શ નિઘટુ નામનો ગ્રન્થ રચ્યો છે અને તેમા નાનમા વનસ્પતિનો સંગ્રહ કરવામા આવ્યો છે, તે પુસ્તક અતિ ઉપયોગી અને વૈદ્યસમાજના આદરને યોગ્ય છે આ રીતે ભારતીય ગદ્યમાં પાસે વૈદ્યક સાહિત્ય પુષ્કળ છે પણ વિસ્તાર ભયથી અહીં લખાતો નથી

**ઔષધ દ્રવ્યોના માત્રા અને અનુપાન**—આયુર્વેદના કેટલાક ઔષધો જેવા કે હિરણ્યગર્ભ, સૂતશેખર, રામબાણ, આરોગ્યવર્ધની, ચન્દ્રોદય, મકરધ્વજ, વસતકુસુમાકર વગેરે ઔષધોની બનાવટ એક સરખી થવી જોઈએ વળી આ ઔષધોની બનાવટ જુદી જુદી રીતની બનીને હાનિ થાય છે આ ઔષધોના અનુપાનમા પણ મતભેદ છે

માત્રા મર્યાદાનાદિ ઔષધિઓ આયુર્વેદશાસ્ત્રના નિયમને અનુસરી યોગ્ય અનુપાનથી અપાય છે હાલમા એ નિયમ નથી પળાતો અને તેથી જોઈતો લાભ પણ નથી થતો અનુપાન પદ્ધતિ જરૂર લાભકારી છે આ બધો નિર્ણય કરવા માટે વૈદ્યોની સમિતિ નીમાવી જોઈએ અને તે સમિતિએ અનુપાનો નક્કી કરી તેનુ પુસ્તક છપાવવુ જોઈએ આથી જનસમાજ ઉપર ઘણો ઉપકાર થશે આયુર્વેદ ગ્રન્થો અને તેના પ્રયોગોની માત્રાની બાબતમા એક જ પદ્ધતિ ગ્રહણ કરવા યોગ્ય છે કહ્યુ છે કે—

स्थानिनास्त्यत्र मात्राया कालमग्निं वयोबलं ।
प्रकृतिं दोषदेशौ च ना या मात्रां प्रयोजयेत् ॥

આયુર્વેદનો આવો સિદ્ધાંત છે છતાં અનુભવશૂન્ય નવા ચિકિત્સકો માટે માત્રા પ્રમાણનો નિયમ જરૂરનો છે કારણ કે આ યુગમાં ક્ષીણબલ લોકો માટે શાસ્ત્રોક્ત માત્રા અયોગ્ય છે નિઘંટુઓમાં પણ માત્રા વિષે કશો ઉલ્લેખ નથી માટે આધુનિક સમયને ઉચિત સિદ્ધ પ્રયોગોની માત્રાનો અનુભવી વૈદ્યોની મદદથી નિર્ણય કરવો જરૂરનો છે

માનપરિભાષા પણ ભિન્નભિન્ન ગ્રંથોમાં ભિન્ન ભિન્ન જોવામાં આવે છે જુદા જુદા પ્રાંતોમાં પણ માનપરિભાષાનો વ્યવહારમાં ઉપયોગ કરવામાં ભેદ જોવામાં આવે છે આ કારણથી જે મુશ્કેલીઓ આવે છે તે દૂર કરવા માટે અખિલ ભારતમાં માનપરિભાષાનું ઐક્ય જરૂર કરવું જોઈએ

નિપુણ ચિકિત્સકો—કેટલાક રોગો માટે ખાસ નિપુણચિકિત્સકો ઉત્પન્ન કરવા જોઈએ ભારતમાં સંગ્રહણી, ક્ષય, અર્શ, ભગંદર, ઉપદંશ વગેરે રોગોના ખાસ ચિકિત્સક ગણાતા થોડા વૈદ્યો છે અને તેઓ તે તે રોગમાં ફાયદો કરી શકે છે જ્યાં પાશ્ચાત્ય વિદ્યાના કુશળ વૈદ્યો શસ્ત્રક્રિયા કર્યા છતાં નિષ્ફળ જાય છે ત્યાં લેપનિપુણ અગ્નિવૈદ્યો પોતાના કામમાં ફત્તેહમંદ થાય છે આવા નિપુણ વૈદ્યોનો આદર કરવો જોઈએ એટલું જ નહિ પણ તેઓની ચિકિત્સાનો સારો પ્રચાર થાય તેવો યત્ન કરવો જોઈએ પાશ્ચાત્ય વિદ્યાના જાણકાર એવા બંગાળા મદ્રાસ વગેરેના વૈદ્યોએ આયુર્વેદની શારીર, માનસિક અને આર્થિક સેવા આપીને ભારે સેવા કરી છે

આયુર્વેદની ઉન્નતિ માટે વિદ્યાલયની આવશ્યકતા—મદ્રાસ, સંયુક્ત પ્રાંત વગેરેની સરકારોએ ઠીકઠીક આર્થિક મદદ આપીને આયુર્વેદ મહાવિદ્યાલયોની સ્થાપનામાં મહાનુભૂતિ દર્શાવી છે અમારી મુંબઈની પ્રાંતીય સરકાર આવાં આયુર્વેદ વિદ્યાલયો સ્થાપે એવી આશા છે આ વિષયમાં મુંબઈ સરકારને વિનંતિ કરવાનો જે ઠરાવ ગયા સંમેલનમાં કરવામાં આવ્યો હતો તે મુંબઈ સરકારને મોકલ્યો હતો આ વિષયમાં મુંબઈની ધારાસભામાં ચર્ચા પણ થઈ હતી મદ્રાસ સરકારે જે મહાવિદ્યાલય સ્થાપ્યું છે તેની પ્રગતિ અને પરિણામ જોઈને વિચાર કરશું એવો જવાબ આપ્યો હતો એ પછી પણ ઘણો સમય ગયો માટે મહાસભા આ બાબતનો ઠરાવ કરીને મુંબઈ સરકારને ફરી વિનંતિ કરનારો ઠરાવ પસાર કરવો જોઈએ વળી આપણે મ્યુનિસિપાલીટીઓ અને લોકલબોર્ડોને પોતપોતાના સ્થાનમાં આયુર્વેદ ઔષધાલયો ઉઘાડવાની વિનંતિ કરવી જોઈએ

આપ સૌએ અત્યારસુધી મારું આવજટિપત ભાષણ શાંતિથી સાંભળ્યું એ માટે તમારો આભારી છું—

वर पदं वैद्यवर्याणां सम्मेलनसभापते ।
क्व चाहं वैद्यविद्यायां किंचिदप्यकृतश्रम ॥
वरविधा सर्ववेदज्ञैरायुर्वेदमहर्षिभि ।
कृता त्रिकालतत्त्वज्ञैः क्व चाल्पविषया मति ॥

મહામંડળે સભાપતિ નીમવાના ઠરાવના ખબર ઠેઠ તા–૩૦–૧૧–૩૬ને રોજ મને તારથી આપ્યા એટલે સમયાભાવને લીધે ભાષણ લખવામાં તથા છાપવામાં ભૂલો હોય તો 'પ્રમાદ એ માનુષભાવ' એમ ગણી ક્ષમા આપશો નિર્વિઘ્ને કાર્ય સફળ થાય એ માટે શ્રી ધન્વંતરિને પ્રાર્થના કરું છું

सुधाकुम्भ हस्ते दधदमरतार्थं सुमनसा
रहस्य निहाम्रे नन्हरमथनापनिषण्णाम् ।
मगिं भार साक्षे दधिजलनिधेया ननिपुरा
विनिर्गा नन्नन सुखयतु म ध न्तरिनिसु ॥

ॐ शान्ति शान्ति शान्ति

---

# વ્યાયામ નિર્ણય

(લેખક—વૈદ્ય પદ્મનાભ શાસ્ત્રી)

આ જમાનામાં જેટલું વ્યાયામ ઉપર વજન અપાય છે અને તેને માટે અનેકવિધ પ્રવૃત્તિઓ આરંભાય છે, તેવું પ્રાચીન કાળમાં નહોતું એમ કેટલોક વિચાર કરતાં સમજાય છે

આ ઉપરથી એમ સમજવાનું નથી કે એ વિષય તરફ ઉપેક્ષા રાખવામાં આવતી હતી મધ્યકાળમાં પ્રાચીન પ્રણાલી 'લુપ્તપ્રાય થતાં' "બાવાના બેય બગડયા" એવી સ્થિતિ ઉત્પન્ન થઈ અને એ રીતે "નહિ મામા કરતાં કહેલો કે કાણો મામો પણ સારો" એ અનુભવની ઉક્તિ અનુસાર જે કાંઈ થયું છે તે યોગ્ય છે એમ કહેવું વધારે ઉચિત છે

હિંદી જનતામાં એક મોટી ખામી એ દેખાય છે કે ઘણે ભાગે તે અકર્મણ્ય થઈ જાય છે અથવા તો તે અતિકર્મી બની જાય છે અર્થાત્ બન્ને દિશામાં છેલે પાટલે જ બેસી જાય છે મધ્યસ્થ સ્થિતિ આવતી જ નથી

આંખો મીંચીને ગાધગુણીઆ કરવામાં કુશળ લોકો ચાહોમ કરીને દમ પાર કે ઉભપારનીજ વાતે ચડી જાય છે આને કારણે કોઈ પણ કામમાં આવશ્યક દૃઢતા થતી જ નથી

ભણતર પાછળ પડે તો વગર સમજ્યે અને વિદ્યાર્થી ભણ્યે જ જાય છે ડાક્તરી નાર્ઈન મેકે લીધી કે તે દિશામા ગાડરીઓ પ્રવાહ તુરત ચાલુ થઈ જાય છે વકીલાત–એની નોકરીઓ, તારમાસ્તર–સ્ટેશન માસ્તર વગેરે દિશામા વળ્યા તો મોજ માગે આખો બધ કરીને પડયા રહે છે તે ક્યા સુધી ? એ સર્વ ભવિષ્ય માટે નદ્દન બધ જેવુ બનાવી મુકે છે

પરદેશ વસવાટ એકે શરૂ કર્યો એટલે તે તરફ તીડના ટોળાની પેઠે કીડીઆરા ઉભરાવા માડે છે પોતાનો સ્વાર્થ સિવાય અન્યની તેમને કશી પડી હોતી નથી

વ્યાયામ સબધમા પણ કાઇક તેવુંજ થયુ હોય એમ અમને જણાય છે શરીરને સુદ્રઢ અને કાર્યક્ષમ બનાવવા પુરતી એ વાત હોય તો તે વ્યાજબી છે પણ સરકસીઆ કેળવણીને ચઢે લોકો ચડી વ્યાયામનુ તત્ત્વ બગાડી મુકે તે બીના ખરેખર દુ ખદ ગણાય

સરકસમા અદ્ભૂત કામ કરનારને અમે ઝાડા કે મરડાથી, માન ભાત અને શાક ચેવા છતા, પીડાતા જોયા છે અખાડા પ્રવૃત્તિમા ચન્દ્રક મેળવનાર યુવકને ક્ષયના દર્દના ભોગ થઈ પડતા અમે સાભળ્યા છે આવા પ્રસગો બનવાના જરૂર કોઇ અસાધારણ કારણો હોવા સભવ છે અને તે **મનની નિર્બળતા** સિવાય ગ ય હોવાનો સભવ અમને જણાતો નથી વૈદ્યવિદ્યા દરેક બાબતમા હીનયોગ અને અતિયોગને કારણ ગણે છે તેથી તેવુ પણ કારણ આવી બાબતમા હોવાનો સભવ છે

તે ગમે તેમ હોય પરતુ અત્યારની વ્યાયામ પદ્ધતિ જરૂર ખામી વાળી છે વ્યાયામનો લાભ ઉઠાવનાર વર્ગ આવી બાબતોથી કદાચ અજાણ હોય પરતુ તેમને તાલીમ આપનાર માટે તેવુ માની લેતા જરૂર આપણને સકોચ થાય તથાપિ મુબઇના સપૂર્ણ સાધન યુક્ત અખાડા તથા Health homes અમને બહુ આશાપૂર્ણ જણાયા નથી ત્યા નિયમિત વ્યાયામના લાભાર્થે હાજરી આપનારાઓની કરૂણકથાઓ અમે સાભળ્યા પછી અમારે આવા નિર્ણય ઉપર આવવુ પડે છે

વ્યાયામ અસ્વાભાવિક નહિં હોવો જોઈએ તેમા નૈસર્ગિક સર્જન શક્તિ ન પોષાતી હોય તો તેવા કારખાના તુરત બધ કરવા જોઈએ પરતુ જે જમાનો કુટણખાનાની બજારો નભાવે છે તેને આવા કારખાનામા ક્યાથી દોષ દેખાય ?

The ob erver of dietetic righteousness whose body therefore feeds light most of the time n eds little exercise as Dr Dewey says he keeps fit without it for weeks at a time most teacher of exercise are norrow-minded, and ignorant of the philosoply of

hygienic living, hence every one must use his own descrition in adopting any scheme of exercise Sanford Bennett who is the author of a set of exercises tells us that where exercises are found to be profitable it often happens that the benefit disappears after time—The Practical nature cure Vol I page 180-81

અર્થાત્ ડૉ કહુવી કહે છે તે પ્રમાણે મિતાહારી મનુષ્યનુ શરીર હળવું ફુલ જેવુ જણાય છે અને તેને વ્યાયામની જરૂર જણાતી નથી એક સામટા અનેક અઠવાડીયા સુધી તે ચલાવી શકે છે ( યાતના વિના ), વ્યાયામ શિક્ષકો સકુચિત દ્રષ્ટિવાળા હોય છે અને વ્યાયામના મૂળ સિદ્ધાંતોથી અજ્ઞાત હોય છે માટે કોઈ માણસે કોઈપણ વ્યાયામ પદ્ધતિનો સ્વીકાર કરતા પહેલા પોતાનુ સમતોલપણુ વાપરવુ જોઈએ

સાનફર્ડ બેનેટ જે વ્યાયામ શાસ્ત્રનો પ્રણેતા ગણાય છે તે આપણને સમજાવે છે કે જ્યા વ્યાયામનો સ્પષ્ટ લાભ દેખાતો હોય ત્યા તે લાભ અમુક સમય પછી અદ્રશ્ય થઈ જાય છે

(પ્રેક્ટીકલ નેચર ક્યોર વોલ્યુમ ૧ પૃષ્ઠ ૧૮૦-૧૮૧)

બીજા લોકો દીર્ઘશ્વાસની પ્રક્રિયાનો વ્યાયામમા મુખ્ય અગરૂપે ઉપયોગ જણાવે છે ( જુઓ Direct paths to Health—by Major Reginald F E Austin )

પ્રાણાયામની પ્રાચીન પ્રણાલિકાથી આ ાય પ્રમાણ ઘણુ ઉચુ રહેતું, છાતી તથા પેટના દરદો પણ આજના પ્રમાણમા ઓછા હતા ટુકમા કહીએ તો વ્યાયામનો ઉકેલ પ્રાચીનોએ નિત્ય નમિત્તિક કર્મોથી આણી દીધો હતો સ્ત્રી પુરૂષોના ધર્મ એવી ખુબીથી રચવામા આવ્યા હતા કે ગામ ગામ અખાડા ખોદયા વિના લોકોનુ આરોગ્ય નહજે સચવાઈ રહેતું ગ્રામ પત્તન નગર પુરી વગેરેની સ્થાપત્ય દ્રષ્ટિથી એવા પ્રકારની બાધણી કરવામા આવતી કે લોકોનુ આરોગ્ય સાચવવા માટે સ્વતત્ર બગીચા, કસરતના અખાડાની ગજાવર ખરચે ખાસ યોજના કરવાની જરૂર નહતી અગમચેતીએ આયુર્વેદ કરતા અભિપ્રાય કળાનુ ખાસ અગ ગણવામા આવતું લોક વ્યવહારમા જળવાતું સ્વાસ્થ્ય અને આરોગ્ય સચવાઈ રહેતું તેથી આજની માફક તેને માટે ખાસ યોજનાઓ ઘડવાની જરૂર પ્રાચીન વિદ્વાનોને જણાઈ હોય તેમ જણાતુ નથી

આયુર્વેદના પ્રસ્થાન ત્રયમા ચરક-સુશ્રુતમા તેનો ખાસ ઉલ્લેખ દ્રષ્ટિ ગોચર થતો નથી સ્વસ્થ વૃત્તમા તે શબ્દ વપરાએલો જોવામા આવે છે પણ તેનુ કોઈ ખાસ પ્રકરણ વ્યાયામપર લખાયુ હોય તેમ જણાતું નથી અને તેથી એ વાત સ્પષ્ટ સમજાય છે કે આજની પેઠે તે વખતના મનુષ્યો પામર

ઓની આરોગ્ય લાભ મેળવવા અખાડામા અથવા તો પાલવા તરફ કે રેઝ્વે મેશન તરફ દોડી જતા નહિ

જીવન વ્યાપાર તે સમયમા ઓછો તીવ્ર નહેતો પરતુ ઇતિહાસ તરફ નજર કરતા તે વધારે સુવ્યવસ્થિત અને સર્વાંગ સુંદર હતો આજના કરતા પ્રાચીન કાળમા લોકો સમૃદ્ધ અને સુખી હતા શરીરે સુદ્રઢ હતા વૈદવિદ્યા ઉચ્ચ કક્ષાની હોવા છતા સર્વને સુલભ હતી વૈદો પરોપકારી અને પ્રેમાળ હોવાથી તે વિદ્યા તેમની આજીવિકાનુ એક ખાસ અગ હોય તેમ જોવામા આવતુ નથી જ્યા જીવનસગ્રામ દહાડે દહાડે તીવ્ર બનતો જતો હોય ત્યા અનેક અખાડા અને જીમ્નેશીયમો શી રીતે આરોગ્ય લાભ આપી શકે? જુઓ સુશ્રુતનો હિતાહિતીય અધ્યાય તેમા તથા વ્રણાવ્યથી માડીને શિશાસ્વજ વ્યાયામા પથ્યતમા। એમ નિર્દેશ કર્યો છે અર્થાત્ વ્યાયામને પરમ તમ વર્ગમા ગણાવેલ છે બીજુ કશુ સ્પષ્ટીકરણ નથી ચરક સૂત્ર સ્થાન અધ્યાય ૧ તથા ૮મા વ્યાયામનુ નામ પણ શોધ્યુ જડતુ નથી વાગભટ સૂત્ર સ્થાન અધ્યાય બીજાના શ્લોક ૮ થી ૧૩ સુધીમા જરા વિસ્તારથી કહ્યુ છે કે વ્યાયામ કોને હિતાવહ છે અને કોને નથી વગેરે.

ઉપરના પ્રમાણોથી કોઈ એમ ન માની લે કે એ લોકોએ આરોગ્યની દિશામા વ્યાયામનો વિચાર જ કર્યો નથી એ વિચાર તેમના લક્ષ્ય બહાર નથી તથાપિ લોક વ્યવહાર એવો વ્યવસ્થિત હતો કે તેમા વ્યાયામ માટે આજની માફક ખાસ ઉહાપોહ કરવાની તેમને જરૂર જણાઈ ન હતી ખુલ્લી હવા, પ્રાણાયામ પદ્ધતિ વગેરે આરોગ્ય રક્ષણ માટે પુરતા ગણાતા લોકોને તાજુબ બનાવવા માટે જીવનરક્ષાને મહત્વ આપવામા આવતુ નહિ એ વખતના શરીર આજની બહિર્શડબર પોષક પ્રવૃત્તિના અભાવે નબળા ન હતા આરોગ્ય રક્ષા માટે સરકસીઆ તાલીમની બીલકુલ જરૂર નથી એમ ઉપરોક્ત વિચારશ્રેણી તપાસ્યા પછી અમારે એ સાથે કહેવુ પડે છે

અમેરીકાની મોટી નદી પગે ચાલીને પાર ઉતરી જવાની હોડમા સ્વામી રામતીર્થ પ્રથમ સ્થાને આવ્યા હતા તેથી અન્ય લોકો માટે પણ તેવી તાલીમ આવશ્યક શી રીતે ગણાય પ્રાણાયામના સાધકો દિવસોના દિવસો પાણીમા પડ્યા રહેતા તેથી તેઓ રેકર્ડ તોડવાની હરીફાઈ કરવા લલચાતા નથી આજ તો વ્યાયામનો એ વ્યામોહરૂપી ચેપી રોગ પેદા થયો છે અને તેથી લોકોનુ આરોગ્ય ઉલટુ જોખમાય છે એમ ઉડો વિચાર કરતા સમજાય છે ખોટી સ્પર્ધા એ રોગનુ મૂળ કારણ છે એવી સ્પર્ધાથી આરોગ્યનુ દ્રષ્ટિબિંદુ પલટાઈ જાય છે અને તેથી સમાજ સ્વાસ્થ્ય માટે તે હિતકારક થવાને બદલે હાનિકારક થાય છે

——o——

(૯) સર્પગંધા ગર્ભાશયને સકોચ કનાર છે એટલે કોઈક વખત માર્ત્તવપાણ સાફ ખેચાઈ આવે છે છતા સગર્ભા સ્રીને આપવાથી ખાસ નુકશાન થયેલુ મારા જોવામા આવ્યુ નથી

(૧૦) સપગંધા strong દવા છે એ નિર્વિવાદ છે એટલે બીજા અનુપાન કરતા તેને ગા ડીયા ગુલાબજળ સાથે જ આપવુ હિતાવહ છે બજારમા જે ગુલાબજળ મળે છે તે તો નકામુ જ હોય છે એના કરતા ગુલાબનુ શરબત સારૂ પડે છે, ઉંચામાનુ ગુલાબજળ લેવુ જોઈએ

કેટલાક ૧૨ કલાક સુધી ૫ તોલા ઊંચા ગુલાબજળમા બેઆનીભાર સપગંધાના સૂક્ષ્મ ચૂર્ણને પલાળી રાખે છે અને પછી પીતી વખતે ૭ દાણા મરીના નાખી, ઘૂટીને વગર ગાળે પાઈ દે છે ઊંઘ માટે રાત્રે પાવલીભાર સપગંધા આવી રીતે (સવારના ગુલાબજળમા પલાળી મૂકી) લે છે અને સવારમા બેઆનીભાર માત્રામા લે છે અર્થાત રાતે ભીંજવી મૂકેલી સવારમા અને સવારમા ભીંજવેલી રાતે અપાય છે તો એકનુ ચૂર્ણ પાણી સાથે પણ ફાકી જતા ઘણી વખત આપુ છુ, છતા ઉપરની વિધિ સારી છે

(૧૧) શ્રી ભગીરથ સ્વામી લખે છે કે ભોજનમા કેવળ દહીં ભાત ખાવા આપવા દહીંમા દૂધપાક, ખીર, જમરૂખ ખાઈ શકાય ગરમ વસ્તુ, તળેલા શાક વગેરે ન લેવુ જોઈએ

મને લાગે છે કે ઉન્માદની અવસ્થામા કેવળ દહીંભાત પર રાખવામા કંઈ જ અર્થ નથી દહિંતો ઉલ્ટુ છે દૂધ ભાત ભાજીનુ શાક વગેરે આપવામા વાંધો નથી પરજીની અતિશયતા કેટલીક વખત હાનિકર્તા નીવડે છે

ન ૪ના રદ્દી માટે મે મેધ્યરસાયન (ચરક) આપવા ભલામણ કરી છે

વિદ્વાનો આ વિષે પોતાનો અનુભવ પ્રકાશમા લાવશે તો હજી વિશેષ પ્રકાશ પડશે

---

# દીર્ઘ જીવનની સમસ્યા

માણસમા વિચાર શક્તિનો ઉદય થયો ત્યારથી એનામા દીર્ઘ જીવનની વાસના પણ જાગી છે અને એ વિષય ઉપર ઘણી માહીતી એકઠી થઈ છે માનવજીવન સાથે સબધવાળી અનેક શાસ્ત્રીય શાખાઓના સેકડો વિદ્વાનોએ જૂના કાળથી આ વિષય ઉપર પુષ્કળ વિચાર તથા પ્રયોગો કર્યો છે અને એ ઉપર વિશાળ સાહિત્ય લખાયુ છે છતા હજી આ વિષય કોયડોજ રહ્યો છે

આયુર્વેદના આઠ અગોમા રસાયન એક છે એ પ્રસિદ્ધ છે પાશ્ચાત્ય વૈદકમા આ રસાયન—દીર્ઘાયુષ્ય વિચાર—અગનુ થોડા વર્ષો પહેલા કશુ સ્થાન

તેમ જુવાન ઉમ્મરના માણસોનું ચેપી રોગો વગેરેથી થતું મરણ પ્રમાણ પણ ઘટે એ સ્વાભાવિક છે અને આ રીતે આયુષ્યની સરાસરી દીર્ઘ થાય ૨૦–૨૫ને ઠેકાણે ૪૦–૪૫ કે ૫૦ સુધી પણ પહોંચે એમ બને પણ આ વધારાને યે મર્યાદા છે વળી આરોગ્યશાસ્ત્રના અનુસરણ સાથે જે દેશના હવાપાણી આરોગ્ય અને દીર્ઘાયુષ્યને ખાસ અનુકૂળ છે ત્યાં એ પ્રમાણ બીજા અતિ સુધરેલા દેશ કરતાં પણ વધારે જોવામાં આવે છે એ હકીકત ઘણી સૂચક છે હવા ખોરાક, આરોગ્યશાસ્ત્રનું અનુસરણ રોગને દૂર કરવાની સારી વ્યવસ્થા, વ્યાયામની શાસ્ત્રીય પદ્ધતિ, હવા પ્રકાશ વગેરેનો પૂરતો લાભ મળે એવા ઘરો, રસ્તા ગામો વગેરેની વ્યવસ્થા વગેરે કારણોથી જૂના આરોગ્યશાસ્ત્રના અજ્ઞાનવાળા જમાના કરતાં એ જ્ઞાનવાળા જમાનામાં એક રીતે ઘડપણ થોડું મોડું આવે યૌવનની શક્તિઓ થોડા વધારે વખત ટકી રહે ૧૦–૨૦ વર્ષનું આયુષ્ય પણ કદાચ વધે–એટલે કે આરોગ્ય શાસ્ત્રના અજ્ઞાનવાળા જમાનામાં એક હજાર માણસે સીત્તેર ઉપરની ઉમરના માણસોની સંખ્યા દશની હોય તો જ્ઞાનવાળા જમાનામાં ૧૫–૨૦ની થાય અને ૮૦ ઉપરની સંખ્યા ૪–૫ની હોય તો આઠ દશની થાય ૯૦ ઉપર કોઈ ન જીવતું હોય તો એક બે જીવે (આ આંકડાઓ કાંઈ ચોક્કસ મેળવેલા નથી ફક્ત સમજવા માટે ધારેલા છે) મતલબ કે કાળ પરિવર્તનથી આવો થોડો ફેર પડે એ સિદ્ધ વાત છે પણ એની યે મર્યાદા છે ૯૦–૧૦૦ને બદલે એક સો દોઢસો બસ્સો થઈ જાય એવી કલ્પના અત્યાર તો અસંભવિત કોટિમાં છે વળી આ બાબતમાં લોકોમાં ભ્રમ પણ જોવામાં આવે છે કેટલાક લોકો સત્ય ત્રેતા દ્વાપર, કલિ વગેરે પૌરાણિક યુગ વ્યવસ્થાવાળું માનસ ધરાવે છે અલબત્ત પુરાણોક્ત હજારો વર્ષના આયુષ્યની વાત સાચી માનનારા તો આ જમાનામાં ભાગ્યે જ કોઈ હશે પણ સત્યયુગમાં ૪૦૦ વર્ષનું હતું પછી ત્રેતામાં ૩૦૦ વર્ષનું દ્વાપરમાં ૨૦૦ વર્ષનું અને કલિમાં સો વર્ષનું આયુષ્ય છે એવું અક્ષરશઃ માનનાર પણ થોડા હશે અને જુના વખતમાં આયુષ્ય આજ કરતાં વધારે હતું એવું માનનારા તો ઘણા જોવામાં આવે છે હું એથી જુદી વસ્તુસ્થિતિમાં શ્રદ્ધા રાખનારાઓમાંનો એક છું ઇતિહાસના તથા વૈદક ગ્રન્થોના પુરાવાઓને જો ઝીણવટથી તપાસવામાં આવે તો જૂના વખતમાં આજ કરતાં વધારે લાંબું આયુષ્ય હોય એમ દેખાતું નથી બાઈબલમાં સીત્તેર વર્ષની મર્યાદા બાંધી છે એ પ્રસિદ્ધ છે ચરકમાં સો વર્ષનું આયુષ્ય પ્રમાણ કહ્યું છે તે વધારેમાં વધારે–પરમ સ્વાભાવિક એ અર્થમાં સમજવાનું છે એટલે વસ્તુતઃ આપણે ત્યાં પણ એટલે કે એની આસપાસ મર્યાદા હશે એવું મારું સકારણ અનુમાન છે અલબત્ત ૮૦–૮૫ની ઉમરે પહોંચનારા કોઈક જ નીકળે ખરા સોની ઉમ્મર તો અપવાદરૂપ જ આ

વસ્તુને ચોખ્ખા પુરાવાઓ આપીને સિદ્ધ કરવી એ સહેલું નથી એકને અતિશયોક્તિ લાગે તે બીજાને ન લાગે એટલે એ વિવયાન્ત ની ચર્ચામા ઉતરવા કરતા પ્રસ્તુત ચર્ચામા જ આગળ ચાલવુ ઠીક છે ટુકામા મારૂ વક્તવ્ય એ છે કે મારી અને મારા જેવાની શ્રદ્ધા પ્રમાણે આરોગ્યશાસ્ત્રનુ જ્ઞાન આ જમાનામા વધ્યુ છે અને પરિણામે આયુષ્ય પણ થોડુ વધ્યુ છે અલબત્ત ૮૦–૧૦૦ ને બદલે બસ્નો વર્ષના માણસો કોઈ કાળે ગમે તેટલી આરોગ્ય શાસ્ત્રની પ્રગતિ થયા છતા પૃથ્વી ઉપર ફરશે એવું અત્યારે તો દેખાતુ નથી આ થઇ કાળની વાત

હવે દેશનો વિચાર કરીએ કોઈ કોઈ દેશના હવાપાણી ઘરડા માણસના જીવનને અનુકૂળ હોય છે એ ઉપર કહ્યુજ છે અને કોઈ કોઈ દેશમા દીર્ઘાયુષી માણસોની સખ્યા વિશેષ જોવામા આવે છે જુદા જુદા દેશના દીર્ઘાયુષી માણસોના આકડાઓ એકઠા કરવામા આવે તો આ વિષય ઉપર કાઈક પ્રકાશ પડે ખરો પણ એ અતિ શ્રમસાધ્ય કાર્યને મુલતવી રાખી અત્યારે **વિશ્વામિત્ર** નામના હિંદી માસિકના ફેબ્રુવારી ૧૯૩૭ના અકમા આવેલા બે ત્રણ નમુનાના દાખલાઓજ આપીને સતોષ માનવો પડશે (૧) જર્મનીમા સો વર્ષ ઉપરના ૧૨૮ માણસો છે જેમા ૮૧ સ્ત્રીઓ છે, અને તેમાથી એક કુમારી છે સો વર્ષ ઉપરની ઉમ્મરના ઇંગ્લડ, ફ્રાન્સ વગેરે દેશોના પણ કોઈ કોઈ માણસની હકીકત વારવાર છાપામા વાચવામા આવે છે પણ ફ્રાન્સમા એક મૂકલે કરીને ગામ છે તે દુનિયાભરમા દીર્ઘજીવી માણસો માટે મશહૂર છે એ ગામની વસ્તી ફક્ત ત્રણસો માણસની છે અને તેમા સો ઉપરના ૧૪ માણસો છે આ તો અસાધારણ ગણાય કુદરતની કે ઈશ્વરની એક ચમત્કારિક લીલા જર્મનીની છ કરોડની વસ્તીમા સો વર્ષના ૧૧૪ એટલે એક લાખમા બેનુ પણ પૂરૂ પ્રમાણ ન આવ્યુ અને આ મૂકલે ગામમા એકવીશ માણસમા એકનુ પ્રમાણ—આ દેશના સાધારણ રીતે તો ત્રણસોની વસ્તીમા ૧૪ માણસો સિત્તેર ઉપરના નીકળે તો, ઘણુ ગણાય એમ જોયુ છે પછી કોઈ ગામ કે તાલુકા ખાસ દીર્ઘજીવી હોય તો જાણવામા નથી

પછી માણસ વધારેમા વધારે, કેટલા વર્ષ સુધી જીવે એ પ્રશ્નના વિચારમા સાચી જ મરણની તારીખો મેળવવાની મુશ્કેલી નડે છે આ દેશના સાધુ મહાત્માઓના બસ્સો ત્રણસો વર્ષના આયુષ્યની વાતો તેમ એવીજ ચીનની કે યુરોપની જૂની વાતો ગપ્પ દતકથાઓજ સમજવી એની શાસ્ત્રીય કિંમત કાઈ નથી ઉપર ટાકેલા વિશ્વામિત્રના અકમા જેમ સાગા એકુમોમાહ વર્ષનો થઈને મર્યો હતો એમ લખ્યુ છે પણ એ ગાણનો નહિ ધ ગણવો પડશે અહમદ બે નામનો તુર્ક અત્યારે ૧૩૫ વર્ષનો છે એમ લખ્યુ

વસ્તુને ચોખ્ખા પુરાવાઓ આપીને સિદ્ધ કરવી એ સહેલુ નથી એકને અતિશયોક્તિ લાગે તે બીજાને ન લાગે એટલે એ વિષયાન્તરની ચર્ચામા ઉતરવા કરતા પ્રસ્તુત ચર્ચામા જ આગળ ચાલવુ ઠીક છે ટુકામા મારૂ વક્તવ્ય એ છે કે મારી અને મારા જેવાની શ્રદ્ધા પ્રમાણે આરોગ્યશાસ્ત્રનુ જ્ઞાન આ જમાનામા વધ્યુ છે અને પરિણામે આયુષ્ય પણ થોડુ વધ્યુ છે અલબત્ત ૮૦-૧૦૦ ને બદલે બસ્સો વર્ષના માણસો કોઈ કાળે ગમે તેટલી આરોગ્ય શાસ્ત્રની પ્રગતિ થયા છતા પૃથ્વી ઉપર ફરશે એવુ અત્યારે તો દેખાતુ નથી આ થઈ કાળની વાત

હવે દેશનો વિચાર કરીએ કોઈ કોઈ દેશના હવાપાણી ઘરડા માણસના જીવનને અનુકૂળ હોય છે એ ઉપર કહ્યુજ છે અને કોઈ કાઈ દેશમા દીર્ઘાયુષી માણસોની સખ્યા વિશેષ જોવામા આવે છે જુદા જુદા દેશના દીર્ઘાયુષી માણસોના આકડાઓ એકઠા કરવામા આવે તો આ વિષય ઉપર કાઈક પ્રકાશ પડે ખરો પણ એ અતિ શ્રમસાધ્ય કાર્યને મુલતવી રાખી અત્યારે **વિશ્વામિત્ર** નામના હિંદી માસિકના ફરવરી ૧૯૩૭ના અકમા આવેલા બે ત્રણ નમુનાના દાખલાઓજ આપીને સતોષ માનવો પડશે (૧) જર્મનીમા સો વર્ષ ઉપરના ૧૧૪ માણસો છે જેમા ૮૧ સ્ત્રીઓ છે, અને તેમાથી એક કુમારી છે સો વર્ષ ઉપરની ઉમ્મરના ઈગ્લડ, ફ્રાન્સ વગેર દેશોના પણ કોઈ કોઈ માણસની હકીકત વારવાર છાપામા વાચવામા આવે છે પણ ફ્રાન્સમા એક મૂકલે કરીને ગામ છે તે દુનિયાભરમા દીર્ઘજીવી માણસો માટે મશહૂર છે એ ગામની વસ્તી ફક્ત ત્રણસો માણસની છે અને તેમા સો ઉપરના ૧૪ માણસો છે આ તો અસાધારણ ગણાય કુદરતની કે ઈશ્વરની એક ચમત્કારિક લીલા જર્મનીની છ કરોડની વસ્તીમા સો વર્ષના ૧૧૪ એટલે એક લાખમા એનુ પણ પૂરૂ પ્રમાણ ન આવ્યુ અને આ મૂકલે ગામમા એકવીશ માણસમા એટલુ પ્રમાણ—આ દેશના સાધારણ રીતે તો ત્રણસોની વસ્તીમા ૧૪ માણસો સીત્તેર ઉપરના નીકળે તો, ઘણું ગણાય એમ જોયુ છે પછી કોઈ ગામ કે તાલુકા ખાસ દીર્ઘજીવી હોય તો જાણવામા નથી

પછી માણસ વધારેમા વધારે, કેટલા વર્ષ સુધી જીવે એ પ્રશ્નના વિચારમા સાચી જન્મમરણની તારિખો મેળવવાની મુશ્કેલી નડે છે આ દેશના સાધુ મહાત્માઓના બસ્સો ત્રણસો વર્ષના આયુષ્યની વાતો તેમ એવીજ ચીનની કે યૂરોપની જૂની વાતો ગપ્પા દતકથાઓજ સમજવી એની શાસ્ત્રીય કિંમત કાઈ નથી ઉપર ટાકેલા વિશ્વામિત્રના અકમા જેમ્સ આ ... એડમોસાહ વર્ષનો થઈને મર્યો હતો એમ લખ્યુ છે પણ એ નાખવો મહિ ધ ગણવો પડશે અહમદ બે નામનો તુર્ક અત્યારે ૧૩૫ વર્ષનો છે એમ લખ્યુ

છે મુસલીમ વર્ષ જ અગીઆર મહીનાનું એટલે ૧૮૫ મહિના અર્થાત્ અગીઆર વર્ષ તો એ બાદ કરવા પડે છતા ૧૭૧ વષ માટે પણ વિશ્વાસ આવવો મુશ્કેલ છે સો ઉપરના ૧૧૦-૧૨૦ ના કોઈ આખી દુનીઆમા અપવાદભૂત દાખલા ભલે મળે પણ સાધારણ રીતે તેથી ૧૧૦ એ અત્યારે આ દુનીઆમા તો દીર્ઘાયુષ્યનો અવધિ છે

હવે પ્રશ્ન એ રહ્યો કે આવા અતિ દીર્ઘાયુષી મનુષ્યોની તદુરસ્તી અને તનમનની શક્તિ પૂરપૂરી રહે છે ખરી? આમા ય રીતે કુદરતનો ક્રમ તો એજ છે કે જેમ બાળપણમા શરીર મનની શક્તિઓ વધતી જતી જાય છે તેમ વૃદ્ધાવસ્થામા ઘટતી જાય છે ચરકમા સ્પષ્ટ લખ્યુ છે કે "સાઠ વર્ષ થી તે સો વર્ષ સુધી રસરક્તાદિ ધાતુઓ, ઇંદ્રિયો, બળ પૌરૂષ, (પુરૂષની ઉત્પાદક શક્તિ) પરાક્રમ, ગ્રહણ, ધારણ, સ્મરણ, બુદ્ધિ વગેરે ક્રમે ક્રમે ઘટતુ જાય છે" (વિમાન સ્થાન અ ૮)

આ થયો આમા ય નિયમ પણ જેમ સાઠ વષ પછી શુક્ર ક્ષીણ થાય છે, એમ લખ્યુ છે છતા ૭૦ ઉપરની ઉમ્મરના પણ કોઈ કાઇ પુરૂષો પ્રજોત્પત્તિ કરી શકે છે અને સો વર્ષે પણ પ્રજોત્પત્તિ કરવાની શક્તિ જળવાઇ રહી હોવાના અપવાદભૂત વિલાયતના એક બે દાખલાઓ મળેલા છાપામા આવ્યા છે, તેમ શરીર મનની બીજી શક્તિઓ પણ કોઈ કોઈમા જળવાઇ રહે એ સભવિત છે દા ત ૮૦-૯૦ વષના માણસો ગવમા ઘણીવાર કહે છે કે અમારામા જુવાનીમા હતી તેવી શક્તિ હજી છે, પણ આવા કથનોને અતિશયોક્તિ રૂપજ ગણવા જોઇએ બાકી એટલુ ખરૂ કે એ શી નેવુ વષના માણસોમા સાધારણ રીતે હોય તે કરતા કોઇ કોઈ અપવાદરૂપ વ્યક્તિઓમા વધારે શક્તિ જળવાઇ રહેલી હોય છે, અને એ કારણથીજ તેઓ ઉપર પ્રમાણે અતિશયોક્તિ કરે છે

દીર્ઘાયુષ્ય સબધી એક બીજી હકીકત પણ અહીંજ નોધવા યોગ્ય છે અને તે એ કે પુરુષો કરતા સ્ત્રીઓ વધારે પ્રમાણમા દીર્ઘાયુષી જોવામા આવે છે ઉપર જર્મનીના સો ઉપરની ઉમ્મરના ૧૧૪ માણસોમા ૮૧ સ્ત્રીઓ છે એ નોંધ્યુ છે એજ રીતે મારો અનુભવ છે કે અમારી ટુકી લગભગ ૭૨સો માણસની નાતમા સીત્તેર ઉપરની ઉમ્મરના માણસોમા પુરૂષો કરતા સ્ત્રીઓની સખ્યા વધારે જોઈ છે અને નેવુ ઉપર છેલ્લા ૫૦ વર્ષમા ત્રણ સ્ત્રીઓજ ગઈ છે એક પણ પુરૂષ નહિ અને સો ઉપર ગયેલુ તો કોઇ જોયુ નથી એમ લાગે છે કે પ્રસૂતિના સભવવાળા મધ્યમ વયના વર્ષોમા પુરૂષો કરતા સ્ત્રીઓ વધારે મરે છે પણ જો એ ઉમ્મર વટાવી જાય તો સ્ત્રીઓની સ્વાભાવિક જીવનશક્તિ વધારે જવાબ આપે છે

**દીર્ઘાયુષ્યના સાધનો**—વળી દીર્ઘાયુષી મનુષ્યો પોતાના વ્યક્તિગત અનુભવ ઉપરથી દીર્ઘાયુષ્ય આપનારા સાધનોની વાતો કરે છે ના ત એકસો ત્રણ વર્ષનુ આયુષ્ય ભોગવી ચુકેલા ડૉ અલેક્ઝાન્ડર કહે છે કે "જો સો વર્ષ સુધી જીવવુ હોય તો વધારે ન ખાવુ (મિતભુક્) અને પોતાને પ્રતિકૂળ હોય તે ન ખાવુ (હિતભુક્) હુ તો ઈંડા અને માખણ દર વખતે ખાઉ છુ હુ શાકભાજી અને માસ પણ ખાઉં છુ સમાજમા ઘણા માણસો તો વધારે પડતુ ખાવાથી જ વ્હેલા મરે છે" એંશી વર્ષનુ આયુષ્ય ભોગવનાર પ્રખ્યાત અગ્રેજ લેખક બર્નાર્ડ શૉ કહે છે કે "માણસ હાથથી પોતાની કબર ખોદે છે મતલબ કે માણસે ખૂબ ચાવીને ખાવુ જોઈએ ખોરાક પૂરો ચાવ્યા વગર ગટગટ ગળી જવાથી તેનુ બરાબર પાચન થતુ નથી અને ન પચેલા ખોરાકમાથી ઉત્પન્ન થતુ વિષ શરીરમા પ્રસરે છે" વળી બર્નાર્ડ શૉ કહે છે કે "દીર્ઘાયુષ્યની ઈચ્છા હોય તો માસ બિલકુલ ન ખાવ, ઉત્તેજક મદ્ય વગેરે ન પીઓ અને દાક્તરોથી દૂર રહો" એ કહે છે કે "હુ આટલુ લાબુ આયુષ્ય ભોગવી શક્યો છુ તેનુ કારણ એટલુ જ છે કે હુ માસ નથી ખાતો અને દારૂ શરાબ નથી પીતો આ વસ્તુઓ માણસની પ્રાણશક્તિનો નાશ કરે છે અને તેનો અત નજીક લાવે છે"

પણ દીર્ઘજીવનના સાધન તરીકે તદ્દન વિચિત્ર વસ્તુઓ બતાવનાર દીર્ઘાયુષી માણસો પણ છે દા ત લિવિંગ્સ્ટન શાયરનો રહેવાસી વિલિયમ ગ્રીન કહે છે કે મારા દીર્ઘ જીવનનુ રહસ્ય એ છે કે હુ હમેશા જીવતુ દેડકુ ખાઈ જાઉં છુ જ્યા સુધી હુ આ ખાઈશ ત્યા સુધી માદો નહિ પડુ આ ઉપરાત સાદુ જીવન અને વ્હેલા સુવુ એ દીર્ઘ જીવનના કારણો છે

એકસો નવ વર્ષનુ આયુષ્ય ભોગવી ચુકેલી ક્રોઈડનની કેરોલિન મેરિઅટ નામની સ્ત્રીને જ્યારે તેના દીર્ઘ જીવનનુ રહસ્ય પૂછવામા આવ્યુ ત્યારે તેણે કહ્યુ કે "હુ ચોક્કસ તો નથી કહી શકતી પણ ચા અને કૉફીની મને ઘણી મદદ મળી છે વળી હુ મારી દવા મારી મેળે જ કરૂ છુ, મને ફક્ત એક વાર ઉધરસનો રોગ થયો હતો અને તેની દવા મેં જ કરી હતી મને હૉસ્પિતાલમા રાખી હતી પણ મે દાક્તરને કહી દીધુ કે મને મારો ઉપાય કરવા દો તે જ દિવસથી મેં સવારેજ ચા પીવા માડી અને તેની બહુ સારી અસર થઈ ' કહેવાય છે કે એ વર્ષે શ્રીમતી મેરિઅટે સો ગેલન ચા પીધી હશે એનો રોગ તો આથી મટ્યો જ પણ દીર્ઘજીવનને આથી મદદ મળી એમ એ પોતે કહે છે

વિશ્વમિત્ર નામના હિન્દી માસિકના ૧૯૩૭ના નવેમ્બરના અંકમાથી ઉપર જે દાખલાઓ ઉતાર્યા છે તેની વાતોના કશો શાસ્ત્રીય આધાર નથી એ તો

દેખીતું છે એટલું જ નહિ પણ દીર્ઘાયુષ્ય વ્યક્તિગત પ્રયત્નથી લભ્ય હોય એમ એમાંથી ફલિત થતું નથી પણ દીર્ઘાયુષ્યના સાધનોનો વૈજ્ઞાનિક રીતે પણ વિચાર થયો છે

આ વિષયનો શાસ્ત્રીય રીતે વિચાર કરનારાઓમાં સૌથી પહેલા આયુર્વેદના આચાર્યોને ગણવા પડશે આયુર્વેદના આઠ અંગોમાંનું એક રસાયન અંગ આ વિષયને લગતું જ છે પણ દીર્ઘાયુષ્યમાં શરીરના કયા અવયવો ખાસ કાર્ય કરે છે, અને તથા અવયવોને ખાસ સુધારવાથી કે શક્તિશાળી બનાવવાથી આયુષ્ય વધવાનો સંભવ છે એ રીતે આયુર્વેદિક ગ્રંથોમાં આ વિષયની ચર્ચા નથી, પણ આધુનિક વૈજ્ઞાનિકોએ આ દૃષ્ટિથી શોધખોળ અને પ્રયોગો કરેલ છે વાંદરાની વીર્યગ્રન્થિઓ શસ્ત્રક્રિયાથી માણસના શરીરમાં દાખલ કરી દીર્ઘાયુષ્ય આપવાનો દાવો કરતા રશિયન ડાક્ટર વાનોરૂનું નામ તો આ દેશમાં યે પ્રસિદ્ધ છે એ પ્રખ્યાત શસ્ત્રચિકિત્સક આ દેશમાં આવી પણ ગયો છે અને મરહુમ એક શ્રીમંત બાપુસ ઉપર પોતાનો પ્રયોગ કર્યાનું પણ ત્યારે સંભળાયું હતું, પરંતુ ગમે તે કારણથી એના પ્રયોગો ત્યારે સંતોષકારક નીવડ્યા નહોતા અને વિલાયતમાં પણ એ પ્રયોગો તરફ અવિશ્વાસની નજરથી જુએ છે આ પ્રયોગોનું પ્રયોજન પણ દીર્ઘાયુષ્ય નહિ પરંતુ પુનર્યૌવન ગણાયું છે કારણ કે આ જમાનાના લોકોને દીર્ઘાયુષ્ય કરતા યૌવનની તૃષ્ણા વધારે છે અલબત્ત આરોગ્ય અને શરીરની કામકાજ કરવાની શક્તિ વગરનું દીર્ઘાયુષ્ય તો બોજારૂપ જ ગણાય પણ યૌવન-ભોગવિલાસની ક્ષમતાવાળા યૌવનની આટલી તૃષ્ણા જૂના જમાનામાં ન હતી મતલબ કે વૃદ્ધ થયેલ કે થવા આવેલ માણસ ફરી યૌવન પ્રાપ્ત કરે એ માટે ખૂબ પ્રયત્નો થાય છે અને વાનોરૂના પ્રયોગો એ માટે જ હતા પણ વાનોરૂની ખ્યાતિના ઓટ સાથે એજ દિશામાં પ્રયોગોનો ઓટ આવ્યો છે એમ કોઈએ માનવાનું નથી સ્મીટ (Schmidt) નામ ઉપરના [1]એક જર્મન વૈજ્ઞાનિકે આજ દિશામાં ઈ સ ૧૯૧૯ થી ૧૯૨૮ સુધી કેટલીક વખત બર્લીનમાં અને કેટલીક વખત વીનના કામકર્યું છે, અને એ વિષય ઉપર તેણે જર્મનીમાં એક પુસ્તક પણ પ્રસિદ્ધ કર્યું છે

આ વિષયમાં સ્ટીનેક (Steinach) સ્મીટ વગેરે વિદ્વાનોએ ઉંદરો પર પ્રયોગો કરીને જે નવું જ્ઞાન મેળવ્યું, તેનો સાર અહિં આપશે છે [2]

---

૧ Das Uberwundene Alter Leipzig 1928

આ જર્મન ગ્રંથનું ૧૯૩૧ સુધી અંગ્રેજીમાં ભાષાન્તર થયું ન હતું તેમ તે પછી તેણે જે જે સુધાર કર્યા હશે તેની મને માહિતી નથી (ત ની આ વિ)

૨ The Realist નામના જર્નલના ૧૯૨૮ના ૧-૨ અંકોમાં છપાયેલ નોર્મનહેગના Rejuvenation નામના લેખમાંથી ઉપરના સાર ખેંચ્યો છે (ત ની આ વિ)

વાત એમ છે કે શરીર અને મનની શક્તિની ક્ષીણતા, આખ, કાન વગેરે ઇન્દ્રિયોની નબળાઈ, ચામડીમા વળીઆ અને માથે પળીઆ-ધોળા વાળ વગેરે વૃદ્ધાવસ્થાના પ્રસિદ્ધ ચિન્હો અને બીજા સામાન્ય માણસો ન દેખાતા પણ ચિકિત્સકને દેખાતા ચિન્હો શરીર અવયવો અને ક્રિયાઓની વિકૃતિના બ્હાર દેખાતા પરિણામો છે શરીરના અવયવની સ્વસ્થ સ્થિતિ અને ક્રિયાક્ષમતાનો આધાર એને લોહીમાથી મળતા પોષણ ઉપર છે, અને પૂરતા જથામા તથા યોગ્ય ગુણવાળુ લોહી પૂરુ પડયા કરવાનો આધાર એમ એક તરફથી રક્તવાહીનલિકાઓ ઉપર છે તેમ બીજી તરફથી અસ્રાવિગ્રન્થિઓ ઉપર છે ખાસ કરીને લોહીમા આ ગ્રન્થિઓ (endocrine glands) માથી નીકળતા અતસ્રાવો અથવા જેને હોર્મોન (Hormones) કહેવામા આવે છે તે તત્વોનુ પૂરતુ પ્રમાણ હોવુ જોઈએ આ અસ્રાવિગ્રન્થિઓના કાનુ કે એમાથી નીકળતા અતસ્રાવો કઈ રીતે લોહીમા ભળે છે તેનુ સવિસ્તર વિવરણ અહિં જરૂરનુ નથી ગણુ આ ગ્રન્થિઓમા કેટલીક અતસ્રાવી તથા બહિસ્રાવી મતલબ કે ઉભય સ્રાવી પણ છે દા ત અગ્ન્યાશય (પૅન્ક્રીઆઝ) એક એવી ગ્રન્થિ છે એમાથી જે બહિસ્રાવ થાય છે તે આગ્નેયરસ કે (પેન્ક્રિઆટીક જ્યુસ) આમાશયમા અધ પચેલા ખોરાકને સારી રીતે પચાવે છે, અને બીજો અતસ્રાવ જે ઇન્સુલીન નામથી ઓળખાય છે અને સ્ટાર્ચ તથા સાકરની પાચનક્રિયામા અગત્યનો ભાગ ભજવે છે અને આ અવયવની અતસ્રાવની ક્રિયા યથાયોગ્ય ન થતા મધુમેહનુ દર્દ થાય છે[૧]

જેવો આ અગ્ન્યાશય ઉભય સ્રાવી છે તેવીજ ઉભય સ્રાવી પ્રજનન ગ્રન્થિઓ (gonads) છે પુરુષ શરીરમા આ ગ્રન્થિઓ વૃષણરૂપે અને સ્ત્રી શરીરમા બીજકોષ (ovaries) રૂપે રહેલ છે[૨] વૃષણોનો બાહ્યસ્રાવતો વીર્યરૂપે અતિ પ્રસિદ્ધ છે પણ એનો અતસ્રાવ પુરુષની શારીરિક તથા માનસિક પ્રકૃતિના ઘડતરમા મોટો ભાગ ભજવે છે જેમ લોકભાષામા આ અવયવનો બહિસ્રાવ રાજ કહેવાય છે તેમ અતસ્રાવોનો જાણે આ અતસ્રાવ રાજા છે અર્ધક્લીબતા, ક્લીબતા, શરીર અને મનમા મોટી ઉંમરે પણ કોઈવાર દેખાતા બાલભાવ કે સ્ત્રીભાવ, વગેરે અનેક પ્રકારના શારીરિક અને માનસિક ચિહ્નો આ અતસ્રાવની ખામીને પરિણામે દેખાય છે

જનાવરોને પાળવા માડયા પછી પાળેલા જનાવરો પૂરેપૂરા વશ રહે, તથા ધણીને બરાબર કામ આપે એ માટે તેને ખસી કરવાનો રિવાજ ઘણા જૂના કાળથી પ્રચલિત છે પુરુષોને પણ ખસી કરી તે હીજડાઓને અતપુર

૧ જુઓ પ્રત્યક્ષ શારીર ગુજરાતી પૃ ૪૪૨-૪૪૩

૨ એજન પૃ ૪૬૩

કે જનાના ઉપર ચોકીદાર તરીકે રાખવામાં આવતા એ પ્રસિદ્ધ છે મતલબ કે સ્ત્રી પુરૂષના ગૌણ અને પૌરુષ લક્ષણો પૂરા ખીલવાનો આધાર પ્રજનન અવયવના પૂરા વિકાસ તથા યોગ્ય કાર્ય ઉપર અવલંબે છે એટલી હદ સુધી એ અવયવના વિકાસની કે ક્રિયાની ખામીને પરિણામે એ લક્ષણો નબળા પડે છે

ખસીની ક્રિયાથી પુરૂષનું પુરુષત્વ નાશ પામે છે એ અનુભવ ઉપરથી જ કદાચ વૃષણો પુંસ્ત્વવર્ધક હોવાનું અનુમાન પ્રાચીન આચાર્યોએ કર્યું હશે એ ગમે તેમ હો પણ પ્રાચીનકાળમાં જ વૃષણો દ્રવ્ય તરીકે વપરાવા લાગ્યા છે સુશ્રુતમાં બસ્તાંડ ખાવા આપવાનું સૂચન છે જ (જુઓ સુ ચિ અ ૨૬ શ્લોક ૨૦) અને હકીમો ગુર્દે બેદસ્ત વગેરે વાપરે જ છે પણ કેટલાક આધુનિક વિદ્વાનોના મતે ખાવાથી પાચનક્રિયામાં એનો ગુણ ઓછો થઈ જાય છે પરિણામે ઈ સ ૧૮૮૯માં પારીસમાં ડા બ્રાઉનસેકર્ડે કૂતરાના વૃષણની રસક્રિયાનું પોતાને ઇંજેક્શન આપી જોયું અને તેની અસરથી, શરીરમાં, મગજમાં અને વિષયોપભોગની શક્તિમાં જે નવી સ્ફૂર્તિ આવી તેને એણે પુનર્યૌવન નામ આપ્યું

પણ શુક્રોત્પાદક કે બીજોત્પાદક ગ્રંથિની પ્રતિરોપણ (Transplantation) ક્રિયાના ઇતિહાસમાં સૌથી આગળ પડતું નામ વીએના યુનિવર્સિટીના પ્રોફેસર યુજેન સ્ટીનેકનું છે પ્રકૃત શારીર (Physiology) ના એ પ્રોફેસરે પ્રયોગોદ્વારા સિદ્ધ કરી બતાવ્યું છે કે શારીરિક અને માનસિક યૌવન લક્ષણો તથા વિષયોપભોગની શક્તિની ખીલવણી તથા જાળવણીનો આધાર આ ગ્રંથિઓના અંતઃસ્રાવો ઉપર છે પાછળની શોધખોળથી બીજી ગ્રંથિઓમાં પણ કેટલાક હોર્મોન (hormones) છે એમ સિદ્ધ થયું છે પણ આ બાબતમાં સૌથી અગત્યનો અવયવ તો આ ગ્રંથિઓ જ છે

સ્ટીનેકે જુવાન પુરૂષ ઉંદરોની વીર્યોત્પાદક ગ્રંથિઓ કાઢી નાખી અને સ્ત્રી ઉંદરોમાંથી બીજ કોષ નાખીને તેનું પ્રતિરોપણ કર્યું તો પરિણામ એ થયું કે એ ઉંદરોમાં પુરુષત્વનાં લક્ષણોનો વિકાસ અટકી ગયો અને સ્ત્રૈણ લક્ષણો ખીલવા માંડ્યાં તેઓના શરીરનો દેખાવ જ સ્ત્રીઉંદરને મળતો થઈ ગયો અને તેઓ સ્ત્રીઉંદરનું આકર્ષણ અનુભવવાને બદલે પુરૂષ ઉંદરનું આકર્ષણ અનુભવવા લાગ્યા, એટલું જ નહિ પણ પુરૂષ ઉંદરોને બીજી સામાન્ય ઉંદરડીઓ પેઠે આકર્ષવા લાગ્યા

આજ રીતે ઉંદરડીઓના શરીરમાંથી બીજકોષ કાઢી લઈ વૃષણનું પ્રતિરોપણ કરતાં ઉંદરડીઓએ પુંસ્ત્વ લક્ષણો પ્રગટ કર્યાં બીજા પણ એ પ્રકારના આ સંબંધી પ્રયોગો સ્ટીનેકે ઉંદરો ઉપર કર્યા અને ઉંદરોની સ્ત્રીપુરુષ ભાવવાળી તથા સ્વજાતિનું આકર્ષણ અનુભવનારી (Hemaphrodite & homosexuals)

જાતો ઉત્પન્ન કરી આ શોધખોળ જાતીય રોગીષ્ટતા (Sexual abnormality) વાળા ગુન્હાઓ સમજવા માટે ઘણી ઉપયોગી નીવડવાનો સંભવ છે

આ પ્રકારની શોધખોળમા આગળ ચાલતા સ્ટીનેકે વિચાર કર્યો કે વિષયોપભોગની શક્તિના હ્રાસ સાથે ઘણું કરી ઘડપણના લક્ષણો પણ પ્રકટ થાય છે, તો પછી તંદુરસ્ત જુવાન ઉંદરના વૃષણ કે બીજ કોશનુ તેજ જાતિના ઘરડા ઉંદરમા પ્રતિરોપણ કરવાથી ઘરડા થતા જતા ઉંદર શારીરિક માનસિક અને વૈષયિક (Sexual) શક્તિ સુધરવાનો સંભવ છે અને આ પ્રશ્નનુ સમાધાન શોધતા તેણે અનેક પ્રયોગો કર્યા સ્ટીનેકે આ પ્રયોગો માટે ઉંદરને પસંદ કર્યા કારણ કે તેઓનુ આયુષ્ય ૨૬-૨૭થી ૩૦ મહિનાઓનુ છે એટલે તેઓના અવલોકનમાથી નિર્ણયો કાઢવા સહેલા પડે, તેમજ તેઓને પાળવા સહેલા છે

આ ઉંદરો ત્રીશ મહિનાથી વધારે લાંબુ આયુષ્ય ભાગ્યેજ ભોગવે છે અને ૧૯ થી ૨૩ મે મહિને તેનામા ઘડપણના લક્ષણો દેખાવા માડે છે આ પ્રયોગોના આશ્ચર્યકારક પરિણામો આ રહ્યા છે ઘરડી ઉંદરડીમા જુવાન ઉંદરડીમાથી બીજકોષનુ પ્રતિરોપણ કર્યા પછી તેનામા નવાજ તંદુરસ્તી અને શક્તિ દેખાવા માડ્યા એટલુજ નહિ પણ દશમહિના પહેલા જે ઉંદરડી વીંઆતી બંધ થઈ ગઈ હતી, જેનાથી ઉંદરો હવે આકર્ષાતા નહોતા અને જેના શરીરમા ઘડપણના બધા ચિહ્નો દેખાતા હતા તે છવીશ મહિનાની ઉંદરડીથી બીજકોષના પ્રતિરોપણ પછી અગીઆર દિવસેજ ઉંદરો આકર્ષાવા લાગ્યા અને બે મહિના પછી એ સગર્ભા થઈ અને તેના શરીરમાથી ઘડપણના ચિહ્નો દૂર થઈ ગયા ૨૯ મહિનાની ઉમ્મરે તે વીઆઈ અને પોતાના બચ્ચાને ધવરાવી પણ શકી આ રીતે ફરી જુવાન બનેલી ઉંદરડી ૩૬ મહિનાની થઈને મરણ પામી જ્યારે તેની જ બ્હેન ૨૮ મહિનાની ઉમ્મરે સામાન્ય ધોરણ પ્રમાણે મરણ પામી

પુરુષ ઉંદરોમા પણ વીર્યગ્રંથિના પ્રતિરોપણથી આવા જ આશ્ચર્યકારક પરિણામો માલુમ પડ્યા સ્ટીનેકે પ્રતિરોપણ ક્રિયા કરેલા કેટલાક ઉંદરો સાડત્રીશ મહિનાના થયા એટલે કે લગભગ પચીશ ટકા આયુષ્ય વધ્યુ પણ આ વૈજ્ઞાનિકે બીજી જાતના પણ પ્રયોગો કરી જોયા હતા બીજા પુરુષમાથી વૃષણ કાઢી લઈ તેનુ પ્રતિરોપણ કરવાને બદલે તેજ પશુના શુક્રનાડીસ્રોત (Sperm-duct) ને બાંધી લેવાથી શુક્રોત્પાદક ભાગ ક્ષીણ થવા માડે છે અને હોર્મોન ઉત્પાદકની વૃદ્ધિ થવા માડે છે એમ સૂક્ષ્મદર્શકયંત્ર નીચે સ્પષ્ટ દેખાયુ અને પરિણામે તે પશુમા શારીરિક, માનસિક તથા વૈષયિક શક્તિ વધે છે એવો અનુભવ થાય છે અલબત્ત આ રીતે અવયવમા થયેલો

ફેરફાર અમુક વખત પછી પાછો મૂળ સ્થિતિમા આવી જાય છે ત્યારે વળી બીજા વૃષણ ઉપર પ્રયોગ કરવો, પછી વળી બીજા જુવાન પશુના વૃષણનું અતિરોપણ કરવુ અને તેનો ક્ષય થતા ફરી અતિરોપણ કરવુ એ રીતે ઘણા કાળ સુધી પુનર્યૌવન ક્રિયા લબાવી શકાય એમ વાદ થઇ શકે પણ વસ્તુત એ બનવું અસભવિત છે

સ્ટીનેક ઉદરો ઉપર આવા અસખ્ય પ્રયોગો કર્યા છે અને બીજા વૈજ્ઞાનિકોએ કુતરા, ઘેટા, ઘોડા વગેરે મોટા પ્રાણીઓ ઉપર પ્રયોગો કરી જોયા છે

યુરોપના મહાયુદ્ધ વખતે માણસ ઉપર પ્રયોગો કરવાની તક મળી ઇ સ ૧૯૦૫મા વીએનાના લીચેનસ્ટન નામના શસ્ત્રવૈદ્યની ઇસ્પિતાલમા એક ૨૯ વર્ષનો સિપાઈ દાખલ કરવામા આવ્યો જેના બેય વૃષણો ગોળીના ઘાથી ઉડી ગયા હતા પરિણામે તેની શારીરિક તથા માનસિક શક્તિઓ ઘણી ક્ષીણ થઈ ગઈ હતી વિષયોપભોગની શક્તિ બિલકુલ રહી ન હતી તેના દાઢીમુછ તથા શરીરના વાળ પાંખા અને પાતળા થઈ ગયા હતા પોતે જાડો થઈ ગયો હતો અને ચોખ્ખો હીજડા જેવો દેખાતો હતો લીચેન્સ્ટને માણસના વૃષણોનુ એનામા અતિરોપણ કર્યુ અને તે પછી શક્તિ આવી ગઈ તેની વિષયેચ્છા તથા શક્તિ પાછા આવ્યા જો કે પ્રજોત્પત્તિ કરી ન શક્યો કારણ કે અતિરોપિત વૃષણમા અત સ્રાવ પુષ્કળ થાય છે પણ શુક્ર જન્તુ ઉત્પન્ન થતા નથી

લીચેન્સ્ટન આ જાતના ૨૯ માણસો ઉપર શસ્ત્રકર્મ કર્યું તેમા બાવીસ ઉપર સફળ થયુ અને તેની અસર કોઇકોઇમા ૧૪ વર્ષ તો પહોચી છે (મૂળ લેખ લખાયો ત્યારે ૧૪ વર્ષ થયા હતા તતી આ વિ) એક દાખલામા લીચેન્સ્ટન તદુરસ્ત વૃષણના અતિરોપણથી એક સ્વજાતિ આકર્ષણરીત (Homo ervality) દરદી ની ગુદમૈથુનની રોગિષ્ઠ આદત સુધારી ગડબત આ પ્રયોગ સર્વથા સફળ હજી થયો નથી પણ સફળ થાય તો બહુ ઉપયોગી નીવડે

તદુર ત માણસના વૃષણો મેળવવા મુશ્કેલ પડે કારણ કે કટલીકવાર સાજા વૃષણને કાઢી નાખવાની જરૂર પડે છે બીજા પણ મનુષ્ય વૃષણો મેળવવાના સ્થાઓ સૂચવાયા છે પણ માનુષ વૃષણ પ્રતિરોપણ વિરે હજી લોકમત અનુકૂળ નથી વળી આ ઉપાય ખરચાળ છે મનુષ્ય વૃષણ તો સાધા ણ રીતે મળી શકે ત્યાર બહુ કીમતી હોવાનો સભવ છે પણ વાદ ના વૃષણ ના છસ્ત્રોથી બાસ્નો રહીઆ ઊને અને શસ્ત્રકર્મ ખર્ચ જાઇ એ જોતા શુક્રવહસ્રોતને બાધી લવાની ઉ રમા જે સારી અસર થાય છે એ જોતા કેટલાક શસ્ત્રવૈદ્યો એ ક્રિયાના પક્ષમા છે જે શસ્ત્રવૈદ્યોએ આ દિશામા પ્રયોગા કરી જોયા છે તેઓ [illegible] ઠમા સફળતા થાય છે એમ કહે છે

એક્સરે, વિજળીના ઉપચારો વગેરે પ્રજોત્પાદક અવયવોની ક્રિયાને ઉદ્દીપન કરવાના બીજા પણ ઉપાયો કરી જોવામા આવે છે શરીરમા કોઈ અવયવ રોગીષ્ટ હોય કે અસાધ્ય રોગ થયો હોય તો આ ઉપાયો કાઈ કામ ન કરે એ દેખીતુ છે

આ વિષયનો ઉપસહાર કરતા નોર્મનહેર અમુક નિર્ણયો કરે છે

(૧) શુક્રવાહ સ્રોત બધન (Vasoligature) અને શુક્રવહ સ્રોતચ્છેદ (Vasectomy) જેવુ શસ્ત્ર કર્મ યોગ્ય શસ્ત્ર વૈદ્યને હાથે થાય તો એમાથી કાઈ આપત્તિ પરિણમતી નથી

(૨) આ શસ્ત્રકર્મની સાર્વત્રીક સફળતાનો કોઈ દાવો કરતુ નથી તેમ એ સર્વ રોગહર પણ નથી પણ યોગ્ય રીતે ચુટેલા દરદીઓમા ચોક્કસ સફળતા મળે છે

(૩) કોઈ અવયવ રોગીષ્ઠ ન હોય તેમજ વૃદ્ધાવસ્થા બહુ આગળ ન વધી હોય ત્યા આ ઉપાય ખાસ અજમાવવા યોગ્ય છે

(૪) સફળ દાખલાઓમા આ ક્રિયાથી હાઈબ્લડ પ્રેશર ઓછુ થાય છે શારીરિક બળ વધે છે, ભુખ લાગે છે, ખોરાક વધારે પચે છે કબજીઆત દૂર થાય છે, અનિદ્રા દૂર થાય છે વાળ ઉગે છે ચામડીનુ પોષણ સુધરે છે એકાગ્રતા તથા યાદશક્તિ, માનસિક કામ કરવાની શક્તિ વગેરેમા સુધારો થાય છે વિષયભોગની ઇચ્છા, શક્તિ અને આનદ વધે છે

અલબત્ત આ બધા ફેરફારો બધા દરદીઓમા જોવામા નથી આવતા તેમજ આ ફેરફારોનુ આ લીસ્ટ સપૂર્ણ નથી

(૫) વૃષણ પ્રતિરોપણ તથા બીજકોષ પ્રતિરોપણથી આ પ્રમાણે જ ફાયદો થાય છે અને હાનિ થતી નથી

**(૬) માણસનુ આયુષ્ય આમાની કોઈ પણ ક્રિયાથી ખરેખર વધે છે એવો નિર્ણય કરવો એ અત્યારે અસભવિત છે** અલબત્ત એનાથી આયુષ્ય ટુકુ થાય છે એમ માનવાનુ કારણ નથી અને કેટલાક દાખલાઓમા આરોગ્ય અને સુખનો સમય લબાવે છે એટલુ ચોક્કસ છે

**નોંધ**—છેલ્લો નિર્ણય મારા મત પ્રમાણે કીમતી છે વળી અહીં જે ફાયદાઓ વૃષણપ્રતિરોપણ જેવી ક્લેશયુક્ત તથા ખરચાળ શસ્ત્ર ક્રિયાથી થાય છે એમ બતાવ્યુ છે તે ફાયદાઓ રસાયનવાજીકરણ ઔષધોના સેવનથી થાય છે એવો ગ્રથોનો જ નહિ પણ એ ઔષધો સેવન કરનારાઓનો પણ દાવો છે બીજી બે બાબતો મને ખાસ દેખાય છે (૧) રસાયન આપધા વાજીકરણનુ અને વાજીકરણ આપધો રસાયનનુ કામ ક એમ આ ચર્ચાનો નિષ્કર્ષ નીકળે છે અને એ ધ્યાનમા ગણવામા આવે તો વાજીકરણ આપધોથી જેને

# આ માસિકના ગ્રાહકો અને લેખકોને સૂચના

(૧) ગ્રાહકોને જણાવવાનું કે કારતક અંકથી આયુર્વેદ વિજ્ઞાનનું ૨૦ મું વર્ષ શરૂ થાય છે નવા થનાર ગ્રાહકો જો લવાજમના પૈસા મ ઓ થી મોકલશે તો તેમને અંક ઓછે ખર્ચે તરત મળશે

(૨) વર્ષની અધવચથી ગ્રાહક થનારને પણ વર્ષની શરૂઆતથી જ ગ્રાહક થએલા ગણી લઈ કારતક માસથી જ બધા અંકો મો ની આપવામાં આવે છે

(૩) ગ્રાહકોના સરનામાં અધુરાં હોય કે બદલાયાં હોય તેમણે પૂરું કે બદલેલું સરનામું તરત મોકલી આપવું જેથી અંક ગેરવલ્લે ન જાય આ બાબતમાં ગ્રાહકની સુસ્તી હોવાથી અંક પાછો આવશે તો ફરીથી તે અંક પાસ્ટેજ ગ્રાહકને શિર રહેશે માટે સરનામું પૂરું તથા બદલ્યું હોય તો બદલેલું સરનામું તરત મોકલી આપવું

(૪) ગ્રાહક થવા સંબંધે કે અંક મેળવવા સંબંધ પત્રવ્યવહાર વ્યવસ્થાપક "આયુર્વેદ વિજ્ઞાન" આદિત્ય મુદ્રણાલય, રાયખડ અમદાવાદ એ સરનામે કરવા

(૫) આ માસિકના લેખકોએ પોતાના લેખો કે માસિકમાં આવતા લેખો સંબંધે બધો પત્રવ્યવહાર તંત્રીને સરનામે કરવો

(૬) જાહેર લાયબ્રેરીઓ માટે વાર્ષિક લવાજમ માત્ર રૂ ૧-૮- રાખવામાં આવેલ છે

(૭) આ માસિકમાં છપાતા લેખો માટે તે તે લેખકો જવાબદાર છે

(૮) આ માસિકના લેખોને અને ઝંડુ ભટ્ટજી ફાર્મસીની વેપારી નીતિ (policy)ને કશો સંબંધ નથી



## ! ! ખાસ લાભ ! !

આયુર્વેદ વિજ્ઞાનની ૧૯૮૦-૮૧-૮૨-૮૩-૮૪-૮૫-૮૬-૮૭-૮૮-૮૯-૯૦-૯૧-૯૨ એમ ૧૩ વર્ષની જુદી જુદી વગર બાંધેલી ફાઈલ દરેક રૂ ૧-૮-૦ થી મળશે

લખો

પાછલા વર્ષની ફાઈલો માટે ઝંડુ ફાર્મસીને, મુંબઈ ૧૪

ચાલુ વર્ષના અંકો માટે વ્યવસ્થાપક—આયુર્વેદ વિજ્ઞાન

કે આદિત્ય મુદ્રણાલય, રાયખડ—અમદાવાદ

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૦ મુ ] વૈશાખ ૧૯૯૦ [ અંક ૭

## મધ્યકાળના શરૂઆતના ભાગનું બંગાળી વૈદ્યક સાહિત્ય

(લેખક નલિનીનાથ દાસગુપ્ત)

[અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૯૨ થી ચાલુ]

આ પછી વૈદ્ય વંગસેન થયા છે જે આખ્યાત વ્યાકરણના લેખક તરીકે પ્રસિદ્ધ હોવા સાથે ચિકિત્સા સારસંગ્રહ ઉર્ફે વંગસેન નામના ઔષધક્રિયા તથા ચિકિત્સાના મોટા ગ્રન્થના રચનાર છે એ પોતે કહે છે કે જૂના વખતની અગસ્તિસંહિતાનું આ નવું સંસ્કરણ છે પણ ખરી રીતે હર્નલ કહે છે તેમ જુદા જુદા વૈદ્યક ગ્રન્થોમાંથી સંગ્રહ છે[1] જોકે વંગસેનનો સમય ચોક્કસ નથી કહેવાતો પણ એને આધુનિક માની શકાય એમ નથી કારણ કે એના ચિકિત્સાસાર સંગ્રહની બે હાથપ્રતોમાં શક ૧૩૭ (ઇ સ ૧૩૧૯-૨૦)ની સાલ છે[2] માટે એ ૧૩મા શતકમાં થઇ ગયો હોવો જોઇએ એના પિતાનું નામ ગદાધર હતું આ ગદાધર જેનો વિજયરક્ષિત[3] (ઇ સ ૧૨૪૦) માધવનિદાનની ટીકામાં ઉલ્લેખ કરે છે તે હોવાનો સંભવ છે[4] વૃન્દના સિદ્ધયોગની ટીકામાં શ્રી કંઠદત્ત સુશ્રુતના ટીકાકાર તરીકે એક ગદાધરનો ઉલ્લેખ કર્યો છે અને આ બધા ઉલ્લેખો એકને જ લાગુ પડે છે એવું આપણે માની શકીએ જો આ તર્ક સાચો હોય તો ગદાધરની અર્વાચીન મર્યાદા ૧૩મા શતકની પહેલી પચ્ચીસી ગણાય પણ જો શ્રીધરદાસ

---

૧ જ એ સો બ ૧૮૯૧ પૃ ૧૫

૨ જુઓ રા ગો ભાંડારકરનો રિપોર્ટ ઓન ધ સર્ચ ફોર સંસ્કૃત મેન્યુસ્ક્રીપ્ટ્સ ૧૮૮૦-૮૪ પૃ ૮૬ અને શ્રી રા ભા ાગ ગુ દક્ષન કોલેજ મેન્યુસ્ક્રીપ્ટસ કેટલોગ પૃ ૧૪૪ નં. ૫

૩ વનૌષધિ દર્પણનો ઉપોદ્ઘાત પૃ ૪૦

૪ હર્નલ પૃ ૧૭

થઇ છે, એવુ એ ન થમાથીજ સાબીત થાય છે મતલબ કે દ્રઢ બલની અનુપૂર્તિવાળી હાલની ચરક સહિતા તૈયાર થયા પ્હેલા છ સહિતાઓ હોવી જોઇએ પણ એ છએ નષ્ટ થઈ ગઇ એમ ધારવામા આવતું હતુ અને તાંજોર રાજ્યના પુસ્તકાલયમા ભેલસહિતાની એક હાથ પ્રત મળી આવી છે તે ન મળી આવી હોત તો આજે પણ એજ મા યતા રહેત આ હાથપ્રત વિષે મ મ કવિરાજ ગણનાથસેને ઇ સ ૧૯૧૩મા લખ્યુ છે કે એ હાથપ્રતની નકલ જોતા અતિ અ પ ઉપયોગના કટકાઓના સગ્રહ જેવો આ ગ થ જણાય છે તાંજોરના રાજ્ય પુસ્તકાલયની આ હાથપ્રત જેની નોધ બર્નેલે ૧૦૭૭૩ સખ્યાક નીચે કરેલી તે ઈ સ ૧૬૫૦મા લખાઇ મનાય છે સર આશુતોષ મુકરજીએ કલકત્તા યુનિવર્સિટી મારફત આ એક જ હાથપ્રતને આધારે ઇ સ ૧૯૨૧મા ભેલ સહિતા છપાવીને પ્રાચીન આયુર્વેદિક સાહિત્યના અભ્યાસીની સારી સેવા કરી છે ભેલસહિતાનુ છપાયેલુ પુસ્તક જોતા એમ જણાય છે કે સૂત્રસ્થાનના પ્હેલા ત્રણ અધ્યાયો અને છ લ્લા સિદ્ધિ સ્થાનના થોડા અધ્યાયો લુપ્ત થઈ ગયા છે આ શિવાય આખો ગ્રન્થ સપૂર્ણ રીતે જળવાઈ રહ્યો છે (આ કથન પણ સાચુ નથી કારણ કે જે અધ્યાયો મળે છે તે પણ ત્રુટિત મળે છે ત રી આ વિ) વળી આફ્રેટે જેની નોધ (કેટલોગસ કેટેલેગારમ ન ૪૧૬) કરી છે તે હાથપ્રત કોઇવાર મળી આવતા ત્રુટિત અને લુપ્ત અધ્યાયો પણ મળી આવે

અત્યાર જે ગ્ર થ મળે છે તેમા આત્રેયના વચનો છે इत्याह भगवानात्रेय એ રીતે સળ ગ કયા મળે છે (પણ આ કથન વિશેષ ઐતિહાસિક મૂલ્ય વાળુ નથી કારણ કે ચરકમા પણ એ રીતેજ શબ્દો પ્રત્યેક અધ્યાયના આરભમા છે ત ની આ વિ) હાલની ભેલસહિતા પ્રાયશ પદ્યાત્મક ગ્ર થ છે પણ પ્રાચીનતર મૂળરૂપમા પણ એ ગ્ર થ એવોજ હતો એવુ માની લેવુ ભુલ ભ લુ છે શારીર સ્થાનના પાચ અધ્યાયો (૪ થી ૮) વચ્ચે વચ્ચે શ્લોકોવાળા ગદ્યબન્ધમા છે[१] આ ગદ્યાત્મક અધ્યાયો પદ્યબ ધની નદીમા બેટ જેવા લાગે છે અને ભેલની રચનાનો અવશેષ હોય એમ જણાય છે આ બબધમા ઇતર સાહિત્યમાથી દાખલો આપતા કહી શકાય કે શખસહિતા અને લિખિત સહિતા (સ્મૃતિ ગ્ર થો છે ત ની આ વિ) જેવા પદ્યાત્મક ગ્રન્થોમા આવા ગદ્ય ભાગો છે અને તે ઉપરથી મૂળ આ ગ્ર થો ગદ્યમા હતા અને પાછળથી પદ્ય રચનાના અવિચારી વેગથી પદ્યાત્મક થયા હોવાના નિર્ણય ઉપર આવવુ પડે છે આ પદ્યાત્મક વચનોએ પ્રાચીનતર રૂપનો નાશ કર્યો છે

---

૧ ચરક સહિતાના શારીર સ્થાનના ૭ અધ્યાયો આ પ્રકારના ગદ્ય બન્ધમા જ છે માટે એમા ચરક કે દૃઢબલનો હાથ નથી એમ માનવુ ? તેની આ વિ

यद्यूर्ध्वं तिष्ठ तर्हि मातृमाति (अर) स्यात् ।
यद्यगाक्रिशग तदा स्वमाति (अर) स્यात ।

ભેલસંહિતા પૃ ૮૫

બીજુ આ જીવાત્માના એક દેહમાંથી બીજા દેહમાં સંક્રમણના પ્રકારને લગતી ચર્ચામાં ભેલસંહિતામાં જે મતનું ખંડન મળે છે તે મત યાજ્ઞવલ્ક્યનો હોવાનું બૃહદારણ્યકઉપનિષ (૪ ૪ ૩)મા કહ્યું છે જુઓ —

तद्यथा तृणजलायुका तृणस्या त गत्वा यमात्मम मात्म्या मान मुपसंहरत्यत्मेवा यमा मेद शरीर नि ्यात्विद्या गमयित्वा य मान्ममात्म्या मा ामुपसंहरति ।

જેમ ખડમાકડી એક ખ ના પાનને છેડે પોચતાં બીજા પાનને પોચ્યા પછી પોતાના શરીરને પહેલાના પાન ઉપરથી ખેંચી લે છે તે જ રીતે આ આત્મા આ આત્માને દોડીને તથા ાવિદ્યાને તજી બીજા શરીરને પોચ્યા પછી પોતાને એ તરફ ખેંચી લે છે

ભેલ સહિતામા આ ા ાાં નીચેના શબ્દોમાં આપી છે —

अ । प्र ो मजात । क थमत्रदे (ही) देहा तरमुपक्रमत इान । अत्रोवाच भग वानात्रेय जलायुका इवाम्य कचिदगति नूवत । तत्र सुत्रुत इहानीत य यन्तामूल व युगप स्यादेत ।

ભેલ સ પૃ ૯૩

અહીં પ્રશ્ન ઉઠ્યો થાય છે કે આ આત્મા એક શરીરમાંથી બીજા શરીરમાં શી રીતે જાય છે? આ બાબતમાં ભગવાન આત્રેયે કહ્યું છે કે કેટલાક આત્માની ાતિ ખડમા ડી જેવી હોવાનું કહે છે પણ તે બંધબેસતું નથી કારણકે અત્યંત સ્થૂળ અને અત્યંત અમૂર્તની અહીં તુલના કરી છે અને ખડમાકડીની ઉપમા પૂરી લ ાાવામાં આવે તો એક જ વખતે એક શરીરનું મરણ અને બીજામાં પુનર્જન્મ થવો જોઈએ

ત્રીજુ કેટલાક પારિભાષિક શબ્દો જે ભેલમાં મળે છે અને ચરકસંહિતા અને સુશ્રુત સંહિતામાં નથી મળતા તે ભેલને પાલી સૂત્રો અને જૈન આગમોના યુગ સાથે જોડે છે કાળના ત્રણ વિભાગ માટે ભેડે 'અતીત,' પ્રત્યુત્પન્ન અને અનાગત શબ્દો વાપર્યા છે[૨]

પાલી ગ્રંથોમાં આ ત્રણેય સમાનાર્થક પાલી શબ્દો અતીત, પચ્ચુપ્પન્ન અને અનાગત વપરાય છે વળી નિકાય, જાતિ અને વધુના અર્થમાં કાયશબ્દ જૈન અને બૌદ્ધ ધર્મના ઉદય સામે નવા આવ્યો અને જૈન તથા બૌદ્ધ ગ્રંથોમાં-ખાન કરીને બૌદ્ધ ગ્રંથોમાં મળે છે ભેલસંહિતા

૧ ચરકસંહિતામાં પા ક્રો નથી પણ આ વિષયની ચર્ચા તો છે અને તેમાં ભિન્નભિન્ન ઋષિઓના ભિન્નમતો આપ્યા છે (ર્ ા ા શા ચ ૬) એ ા ાાા ભેલની ભાષા જેવી જ છે

તની આ વિ

૨ अतीतंस्मरति । प्रत्युत्पन्न ह्यानागत प्रमयति ।   ભેડ સ પૃ ૮૧

(પૃ ૮૭–૮૯)ના પૃથિવીકાય, અપકાય (કે જલકાય), વાયુકાય અને તેજ કાય શબ્દોને ઠેકાણે પકુધકાત્યાયન નામના બુદ્ધ ભગવાનના વૃદ્ધ સમકાલીનની પરિભાષામા પથવીકાય, આપોકાય તેજોકાય અને વાયોકાય જેવા શબ્દો મળે છે (દીઘનિકાય ગ્ર ૧ પૃ ૫૫) પણ આ સામ્ય કેટલુ મચોટ છે એ ભેડના તથા બુદ્ધના બીજા વૃદ્ધ સમકાલીન અજીતકેશકબલીના કથનોને સાથે સરખાવવાથી ખ્યાલમા આવશે —

ભેડ સંહિતા પૃ ૮૯—सर्वत्र भगवानिति तत्राप अपकायमवयाति । वायु वायुकायम् । तेज तेज कायम । पृथिवी पृथिवी कायम । आकाश आकाश कायम इति । तदा स्त्रोतस कायम । इन्द्रिय इन्द्रियकाय गच्छत । भगवानिमार विश्रमान भग ? धातु धातुनियच्छति ।

અજીતકેશકબલીનો મત —अय पुरीसो यदा कालं करोति पथवी पथवी काय अनुपेति अनुपगच्छति । आपो आपोकाय तेजो तेजोकाय । वायोवायो काय अनुपेति अनुपगच्छति । आकाश इन्द्रियाणि सकमति ।

(દીઘ નિકાય ૧ પૃ ૫૫)

આ પ્રકારના બીજા સમાનોમા કાય શબ્દ બીજે સ્થાને આવે છે દા ત બ્રહ્મકાયમ્, દેવકાયમ્, વરૂણકાયમ્, ગધર્વકાયમ્, પિશાચકાયમ્, અસુરકાયમ્, મહારાજકાયમ્

પાલી મહાસમય સુત્ત ત પ્રમાણે બ્રહ્મ, ગધર્વ વગેરે જુદી જુદી કોટિના દેવોના નામો છે (त्वन्नायाना नामानि दीघ ૨ પૃ ૨૫૩) વળી વિજ્ઞાનકાય, વેદનાકાય, ત કાકાય વગેરે શબ્દો તદ્દન બાદ્ધ પારિભાષિક શબ્દો તરીક ચચક્ક સુત્ત (મજીમનિકાય ગ્ર ૩)મા મળે છે આ શાખનાને અનુસરી નેત્તિપ્રકરણમા રૂપકાયો અને મિલિન્દમા ધમ્મકાયો જેવા શબ્દો રચાયા છે

હવે વધારે ઉદાહરણો આપવાની જરૂર નથી ઉપર જે ઉદાહરણો આપ્યા છે તે અકસ્માત પ્રાપ્ત છે એમ ગણી માની શકાય એમ નથી ભેડ સંહિતામા વપરાયેલ પરિભાષા અને તેમા રચાયેલા દાર્શનિક વિચારો એ જમાનાના ચોક્કસ વિદ્યોત છે પણ રચના કરનારે તો મૂળના ગદ્યપાઠનો નાશ કરવાનુ કામ કર્યું છે અને જે યો । ગધ્યાની એમને એમ બની ગયા છે તે પ્રાચીન બૌદ્ધ સમયના સમકાલીન તરીકે પણ ઉપયોગી છે ભગવાન ગાતમબુદ્ધ જ્યારે ચિત્તના રોગોનો અને માનસના ઉપચારોનો ઉપદેશતા હતા, અને ભગવાન પાણિનિ વ્યાકરણદ્વારા વાણીના દોષોને દૂર કરવાનો ઉપાય ઉપદેશતા હતા ત્યારે ભગવાન આત્રેય શરીરના રોગોના ઉપાયોનો ઉપદેશ કરતા હતા

(ઇ ડીઅન કચર જુલાઈ ૧૯૨૬માથી અનુવા )



# નારાયણ તેલનો ખાવામા ઉપયોગ

(લેખક વૈદ્ય રામદેવ ત્રિપાઠી)

નારાયણ તેલ એક પ્રસિદ્ધ તેલ છે એ વાત વાયુનુ સર્વોત્તમ ઔષધ છે નારાયણ તેલ ત્રણ પ્રકારનુ થાય છે સ્વલ્પ, બૃહત્ અને મધ્યમ દંતકથા છે કે પ્રાચીન સમયમા દેવતાઓ અને અસુરો વચ્ચે ઘોર યુદ્ધ થયુ હતુ એ યુદ્ધમા દેવતાઓ અસુરોથી હારી ગયા એ વખતે અસુરોના મારાથી દેવતાઓના હાડકા તુટી ગયા ભગવાન નારાયણદેવે તેઓના શરીરને પુષ્ટ કરવા માટે તથા મારાથી ઉત્પન્ન થયેલા વાયુના પ્રકોપને શાંત કરવા માટે આ તેલને તૈયાર કર્યુ હતું અને એ કારણથી એ તેલનું નારાયણ તેલ નામ પડયુ છે

વાયુનુ શમન કરનારા જેટલા દ્રવ્યો છે તેમા તલનુ તેલ મુખ્ય છે એ તલના તેલમા ઘણી વાતઘ્ન ઔષધિઓ પકાવીને આ તેલ બનાવવામા આવે છે આ તેલની પ્રશસામા શાસ્ત્રકાર લખે છે કે—

यथा नारायणो देवो दुष्टदैत्य विनाशनः ।

तथैव वातरोगाणां नाशनं तैलमुत्तमम् ॥

દોષોની વિષમ સ્થિતિમાજ શરીરમા રોગો ઉત્પન્ન થાય છે દોષોમા વાયુ મુખ્ય છે ચાલતા તથા મીલોના એજીનોમા ચાલતા ભાગોની ગતિને નિયમ કરનારો એક નાનો ભાગ હોય છે જેને ગવર્નર કહે છે આ ગવર્નર પોતાની શક્તિવડે સર્વ ભાગોની ગતિને કાબુમા રાખીને તેની પાસે બરાબર કામ કરાવે છે આપણા શરીરોમા વાયુ પણ આજ રીતે કામ કરે છે ગવર્નરની ગતિ ખોટી જવાથી શરીરમા અનેક રોગો પેદા થાય છે વાયુ સર્વ દોષોને તથા ધાતુઓને તથા શરીરના સર્વ અવયવોને પોતાના નિયત્રણમા રાખે છે માટેજ શાસ્ત્રકારોએ વાયુ વિષે લખ્યુ છે કે—

देहे तु चरतः सम्यक् स्थानस्थ प्राकृत प्रसन्न ॥

चरक चि–अ २८

નારાયણ તેલ શરીર ઉપર ચોળવાના કામમાજ વપરાય છે તેને પીવાની સલાહ કોઈ આપે તો–અશિક્ષિતોની વાત તો કહેવીજ શુ? પણ વિદ્વાન ચિકિત્સકો પણ આશ્ચર્ય ખાઈ જાય છે આ તેલના સેવનનો ઉપદેશ આપતા નારાયણ ભગવાને લખ્યુ છે કે—

पाने वस्तौ तथा भ्यङ्गे भोज्ये नस्य प्रयोजयेत् ।

શરીર ઉપર માલીશ કરેલુ તેલ તો સ્થાનિક વાયુનેજ શમન કરે છે પણ

तैलमेत प्रयाक्त य सत्रगातविकारनुत ।
आयुष्यमाथ्य नर पीत्वा निश्चया पुना भवेत् ॥
सर्म य तैल सहसारनाता व यापि नारीलभत सुपुत्रम् ।
तैलोपजीरा जग्या विमुक्तो नावेनरा वप शतानि प्र ॥

જેઓને હમેશા બજીઅત રહેતી હોય, ઝાડો ક ણુ ઉતરતો હોય, આ જતા ખુબ જરાઝનુ પડતુ હોય અને હરસની બીમારી હોય તેઓને નારાયણ તેલ ા સેવનથી વણો લાભ થાય છે નારાયણ તલ જેવી રીતે વિકૃત વાયુને સરખો કરે છે તેમ શુદ્ધ વાયુની ક્રિયાને ચાલુ કર છે

**દરદીનો દાખલો**—ત્રણ વ ા પ્હેલા માનપુરના એક જમીનદાર લાવા ગુનીવાદના મોટા મુનીમ પ જગનાથજી વાજપેયીની કેડ ઉપર માર લાગ્યો હતો અને વાયુની ક્રિયાશક્તિનો લોપ થઈ ગયો હતો તને એની મા વગર દસ્ત આવતો નહિ અને સળી નાખ્યા વગર પેશાબ આવતો નહિ ઘણી દવાઓ ભરી પણ ાઈ ફાયદો ન થયો ઠેવટ ચિકિત્સક માસિકના સપાદકની સલાહ લઈને તેઓને નારાયણ તેલ પાવાનુ શરૂ કર્યુ અને તેથી ચારપાચ દિવસમાજ વાયુની ક્રિયાશક્તિનો લોપ દૂર થઈને તેને પૂરો ફાયદો થઇ ગયો

નારાયણ તલ પીવાની માત્રા નાના બ ચાને ૦ા તોલો અને મોટા માણસને ૦ા થી ૧ તાલો સવા તરા સાટે થોડુ ગરમપાણી ઉમેરી જરા ઉના દૂધ સાથે પીવુ

(ચિકિ ાક વ ા ૨ ં ૧૨માથી અનુવા )

---

# વૈદ્યોનુ વાર્ષિક

(ત ત્રી પ્રતાપકુમાર પોપટભાઈ વૈદ્ય)

## લેખકો અને પ્રકાશકોને વિનતિ

વીસથી વધુ સભવિત લેખકોના સહકાર અને ૧૭૫ થી વધુ પાન સખ્યા સાથના "વૈદ્યોનુ વાર્ષિક"નો પ્રથમ અક તા૦ ૧૭ મી ઓક્ટોબર ૧૯૩૭ ને દિને બહાર પ શે પ્રાણાચાર્ય ડૉ૦ પોપટ પ્રભુરામે આયુવેદિક શિક્ષણ સસ્થા જોડેના તેમના સબધની બાબતમા ઓક્ટો ને ૧૯૧૭ પાછી લીલે તેમ ી વિરૂદ્ધ કેસ કર્યો હતો, તેમા અને ૧૯૧૭ના ઓક્ટોબર ી ૧૭મી તારીખે વિજય મેળવ્યો એટલે પ્રકાશન માટેની એજ તારીખ મને યોગ્ય લાગી છે

મહાત્મા ગાંધીજીનુ બ્લડપ્રેશર વધી જવાના ખબર લોકમા ફેલાઈ જતા અનેક જાતના માણસો તરફથી અનેક જાતના ઉપાયો સૂચવાવા માંડ્યા તેમા લસણના ચાનુ ઉપયોગનુ પણ સૂચન હતુ પણ ગાંધીજી એમ કાંઈ માને? પછી મરહુમ ડા અનમારીએ ગયે વર્ષ દિલ્હીમા ગાંધીજીનુ બ્લડપ્રેશર એક વાર તપાસ્યુ અને કલાકો પછી બીજીવાર તપાસ્યુ તો અઠવાડીઆ મા સારી રીતે વધી ગયુ હતુ ગાંધીજીએ કાંઈ વધારે પડતો શ્રમ કર્યો હતો એમ તેમણે પાછ્યુ એવુ કાંઈ બન્યુ નહોતુ એટલે ડા અનસારીએ પૂછ્યુ કે ખોરાકમા કાંઈ ફેરફાર થયો છે? ત્યા ગાંધીજીએ જવાબ આપ્યો કે લસણ કિંમથી લસણ ખાવુ છે તે લીધુ છે, બીજો કાંઈ ફેરફાર નથી ડા અનસારીએ તરત કહ્યુ કે હા, એજ કારણ છે અને એજ યોગ્ય મળ્યા છે મહાત્માજી, હવે ફરી શરૂ કરો અને જુઓ છો કે "શો નહિ" ગાંધીજીએ તરત લસણ શરૂ એ ઉપદેશ પાળ્યો અને અમે જાણીએ છીએ ત્યા સુધી એક વરસથી ગાંધીજીનુ બ્લડપ્રેશર માપસર છે અને વજન જળવાઈ રહ્યુ છે

ગાંધીજીએ ડા અનસારીને લસણના ઉપયોગ વિષે તથા સંતતિનિયમનના ઉપાયો (જેની સામે ગાંધીજીનો પ્રબળ વિરોધ છે) વિષે લખવા કહેલુ પણ ડા અનસારીનુ એકાએક અવસાન થવાથી એ તો અસંભવિત બની ગયુ ગાંધીજીએ બીજા ઘણા ભક્તોને સૂચના કરી છે પણ અમારા ના ડા તલવલકર સિવાય બીજા કોઈએ લસણનો પ્રયોગ કરી જોયો નથી

ડા તલવલકર લસણમાથી એક તેલ તૈયાર કરે છે જેને તેઓ એલીલીન (Allyline) તેલ કહે છે અને શ્વાસપથના તથા આંતરડાના અનેક દરદો ઉપર એનો ઉપયોગ કરે છે ડા તલવલકરે ગાંધીજીને ડા મીચીન (Minchin)નુ Treatment Prevention and Cure of Tuberculosis and Lupus with Allyl Sulphide નામનુ પુસ્તક માકલ્યુ હતુ જેમા ડા મીચીને ક્ષય ઉપર લસણના ચમત્કારિક ઔષધીય ગુણોની પરીક્ષાના દાખલાઓ આપ્યા છે ડા મીચીન કહે છે કે "આવુ બળવાન ઉપસર્ગહર (antiseptic) ઔષધ જે શરીરના ધાતુઓમા આટલુ જલદી સોંસરૂ ઉતરી જાય છે અને જે માણસના શરીરને કાંઈ નુકસાન નથી કરતુ તે જુદા જુદા અનેક રોગોમા ગુણકારી હોવાની વાત વારંવાર નોંધાઈ હોય એ સ્વાભાવિક છે અને વિશેષ પ્રકારની સોંસરા ઉતરી જવાની શક્તિ તથા એના ઉડવાના સ્વભાવને લીધે ફેફસાંના ક્ષયમા એ શ્વાસમા લેવાથી ખાસ અસરકારક નીવડે છે ક્ષયના જંતુ (Tubercle bacilli)નો નાશ કરવાની શક્તિ લસણમા હોવાની ડા મીચેનની શોધ પછી બીજા દાક્તરોએ પણ એનો ઉપયોગ કરી જોવા પ્રેર્યા અને ડા પૂર (Poore) શ્વાસપથની વિસ્તૃતતા અને ફેફસાંના ક્ષયમા લસણ પુષ્કળ

વાપરી જોયુ છે અને તે કહે છે કે બીજી કોઇ ખાવાની દવા કરતા એના ઉપયોગ પછી વધારે ફાયદો અનુભ યો છે" ડા મીચેને ક્ષયવાળા સાધાઓ અને ગાઠો ઉપર લસણની પોટીસ બધાવવાથી ફાયદો અનુભવ્યો છે ક્ષય જન્તુજન્ય ત્વચરોગ (Lupus) મા આ ઉત્તમ ઉપાય છે વળી એ ગમે ત્યા અને દરદના ગમે તેટલા વિસ્તારમા લગાડી શકાય છે અલબત્ત આ ચીજ તેનો રસ અર્ધાથી એક ડ્રામ સુધી દિવસમા ત્રણ વખત આપવામા તદન નિર્દોષ છે એમા થાડુ ટીંક્ચર લવડરડ઼ તથા સાઇરપ સીમ્પ્લેક્સ ઉમેરવાથી લેવામા ખરાબ નથી લાગતું દુધ સાથે ફાટ કરીને લઇ શકાય છે એ રીતે લસણ અર્ધાથી એક ઐામ સુધી લઈ શકાય છે

વળી તેજ દાક્તરે બ્લડપ્રેશર ઉપરનુ જે પુન્તક વાચવા આપેલુ તેમા બ્લડપ્રેશરને એકદમ ઓછુ કરનાર જે બે ત્રણ દવાઓ હતી તેમા એક લસણ હતુ

અમારી સાથે ચાલુ પત્રવ્યવહાર રાખનાર એક સ્વીડીશ સન્નારી લસણ ઘેટી છે એક પત્રમા તેણે લખ્યુ હતુ કે "ખેતરમાથી આવેલુ તાજુ લસણ લવીંગ કરતા વધારે અસરકારક છે કારણ કે લવીંગ તો સૂકા છે ડા શેનેનબર્ગ (Schoenenberger) પોતાના ખેતરમા લસણ વાવે છે અને તાજા લસણનો રસ તૈયાર કરી લે છે તાજા વાગેલા લસણની ગધ શ્વાસમા લેવાથી જન્તુ મરી જાય છે અને મહાકુષ્ઠના તથા ક્ષયના દરદીને આરોગ્ય મળે છે એ મે તમને લખેલુ કે નહિ? આ વિષયમા અમેરિકાના લૉસ એન્જેલ્સના ડા લીન્ગ્રેન (Lindgren) સાથે કોઈ હિંદી દાક્તર પત્રવ્યવહાર ન કરી શકે?"

તે બાઇએ લસણ વાપરનાર અનેક પરદેશી દાક્તરોના નામ લખ્યા છે અને પછી એના ગુણ ઉત્સાહથી વર્ણવતા લખે છે કે "લસણ વૃદ્ધાવસ્થાના લક્ષણોને, ધમનીભિત્તિકાઠિન્ય (arteriosclerosi) ને, માથાના દુખાવાને, ચકરીને, ચપટા કૃમિને બીજા કૃમિઓને દૂર કરે છે રુચિ વધારે છે, મૂત્રપિંડની ક્રિયાને મદદ કરે છે, ચેપ અટકાવે છે (ચેપી રોગથી પીડાતા માણસો પામે થોડુ લસણ ખાઈને જવુ) બ્હાર લગાડવાથી જૂના ગુમડાઓને ફાયદો કરે છે, દાતના દુખાવા ઉપર લગાડાય છે નબળી આખોને અદર લેવાથી તથા બ્હાર લગાડવાથી ફાયદો કરે છે તેમજ હાઈપરટેન્શનમા તથા ઝાડામા તેમજ રાતેવળતા પરસેવામા ગુણકારી છે" આ લીસ્ટ કોઈ ચિકિત્સકને વાપરી લેવા માટે પૂરતુ લાબુ છે એ દેખીતુ છે

૧ આયુર્વેદમા દુધ સાથે લસણ લેવાની ના પાડી છે ન ત્યુપ્ત્યમાષાત્તગુસાર્થિતિ માંસત્ત્વા પય પત્કુરરાધાગારાત્। ચરક ને રસગણમા ગણી આવો કોઈ અનુભવ કોઇને હોય તો એ પ્રગટ થાય એ ઈષ્ટ છે તની આ નિ

આ પછી આયુર્વેદિક ગ્રન્થોમા કહેલા ગુણો વિષે એક કંડિકા લખી છે અને પછી ફ્રીઝીકનકલ્ચરમાંથી લાંબો ઉતારો છે પણ આયુર્વેદિક ગ્રંથોમા લંઘણ વિષે જે કહ્યુ છે તે તથા ફ્રીઝીકલ કલ્ચરવાળા લેખનો સાર લંઘણ સંબંધી આગલા લેખમા અપાઈ ગયો છે

છેવટ આ લેખની સમાપ્તિમા શ્રી મહાદેવભાઈ લખે છે કે "આ નોંધ ગમે તે માણસ વૈદ્ય ડાક્ટરની સલાહ વગર લંઘણનો આવા તરીકે ઉપયોગ કરવા માટે માટે નથી લખી પણ વૈદ્યો એની શોધ કરવા પ્રેરાય માટે લખી છે '



# આયુર્વેદીયોએ આયુર્વેદેતરશાસ્ત્રો કેટલા શીખવા જોઈએ

## (લેખક—આયુર્વેદાચાર્ય પાંડુરંગ હરિદેશપાંડેએ ઉમરાવતીમા આપેલુ વ્યાખ્યાન)

આજે મારી સ્થિતિ કઠણ છે ગુરૂશાસ્ત્રી બુવાની સમક્ષ મારે વક્તૃત્વની પરીક્ષા આપવાની છે એમ હુ તો ચાલે ઇ સ ૧૯૨૧ ની સાલમા ગુરૂ હીર્નેકર શાસ્ત્રીના વિદ્વત્તા અને વકતૃત્વવાળા વ્યાખ્યાનથી અમે વિદ્યાર્થીઓ મોહિત થઇને વૈદ્યકના રૂક્ષ ગણાતા અને અમને એ વખતે જરૂરના ન લાગતા વિષયને વળગી રહ્યા એ વખતે શાસ્ત્રી બુવા ઘણા વિદ્વાન લાગતા હતા અને ખરેખર તેઓ વિદ્વાન હતા અને અમે પાટી ઉપર ધુળ નાખી મળાક્ષરો શીખનારા વિદ્યાર્થીઓ, એટલે એમ લાગવુ સ્વાભાવિક છે પણ હવે છ-સાત વર્ષ સુધી અભ્યાસ કર્યો, પરીક્ષા આપી લેખો લખ્યા ભાષણો કર્યા હવે તો શાસ્ત્રી બુવા અને આપણી વચ્ચેનુ અંતર નીકળી ગયુ અથવા ઓછુ તો થયુ જ હોવુ જોઈએ, એમ લાગીને થોડો વખત અભિમાન આવી જાય તો નવાઇ નહિ પણ આ સ્થિતિ તેમનો ફરી મેળાપ ન થાય કે તેમનુ એકાદ નવુ લખાણ વાચવામા આવે નહિ ત્યા સુધી ટકે છે આપણે અભ્યાસથી અંતર કાપી નાખ્યુ છે એ ભ્રમ નીકળી જાય છે અંતર હતુ તેવડુ દેખાય છે એટલુ જ નહિ પણ વધારે દેખાય છે મને તો લાગે છે કે વિદ્યાર્થીની વિદ્વત્તા ગણિતશ્રેણીથી વધે ત્યારે વિદ્વાનની વિસ્તાર ભૂમિતિ શ્રેણીથી વધતી હશે ગમે તેમ પણ શાસ્ત્રી બુવાની બાબતમા તો આવો અનુભવ આવે જ છે એટલે તેમની સમક્ષ બોલતા સંકોચ અનુભવાય એમા આશ્ચર્ય નથી કી-

મે ભાષણ માટે આયુર્વેદીયે આયુર્વેદેતરશાસ્ત્રો કેટલા શીખવા જોઈએ એ વિષય લીધો છે હુ પણ વૈદ્ય છુ એટલે જે શાસ્ત્રો વૈદ્યે જાણવા જોઈએ એમ હુ કહુ તે ગમા મને આવડે છે એવુ કૃપા કરીને સમજશો નહિ

છેવટ પોતાને આયુવેદ ગણુનાર વનને તો આનો સમ વય બેસારતા આવડવુ જોઇએ નહિ તો પોતાની સાથે આયુર્વેદશાસ્ત્ર પણ મૂર્ખ ઠરશે દોષના વર્ણનમા दूषणाद्दोषा તેમ ધારણાદ્ધાતવ મલિનીકરણામલા એવું વર્ણન હોઇને દોષ પોતે જ નીરોગી સ્થિતિમા ધાતુમય હોય છે અને પોતે બગડે ત્યારે ધાતુઓને બગાડે છે અને જાતે ધાતુમલ (અથવા શાસ્ત્ર શુદ્ધ બોલવું હોય તો ધાતુ એ જ દોષમલ) હોઈને ધાતુના બગાડાથી તેનો પણ બગાડો થાય છે એ જ મળ આહાર વિહારના વૈષમ્યથી તેનો બગાડો વધારે થાય કે તે જ વધારે મઠરૂપ થાય છે અને પછી રોગ થાય છે મતલબ કે रोगस्तुदोषवैषम्य ધાતુવૈષમ્ય અથવા મલ પ્રકોપ એ ત્રણેય વર્ણનો અવિરોધી છે, એ સમજાશે रोगा सर्वेपिम दग्नौ એ વર્ણન પ્રમાણે અગ્નિ અથવા પાચકપિત્ત (नहिपित्त यतिरेकाद् योग्निरुपलभ्यते (ચરક) મ થાય એટલે અજીર્ણ થાય મતલબ કે रोगानाकस्य ते मूड मनीर्णयान्नुवर्ति। આ શ્લોક ઉપરનો વિરોધી નથી હવે रोगा सर्वेपिजाय तै वेगार्दीरणधारणै । આ શ્લોકાર્થનું તાત્પર્ય ઉપર ઉપરથી જોતા જુદુ લાગે છે પણ ખરી રીતે જોતા વિરોધી નથી

મલમૂત્રાદિ તેર શારીર વેગોનુ ઉદીરણ એટલે પરાણે પ્રવૃત્તિ કરવામા આવે અથવા પ્રવૃત્ત થયેલા વેગોને પરાણે રોકવામા આવે તો સર્વ રોગ થાય છે એ વચનને થોડુ સ્પષ્ટ કરવાની જરૂર છે તેર વેગમાથી મલમૂત્રાદિ આ૦ તો શરીરમા એકઠા થયેલા બ્હાર કાઢવા યોગ્ય પદાર્થો બ્હાર નીકળવા તૈયાર થાય છે એમ સૂચવે છે આ ઉત્સર્જનોન્મુખતા એટલે જે જગ્યાએ જે જગાએ બ્હાર નીકળવાનો પદાર્થ એકઠો થયો હોય તે જગ્યાની સવેદનામય પ્રવૃત્તિને આઘાત અને આઘાત લાગતા જ વેગ આવે છે પરિણામે વેગપ્રવૃત્તિ વખતે જ ઉત્સર્જન ન કરવામા આવે તો ધીમે ધીમે સવેદનામય અવયવ કઠણ થાય છે અને આગળ જતા વેગાવરોધ દા ત કબજીઅતની ટેવ પડે છે તેમજ સચિત થયેલો મળ વખત સર બ્હાર કાઢવામા ન આવે તો તેમાથી ઝેરી વાયુ ઉત્પન્ન થાય છે નિર્દોષમાથી વાયુના માર્ગમા સચિત દ્રવ્યની અડચણ ઉત્પન્ન થઈ ને તેનો પ્રકોપ થાય છે (वायो र्धातुक्षयात्कोपो मार्गस्यावरणेन च।) અને પરિણામે વાયુ તે તે દ્રવ્યના સયોગવાળો થાય છે (स्पर्शावा वायु) અને એજ સ્થિતિમા વાયુ આખા શરીરમા ફરવા માડે કે જે જે ઘટક સાથે તેનો સબધ થાય તે તે ઘટકમા રહેનારો મળભાગ આવીને ચોટે છે અને તે મળ ભાગ શુદ્ધ ધાતુઓને બગાડે છે આ રીતે रोगस्तु दोषवैषम्य કે धातुवैषम्य અથવા कुपिता मला એ મળી રહ્યુ તૃષા, ભૂખ વગેરે વેગો શરૂ થાય ત્યારે શરીરમા પોષક દ્રવ્ય માટે માગણી શરૂ થઇ એમ સમજવું અને તે

માગણી પુરી પાડવામા ન આવે તો પોષણના અભાવને લીધે એ સ્થિતિમા કામ કર્યે જતા ધાતુ ઘસક વધારે ઝડપથી થાકી જાય છે અને તેની શક્તિ ઓછી થાય છે પછી રોગ થવામા શી વાર ? ઉંઘના વેગોને રોકવાથી શરીર, મન અને ઇન્દ્રિઓની આરામની જરૂરીઆત પુરી પડતી નથી અને તે પ્હેલેથી થાકી ગયેલ હોવાથી વધારે શ્રમ પડતા શરીર ધાતુઓનો વધારે હ્રાસ થવાનુ કારણુ ઉત્પન્ન થાય છે ભૂખ તૃષાના વેગોને પરાણે ઉત્પન્ન કરવા એટલે તેને નકામા લાડ કરવા, વળી પ્હેલા ખાધેલુ પચ્યા પ્હેલા જ નવુ ખાવુ અને તેથી અજીર્ણ થવુ વખત વગર ઉંઘવાથી પણ પિત્ત અને કફની વૃદ્ધિ કરીને તેજ પરિણામ લાવે છે શુક્રાવરોધની નૈસર્ગિક પ્રવૃત્તિ દબાવવાથી નાનતંતુઓ તંગ થઈને તેના મૂલસ્થાન મગજ પર્યંત તેની અસર પહોચતા તેના કાર્યમા વૈષમ્ય ઉત્પન્ન થાય છે ધમનીઓ વાતનાડીક પ્રણાલીઓ હોઈને ખરી રીતે વાતનુ જ વૈષમ્ય ઉત્પન્ન થઈને વાતરોગ થાય છે શુક્રવેગને પરાણે ઉદીરણ કરવાથી શુક્રક્ષીણુતા ઇન્દ્રિયદૌર્બલ્ય વગેરે થાય છે તાત્પર્ય કે તેરેય વેગોના ધારણ અને ઉદીરણથી ધાતુવૈષમ્ય ઉત્પન્ન થઈને જે બગાડ થાય છે તેથી અજીર્ણ અને અગ્નિમાંદ્ય થવામા કાંઈ બાકી રહેતુ નથી એટલે રોગા सर्वेऽपि जायन्ते वेगोदीरणधारणे એ વચન मन्देऽग्नौ વગેરે વચનથી વિરુદ્ધ તો નથી જ ઉલટુ તેના સ્પષ્ટીકરણ જેવુ છે મતલબ કે આવી જાતનુ સ્પષ્ટીકરણ કરવા માટે વાયુ, પિત્ત, કફની વિકૃતાવસ્થાના કાર્યની સ્પષ્ટ કલ્પના આવવી જરૂરની છે પણ તે આવ્યા છતા વૈદ્યને સર્વ વચનની માહીતી હોય તો જ શાસ્ત્રવચનો અવિરોધથી બેસારતા આવડે છે નહિ તો ચારે તરફ વિરોધનો ગોટાળો ઘેરી લે છે અને પછી સ્વબુદ્ધિની ખામી કબુલ કરવાને બદલે શાસ્ત્રને દોષ આપવાની પ્રવૃત્તિઓ ચાલે છે વૈદ્યને ભાષા જ્ઞાન પણ સંસ્કૃત વાઙ્મય સાથે સારુ પરિચયવાળુ હોવુ જોઈએ એક સાદો દાખલો આપુ आर्तेसतातता स्वार्थबुद्धि परार्थेषु આ શ્લોકનો અર્થ બીજાના લાભમા આપણે સ્વાર્થબુદ્ધિ રાખવી એવો કોઇ કરે તો એ હાસ્યાસ્પદ જ ગણાય પણ બીજાનુ કામ તે પોતાનુ જ છે, મતલબ કે બીજા વિષે આત્મૌપમ્યબુદ્ધિ હોવી એવો અર્થ છે रौक्ष्यलाघव अमूर्तत्वमिति वायोरात्मरूपाणि આ વાક્યના અમૂર્તત્વ શબ્દનો અદ્રવ્યત્વ અર્થ એવુ ટીકાકારે સ્પષ્ટ કહેલુ હોવા છતા વાયુ દ્રવ્ય છે એમ માનનાર મહાપંડિતો આપણે ત્યા છે પણ એથી બિચારા વાયુની અને આયુર્વેદની નકામી ખેંચતાણ થાય છે, એ તેને દેખાતુ નથી વૈદ્યકના વિદ્યાર્થીએ ન્યાય શાસ્ત્ર જરૂર શીખવુ જોઈએ સૃષ્ટિના મૂળભૂત પદાર્થોનુ વર્ણન એ જ ન્યાયશાસ્ત્રનો પ્રતિપાદ્ય વિષય છે ચરકના પ્હેલા અધ્યાયમા ન્યાયશાસ્ત્રમા

વિરૂદ્ધ તો છે જ પણ આયુર્વેદનો પણ એ કથનને આધાર નથી તંત્રી આ વિ ) પણ પુરૂષ શરીરમા, વપરાશના કારણે શુક્ર અધિક ઉત્પન્ન થાય છે, જયારે સ્ત્રી શરીરમા એવી જરૂર નથી અને સ્ત્રી શરીરમા અપત્યના પોષણ માટે દુધ ઉત્પન્ન થાય છે તે સ્ત્રી શરીરમા નથી થતુ એટલે દુધની ઉત્પત્તિ માટે સ્ત્રી શરીરના રસધાતુમાથી કેટલોક ભાગ વપરાયાથી પુરૂષ જેટલી શુક્રોત્પત્તિ સ્ત્રી શરીરમા નથી થતી એવુ અનુમાન નીકળે છે ( આ તર્ક પણ ખોટો છે જે સ્ત્રીને મોટી ઉંમર સુધી પ્રજા ન થઈ હોય તેને દુધ નથી આવતુ એટલે આ તર્ક પ્રમાણે શુક્ર આવવુ જોઇએ મતલબકે આ તર્કસરણી જ ખોટી છે તંત્રી આ વિ ) સ્ત્રીના ધાવણની ઉત્પત્તિ પ્રત્યક્ષ આહારમા દુધ ઓછુ પડતા ઓછી થાય છે અને દુધ વધારવામા આવતા વધે છે એ આપણે જોઇએ છીએ સ્ત્રી શરીરની અંદરની શુક્રની ન્યૂનતાનુ કારણ રસધાતુથી પછીની ધાતુમા દુધ ન જતા સ્તનની જગ્યાએ એકઠુ થાય છે એજ માનવુ પડશે એટલે દુધનુ રૂપાન્તર શુક્રધાતુમા થાય છે એમ માનવુ એ શાસ્ત્રશુદ્ધ છે અર્થાત શુક્રોત્પાદક દુધ વૃષ્ય છે એવુ અનુમાન શાસ્ત્રોએ કાઢીને આ ગુણ લખ્યો છે ( આ રીતે પણ દુધ વધારે લેવાય ત્યારે સ્તન્ય વધારે ઉત્પન્ન થાય છે અને ઓછુ લેવાય ત્યારે ઓછુ થાય છે એ પ્રત્યક્ષ અનુભવનો આધાર તો લેવો જ પડયો છે, તો પછી આ દ્રાવિડી પ્રાણાયામ ન કરતા દુધ વધારે લેવાય ત્યારે શુક્રવૃદ્ધિ થાય છે એ પ્રત્યક્ષ અનુભવથી સીધુ અનુમાન કાઢ્યુ એમ માનવામા શુ વાંધો હતો ? તંત્રી આ વિ ) આ જ અનુમાન પદ્ધતિના બળથી આખુ દ્રવ્યગુણશાસ્ત્ર અને ઘણા આયુર્વેદીય સિદ્ધાંતો સમજી લેવા પડશે આ અનુમાનનુ તત્ત્વ એટલે ન્યાયશાસ્ત્ર વૈદ્યે જાણવાની ખાસ જરૂર છે ( આ છેવટનો નિર્ણય મારે સાચી રીતે કબુલ છે પણ લેખકે ઉપર જે ખોટા તર્કો કર્યા છે તે પણ ન્યાયશાસ્ત્રના અજ્ઞાનનુ પરિણામ છે એમ મારે માનવુ છે તંત્રી આ વિ )

આ ઉપરાંત આજના વખતે ઈંગ્રેજીશાસ્ત્ર શીખેલા લોકો સાથે વાદ વિવાદનો પ્રસંગ આવે છે અને ત્યારે તે શાસ્ત્રોની ભાષામા આયુર્વેદીય સિદ્ધાંતો રજુ કરતા દેશી વૈદ્યને આવડતા હોય તો સામાને સમજાવી શકશે એ કારણથી હાલના પદાર્થવિજ્ઞાન (Physics) રસાયન (Chemistry) અને જીવશાસ્ત્ર (Biology) એ શાસ્ત્રો સાધારણ રીતે પરિચિત હોવાની જરૂર છે પદાર્થવિજ્ઞાન શાસ્ત્ર ( ખરી રીતે રસાયનશાસ્ત્ર જોઇએ તંત્રી આ વિ )ના ૯૨ પદાર્થોનો વિગતવાર અભ્યાસ ન કર્યો હોય તો પણ આયુર્વેદીયોએ આ આધાર તરીકે લીધેલા પૃથ્વી, આપ, તેજ, વાયુ અને આકાશ એમા જ કઈ રીતે સમાવેશ થઈ જાય છે એની કલ્પના આવી શકે એટલો તો આયુર્વેદીયોને પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રનો પરિચય હોવો જોઇએ અને આ બાબત ગયે વર્ષે બનારસની

પચભૂત પરિષદમા અગાઉ ધ્યાનમા આવી એ પરિષદમા કોઈ નામાંકિત વૈદ્ય બુવાની છાપ પડી નહિ પણ ષટ્શાસ્ત્રનું અધ્યયન કરવા સાથે આધુનિક શાસ્ત્રો સાથે પરિચયવાળા એક મહામહોપાધ્યાયના પ્રગાઢ પાડિત્યની ઘણી છાપ પડી એ હકીકત ધ્યાનમા રાખવા જેવી છે વૈદ્યને રસાયનશાસ્ત્રની માહીતી હોય તો પિત્ત અને તેની વિકૃતિ, તેમજ જુદા જુદા ઔષધો અને આહાર્ય પદાર્થોના મિશ્રણો અને આયુર્વેદના બીજા પણ રસાયનિક સિદ્ધાન્તો આધુનિક શિક્ષિતોને સારી રીતે સમજાવી શકે પિત્તના ગુણોમા તે દ્રવ, ઉષ્ણ અને વિસ્ર છે એમ કહેલુ છે આ વિસતા થવી–Acidity એજ પિત્તનું વૈશિષ્ટ્ય આ કેમ બને છે એ પૂછવામા આવતા शीतेन युक्तास्तीक्ष्णा चय पित्तस्य कुर्वते એટલેજ વૈદ્યબુવાનો જવાબ દાક્તર માટે પુરતો નથી પણ તેની ભાષામા $H_2SO_4$ એ પ્રક્રિયાથી ગધકામ્લ (સલ્ફ્યુરીક એસીડ) બને છે અને તેમા એ $H_2$ એટલે પાણીની દ્રવતા યુક્ત શીતતા અને $O_4$ એટલે ઓકસીજનની તીક્ષ્ણતા સલ્ફર એટલે ગધકથી મયુક્ત થવી જોઇએ એમ કહેવાથી તેને ઉપરનો શ્લોકાર્થ સમજાયા વગર રહેશે નહિ (દીલગીરી સાથે કહેવું પડે છે કે દાક્તરને આમાથી શું સમજાશે તે તો કોણ જાણે પણ લેખકે જે કહ્યુ તેનો કશોજ અર્થ મને તો સમજાતો નથી આ વિચિત્ર રસાયનશાસ્ત્રની રીતે સમજાવવાનો હાસ્યાસ્પદ પ્રયત્ન કરવાને બદલે તો મૂળ વચન કહીને મૌન રાખવામા આયુર્વેદની અને તદ્વિદ્ની વધારે શોભા રહેશે ત ત્રી આ વિ)

જીવશાસ્ત્રનો પણ વૈદ્યને પરિચય નહિ હોય તો ये चापि केचित्कुलजा विकारा भवन्ति तास्ता प्रवदन्त्यसाध्यान् આ તત્ત્વનો પણ આધુનિક પાસે તે ખુલાસો નહિ કરી શકે મતલબ કે આ જીવશાસ્ત્રનો જો કે વશશાસ્ત્ર (Heredity) એ પેટા વિભાગ છે છતા ગર્ભ અને ગર્ભક્રાન્તિ વગેરે માટે આખુ જીવશાસ્ત્ર (Biology) વૈદ્યે જાણવુ જોઇએ

આ ઉપરાત જુનામાથી સાખ્ય, વેદાન્ત, કામશાસ્ત્ર, સગીત અને જ્યોતિષ એ શાસ્ત્રો પણ વૈદ્યે થોડે અશે જાણવા જોઇએ પિત્તવિકારની ચિકિત્સામા સ્નિગ્ધ મુગ્ધ વાક્પુઅનુ ભાષણુ અને હરિગીત સમજવા માટે વૈદ્યને સગીત આવડવું જોઇએ પિત્તવિકારનો ક્ષોભજન્ય દાહ મટાડવા માટે વૈદ્ય માદક ઉપાય કરે છે સગીતના આહ્લાદક સ્વરથી યુક્ત ગીત પણ એવીજ અસર કરે છે પણ એ ગીત 'ચેતોહારિ' હોવું જોઇએ અને ચેતોહર ગાયન કયુ છે એ નક્કી કરવા માટે વૈદ્યને સગીતનુ જ્ઞાન હોવુ જોઈએ એજ રીતે અગસ્ત્યના ઉદયથી હસોદક નિર્વિષ કેવી રીતે થાય છે એ જ્યોતિષ જ્ઞાન વગર સમજાય નહિ નવા શાસ્ત્રોમાથી અર્થશાસ્ત્રની સમજણ હોય તો

પરદેશી ઔષધોને લીધે સ્વદેશના અર્થોત્પાદન ઉપર કેવી અસર થાય છે એ વૈદ્ય કહી શકશે અને આધુનિક પ્રસિદ્ધ આકડા શાસ્ત્રની ખબર હશે તો પ્રતિપક્ષીઓએ ઉભી કરેલી આકડાની જાળને તોડીને પોતાનો સિદ્ધાંત આકડાના જોર ઉપર સિદ્ધ કરવા તે તૈયાર થઈ શકશે મતલબ કે તેને આધુનિક ગણિતશાસ્ત્રની માહીતી હોય એ પણ જરૂરનું છે

તાત્પર્ય કે વૈદ્યને પ્રાચીન જુના ન્યાયમીમાંસા શાસ્ત્રો અને નવા પદાર્થ, રસાયન, જીવશાસ્ત્ર એટલાનો સ્થૂલ પરિચય હોવો પોતાના શાસ્ત્ર પ્રતિપાદન માટે જરૂરનો છે હુ તો આથી પણ આગળ જઈને એમ કહેવા તૈયાર છુ કે સમાજના અનેક સ્વશાસ્ત્ર તથા પરશાસ્ત્રના વિદ્વાનો સાથે સમાય સબધ રાખવાનો હોવાથી તેણે જુનામાથી ધર્મશાસ્ત્ર, વેદાંત ઇ વગેરે અને નવામાથી ઇતિહાસ, ભૂગોળ, રાજકારણ, સમાજશાસ્ત્ર અને તેમાથી નીકળેલા સમાજ સત્તાવાદ, નવ્યમતવાદ વગેરેનું પરિશીલન રાખવુ એ પણ જરૂરનુ છે આટલે સુધી સાગોપાગ તૈયાર થયેલો વૈદ્ય નમુનેદારજ થવાનો એમા શકા નથી આનદની વાત એટલીજ છે કે આજ ધ્યેય આગળ રાખીને અહીંનુ ભારત આયુર્વેદ મહા વિદ્યાલય ચલાવાય છે અને તેના પ્રધાનાધ્યાપક આપણા ગુરૂવર્ય વૈદ્યભૂષણ હીર્લેકર શાસ્ત્રી અને સ્નેહી હરિહરરાવ દેશપાડે આ નમુનાના વૈદ્ય હોવાથી આ ધ્યેય પાર પાડી શકશે એવી ખાત્રી છે

(આયુર્વેદ વ૦ ૨૩ અ ૮ માથી અનુવા )

---

# સોમલતા

(લેખક વૈદ્ય સત્તાભાઈ ગો પટેલ)

વેદોક્ત પ્રાચીન સોમનો હજી ચોક્કસપણે નિર્ણય કરી શકાયો નથી પ્રાચીન સસ્કૃત સાહિત્યમા સોમ વિષે મળી આવતા ઉલ્લેખો તથા વર્ણન પરથી સોમનો નિર્ણય કરવા માટે પુરાતત્ત્વજ્ઞ પાશ્ચાત્ય અને પૌર્વાત્ય પડિતોએ અથાગ પ્રયત્ન કર્યો છે પારસીઓના પવિત્ર ધર્મગ્રથ અવસ્થામા પણ હોમ (સસ્કૃત સોમ ઉપરથી સનો હ થઈ હોમ શબ્દ થયો છે એમ વિદ્વાનો કલ્પના કરે છે ) ના ઘણા ઉલ્લેખ મળે છે પારસીઓ યજ્ઞ વગેરે ધાર્મિક ક્રિયાઓમા હોમ નામની વનસ્પતિ હજી પણ વાપરે છે તે ઉપરથી વેદોક્ત સોમનો નિર્ણય કરવાનો પડિતોએ પ્રયાસ કર્યો છે

આયુર્વેદના ગ્રથોમા સુશ્રુતસહિતામા સોમનુ વર્ણન વધારે વિસ્તારથી મળે છે સુશ્રુતાચાર્ય સોમની ૨૪ જાતો ગણાવે છે ચિકિત્સાસ્થાનના

'સ્વભાવ વ્યાધિપ્રતિષેધનીય રસાયન' નામના ૨૯ મા અધ્યાયમા સોમનુ વર્ણન, સેવન વિધિ તથા ફલશ્રુતિ ખૂબ લબાણથી આપવામા આવી છે આ વર્ણનને બરાબર બંધ બેસે એવા સોમનો હજી સુધી પત્તો લાગ્યો નથી

પારસીઓના 'હોમ'નો નમૂનો તપાસતા વિદ્વાનો સોમ માટે નીચેની ત્રણ વનસ્પતિઓમાથી એક સોમ હોઈ શકે એવા અનુમાન પર આવ્યા છે

૧ સાઠીઆવેલ, ચીરોડી—Sarcostemma brevistigma n o Asclepiadeæ

૨ પારસી લોકોનો હોમ, સીંગડીઆ (ક ઝ) Periploca aphylla n o Asclepiadeæ

૩ Ephedra vulgaris n o Gnetaceæ

અમ્સાનીઆ, ચેના (પજાબ), ફોક (સતલજ), ખડ, ખમ (કુનાવર), મા-હુઆંગ (જાપાન)

ઘણાખરા વિદ્વાનો Ephedra vulgaris ને જ ખરો સોમ માને છે એલોપથીક ડાકટરોએ (ખરી રીતે મૂળ જાપાનના એક વૈજ્ઞાનિકે શોધ કરી છે તત્રી આ વિ) તેને વાપરી તેના ગુણદોષ, રસાયનિક તત્ત્વો, શરીરના જુદા જુદા અવયવો પર તેનાથી થતી અસર વગેરે નક્કી કરવા પ્રયત્ન કર્યો છે સોમના ગુણદોષનો પરિચય વૈદ્યસમાજને ઉપયોગી થઇ પડશે એમ માની તેનુ લબાણથી વર્ણન અહીં આપવા પ્રયાસ કર્યો છે આશા છે કે વૈદ્યસમાજ તેને અપનાવી લાભ ઉઠાવવા પ્રયત્ન કરશે

કલકત્તાની સ્કૂલ ઑફ ટ્રૉપીકલ મેડીસીનમા તથા ડૉ બોઝની લેબોરેટરીમા સોમના ક્ષારો તથા આખા ચૂર્ણનો ઘણા દરદીઓ ઉપર બહોળો ઉપયોગ કરી તેનુ પરિણામ બહાર પાડવામા આવ્યુ છે

**ઉત્પત્તિસ્થાન**—તિબેટની પશ્ચિમથી માંડીને સીક્કીમ સુધીના હિમાલયના ઉચ્ચ પ્રદેશમા સોમ ઉગે છે સીમલાની ઉત્તરે શાલાઈની ટેકરીઓ પર તે ખૂબ થાય છે

**ઉપયોગી અગ**—પાન, કોમળ ડાખળીઓનો પણ ઉપયોગ થાય છે

ઇફેડ્રા વલ્ગેરીસ (Ephedra vulgaris) ઉપરાત ઇફેડ્રાની બીજી બે જાતો ઇફેડ્રા ઈંટરમીડીઆ (E Intermedia) અને ઈ પીડન્કયુલરીસ (E Peduncularis) હિંદમા થાય છે (ઈ પીડન્કયુલરીસનો નમુનો સ્વ૰ જયકૃષ્ણ ઇંદ્રજીને કચ્છમાથી પણ મળ્યો હતો તત્રી આ વિ) તે બન્નેના ગુણ તથા રસાયનિક તત્ત્વો ઈ વલ્ગેરીસ જેવા જ લગભગ છે

જુદી જુદી ૠતુઓમા લીધેલા નમૂનાઓની પરીક્ષા કરતા જણાયુ છે કે શિયાળામા હિમ પડતા પહેલા શરદૠતુમા લીધેલા નમૂનાઓમા આલ્કે

## વિદ્યાપીઠનું આયુર્વેદ વિદ્યાલય

વિદ્યાપીઠનું પોતાનું આયુર્વેદવિદ્યાલય હોવાની કેવી આવશ્યકતા છે એ સૌ જાણીએ છીએ પણ એ કામ સહેલું નથી હવે વૈદ્યસમેલન પત્રિકાના સપાદક લખે છે કે મારો પાસે મારા મિત્રનો પત્ર છે જેનાથી જણાય છે કે ગ્હની ળનધારીલાલ આયુર્વે વિદ્યાલયના સચાલકો પોતાનું આયુર્વેદ વિદ્યાલય તેના મકાન સાથે તથા માસિક રૂ ૩૦૦ ની મહાયતા સાથે વૈદ્યસમેલનને સોપી દેવા તૈયાર છે આ બાબતની શરતો પણ સાધારણ છે વાત સારી છે પણ આપણે કેવું વિદ્યાલય ઉભુ કરવા ઈચ્છીએ છીએ તે પહેલા વિચારી લેવું જોઈએ અને આ વિદ્યાલયનો એ પ્રકારને યોગ્ય સુધારો થઈ શકે એમ છે કે નહિ એ બધુ જોયા પછી આગળ વાતચિત થઈ શકે

(વૈ સ પ મે ૧૯૩૭ માથી)

---

## વિદ્યાપીઠના વિદ્યાલયની ઈસ્પીતાલ માટે જમીન

વૈદ્યસમેલનના અગ્રણીઓનો ઘણા વખતથી એક આયુર્વેદ મહાવિદ્યાલય માટે પ્રયત્ન છે એ પ્રસિદ્ધ છે હજી સુધી એનુ કશુ પરિણામ આવ્યુ નથી પણ ઉપરના ખબર છપાયા પહેલા-વૈદ્યસમેલન પત્રિકાના ફેબ્રુઆરી ૧૯૩૭ ના અંકમા નીચેના ખબર છે —

મહામડળના હાલના પ્રધાનમત્રી સમેલન અને વિદ્યાપીઠ સ્થાયી થાય અને તેની નિરતર ઉન્નતિ થાય એ માટે સતત પ્રયત્ન કરે છે હાલમા તેઓની મહેનતથી બનારસમા સ્ટેટમીડકલેન ઉપર ત્રણવિસ્વા જમીન વાર્ષિક ચાર રૂપીઆના લાગાથી મળી છે બનારસના સ્વનામ ધન્ય કમીશનર પનાલાલજી આઈ સી એસ એમણે મજુરી આપી દીધી છે આ જમીન નિ-ખિલ-આયુર્વેદ મહામડળ અને વિદ્યાપીઠની ઇસ્પીતાલ માટે લેવામા આવી છે ઈસ્પીતાલ વગર આપણી ચિકિત્સાનો અનુભવ આવવો અસભવ છે આ જમીન મળવાથી આપણી એક મોટી ખોટ પુરી પડવાનો સભવ છે

(વૈ મ પ ફેબ્રુઆરી ૧૯૩૭ માથી)

Regd No B 1319



વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી, ચર્ચનારૂ વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૭ | તદેવ યુક્તं भेषज्यं यदारोग्याय कल्पते। | જૂન
અંક ૮ | स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥ | ૧૯૬૩

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લીમિટેડ તરફથી
૩ સયાની રોડ મુંબાઇ-૧૪



શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
સંબંધનું શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂ ૨-૦-૦ | લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिदन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૦ મું ] જેઠ ૧૯૯૩ [ અંક ૮


## કટનીમાં ભરાયેલા મધ્યપ્રદેશના વૈદ્યસમ્મેલનના સભાપતિનું અભિભાષણ


ભાષણકર્તા—વૈદ્ય પં. જગન્નાથપ્રસાદ શુક્લ


शंख चक्र जलौका ऽमृतघट चारुदोर्भिश्चतुर्भि
सूक्ष्मस्वच्छातिहृद्या शुकपरिविलसन्मौलिमम्भोजनेत्रम् ।
कालाम्भोदोज्ज्वलाङ्गं कटितटविलसच्चारुपीताम्बराढ्यम्
वन्दे धन्वन्तरिं तं निखिलगदवनप्रौढदावाग्निलीलम् ॥
ब्रह्मदक्षाश्विदेवेशभरद्वाजपुनर्वसु—
हुताशवेशचरकप्रभृतिभ्यो नमोनमः ।
सानन्दमानन्दकर प्रसन्नं ज्ञानस्वरूपं निजभावयुक्तं
योगीन्द्रमीड्यं भवरोगवैद्यं श्रीमद्गुरुं शङ्करमानतोऽस्मि ॥

સ્વાગતકારિણી સમિતિના શ્રીમાન અધ્યક્ષ મહોદય, સ્વાગત સદસ્યો, ઉપસ્થિત વૈદ્યબન્ધુ અને માન્ય આયુર્વેદ પ્રેમી સજ્જન વૃંદ!

પાંચ વર્ષ પહેલાં આપ લોકોએ આપના પ્રાન્તનું પહેલું વૈદ્યસમ્મેલન જબલપુરમાં ભર્યું હતું એ વખતે આપ લોકોની સેવા કરવાનું મને જે માન મળ્યું હતું તેનું સ્મરણ મારા હૃદય પટ ઉપર હજી કોતરાઈ રહ્યું છે. આજે ફરી આપની વચ્ચે મને પોતાને જોઈને મને આનંદ થાય છે. આપનો મારા ઉપર જે પ્રેમ છે તથા આપ લોકો ઉપર તથા આપના પ્રાન્ત ઉપર મારી જે દૃઢ ભક્તિ છે, તેનું આ નિદર્શન છે. જે પ્રાન્તનું સમ્મેલન હોય તે પ્રાન્તનો માણસ સભાપતિ હોવો જોઈએ એ સીધી સાદી વાત છે છતાં મેં આવી અનધિકાર ચેષ્ટા કરી ત્યારે એનું કાંઈક કારણ હોવું જોઈએ. પરંતુ મધ્યપ્રદેશ સાથે બેતાળીસ વર્ષથી મારો એવો સંબંધ ચાલ્યો આવે છે કે હાલમાં

અહીં નથી રહેતો છતાં હું અહીંનો નથી એમ મને નથી લાગતું બીજું આપના પ્રેમપાશને તોડવો કે છોડવો એ મારી શક્તિ બહારની વાત હતી એટલે આજ્ઞા મળતાં સગવડ હોય તો અહીં હાજર ન થવું એ મારે માટે અશક્ય હતું આ શિવાય જામનગરની બહાર મધ્યપ્રદેશના વૈદ્ય ભાઇઓમાં જે પક્ષાપક્ષી અને ખેંચતાણ થઇ, તથા ભાઇભાઇના હૃદય જે રીતે છુટાં પડી ગયાં તે સાંભળીને સર્વ આયુર્વેદ પ્રેમીઓને હાર્દિક દુઃખ અને ક્ષોભ થયેલ છે પ્રસંગ મળ્યો ત્યારે, આ પક્ષાપક્ષી દૂર થાય અને ભાઇઓ પરસ્પર મળીને પ્રાંતના હિતની જ વાતો કરે તથા સંગઠિત થઇને કામ પૂરૂં કરે એવો મારો પ્રયત્ન રહ્યો છે એમાં જ કાર્યસિદ્ધિની શીઘ્રતા અને આપણું ગૌરવ છે, આપણા જુદા જુદા પક્ષો જુદો જુદો પ્રયત્ન કરે એ સમય હવે નથી રહ્યો હવે તો આપણે આપણી શક્તિ સંચિત કરીને આપણો પ્રભાવ વધારવો જોઇએ સામાન્ય લોક સમૂહ ઉપર તથા રાજશક્તિ ઉપર આપણા અધિકાર અને કાર્ય વિસ્તારની છાપ પાડવી જોઇએ આપણી શક્તિ, આપણા માનસિક વિચારો જો ઝગડાની વાતોથી રોકાઇ રહેશે તો આપણા સ્વરૂપની હાનિ થશે આ કારણથી જો મારા મધ્યપ્રદેશના વૈદ્ય ભાઇઓને એક સ્થળે એકત્રિત કરવાનો પ્રયત્ન થઇ શકે તો એ મને સર્વથા અભીષ્ટ હતો આ પ્રાંતની બ્હારના કોઇપણ વૈદ્યોમાં પરસ્પર ઈર્ષ્યા દ્વેષની વૃદ્ધિમાં સહાયભૂત થવાનો—એ આગને સળગાવવામાં કારણભૂત થવાનો અધિકાર નથી એવું કરનાર આપણી ધૃણાને પાત્ર થાય છે અમે તો સર્વ ભાઇઓને મળેલા પ્રેમસૂત્રથી બંધાયેલા, એક સાથે મળીને આયુર્વેદની ઉન્નતિ માટે પ્રયત્ન કરવામાં મચેલા જોવાને ઇચ્છીએ છીએ આથી મેં વિચાર કર્યો કે જો મારી હાજરીથી આ કાર્યમાં કાંઇપણ સિદ્ધિ મળે કાંઇપણ સહાયતા મળે તો મારે જરૂર એ આગતમાં ઉદ્યોગ કરી જોવો જોઇએ એક જ ઉદ્દેશ્ય, એક જ સાધના હોય ત્યારે ક્ષુદ્ર કારણો ભૂલી જઇને કે તેને દબાવીને શક્તિનું સામંજસ્ય પ્રબળ રાખવું એમાં જ બુદ્ધિમાનપણું તથા સમયોચિત કર્તવ્ય છે પરસ્પર આદરભાવ સાથે મેળની ભાવના જાગૃત હોય તો ક્ષુદ્ર કારણો બાધક થઇ શકતા નથી આ પ્રાંતના સર્વ વૈદ્ય ભાઇઓને મારી હાથજોડીને એટલી જ વિનતિ છે કે એક જ વાવટા નીચે આપણો પ્રયત્ન તથા કાર્ય વિસ્તાર થવો જોઇએ એક પ્રાંતમાં એક જ પ્રાંતિક કાર્યાલય હોવું જોઇએ ગઇ વાતો વીસરી જઇને ભવિષ્યને માટે માર્ગ સાફ અને નિષ્કંટક કરી લેવો એ જ સર્વથા અભીષ્ટ છે આ કાર્યમાં મારો પણ કાંઇ ઉપયોગ થઇ શકે તો હું એ માટે હમેશાં પ્રયત્નશીલ હતો અને હજી સેવામાં તૈયાર છું આજે મારી અહીં હાજરી પણ મુખ્યત્વે એ ઉદ્દેશથી થઇ છે આજ કારણથી મેં આજે સભાપતિનો ભાર ઉપાડવાનું

કબુલ કર્યું છે આપ સર્વ ભાઈઓની સહાયતા, સહાનુભૂતિ અને હાર્દિક પ્રેમની મદદથી આ મોટો ભાર ઉપાડવાની ધારણા રાખુ છુ

**આયુર્વેદની મહત્તા**—હવે આયુર્વેદની મહત્તા અને પ્રાચીનતા સબંધી વિવેચન કરવાની ખાસ જરૂર નથી વીશ વર્ષમા અનેક વિદ્વાનો દ્વારા અનેક પ્રકારે એ વાત સિદ્ધ થઈ ચુકી છે આપણો આયુર્વેદ સૃષ્ટિના આદિકાળથી સૃષ્ટિકર્તા બ્રહ્મા દ્વારા પ્રચલિત થયો છે એ વાત પણ સહુના સાભળવામા છે દક્ષપ્રજાપતિ, અશ્વિનીકુમાર અને ઇન્દ્ર જેવા દેવાચાર્યો, બૃહસ્પતિ, કક્ષીવાન, ભરદ્વાજ, ચરક જેવા ઋષિઓ વૈદિક કાળમાં આ આયુર્વેદનો પ્રચાર કરીને તેનો ચમત્કાર પ્રગટ કરી રહ્યા હતા પછી પૌરાણિક અને ઐતિહાસિક કાળમા એના અનેક આચાર્યોએ ગ્રંથરચના તથા શિક્ષણ પરંપરા દ્વારા સમગ્ર પૃથ્વી મંડળમા એનો પ્રચાર કર્યો છે પૃથ્વીનો સર્વથી પ્રાચીન ગ્રંથ ઋગ્વેદ આયુર્વેદનુ ગુણગાન કરે છે અને અથર્વવેદ તેનો વિસ્તાર કરીને આયુર્વેદને પોતાનો ઉપવેદ કહે છે મહર્ષિ ભરદ્વાજે ચલાવેલી એની ચિકિત્સા શાખા અત્યારે પણ ચિકિત્સા જગતમા આયુર્વેદનું માથુ ઉંચુ રાખે છે ભગવાન ધન્વન્તરિની ચલાવેલી શસ્ત્રચિકિત્સા શાસ્ત્રની શાખાએ એક કાળે પોતાની અદ્ભુત કર્મકુશળતાથી પોતાની ધાક જમાવી હતી અને યૂરોપની વર્તમાનમા અતિ ઉચ્ચ કક્ષાએ પહોચેલી સર્જરી એ જ્ઞાનનો પ્રકાશ મેળવીને પૂર્ણતા મેળવવાનો પ્રયાસ કરી રહી છે આપણો ધર્મ, આપણુ કર્મજ્ઞાન, આપણુ વ્યવહારશાસ્ત્ર, આપણી સભ્યતા આપણી સંસ્કૃતિ એ સર્વમા આયુર્વેદના ઉચ્ચ અને વ્યવહારીક સિદ્ધાન્તો ઓતપ્રોત ભર્યા છે આપણા ધર્મ, અર્થ, કામ, અને મોક્ષની સાધના આયુર્વેદના પાયા ઉપર ટકી રહી છે પથારીમાથી ઉઠવાથી આરંભી દિવસ અને રાતના સર્વ કર્તવ્યો પૂર્ણ કરીને પથારીમા પાછા સુવા સુધીના આપણા સર્વ કર્તવ્યો આયુર્વેદની આજ્ઞાનુસાર થાય છે અને તેમજ થવા જોઈએ આપણા જીવનનું ધ્યેય કે આદર્શ સાધુપણુ, ધીરપણુ અને પરોપકારીપણામા રહેલુ છે આ એષણાઓની સિદ્ધિ આયુર્વેદ ઉપર તથા આપણા આરોગ્ય ઉપર છે માટે જ આયુર્વેદ આપણો જીવન સંગી છે આપણો પ્રાણવાયુ છે તે આપણને છોડી શકતો નથી, આપણે તેને છોડી શકતા નથી

આટલો ઉચ્ચ, આટલો પ્રાચીન, આટલો ઉપયોગી અને આટલો સર્વત્ર વ્યાપી જગત ઉપકારી હોવા છતા પણ આયુર્વેદનો રીતસર ઇતિહાસ નથી એની શ્રેષ્ઠતા અને મહત્તાને પ્રતિપાદન કરનાર પ્રમાણો એક ઠેકાણે સંગ્રહવામા નથી આવ્યા આ ખામી દૂર કરવાનો ઉદ્યોગ જરૂર કરવો જોઈએ આવો ઇતિહાસ તૈયાર થાય તો ભૂલા પડેલાઓને રસ્તો દેખાય

અને આક્ષેપ કરનારાઓને નિરુત્તર કરે તત્ત્વ નિરૂપણ તથા ત્રિદોષ પદ્ધતિનું નવા વિજ્ઞાનની સરણી પ્રમાણે સમન્વય એવુ વિવેચન થવાની બહુ જરૂર છે ત્રિદોષ પદ્ધતિની શાસ્ત્રીયતા તો હવે એના ઉપર આક્ષેપ કરનારાઓ પણ માનવા લાગ્યા છે પરંતુ હજી તેઓની સવ શકાઓનુ નિરસન થયુ નથી ગયે વર્ષે કાશીમા વૈદ્યસમેલન તરફથી જે ત્રિદોષ પરિષદ ભરાઈ હતી તેણે આયુર્વેદના ઇતિહાસના એક પુરાણા પૃષ્ઠની સ્મૃતિ જાગૃત કરી છે તથા નવું પૃષ્ઠ લખ્યુ છે પ્રાચીન કાળના ઋષિઓ જે રીતે મીમાસા માટે પરિષદો ભરીને મહત્ત્વના નિર્ણયો કરતા હતા તે રીતે આ પરિષદ પણ મહત્ત્વપૂર્ણ થઈ છે આ પરિષદ જરૂર આ વિષયનો સિદ્ધાતરૂપ નિર્ણય કરી ચૂકી છે પણ વિષયનો વિવેચનાત્મક નિર્ણય પણ હવે પછીના પ્રયત્નમા થશે એવી આશા છે સમેલન તરફથી જે જયતી ગ્રથ બહાર પડયો છે તે જો કે ક્રમબદ્ધ તથા સપૂર્ણ નથી છતા પચીશ ત્રીશ વર્ષની આયુર્વેદની સ્થિતિ અને પ્રગતિને પ્રકાશિત કરવામા મદદગાર થઈ શકે એવો જરૂર છે આયુર્વેદની મહત્તા વિશ્વવિખ્યાત છે પણ આપણે એને અનુકૂળ થઈએ એ હજી કરવાનુ છે આપણે આયુર્વેદના પરપરાગત અનુયાયી છીએ અને સરક્ષક છીએ એ આપણો વારસો છે પણ જ્યાસુધી આપણે તેની મહત્તાને અનુકૂળ આપણને બનાવીએ નહિ ત્યાસુધી એ મહત્તાના ગાનનો કાઈ અર્થ નથી માટે આયુર્વેદના યશનો જે રીતે આપણે વિસ્તાર કરી શકીએ તે રીતે કાર્ય કરવુ એ જ આપણુ આપણી સભાઓનુ તથા આપણા સમેલનોનુ કર્તવ્ય અને ધ્યેય હોવુ જોઈએ મહત્ત્વગાન કરતા કર્તવ્યનિષ્ઠ થઈને દેદીપ્યમાન થવુ એ સર્વથા અભીષ્ટ છે આપણા કરતા સસાર આપણા આયુર્વેદના ગુણગાન કરે એ આપણે માટે ઘણા વધારે અભિમાનની વસ્તુ હોવી જોઈએ

**પ્રાન્તિક સમેલનોના કાર્યનો વિસ્તાર**—નિ ભા વૈદ્ય સમેલનના કાર્યનો વિસ્તાર તો ઘણો થઈ ચુકયો છે તેનુ ક્ષેત્ર ભારત વ્યાપી થઈ ચુક્યુ છે તેની મહત્તાની છાપ પ્રત્યેક વૈદ્યના હૃદયપટ ઉપર છપાઇ ગઇ છે છતા હજી એમા કેટલીય વાતોની પૂર્તિની તથા સશોધનની આવશ્યકતા છે પ્રત્યેક વાતે વૈદ્યસમેલનમા સ્થાનિક અથવા વ્યક્તિ પ્રાધાન્યદોષ ન આવે એ માટે સાવચેત રહેવાની જરૂર છે આયુર્વેદિક સેવા, ત્યાગ, વિદ્વત્તા અને યોગ્યતાનુ સ્થાન ખટપટ કે આર્થિક દબાણ ન લીએ એ માટે જાગૃત રહેવાની જરૂર છે આવશ્યકતાનુસાર પશ્ચિમી અનુસરણ કરવા છતા આપણે આપણી ભારતીય સભ્યતા સસ્કૃતિ અને શીલથી દૂર ન જતા રહીએ એ જોવાનુ છે સમેલનના ઉદ્દેશ્યોના પ્રચાર માટે તથા સમેલનના કાર્યોના અધિકાધિક વિસ્તાર માટે પ્રાન્તિક સમેલન એ ઉત્તમ અને અધિકારયુક્ત

સાધન છે માટે પ્રાન્તિક સમ્મેલનના કાર્યો ઉપર દૃષ્ટિ નાખવા સાથે આ બાબતનુ કાઇંક વિવેચન જરૂરુ અપ્રાસગિક નથી

**સ્થાયી સમિતિ**—પ્રાન્તિક સમ્મેલનોની સ્થાયી સમિતિ એવી હોવી જોઇએ કે એમા સવ જીલ્લાઓના સર્વ શ્રેણીના વૈદ્યોનો સમાવેશ થઇ શકે અને તેઓ પોતપોતાના કાર્યક્ષેત્રની આવશ્યકતાઓ ઉપર દૃષ્ટિ રાખીને પ્રાન્તીય સમ્મેલનમા એની ચર્ચા કર્યા કરે આમ થવાથી પ્રાન્તિક સમ્મેલન કાર્યાલય પોતાના પ્રાન્તનુ પૂર્ણ પ્રતિનિધિ બની રહે, અને અખિલ ભારત વૈદ્યસમ્મેલન ઉપર પણ પોતાની છાપ પાડે અ ભા વૈદ્યસમ્મેલનની સ્થાયી સમિતિની રચના સર્વ પ્રાન્તોના પ્રતિનિધિત્વ ઉપર આધાર રાખતી હોવી જોઇએ તેનુ સગઠન કેવળ આર્થિક દૃષ્ટિએ નહિ પણ પ્રાન્તીય શક્તિના સામજસ્યથી થવુ જોઇએ એમા વિદ્વાનો, કર્તવ્યનિષ્ઠો, સ્નાતકો અ યાપકો સવનો આવશ્યકતા પ્રમાણે સમાવેશ થવો જોઇએ પ્રાન્તીય કાર્યાલય એટલુ શક્તિશાળી હોવુ જોઇએ કે પોતાના પ્રાન્તના સર્વ જીલ્લાઓમા સભાઓ સ્થાપીને તેને કેન્દ્રમા ખેચી લે, અને પ્રધાન સમ્મેલનનુ મહત્ત્વપૂર્ણ કાર્ય એની મારફત ચલાવે

**વિદ્યાપીઠ**—વૈદ્યસમ્મેલનની અદર જ આયુર્વેદ વિદ્યાપીઠ છે તેણે અત્યાર સુધીમા ઘણુ મહત્ત્વપૂર્ણ કાર્ય કર્યું છે તેનો આદર્શ પાઠ્યક્રમ સર્વ આયુર્વેદિક શિક્ષણ સસ્થાઓનો આદર્શ રહ્યા છે, આપણે એના મહત્ત્વમા ખામી ન આવે એવી વ્યવસ્થા કરવી જોઇએ જેમ જેમ સરકારી વિદ્યાલયો ઉઘડતા જશે તેમ તેમ એક રીતે વિદ્યાપીઠ માટે સકટનો કાળ આવવાનો સભવ છે અને જો વખતસર આપણે એની વ્યવસ્થામા સુધારો નહિ કરીએ તો એના મહત્ત્વમા ન્યૂનતા આવશે એનુ સગઠન એવુ વિસ્તૃત અને સુવ્યવસ્થિત કરી લેવુ જોઇએ કે એક યુનિવર્સિટીનુ એ સ્થાન લઈ શકે અત્યારે તો એના સ્નાતકોનુ ભારત વ્યાપી માન છે એમા હજી વૃદ્ધિની જરૂર છે ઠેકાણે ઠેકાણે મનમાની સસ્થાઓ ઉઘાડી નકલી પદવીઓ આપવા માડી છે જે લોકો એક વખત ઓનરરી—માનાર્થ પદવીઓ દેવાની વિરુદ્ધ હતા તેઓ માથી કેટલાક લોકોને પોતાની તરફ ખેચવા માટે પોતાની સસ્થા તરફથી લોકોને ડીગ્રીઓ આપવા માડી છે નકલી ડીગ્રીઓ અને સર્ટીફિકેટોની જે દુર્દશા બૉર્ડ ઓફ ઈડીઅન મેડીસીનમા રજીસ્ટ્રેશન વખતે થાય છે તે મારા જાણવામા છે તથાપિ આવી ડીગ્રીઓ કોઇને પોતાની માયા જાળમા ન ફસાવે એવો પ્રયત્ન થવો જોઇએ આયુર્વેદ વિદ્યાપીઠને સુવ્યવસ્થિત યુનિવર્સિટીનુ રૂપ આપીને એનો પ્રભાવ આ તરફ વાળી શકાય તો આ ખોટી પ્રવૃત્તિને ઘણે અશે રોકી શકાય સરકારી શિક્ષણ કેન્દ્રો હોવા છતા પણ

આપણને એ. આપણા વિદ્યાપીઠની જરૂર ન્હોતી ન્હેતુ તો સરકારી શિક્ષણ સંસ્થાઓ દેશની આવશ્યકતાની પૂર્તિ માટે પર્યાપ્ત નથી વળી સાર્વજનિક ઉદ્યોગથી જે સંસ્થાઓ ઉભી થાય અને ચાલે તેને કેન્દ્રીભૂત કરવા માટે આપણી પોતાની એક દૃઢ સંસ્થા પણ હોવી જોઈએ આ શિવાય ભારતીય પરિપાટી અને પ્રાચીન ઋષિઓની પદ્ધતિનો આદર્શ રહેવાથી બીજી સંસ્થાઓને એ માર્ગદર્શક થશે નહિ તો એ વિમાર્ગ જવાનો બહુ સંભવ છે ગણપતિની મૂર્તિ બનાવતા વાનરનુ મોઢુ થઈ જાય એનો ઘણો સંભવ છે એવા સ્નાતકો ન નીકળે માટે કે જે વૈદ્ય પણ ન રહે અને ડાક્તર પણ ન થાય આ માટે પ્રાંતિક સંમેલન જાગૃત રહીને આદર્શની રક્ષા કરી શકે છે નકલી ડીગ્રી દેનારી સંસ્થાઓ વિરૂદ્ધ અવાજ ઉઠાવી શકે છે અન્યાપારેષુ વ્યાપાર કરનારાઓનો વિરોધ કરીને લોકોની આંખો ઉઘાડી શકે છે પ્રતિષ્ઠિતોની પ્રતિષ્ઠા અને વિદ્વાનોની યોગ્યતાનુ સંમાન આપણી સંસ્થાદ્વારા કરવાની મહેનત કરી શકે છે

**વૈદ્યોનો અધિકાર**—પ્રાન્તીય વૈદ્યસંમેલનનુ પોતાના પ્રાંતના વૈદ્યોના અધિકારો સુરક્ષિત રહે અને તેઓના અધિકારમા કાંઈ નુકશાન ન થાય એવો બંદોબસ્ત કરવાનુ કર્તવ્ય છે જે પ્રાંતોમા સરકાર તરફથી વૈદ્યોના રજીસ્ટ્રેશનનો પ્રબંધ ન હોય તે પ્રાંતોમા જ્યા સુધી એવો પ્રબંધ ન થાય ત્યા સુધી તે તે પ્રાંતમા પ્રાંતિક કાર્યાલયો તરફથી જેમાથી પોતાના પ્રાંતના વૈદ્યોના યોગ્યતા પ્રતિષ્ઠા, અનુભવ વગેરેની ખબર પડે એવી સૂચી તૈયાર કરવાનો પ્રાંતિક કાર્યાલયોએ પ્રયત્ન કરવો જોઈએ જરૂર પડે ત્યારે એ માટે જે જરૂરનુ જણાય તે કરવુ જોઈએ યોગ્ય વૈદ્યોના સર્ટીફિકેટો માન્ય થાય, તેઓને વિષોપવિષ રાખવામા અડચણ ન પડે, તેઓને શાસ્ત્રવિધિ પ્રમાણે આસવારિષ્ટ તૈયાર કરવામા વાંધો ન આવે, એ બધી બાબતોનુ પ્રાંતિક કાર્યાલયોએ ધ્યાન રાખતા રહેવુ જોઈએ ત્યા સુધી યોગ્ય વૈદ્યોની સૂચી તૈયાર ન હોય ત્યા સુધી જનસમાજને કે સરકારને કોણ કેવા અધિકાર સંમાનને પાત્ર છે તે જાણવુ કઠણ છે આસવારિષ્ટની બાબતમા જેમ સરકારી નોકરો કડક કરી મુકે છે તેમ વૈદ્યોની ભૂલ થવાના સંભવ છે શાસ્ત્રીય પાઠ અને વિધિથી વિરૂદ્ધ આસવારિષ્ટોને તેજ કરવા માટે જેનાથી મદ્યસંધાન થાય એવી વસ્તુઓ વધારે મેળવવા લાગીએ અથવા મૃતસંજીવની શિવાય બીજા આસવોને પણ ભપકાથી ખેંચવા માંડીએ તો આપણે કાયદાની પકડમા આવી શકીએ મતલબ કે આપણા અધિકારની રક્ષાનો વિચાર કરતી વખતે આપણા કર્તવ્યોનો પણ વિચાર કરવો જોઈએ પ્રાન્તીય કાર્યાલય આ બાબતમા પ્રયત્નશીલ રહે તો વૈદ્યોના અધિકાર સુરક્ષિત રહી શકે

પ્રાન્તીય સમ્મેલનોનુ કર્તવ્ય છે કે સરકાર ઉપર, ડીસ્ટ્રીક્ટ બોર્ડો ઉપર, તથા મ્યુનિસિપલ બોર્ડો ઉપર યોગ્ય માર્ગે દબાણ ચલાવી આવશ્યક સ્થળોએ આયુર્વેદિક ઔષધાલયો તથા રૂગ્ણાલયો ઉઘડાવે તેમજ તે તે સસ્થાઓમાં સિફારસ કે પક્ષપાતની નહિ પણ યોગ્યતા અને ન્યાયની દૃષ્ટિએ યોગ્ય વૈદ્યોની નિમણૂક કરાવે પૈસાદાર શેઠ શાહુકારો, જમીનદારો અને રાજા મહારાજાઓ મારફત પણ આવા કામ કાઢી શકાય ઘણા લોકો નામ માટે, સ્મારક માટે તથા પરોપકાર માટે ઘણા કામો કરે છે જો વૈદ્યલોકો પોત પોતાના પ્રભાવક્ષેત્રમા આયુર્વેદ વિદ્યાલયો, રૂગ્ણાલયો તથા ઔષધાલયો ઉઘાડવા માટે તૈયારી કરી શકે તો સામાન્ય જનતા ઉપર જ નહિ પણ આયુર્વેદ ઉપર અને વૈદ્યો ઉપર પણ ઉપકાર થાય પ્રાથમિક, માધ્યમિક, તથા હાઇસ્કૂલોમા બાળકોનુ નિરીક્ષણ કરી યોગ્ય સલાહ આપવા માટે ડાક્તરોને નીમવામા આવે છે વૈદ્યો પાસે આ કાર્ય શામાટે ન કરાવવામા આવે એનુ કારણ સમજાતુ નથી ખાસ કરીને જે નિશાળોના અધિકારીઓની દૃષ્ટિ પોતાની શાળાઓની વ્યવસ્થામા સરકારી દખલગીરી નથી ઇચ્છતી તેઓ જરૂર આ કાર્ય કરી શકે બ્રિટીશ સરકારનો મોહ એલોપથિક પદ્ધતિ ઉપર વધારે છે અને જ્યા સુધી સરકાર આઈ એમ એસ સીવીલસર્જનો અને ઇન્સ્પેક્ટર જનરલોની આખે દેખે છે, ત્યા સુધી આયુર્વેદને અનુકૂળ સલાહ મળવાની ગરબડ રહેથી છતા સામાન્ય ભારતવાસીઓના તથા આયુર્વેદ અને વૈદ્યોના જન્મસિદ્ધ અધિકારો એ કારણથી નષ્ટ થઈ શકે નહિ સયુક્ત પ્રાન્તમા આ માટે પ્રયત્ન થઈ રહ્યો છે બીજા પ્રાન્તોમા પણ થવો જોઈએ પ્રાન્તીય સમ્મેલનોએ આ બાબતમા પોતાનો અવાજ ઉઠાવવો જોઈએ મ્યુનિસિપલ બોર્ડ અને ડીસ્ટ્રીક્ટ બોર્ડમા વૈદ્ય લોકો પણ મેડીકલ ઓફીસર અને હેલ્થ ઓફીસરની જગ્યાએ નીમાઈ શકે એમ થવુ જોઈએ આપણા અનેક વૈદ્યો આ કામ સારી રીતે કરી શકે એમ છે વીમા કપનીઓમા વીમો ઉતારતી વખતે તદુરસ્તીની તપાસ કરવામા આવે છે આ તપાસમા એવુ કાઈ નથી જે આપણી કોલેજમાથી નીકળેલા નવા વૈદ્યો અથવા અનુભવી વૈદ્યો ન કરી શકે આ અધિકાર તરફ હજી સુધી વૈદ્યોનુ ધ્યાન ખેંચાયુ નથી કાનપુરની એક વીમા કપનીએ તથા અલાહાબાદ ગર્ડ ટાઇલ યુનીઅન પ્રાવીડન્ટ કપનીએ વૈદ્યો પાસે પણ તપાસ કરાવવાનો તથા વૈદ્યોને મેડીકલ ઓફીસર રાખવાનો ઠરાવ કર્યો છે હાલમા બધા પ્રાન્તોમા સ્વદેશી વીમા કપનીઓ ઉઘડી છે વૈદ્યો ઉદ્યોગ કરે અને આવી કપનીઓના સચાલકો ધ્યાન આપે તો આ બાબતમા સફળતા મળી શકે એમ છે આવા નાના નાના કામ પણ વૈદ્યોનો પ્રભાવ વધારવામા ઉપયોગી અને સહાયક થઈ શકે

**શોધખોળ અને સદિગ્ધ નિર્ણય**—દરેક પ્રાતમા ક્યાક પહાડ અને જગલ છે સવત્ર વનસ્પતિ તથા ખનિજરૂપે અનન્ત ઔષધિ સમૂહ મળે એમ છે કોઈપણ જગલમા જઈને ઉભા રહેવાથી પોતાનુ વનસ્પતિ ઓળખવાનુ જ્ઞાન કેટલુ સકુચિત અને પરિમિત છે એની વૈદ્યને તરત ખબર પડે છે પ્રાતિક કાર્યાનયોએ એક વિભાગ તો એવો રાખવો જોઇએ કે જે વિભાગના વૈદ્યો પહાડો અને જગલોમા ફરીફરીને નવીનની વનૌષધિઓની શોધ કરે, સદિગ્ધ ઔષધિ દ્રવ્યોના નમુનાઓ એકઠા કરે, દુષ્પ્રાપ્ય ઔષધ દ્રવ્યોના નમુનાઓની તથા સ્થાનની પરીક્ષા કરે, ચરક સુશ્રુતાદિ આચાર્યોની આજ્ઞાને અનુસરી પોતાના પુસ્તકી જ્ઞાન ઉપર વનવાસીઓ, ગોપાલો, ગામડીઆ લોકો, જગલો અને પહાડોના વૈદ્યો તથા અનુભવીઓની મદદથી નવો પ્રકાશ મેળવે આ કામમા ફડની જરૂર છે એ કબુલ, પણ પ્રયત્ન કરવાથી એમા સફળતા મેળવવી મુશ્કેલ નથી જગલોમા ફરવાનુ કામ માથે લેનારા શ્રી કૃષ્ણદત્તજી ગુપ્ત, સ્વામી વિહારીગિરિ પ ગોવધનશર્મા, શ્રી શમ્કરદત્ત, શ્રી જાનકીપ્રસાદ જેવા ઉત્સાહી સજ્જનો આ પ્રાતમા પાછા મળી શકે એમ છે મધ્યપ્રદેશમા કામરાજ તેજરાજ, બલરાજ, બૈચાદી, દહમન વગેરે અનેક ઔષધિઓ મળે છે આ વનૌષધિઓ વિષે તપાસ કરીને એ વસ્તુઓ નિઘટુનિર્દિષ્ટ છે અને પ્રાતભેદથી એનુ નામાતર પ્રચલિત થઈ ગયુ છે કે એ હજી સુધી જેનો નિઘટુમા સમાવેશ નથી થયો એવી દિવ્યૌષધિ છે એ બાબતનો નિશ્ચય કરવો જોઇએ આ રીતે જે ઔષધિ દ્રવ્યો હજી સદિગ્ધ કોટિમા છે તેની એક સૂચી તૈયાર કરવી જોઇએ અને પછી પોતાના પ્રાન્તમા ઉગતી વનસ્પતિઓના નમુના એકઠા કરી શાસ્ત્રાધારથી તથા અનુભવીઓની મદદથી નિશ્ચય કરી લેવો જોઇએ દરેક પ્રાત જો પોતપોતાના પ્રાતની વનૌષધિઓ ઉપર છાપ મારી નાએ તો ત્ભા વૈદ્યસમેલનને પ્રાન્તીય નિર્ણયો તથા નમૂનાઓની મદદથી વિચાર કરવામા ઘણી સહાયતા મળે નિ ભા વૈદ્યસમેલન વર્ષોથી પ્રયત્ન કરવા છતા હજી સુધી સદિગ્ધ ઔષધિઓનો નિર્ણય નથી કરી શક્યુ એ કેટલા ખેદની વાત છે સોમલતા તથા અષ્ટ વર્ગના કેટલાય નમૂનાઓ દરવર્ષે પ્રદર્શનમા આવ્યા છતા એના ઉપર હજી વૈદ્યસમેલનની છાપ નથી પડી આ દિશામા પ્રાતિક સમેલનોએ વધારે ક્રિયાશીલ બનવું જોઇએ મધ્યપ્રદેશનુ કર્તવ્ય તો આ દિશામા વિશેષ સ્પષ્ટ છે વિધ્યા અમરકટક, સાતપુડા વગેરે પર્વતોની હારો આ પ્રદેશમા ફેલાયેલી પડી છે એનો લાભ લેવો એ આપણુ કર્તવ્ય છે જો મધ્યપ્રદેશનુ પ્રાતિક સમેલન આ એક જ કાર્યમા સફળતા પ્રાપ્ત કરે તો એને માટે અભિમાન અને ગૌરવની વાત એ થશે

**સભાઓ અને ઉત્સવોનો ઉપયોગ**—આ ભા વૈદ્યસમેલન અને પ્રાન્તિક સમેલનોની બેઠકોથી જરૂર જાગૃતિ થાય છે અને આયુર્વેદના મહત્ત્વનો વિસ્તાર થાય છે કિન્તુ આવશ્યકતા તો એ છે કે જલદી જલદી લોકોના કાનમા આયુર્વેદનો સદેશ પોચ્યા કરે, એની ઉપયોગિતા અને મહત્ત્વનું ગાન ગુજ્યા કરે આયુષ્ય રક્ષણ, આયુષ્યવર્ધન, તથા આરોગ્ય રક્ષાનો અને રોગોના હુમલાથી બચાવ કરવાની યુક્તિઓનો ઉપદેશ લોકોને વારવાર સાભળવાની તક મળવી જોઈએ આ માટે યથા સભવ જીલ્લા સમેલનો ભરવામા આવી, જીલ્લાવાર તથા મોટા મોટા શહેરોમા અને ગામોમા આયુર્વેદિક સભાઓ સ્થાપવી જોઈએ કે જેમા વૈદ્યો આયુર્વેદ વિદ્યા અને પોતાના નિત્યના કાર્યોની મુશ્કેલીઓ ઉકેલવાનો પ્રયત્ન કરે આયુર્વેદ વિજ્ઞાન, રોગ નિદાન, રોગ ચિકિત્સા તથા ઔષધ નિર્માણના મતભેદો ઉપર વાદવિવાદ અને ચર્ચા વિચાર કરે એ ઉપરાત સામાન્ય જનતાના લાભ માટે વ્યાખ્યાનોની વ્યવસ્થા પણ થવી જોઈએ કોઈ આગન્તુક અથવા પ્રચલિત રોગ વખતે એનાથી બચવાના ઈલાજો તથા લાગુ પડી જતા તેમાથી છુટવાના ઉપાયો જાહેર રીતે બહાર પાડવા જોઈએ આમ કરવાથી જનતાનુ વૈદ્યો તરફ તથા આયુર્વેદ તરફ આકર્ષણ થવાનો સભવ છે પરપરાની ટેવને લીધે જ નહિ પણ સાચી સહાનુભૂતિ અને સહાયતાના રૂપમા સામાન્ય જનતાનો વિશ્વાસ અને પ્રેમ સપાદન કરવો જોઈએ વચ્ચે વચ્ચે આયુર્વેદિક ઉત્સવોની યોજના પણ લાભદાયક થઈ શકે છે આરોગ્ય સપ્તાહના રૂપમા સગવડ પ્રમાણે કાર્ય થઈ શકે છે

શલ્યશાલાક્યના પ્રવર્તક ભગવાન ધન્વતરીનો ઉત્સવ આશ્વિન વદ ત્રયોદશીને દિવસે હવે તો લગભગ બધા પ્રાન્તોમા ઉજવાય છે એ ખુશી થવા જેવું છે પણ ઉત્સવને વધારે ઉપયોગી અને વધારે સુવ્યવસ્થિત બનાવવાની જરૂર છે આવે વખતે સ્થાનિક પ્રદર્શનીઓની યોજના કરવામા આવે તો લોકોને આયુર્વેદની વસ્તુઓને જોવાનો તથા એ ઉપર વિચાર કરવાનો અવસર મળે છે ખાસ કરીને શસ્ત્રચિકિત્સા—સર્જરીનો પહેલા કેટલો પ્રચાર થયો હતો એ જેનાથી માલુમ પડે એવા નમુનાઓ દેખાડવાનો પ્રયત્ન કરવો જોઈએ જે લોકો અખિલ ભારતીય તથા પ્રાન્તીય સમેલનોના પ્રદર્શનોમા ન જઈ શકે તેઓને આવા પ્રદર્શનોમાથી લાભ થવાનો સભવ છે માત્ર પ્રદર્શનો ભરવાથી કામ નહિ થાય નવી શિક્ષણ સસ્થાઓમા શસ્ત્રચિકિત્સાના શિક્ષણનો પ્રચાર વધવો જોઈએ, અને નવી સસ્થામા શીખીને નીકળેલા વૈદ્યોએ આ કાર્યની શરૂઆત કરી દેવી જોઈએ ધીમે ધીમે લોકોમા થી વૈદ્યો નાડી જોઈને દવા આપી શકે છે પણ શસ્ત્રચિકિત્સા નથી કરી શકતા એ ભ્રમ નીકળી જવો જોઈએ

જો કે નવા વૈદ્યોમા હમણા તો પશ્ચિમી પદ્ધતિથી શીખેલા અધ્યાપકો પાસેથી આ વિદ્યા શીખવી પડશે પણ તથાપિ પોતાના કાર્યમા તેઓએ આપણી પદ્ધતિ અને સાહિત્ય સામગ્રીનો ઉપયોગ કરવો જોઈએ સમુદ્રમથનનો મુખ્ય ઉપદેશ એ છે કે મહાન કાર્યની સિદ્ધિ માટે પરસ્પર મળીને, જુદી પ્રકૃતિવાળા તથા જુદા વ્યવહારવાળા માણસો સાથે પણ મેળ કરીને કાર્યસિદ્ધિમા લાગી જવુ જોઇએ આ ઉપદેશ ભૂલી જઈશુ તો આપણે સફળતા નહિ મેળવી શકીએ સમુદ્રમથનનો અર્થ હમેશા શોધખોળ, પ્રયોગ આલોડન, ઉદ્યોગમા મગ્ન રહેવુ એ છે ત્યારે જ રત્નોની પ્રાપ્તિ થશે જરા વ્યાધિનાશક અમૃતકલ્પ ઔષધિઓની સિદ્ધિ મળશે

જે રીતે શસ્ત્રચિકિત્સાના પ્રવર્તક ધન્વતરિ ભગવાન છે એ રીતે ઔષધિ અને ચિકિત્સાશાસ્ત્રના પ્રવર્તક તથા પ્રચારક મહર્ષિ ભરદ્વાજ છે કાર્તિક શુક્લ નવમીને દિવસે એનો જન્મોત્સવ ઉજવવાનો પણ પ્રચાર વૈદ્યોએ કરવો જોઈએ અને તે દિવસે ચિકિત્સાશાસ્ત્રની ઉપયોગિતાની ચર્ચા કરવી જોઇએ ગદનતોડ, બેરીબેરી ધનુર્વા ગુનગુનિયા ધૃમોનીઆ, ર મૃરિસી વગેરે રોગો ઉપર આવે પ્રસગે નિબધો વાચવા જોઈએ અને તે ઉપર સારી રીતે ચર્ચા થવી જોઇએ વિવિધ વિષયો ઉપર સૌએ પોત પોતાના અનુભવો કહેવા જોઈએ રસશાસ્ત્રના આદ્યઆચાર્ય અને પ્રવર્તક ભગવાન શકર છે લોક કલ્યાણ માટે તેઓએ મહાવદ ૧૩ શિવરાત્રિને દિવસે હલાહલ ઝેર પીધુ હતુ અને વિષૌષધિઓના પ્રયોગોનો આરભ કર્યો હતો અને તેને પરિણામે વિષો દ્વારા જ રસૌષધિઓમા અમૃતીકરણ થયુ છે તે વિષે રસશાસ્ત્ર સબધી વિચારો માટે અને રસૌષધિ નિર્માણ સબધી અનુભવો કહેવા માટે ઉત્સવ થઈ શકે છે ચૈત્ર શુક્લ પક્ષમા વૈદ્યસમેલનના જ મહાતા ૫—શકરદાજી શાસ્ત્રીપદેનો સ્વર્ગવાસ થયો છે માટે એના સ્મરણમા ચૈત્ર શુક્લ નવમીને દિવસે કે એના આસપાસમા ઉત્સવ કરી શકાય તે દિવસની સભામા આ શ વૈદ્યનુ કર્તવ્ય, રોગીઓના તરફ વૈદ્યોનુ વર્તન કેવુ હોવુ જોઇએ વૈદ્યસમેલનના ઉદ્દેશ તથા ઉદ્દેશ્યો ઉપર વિચાર આયુર્વેદની સેવાઓના પ્રકાર અને તેનુ મહત્ત્વ આદિ વિષયો ઉપર ચર્ચા થવી જોઇએ આ રીતે વર્ષ દરમીયાન અનેક વખત આયુર્વેદિક ચર્ચાઓ માટે તક મળશે તથા આપણા પૂર્વાચાર્યો અને આયુર્વેદની ઉન્નતિ કરનારાઓના ચરિત્રો આ વેધળથી આપણામા પવિત્ર અને ઉચ્ચ ભાવોની ભરતી થશે

**સેનીટોરીઅમ**—ઔષધાલય અને રૂગ્ણાલય ઉપરાત પ્રત્યેક પ્રાન્તમા કોઇ પણ આરોગ્ય યુક્ત સ્થાનમા ઓછામા ઓછુ એક સેનીટોરીઅમ સ્થાપન કરવાની આવશ્યકતા છે આવુ આરોગ્યભવન કોઇ પર્વત શિખર ઉપર અથવા

વન-ઉપવન પાસે કે સમુદ્ર કે નદીના કિનારે જ્યાં જલદીરોગો ન ફેલાતા હોય ત્યાં ઉઘાડવાની જરૂર છે. આવા ભવનમાં ભિન્નભિન્ન સ્થાનોના લોકો ઉત્તમ પાણી અને હવાનો લાભ લઇને પોતાની તંદુરસ્તીને સાચવવાનો તથા વધારવાનો લાભ લઇ શકશે. આ સમાજના ક્લેશોથી દૂર રહીને પોતાના આરોગ્યની જ ચિંતા કરતા લોકો ત્યાં સહેલાઈથી આરોગ્ય મેળવી શકશે. પરિશ્રમ, જીવનકલહ અને કલેશોને લીધે ક્ષીણ થતા પોતાના આરોગ્યને સુધારી શકશે અને તે સાથે વૈદ્યોનો એકાન્ત સહવાસ મળવાથી આપણી દેશી ચિકિત્સા પદ્ધતિની ઉપયોગિતા તેની ઉન્નતિની આવશ્યકતા અને તેની જરૂરીઆતોને પૂરી કરવાનો વિચાર તેઓના મનમાં ઘોળાશે અને સગવડ અનુસાર તેને કાર્યમાં પણ ઉતારી શકશે. આથી દેશ, આયુર્વેદ અને સામાન્ય જનતાને પણ લાભ થશે.

**ગ્રન્થનિર્માણ, શોધખોળ અને ગ્રન્થપ્રકાશન**:—આયુર્વેદ સાહિત્યના જે ગ્રન્થો અત્યારે ઉપલબ્ધ છે તેથી આયુર્વેદની પ્રતિષ્ઠાની સૂચના અવશ્ય મળે છે પરંતુ એ પણ કબુલ કરવું પડશે કે બ્રહ્મસંહિતા, આત્રેયસંહિતા તથા અનેક આચાર્યોએ રચેલા અનેક તન્ત્રો પહેલાં લુપ્ત થઈ ગયા છે. અનેક ટીકાકારોએ કરેલા ઉદ્ધરણોથી ખબર પડે છે કે એ વખતે જે અનેક ગ્રંથો હતા તે પણ અત્યારે લુપ્ત થઇ ગયા છે. એજ રીતે છાપખાનાઓની સગવડ હોવા છતાં પાછલા હજાર પાંચસો વર્ષમાં રચાયેલા અનેક સંગ્રહો અનુભૂત વસ્તુઓ તથા રચાયેલા ગ્રન્થો અહીંતહીં પડ્યા હશે પણ હજી આપણને એનો પત્તો લાગ્યો નથી. જો પ્રાન્તીય કાર્યાલયો પોતપોતાના પ્રાન્તમાં હસ્તલિખિત ગ્રંથોની શોધ કરે, અને તેને સંગ્રહે તો એમાંથી અનેક છાપીને બહાર પાડવા જેવા પણ નીકળે અને જે ગ્રન્થોના પ્રકાશનનો સંભવ નથી તેનો પણ ઉપર કહેલાં પ્રમાણિક પુસ્તકાલયોમાં સંગ્રહ જળવાઇ રહે એ જરૂરનું છે. જો બધાં પોતાનાં સ્વતંત્ર પુસ્તકાલયો ન ઉઘાડી શકે તો હિન્દી સાહિત્ય સમ્મેલનના સંગ્રહાલયમાં સંગ્રહી રાખવાની જરૂર છે. એજ રીતે પાઠ્ય ક્રમને અનુસરતા અનેક નવા ગ્રંથો રચવાની પણ આવશ્યકતા છે. વિષયાનુક્રમથી પ્રાચીન ગ્રન્થોનું આલોડન કરીને પાઠ્યક્રમને અનુકૂળ સંગ્રહ તૈયાર કરવાથી આયુર્વેદના વિદ્યાર્થીઓ અને શિક્ષકો બેયને સગવડ પડશે. એટલું જ નહિ પણ ન્યૂમોનીઆ, ઇન્ફ્લુએન્ઝા, ઝુનઝુનીઆ, આંત્રિક આદિ જે રોગોનાં નામો આજકાલ નવી રીતે સાંભળવામાં આવે છે અને આપણે ત્યાં જેનું વર્ણન નથી એમ લોકો સમજે છે તે સર્વ રોગો વિષે શાસ્ત્રના આધારે, નવા જ્ઞાન અને સાહિત્યની મદદ લઇને સારી રીતે વિવેચનવાળાં પુસ્તકો તૈયાર થવાં જોઇએ. આવા પુસ્તકોનું પ્રકાશન અખિલભારતીય અથવા

પ્રાન્તીય સમ્મેલનના ઉદ્યોગથી થાય અથવા આ કામ માટે વૈદ્યોની સહકારીતા તથા મૂડીથી લીમીટેડ કંપની સ્થપાઇને તે દ્વારા થાય પણ આ કાર્ય થવું જોઇએ વૈદ્યકના માસિક પત્રો તો અનેક નીકળે છે કિંતુ આ આન્દોલન સહાયતા આપે એવા થોડા સાપ્તાહિક પત્રો નીકળવાની પણ જરૂર છે આ ખોટ પણ આવી કંપની દ્વારા પૂરી પાડી શકાય સ્ત્રીઓ માટે ઉપયોગી જુદું વૈદ્યકસાહિત્ય પણ રચાવાની જરૂર છે

**મેડીસીન બોર્ડ**—મદ્રાસ અને સંયુક્ત પ્રાન્તની સરકારોએ દેશી ચિકિત્સા પદ્ધતિની ઉપયોગિતા તથા શાસ્ત્રીયતાની તપાસ કરવા માટે જે કમીશન અને ઇન્કવાયરી કમિટી નીમેલ એના રિપોર્ટોથી હવે તો સરકારી ધોરણે સિદ્ધ થઇ ચુક્યું છે કે દેશીચિકિત્સા પદ્ધતિ શુદ્ધ વૈજ્ઞાનિક પાયા ઉપર ઉભેલી છે, દેશની મોટા ભાગની વસ્તીને પ્રિય છે અને તેના ઉપર લોકોને વિશ્વાસ છે વળી દેશી જરૂરીઆતને પહોંચી વળવા માટે આવશ્યક છે માટે તેની ઉન્નતિ થવી જોઇએ હવે કોઇ દેશીવૈદ્યકની આ શાસ્ત્રીયતા વિષે નિરર્થકવાદ ઉભો કરે તો એને તેનો ઉન્માદ જ યા પ્રલાપજ ગણવો પડશે હવે તો સંયુક્ત પ્રાન્તની સરકારનું અનુસરણ કરી દરેક પ્રાન્તીય સરકારે મેડીસીન બોર્ડની સ્થાપના કરવી જોઇએ કે જે બોર્ડ મારફત દેશીચિકિત્સા પદ્ધતિની ઉન્નતિ માટે પ્રયત્ન થાય, તેની કેળવણી માટે યોજના થાય, વૈદ્યો અને હકીમોને દાક્તરો પ્રમાણે સર્વ અધિકારો મળે અને તેનો કોર્ટોમાં સ્વીકાર થાય દાક્તરો પેઠે જ વૈદ્યો અને હકીમોનું રજીસ્ટ્રેશન થાય તથા દેશીચિકિત્સા પદ્ધતિના પ્રચાર માટે અને વિસ્તાર માટે વૈદ્યહકીમોને સહાયતા મળે તથા સરકાર તરફથી દેશીચિકિત્સા પદ્ધતિના ઔષધાલયો અને ઇસ્પીતાલો ઉઘાડવામાં આવે એ બધું જરૂરનું છે

સંયુક્ત પ્રાન્તમાં આઠ-નવ વર્ષોથી એક મેડીસીન બોર્ડ સ્થપાયું છે એની રચના કાંઇક ચુટણીથી અને કાંઇ નીમણુકથી થાય છે એના પ્રમુખ તરીકે ન્યાયાધીશની શ્રેણીનો માણસ નીમાય છે અને સેક્રેટરી તરીકે ડેપ્યુટી કલેક્ટર નીમાય છે બીજા પણ બે સભાસદો સરકાર તરફથી નીમાય છે એક હિંદુ અને એક મુસલમાન મધ્ય પ્રાન્તિક કૌંસીલ તરફથી ચુંટાય છે એક હકીમ અને એક વૈદ્ય પ્રાન્તિક વૈદ્યસમ્મેલન તથા યૂનાની કોન્ફરન્સ તરફથી ચુંટાય છે ત્રણ વૈદ્યો રજીસ્ટર્ડ વૈદ્યો તરફથી અને ત્રણ હકીમો રજીસ્ટર્ડ હકીમો તરફથી નીમાય છે જો કે આ બોર્ડની રચનામાં હજી ચુંટણીનું તત્ત્વ ઓછું છે અને વૈદ્યોની સંખ્યાના પ્રમાણમાં એને સ્થાન નથી મળ્યું છતાં કાંઇ ન થાય એના કરતાં જે થયું છે તે આવકાર યોગ્ય છે આ મેડીસીન બોર્ડદ્વારા આયુર્વેદ અને યૂનાની શિક્ષણનો પાઠ્યક્રમ તૈયાર

થાય છે અને બોર્ડે માન્ય કરેલ સંસ્થાઓમાં એ પાઠયક્રમ ચાલે છે કોલેજ શ્રેણીનો પાઠ્યક્રમ પાંચ વર્ષનો અને વિદ્યાલય શ્રેણીનો ચાર વર્ષનો રાખવામાં આવેલ છે આ સંસ્થાઓમાં પ્રાચીન તેમજ નવીન ધોરણે શિક્ષણ અપાય છે અને પ્રત્યક્ષ અભ્યાસની પણ સગવડ રાખવામાં આવી છે આ બોર્ડદ્વારા પરીક્ષા પણ લેવાય છે અને ડીગ્રી તથા ડીપ્લોમા આપવામાં આવે છે વૈદ્ય હકીમોનું રજીસ્ટ્રેશન પણ આ બોર્ડ કરે છે અને આ રજીસ્ટર્ડ વૈદ્ય હકીમોએ માંદગી રજા, યોગ્યતા, તન્દુરસ્તી, ઉમ્મર તથા મરણ સંબંધી આપેલું સર્ટીફીકેટ ડીસ્ટ્રીકટ બોર્ડ અને મ્યુનિસિપલ બોર્ડના નોકરો તથા સામાન્ય લોકો માટે માન્ય ગણાય છે સરકારી નોકરો માટે પણ આ સર્ટીફિકેટ માન્ય ગણવામાં આવે એ માટે પ્રયત્ન ચાલે છે આ બોર્ડ મારફત કેટલીક યૂનાની તથા આયુર્વેદિક શિક્ષણ સંસ્થાઓને મદદ આપવામાં આવે છે તથા શહેરોના તેમજ ગામડાઓના ઔષધાલયોને તથા ચિકિત્સકોને સહાયતા આપી પ્રોત્સાહિત કરવામાં આવે છે ઈ સ ૧૯૩૪ માં આ જાતની સહાયતા એવા વૈદ્ય હકીમોને આપવામાં આવી હતી કે તે વડે પોણા છત્રીસ લાખ રોગીઓને ઔષધિ રાહતી મદદ મળી હતી આ વર્ષે તાજા પાસ થયેલા અને ગામડાઓમાં જઈને ચિકિત્સાનો ધંધો કરવા ઇચ્છનારા થોડા વૈદ્ય હકીમોને પણ સહાયતા આપવામાં આવી છે આ બધા કાર્યોથી સંયુક્ત પ્રાન્તમાં જાણે નવી જાગૃતિ આવી છે અને દેશી ચિકિત્સાની માન્યતા વધી ગઈ છે

મદ્રાસ સરકારે આયુર્વેદ અને યૂનાની સ્કૂલ ઉઘાડી છે અને વૈદ્ય હકીમોના રજીસ્ટ્રેશનનું કામ પણ તે સ્કુલના પ્રિન્સિપાલના હાથમાં રાખ્યું છે બિહાર સરકારે એક આયુર્વેદ વિદ્યાલય ઉઘાડયું છે અને તેને સારી રીતે ચલાવે છે તેમાં પાસ થયેલા વદ્યોને G A M S ગ્રેજ્યુએટ ઓફ આયુર્વેદિક મેડીસીન અને સર્જરીની પદવી આપવામાં આવે છે યુ પ્રાન્તના મેડીસીન બોર્ડના ધોરણ પ્રમાણે બિહારમાં પણ એક બોર્ડ સ્થાપવાનો ઉદ્યોગ ચાલુ છે થોડા વખતમાં એ થઈ જશે બંગાળ સરકાર પણ આયુર્વેદના શિક્ષણ માટે તથા વૈદ્યોના રજીસ્ટ્રેશન માટે એક ફેકલ્ટી ઓફ આયુર્વેદ કાયમ કરવાનો વિચાર કરે છે નવા પ્રાન્તીય સ્વરાજ્ય સાથે એનો આરંભ થઈ જશે મને સાંભળીને આનંદ થયો છે કે મધ્ય પ્રદેશની પ્રાન્તિક કાઉન્સીલમાં પણ એક મેડીસીન બોર્ડ કાયમ કરવાનો ઠરાવ પાસ થઈ ગયો છે હજી એ બોર્ડ બન્યું નથી, એટલે ભાવિમાં આવનારી પ્રાન્તિક એસેમ્બ્લીનું આવું બોર્ડ સ્થાપવાનો દ્રઢતાપૂર્વક ઉદ્યોગ કરવાનું પવિત્ર અને આવશ્યક કાર્ય રહેશે મધ્ય પ્રદેશના વૈદ્ય ભાઈઓની પણ ફરજ છે કે તેઓએ પોતાના

પ્રાંતના જે મેડીકલ બોર્ડ બને તે સંયુક્ત પ્રાંતની જોડ કરતા વધારે વ્યાપક અને પૂર્ણ હોય અને તેનાદ્વારા વૈદ્યોને વધારે કીમતી અને વધારે દૃઢ અધિકારો મળે એવો ઉદ્યોગ કરવો. એટલું જ નહિ પણ એક સરકારી આયુર્વેદ વિદ્યાલય સરકાર તરફથી ઉઘાડવામાં આવે એવો પણ યત્ન કરવો જોઈએ કારણ કે એની ઉન્નતિ અને સ્થિરતાનો વધારે ભરોસો રાખી શકાય છે.

**આયુર્વેદ વિદ્યાલય**—પ્રત્યેક પ્રાંતમાં એક એક સરકારી આયુર્વેદ વિદ્યાલય જરૂર સ્થાપવામાં આવે એવું દબાણ કાઉન્સીલો, મીનીસ્ટરો અને ઓફીસરો દ્વારા સરકાર ઉપર લાવવાનો પ્રયત્ન કરવો એ દરેક પ્રાન્તના વૈદ્યોનું કર્તવ્ય છે. ભારતની એંશી ટકા વસ્તી આયુર્વેદ ઉપર શ્રદ્ધા રાખે છે અને પ્રસંગ પડતાં તેનો લાભ લે છે. આ વિશાળ જન સંખ્યાને વૈદ્યક સહાયતા અને સગવડ પોંચાડવા માટે પ્રત્યેક પ્રાંતમાં પુષ્કળ શિક્ષિત વૈદ્યોની સંખ્યા તયાર થતી રહેવી જોઈએ. આવા વિદ્યાલયો મારફત જ આ કામ થઈ શકે. મધ્ય પ્રદેશની સરકાર આયુર્વેદિક શિક્ષણ માટે કેટલાક વિદ્યાર્થીઓને છાત્રવૃત્તિઓ (સ્કોલરશીપો) આપે છે એ માટે આપણે ધન્યવાદ આપીએ છીએ છતાં સ્પષ્ટ કહીએ છીએ કે આ પ્રયત્ન અકિંચિત્કર છે. સરકારી વિદ્યાલય ઉઘાડવાથી જ એ ખોટ પુરી કરી શકાય. આવા વિદ્યાલયોમાં ઔષધિઓના પરિચય માટે બગીચો હોવો જોઈએ. ઔષધિ બનાવતાં શીખવવા માટે ઔષધિ નિર્માણશાળા હોવી જોઈએ. રોગનિદાન, રોગચિકિત્સા અને શસ્ત્રચિકિત્સાના પરિચય માટે ઔષધાલય તથા હસ્પીતાલ જોઈએ. વળી એક પ્રયોગશાળા, એક પુસ્તકાલય અને એક વસ્તુસંગ્રહાલય પણ હોવું જોઈએ. શરીરના પ્રત્યક્ષ જ્ઞાન માટે શબ વ્યવચ્છેદશાળા (ડીસેકસન હૉલ) જોઈએ. આ સાધનો સાથે જે શિક્ષણ આપવામાં આવશે તે જ વિશેષ ઉપયોગી થશે.

એક સરકારી વિદ્યાલય ઘડી કરી પર્યાપ્ત નહિ થાય. આયુર્વેદિક શિક્ષણ માટે તતે ઉદ્યોગ કરવાનું વૈદ્યોનું પણ કર્તવ્ય છે. તેઓ ધારે તો સંગઠિત થઈને ઓછામાં ઓછું એક વિદ્યાલય તો ચલાવી શકે. જબલપુરમાં એક આયુર્વેદ વિદ્યાલય સ્થપાય છે અને તેને સ્થાનિક મ્યુનિસિપાલિટી તરફથી વાર્ષિક એક હજાર રૂપીઆની સહાયતા મળવાની છે એવા ખબર છાપાઓમાં વાંચીને મને આનંદ થયો છે. ધનિક સજ્જનો, નેતાઓ તથા સ્થાનિક વૈદ્યોના સહકારથી એક આદર્શ વિદ્યાલય ઉઘડી શકે અને મધ્ય પ્રદેશની એક ખોટ પુરાઈ જાય એમ મને આશા છે. વૈદ્યોના શિક્ષણ સાથે સ્ત્રીચિકિત્સિકા, દાઈ અને સેવિકા તૈયાર કરવા માટે પણ ઉદ્યોગ કરવો જોઈએ. આ જાતનો સ્ત્રી વર્ગ તૈયાર થવાથી આપણી ચિકિત્સા પદ્ધતિની ઉપયોગિતા ઘણી વધી જશે.

અને શ્રી સમૂહની ખાસ સગવડ સચવાશે ઉપવૈદ્યો અને કંપાઉન્ડરોનું શિક્ષણ શરૂ કરવાનો વખત હવે આવી પહોંચ્યો છે આ વર્ગની જરૂરીઆત વધતી જાય છે અને શિક્ષિત કંપાઉંડરો તૈયાર કરવા એ આપણું કર્તવ્ય થઈ પડયુ છે નવા વિદ્યાલયોમા આ બાબતમા ધ્યાન આપવામા આવશે એવી આશા છે

**ઔષધાલય અને રુગ્ણાલય**—પ્રત્યેક પ્રાન્તના પ્રત્યેક જીલ્લામા એક અથવા અનેક એલોપથિક ઇસ્પીતાલો અને જીલ્લાના અનેક સ્થાનોમા એલોપથિક ડીસ્પેન્સરીઓ છે પરતુ આયુર્વેદની ઉપયોગિતા અને ઓછા ખર્ચમા વધારે કામ કરવાની સગવડ સ્વીકાર્યા છતા આયુર્વેદિક ઇસ્પીતાલો તથા ડીસ્પેન્સરીઓ ઉઘાડવાની ઉદારતા સરકારે દર્શાવી નથી આપણા પ્રબળ ઉદ્યોગથી આ કામમા સરકારને તત્પર કરવાનુ આપણુ કર્તવ્ય છે ડીસ્ટ્રીકટ અને મ્યુનિસિપલ બોર્ડોએ પણ એ વિષયમા આવશ્યક ઉત્સાહથી કામ નથી લીધુ એ શોકનો તથા દુઃખનો વિષય છે આ બાબતમા આપણા નેતાઓ અને ચુટાયેલા પ્રતિનિધિઓનો પશ્ચિમી અનુરાગ એક કારણ હશે અને આ અર્ધસ્વરાજ્યની સસ્થાઓ હોવા છતા તેમા આપણને આત્મીયતા નથી દેખાતી તેમ જ આપણા આળસ અને નિરૂદ્યોગ પણ કારણભૂત હોય આપણે ઉદ્યોગ કરીને સામાન્ય જનતાનો મત એટલો જાગૃત કરવો જોઈએ કે આપણ અભીષ્ટ કાર્ય થવામા વધારે અડચણ ન નડે સરકાર તરફથી કે સરકાર અને લોકલબૉર્ડના સહયોગથી પરતુ દરેક જીલ્લામા ઓછામા ઓછી એક ઇસ્પીતાલ અને અનેક ઔષધાલયો ઉઘડવા જોઈએ આ કાર્ય થવામા સરકાર તરફથી ઢીલ થાય અને આપણને ખૂબ પ્રયત્ન તથા ઉદ્યોગ કરવાની જરૂર પડે એવો સભવ છે માટે યોગ્ય તો એ છે કે આપણે વૈદ્ય લોકો સાથે મળીને કેટલાક જીલ્લાઓમા ઇસ્પીતાલો ઉઘાડીએ વૈદ્યોને આ ઉદ્યોગમા સ્થાનિક સસ્થાઓ તરફથી પણ આવશ્યક સહકાર મળવાની આશા છે હમણા જ થોડા મહીના પ્હેલા મારી અલીગઢની મુસાફરીમા મેં જોયુ કે ડા ગોહનલાલે પોતાની મદ્રાસ તથા વીએનાની કેળવણી તથા ત્યાના અનુભવને પરિણામે અલીગઢમા એક આંખની ઇસ્પીતાલ ઉઘાડી છે એ વ્યક્તિગત પ્રયત્ન હોવા છતા આવશ્યક સાધનો અને સગવડોથી યુક્ત એ સસ્થા છે અને રોગીઓને એથી ઘણો લાભ થાય છે લખનૌમા શ્રી યુગલકિશોર રસ્તોગીએ પોતાના પિતાના નામ ઉપર દૂન્દદાન એક ઔષધાલય ઉઘાડયુ છે જેમા સાત પાચ હજાર રૂપીઆના ખર્ચથી દર વર્ષે ત્રણ લાખથી વધારે રોગીઓને ઔષધ મળે છે આવા દાખનાઓ સરકાર અને લોકલબોર્ડની આંખ ઉઘાડી શકે અને તેઓ એલોપથીના પ્રચાર માટે જે ખર્ચ કરે છે

તેના ઉપર વિચાર કરીને આયુર્વેદ તરફ ઢળવાની લાલચ સરકારના મનમા ઉત્પન્ન કરી શકે સાહસ, સગઠન અને સહયોગથી આ દિશામા વૈદ્યો પ્રયત્ન કરે તો તેઓને સફળતા, યશ અને આર્થિક લાભ ન મળવાનુ કાઈ કારણ નથી છેવટ કોઈ એકાદ સ્થાનમા આનો પ્રયોગ તો આપણે કરી લેવો જોઈએ, આ ઉદ્યોગી સફળતાના જોર ઉપર આપણે મ્યુનિસિપલ બોર્ડો અને ડીસ્ટ્રીકટ બોર્ડોને આ કામમા આકર્ષી શકીએ

**ઔષધિ નિર્માણશાળા**—દરેક વૈદ્ય રોગીને તપાસે, તેની ચિકિત્સાની વ્યવસ્થા કરે તથા દવા પણ તૈયાર કરે એ સગવડ ભરેલુ નથી એ દિવસે દિવસે સૌને દેખાતુ જાય છે કષ્ટસાધ્ય ઔષધિઓ બનાવવા માટે કોઈ વિશ્વાસપાત્ર સસ્થામા પ્રમાણિક પદ્ધતિથી કામ થતુ હોય તો વૈદ્યોનો ઘણો સમય બચી શકે પ્રત્યેક પ્રાતમા એક એક ઔષધશાળા ઉઘડવાથી આ કામ થઈ શકે છે અત્યારે પણ દેશમા જુદે જુદે સ્થળે જુદી જુદી ફાર્મસીઓ ઉઘડી છે પણ જ્યા સુધી તેના ઉપર પ્રાતિક સસ્થાઓ તથા વૈદ્યોનો નિરીક્ષણ રૂપ અકુશ નથી તેની નિર્માણ પદ્ધતિ શાસ્ત્રોક્ત હોવાનો નિશ્ચય નથી, ઔષધિઓના પાઠ નક્કી કરેલા નથી ઔષધિઓની પૂર્ણતા અને યોગ્ય ઔષધિની ખાત્રી નથી સ્વાર્થ દૃષ્ટિથી એના ઉપર વધારે વ્યક્તિઓનું ધ્યાન અને આકર્ષણ નથી ત્યા સુધી સર્વની પ્રમાણિકતાના સબધમા 'પણ' નો અવકાશ રહી શકે પણ જો આવી નિર્માણશાળાઓ કોઈ સસ્થા દ્વારા કે સમ્મિલિત–સગઠિત શક્તિ દ્વારા ચાલતી હોય તો પ્રમાણિકતાની અને વિશ્વાસની દૃષ્ટિથી જે વૈદ્યોને આકર્ષી શકે તેનાથી વૈદ્યોની જરૂરીઆત પૂરી પાડી શકે આ જાતના નાગપુરમા વિશ્વશક્તિ નામની એક સસ્થા સ્થપાઈ છે અને તેના ઉપર નાતિક મડળની સરક્ષકતાની છાપ છે એ સફળતા અને ઉન્નતિ સાથે પોતાનુ કાર્ય કરતી રહેશે એવી આશા છે

**ઉપસહાર**—વૈદ્યોનુ કર્તવ્ય બે જાતનુ છે એક સમેલન અને સસ્થાઓ સાથે મળીને કરવાનુ સામાજીક કર્તવ્ય અને બીજુ જાતે કરવાનુ વ્યક્તિગત કર્તવ્ય વ્યક્તિગત કર્તવ્યમા એક વૈદ્ય જેટલો વધારે પવિત્ર, સાચો અને ઉચ્ચ શ્રેણીનો ધાર્મિક હોય તેટલી વધારે પ્રતિષ્ઠા, માન અને સફળતા એ સમાજમા મેળવી શકશે વ્યક્તિગત વ્યવહારમાજ માણસની પરીક્ષા અને તેના મનુષ્યત્વની કસોટી છે ચરકસુશ્રુતાદિ આચાર્યોએ આદર્શ વૈદ્ય કેવો હોવો જોઈએ વિદ્વાન કર્મનિષ્ઠ અને પ્રાણાચાર્યપદને શોભા આપનાર વૈદ્ય કેવો હોવો જોઈએ શાસ્ત્રાધ્યયન, અને અનુભવ દ્વારા પ્રતિષ્ઠાની પ્રાપ્તિ કેવી રીતે થાય એ બધુ બતાવ્યુ છે ભાઈઓ, આપણે આપણા આયુર્વેદ તરફ કર્તવ્ય દક્ષ બનીએ, જનતા અને રોગીઓના સાચા મિત્ર બનીએ, આપણા

વૈદ્યભાઈઓનો ભ્રાતૃભાવ તથા સ્નેહસંપાદન કરનારા સુહૃદ બનીએ આપણા દેશ અને સમાજના સાચા સેવક બનીએ આપણે એવા બનીને જ કર્તવ્યમાં, વ્યવહારમાં અને ધંધામાં સિદ્ધિ અને સફળતા મેળવી શકીએ છીએ રોગી આપણને દેખીને જ શ્રદ્ધા અને ભક્તિભાવથી આશ્વાસન પ્રાપ્ત કરે, પોતાનું જીવન શંકા વગર આપણને સોંપી દે એમ થવું જોઈએ આપણા વૈદ્ય ભાઈઓ આપણને જોઈને આપણને મળીને દિલ ખોલીને ભાઈ પેઠે પ્રેમાલાપ કરે અંદર અંદર સલાહ મસલત કરે, પરસ્પર સહાનુભૂતિ અને સહાયતા લીએ દીએ આપણા પરસ્પર વ્યવહારમાં ઈર્ષ્યા, દ્વેષ અને કપટાચારને સ્થાન ન હોય દિલ ઉઘાડીને આપણો અનુભવ, આપણો જ્ઞાનભંડાર આપણા ભાઈ પાસે આપણે રાખી શકીએ ત્યારે જ આપણી જ્ઞાનવૃદ્ધિ અને શ્રીવૃદ્ધિ થઈ શકશે આપણા એકલાના અભ્યુદયની અને ઉન્નતિની આકાંક્ષાને બાધા ય ન આપતા સામુદાયિક ઉન્નતિ, સાર્વજનિક અભ્યુત્થાન અને વ્યાપક માન સમાનની આપણે ઇચ્છા રાખવી જોઈએ આપણું ભૂતપૂર્વ ગૌરવ યાદ કરીને વર્તમાનકાલીન પરિસ્થિતિ, હાલની દુર્વ્યવસ્થા અને આ સંકટ કાળની આલોચના કરીને ભવિષ્ય ગૌરવમય બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ આયુર્વેદિક અભ્યુદય સાથે આપણો દેશ પણ કઈ રીતે મહિમામંડિત થાય, આપણા યશની સુગંધ અને આપણી સફળતાની વિજય પતાકા કઈ રીતે સ્વાભિમાન સાથે ચારે તરફ ફેલાઈ જાય એ આપણા વિચારનો વિષય હોવો જોઈએ ગુલામીમાં રહેલો દેશ, અંદર અંદરની ખેંચતાણ, મતભેદ અને ઝગડાઓને લીધે કદિ પણ પરાધીનતામાંથી છુટી શકવાનો નથી સ્વતંત્ર અને ઉન્નત દેશોના પક્ષો ભિન્ન ભિન્ન દૃષ્ટિબિન્દુઓ દ્વારા એ દેશને ઉન્નતિને માર્ગ લઈ જાય છે પણ ગુલામ દેશને તો પક્ષો અધોગતિના ખાડામાં લઈ જાય છે આ વાતો સમજીને આપણે કર્તવ્ય નિરૂપણમાં જાગૃત રહેવું જોઈએ પૂરી શક્તિ સાથે, પૂરા ઉત્સાહ સાથે, પૂરા સ્વાભિમાન સાથે અને પૂરા જોશથી આયુર્વેદની ઉન્નતિના યત્નમાં આપણે લાગી જવું જોઈએ નિત્ય આત્મચિંતન કરતા, આપણે આપણી ભૂલને, આપણા પ્રમાદને, આપણા બુદ્ધિવિભ્રમને અને પ્રજ્ઞાપરાધને સમજીને માર્ગ સંશોધન કરવું જોઈએ હિમ્મત ન હારિયે, બિસારિયે ન રામનામ તો આપણને અટકાવી શકે એવી કોઈ શક્તિ જ નથી વીસ વર્ષ પ્હેલાની સ્થિતિનું સિંહાવલોકન કરવાથી માલુમ પડે છે કે ઘોર અંધારી રજની પૂરી થવા આવી છે અને ઉન્નતિનો ઉજ્જ્વલ ક્ષિતિજ ઉપર ઉગી રહ્યો છે આપણા ગૌરવસૂર્યનો પૂર્ણ પ્રકાશ સાથે ઉદય થવામાં હવે વિલંબ નથી કર્તવ્યદક્ષ બનીને વિજયમાળા પહેરી લેવાની છે કર્તવ્યની કઠિન પરીક્ષામાં આપણે પાર ઉતરીએ એક પછી એક લડાઈ

છીતતો આપણે ચાલ્યા જઈએ મુડદા જેવી રહેનારને આ જમાનો નથી ઉદ્યોગ, ઉત્સાહ અને સતત પ્રયત્ન જ સફળતાની કુંચી છે આળસુ અને કર્મભીરૂ મોંખી મારતો પડયો રહે છે અને પુરૂષ સિંહ પડકાર કરતો ધ્યેય પાસે પહોચી જાય છે દેશ અને સમાજના વિશ્વાસનું બળ મેળવીને બળશાળી બનીને સિદ્ધિ તથા સફળતા પ્રાપ્ત કરી વિજય વૈજયંતી પહેરી લીઓ આપ આદર્શ બનો અને તમારા પ્રાંતને આદર્શ બનાવી દીઓ આપની કીર્તિ દેશ વ્યાપી થાવ, અને આપની સિદ્ધિ અને સમૃદ્ધિ દેશને સમૃદ્ધિશાળી બનાવો એમજ હો!

भिषजा साधुवृत्तानां भद्मागमशालिनां ।
अभ्यस्तकर्मणा भद्र भद्र भद्राभिलाषिणाम् ॥

(વઇીમેન પત્રિકા માચ ૧૯૩૭ માથી અનુવા )

---

# મીર ખલીફાની ભાગેલા હાડકા સાંધવાની અદ્ભુત કળા

પરીક્ષાને હવે ફક્ત ૧૮ દિવસ બાકી હતા વિદ્યાર્થીઓ અને અધ્યાપકો ભણવા તથા ભણાવવાના કામમા તલ્લીન થઇ ગયા હતા રાત દિવસરૂપ થઇ ગઈ હતી પરીક્ષામા ઉચે નબરે પાસ થવાનુ તથા પ્રથમ શ્રેણી મેળવવાનું ભૂત માથા ઉપર ચડી બેઠુ હતું આત્મારામને પહેલી શ્રેણીમા પાસ થવાની પૂરી આશા હતી પણ એટલામા ફુટબોલમા અકસ્માતથી ડાબા હાથના બે હાડકા ભાગી ગયા એ તો બિચારો તરફડીને રહી ગયો પણ મારી આખોએ અધારા આવી ગયા

મીરૂખલીફાને બોલાવીને મેં કહ્યુ કે પરીક્ષાને ૧૮ દિવસ બાકી છે માટે તમે આ હાથ નવ દિવસમા સારો કરી દીઓ તેઓએ કબુલ કર્યુ નવમે દિવસે પાટો છોડ્યો હાથ બરાબર સધાઈ ગયો હતો પણ ખલીફાએ શિખામણ આપી કે હાડકુ હજી નબળુ છે એટલે જરા પણ આચકો લાગશે તો ખરાબ થઇ જશે અને તેમ જ બન્યુ હાડકાને આચકો લાગી ગયો, હાથ વાકો થઈ ગયો અને તેમા થોડુ થોડુ દરદ પણ થવા લાગ્યુ પરીક્ષા માટે જ્યારે હુ ગયો ત્યારે મેં અમારા ડીવીઝનના સૌથી મોટા દાક્તરને હાથ બતાવ્યો ૧૫-૨૦ મિનિટ સુધી ધ્યાનથી જોઇ રહ્યા પછી તેઓએ કહ્યુ કે "પંડિતજી, હાડકુ વાકુ સધાયુ છે, કોણે આ હાથ બાધ્યો હતો?" મેં જવાબ આપ્યો મીરૂ ખલીફાએ' તમારે ત્યા હમણા ઇસ્પીતાલમા શું તેઓ

ઈનચાર્જ છે? સાર્જન્ટ જનોની આવી દશા છે?" મેં કહ્યું "ના, દાક્તરસાહેબ, તેઓ દાક્તર નથી"

"ત્યારે પછી દાક્તર હોવા છતાં તમે વૈદ્ય પાસે પાટો કેમ બંધાવ્યો?"

"દાક્તરસાહેબ, તેઓ વૈદ્ય કે હકીમ પણ નથી"

દાક્તરસાહેબે બેચેનીથી પૂછ્યું "ત્યારે એ છે કોણ?"

મેં સકોચાતા સકોચાતા કહ્યું "તેઓ તો એક પહેલવાન છે, પણ આ કામમાં બહુ હુશીઆર ગણાય છે"

દાક્તરસાહેબ ગરમ થઈ ગયા "માફ કરો પંડિતજી, તમે ભણેલા ગણેલા મૂર્ખ છો"

મને ખરાબ તો લાગ્યું પણ વાત સાચી હતી એટલે ગળી ગયો. પછી મેં કહ્યું "દાક્તરસાહેબ, જે થયું તે થયું પણ આ હાથનું હવે શું થશે તે તો કહો"

તેઓ બોલ્યા "હવે હાથ સીધો તો નહિ જ થઈ શકે દર્દ જતું રહેશે ખરું તમે આ છોકરાની જીંદગી બગાડી દીધી"

મેં ત્યાંથી પાછા આવીને ખલીફાજીને બોલાવ્યા અને જે વાત થઈ હતી તે કહી સંભળાવી તેઓ ખૂબ શાન્તિથી બોલ્યા "તમે ગાળો તો ઘણી દીધી પણ છેવટ શું કહ્યું એ તો કહો" એટલે મેં દાક્તરસાહેબ સાથે થયેલી બધી વાત સંભળાવી ત્યારે તેઓ બોલ્યા "અરે પંડિતજી, આ દાક્તરોને હાડકા કોને કહે છે એની કંઈ ખબર છે? તેઓ પૂરા ઉંટ છે માત્ર કીનીનની તેઓને ખબર છે

એટલે મેં ઉત્સુકતાથી પૂછ્યું કે "શું હાથ સાજો થઈ જશે?"

"પંડિતજી, આ હાથ, સાજો ન થાય તો હવેથી પાટો બાંધવાનું કામ છોડી દઉં! આવા હાથમાં બધું ખુદાના હાથમાં છે મારી તો મહેનત માત્ર છે"

મેં માનસશાસ્ત્રીના અભ્યાસીના ભાવથી એના ચહેરા તરફ જોયું તો એના ચહેરા ઉપર અપૂર્વ આત્મવિશ્વાસ પ્રસરી રહ્યો હતો જયદ્રથના વધની પ્રતિજ્ઞા કરતી વખતના અર્જુનના ચહેરાનું મને સ્મરણ થયું

ત્રણ દિવસ સુધી પોટીસ બાંધ્યા પછી ખલીફાએ ફરી હાથ સાંધ્યો અને વીશ દિવસ પછી જ્યારે પાટો છોડયો ત્યારે હાથ તદ્દન સરખો થઈ ગયો, અને એટલે સુધી કે આત્મારામ પાણી ખેંચી શકતો હતો તથા પંજો લડાવી શકતો હતો

મેં દાક્તરસાહેબને ઉપલી હકીકત કહી અને તેમના લખવાથી પેલા વિદ્યાર્થીને તેઓની પાસે મોકલ્યો એક કલાક સુધી હાડકાને તપાસ્યા

પછી તેઓએ કહ્યુ "હાથ તો તદ્દન સરખો ર , ગયો પણ કેમ સરખો થયો તે સમજાતુ નથી"

દાક્તસાહેબનો ચહેરો જોવા જેવો હતો એક બીજો દાખલો બસ

હિ દુસ્થાનના એક પુનીસ સુપ્રી ટે ડ ટનો દીકરો ઇગ્લ ડથી સ્ટીમરમા બેઠો પણ સ્ટીમરમા ચડતી વખતે પડી જવાથી એનો હાથ ભાગી ગયો સ્ટીમરમા અને દેશમા આવ્યા પછી ઘણા દાકતરો પાસે ઉપાયો કરાવ્યા પણ પીડા મટી નહિ એક જમીન ારે મીરખલીફાની વાત કરી સાહેબના કહેવાથી એને તેડી ગયા માથે જૂની ઢબનો નાદા, લાબુ અને મેલુ કડીયુ, ખભા ઉપર ખેસ, અને સાધારણ જોડા ખલીફાનુ આ રૂપ જોઇને સાહેબ ભડકી ગયા અને બોલ્યા કે "મારા પ્યારા દીકરાનો હાથ આવા અનાડી ઓની પ્રયોગશાળા બનાવવા હુ તૈયાર નથી"

સાહેબના હાવભાવથી અગ્રેજીનો એક પણ અક્ષર ન જાણનાર મીર ખલીફા સમજી ગયો કે સાહેબ હાથ દેખાડતા ગભરાય છે એટલે પોતાની ગામડીઆ ભાષામા તેણે કહ્યુ કે ' અરે સાહેબ મને તમારા દીકરાને જોવા તો દીઓ" "ના, ના તુ મારા દીકરાનો હાથ ખરાબ કરી નાખીશ તુ દાક્તર નથી '

'અરે પણ તુ તો પોલીસનો સાહેબ છો ના, હાથ ખરાબ થાય તો મને ફાસીએ દેજે ઘણા આગ્રહ પછી એનો ઉપાય શરૂ થયો અને સત્તર દિવસમા તો તેનો દીકરો ટેનીસ રમવા મડયો

મીર ખલીફાની જન્મભૂમિ દેવબન (સહારનપુર) છે અને હાલમા એની ઉમ્મર પચાસ વર્ષની છે તેઓ સાધારણ સ્થિતિના માણસ છે અનાજ તોળવુ, બાગોનો પાક રાખવો-વેચવો વગેરે મહેનતના કામો વડે પોતાનો નિર્વાહ કરે છે તેનો સ્વભાવ ઘણો દયાળુ છે અને હમેશા પ્રસન્ન રહે છે તેઓ કોઈ પણ કામમા રોકાયા હોય પણ ખબર પડતા તરત જોવા નીકળી પડે છે કેટલીકવાર આમ કરવાથી એને ભારે નુકસાન થાય છે હુ જાણુ છુ કે ઘણીવાર તેઓ ભોજન ઉપરથી ઉઠીને રોતા બાળકોના હાથ બાધે છે તેઓનુ ઘર સાચુ ધન્વતરિ ભુવન છે અને પોતે પીયૂષપાણિ છે લોકો એમને ઘેર રોતા રોતા આવે છે અને હસતા હસતા પાછા જાય છે

લોભથી તેઓ લાખો ગાઉ દૂર રહે છે તેનામા દાક્તરોની તેજસ્વીતા કે વૈદ્યોની મોટાઈ નથી નથી તેઓની ફી કે નથી એની પાસે કપાઉડર ગજીખુશીથી જે કાઇ ભેટ આપે તે લઈ લે છે અશક્તિથી કે શક્તિ હોવા છતા ન આપે તો તેનુ કાઇ નહિ પોતે અમીરનુ કામ પછી કરે છે અને ગરીબનુ પહેલા કરે છે

પોતાની વિદ્યા ખુદાની બક્ષીસ છે એમ તેઓ સમજે છે અને બીમારીમા સેવા કરવાની તક મળતા બહુ સતોષ અને ખુશી થાય છે તેઓને હિન્દુ મુસલમાન જુદા નથી દેખાતા કેવળ માણસ અને માણસાઈને નજરમા રાખી રોગીઓની તેઓ સેવા કરે છે

એક દિવસ મે તેઓને કહ્યુ "ચાલો આપને દવાખાનુ ઉઘડાવી દઉ પછી તમે ફી લઈને ગાડીમા જોવા જજો, એથી આવક પણ વધશે અને પ્રતિષ્ઠા પણ વધશે "

તેઓએ જવાબમા કહ્યુ કે 'પણ પછી આટલા દરદીઓને ફાયદો નહિ થાય "

મે આશ્ચર્યથી પૂછ્યુ "કેમ ?"

વાત એમ છે પડિતજી કે હુ તો હાડકાને ઉપરથી બાધી દઉ છુ અદરથી તો એને ખુદા જ સારૂ કરે છે પણ મને જ્યારે લોભ લાગશે ત્યારે ખુદા મદદ નહિ કર

વાત એમ હતી કે મીરખલીફાએ તદ્દન તૂટી ગયેલો પગ સાજો કર્યો ડાક્તર લોકો એને કાપી નાખવાની સૂચના આપી ચુક્યા હતા પણ પેલા માણસે ખલીફાને ફક્ત છ રૂપીઆ આપ્યા પગ કપાવવો પડત અને એ કાપવા માટે ડાક્તરને બસ્સો રૂપીઆ આપવા એ તૈયાર હતો પણ ખલીફા માટે છ રૂપીઆ એને ઘણા લાગ્યા મને એના ઉપર બહુ ગુસ્સો આવ્યો પણ ખલીફાજી તો એથીયે સતુષ્ટ હતા

અભિમાન તો એને અડયુ જ નથી અને પોતાની આ કલાને યશો પાર્જનનુ સાધન બનાવવાની કરામત પણ એને નથી આવડતી બસ એ તો સીધો સાદો ઈશ્વર-વિશ્વાસી મુસલમાન છે સેવા જ એનો સ્વભાવ, વ્યસન અને ધર્મ છે

અત્યાર સુધીમા કોણ જાણે કેટલા રોગીઓને એણે આરામ પોચાડયો હશે કેટલા જીવોની એણે રક્ષા કરી છે પણ આ બાબતમા ક્યારેય એને કાઈ કહેતા મે નથી સાભળ્યો એને જોઈને મારૂ આ ઉદ્ધત મસ્તક એની મેળે નમી પડે છે

ટુકામા એની પાસે યૂનિફોર્મ નથી પણ એ સાચો મોટો સ્વયસેવક છે કોઈ સમેલનમા એને ઉપાધિ કે સ્વર્ણ પદક નથી મળેલ પણ રોગીઓના હૃદય એની પ્રશસાથી ભર્યા છે અને તેનુ જીવન, મોટી મોટી ડીગ્રીઓથી પ્રભાવિત હોવાને કારણે રોગીઓને ધુતકારી કાઢનારા હજારો દાક્તરોથી વધારે પવિત્ર છે ભારતીય માનવતાનો એ રત્નરૂપ નમુનો છે

(વિજ્ઞાન નામના હિંદી માસિકમાથી ન સ પ એપ્રી । ૧૯૩૭મા કરેલા ઉતારાનો અનુવાદ)

તા ક—હાડકાને ચ lવવાની નથા આગેનાને મરખા મેમારી પાટા બાધી મામ કરવાની એક પ્રકારની હાય કળા આ દેશમા જૂના મા.ળથી ચાલી આવે છે પરંતુ નાના મ ના વગેરેમા આ કળા સાધનાગ ગાર્ડ કા ર્ડ ખાસ મળી આવે છે જામનગરમાં ગેઝ કસરતીને એ કામ કરતા જોયેના પણ એ કરતા વધારે તો લીલીઆ પાસે પુ નપા રના ગે ઘરડા કુભારની લગભગ નીશ વપ પહેલા ર l l માધરાની ગા જોઈને હુ ખુશી થ l ગયેલે હાથે પાડી નાખેના ગેક હાડકાના પગના ન ક l આ ગથી ન્હુ ઓછુ દેખતા એ વૃદ્ધ સ્પર્શથી જોઇને મેમારી પાગીયાં સુધી નાટા બાંધેતા એ કળાની પર પગ નષ્ટ થતી ન l ૯

તની આ વિ

—o—

# શ્રી આયુર્વેદ પાઠશાળા—રજીષ્ટર્ડ—અમદાવાદ

સ.ક્ર્રહુ પાઠશાળાનુ નવુ વષ તા ૧-૬-૩૭ થી શરૂ થયુ છે, માટે સ રહુ પાઠશાળાનો લાભ લેવા ઈચ્છનાર વિદ્યાર્થી ભાઇઓએ નવા વર્ષમા દાખલ થવા માટે નીચેના સરનામે અ ૭ કરવી

પાઠશાળા લાયબ્રેરી પણ ખુલી છે, નવા વર્ષમા સભ્ય થનાર વ્યકિતએ રૂા ૧ લવાજમ ભરી સભ્ય તરીકે લાયબ્રેરી સેક્રેટરી શશીમ ત બી પડયાને પોતાનું નામ લખાવી પાઠશાળા અને લાયબ્રેરીનો લાભ લેવો

અરજી મોકલવાનુ સરનામુ

વૈદ્ય ચ દુલાલ કૈલાશ ક્ર અધ્યાપક

શ્રી આયુર્વેદ પાઠશાળા-સ્વામિનારાયણ મદિર પાસે-અમદાવાદ

---

# આયુર્વેદ ફેકલ્ટી

બગાળની સરકારે (મિનિસ્ટ્રી ઓફ લોકલસેલ્ફગવનમેટ) ૧૪ મી એપ્રીલ ૧૯૩૭ (બગાબ્દ ૧૩૪૪ વૈશાખ તિથિ ૧) ને રાજ જનરલ કાઉ સીલ ઓફ સ્ટેટફેકલ્ટી ઓફ આયુર્વેદિક મેડીસીન બગાળનુ કાય શરૂ કરવાનુ નક્કી કયુ છે અને એ ફેક ટીમા નીચેના મેબરો નીચે પ્રમાણે નક્કી થયા છે—

**સરકારે નીમેલા**

(૧) મિસ્ટર યતી દ્રનાથ બસુ એમ એ એ પ્રેસિડેટ

(૨) મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથ સેન સરસ્વતી એમ એ, એલ એમ એસ વાઇસ પ્રેસિડેટ

(૩) કવિરાજ બ્રજવલ્લભ રામ ચિનસુરા (વર્દવાન ડિવીઝન )
(૪) કવિરાજ ભારતચન્દ્રદત્ત બી એ શાસ્ત્રી, કવિભૂષણ, ખુલના (પ્રેસિડેન્સી ડિવીઝન )
(૫) કવિરાજ પૂર્ણચન્દ્રદાસ ગુપ્ત ઢાકા (ઢાકા ડિવીઝન )
(૬) કવિરાજ નરેન્દ્રનાથદાસ શર્મા કાવ્યતીર્થ, વ્યાકરણતીર્થ, શબ્દશાસ્ત્રી, સાહિત્યાચાર્ય, કુમિલ્લા ( ચટગાંવ ડિવીઝન )
(૭) કવિરાજ પૂરણમલ ગોસ્વામી
(૮) કવિરાજ અનાથનાથ રાય
(૯) કવિરાજ પ્રવાસચન્દ્ર સેન એમ બી કવિભષણ,
(૧૦) કવિરાજ જ્યોતિષચન્દ્ર સેન કવિરત્ન
(૧૧) કવિરાજ યોગેન્દ્રનાથ દર્શનશાસ્ત્રી વ્યાકરણતીર્થ, ષડ્દર્શનતીર્થ, આયુર્વેદાચાર્ય
(૧૨) કવિરાજ નલિની રંજન સેન કાવ્યતીર્થ, વ્યાકરણસાંખ્યતર્કતીર્થ
(૧૩) કવિરાજ યદુનાથ ગુપ્ત શાસ્ત્રી, આયુર્વેદવિજ્ઞાનવાચસ્પતિ, ભિષકચૂડામણિ, ભિષગ્રત્ન, કવિરત્ન
(૧૪) સર મન્મથનાથ મુકરજી કે ટી એમ એ, બી એલ
(૧૫) ઓનરેબલ મિસ્ટર જસ્ટિસ સી સી વિશ્વાસ એમ એ, બી એલ સી આઈ ઈ
(૧૬) ડા૦ સુરેન્દ્રનાથદાસ ગુપ્ત એમ એ, પી એચ ડી (કલકત્તા એન્ડ કેન્ટબ) આઈ ઈ એસ આફ દિ બંગાલ સંસ્કૃત એસોસિએશન કલકત્તાના પ્રતિનિધિ
(૧૭) બાબૂ મુકુન્દવિહારી ચક્રવર્તી બી૦ એ૦, ઈસ્ટ બંગાલ સારસ્વત સમાજ, ઢાકાના પ્રતિનિધિ
(૧૮) ધી રજીસ્ટ્રાર (ભાવિ કાઉન્સીલ નીમાકડ કરશે )
(૧૯) એક અવૈદ્ય ( કાઉન્સિલના પ્રથમાધિવેશન દ્વારા કોઓપ્ટ થશે )
(૨૦) કવિરાજ સતીશચન્દ્રદાસ ભિષગ્રત્ન બી એ, બી એલ, એલ એ એમ એસ આર બોગરા ( રાજશાહી ડિવીઝન )

કલકત્તા કોરપોરેશન તરફથી

(૨૧) કવિરાજ સત્યવ્રત સેન

કલકત્તા યુનિવર્સિટી તરફથી

(૨૨) ડાકટર વિધાનચન્દ્રરાય બી એ, એમ ડી, એફ આર સી એસ (લંડન) ઔર એફ એસ એમ એફ (બંગાલ)

**ઢાકા યુનિવર્સિટી તરફથી**

(૨૩) કવિરાજ યતીન્દ્રમોહનદાસ ગુપ્ત વ્યાકરણતીર્થ, વિદ્યાવિનોદ, આયુર્વેદો પાધ્યાય, સાખ્યતીર્થ, તર્કભૂષણ વેદાન્તતીર્થ
(૨૪) કવિરાજ શિવનાથ સેન બી એ, એમ બી આણા આયુર્વેદ વિદ્યાલયના પ્રતિનિધિ
(૨૫) કવિરાજ વિમલાનન્દ તર્કતીર્થ, ભિષક્ શિરોમણિ, વૈદ્યશાસ્ત્રપીઠ પરિષદ્ કલકત્તાના પ્રતિનિધિ
(૨૬) મહામહોપાધ્યાય કવિરાજ રામચન્દ્ર મલ્લિક કાવ્યવ્યાકરણસાહિત્ય તીર્થ ભિષ શાસ્ત્રી ગોવિન્દ સુન્દરી આયુર્વેદિક કાલેજ એન્ડ હોસ્પિટલ, કલકત્તાના પ્રતિનિધિ
(૨૭) કવિરાજ સુશીલકુમાર સેન એમ એસ બી, ભિષગાચાર્ય, કવિરત્ન, વિશ્વનાથ આયુર્વેદ મહાવિદ્યાલય, કલકત્તાના પ્રતિનિધિ
(૨૬) માર્ચ ૧૯ ૭ના કેવા સમાચી દિ દુ વિ-વિ શશીના ની ગજેશ્વર દત્તશાસ્ત્રીએ ર્ય મ પ ૧૯૩૭ એપ્રીલમા લો ઉનાગ )

---

# આયુર્વેદ મહામડળ

## રજતજયન્તી ગ્રન્થ—દ્વિતીયભાગ

અમદાવાદમા ભરાયેલા ૨૫મા નિ ભા વૈદ્યસમેલન સાથે વૈદ્યસમેલનની રજત જયન્તી ઉજવવામા આવી હતી અને એ પ્રસગને ઉદ્દેશીને રજતજન્તી ગ્રન્થ તૈયાર કરવામા આવ્યો હતો ગલબત્ત એ વખતે ફકત જયન્તી ગ્રન્થનો પહેલો ભાગ જ તૈયાર થઈ શકયો હતો એ પહેલા ભાગનુ અવલોકન પણ આ માસિકમા આવી ગયું છે બીજા ભાગ માટે વસ્તુનો સગ્રહ તો થતો જ હતો અને ૧૯૩૬ ના ડીસેમ્બરમા કાશીમા આપણા માનનીય વૃદ્ધ વૈદ્યરાજ નારાયણશકરભાઈના પ્રમુખપણા નીચે ૨૬ મુ નિ ભા વૈદ્યસમેલન ભરાયુ ત્યારે બીજો ભાગ પણ તયાર થઈ ગયો આ બીજો ભાગ કદમા પહેલા ભાગ કરતા મોટો છે ૬૩ +૨૪૭ એટલે ૮૮૩ પાના આ ભાગમા છે અને પાકા પૂઠાના આ વજનદાર પુસ્તકની કિંમત રૂા -દશ રાખી છે

પહેલા ભાગમા મુખ્ય વસ્તુ નિખિલ ભારતવર્ષીય વૈદ્યસમેલનના પ્રમુખોના તથા સ્વાગતસમિતિના અધ્યક્ષોના ભાષણો અને મળી શકયા તેના ટુકા ચરિત્રો છે ત્યારે આ બીજા ભાગમા આ દેશના જુદા જુદા પ્રાન્તમા ભરાયેલ

પ્રાન્તીય વૈદ્યસમ્મેલનોના પ્રમુખોના ભાષણો તથા તેઓના ફોટાઓ સાથે સંક્ષિપ્ત ચરિત્રો એ મુખ્ય વસ્તુ છે આ ઉપરાંત પહેલો ભાગ તૈયાર થયો ત્યાં સુધીમાં ન મળેલા નિ ભા વૈદ્યસમ્મેલનના પ્રમુખોના તેમજ કોઈ કોઈ સ્વાગતાધ્યક્ષોના ભાષણો ચરિત્રો વગેરે તેમજ દેશના જુદા જુદા ભાગમાં પ્હેલા થઈ ગયેલા કેટલાક મોટા વૈદ્યોના સંક્ષિપ્ત ચરિત્રો, વૈદક સંબંધી પત્રોના તન્ત્રીઓના ચરિત્રો વગેરે સામગ્રી છે અને છેવટના ૨૪૫ પાનામાં જુદી જુદી પ્રાન્તીય સરકારો, લોકલબોર્ડો વગેરે સાથે કવિરાજ પ્રતાપસિંહજીએ જે પત્રવ્યવહાર કર્યો તે છાપ્યો છે એ ઉપરથી આ દેશમાં સરકારી કે લોકલબોર્ડની મદદ મેળવતી આયુર્વેદિક સંસ્થાઓની માહીતી મળે છે અલબત્ત આ માહીતી સંપૂર્ણ નથી કારણ કે ઘણાઓએ જવાબ આપવાની દરકાર નથી કરી તો કેટલાકે અપૂર્ણ જવાબો આપ્યા છે, છતાં સારી માહીતી એકઠી થઈ છે પણ આ ગ્રન્થનું પ્હેલી નજરે દેખાય એવું આકર્ષક અંગ તો એમાં છપાયેલા વૈદ્યોના ફોટાઓ છે આ બીજા ભાગમાં કુલ ૧૧૭ ચિત્રો છે અને પ્હેલા ભાગમાં ૩૩ છે એટલે કુલ બે ભાગમાં થઈને દોઢસો ચિત્રો છપાયા છે અલબત્ત કેટલાકના ફોટાઓ બે ય ભાગમાં છપાયા છે એમ પણ બન્યું છે[1] જો કે મોટો ભાગ સ્વર્ગસ્થ તથા વિદ્યમાન પ્રખ્યાત વૈદ્યોના વ્યક્તિશઃ ફોટાઓનો છે પણ કેટલાક આયુર્વેદિક સંસ્થાઓના અધ્યાપકો વગેરેના ગ્રુપફોટાઓ પણ છે

રજતજયંતી ગ્રન્થના દ્વિતીય ભાગની વસ્તુનું આ સામાન્ય સ્વરૂપ થયું હવે કેટલીક વિગતો જોઈએ પ્રાન્તીય વૈદ્યસમ્મેલનો, નિ ભા વૈદ્યસમ્મેલન પેઠે નિયમિત રીતે દર વર્ષ આ દેશના જુદા જુદા પ્રાન્તોમાં ભરાય જ એવો નિયમ નથી પ્રાન્તીય કાર્યકર્તાઓની ઉત્સાહ શક્તિ આર્થિક પરિસ્થિતિ, પ્રાન્તીય વૈદ્યોમાં પરસ્પર સહકારનો સદ્‌ભાવ વગેરે વગેરે વિવિધ કારણોને લઈને કોઈ કોઈ પ્રાન્તમાં સારી સંખ્યામાં સમ્મેલનો ભરાયાં છે અલબત્ત કોઈ પણ પ્રાન્તે નિ ભા વૈદ્ય સમ્મેલન જેટલા તો પ્રાન્તીય સમ્મેલનો નથીજ ભર્યા—ત્યારે કોઈ પ્રાન્ત એવો પણ નીકળે કે જ્યાં હજી સુધી એક પણ વૈદ્યસમ્મેલન ન ભરાયું હોય

હવે પ્રાન્તવાર સમ્મેલનની સંખ્યા જોઈએ આ ગ્રન્થમાં પ્હેલી જ ગુજરાત પ્રાન્તની વાત કરી છે ગુજરાતમાં ૬ સમ્મેલનો ભરાયા છે જો કે આ ગ્રન્થમાં તો પ્હેલા, બીજા, ત્રીજા અને પાંચમાના સભાપતિઓના ભાષણો તથા જીવનચરિત્રો એક સાથે છે માત્ર ચોથા પ્રાન્તીય સમ્મેલનના

[1] કોઈનું ચરિત્ર પણ બે વાર આવ્યું છે કવિરાજ પ્રતાપસિંહનું ચરિત્ર નામે—મા પ્હેલા ભાગમાં અને હિંદીમાં બીજા ભાગમાં છે

પ્રમુખનું ભાષણ, ચિત્ર કે ચરિત કશુ જ નથી. તેઓ પોતે સ્વર્ગવાસી થઈ ગયા છે પણ ભાવનગરના એમના શિષ્યોમાથી કોઈને અથવા પ્રા તીય સ્થાયી સમિતિની ઓફીસને સૂઝયુ હોત તો મોકલી શકત પણ કોણ મૂળ ગુજરાતી ભાષણનુ હિ દી કરે અને મોકલે ? ઠીક છેલ્લા અને છઠ્ઠા ગુજરાત પ્રા તીય સમેલનના પ્રમુખ વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશકર પટ્ટણીનો ફોટો આ ગ્ર થમા છે અને એમનુ આખુ ભાષણ વૈદ્યક મેડિન પત્રિકાના ૧૯૩૬ના અકોમા છપાયેલુ હોવા છતા આમા મગ્રહાયુ નથી એ નવાઈ છે ગુજરાત પ્રા તીય સમેલનના પ્રમુખોના ભાષણો ગોઠવતી વખતે તાજેતરમા અમદાવાદ આવી ગયેલા કાર્યકર્તાઓએ થોડી તકલીફ-અલબત્ત મનને એમા જોડવાની તકલીફ લીધી હોત તો મહેલાઈથી આમા દાખલ કરી શક્ત

પછી કર્ણાટક પ્રા તમા આજસુધીમા સાત પ્રાન્તીય સમેલનો ભરાયા છે (૧) ૧૯૨૪મા બેલગામમા (૨) ૧૯૨૬ બેંગલોરમા (૩) ૧૯૨૭ બીજાપુરમા (૪) ૧૯૨૮ મેંગલોરમા (૫) ૧૯૨૯ ધારવાડમા (૬) ૧૯૩૦ મહીસૂરમા (૭) ૧૯૩૪ હુબળીમા (જુઓ રજતજયતી ગ્રન્થ પ્રથમ પૃ ૫૨૦) છેલ્લા બીજા ભાગમા ત્રીજા, પ્રા તીય સમેલનના સભાપતિ શ્રી એમ વી શાસ્ત્રીનુ તથા સાતમા પ્રા તીય સમેલનના પ્રમુખ વૈદ્યરાજ ભિકાજી વિનાયક ડેગ્વેકર એમ એ એલએલ બી; એમ એમસી નુ ભાષણ એ રીતે બે જ ભાષણો છપાયા છે ફોટાઓ બીજાનો, ચોથાનો, પાચમાનો અને સાતમાનો એ રીતે ચાર છપાયા છે અને ચરિત્ર એક સાતમા ડેગ્વેકરનુજ છપાયુ છે

સયુક્ત પ્રા તમા આજ સુધીમા આઠ વૈદ્યસમેલનો ભરાયા છે (૧) ૧૯૧૮માં કાનપુરમા (૨) ૧૯૧૯મા હરદોઈમા (૩) ૧૯૨૧માં ઉનાવમાં (૪) ૧૯૨૪મા હરદ્વારમા (૫) ૧૯૨૬માં બરેલીમા (૭) ૧૯૨૯મા આગ્રામા (૮) અને ૧૯૩૩મા સીતાપુરમા તેમાથી છઠ્ઠા અને આઠમા પ્રમુખોના ભાષણો અને પહેલા, છઠ્ઠા અને આઠમાના ચરિતો છપાયા છે બિહાર પ્રા તમા વૈદ્યસમેલનના ૧૩ વાર્ષિક અધિવેશનો થયા છે

૧ [1]મુસ્તફાપુરમા પ્રમુખ-આયુર્વેદપચાનન પ જગન્નાથપ્રસાદ શુક્લ
૨ પટણામા-પ્રમુખ શ્રી રાયબહાદુર કૃષ્ણસહાયજી સાહેબ
૩ આરા-પ્રમુખ-જસ્ટિસ જ્વાલાપ્રસાદ સાહેબ, જજ હાઈકોટ પટણા
૪ ગયા પ્રમુખશ્રી રાજા હરિહરપ્રસાદ નારાયણસિહજી અમાવા નરેશ
૫ મુજફ્ફરપુર-પ્રમુખ શ્રી મહારાજાધિરાજ સર રમેશ્વરસિહજી બહાદુર જી સી આઈ ઈ કે બી ઈ દરભગા

---

૧ બિહાર પ્રા તના સમેલનોની તારિખો નથી આપી

૬ ડાલ્ટનગંજ (પલામૂ) પ્રમુખ ભિષગાચાર્ય પ બ્રજવિહારી ચતુર્વેદીજી, પટણા
૭ ગયા—પ્રમુખ શ્રી કવિરાજ પ શારદાચરણ સેનજી, દરભંગા
૮ બાઢ (પટણા)—પ્રમુખ પ દેવતાચરણમિશ્રજી ગયા
૯ મુંગેર—પ્રમુખ પ શિવચન્દ્રમિશ્રજી મુઝફ્ફરપુર
૧૦ પટણા—પ્રમુખ પ શ્યામનારાયણ ચતુર્વેદીજી પ્રોફેસર સંસ્કૃત કોલેજ છપરા
૧૧ છપરા—પ્રમુખ પ હરિનારાયણ ચતુર્વેદીજી, પ્રીન્સીપાલ ગવર્નમેંટ આયુર્વેદિક કોલેજ પટણા
૧૨ હાજીપુર—પ્રમુખ કવિરાજ પ વિધુભૂષણસેન પટણા
૧૩ આરા—પ્રમુખ પ ચન્દ્રશેખરધરશર્મા ચંપારણ

આન્ધ્ર પ્રાન્તીય આયુર્વેદિક સમેલનોની બેઠક નીચે પ્રમાણે થઈ છે

૧ બેઝવાડા ૧૯૧૭ પ્રમુખ સ્વ પ ડી ગોપાલાચાર્યુલુ, મદ્રાસ
૨ કોકાનાડ ૧૯૧૮ પ્રમુખ રાજવૈદ્ય કોમ્પલ્લી ચેન્નુવમ્મય્ય ગરૂકા
૩ વીઝઅનગરમ્ ૧૯૧૯ પ્રમુખ ડા એ લક્ષ્મીપતિ, મદ્રાસ
૪ ચીકેકોલ ૧૯૨૦ પ્રમુખ આ ભૂ નાગીરામ શાસ્ત્રી બેઝવાડા
૫ ટ્રેનલી ૧૯૨૧ પ્રમુખ વિદ્વાન કે શેષાદ્રિગુરૂ શૃંગેરી
૬ નેલોર ૧૯૨૪ પ્રમુખ કવિરાજ વી કૃષ્ણારામચાર્લુ
૭ મદ્રાસ ૧૯૨૫ પ્રમુખ વનરાજ ડી એસ અર્ધાનુનુ ગરૂ મદ્રાસ
૮ નધાલા ૧૯૨૬ પ્રમુખ ડા—એ લક્ષ્મીપતિ ગરૂ મદ્રાસ
૯ ગુન્તુર ૧૯૨૭ વૈદ્યરત્ન જી શ્રીનિવાસમૂર્તિ મદ્રાસ
૧૦ મછલીપટ્ટમ્ ૧૯૨૮ આયુર્વેદાચાર્ય એન—માધવમીનન
૧૧ રાજમહેન્દ્રી ૧૯૩૧ ડા એ લક્ષ્મીપતિ ગરૂ મદ્રાસ
૧૨ ટુકકુ ૧૯૩૩ ડા બી સી કૃષ્ણરાવગરૂ મદ્રાસ
૧૩ ભીમનારમ્ ૧૯૩૪ વૈદ્ય પંચાનન કૃષ્ણશાસ્ત્રી કવડે, પૂના
૧૪ તુણી ૧૯૩૫ ડા એ લક્ષ્મીપતિગરૂ મદ્રાસ

નોંધ—બીજી પ્રાન્તે પ્રાન્તીસમ્મેલનોની સખ્યા આ પ્રાન્તની છે વચ્ચે કોઈક વર્ષ તુટે છે પણ નહિ તો ૧૯૧૭થી લગભગ સળંગ સમેલનો ભરાયા છે પણ સૌદસાથી ચારસા ડા લક્ષ્મીપતિ જ પ્રમુખ છે એ આશ્ચર્ય છે અને બીજા ભાગમા છેલ્લા પ્રાન્તીય સમેલનના પ્રમુખ ડા લક્ષ્મીપતિનુ તથા ૧૨ માના પ્રમુખ ડા બી વી કૃષ્ણરાવનૂ બે અગ્રેજી ભાષણો છપાયા છે ખ તેના ફોટાઓ તથા ચરિત્રો પણ છે ડા લક્ષ્મીપતિના પહેલા ભાગમા અને ડા કૃષ્ણરાવ પતંજુના બીજા ભાગમા બીજો ભાગ આટલો

પ્રમુખનું ભાષણ, ચિત્ર કે ચરિત્ર કશું જ નથી. તેઓ પોતે સ્વર્ગવાસી થઈ ગયા છે પણ ભાવનગરના એમના શિષ્યોમાંથી કોઈને અથવા પ્રાન્તીય સ્થાયી સમિતિની ઓફીસને સૂઝયુ હોત તો મોકલી શકત પણ કોણ મૂળ ગુજરાતી ભાષણનુ હિન્દી કરે અને મોકલે ? ઠીક છે ના અને છઠ્ઠા ગુજરાત પ્રાન્તીય સંમેલનના પ્રમુખ વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીનો ફોટો આ ગ્રન્થમાં છે અને એમનુ આખુ ભાષણ વૈદ્યસમેલન પત્રિકાના ૧૯૩૬ના અંકોમા છપાયેલુ હોવા છતા આમાં સમહાયુ નથી એ નવાઈ છે ગુજરાત પ્રાન્તીય સમેલનના પ્રમુખોના ભાષણો ગોઠવતી વખતે તાજેતરમા અમદાવાદ આવી ગયેલા કાર્યકર્તાઓએ થોડી તકલીફ-અલબત્ત મનને એમા જોડવાની તકલીફ લીધી હોત તો સહેલાઈથી આમા દાખલ કરી શકત

પછી કર્ણાટક પ્રાન્તમાં આજસુધીમા સાત પ્રાન્તીય સમેલનો ભરાયા છે (૧) ૧૯૨૪મા બેલગામમા (૨) ૧૯૨૬ બેંગલોરમા (૩) ૧૯૨૭ બીજાપુરમા (૪) ૧૯૨૮ મેંગલોરમાં (૫) ૧૯૨૯ ધરવાડમા (૬) ૧૯૩૦ મહીસૂરમા (૭) ૧૯૩૪ હુબલીમા (જુઓ રજતજય તી ગ્રન્થ પ્રથમ પૃ ૫૨૦) છતા બીજા ભાગમા ત્રીજા, પ્રાન્તીય સંમેલનના સભાપતિ શ્રી એમ વી શાસ્ત્રીનું તથા સાતમા પ્રાન્તીય સંમેલનના પ્રમુખ વૈદ્યરાજ ભિકાજી વિનાયક ઉગ્વેકર એમ એ એલએલ બી એમ એસસી નુ ભાષણ એ રીતે બે જ ભાષણો છપાયા છે ફોટાઓ બીજાનો, ચોથાનો પાચમાનો અને સાતમાનો એ રીતે ચાર છપાયા છે અને ચરિત્ર એક સાતમા ઉગ્વેકરનુજ છપાયુ છે

સયુક્ત પ્રાન્તમાં આજ સુધીમા આઠ વૈદ્યસમેલનો ભરાયા છે (૧) ૧૯૧૮માં કાનપુરમાં, (૨) ૧૯૧૯મા હરદોઈમા (૩) ૧૯૨૧માં ઉનાવમા (૪) ૧૯૨૫મા હરદ્વારમા (૫) ૧૯૨૬માં બરેલીમા (૭) ૧૯૨૮મા આગ્રામા (૮) અને ૧૯૩૩માં સીતાપુરમા તેમાથી છઠ્ઠા અને આઠમા પ્રમુખોના ભાષણો અને પહેલા, છઠ્ઠા અને આઠમાના ચરિત્રો છપાયા છે બિહાર પ્રાન્તમા વૈદ્યસમેલનનાં ૧૩ વાર્ષિક અધિવેશનો થયો છે

૧ [1]મુસ્તફાપુરમા પ્રમુખ-આયુર્વેદપચાનન પ જગન્નાથપ્રસાદ શુકલ
૨ પટણામા-પ્રમુખ શ્રી રાયબહાદુર કૃષ્ણાસહાયજી સાહેબ
૩ આરા-પ્રમુખ-જસ્ટિસ જવાલાપ્રસાદ સાહેબ, જજ હાઈકોર્ટ પટણા
૪ ગયા પ્રમુખશ્રી રાજા હરિહરપ્રસાદ નારાયણસિંહજી અમાવા નરેશ
૫ મુજફ્ફરપુર-પ્રમુખ શ્રી મહારાજાધિરાજ સર રમેશ્વરસિહજી બહાદુર જી સી આઈ ઈ કે બી ઈ દરભંગા

૧ બિહાર પ્રાન્તના સમેલનોની તારિખો નથી આપી

૬ ડાલ્ટનગંજ (પલામૂ) પ્રમુખ ભિષગાચાર્ય પં મજવિહારી ચતુર્વેદીજી, પટણા
૭ ગયા-પ્રમુખ શ્રી કવિરાજ પં શારદાચરણ સેનજી, દરભંગા
૮ બાઢ (પટણા)-પ્રમુખ પં દેવતાચરણમિશ્રજી ગયા
૯ મુંગેર-પ્રમુખ પં શિવચન્દ્રમિશ્રજી મુઝફ્ફરપુર
૧૦ પટણા-પ્રમુખ પં શ્યામનારાયણ ચતુર્વેદીજી, પ્રોફેસર સંસ્કૃત કોલેજ છપરા
૧૧ છપરા-પ્રમુખ પં હરિનારાયણ ચતુર્વેદીજી, પ્રીન્સીપાલ ગવર્નમેંટ આયુર્વેદિક કોલેજ પટણા
૧૨ હાજીપુર-પ્રમુખ કવિરાજ પં વિધુભૂષણસેન પટણા
૧૩ આરા-પ્રમુખ પં ચન્દ્રશેખરધરશર્મા ચંપારણ

આંધ્ર પ્રાન્તીય આયુર્વેદિક સંમેલનોની બેઠક નીચે પ્રમાણે ચૌદ છે

૧ બેઝવાડા ૧૯૧૭ પ્રમુખ સ્વ પં ડી ગોપાલાચાર્લુ, મદ્રાસ
૨ કોકાનાડ ૧૯૧૮ પ્રમુખ રાજવૈદ્ય કોમ્પલ્લી વેંકુયમ્મગ્ય ગરૂકા
૩ વીઝાનગરમ્ ૧૯૧૯ પ્રમુખ ડા એ લક્ષ્મીપતિ, મદ્રાસ
૪ ચીકેકોલ ૧૯૨૦ પ્રમુખ આ ભૂ નાગીરામ શાસ્ત્રી બેઝવાડા
૫ મેનલી ૧૯૨૧ પ્રમુખ વિદ્વાન ક શેષાદ્રિગુરૂ શૃંગેરી
૬ નેલોર ૧૯૨૪ પ્રમુખ કવિરાજ વી કૃષ્ણારામચાર્લુ
૭ મદ્રાસ ૧૯૨૫ પ્રમુખ વૈદ્યરાજ ડી એસ અર્ધાનુલુ ગુરૂ મદ્રાસ
૮ નથાલ્લા ૧૯૨૬ પ્રમુખ ડા-એ લક્ષ્મીપતિ ગરૂ મદ્રાસ
૯ ગુન્ટુર ૧૯૨૭ વૈદ્યરત્ન જી શ્રીનિવાસમૂર્તિ મદ્રાસ
૧૦ મછલીપટ્ટમ્ ૧૯૨૮ આયુર્વેદાચાર્ય એન-માધવમીનન
૧૧ રાજમહેન્દ્રી ૧૯૩૧ ડા એ લક્ષ્મીપતિ ગરૂ મદ્રાસ
૧૨ ટુકલુ ૧૯૩૩ ડા બી વી કૃષ્ણરાવગરૂ મદ્રાસ
૧૩ ભીમનારમ્ ૧૯૩૪ વૈદ્ય પંચાનન કૃષ્ણશાસ્ત્રી કવડે, પૂના
૧૪ તુણી ૧૯૩૫ ડા એ લક્ષ્મીપતિગરૂ મદ્રાસ

નોંધ—ચૌથી વધારે પ્રાન્તીયસંમેલનોની સંખ્યા આન્ધ્ર પ્રાન્તની છે વચ્ચે કોઈક વર્ષ તુટે છે પણ નહિ તો ૧૯૧૭થી લગભગ સળંગ સંમેલનો ભરાયા છે પણ ચૌદમાંથી પાંચમાં ડા લક્ષ્મીપતિજ પ્રમુખ છે એ આશ્ચર્ય છે અને બીજા ભાગમાં છેલ્લા પ્રાન્તીય સંમેલનના પ્રમુખ ડા લક્ષ્મીપતિનું તથા ૧૨ માના પ્રમુખ ડા બી વી કૃષ્ણરાવનું એ અંગ્રેજી ભાષણો છપાયા છે બંનેના ફોટાઓ તથા ચરિત્રો પણ છે ડા લક્ષ્મીપતિના પહેલા ભાગમાં અને ડા કૃષ્ણરાવ પંતલુના ત્રીજા ભાગમાં ત્રીજો ભાગ આટલો

મોટો થયા છતા એમા કેટલુ બધુ નથી આ કુ ? મોટે ભાગે પ્રાન્તીય કાર્યકર્તાઓની બેદરકારીથી એ ઉપરના દાખલાથી સ્પષ્ટ દેખાય છે

**વરાડ–મધ્યપ્રાન્તના પ્રાન્તીય સંમેલનો**—મધ્યપ્રાન્તમા પ્રાન્તીય સમેલનો ભરાવાની શરૂઆત ગુજરાતથી યે મોડી થઈ છે ત્યા પહેલુ સમેલન ૧૯૩૧ મા પં જગન્નાથપ્રસાદ શુકલના પ્રમુખપણા નીચે જબલપુરમા, બીજુ વૈ ભૂ શાલગ્રામ શાસ્ત્રીની અધ્યક્ષતામા નાગપુરમા ભરાયુ ત્રીજુ પં ગોવર્ધનશર્મા છાંગાણીની અધ્યક્ષતા નીચે છિંદવાડામા ચોથુ વૈદ્યભુષણ પુરૂષોત્તમ શાસ્ત્રી હિલેકરના પ્રમુખપણા નીચે જબલપુરમા ભરાયુ અને છેલ્લુ આ વર્ષે ફરી પં જગન્નાથપ્રસાદ શુકલના પ્રમુખપણા નીચે ભરાયુ છે એમાથી બીજાના પ્રમુખ પં શાલગ્રામશાસ્ત્રીનો ફોટો તેનુ જીવનવૃત્તાન્ત તથા ભાષણ બધુ બીજા ભાગમા છપાયુ છે અને છેલ્લાનુ ભાષણ વૈ–સ–પ–ના માર્ચના અંકમા (તથા આ વિ ના જેઠ અંકમા) છપાયુ છે

**પંજાબ પ્રાન્તમા**—૧૯૨૮ મા પ્હેલુ પ્રાન્તીય વૈદ્યસમેલન પતીઆલાના રાજવૈદ્ય પં રામપ્રસાદજીના પ્રમુખપણા નીચે થયુ બીજુ રાવલપીંડીમા અમૃતધારા વાળા પં ઠાકુરદત્તજીના પ્રમુખપણા નીચે ભરાયુ ત્રીજુ મોગામા વૈદ્ય ઠાકુરદત્તજી મુલતાનીના પ્રમુખપણા નીચે ભરાયુ ચોથુ વૈદ્ય પંચાનન મસ્તરામજીશાસ્ત્રીના પ્રમુખપણા નીચે અંબાલામા, પાચમુ ભિવાનીમા દીલ્લીના વૈદ્યભૂષણ પં મનોહરલાલજીના પ્રમુખપણા નીચે છઠુ જાલંધરમા લાહોરના કવિરાજ નરેન્દ્રનાથ મિત્રના પ્રમુખપણા નીચે અને સાતમું લુધીઆનામા રાયસાહેબ પં શ્રીદત્તજી વૈદ્યરાજના પ્રમુખપણા નીચે ભરાયુ આ સાતમાથી પાચમા અને સાતમાના ભાષણો પાચમાનુ સક્ષિપ્ત ચરિત્ર અને ત્રીજા, ચોથા, પાચમા તથા સાતમાના ફોટાઓ બીજા ભાગમા અને પ્રથમનો પ્હેલા ભાગમા છપાયેલ છે

આ સિવાય સિંધપ્રાન્તના પ્રાન્તીય સમેલનોની કશી નોંધ પ્હેલા ભાગમા નથી પણ બીજા ભાગમા હૈદ્રાબાદમા ભરાયેલા સિંધપ્રાન્તીય દ્વિતીય વૈદ્યસમેલનના પ્રમુખ ડૉ ગણેશદત્તાત્રેય આપટેનુ ભાષણ તેના ફોટા સાથે છપાયુ છે, મતલબ કે બે વખતથી સિંધમા પ્રાન્તીય સમેલનો ભરાય છે એજ રીતે રાજપૂતાના પ્રાન્તના દ્વિતીય વૈદ્યસમેલનના પ્રમુખ પં ગોવર્ધન શર્મા છાંગાણીનું ભાષણ બીજા ભાગમા છે આ રાજપૂતાના પ્રાન્તીય સમેલનનો પણ ઉલ્લેખ પ્રથમ ભાગમા નથી વળી પ્રથમ ભાગમા નોંધ્યુ છે કે બગાળ અને દ્રાવિડના કોઈ પ્રાન્તીય સમેલનનુ વિવરણ મળ્યુ નથી પણ બીજા ભાગમા બગાળ પ્રાન્તીય વૈદ્યસમેલનના સભાપતિ કવિરાજ ગણનાથસેન સરસ્વતીનુ હિન્દી ભાષણ ફોટા સાથે છપાયું છે કદાચ એજ પ્હેલુ બગાળ

પ્રાન્તીય સમ્મેલન હશે આ ઉપરાંત દ્રાવિડ આયુર્વેદમ ડલનો ઇતિહાસ બીજા ભાગમા છપાયો છે જે ઉપરથી ૧૯૧૮ મા દ્રવિડ પ્રાન્તીય પ્હેલુ સમ્મેલન ભરાયુ હતું બીજુ ૧૯૧૮ મા, ત્રીજુ ૧૯૨૦ મા, ચોથુ ૧૯૨૨ મા પાચમુ ૧૯૨૩ મા અને વચ્ચે ૧૧ વર્ષની ઉંઘ લઈને છઠ્ઠુ ૧૯૩૪ મા ભરાયુ, એટલી હકીકત મળે છે પ્રમુખના નામો આપ્યા છે પણ છાપહો કોઈના નથી

ઉપર પ્રમાણે આ દેશના જુદા જુદા પ્રાન્તોમા ભરાયેલા પ્રાન્તીય અધિવેશનો સબધી હકીકતનો સાર જયન્તી ગ્રન્થના બે ભાગોમાથી ઉપર ઉતાર્યો છે એ ઉપરથી આ ગ્રન્થોમા શુ છે તેનો તો ખ્યાલ આવશે જ પણ પ્રાન્તીય વૈદ્યસમ્મેલનની વિચિત્ર સ્થિતિ આ દેશના બધા પ્રાન્તોમા છે એટલો વાચનારને ખ્યાલ આવશે જ આ સ્થિતિના કેટલાક કારણો સર્વ પ્રાન્તોમા સામાન્ય છે ત્યારે કેટલાક વિશિષ્ટ છે પણ એની લાબી ચર્ચા આ સમાલોચનામા ન ચાલે એટલે આ દેશમા છેલા વીસ વર્ષથી આવેલી આ સબધી જાગૃતિ તથા વિવિધ પ્રવૃત્તિનો અભ્યાસ કરવાની જેની ઇચ્છા હોય તેને માટે આ ગ્રન્થોની સપૂર્ણ માહીતી તો એમા પણ નથી છતા સારૂ જ નહિ પણ અનિવાર્ય સાધન છે એમ કહેવામા અતિશયોક્તિ નથી



## આયુર્વેદ અને કામશાસ્ત્ર

કામશાસ્ત્રના સમય માટે ઘણો વિવાદ થયો છે કામશાસ્ત્રના કર્તા વાત્સ્યાયન અને અર્થશાસ્ત્રના કર્તા કૌટિલ્ય એક જ છે એમ ગુજરાતના વૃદ્ધ વિદ્વાન શ્રી કેશવ હર્ષદ ધ્રુવનો એક મત છે (જુઓ મેળની મુદ્રિકાનો ઉપોદ્ઘાત) પણ બીજા અત્યન્તસ્થ તથા પાશ્ચાત્ય પુરાતત્ત્વવેત્તાઓ આ મત કબુલ રાખતા નથી અને કામશાસ્ત્રને અર્થશાસ્ત્ર કરતા અર્વાચીન ગણે છે પણ એમના મત પ્રમાણે ય ઈ સ ૩૦૦ થી તો કામશાસ્ત્ર અર્વાચીન નથી કૌટિલીય અર્થશાસ્ત્ર તો ઇ સ પૂર્વે ચોથા શતકનુ હોવાનો સભવ દેખીતો છે પડિતો આ વિષયમા એકમત નથી પણ અર્થશાસ્ત્રને સમગ્ર રીતે લેતા મૌર્યસમયનુ ગણુ જોઈએ એમ વિન્સેન્ટસ્મિથ જેવા સ્વીકારે છે (જુઓ The Early History of India 1911 p 137) અર્થશાસ્ત્રને તથા કામશાસ્ત્રને લગતા બીજા ગ્રન્થોમા વૈદ્યકને લગતી એજ વાતો આવે છે પણ કૌટિલીય અર્થશાસ્ત્ર તથા વાત્સ્યાયન કામસૂત્ર આ વિષયોમા ઉપલબ્ધ પ્રાચીનતમ ગ્રન્થો હોવાથી એના ઉપર થયેલી આયુર્વેદની અસર જ આયુર્વેદના ઇતિહાસની દૃષ્ટિએ ઉપયોગી છે

કામશાસ્ત્રની ચરકસુશ્રુતને ખબર નથી એ જેમ અન્યત્ર કહ્યું જ છે અર્થ શાસ્ત્ર માટે પણ એમ જ કહી શકાય અનન્ત અર્થશાસ્ત્રનો પરિચય દેખાડવાનો ખાસ પ્રસંગ નથી એટલે એ અથવા એ જાતનો કોઈ ગ્રંથ ચરકસુશ્રુતના વખતના વૈદ્યોના જાણવામાં નજ હતો એમ નથી કહી શકાતું

કામશાસ્ત્રના તથા ચરક સુશ્રુતના વાજીકરણ પ્રયોગો—વાત્સ્યાયન કામ સૂત્રમાં છેલ્લું ઔપનિષદ અધિકરણ છે અને તેમાં કેટલાક વાજીકરણ પ્રયોગો આપ્યા છે વાજીકરણતન્ત્ર એ અષ્ટાંગ આયુર્વેદનું એક અંગ છે અને કામશાસ્ત્રનો એ મુખ્ય વિષય નથી એટલે કામસૂત્રકારે એ વખતના કોઈ આયુર્વેદિક ગ્રંથમાંથીજ વાજીકરણ પ્રયોગો લીધા હોય એજ સંભવિત છે વાજીકરણ સિવાય વશીકરણ માટે ધતુરો, મરી, પીપર થોર મણશીલ, ત્રજ, શીશમ, ખેરસાર, નાગડ, આગરો વગેરે ઔષધો વાપર્યા છે એ હકીકત પણ કામસૂત્રને આયુર્વેદનો પરિચય દર્શાવે છે પણ એ વસ્તુઓનો વશીકરણ માટે ઉપયોગ નવો છે એજ રીતે કામસૂત્રે આયુર્વેદપ્રસિદ્ધ ઔષધોને અભ્યંજનમાં તથા સુભગ કરણમાં વાપર્યા છે પણ મુખ્યત્વે તો કામસૂત્રના વૃષ્ય યોગો ચરકસુશ્રુતના વાજીકરણ પ્રયોગો સાથે સરખાવવા જેવા છે —

(૧) उच्चटाकन्दस्य यष्टीमधुकं च सशर्करेण पयसा पीत्वा वृषी भवति ।

का ७-१-३६

સરખાવો —

उच्चटाचूर्णमप्यत्र क्षीरेणोत्तम मिष्यते सु चि अ २७ श्लो ३४

તથા

कर्षं मधुकचूर्णस्य घृतक्षौद्रसमाशकम् प्रयुक्ते य पयश्चानु नित्यवेग स ना भवेत ॥

च चि अ २ श्लो ९८

(२) मेषबस्तमुष्कसिद्धस्य पयस सशर्करस्य पान वृषत्वयोग । का ७-१-३७

સરખાવો —

पिप्पलीलवणोपेत बस्ताण्ड क्षीरसर्पिषा ।

साधित भक्षयेद्यस्तु स गच्छेत्प्रमदाशतम् ॥ सु चि अ २७ श्लो २०

(३) तथा विदार्या क्षीरिकाया स्वयगुप्तायाश्च क्षीरेण पानम् । का ७-१-३८

સરખાવો —

चूर्णं विदार्या सुकृत स्वरसेनैव भावितम् ।

सर्पिर्मधुयुत लीढ्वा दशस्त्रीरभिगच्छति ॥ सु चि अ २७ श्लो २३

स्वयगुप्तेक्षुरकयो फलचूर्णं सशर्करं धारोष्णेन नर पीत्वा पयसा न क्षय व्रजेत् ॥

सु चि अ २७ श्लो ३३

विदारी मूलकल्कं तु घृतेन पयसा नरः ।

उदुम्बरसमं पीत्वा वृद्धोऽपि तरुणायते ॥ सु चि अ २७ श्लो २८, २९

(४) तथा प्रियालबीजानां मोरटाविदार्योश्च । का ७-१-३९

शृङ्गाटककसेरुमधूलिकानि क्षीरकाकोल्या सह पिष्टानि सशर्करेण पयसा घृतेन मन्दाग्निनोत्कारिकां पक्त्वा यावदर्थं भक्षितवानानन्ता स्त्रियो गच्छतीत्याचार्याः प्रचक्षते । का ७-१-४०

माषकमलिनीं पयसा शीतामुष्णेन घृतेन मल्लकृ योद्धृतां वृद्धवत्सायां गो पय सिद्धं पायसं मधुसर्पिर्भ्यामशितवाननन्ताः स्त्रियो गच्छतीत्याचार्याः प्रचक्षते ॥

का ७-१-४१

विदारी स्वयंगुप्ता शर्करामधुसर्पिर्भ्यां गोधूमचूर्णेन पोलिकां कृत्वा यावदर्थं भक्षितवाननन्ताः स्त्रियो गच्छतीत्याचार्याः प्रचक्षते ॥ का ७-१-४२

ઉપરના ચાર પ્રયોગોમાં પદાર્થો ચરકસુશ્રુતમાં વૃષ્ય ગુણવાળા ગણાય છે ખરા પણ આજ એવા આને લગભગ મળતી બનાવટો ચરકસુશ્રુતમાં નથી દેખાતી છેલ્લા પ્રયોગને ચરકનો નીચેનો પ્રયોગ કાંઈક મળતો આવે છે —

माषात्मगुप्तागोधूमशालिषष्टिकपैष्टिकम् शर्करायास्त्रिभागांश चूर्णमिक्षुरसस्य च ।

सर्पो घ मसृणे क्षीरे घृते पूपलिका पचेत्पयोनुपानास्ताः शाघ्र कुर्वन्ति वृषतां परम् ॥

च चि अ २ पा १३१, १३२

(५) चटकाण्डरसभावितैस्तण्डुलैः पायसं सिद्धं मधुसर्पिर्भ्यां प्लावितं यावदर्थं मिति समानं पूर्वेण । का ७-१-४३

चटकाण्डरसभावितापगतत्वचस्तिला शृङ्गाटककसेरुकस्वयंगुप्ताफलानि गोधूममाषचूर्णे सशर्करेण पयसा सर्पिषा च पक्त्वा संयावं यावदर्थं प्राशितवानिति समानपूर्वेण ।

का ७-१-४४

सर्पिषो मधुनः शर्करायाः मधुकस्य च द्वे पले मधुरसायाः कर्षं प्रस्थ पयसः इति षडङ्गममृतं मेध्यं वृष्यमायुष्यं युक्तरसमित्याचार्याः प्रचक्षते । का ७-१-४५

शतावरीश्वदंष्ट्रागुटकपाथे पिप्पली मधुककल्के गोक्षीरच्छागघृते पक्वे तस्य पुष्यारम्भणात्प्रभृति प्राशनं मेध्यं वृष्यमायुष्यं युक्तरसमित्याचार्याः प्रचक्षते । का ७-१-४६

शतावर्याः श्वदंष्ट्रायाः श्रीपर्णीफलानां चतुर्गुणानां चतुर्गुणितजलेन पाकं आप्रकृत्य तस्याः तस्य पुष्यारम्भणात्प्रभृति प्राशनं वृष्यमायुष्यं युक्तरसमित्याचार्याः प्रचक्षते ।

का ७-१-४७

१ श्वदंष्ट्राचूर्णसमन्वितं तत्सममवचूर्णं प्रातरुत्थाय द्विपलकमनुदिनं प्राश्नीयात् य वृष्यं युक्तरसमित्याचार्याः प्रचक्षते । का ७-१-४८

કામસૂત્રમાંથી બધા વૃષ્ય પ્રયોગો ઉપર ઉતાર્યા છે કારણ કે આ પ્રયોગો તદ્દન સાદા સુશ્રુતને મળતા છે ચરક સુશ્રુતના વાજીકરણ અધ્યાયો જોતા સ્પષ્ટ લાગે છે કે કોઇ વાજીકરણ તન્ત્રમાંથી ચરક સુશ્રુતમાં વાજીકરણ યોગો ઉતાર્યા છે અને કામસૂત્રકારે પણ એવાજ કોઇ વાજીકરણ તન્ત્રમાંથી પોતાના પ્રયોગો ચુંટેલા હોવા જોઇએ એ વાજીકરણ તન્ત્રોનું સ્વતન્ત્ર અસ્તિત્વ લુપ્ત થયું છે માત્ર ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ કામસૂત્ર વગેરે ગ્રન્થોમાં જે કાંઈ નષ્ટ થાઇને જળવાઈ રહ્યું છે તે ઉપરથી વાજીકરણ તન્ત્રો કેવા હશે તેનું અનુમાન થઈ શકે છે કામસૂત્રકારે જો કે આયુર્વેદના કોઈ ગ્રન્થનો નામનિર્દેશ કર્યો નથી પણ —

आयुर्वेदाच्च वेदाच्च विद्यातन्त्रेभ्य एव च ।
आप्तेभ्यश्चावबोद्धव्या योगा ये प्रीतिकारकाः ॥ का ७–१–४९

એ શબ્દોમાં પ્રીતિયોગોનું મૂળ આયુર્વેદને બતાવ્યું છે વળી કેવા વૃષ્ય યોગો ન વાપરવા એ કહેતા બ્રહ્મચર્ય ડહાપણની વાત કરી છે —

न प्रयुञ्जीत सन्दिग्धान् न शरीरात्ययावहान् ।
न जीवघातसम्बद्धान् नाशुचिद्रव्यसंयुतान् ॥ का ७–१–५०

જો કે કામસૂત્રકારની પાસે વૈદ્યકના કયા ગ્રન્થો હતા એ કહી શકાતું નથી પણ આયુર્વેદના સાહિત્યનો કામસૂત્રકારને સારો પરિચય હતો એટલું ચોક્કસ એના વખતમાં પણ વાજીકરણ આયુર્વેદનું જ અંગ ગણાતું હતું અને ઘણું કરી ચરકસુશ્રુત બેઉ ગ્રન્થો પણ કામસૂત્રકારને ઉપલબ્ધ હતા બીજી તરફથી ચરકસુશ્રુતના વાજીકરણ પ્રકરણમાં કામશાસ્ત્રનો પ્રસંગ હોવા છતાં કાંઇ સ્પષ્ટ ઉલ્લેખ નથી સ્ત્રીના વખાણમાં શિક્ષિતા યાચ એ રીતે શિક્ષિત સ્ત્રીને વખાણી છે પણ કામશાસ્ત્રના સ્ત્રીના શિક્ષણની જે સવિસ્તર સૂચનાઓ છે તેનો મહીં લેશ પણ ઉલ્લેખ નથી એ વિષયનું કાંઇ સાહિત્ય ચરકસુશ્રુતના જાણવામાં હોય એમ લાગતું નથી જ્યારે વાગ્ભટ્ટ સ્પષ્ટ રીતે કામશાસ્ત્રનો ઉલ્લેખ કરે છે —

आचरेच्च सकलां रतिचर्यां कामशास्त्रनिहितामनवद्याम् ।
देशकालबलशक्त्यनुरोधाद् वैद्यतन्त्रसमयोक्त्यविरुद्धाम् ॥

वा उ अ ४० श्लो ४१

કેવી સ્ત્રી ભોગવવી એ વિષયના ચરકના વિચારો સામાન્ય સ્ત્રી પુરુષના આકર્ષણના તત્ત્વોને અનુસરતા છે કામશાસ્ત્રનો કોઈ ગ્રન્થનો પરિચય એમાં દેખાતો નથી

વિદ્યા વ્યાસંગી અથવા સફળ ધંધા માટે આવશ્યક જ્ઞાન મેળવી લેવાને આતુર વૈદ્યો તો જરૂર ઉપયોગ કરશે

ઈ સ ૧૯૧ -૧૭મા ભેટરૂપે અપાયેલા 'સ્ત્રીઓનો વૈદ્ય' પુસ્તકના બે ભાગો સાથે સરખાવીને આમા કેટલુ વિશેષ છે તે જોવામા આવે તો શ્રી અમૃતલાલભાઈએ પોતાની વૃદ્ધાવસ્થા, નબળી તબીઅત અને પુત્ર વિરહની ગ્લાનિવાળુ ચિત્ત એ સ્થિતિમા પણ કેટલી મહેનત કરી છે તેનો ખ્યાલ આવે પણ સામાન્ય રીતે જોતા નવો ઉમેરો ઘણો દેખાય છે પોતે કહે છે તેમ આ પ્હેલા ગુજરાતીમા લખાયેલુ સ્ત્રીચિકિત્સા સબધી બધુ સાહિત્ય એમને જોવુ પડયુ છે અને એ ઉપરાત પોતાના ૨૮ વર્ષના અનુભવનુ દોહન તેઓએ કર્યું છે એમ હુ કહુ છુ

સ્ત્રીરોગ ચિકિત્સાના આ પુસ્તકમા લગભગ ૨૮૦ પાના છે અને પાકુ પૂઠુ છે એ જોતા રૂ ૧-૮-૦ કિંમત વધારે ન કહેવાય અને વઘકલ્પતરુની ભેટ ન મેળવનારા પણ આ પુસ્તકનો ખુશીથી ઉપયોગ કરી શકશે

પ્રકાશકની પ્રસ્તાવના, લેખકની પ્રસ્તાવના અને લેખકે લખેલી અર્પણ પત્રિકા—જેમા શ્રી અમૃતલાલભાઈએ પોતાના સ્વ પુત્ર ગુણાઢયને આ પુસ્તક અર્પણ કર્યુ છે એ ઉપરાત ટુકા એક પાનાના પ્રવેશ પછી નીચેના ૧૭ પ્રકરણો આ પુસ્તકમા છે

૧ સ્ત્રીઓના ખાસ અવયવોની રચના ૨ જનન અવયવો સાથે સબધ ધરાવતા કેટલાક સામાન્ય રોગો, ૩ જનનયત્રને લગત રોગો ૪ મૂત્રમાર્ગને લગતા દરદો ૫ વરાગપથ—યોનિમાર્ગને લગતા દરદો ૬ ગર્ભાશયના દરદો ૭ ગર્ભાશયના સ્થાનભ્રશના દરદો ૮ ફૂલકોષ—ઓવરીના દરદો ૯ અર્તવસ્ત્રાવ અને તેના દરદો ૧૦ ચેપી દરદો ૧૧ સ્ત્રીઓના સ્તનના દરદો ૧૧ જ ઠરના દરદો ૧૨ ગર્ભિણીના દરદો ૧૩ ગર્ભિણીને તથા ગર્ભને નુકશાન કરનારા રોગો ૧૪ ગર્ભને થનારા રોગો ૧૫ ગર્ભપાત, કસુવાવડ અને તેના કેટલાક ઉપદ્રવો ૧૬ સુવાવડીના દરદો ૧૭ વ્હાઈટલેગ યાને સફેદ પગ—ઉરૂસ્તભ

સ્ત્રીઓના ખાસ અવયવોની રચનાનુ વર્ણન લેખકે ફક્ત સાતેક પાનામા કર્યુ છે એ હકીકત ઉપરથી જ લખકને કેટલો સક્ષેપ કરવો પડયો છે તેનો વાચનારને ખ્યાલ આવશે ગ્રથના કદની મર્યાદા એ તો આ સક્ષેપનુ કારણ છેજ પણ એ ઉપરાત અને કદાચ મુખ્ય કારણ સ્ત્રીઓ પણ પોતાની મેળે સમજી શકે એવુ અને એટલુ લખવુ એ દષ્ટિમા રહેલુ છે અને ગ્રથકર્તાની કુશળતાની એમા કસોટી છે અલબત્ત આ ગ્રથમા આગળ ચાલતા જે રોગોની વાત આવે છે તે સમજવા માટે સ્ત્રી અવયવોનુ જેટલુ વર્ણન અત્યત આવશ્યક છે તેટલુ તો છે જ હવે આ પુસ્તકની વિશિષ્ટતાની નોધ

કર્યો પહેલા આ વિષયના નિરૂપણનું આમાં ન સ્વરૂપ ટુંકામાં પણ કહેવું જોઈએ એમ મને લાગે છે પ્રકરણ બીજામાં જનન અવયવો સાથે સંબંધ ધરાવતા કેટલાક સામાન્ય રોગોનું વર્ણન છે માથું દુખવું, આંખો આવવી, મોઢું આવી જવું, અસ-ખભાની ઉપરનો ભાગ અને પડખાનો સંતાપ, સ્તન વિકૃતિ, મોળ અથવા ઉલટી પેટમાં દુખવું, પેરીટોનાઈટીસ-સ્મસ્તવચા શોથ, ... (પાલ્પિટેશન) અને અગ્નિમાંદ્ય એ રીતે વધારે સામાન્ય ... રોગોનું આ પ્રકરણમાં વર્ણન કર્યું છે "આ રોગો ઘણીવાર સ્વતંત્ર રોગો રૂપે પણ જોવામાં આવે છે અને ઘણીવાર જનન અવયવોમાં થયેલા કોઈ વિકારના ઉપદ્રવ રૂપે પણ જોવામાં આવે છે" અને આ પુસ્તકમાં પાછલા કારણથી થયેલા પ્રદરરોગનું તથા તેના ઉપાયોનું વર્ણન કર્યું છે

અલબત્ત આ આખા પ્રકરણમાં પણ જે સાધારણ રોગો છે દા ત મોળ ઉલટી તેને ટુંકાણમાં પતાવેલ છે અને પેરીટોનાઈટીસ જેવા રોગો જે સમજવા-સાધારણ સ્ત્રીઓને તો શું પણ સારા વૈદ્યોને પણ મુશ્કેલ તેનું જરા વિસ્તારથી વર્ણન કર્યું છે મતલબ કે જરૂર ન હોય ત્યાં આ બાબતમાં નકામો વિસ્તાર ન કરતા જ્યાં જરૂર લાગી ત્યાં વિસ્તાર કર્યો છે આ દર્દ વૈદ્યોને સમજવું મુશ્કેલ એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી કરતો શ્રી અમૃતલાલ ભાઈએ જ પૃ ૧૭ ની ટિપ્પણીમાં નીચેની હકીકત લખી છે —

"મારી મા અમારી એક નાની બહેનને જન્મ આપ્યા પછી પેટનો દુખાવો શરૂ થયો હતો પહેલા તો થોડા વખત ... ઘરનું કામકાજ કરી શકાતું વળી વચ્ચે વચ્ચે દુખાવો ઉપડી આવે દુખાવો ઉપડી આવે ત્યારે જ્યાં હોય ત્યાં તે કામ પડતું મુકીને તેને બેસી કે સુઈ જવું પડતું અને પછી તો ક્રમેક્રમે એ દુખાવો હમેશનો થઈ ગયો અને પથારીશરણ થયા તે વખતના વૈદ્યોએ ઉદરનો ઉપદ્રવ ધારીને તેને બીમારીને આમાશયવૃદ્ધિની ... કરી તથા બે ચાર વર્ષ એકલા દૂધ ઉપર રાખી પણ છેવટ રીબાઈને ચાર વર્ષે તેનો અંત આવ્યો હું ત્યારે માત્ર ૧૨ વર્ષનો હતો દર્દ સમજું એવો નહોતો પરંતુ પાછળથી ભરૂચમાં એ જાતના બે ત્રણ કેસ જોયા પછી મારી માને આજ દર્દ હતું એમ મને સમજાયું"

આ નોંધમાં પોતામાં કાંઈ વિશેષ નથી પરંતુ એવી નોંધ લખનારની મનોવૃત્તિ સાધારણ નથી પણ એ વિષે વિશેષ અવલોકનના ઉપસંહારમાં પ્રકરણ ત્રીજામાં જનન યંત્રને લગતા રોગોનું વર્ણન છે ભગકંડુ, ભગોષ્ઠશોથ ભગમુખ ગ્રન્થી, ભગનુખાર્શ, ભગપ્રદાહ, ભગચર્મ રોગ, ... (ફિસ્ટ), મદનાંકુર વૃદ્ધિ, ... ત્રિકાસ્થિ વગેરે દર્દોનું કારણો, લક્ષણો અને ઉપાયો સાથે વર્ણન કર્યું છે રોગોના લક્ષણોનું વર્ણન એવી ... ત

ભાષામા તથા સચોટ શૈલીમા કર્યું છે, કે સા ા ય સ્ત્રીઓ પણ એ વાચીને સમજી શકે ઉપાયોમા બ્હારના ભી ર રી-ફુશ પોતા મલમ વગેરે બતાવતા સાદા મલમોની બનાવટે પણ આપી છે બાહ્ય ઉપચા ો સાથે અ દર લેવાની દવાઓ પણ આપી છે ેશી અગ્રેજી બ ને વ ર્ગની દવાઓ આવશ્યકતા પ્રમાણે સૂચવી છે તેમજ કોઇવાર અગ્રેજી અને દેશી બેય સૂચવી છે, તેમ ન શસ્ત્રસાધ્ય ર ોમા શસ્ત્ર પ્રયોગની સૂ ના ્રી છે વળી શસ્ત્રપ્રયોગો તથા અ દરના અવયવોના સૂક્ષ્મ પરિચયની જેમા જરૂર પડે એવા ઉપચારો ડાક્તરો દ્વારા કરાવવાની સલાહ આપી છે ( જુઓ ૃ ૧૨૧ આદિ )

નિદાનમા પકડવા મુશ્કેલ પડે અથવા બીજા સાથે સભ્રમ થાય એવા રોગોમા રોગ નિ ્યના ખાસ ચિહ્નો આપ્યા છે ( જુઓ પૃ ૧૧૧ ઉપર શ્વેતતનુમય ્ર થીના રોગનિર્ણયનુ વ ્ ન )

શ થોક્ત ઉપચારો તથા દવાઓ ઉતારવાની જરૂરતો આ જાતનુ પુસ્તક લખનાર સૌને પડે જ છતા આ પુસ્તકમા પોતે લાબા વખતના ધધાના અનુભવમા ાપરેલ કે વાપરવા યો ્ર ાણેલ ઉપચારો અને દવાઓ પુષ્કળ છે કોઈ કો ્ વાના વર્ણનમા કે નીચે ટિપ્પણીમા આ દવા મેં વાપરી છે એવી નોધ કરી છે ( દા ત જુઓ પૃ ૬૨ કામીઆની ગોળી ) પણ એવી નોધ ક્વચિત જ કરી છે એટલે એવુ જેને વિષે નથી લખ્યુ તે દવાઓ નથી વાપરી એવો અર્થ ન ી કરવાનો ઘણી વસ્તુઓ એમની વાપ ેલી તથા ઝાડેશ્વરના દવાખાનામા પાટણમા તથા લીંબડીમા એમણે વપરાશમા આણેલી છે

ઉપચા ો અને દવાઓ ઉપરાત કો ્કોઈવાર દર ીઓને સાચી સલાહ પણ આપી છે જનન અવયવો સ બધી રોગોમા સ્વાભાવિક રીતે જ સ્ત્રી પુરૂષનુ વર્તન કેટલીકવાર રોગનુ કારણ હોય છે અને વૈદ્યને માથે વર્તન સ બધી સલાહ આપવાની અગત્યની ફરજ આવી પડે છે ા ત આ પુસ્તકમા યોનિપ્રદરમા બાહ્ય તથા ખાવાના ઉપાયો દર્શાવ્યા પછી પરેજી દર્શાવતા પુરૂષ પ્રસગથી હમેશા દૂર રહેવુ એ આ દરદની મોટામા મોટી પરેજી છે એમ કહ્યા પછી આપણા દેશના પુરૂષોના અસયમની કરૂણ ભય કરતા ખુત્રી કરતા લખે છે કે '‍જ્યારે એક બાજુથી સારો વૈદ્ય કે દાક્તર સ્થાનિક ઉપચારોથી પ્રવાહ દૂર કરવાનો પ્રયત્ન ક ે છે ત્યારે બીજી બાજુથી દરદીનુ અત્ય ત ભલુ ઈચ્છનાર અને દરદ મટે એટલા માટે વૈદ્યનુ ઘર બતા વનાર પ્રાણનાથ (પતિ) સયમ ન પાળી શકવાથી દરદને તાજુ કરી આપે છે બીજે દિવસે વૈદ્ય પાસે દવા લેવા આવતા જણાવે છે કે દરદીને દવા ખાવાનો કટાળો છે અને આપે આપેલી પેલી લેવાની દવાથી ઘણો ફાયદો

છે પરંતુ વૈદ્યરાજ આજે મને પોતાને શક્તિની દવા આપો આવી માગળ શરમ મુકીને લખતા મારી કલમ ઉપડતી નથી" વગેરે

હુ ધારૂ છુ આટલાથી વિષય નિરૂપણની શ્રી અમૃતલાલભાઈની પદ્ધતિનો ખ્યાલ આવશે ગાડી આખુ પુસ્તક વાચવા અથવા વાચવા શા માટે અભ્યાસ કરવા યોગ્ય તના જ વના પારે શ્રી ફરદીઓ વધાર પ્રમાણમા આવતા હોય તેઓએ વારવાર સલાહ લેવા યોગ્ય પુસ્તક છ પણ આ પુસ્તકની જે વિશેષતા હુ ખાસ નાધવા ઇચ્છુ છુ—જેના ઉપર હુ વાચનારનુ ખાસ ધ્યાન ખેચવા ઇચ્છુ છુ તે તો આ પુસ્તકમા શ્રી અમૃતલાલભાઈએ સ્થળે સ્થળે મૂળમાજ કે ટિપ્પણોમા મુકેલી નોધો છે અલબત્ત આ નોધો સિવાયનો આ ગ્રન્થનો ભાગ કીમતી નથી એમ હુ નથી કહેતો એ નોધો ન હોત તો પણ આ વિષયનુ આ ઘણુ ઉપયોગી પુસ્તક ગણાત એમા સન્દેહ નથી છતા એમની નોધો ઉપર હુ ખાસ ધ્યાન ખેચવા ઇચ્છુ છુ અને એ દ્વારા મારે જે કહેવાનુ છે તે એને અન્તે ટુકમા કહીશ

આ પ્રકારની બધી નોધો અમુખી કીમતની નથી કાઈ કોઈમા હકીકતનુ કથન છે દા ત પૃ ૬૬ ઉપરની ટિપ્પણી જુઓ તેમા લખ્યુ છે કે "જામનગરમા મારી પાસે સસ્કૃત શીખતા ગીરનારા બ્રાહ્મણનો એક જુવાન બાળક આ કુટેવ (હસ્ત મથુન–માસ્ટર બેશન)થી ગાડો થઈ ગયો હતો"[1] આ નોધ તદ્દન સાદી લાગે છે પણ આવા અનુભવોની સાચી નોધો વડે જ શાસ્ત્ર—આ વિષયમા માનસરોગ વિજ્ઞાન ( Abnormal Psychology ) કામ વિકૃતિ વિજ્ઞાન ( Anomalies of sexual life ) અને વૈદકનુ શાસ્ત્ર ખેડાય છે આવી કેટલીક નોધો આ પુસ્તકમા છે અને અનેક નિષ્ણાતોની આ પ્રકારની નોધોના સગ્રહો પ્રતિષ્ઠિત વજ્ઞાનિક ગ્રન્થોના આધારરૂપ થાય છે એ પ્રસિદ્ધ છે માત્ર નોધો વિશ્વાસપાત્ર હોવી જોઈએ

આતો એક પ્રકારની વાત થઈ પણ કેટલીક નોધો સચોટ હોવા સાથે ઘણીજ કરૂણ છે કરૂણનો એક દાખલો લેખકની માતાનુ દર્દ ન સમજાયાનો ઉપર આપ્યો છે બીજો એક નીચે ઉતારૂ છુ "સને ૧૯૩૦ મા મારી પાસે એક ગરીબ ડોશી આશરે ૫૦ વર્ષની બાઈનો કેસ આવ્યો હતો તેની તાળવી અને ગર્ભાશય બ ને ખસેલા હતા ઉભે પગે બેસતા કમળમુખ પણ યોનિમુખમા દેખાતુ હતું મેં તેના ઘણુ ત્રાસ દિવસ સુધી ઉપચાર કર્યા હતા ખસેલ ભાગ બેસારી આપ્યો હતો ચાર કરાઈ ગયા હતા પણ ખરા ઉપાય આરામ તે મળી તઈ શકે એમ ન હોતી કાલાની ગામડી લાવે તો

[1] હુ ધારૂ છુ એ રોગને મે પણ મુ ભા પાસે આવનો ત્યારે ધણીવાર જોતા
દ કે ગાસ્ત્રી

જ આજે ોટલા ખાય એવુ હતુ દરદ જાડુ હતુ ચાર દિવસ પછી ફરીને એ બાઈ આજ દિવસ સુધી જોવામા પણ આવી નથી ' (પૃ ૮૩)

કેટલુ કરુણ? અને આવા કરૂણ અનુભવો તો લાબા વખતની પ્રેક ટીસમા એમને ઘણા થયા છે વૈદ્યને જ નહિ પણ દેશ હિતૈષીને પણ આ ગરીબ દેશમા કેવી કિસ્મીતાવોની જરૂર છે તેની સૂચના આમાથી મળે છે

કેટલી નોધો ન ઘોક્ત વસ્તુ સબધી પોતાના અનુભવનુ કથન કર છે દા ત શ્વેતતતુમય ગ્રન્થીના વર્ણનમા પૃ ૧૧૧ મા ટિપ્પણી છે કે ' ઝાડેશ્વરમા મારી પાસે આવી કઠણ ગાઠોવાળા આઠ વર્ષમા પાચ છ કેસો આવી ગયા છે દરદના પેટમા ગાઠવાળો ભાગ નખત (પથ્થર જેવો) હતો ઉમર મોટી હતી દરદ જુનુ હતુ દેખાવમા ગર્ભવતી જેવી જણાતીતી શરીર ફીકુ હતુ મેં મારા કેસોમા અઠીલા રોગ લખ્યો છે દરદ મારાથી મટતુ નથી "

એજ પૃષ્ઠ ઉપર બીજી ટિપ્પણીમા લખે છે કે "શ્વેતતતુ ગ્રન્થી મોટી અને ભારે પુ હોય તો કપાવીને તેનો નિકાલ કરવો એ ઘણુ સારૂ છે "

નવી શોધ માટે આજે આપણે અતિ આતુર થયા છીએ પણ નવી શોધ એટલે શુ? નવી શોધ માટે કેવી ભૂમિકા તૈયાર જોઇએ, નવી શોધને પહોચવા માટે પહેલા કેટલા પગથીઆ ચડવા જોઇએ એનો સાચો જવાબ કાકનેજ હશે શ્રી અમૃતલાલભાઈની કેટલીક નોધોમા ભાવિ શોધની સામગ્રી ભરી છે દા ત વરાગ (યોનિ) ઉપર થતા દુષ્ટ ક્ષત કેન્સરના વર્ણનમા ઉપર લખ્યુ છે ક રાજ્ઞ વૈદ્યનો આશ્રય લઇને તેને બાળી કે કાપી નાખવુ જોઇએ અને તે ઉપર ટિપ્પણી લખી છે કે પાટણમા એક સ્ત્રીને ગર્ભાશયના મુખ ઉપર ચાદુ કેન્સર હતુ તેણે વડોદરે જઇને કિરણથી બાળી નખાવ્યુ એથી ત દરદ તો ગયુ પરતુ તેના જ્ઞાનતતુઓ ચમકી જવાથી યોનિમા ચાસકા અને ચસકા થઈ આવ્યા પડુમા પણ ચસકા આવતા હતા આ દરદ અસહ્ય હતુ " (પૃ ૩૧)

સતતિ નિયમનના હાલમા અતિ ચર્ચાતા અથવા જેની ચર્ચા કરવી એ આ જમાનાની ફેશન થઈ પડી છે એ પ્રશ્ન ઉપર ખાસ અજવાળુ પાડે એવા એ ત્રણ દાખલાઓ પણ આ પુસ્તકમા નોધ્યા છે "હુ ભરૂચમા હતો ત્યાર મારી પાસે એક પારસી બાઇનો કેસ હતો તેણે પ્હેલા ઓવરી કઢાવી નાખેલી ત્યાર પછી તે હમેશા બીમાર રહેતી ખાસ કરીને તેને આખો દિવસ મોઢામાથી પાણી છુટ્યા કરતુ, અત્યત બેચેન તથા ગાડા જેવી રહેતી તેને મારા ઉપર વિશ્વાસ હતો અને હુ માન મરાનની ન ૩ ગોળીઓ આમા દિવસની ૩૦ આપતો તેનુ દરદ તો મટયુ નહિ પણ તેને

રાહત રહેતી મેં તેની દવા આઠ વર્ષ કરી પછી મારે ભરૂચ છોડવું પડયું અને એ બાઈનું એજ દરદમાં મૃત્યુ થયું આ સંતતિ નિયમનું મૂળ એક બીજો કેસ હું જાણું છું તેને પણ ગર્ભાશયનું ઓપરેશન કરાવી નાખ્યું છે એથી તેની જીંદગી બચી ગઈ છે પણ માનસિક સ્થિતિ હંમેશ માટે ખરાબ થઈ ગઈ છે એને એક જાતનું વહેમવાળું ગાંડપણ લાગુ પડયું છે

બહુ જૂની વાત છે અને દરદીએ પોતે મને કહેલી છે અત્યારે એ બાઈની ઉમ્મર ૫૦–૫૨ વર્ષની છે પણ જ્યારે તેને પ્રજા થતી હશે ત્યારે એક દીકરો અને એક દીકરી એમ બે ફરજંદ થયા પછી ગામડાની કોઈ બાઈ પાસેથી અટકાવ આવ્યા કરે છતાં છોકરા ન થાય એવી કાંઈક દવા તેણે લઈને ખાધેલી અને તે પછી તેને પ્રજા ન પણ થઈ (દવા તે જાણતી હશે તો પણ મને કહી નથી) પણ અટકાવ તો ગોટો થયો એ વાત નક્કી તેને શરીરમાં હંમેશા ગરમી રહેતી, અને શરીર સ્થૂલ હતું છેવટે અટકાવ જવાની ઉમ્મરે સખત લોહીવા થયો ઘણા પ્રયત્ન છતાં બંધ થઈ શક્યો નહિ જ્યારે સાવ શરીર ક્ષીણ થયું ત્યારે બંધ થયો પણ પછી પક્ષઘાત થયો અને દરદી હજી પક્ષઘાતથી પીડાય છે (પૃ ૭૫–૭૮)

હવે એજ દાખલા ઉતારી આ અવલોકન પુરૂં કરીશ હૃદયના દરદના ઉપાયો દર્શાવતા પૃ ૧૮૯ મે અનુભવની નોંધ કરી છે કે "હૃદયના દરદોમાં યોગરાજ ગુગળ ચૂર્ણના રૂપમાં તોલો ૦૫ તથા સોનના વરખનું પાનું એક મેળવીને મધ કે ઘી સાથે ચાટીને ઉપર દુધ પીવાથી ઝેરની અસરની વચેન હૃદ્રોગ મટે છે જામનગરના એક ખત્રીને કોઇ વૈદ્યની સલાહથી માથાના દરદમાટે ઘણા દિવસ સુધી એ ટીકેબ્રોન ખાવાથી હાર્ટડીઝીઝ થયું હતું તે દરદ વૈદરાજ શંકરપ્રસાદ ભાઇએ ઉપરની દવાથી મટાડયું હતું તે માણસે ત્રણશેર યોગરાજ ગુગળ અને ત્રણસો સોનાના વરખ ખાધા હતા હેમ સર્વ विषाणि जातुगरश्चविरायन्हन्ति સોનું દરેક જાતના (ગોપ, ઝેરની જુની અસરો) અને તાત્કાલિક ઝેરને મટાડે છે (પૃ ૧૮૯)

'વ્હાઈટલેગ ફ્લેગ્મેન્શીઆ આલ્બાડોલન્સ' નામના સુવાવડ પછી સ્ત્રીઓને થતા પગના ખાસ જાતના સોજાના દરદના વર્ણનમાં નીચે ટિપ્પણીમાં શ્રી અમૃતલાલભાઈ લખે છે કે "હું સને ૧૯૨૦માં આ સ્ટેટ (લીંબડીસ્ટેટ)ની નોકરીમાં જોડાયો ત્યાર પછી થોડા મહીનાઓમાં એક અમલદારની ઓરતનો એક પગ એકાએક સૂજી આવ્યો અહીંના ડાક્ટર સાહેબના ઉપચાર ચાલતા હતા હું પણ હમેશાં તેને જોવા જતો જો કે બાઈને સુવાવડ ગયે ૮–૯ મહીના થઈ ગયા હતા તેનું શરીર બહુ ભારે હતું આ દરદની સુવાવડ પછીની તત્તની મુદત તો ચાલી ગઈ હતી છતાં 'સ્ત્રીઓનો વૈદ્ય' તાજો જ લખેલો

હોવાથી મને લાગે મે શીઆ આ બારોાન સ જેવુ લાગ્યુ રાત્રે મેં ડાક્ટરસાહેબને પૂછ્યુ કે અમુક અમલદારની વહુને શુ છે? તેઓએ જણાવ્યુ કે આયાટીમ હોય એવુ લાગે છે મેં પૂછ્યુ કે મેનીઆ આલ્બાડોલ મ તો નહિ હોય? તેઓએ જણાવ્યુ કે એની મુદત વહી ગઈ છે આટલા સવા મહીના પછી ન થાય મે પણ એ વાત સ્વીકારી બીજે દિવસે સાંજે હુ તે અમલદારને ત્યા ગયો ત્યારે મને કહ્યુ કે જે દવા તમે એ લેપ લખી આપ્યો છે અને એનાથી આરામ લાગે છે હુ ખાવો ઓછો છે અને સોજો પ્રમાણે છે મે લેપની વાત જોઈ મને મે આયુર્વેદના ઉરૂસ્તભના પ્રકરણમા એ જાતનો લેપ જોયો કે આ બધા છે તે પછી તો મને એવા બેચાર કેસ જોવા મળ્યા અને બધામા મે આ લેપનોજ પ્રયોગ કર્યો છે અને મને યશ મળ્યો છે સ ૧૯૩૪મા મારી નાની દીકરીને સુવાવડમા જ એક પગનો સાથળ સુજી ગયો એ દરદની બીજી સંભાળ રાખવા ઉપરાંત હુ એને હમેશા ઉપરનો લેપ ચોપડાવતો હતો આ દરદ સુવાવડમા બનતા સુધી ભારે શરીર વાળાને થાય છે છતા સુવાવડ સિવાય પણ થતુ જોવામા આવે છે હમણા સ ૧૯૩૯મા એક ઓરતને પ્રસુવાવ પછી છ એક મહીને એક પગ સૂજી આવ્યો ઘણો કઠણ અને દુખાવો પણ સખત તેણે થોડો વખત તો કાઈ વાની દવાઓ ટપેન્ટાઈન ઓઈલનુ તેલ વગેરે ચોળ્યુ ટીંકચરઆયોડીન પણ લગાવ્યુ પછી મને બતાવ્યુ મે તેને સુઈ રહેવાની સલાહ આપી, બીજા ઉપાયો બધ કરાવ્યા અને મારો ઉપરનો લેપ આપ્યો અઠવાડિયામા સારૂ થયુ મતલબ કે સુવાવડ પછી લાગી મુદતે આ દરદ ન થાય એમ નથી સુવાવડ પછી કે કસુવાવડ પછી તેમજ કાઈવાર આમામય ગાંઠોવાળો અટકાવ આવતો હોય એવી ઓરતોને પણ આ દરદ થાય છે મે કે ની દવા કરી એ બાઈનુ તો શરીર પણ દુબળુ છે છતા પણ આ દરદ થયુ હતુ આ બધા અનુભવ પછી મને આ દરદ ઉરૂસ્તભ હોય એમ લાગ્યુ

આ દરદમા ઉરૂસ્તભના ખાવાના ઉપાયો મે વાપર્યા નથી પણ આયુર્વેદમા આમા લસણ આપવાનુ લખ્યુ છે એ મને કાઈ ઠીક લાગે છે તેમજ ઉરૂસ્તભના પથ્યાપથ્ય પણ આમા આપી લેવા જોઇએ એમ મને થાય છે ’

આ ઉતારામા કહેલા લેપનો પાઠ મૂળમા પૃ ૭૭ મા આપ્યો છે તે જિજ્ઞાસુએ જોઈ લેવો

આયુર્વેદીય ચિકિત્સા”ના લાગા ઉતારાઓ સાથે આટલુ લાબુ અવલોકન લખ્યુ તે એ વિષયની ઉપયોગિતા વિચારીને હશે એમ કોઈ ન માને જોક વિષય ઘણો ઉપયોગી છે જ તેમજ ગ્રંથકર્તા ઉપરના પક્ષપાતથી હશે એમ પણ કોઈ ન માને, જો કે મને પક્ષપાત-સ્નેહ, માન છે એ હુ

કબુલ કરૂ છુ પણ દેશી વૈદ્યો માટે શોધખોળની સાચી વૃત્તિ તથા શક્તિ આ પુસ્તકના લેખકના માનસમા રહેલી છે એ વસ્તુ દર્શાવવાના હેતુથી આ લાબુ અવલોકન લખ્યું છે શોધખોળ માટે અમુક વાતાવરણ, અમુક ભૂમિકા આવશ્યક છે વિદ્યાભ્યાસગરૂપ એક આવશ્યકતા વિષે મેં અ યત્ન કહ્યુ છે, એટલે આ લેખકની વિદ્વત્તા ઉપર, ગર્વી ભાર મુકવા ાથી ઇચ્છતો પણ નિષ્ફળતા પણ સ્પષ્ટ નોધવાની એમની તત્પરતા—જે આ જાહેર ખબરીઆ જમાનામા ઘણી વિરલ છે, જાતે હકીકતો અવનોકવાની અને નોધવાની મનની ટેવ તથા દરદીઓના અનુભવમાથી નવું નવું શીખવાની ઉત્સુકતા આ પુસ્તકમા સ્થળે સ્થળે જોવામા આવે છે આ વૈજ્ઞાનિક વૃત્તિઓથી ઘડાયેલુ માનસજ વૈદ્યક ધધાને શોધખોળનું સાધન બનાવીશકે છે, જાહેર ખબરીઆ ધાધલ નહિ ઉપર ઉતાર્યા છે તેવા દાખલાઓમા જે માનસ દેખાય છે તે શોધખોળની પ્રતિભાવાળુ માનસ છે હુ સુ વૈદ્ય અમૃતલાલભાઈમા વૈદ્યક અન્વેષણની પ્રતિભા છે એમ ખરેખર માનુ છુ બીજા દેશમા એમના જેટલી પ્રતિભાવાળો માણસ શુ કરી શક્યો હોત એ કલ્પના કરવા જેવી છે અને આ દેશમા એવી પ્રતિભા કેમ જોઇએ તેટલુ ફળ નથી આપતી એ પ્રશ્નની ચર્ચા વળી બીજે પ્રસગે અહી તો ગુજરાતી વાચનારાઓ આ કીમતી પુસ્તકનો પુરતો લાભ લઇને ગ્રન્થકર્તાના તથા પ્રકાશકના પ્રયાસને સફળ કરે એટલુજ ઇચ્છવાનુ રહે છે

---

# ધાતુગામી ચિકિત્સાની સચાલક કલ્પના

(લેખક—કા શા કરદીકર)

રોગ દૂર કરવા માટે ચિકિત્સા શાસ્ત્રનો વિચાર કરતા દૂષ્યોનુ અત્યત મહત્ત્વ છે दोषा एव हि सर्वेषां रोगाणामेव कारणम् એ વચનમા કહેલુ ચિકિત્સાશાસ્ત્ર દોષનુ માહાત્મ્ય સપૂર્ણ રીતે ધ્યાનમા રાખતા છતા દૂષ્ય માહાત્મ્યને વાધો આવતો નથી પ્રસ્તુત લેખનો ચિકિત્સામા ધાતુનુ સ્થાન બતાવવાનોજ હેતુ હોવાથી દોષના વિવેચનનો અભાવ જોઈને વાચનાર નિરાશ થવાનો સભવ છે પરતુ તેમા દોષનુ મહત્ત્વ ઘટાડવાનો ઉદ્દેશ નથી પણ પ્રસ્તુત જેવા મર્યાદિત લેખમા તેનું વિવેચન આવી શકે નહિ એટલુ કહી દેવામા કાઈ અપ્રસ્તુત નથી પ્રકૃતિ અને વિકૃતિ બનેનો વિચાર કરવા જતા દોષ પ્રમાણે જ ધાતુનુ મહત્ત્વ છે કિંબહુના ઇન્દ્રિય વ્યાપાર જો કે દોષરૂપ ત્રાવથી ચાલે છે પણ શરીરની દૃષ્ટિથી દેહ ધાતુનુ મહત્ત્વ ભલી ન શકાય

દેહ વ્યાપાર ચલાવે છે દેહનો વ્યાપાર અને દેહ એ બે સ્વતંત્ર પદાર્થો છે દોષ અને ધાતુ એ બે વચ્ચે સંપૂર્ણ અભેદ સબંધ હોવા છતાં નિરૂપણ માટે ઉપરનો ભેદ કલ્પનામાં લેવો એ સગવડ ભરેલું છે આ વિશિષ્ટ સબંધ લક્ષ્યમાં આવે એ માટે આપણે રાષ્ટ્રીય તેજુરી અને વેપાર એનો દાખલો લઈ શકીએ રાષ્ટ્રીય તેજુરી એટલે શરીર સબંધમાં ત્રીણ ાદિ [illegible] ધર્મ વ્યાપાર પચનાદિ દોષ વ્યાપાર ઉપર આધાર રાખે છે, એ તો સાચુ છેજ પરંતુ કેટલીક પરિસ્થિતિમાં વ્યાપારના બગડી ગયેલા સમતોલપણાને રાષ્ટ્રીય તેજુરીજ (બલિષ્ટ દેહધાતુધર્મ) સભાળી શકે છે ઉપરથી જોવામા જો કે વ્યાપારજ મુખ્યત્વે મહત્ત્વ યુક્ત લાગે છે, છતા તેનુ ભાવિ વળ શરીરે તે જુરીને આધીન હોય છે, એ ભુલવાનું નથી આપત્કાળે તેજુરીનુ બળ વધારીને રાષ્ટ્રજીવનના હિત માટે સમતોલપણુ ખોઈ બેઠેના વ્યાપારને ટકાવી રાખવો એ જરૂરનુ થઈ પડે છે આજ ઉપમા વિષય સમજવાના ઉદ્દેશથી પ્રસ્તુત મુદ્દાને લાગુ પાડવામાં આવતાં વિષયની સાચી કલ્પના આવશે એમ લાગે છે

પ્રકૃતિ વિજ્ઞાનની દૃષ્ટિથી આયુર્વેદીય ગ્રંથોમાં સપ્તધાતુના કર્મો કહેલા છે—

प्रीणन जीवन लेप स्नेहो धारणपूरणे गर्भोत्पादश्च ता-सू-अ-११

रसस्तुष्टिं प्रीणन रक्तपुष्टिं च करोति । रक्त वर्णप्रसाद जीवयति च । मास शरीरपुष्टि सुश्रु धैर्यं यस्य प्रति देहबल हर्षं ओजार्थं च । सु-सू-अ-१५

નિકૃત વિજ્ઞાન—પ્રકૃતિમાથી ખસી ગયેલી જ શરીરની સ્થિતિ તનુ નામ વિકૃતિ તેને જ વ્યાધિ કે ... કહે છે **સમધાતુ ક્રિયા** એ જેમ પ્રકૃતિનુ લક્ષણ છે તેમ **વિષમધાતુ ક્રિયા** એ વિકૃતિનુ લક્ષણ છે આ વિષમધાતુ ક્રિયાનુ ધાતુવૈષમ્ય કે ધાતુવિકૃતિ એજ કારણ છે[1] ક્ષયાત્મક અને વૃદ્ધયાત્મક એ રીતે દ્વિવિધ સપ્રાપ્તિ આયુર્વેદે માનેલી હોવાથી આ ધાતુવિકૃતિના પણ બે ભેદ પડે છે આ ઉભયવિધ સંપ્રાપ્તિ–ધાતુવૃદ્ધિ ક્ષયથી ઉત્પન્ન લક્ષણો પણ આયુર્વેદે આપેલા છે—

रसक्षये हृत्पीडा कम्पशून्यतातृष्णा च । शोणितक्षये त्वक्पारुष्य म्लशीतप्रार्थना शुक्रक्षये मेढ्र वृषणवेदना अशक्तिर्मैथुन चिराद्वाप्रसेक । रसोतिवृद्धो हृदयोत्क्लेद प्रसेक चापादयति मज्जा सर्वांगनेत्रगौरव, शुक्र शुक्राश्मरीमतिप्रादुर्भाव च ।

સુશ્રુત સૂ-અ-૧૫-૧૧ થી ૧૬

વૃદ્ધિ ક્ષયાત્મક સંપ્રાપ્તિ સિવાય વિષમજ્વરો પ્રમાણે ધાતુનાસંચાર

---

૧ મૂળ લેખકે અહીં પુનરુક્તિદોષ કર્યો છે એમ લાગે છે વિષમધાતુ અને ધાતુવૈષમ્ય એ બ નેનો એકજ અર્થ મારા સમજના પ્રમાણે તો થાય છે તની અ નિ

સુદ્ધા ધાતુવિકૃતિનુ ારણ થાય છે ન્વરાત્પાદક ોષ જુની જુની ધાતુમા પ્રવેશ કરીને જુ । જુ । લક્ષણો દર્શાવે છે એ વાત ધાતુ ગત જ્વરના લક્ષણોનો અભ્યાસ કરવાથી સ્પષ્ટ સમજાય એવુ છે —

गुरुता हृदयात्क्लेश सदन छर्दरोचकौ । शुक्रस्य तु विशेषत ।

મા નિ જ્વરનિ ાન

પ્રકુપિત વાત કોઈપણ ધાતુમા આમ થાય તો ખામ લક્ષણો ઉત્પ ૧ કરે છે –

त्वमस्या स्फुटिता सुप्ता कृशा कृष्णा

विहर्ति जनयेयापि शुक्रस्थ कुपितो निज ॥ મા વાત નાધિનિ

ત્રિવિધ રોગમાગમાથી અતિસાર, અજીર્ણ ઇત્યાદિ કોષમા ઉત્પ ન થનારા વ્યાધિઓની તીવ્ર અવસ્થામા દેહધાતુને ઝાઝો સબધ નથી અને એટલેજ કોષ્ઠગત સપ્રાપ્તિ જ ય વ્યાધિમા આયુર્વેદે દોષદૃષ્ય સયોગનો નિર્દેશ કર્યો નથી આજ વ્યાધિ જીર્ણ થયા પછી ઉત્પ ન થનારા ઉપદ્રવમા એકાદ ધાતુની વિકૃતિ થવાનો સભવ છે ગને તે અવસ્થામા ધાતુની મીમાસા કરવી અનિવાય છે આ દૃષ્ટિથી માધવના ગ્રહણી રોગ િદાનનો અભ્યાસ માગદર્શક થશે અજીર્ણજ ય અતિસારનુ મૂળ કારણ આહાર દ્રવ્યો છે આહારદ્ર યોનો ધાતુસ્વભાવ પૂર્ણ અશે સ્પષ્ટ કરવો અશકય છે તથાપિ આહાર દ્રવ્યોને અમુક ધાતુનુ વિશેષ આકર્ષણ (affinity) હોય છે એ વાત સ્પષ્ટ છે પ્રકૃતાવસ્થામા માસલદ્રવ્યો માસ ધાતુનુ પોષણ કર છે

एवमेव सर्वधातुगुणाना सामा ययोगाद्वृद्धि मासमाप्यायते मासेन ।

ચરક શા-અ-૮-૧૦

આ માસલ યોનુ અજીર્ણ થતા નવી સ્થિતિમા અતિસાર વગેરે કોષ્ઠ માગના લક્ષણો થાય છે પરતુ જીર્ણાવસ્થામા જયાર આમાથી ઉત્પન્ન માસલદોષ શાખામા પ્રાપ્ત થાય છે ત્યારે તેમા ધાતુ વિકૃતિના લક્ષણો દર્શાવે છે આ જાતનો લક્ષણોનો સૂક્ષ્મ વિવેક કરવો એ જો કે કઠણ છે છતા પણ યશસ્વી ચિકિત્સા માટે એ વિવેક આવશ્યક છે આ માસપ્રાપ્ત દુષ્ટિનુ શમન કરવા માટે માસપ્રેમી (આ શબ્દ જોઇએ તેવો ગા ો નથી પણ લેખકને બીજો મળ્યો નથી ત ગ્રી આ વિ ) દ્ર નની યોજનાનો પ્રયત્ન કરવો એ ખાસ શાસ્ત્રીય છે

સદભમૂના જોવામા આવે તો વિકૃતિ વિજ્ઞાનમા નિદાનશાસ્ત્રના આયુર્વેદે દોષ દૃષ્યસયોગનુ વિવેચન કરેલુ છે —

आमेन तेन सम्पृक्ता दोषा दूष्याश्च दूषिता । सामा सदुद्भवा वाग्भट

दोषा दुष्य रसनेत्रलूनदूषय सुमय महान् ।

સૂનસગ્રહ કરવાનો હોય તો ધાતુસ્થા દોષા એવા મહર્ષિના વાક્યો ગ્રન્થના પ્રત્યેક અધ્યાયમા વેરાયેલા પડ્યા છે પરન્તુ સક્ષેપ દૃષ્ટિથી ઉપરનુ મૂળ ઉદ્દેશ પૂરતુ સપૂર્ણ છે, એમ કહેવામા વાધો નથી એટલે વિકૃતિવિજ્ઞાન વિવેચન અહીં પૂરૂ કરવુ યોગ્ય છે ઉપરના વિવેચનથી વિકૃતિમા ધાતુનુ મહત્ત્વ સ્પષ્ટ થયુ છે એમ કહેવામા વાધા નથી

**ચિકિત્સા શાસ્ત્ર—**

याभि क्रियाभिजायन्त शरीरे धातव समा सा चिकित्सा विकारिणा

સમધાતુ ઉત્પન્ન કરનારી જે યોજના તેનુ નામ ચિકિત્સા ધાતુ એ સના **धारणाद्धातव** એ ગથમા વ્યુત્પત્તિને પણ આપી છે ધાતુની દૃષ્ટિથી જોવામા આવે તો પ્રકૃતિમા રહેલા પ્રીણનાદિ જીવન ધર્મને પ્રસ્થાપિત કરનારી જે ક્રિયા તેજ ચિકિત્સા ધાતુના પ્રીણનાદિ જીવન ધર્મો વિવિધ નપ્રાપ્તિથી વિકૃત થાય છે એ વાત વિકૃતિવિજ્ઞાનમા સ્પષ્ટ કરેલી છે સાક્ષાત્ ચિકિત્સા કર્યા પહેલા ચિકિત્સ્ય વિષયનુ—વ્યાધિનુ સપૂર્ણ જ્ઞાન હોવુ જરૂરનુ છે

વિવિધ હેતુથી ઉત્પન્ન થયેલ દોષ દુષ્ટિનો જે બાહ્ય આવિષ્કાર તેનુ નામ રોગ વ્યક્તિભેદથી વ્યાધિનુ રૂપ પણ ભિન્ન હોય તે

स्थानान्तराणि च प्राप्य विकारान्कुरुते बहून् ।

આ મતાનુસાર સ્થાન ભેદથી આવિષ્કાર પણ ભિન્ન થાય છે આયુર્વેદે ત્રિવિધરોગ માર્ગ અથવા સ્થાનો કલ્પ્યા છે ( शाखाकोष्ठास्थिसंधि ) તેમાથી ધાતુ પ્રાપ્ત દોષ, શાખા પ્રાપ્ત દોષ સ્થાન ભેદથી ખાસ આવિષ્કાર કરે છે એ આપણે પહેલા જોયુ છે

ચિકિત્સામા ઉપયોગી રોગ પરીક્ષણ કરતા નીચેનો મહત્ત્વપૂર્ણ વિશેષ લક્ષ્યમા લેવો એ આવશ્યક છે

तस्माद्विकारप्रकृतीरधिष्ठानान्तराणि च दूष्य देश ઇત્યાદિ ચા—સૂ—અ—૧૨

રોગીની પ્રકૃતિનો વિચાર કરતા ફક્ત દોષ પ્રકૃતિનો ( ચા—શા—અ—૩ )જ વિચાર સહાયક નહિ થાય સાત ધાતુના જીવન ધર્મનુ પરીક્ષણ પણ જરૂરનુ છે જીવન ધર્મ જેટલા પ્રમાણમા બળવાન તેટલા પ્રમાણમા રોગ હેતુ નબળો અને જીવન ધર્મ જેટલો નબળો તેટલો રોગ હેતુ સબળ પ્રકુપિત દોષ નિર્બળ ધાતુમા દાખલ થાય તો તે અધિષ્ઠાન—સ્થાનના ધાતુઓને અનુસરીને લક્ષણો ઉત્પન્ન થાય છે

ઉત્પન્ન થયેલા વ્યાધિનુ શમન કરવું અને જીવન ધર્મનુ વર્ધન કરવું એ ચિકિત્સાનુ ધ્યેય છે આદ્વિવિધ ધ્યેયની દૃષ્ટિથી ધાતુનુ મહત્ત્વ ઘણું છે

નિબળ સ્થાનમા જઈને ોપો પોતાના લક્ષણો ેખાડે છે સ્થાન બળવાન હોય તો ચિકિત્સાની અપેક્ષા વગર પોતાની મેળે ોષ શમન થાય છે એવી સ્થિતિમા તી ા આવિષ્કાર પણ ઉત્પન્ન નતો થી પરતુ રોગનુ જોર વધા હોય તો આપણે શરીરના દોષશામ પ્રયત્નોને ઔષધોદ્વારાથી મદદ કરવી પડે છે જીવન ધર્મનો ક્ષય ન થાય એ ઉદ્દેશથી આ મદદ કરવી પડે છે —

यथा निपतित पुरुष समर्थमुत्थानायो थापयन् पुरुष न्यास्योपादध्यात् सन्नि प्रनाशमपरिक्रिया प्रवात्तिष्ठेन् तद्व सपूर्णमेष नापच्यभादातुरा । चरक-म-म-१

વિષમ જ્વરમા જ્વરાત્પાદક દોષ રસગત થતા कलिंगका पटोलस्य पत्र कटुकरोहिणी એ રસગત જ્વરનો ોષ પાચક ઔષધ આપવુ ઉપરના ઉદ્દેશથી આપવો પડશે આ કષાય દ્રવ્યનો ધાતુગામી સ્વભાવ સ્પષ્ટ કરવા માટે આવશ્યક વિવેચન ઉપલબ્ધ નથી તથાપિ ઉત્તર આયુર્વેદીય સૂત્રો પ્રમાણે જ આ વાક્ય સમજીને આ ઉપાયનો ઉપયોગ કરવામા હરકત નથી વિષમ જ્વરમા ઉપાય દ્રવ્યની ન્યાય પદ્ધતિ હજી પૂરી ઉકલી નથી દ્રવ્યોનો ધાતુગામી સ્વભાવ નિશ્ચિત કરી શકાય તો ચિકિત્સા શાસ્ત્રમા આયુર્વેદીયોની જરૂર પ્રગતિ થાય

નિઘટુ ન થોમા આયધિ દ્રવ્યોના ગુણ ધર્મ જોવા જઈએ તો દ્રવ્યોનો ધાતુગામી સ્વભાવ કિંવા દ્રવ્યોનુ ધાતુ સ્વરૂપ સ્પષ્ટ કર્યુ જોવામા આવે છે દ્રવ્યોનુ દ્રવ્ય દોષપરત્વે વિવેચન ન હોતા ધાતુઓને ઉદ્દેશીને પણ નિર્દેશ કરેલો છે દા ત જનત-રસ-માસ તામ્ર-રક્ત રક્તમાસ, દહી-મેદ શુક્ર, ગુડ મજ્જા મુસ્તા-માસ ઇત્યાદિ આચાર્યોએ આ કયા પ્રમાણથી નક્કી કર્યુ એ જો કે આજે નથી કહી શકાતુ પણ આચાર્યોમા આ દૃષ્ટિ હોવાનું અનુમાન થઇ શકે છે

૧ ધાતુપ્રાસ દોષ શમનનુ સામાન્ય સૂત્ર સ્પષ્ટ કર્યા પછી ધાતુની ક્ષય વૃદ્ધિરૂપ અપ્રાપ્તિનુ ચિકિત્સા સૂત્ર જોઈ લેવુ જરૂરનુ છે —

विकारा साध्य शीघ्र क्रमाल्लघनबृहण ।

ધાતુની વૃદ્ધિ થઈ હોય તો લઘન ઉપયુક્ત છે —

विशपात रक्तरून्यु थान् ઈ ઠ વા-સૂ-અ-૧૧-૩

અને ધાતુના ક્ષયમા બૃહણ કરવુ આનુ વિસ્તૃત વિવેચન ન કરતા નીચેનુ સ્પષ્ટીકરણ પુરતું થઇ પડશે —

एवमेतत्सर्वधातुगुणानां सामान्ययोगात् वृद्धिः तस्मान्मांसमाप्यायते मांसेन भूयस्तरमन्येभ्यः शरीरधातुभ्यः तथा लोहितं लोहितेनैव मेदो मेदसा वसा वसया अस्थितरुणास्थ्ना मज्जा मज्ज्ञा शुक्रं शुक्रेण गर्भस्त्वामगर्भेण । यत्र त्वेवंलक्षणेन सामान्येन सामान्यवतामाहारविकाराणामसान्निध्यं स्यात् सन्निहितानां वाप्ययुक्तत्वान्नोपयोगो घृणित्वादन्यस्माद्वा कारणात् स च धातुरभिवर्धयितव्यः स्यात् तत्समानगुणभूयिष्ठानामन्येषामप्याहारविकाराणामुपयोगः स्यात् । चर० शा०-अ-६

ઉપના ઉતારામાં ધાતુસમાન દ્રવ્યો વાપરવાનો ઉપદેશ થયો સ્પષ્ટ કહેલો દેખાય છે.

ચિકિત્સાશાસ્ત્રના દ્વિવિધધ્યેયમાંથી એકનું સંક્ષિપ્ત વિવેચન થયું હવે જીવન ધર્મચિકિત્સા જોઈએ.

એકાદ જીવનધર્મનો ક્ષય થતાં દેહના રક્ષણ માટે તેનું પુનર્જીવન કરવું આવશ્યક છે. ગ્રંથોમાં ધાતુસાર-લક્ષણોનું વિવેચન છે તેના સંદર્ભ ઉપરથી ક્ષીણ જીવનધર્મના લક્ષણો નક્કી કરી શકાશે —

साराण्यष्टौ—त्वग्रक्तमांसमेदोऽस्थिमज्जाशुक्रसत्त्वानीति । तत्र स्निग्ध श्लक्ष्ण मृदु... सारा ।
चर० वि-अ-८-१०३ थी ११

આ લક્ષણોનો વ્યવસ્થિત અભ્યાસ થવાથી ક્ષીણ જીવનધર્મોનું પરીક્ષણ સહેલાઈથી થઈ શકશે. ક્ષીણ જીવનધર્મનું ચોક્કસ નિદાન થવાથી રસાયન વિધિથી તેનું પુનરુજ્જીવન સહજ શક્ય છે. ધાતુને બળ મળીને જીવનધર્મની વૃદ્ધિ થશે અને તેથી પ્રતિકાર શક્તિ વધશે. આ રસાયનની યોજના વિચારનું સ્વરૂપ જોઈને કરવી જોઈએ. રસક્ષય હોય તો રસવર્ધક રસાયન યોજવું પડે. ક્ષીણ જીવનધર્મને અનુસરીને રચેલી રસાયન યોજનાજ શાસ્ત્રશુદ્ધ ગણાય. દ્રવ્યોનો ધાતુગામી સ્વભાવ નક્કી કરવો એ કઠણ તો છેજ. હજી શાસ્ત્રશુદ્ધ દ્રવ્યપરીક્ષણ પદ્ધતિ ઉપલબ્ધ નથી. નિઘંટુ ગ્રંથોમાંનું દ્રવ્યોના ધાતુ સ્વભાવનું વિવેચન સ્વીકારી લેવું એજ રસ્તો છે. અહીં તો એ સંબંધી એક પદ્ધતિ કહેવામાં આવી છે. અવકાશ ન હોવાથી તેનું સ્પષ્ટીકરણ કરવું અશક્ય છે. પરંતુ અહીં સુધીના વિવેચનથી ધાતુમાહાત્મ્ય સ્પષ્ટ થયું હશે તો લેખનો હેતુ સફળ થયો છે એમ કહેવામાં હરકત નથી.

(ભિષગ્વિલાસ પુ. ૩૬ અં. ૨ માંથી અનુવાદ)

# સંગ્રહણી એ Sprue સ્પ્રુ નહિ?

સગ્રહણી રોગનુ નામ ચરક સુશ્રુત જેવા આયુર્વેદના પ્રાચીનતમ ગ્રથોમા મળે છે સગ્રહણી કે ગ્રહણી રોગના જે લક્ષણો ચરક સુશ્રુતમા આપ્યા છે તે જોતા, એમા ખાધેલુ અન્ન પચે નહિ અને કાચા ઝાડા થાય એ મુખ્ય લક્ષણ છે અહીં ગ્રહણી રોગના બધા ગ્રથોક્ત લક્ષણો ઉતારવાની જરૂર નથી પણ જેમા ખોરાક પચતો નથી, ઝાડા મોટે ભાગે પાતળા થાય છે અને દરદી ફીકો અને કૃશ થતો જાય છે એને સગ્રહણી કહેવામા આવે છે એ પ્રસિદ્ધ છે વાતગુલ્મ, હૃદ્રોગ, પ્લીહારોગ, અર્શ અને પાડુરોગ સાથે સગ્રહણીનો ગોટાળો થવાનો સભવ છે—ચરક સુશ્રુતમા કહ્યુ છે કે —

स वातगुल्महृद्रोगप्लीहाशङ्की च मानवः । चरक चि-अ १५ श्लो ६१

हृत्पाण्डूदरगुल्मार्शःप्लीहाशङ्की च मानवः । सुश्रुत उ-अ ४ श्लो १७७

આમાથી પ્લીહાની પેટ જોવાથી તરત ખબર પડે વળી ટાઢીઓ તાવ પહેલા આવી ગયો હોય અને પ્લીહા વધેલી દેખાય તો રોગના નિદાનમા શકા જ ન રહે અર્શ રોગને ઓળખવામા મુશ્કેલી નથી પણ અર્શમા લાબા વખત સુધી લોહી જવાને પરિણામે પાડુ થાય ત્યા એના ચિહ્નો સગ્રહણીને મળતા હોય ખરા હૃદ્રોગમા ઝાડા મુખ્ય લક્ષણ નથી પણ પાડુમા, હૃદ્રોગમા અને સગ્રહણીમા હૃદયમા પીડારૂપ લક્ષણ સામાન્ય છે ટુકામા એમ કહી શકાય કે પાડુરોગના લક્ષણો સાથે સગ્રહણીના લક્ષણો ઘણા મળતા છે જો કે ગ્રથોના વર્ણનોમા સગ્રહણીમા ઝાડાને અને પાડુરોગમા ચામડીની પાડુતાને પ્રાધાન્ય આપ્યુ છે પણ મદાગ્નિની વાત બેયમા છે અને પાડુરોગમા જે ઝાડા થાય છે તેને પાડુરોગના ઉપદ્રવ રૂપે આયુર્વેદે ગણેલ છે (જુઓ સુશ્રુત ઉ અ ૪૪ શ્લો ૩૮) ટુકામા આ મળતાપણુ એટલુ બધુ છે કે સગ્રહણીમા પોતાને હૃદ્રોગ ગુલ્મ કે પ્લીહારોગ થયા હોવાની શકા તો ચરક સુશ્રુત કહે છે તેમ દરદીને જ થાય છે પણ લાગે છે કે સગ્રહણી એવી શકા તો ચિકિત્સકને પણ થાય તો નવાઈ નહિ એ ગમે તેમ હો પણ ટુકામા આયુર્વેદનો અભિપ્રાય તો એવો જણાય છે, કે પહેલા પાચનશક્તિ બગડી જઈને કે તદ્દન ક્ષીણ થઈ જઈને ઝાડા થવા માડે અને પરિણામે પાડુતા સોજા વગેરે થાય તો સગ્રહણી રોગ સમજવો અને જુદા જુદા કારણથી લોહી દૂષિત થઈને પાડુતા પહેલી થાય અને અતિસાર પાછળથી થાય તો પાડુરોગ સમજવો

હવે સગ્રહણીમા ઝાડા મુખ્ય છે અને અગ્રેજીમા જેને સ્પ્રુ Sprue કહે

છે તેમાયે ઝાડા મુખ્ય છે અને એ સામ્ય ઉપરથી ઘણા વખતથી સગ્રહણી એજ સ્પ્રુ એવી માન્યતા પ્રચલિત થઈ છે

પણ ડો આર એન ચોપ્રા ૧૯૩૬મા બહાર પાડેલા એ હેન્ડબુક ઓફ ટ્રોપીકલથીરેપ્યુટીક્સમા લખે છે કે “આ ‘સ્પ્રુ’ રોગ ગરમ દેશમા થાય છે, એ હિંદુસ્થાનમા યુરોપીઅનોમા અને એંગ્લોઇન્ડીઅનોમા ઘણો છે પણ હિંદીઓમા ભાગ્યેજ જોવામા આવે છે આ રોગ ઇન્ડો ચાઇનામા અને દક્ષિણ યુનાઇટેડ સ્ટેટ મા થાય છે બીનાગવાળા ગરમ દેશમા ઘણા વખત સુધી વસેલા અને નબળા પડી ગયેલા લોકોને આ રોગ થાય છે” (પૃ ૮૭-) આ કથન જો સાચુ હોય તો પ્રાચીનકાળથી આ દેશના લોકોને—હિંદીઓને થતો સગ્રહણી રોગ તે સ્પ્રુ નહિ એ સ્પષ્ટ છે અને એજ કારણથી સ્પ્રુ વિષે એ ગ્રન્થકર્તાએ ઉપર કહેલા ગ્રન્થમા જે વિચાર કર્યો છે અથવા બીજા પાશ્ચાત્ય શોધકોએ જે પુષ્કળ ઉહાપોહ કર્યો છે તે સગ્રહણીના નિદાન ચિકિત્સા વિચારમા નિરૂપયોગી ગણાય બાકી સગ્રહણી તો આ દેશનો જૂનો રોગ છે અને હજી લોકોને થતો જોવામા આવે છે માટે એને વિષે સ્વતત્ર શોધખોળ કર્તવ્ય છે અને એ શોધખોળની એક દિશા જે મને સૂઝે છે તે સૂચવી દઉં

સગ્રહણી અને પાડુરોગના મળતાપણાનો ઉપર ઉલ્લેખ કર્યો છે અને એ મળતાપણું ધ્યાનમા રાખીને સગ્રહણીનો દરદી જોવામા આવે કે એ પાડુરોગી છે કે નહિ એ પહેલો વિચાર કરવો જોઈએ જો પાડુરોગી હોય તો પછી મૂળ રોગ પાડુરોગ છે કે સગ્રહણી એ તપાસ કરવી એ તપાસ ચોક્કસ થઈ શકે એવુ ન હોય પણ પાડુરોગ જેમા સ્પષ્ટ હોય તો પાડુ રોગની ચિકિત્સા શરૂ કરવી પણ આ તો ચિકિત્સાની—વૈદ્યક ધધાની વાત થઈ, વૈદ્યક શોધખોળની વાત ન થઈ એ હવે આવે છે

પાડુરોગી નહિ એવા સગ્રહણીના દરદીઓનો અભ્યાસ કરીને પાડુ રોગથી ભિન્ન અને બીજી તરફથી અતિસાર તથા મરડાથી ભિન્ન સગ્રહણીના સ્વરૂપની શોધખોળ કરવાની જરૂર છે ડા ચોપ્રાના કથનમાથી જે અર્થ ઉપર કાઢ્યો છે તે અતિમ નિર્ણય છે એવો મારા કહેવાનો અર્થ કોઈ ન કરે મારા કહેવાની મતલબ એટલીજ છે કે જેને આયુર્વેદિક વૈદ્યો સગ્રહણી કહે છે તેના પાડુ, અતિસાર વગેરે થી વ્યાવર્તક લક્ષણો બરાબર ચોક્કસ થયા પછી એ લક્ષણો અને ઉપશયાદિથી સગ્રહણીનો સ્વરૂપ નિર્ણય આપણે કરવો જોઇએ અને પછી એ સ્પ્રુ છે કે કોઈ બીજો રોગ છે વગેરે બાબતની શોધખોળ કરવી જોઇએ આ તો સગ્રહણીનો દાખલો લીધો છે, બીજા પણ ઘણા રોગોની બાબતમા પુષ્કળ શોધખોળને અવકાશ છે

હમણા શોધખોળ—રીસર્ચનો પવન વાયો છે એ પવન ખોટો છે એમ કહેવાની મતલબ નથી પણ જેઓ એ માર્ગે જવા ઉત્સુક છે તેમને દિશા સૂચવવાના ઉદ્દેશથી આ ટુકી નોધ લખી છે

# દાઝયા ઉપર કૉડલીવર ઑઈલ

(લેખક—વૈદ્ય બાપાલાલ ગ વૈદ્ય)

હમણા હમણા અગ્રેજી વૈદ્યક માસિકોમા અગ્નિદગ્ધમા કોડલીવર ઓઈલ વાપરીને લીધેલા અનુભવો ની નોધો વારવાર આવતી જોવામા આવે છે અગ્રેજી વૈદ્યક માસિકોમા પોતાના ક્લિનિકલ અનુભવોનુ વર્ણન મોટે ભાગે હોય છે જ

મારા મગજમા આ વાત હતી જ અને હાનોટમા એક ૬ વર્ષનો છોકરો ઊકળતી દાળના તપેલામા પડયો એ પ્રસગે મેં આનો અનુભવ પણ પણ કરી જોયો

એક વણિક ગૃહસ્થને ત્યા ૧૦–૧૫ ગામરાના લોકો ખાવા આવવાના હતા એટલે દાળનુ મોટુ તપેલુ ચૂલે ચઢાવ્યુ હતુ લોકો આવ્યા એટલે એ તપેલુ ચૂલેથી ઉતારીને રસોડાના ઉબરા ઉપર ઠડુ પડવા મૂકયુ બરાબર આજ વખતે છોકરો પાછા પગે દોડતો દોડતો આવીને એમા પડયો તુરત જ સેઠી માએ ઉપાડી લીધો અને પાગેંે તલના તેલની બરણી ઘરમા ભરેલી હતી તે આખીજ દાઝેલા ભાગ ઉપર નાખી દીધી ચોટેલી દાળપણ આથી ઉખડી ગઈ અને દાઝેલો ભાગ સાફ રહ્યો તુરત જ ઘરના માણસોએ ચૂનાનુ નીતરૂ પાણી અને તલનુ તેલ સમાન ભાગે લઈ, હાથથી સારી રીતે ફીણીને દાઝેલા ભાગ ઉપર લગાવવા માડયુ

આટલુ કર્યા પછી મને બોલાવવા માણસ આવ્યુ અને હુ જઈને જોઉ છુ તો મોટા મોટા ફોલ્લાઓ ઉપસી આવેના હતા ખભાથી તે ઘુટણ સુધીનો ઘણોખરો ભાગ આવા ફોલ્લાઓથી વ્યાપ્ત થયો હતો બાળકની ચીસો માભળી જતી નહિ ! ૪–૫ જણા પખો નાખતા ઉભા હતા અને બાળકને પથારીમા સૂવાડી શકાય એમ તો હતુ નહિ એટલે હિચકા ઉપર એના પિતા બેસી બાળકને ઉધા માથે પોતાના ખોળામા ઊભો રાખ્યો હતો દાઝેલા ભાગ ઉપર ચૂના–તેલવાળુ મિશ્રણ હાથવડે નાખ્યે જતા હતા જાઘનેન્દ્રિય પડખો વક્ષણ પ્રદેશ બધા ફુલીને લાલચોળ થઈ ગએલા હતા નિતબ ઉપરની ચામડી તો ઉઝરડી ગએલી જ હતી એટલે મોટી મોટી બાઠો પડી હતી બાળક ઉધુ કે ચતુ સૂઈ શકે એમ ન હતુ એટલે વારાફરતી માતા પિતા, કાકા વગેરે તેને ઉભડક ખોળામા લઈને હિચકે બેસી હિચકો ખાતા હતા ચુના તેલનુ મિશ્રણ છુટે હાથે નાખ્યે જતા હતા જેથી બધી જમીન પણ મિશ્રણથી ખરડાઈ ગએલી હતી

મેં નાડી તપાસી, ૧૪૦–૪૫ સુધી હતી શ્વાસ તો સતત રડવાને લીધે તાણી ગયાનો નહિ તાવ ૧૦૨ જેટલો હતો વખતે Collapse થઈ જાય એ બીકે ગદ્રીય અને ગૅરો ન ૧ ળ નેનો એક એક ડોઝ આપ્યો અને મારી પાસે ચોકખા કૉડલીવર તેલની શીશી હતી તે આખી છોકરાના પિતાને આપી, લીંટનું બંડલ આપ્યું અને હવે પછી બીના તેલનું મિશ્રણ કે બીજું કંઈ પણ શરીરે ન લગાડતા ફક્ત આ તેલમાં જ લીંટ બોળી બોળીને દાઝેલા ભાગ ઉપર મૂકવા સૂચના આપી દર અધા અર્ધા કલાકે પોતા ઉપર તેલ છાટના જણાવ્યું અને જો પટ્ટીઓ ઉખેડતા છોકરો બૂમ ન પાડે તો પટ્ટીઓ જ તેમાં બોળીને તે મૂકવી આટલી સૂચના સાથે તેના પિતા ઘેર ગયા કૉડલીવર મોટા વાડકામાં કાઢી તેમાં લીંટની ૪–૪ ઇંચની પટ્ટીઓ બોળીને તમામ ભાગ ઉપર મૂકવા લાગ્યા થોડી થોડીવારે ઉપર તેલ ગમચાવડે નાખ્યે જતા કલાક પછી મેં જઈને જોયું તો છોકરો શાંતિથી એક પડખાએ સૂઇ ગયો હતો અને જ્યારે જાગ્યો ત્યારે પણ બળતરા ઘણી ઓછી થયેલી હતી એટલે પહેલા માફક બૂમો પાડતો ન હતો

૪ કલાકમાં ૧ શેર તેલ ખલાસ થયું, તુરત જ ૧ ગૅલન શુદ્ધ કૉડલીવર ઓઇલનું કેન તુરત ખાસ માણસને મોકલીને મગાવી લીધું અને છૂટથી તે વપરવા લાગ્યું

સત્તાવીસ દિવસમાં રૂઝ આવીને સારું થઈ ગયું આટલા દિવસોમાં ૪ ગેલન તેલ વપરાયું ૪ ગેલનની કિંમત રૂ ૧૫ થી ૧ થાય છે

આ તેલના પ્રયોગથી દરદીની પથારી પાસે એક માખી આવતી ન હતી દુર્ગંધી એટલી સખત હોય છે કે દરદી ત્રીજે માળે હતો તો નીચે ઘરમાં પેસતા જ તેલની દુર્ગંધી આવતી દરદીની પથારી પાસે બેસવું મહા મુશ્કેલ લાગતું શરૂઆતના ચાર દિવસો તો આ દુર્ગંધી અસહ્ય જ લાગી પછી નાક ટેવાઈ ગયા એટલે બહુ લાગતું નહિ આ દુર્ગંધી તો અસહ્ય જ છુટકો આને લીધે કે પછી વેદનાને લીધે, શરૂઆતના બે દિવસોમાં બાળકે કંઈપણ પીધું નહિ દૂધ યા કાંઈ કે મોસંબીનો રસ મોઢે લે જ નહિ ત્રીજે દિવસે એને દૂધવાળો ચા પીવા માંડ્યો મારું માનવું છે કે દુર્ગંધીને લીધે વવળિયા અને અહાર્ટ જન્મ્યા હશે અને એને લીધે જ બાળક કંઈપણ લઈ શકયું હતું નહિ આ દુર્ગંધીની તીવ્રતા ઓછી કરવા મેં ઊંચામાં ઊંચું અત્તર મંગાવીને બાળકને વારંવાર સુંઘાડવા સૂચવ્યું હતું અને જ્યાંસુધી સારવાર ચાલી ત્યાંસુધી અવારનવાર દરદી પાસે સુગંધી અત્તર કે નેટનું પુમડું આપવામાં આવતું સારવાર દરમિયાન એક પણ માખી કે મચ્છર જોવામાં આવ્યો નથી તેલને લીધે પથારી ઉપરની ચાદર પણ તેલમય થઈ જતી જે

ભાગ પથારીમા દગાયને રહેતો તે ભાગમા તેનનુ નાનુ ખાબડુ ભરાતું હતું

કોઈ દિવસે પસનુ એક ટીપુ જણાયુ નથી અગ્નિ ગ્ધમા જે એક પ્રકારની દુષ્ટ ગધ વ્રણમાથી આવે છે તે કદી જોવા જાણવામા આવી નથી

શરુઆતમા ૪-૪ કલાકે પટીઓ બદલવામા આવતી ૪ દિવસ પછી ચોવીસ કલાક સુધી પટ્ટી રાખવામા આવતી હમેશા સવારમા બાવળની છાલ અને લીંબડાના પાનના ઉકાળાથી આખુ શરીર ધી ધીરે સાફ કરવામા આવતું પથારી કપડા વગેરે બધુજ બદલવામા આવતુ કપડા ચાદર વગેરે ઉકળતા પાણીમા બોળીને પછી ધોઈને આપવામા આવતા

તેલની રિત ધતાને લઈને પટ્ટી કદી વ્રણ સાથે ચોટતી નહિ ફક્ત જનને દ્રિય ઉપરની પટ્ટી સ્હેજસાજ ચોટતી અને ઉખેડતી વખતે સ્હેજ લોહીની ધારા જણાતી

આ બધા દિવસો દરમિયાન ગા ( રેચાસનો જુલાબ્ો રહ્યો હતો ગુદાના દિ, સુધી ... છતાય ઝાડ કરતા દી બાળકને દુઃખ થયુ નથી

શરુઆતથી જો આ તેલનો પ્રયોગ કરવામા આવે છે તો પાક વગેરે કઈપણ થતુ નથી પાક થયા પછી એક અતિ ગ્ધનો દરદી મારી પાસે આવ્યો તો સપુ ઉપર બાવળની છાલનુ ચૂર્ણ દાબેલુ હતુ એટલે ઉપર કઠિન પડ બધાઈ ગએલુ અને અ દર પરુ અને તર્યું ન ... હતા આની ઉપર મે કૅારલીનર તેલનુ ડ્રેસીંગ કરવા માડ્યુ હતુ પરતુ ૪ દિવસમા મને કઈપણ ફેર જણાયો ન હતો પછી તો એ દરદી મારી પાસે આવ્યો જ નથી પરતુ એક વખત પરુ થવા પામ્યુ હોય તેવા અગ્નિદગ્ધમા સંયોફળદાયી આ તેલ નથી એવા અનુમાન પર હુ આવ્યો છુ

---

## પરીક્ષા પરિણામ

અનેની સ્વામીનારાયણના મદીર પાસે આવેલી ના આયુર્વેદ પાઠશાળા (૨૭૮૬)માથી ... ... આયુર્વેદ વિદ્યાપીઠની આયુર્વેદ ભિષક્ પરીક્ષામા બેઠેલા વિદ્યાર્થીઓનુ પરિણામ નિચે મુજબ આવ્યુ છે

| નામ | વિષય | |
|---|---|---|
| દત્તાત્રય બાકે | આયુર્વેદ ભિષક | ઉત્તીર્ણ |
| નકાંત વ્યાસ | „ | „ |
| રામચદ્ર ઉપાધ્યાય | ૧-૨-૪-૭ | |
| ચદ્રશકર ઉપાધ્યાય | ૧-૩-૫-૮ | |
| શિવશકર પુરોહિત | ૨-૪-૫ | |

પાઠશાળાનુ પરિણામ ૪૫ ટકા ગણાય

# હોમીયો ચિકિત્સામાં થતો લસણનો પ્રયોગ

( લેખક—નજા અમૃતલાલ હેનચંદ ગણાત્રા )

આપણા પૂર્વજોમાં દીર્ઘદૃષ્ટિ હતી અને તે તે સમયના સ્વરૂપે આજે પણ ચાલુ તત આપણી નજર પર છે તેઓના એ મૂત-અનુભવો અદ્યાપિ પર્યંત દીર્ઘદૃષ્ટિ રૂપે લખાઈ રહ્યા છે છતાંયે તે અનુભવોનું મર્મ મૂલ્ય આપણે ત્યારે જ જાણીને આંકી શકીએ કે જ્યાં તેને ચાલુ જમાનાના વિજ્ઞાનથી સાંકળી તે વસ્તુ તર્કથી આપણા અનુભવમાં ઉતારીયે 'પ્રગતિ'ને નામે આજસુધી જે સાધના થઈ કહેવાય છે તેને, મ્હારા મતે, જૂનાપુરાણા અંગોનના લમાસમાં જમાનાને અનુકૂલ લોકોપયોગી વસ્તુ તરીકે રજુ કરેલા છે એમ માનું છું

'લસણ અને હાઇબ્લડપ્રેસર'ને લગતી ચર્ચાઓમાં આ લેખ માહિતી પણ નવી દિશાએ એક અંગે ઉપયોગી થઈ પડશે એટલે અહીં રજુ કરૂં છું

નવી સદીમાં (મ વાપરીને કેટલેક સ્થળે લાભ મેળવ્યો છે) વપરાતું અને પલાંડુમાંથી તૈયાર થતા Allium cepa ની માફક Allium Sativa ન લસણમાંથી બને છે આ ટીંચર છે

(i) વિશેષ લક્ષણો

(૧) મ્હોંમાંથી ઝરતો અત્યંત લાલાસ્રાવ અને વાયુના તીવ્ર ઓડકાર

(૨) અત્યંત ઉધરસ, પાતળાની હેઠે વેદના અને કફ વિશેષ પ્રમાણમાં નીકળવો.

(૩) સ્તનગ્રંથીઓની વૃદ્ધિ અને સોસ (Psoas) તેમજ Iliacs (શ્રોણીપક્ષીણી પેશી)માં સખત દુખાવો

(ii) બહુ દર્શનનું પરિણામ (clinical Result) જૂના કાસરોગમાં જેમાં કફ વિશેષ પ્રમાણમાં પડતો હોય, જીભ ચોકી લાલ અને પેપીલી (Papilla) વગરની હોય, મ્હેજ હજી લાગતા ખેત દમમાં વધારો થાય તેમાં આ દવા સારૂં કામ આપે છે 'પેપીલી શૂન્ય જિહ્વા' એ દવાનું પરિચાયક લક્ષણ છે એમ કેટલાકનું માનવું છે ડૉ. પટ્રીજ કહે છે, કે પાચનના અવયવો અને શ્વાસમાર્ગોપર Herpes નામક ચર્મરોગ થવાથી જીભ પર આવી સ્થિતિ ઉત્પન્ન કરે છે ડૉ. અતુલ કૃષ્ણ એમ જ માને છે કે પાચનના અવયવોમાં ઉત્તેજના (irritation)ને અંગે મ્યુકસ મેમ્બ્રેનના આવરણ (coating) પર આ પ્રમાણે થાય છે

(iii) ખાસ નોંધવા જેવું હોમીયો ચિકિત્સામાં આનો જોઇએ તેવો પ્રયોગ ન થવા છતાં યે જૂના આયુર્વેદીય ચિકિત્સકો તેમજ યુનાની હકીમો ઉધરસ અને પાચન સંબંધી ક્રિયાદોષમાં આનો પ્રયોગ કરતા ડૉ. અતુલકૃષ્ણ કહે છે, લસણમાંથી તૈયાર કરી બનાવેલું ટીંચર મેં વાપર્યું છે જૂની ઉધરસ, હાંફ, છાતીનો દુખાવો અને તરેહ તરેહની સ્થિતિમાં, ઉપરાંત નળીઓના શોથમાં તેમજ જૂના રોગમાં ક્ષય સ્થિતિમાં (Adynamic Stage) આ દવા સારો લાભ આપે છે

એક ત્રીસ વરસની સ્ત્રી ૧૦–૧૫ વરસથી ગંડમાલા (કંઠમાલા) થી પીડાતી આના અંગે બગલ તેમજ ગળામાં ગાંઠો હતી. એક વાર નવા તાવ પણ આવ્યા કરતો. ઉધરસ અને ક્ષુધામાંદ્ય પણ હતા. ઘણા ઈલાજો કર્યા પણ જાઈ ગીને ફાયદો થયો નહીં. આખરે અમે (ડૉ. અતુલ ચંદ્ર ઘોષ) આ ગાનો આભ્યંતરિક તેમજ બાહ્ય પ્રયોગ આપ્યો તેને સંપૂર્ણ રીતે આરામ મળ્યું.

સાંભળ્યું છે કે શ્રીયુત વિપીન બિહારી ભટ્ટાચાર્યે "સૂક્ષ્મ આયુર્વેદ" નામક નવીન ચિકિત્સા મતે આને એક મુખ્ય તેમજ ફલદાયક ઔષધિ તરિકે જણાવ્યું છે.

**ગ્રંથ સંદર્ભ**—(૧) હોમીયો. મટેરીયામેડીકા



## ભિષગાચાર્ય અમીય માધવમલીકનો સ્વર્ગવાસ

આયુર્વેદનું અંગ્રેજીમાં એકજ સામયિક છે અને તે 'જર્નલ ઓફ આયુર્વેદ' તેર વર્ષથી ચાલે છે. ભારતની સમસ્ત આયુર્વેદાનુયાયી જનતાનું અંગ્રેજીમાં નીકળતું આ એક જ મુખપત્ર હોવા છતાં એવાંપથી સામયિકોમાં પ્રગટ થતા લખાણો માથે જર્નલ ઓફ આયુર્વેદના લખાણો સરખાવી જોનારને આયુર્વેદનું જર્નલ દરિદ્ર–અતિ દરિદ્ર લાગે એવી સ્થિતિ છે. પણ આ દરિદ્રતાનો દોષ જર્નલના સંચાલકોને માથેજ પડયો નથી. દોષ ઘણો વ્યાપક–સમસ્ત આયુર્વેદ જગતનો છે. આયુર્વેદ જગત જેવું છે તેવું આ જર્નલ છે. ઇ. સ. ૧૯૨૪માં આ જર્નલ નીકળ્યું છે. એ વખતે એના વ્યવસ્થાપક તંત્રી ભિષગ્ભૂષણ કવિરાજ એ. ની વિશારદ હતા. અને મ–મ–કવિરાજ ગણનાથસેન તથા ડૉ. ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાય તંત્રી મંડળમાં હતા. પાછળથી તો પ્રધાન તંત્રીજ ડૉ. ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાય હતા. અને એના ઇ. સ. ૧૯૩૫ના ઓગષ્ટમાં સ્વર્ગવાસ પછી સ્વ. અમીયમાધવ મલીકે તંત્રીપદ શોભાવ્યું હતું. સ્વ. ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાય જેવી એ એમ. ડી. આંતરરાષ્ટ્રીય કીર્તિવાળા એક સંશોધક હતા, એ પ્રસિદ્ધ છે. એવા પુરૂષની ગાદીએ બેસવું એ નહેલું નથી છતાં સ્વ. મલીકે એ પદ શોભાવ્યું હતું. સ્વ. મલીક કલકત્તાની મેડીકલ કોલેજના મેડીકલ ગ્રેજ્યુએટ હતા. ઇ. સ. ૧૮૯૮ માં મેડીકલ કોલેજમાંથી ઉત્તીર્ણ થઈને તીપેરા રાજ્યના મેડીકલ ઓફીસર થયા હતા અને વીશ કરતા વધારે વર્ષ સુધી એ પદ ઉપર રહ્યા ત્યાં સુધીમાં શસ્ત્રચિકિત્સક અને સ્ત્રીરોગ ચિકિત્સક તરીકે નામના મેળવી હતી. તે નોકરીમાંથી નિવૃત્ત થયા પછી પાંચ વર્ષ સુધી આયુર્વેદનો અભ્યાસ તથા ધંધો કર્યો. એ સમય દરમીયાન અષ્ટાંગ આયુર્વેદ કૉલેજમાં તથા સ્વ. કવિરાજ શ્યામાદાસ વાચસ્પતિદ્વારા તથા તેના આશ્રયથી

ચાલતી અને સ્વ દેશબંધુદાસે ઉઘાડેલી વૈદ્ય શાસ્ત્રપીઠ નામની સંસ્થામાં શારીરના અધ્યાપક તરીકે કામ કર્યું અષ્ટાંગ આયુર્વેદ કોલેજના સ્થાપક અને આત્મારૂપ સ્વ કવિરાજ યામિની ભૂષણરાય એમ એ, એમ બી એમણે સ્વ મલીકના ગુણોથી ખુશી થઈને શહેરના કવિરાજોને બોલાવી તેઓ પાસે ભિષગ્રત્નની પદવી અપાવી હતી

આયુર્વેદના અનુસરણ દરમીયાન હોમીઓપથી અને આયુર્વેદ વચ્ચે વિચારનું ઘણું સામ્ય જોઈને એમને ભારે અચરજ થઈ હતી અને બંગાળના અગ્રગણ્ય હોમીઓપથિક ડાક્તરોમાં આયુર્વેદના વાત, પિત્ત અને કફના સિદ્ધાન્ત અનુસાર હોમીઓપથીની ચિકિત્સા કરનાર એ એકજ હતા તેઓ માનતા હતા કે હોમીઓપથીની Psoric Sycotic અને Syphilitic પ્રકૃતિ આયુર્વેદની વાત, પિત્ત, કફ પ્રકૃતિને મળતી છે એના વ્યાખ્યાનોમાં અને લખાણોમાં દેખાય છે તેમ પ્રાચીન આયુર્વેદિક તરફ તેઓને ઘણું અને અસંદિગ્ધ માન હતું અગત્યની કોઈ પણ આયુર્વેદિક સભામાં ગયા વગર તેઓ ભાગ્યેજ રહેતા આયુર્વેદ તરફની એમની ભક્તિ પ્રસિદ્ધ છે જેમાં તેઓને આમંત્રણ નહોય તે આયુર્વેદિક સભા સંમેલન અપૂર્ણ જ સમજવું પોતે યોગ્ય ગુરૂ પાસે લેહું આયુર્વેદનું શિક્ષણ લઈને પારંગતતા ન મેળવી એ માટે એમને હમેશા ખેદ રહેતો બીજી વૈદ્યકવિદ્યાઓ પાસે તેઓએ વ્યર્થ જ ભિક્ષા માગી હતી બાકી એનું ભિક્ષાપાત્ર તો સ્વજન્મભૂમિની પદ્ધતિએ ભરી દીધું આયુર્વેદના સાચાપ્રેમી તરીકે એક અગત્યના પ્રસંગે તેઓએ ઉપલા ઉન્નત અને સુંદર વિચારો દર્શાવ્યા હતા પ્રાચીન ઋષીઓ તરફ તથા તેઓની ઉદાત્ત પદ્ધતિ તરફ તેઓને ઘણું માન હતું અને તેઓના મત પ્રમાણે, આધુનિક જડજીવનના વિલાસો અને કોલાહલોથી રહિત શાંત વાતાવરણમાં આયુર્વેદની પ્રતિભાનો વિકાસ થઈ શકે કારણકે આ પ્રતિભાની પૂર્ણતા માટે, તત્ત્વજ્ઞાન, નીતિ, ધર્મ, માનસશાસ્ત્ર વગેરે લોકોત્તર વિદ્યાઓનું જ્ઞાન આવશ્યક છે આમ છતાં અલબત્ત માનવ શરીર અને તેના કાર્યો, શરીર અને મનના રોગો અને તેના સાચા ઉપાયો એનું જ્ઞાન તો આવશ્યક છેજ સ્વ મલીક જે આધુનિક જીવનની વ્યસ્તતામાં દુર્લભ છે તે નિર્મળ આયુર્વેદના અગ્રણી હતા

ભારતના પોતાના આયુર્વેદ શાસ્ત્ર તરફ સ્વર્ગસ્થને સાચો પ્રેમ હતો નીચેના એક બે દાખલાથી આ વાત સાબીત થશે જો કે તેણે પોતાના પુત્રને હોમીઓપથીના ધંધાને રસ્તે વાળ્યો છતા પોતાના પૌત્રને ચાર વર્ષની આયુર્વેદિક કેળવણી પણ સાથે સાથે અપાવી નોકરીમાથી નિવૃત્ત થયા પછી પ્રસૂતિ વિદ્યામાં માસ્તરની ડીગ્રી મેળવવા મહેનતી તાલીમ લેવા માટે તેઓ મેડીકલ કોલેજમાં જોડાયા આ કાર્યને અંગે તેમણે માતૃભૂમિહિત તથા આયુર્વેદ તરફ આકર્ષાયા ક્રમશ ગહન અને લોકોત્તર જ્ઞાનથી ભરેલા તેના

# રાજયક્ષ્મા ( ક્ષય )[1]

( લેખક—વૈદ્ય જગજીવન પ્રેમજી રાજગુરૂ )

## ( ૧ ) ભૂમિકા

### ૧ ક્ષય વિષે આયુર્વેદિક ચિકિત્સકોનુ નિદાન—

ચરક અને પછીથી સુશ્રુત પણ એમજ જણાવે છે કે આ રોગ નક્ષત્ર રાજચદ્રને થયેલો એટલે રાજયક્ષ્મા કહેવાય રોહીણીની સાથે અતિશય વિષયભોગ કરવાને પરિણામે ચદ્રને ક્ષય થયો હતો ચરકે આપેલી આ દતકથા સાચી હો કે ન હો પરતુ સાર તારવી કાઢતા આ રોગનું મૂળ કઇ બીજુ નહીં પણ શુક્રક્ષય જ છે એમ લાગ્યા વિના રહેતું જ નથી પરતુ પાછળથી આ રોગના નિદાનની વ્યાપકતા બતાવેલી હોઈ કેવળ એકલા શુક્ર ક્ષયથી ઉત્પન્ન થાય છે એમ નહીં પરતુ રસાદિક વાહક ન થવાને લીધે તે થઈ આવે છે રસક્ષય થવા માડી અનુક્રમે ધીરે ધીરે શુક્ર પર્યંતની ધાતુઓ ક્ષીણ થતી હોવાથી તેને અનુલોમ ધાતુક્ષય કહે છે અને અતિવ્યાયામ, હસ્તમૈથુન, વગેરે કારણોને લીધે થયેલા શુક્રક્ષયમા ધીરેધીરે અનુક્રમે શુક્રથી માડી છેક રસ સુધીની ધાતુઓ ઘસાતી જતી હોવાથી તેને પ્રતિલોમ ક્ષય કહ્યો છે

अनक रोगानुगतो बहुरोग पुरोगमो
राजयक्ष्मा क्षय शोषो रोगराडिति च स्मृत ॥

( અનેક રોગના પરિણામ રૂપ અને રોગોના કારણરૂપ એવા આ રોગ રાજયક્ષ્મા, ક્ષય, શોષ કે રોગરાટ કહેવાય છે )

રાજયક્ષ્મા એટલે જ ક્ષય અથવા શોષ આ રોગ રોગોનો રાજા હોવાથી તેને રાજયક્ષ્મા કહે છે એવી માન્યતા છે ગરમી વગર કોઈ વસ્તુ ઘસાતી કે શોષાતી નથી જ એટલે તાવ અથવા જ્વર કે જે વધેલી ઉષ્મા, શરીર ઉષ્માના જ અપર નામો છે તે આ રોગમા પ્રધાન લક્ષણ તરીકે હોય છે અને જ્વર રોગરાટ્ હોવાથી જ વાગભટે અહીંઆ યક્ષ્માને રોગરાટ્ કહ્યો છે હાલમા એવી ગણતરી કરવામા આવી છે કે મરણ પ્રમાણનો ⅙ ભાગ આ રોગને જ આભારી છે બનિયને એને 'કેપ્ટન ઓફ ધ મૅન ઓફ ડેથ' ( જમડાઓનો અધિપતિ ) કહ્યો છે

---

૧ વદ્ય જીવનદાસ આયુર્વેદીય પાઠશાળા મુબઇ તરફથી મળેલ

## ૨ ક્ષય વિષે એલોપેથિક ચિકિત્સકનુ નિદાન —

એલોપેથિક ડાકટરો જણાવે છે કે ક્ષયનુ પ્રધાન કારણ એક જાતના જતુઓ ( Germs ) છે તેને અગ્રેજીમા બેસીલસ ટ્યુબરક્લોસીસ (Becillus Tuberculosis ) કહે છે ફેફસામા આ જતુઓ પ્રવેશ કરે છે ત્યારેજ આ રોગની ઉત્પત્તિ થાય છે આ જતુઓ, ક્ષયરોગીના થુક અને કફમા રહેલા છે રોગી જ્યા ત્યા થુકી નાખે છે તેમાથી તે જતુઓ તદુરસ્ત માણસના શરીરમા શ્વાસદ્વારા ફેફસામા અને ભોજનદ્વારા હોજરીમા પ્રવેશી જાય છે, અગર તો વશમા કોઈ મનુષ્યને એ રોગ થયો હોય તો તેની સાથેના ખાવા પીવાથી પણ એ જતુઓ બીજાના શરીરમા પ્રવેશવા પામે છે અને ક્ષય પેદા કરે છે

હવા અને ધૂળમા જેમ બીજા જતુઓ ઉડતા હોય છે તેમ ક્ષયના જતુઓ પણ એકથી બીજે સ્થળે ઉડતા જ હોય છે તે હવા કે ખોરાક દ્વારા તદુરસ્ત માણસના શરીરમા પ્રવેશી ત્યા પોતાના ડેરા (તબુ) જમાવે છે આ જતુઓ ક્ષણેક્ષણે વધતા જતા હોય છે રોગીના થુક કે બલગમ દ્વારા બહાર નીકળીને તદુરસ્ત માણસને પણ મારે છે એ એટલા ઝીણા હોય છે કે આપણી આખોથી દેખી શકાય જ નહિ, પરતુ સૂક્ષ્મદર્શકની મદદથી જોવામા આવે તો અલ્પવિરામના આકારના એ જતુઓ જોઈ શકીએ છીએ

જ્યા ક્ષયરોગીને આરામ થયો એમ જણાય છે ત્યારે ડાકટરો એકસ રે કિરણોથી રોગીના શરીરનુ લોહી તેમજ થુકની પરીક્ષા કરે છે જો તેમા ક્ષયના જતુઓ માલમ પડતા નથી તો ક્ષયના જતુઓ નાશ પામી ગયા એમ જણાવે છે આ રોગના જતુઓ ચોવીશ કલાકમા રોગીના શરીરમા ત્રણથી ચાર પળ સુધીની સખ્યામા વધી જાય છે એ રીતે વધતા વધતા રોગીના ફેફસાને ઘાયલ કરી નાખી ફેફસામા સડો પેદા કરે છે આમ સડો થવાના કારણે રોગીના થુકમા લોહી અને પરુ આવવા લાગે છે તેથી રોગી કમજોર થતો જાય છે દિવસે દિવસે આ જતુઓની સખ્યા અને બળ વધતા દુર્લભ માનવદેહનુ સત્યાનાશ વળી જાય છે જેને ક્ષય થયેલો છે એવા માણસે થુક કે બલગમ જ્યા ત્યા ન ફેકતા પીકદાનીમા નાખવા, અને તેમા થોડુ પાણી નાખી તેમા કાર્બોલિક એસીડ નાખવુ કે જેથી ક્ષયના જતુઓ નાશ પામી જાય નહીતર એ જતુઓ બીજાના ફેફસામા તેનો નાશ કરવાને પ્રવૃત્ત થશે

ક્ષય એ જતુમૂલક થનારો રોગ છે એવી જાતનુ નિદાન આયુર્વેદ શાસ્ત્રમા નથી એમ ડાકટરો કહે છે અને આયુર્વેદનુ યથાર્થ જ્ઞાન જેને નથી એવા વૈદ્યભાઈઓ પણ એવે વખતે અજ્ઞાનથી આયુર્વેદમા મતભેદ થયેલા

એ નિદાનને પ્રકાશમા લાવી શકતા નથી પરતુ આપણા ત્રિકાળજ્ઞ ઋષિમુનિને ક્ષયનો રોગ કેવી રીતે થાય છે તેનુ યથાર્થ જ્ઞાન હતુ અથર્વવેદ-શતપથ બ્રાહ્મણ-મા એક શ્લોકની મતલબ એવી છે કે "હે દેવ, આપ ગમે તેવા કમજોર કેમ ન હો, આપ ઊંબાબેસવામા, ભલે અત્યત અસમર્થ હો તો પણ આપ જ્યા ત્યા થુકશો નહી, કારણ કે એ યક્ષ્મા રોગ એક પાપ છે, અને એ પાપી એ રીતે બીજા પર ચઢી બેસે છે" એ પ્રમાણે જણાવેલુ છે

આ યક્ષ્મા એ ચેપી રોગ છે એકનામાથી બીજામા જલદી પ્રવેશી શકે છે, અથવા કે ક્ષયના જતુઓ એકના થુક કે બળગમમાથી નીકળી નાક, મુખ વગેરે દ્વારા દ્વારા બીજામા પ્રવેશે છે, અને તેના પ્રાણનો નાશ કરે છે

રાજયક્ષ્મા શબ્દના અર્થની વ્યાપ્તિ એટલી બધી મહાન્ છે કે તેનો યથાર્થ પર્યાય અગ્રેજીમા મળતો નથી, પરતુ થાયસીસ (Pthisis) કે કઝમ્શન (consumption) જેને કહે છે તેજ ફક્ત ક્ષય રાજયક્ષ્માને મળતો છે જુના પાશ્ચાત્ય લેખકોએ ક્ષયના વર્ણનો આપેલા છે, પણ તે બધા ય લેખકો આત્રેય કરતા અર્વાચીન છે તેમાના કેટલાકના વર્ણનો તો આયુર્વેદને મળતા છે ઈ સ પૂર્વે ૧૬૦ ના અરસામા હિપોક્રેટ્સે એનુ વર્ણન આપેલુ છે ઈ સ ૧૭૦ મા ગેલને ચરક-સુશ્રુતને મળતુ જ વર્ણન કરેલુ છે અર્વાચીન સમયમા ઈ સ ૧૮૯૫ સુધી તો આ રોગની જતુમુલક સપ્રાપ્તિનો કોઈને ખ્યાલ રહ્યો નહોતો પણ ત્યારપછી સશોધકોએ એ રોગના નિદાનપર દૃષ્ટિ દોડાવીને શોધખોળ કરવા લાગ્યા તેમા કોકિને જય મળ્યો અને તેણે શોધી કાઢયુ કે ક્ષય એ એક જાતના જતુથી થનારો વ્યાધિ છે

ખેતર અને બીજ જેવી માણસના શરીરની અને આ જતુની સ્થિતિ છે કુદરતે જ એવી સાવચેતી લીધી છે કે માણસના શરીરમા આ જતુઓનુ બી (ઝેર) બનતા સુધી ઊગી જ ન શકે ભલે ને એ જતુઓ શ્વાસદ્વારા પ્રવેશે, પણ તેની અસર થાય નહીં, પરતુ મનુષ્ય કુદરતની વિરૂદ્ધ જઈ ને વર્તતો હોય છે અથવા તો પોતાની રાગનિરોધક શક્તિઓને ઘસી નાખતો હોય છે અથવા તો વારસામાજ શરીર એવુ મળી ગયેલુ હોય છે કે જેમા જીવનશક્તિ ઓછી હોય, ક્ષયના જતુઓ હવામાથી એ કમજોરના એટલે દરદને લાયક ભૂમિકા વાળા મનુષ્યના શરીરમા શ્વાસ કે ખોરાકદ્વારા પ્રવેશ કરે છે અને રોગ પ્રતિરોધક શક્તિ ઓછી હોવાના કારણે એ જતુઓ મનુષ્યના દેહમા પ્રવેશીને પોતાની શકિત બતાવવા સમર્થ બને છે

### ૩ ક્ષયની વિશેષ ભૂમિ ગુજરાત—

હિંદુસ્થાનમા દિન પ્રતિદિન ક્ષયનો વધારો થતો જાય છે એમ વિદ્વાનોનુ માનવુ છે અને વાત પણ સાચી છે આપણા ગુજરાતના અમદાવાદ શહેરમા

અને ૧૯૧૯ મા ક્ષયના મરણનુ પ્રમાણ ૬૨ હજારની વસ્તીમા ૫૮૧ આવ્યું હતુ આટલુ મોટ પ્રમાણુ અત્યાર સુધી આખા હિંદુસ્થાનમા ક્યાય પણ જોવામા આવ્યુ નથી વળી એમ પણ સાબિત કરવામા આવ્યુ છે કે આખી દુનિયામા સૌથી વધાર પ્રમાણમા ક્ષય કયાય પણ જોવામા આવતો હોય તો તે ગુજરાતના આ શહેરમા જ છે

ક્ષયરોગને માટે હિંદુસ્થાનમા ખરાબ પ્રદેશ કયા? એની પણ નિષ્ણાત ડોકટરોએ તપાસ કરી છે ક્ષયને માટે ખરાબ પ્રદેશમા ગુજરાતની ગણતરી કરી છે એ મો ગુજરાતીઓએ ધ્યાનમા લેવુ જોઈએ

## ૪ કેના લોકોમા, કેના સ જોગોમા ક્ષય ઉત્પન્ન થાય છે—

સુધરેલી અથવા અમુક રીતે આગળ વધેલી પ્રજાઓના સ સગમા આવવાથી પછાત ગણાતી કોમોને આ રોગ જલદી લાગુ પડે છે ૩૦-૪૦ વર્ષ પહેલા જે પ્રદેશમા એક પણ ક્ષયનો દરદી જોવામા આવતો નહોતો તે પ્રદેશમા વિદેશીઓના વસવાટ બાદ ભયકર ક્ષયપ્રમાણ જોવામા આવે છે દાખલા તરીકે આજથી ૪૦-૪૫ વર્ષ અગાઉ કાશ્મીરમા ક્ષયરોગ બહુ ઓછા પ્રમાણમા બ કે નહી જેવો જોવામા આવતો, પણ આજે ત્યા ક્ષય એ મુખ્ય રોગ થઈ રહ્યો છે હિમાલયના ઘણા ખરા પ્રદેશની આવી જ સ્થિતિ છે છોટાનાગપુરમા વીસ વર્ષ અગાઉ આ રોગનુ ચિહ્ન સરખુ જોવામા આવતું ન હતુ પણ અત્યાર તે પ્રદેશમા ક્ષયના રોગીઓ હવા ફેર માટે જવા લાગ્યા, પછી ક્ષયરાગે ઘર ઘાલ્યુ છ જે જે પછાત ગણાતા પ્રદેશોમા સુધરલી પ્રજા ઘુસી છે તે તે પ્રદેશોમા ક્ષયનો ખૂબ જ ફેલાવો થયેલો છે ગયા મહા યુદ્ધમા જ્યારે આફ્રિકા અને હિંદની સેનાઓ યુરોપમા ગઇ હતી ત્યારે આ સેનાઓને ક્ષયરોગ જલદી લાગુ પડેલો એનું કારણ સુધરેલી પ્રજાના સ સગનુ જ ગણી શકાય હિંદુસ્થાનના હવાપાણી ક્ષય રાગને માટે અનુકૂળ નથી ક્ષયનો આટલો બધો પ્રચાર આ દેશમા ૫૦ વર્ષમા જ થયો છે આ બાબતમા સ્થિતિ એટલી બધી ગભીર થઈ પડી છે કે સારા સારા ચિકિત્સકોને હિંદુસ્તાનના ભવિષ્ય માટે ભય ઉત્પન્ન થયો છે

## ૫ ક્ષય રોગને આવાહન કરનારા કારણો—

ક્ષય થવાના કારણો જ ત્રણ ભાગમા વહેચી નાખીએ તો નીચે પ્રમાણે ગણી શકાય (અ) આર્થિક (બ) સામાજિક અને (ક) વૈજ્ઞાનિક

(અ) આર્થિક કારણોનો વિચાર કરીએ તો હિન્દુસ્થાન તેની ગરીબી માટે જગમશહુર છે આવી અસહ્ય ગરીબીમા શરીરોપયોગી પૌષ્ટિક ખોરાક બધા ક્યાથી ખાઈ શકે? પરિણામે અર્ધ ઉપરની પ્રજા અધભૂખી રહે છે લાખો ભૂખે મરે છે દૂધ, દહીં, ઘી, ઇડા, માસ, ફળ ઈત્યાદિ ખોરાક

મેળવવા માટે હિંદુસ્તાનના લોકો પાસે પૈસા નથી આમ ખોરાકના અભાવે પ્રજાની જીવનશક્તિ (Vitality) ઘટી છે જીવનશક્તિસંપન્ન પ્રજા જ રોગોનો સામનો કરી શકે હિન્દુસ્થાનમા જીવન શક્તિની ઉણપ છે અને તે તેની ગરીબીને આભારી છે ગરીબીને લીધે હદ ઉપરાતનુ કામ કરવુ પડે છે મોટા કારખાનાઓમા લાખો સ્ત્રીપુરુષો રાતદિવસ ભૂખે મરી મજુરી કરે છે યંત્રોમા કયા બિમારી જાય છે રહેવાના ઘરનુ ઠેકાણુ નથી હોતુ પ્રજા વધી છે કમાવાના સાધન નથી આ સ્થિતિમા ક્ષયનો ફેલાવો કેમ ન થાય? ગરીબી એ ક્ષયનુ મોટામા મોટુ કારણ છે (ખ) સામાજીક કારણો એ પણ ક્ષયની ઉત્પત્તિમા અગત્યનો ભાગ ભજવે છે બાળલગ્નો, વૃદ્ધલગ્નો પડદાનો રિવાજ અને પ્રસૂતિ કાળમા જોઈતી સભાળ નથી લેવાતી તે પણ એક કારણુ છે સુવારોગમાથી અનેક સ્ત્રીઓને ક્ષયરોગ લાગુ પડે છે પડદામા વસનારી સ્ત્રીઓને જોઈતા પ્રમાણમા સૂર્યપ્રકાશ અને સ્વચ્છ હવા મળતી નથી હિંદુ કરતા મુસલમાન કોમમા પડદો વધુ હોવાથી તે કોમમા ક્ષયનુ મરણપ્રમાણ વધારે છે બાળલગ્નના ભયકર પ્રમાણો તો આ જમાનામા સર્વને સુવિદિત જ છે

(ક) વૈજ્ઞાનિક દૃષ્ટિ આપણામાના ઘણાને નહીં હોવાના કારણે આરોગ્યના સામાન્ય નિયમોનો નિત્ય અનાદર થતો જોવામા આવે છે ઝાડો પેશાબ કયા કરવા, કયા થુકવું, કોઈનુ પીધેલુ કે ખાધેલુ અન્ન ન પીવુ કે ન ખાવુ તેની પણ ઘણાને ખબર નથી વસ્ત્રો કેવા પહેરવા, કેવા નહીં તે પણ ઘણા જાણતા નથી દારૂ, બીડી, હુક્કો, ચા, કોકી વગેરેના વ્યસનો એ પણ ક્ષયને આમત્રણ આપનારા છે તેમજ આપણી ગદી ટેવોથી આપણે આ જીવલેણ રોગને આવકાર આપીએ છીએ ટુકામા મશીનોથી ચાલતા ધધા, ગરીબાઈ અને ગદકી એ આ રોગને ઉત્પન્ન થવામા મોટામા મોટુ કારણ થઇ પડે છે

**૬ ક્ષય નામ શી રીતે!**

ક્ષય રોગ એ સર્વ રોગોમા અતિ બળવાન રોગ છે અતિસાર વગેરે તેના બળવાન સિપાઈઓ છે એથી કરીને વૈદ્યો આ રોગને રાજરોગ અથવા તો રોગરાજ કહે છે અને વાસ્તવિક રીતે જોતા એ રોગોનો રાજા છે

આ રાજયક્ષ્મા સપૂર્ણ રીતિથી સઘળી ધાતુઓનો ક્ષય કરે છે એથી એ ક્ષય કહેવાય છે વાગભટ્ટમા લખ્યુ છે કે એ દેહ તથા ઔષધિઓનો ક્ષય કરે છે એથી એને ક્ષય કહેવો ઉચિત છે અથવા એનો જન્મ એજ ક્ષય છે તે રસ, રક્ત, માસ, મેદ, હાડકા, મજ્જા અને વીર્ય એ સાતે ધાતુઓને સુકવી નાખે છે માટે એનુ નામ શોષ રાખવામા આવ્યુ છે

ક્ષય, શોષ, રોગરાજ અથવા રાજયક્ષ્મા એ ક્ષય રોગના ચાર પર્યાય શબ્દો જ છે

## (૨) કારણ

ક્ષયરા ાની સ ાપ્તિ અથવા તો ક્ષય કવી રીતે થાય છે તે જાણવુ જરૂરનુ છે, તે (૧) કુદરતી હાજતોને જ રા વાથી (૨) શરીરના જો એ તેથી વધુ ઘસારાની (૩) શકિત ઉપરાતના કામો કરવાની (પોતાનાથી અધિક સાથે કુસ્તી આદિ કરવાથી) (૪) વિષમ આહારવિહાર રવાથી એ મુખ્ય ચાર કારણોથી ત્રણેય દોષના વિકારવાળો રાજયક્ષ્મા ોગ ઉત્પન થાય છે કફ પ્રધાન ોષો વડે રસ વગેરે વહેનારા માર્ગો બધ થવાથી અથવા તો અતિશય સ્ત્રીસભોગથી વીર્ય ક્ષીણ થતા બીજી બધી ધાતુઓ પણ ક્ષીણ થઇ જાય છે અને માણસ સુકાઈ જાય છે કફાદિ ત્રણ ોષો કુપિત થવાના કારણે રસ જેમા વહે છે તેવી નાડીઓના મા ા બધ થઈ જાય છે રસ વાહીનીઓ અથવા શિરાઓની નાડીઓની તિનો વેગ બધ થવાથી રસ, રકત માસ, અસ્થિ, મ જ્જા અને વીર્ય એ બધી ધાતુઓ સુકાઈ જાય છે

મનુ ય જે કઇ ખ ય છે તેમાથી રસ બને છે, અને રસમાથી અનુક્રમે રકત, માસ, અસ્થિ, મજ્જા અને વીર્ય બને છે ગારે સઘળી ધાતુઓનો આધાર સ્તભ રસ છે વાતાદિના કોપવાથી રસ ઉત્પન થતો નથી એટલે અનુક્રમે શુક્ર સુધીની સઘળી ધાતુઓનુ પોષણ ન થતા તે અશકત બની જાય છે અથવા તો તેમની વર્ધનશકિત મદ પ ી ક્ષયશકિત શરૂ થાય છે અને આમ ઉલટી રીતે જોતા શુક્રનો નાશ થવાથી અનુક્રમે મજ્જા, અસ્થિ, માસ, રકત અને રસનો ક્ષય થાય છે એમ વિચાર કરતા નવી શક્તિ પેદા થતી નથી અને સગ્રહિત શકિતનો ક્ષય થાય છે ટુકામા મળમૂત્રાદિક વેગોનો વારવાર અટકાવ અતિ સ્ત્રીસેવન, અતિ ઉપવાસ એટલે લાઘણ અતિ ઇર્ષા અતિ ચિતા અતિશ્રમ, અતિ ઘા અથવા અનિયમિત ખાનપાન અતિ અભ્યાસ, વ્યભિચાર, નાની વયથી ધાતુઓનો ક્ષય, તથા વ્યય, ઉપદશ કઠમાળ વગેરે વ્યાધિ, છાતી નબળી છતા બહુ બોલવુ, શરદીવાળી જગ્યામા નિવાસ ઘણી વખત પ્રસવ થવાથી આવેલી નબળાઈ, મોટો તાવ ન્યુમોનીયા, ફેફસાનો વરમ, એ સવ ક્ષયરોગને આમ ત્રણ કરે છે આ રોગ વારસામા પણ ઉતરે છે અને વિશેષ કરીને ૧૮ થી ૩૦ વર્ષની વયમા જે ક્ષય થાય છે તે ખ ો ભયકર ક્ષય હોય છે એનો આરભમાથી જ ઉપાય ન થાય તો કોઈક જ દરદી બચી શકે છે

## (૩) લક્ષણો

૧ ક્ષયના પૂવ ચિ હો— યાર ક્ષય ોગ થવાનો હોય છે ત્યારે નીચે લખેના ચિ હો માલુમ પડે છે શ્વાસ, અગની મોડ, કફ પડવો, તાળવું

સુકાવું, ઉબકા આવવા, જઠરાગ્નિની મંદતા, સળેખમ, ઉધરસ અને ઉંઘ એ શેષ રોગના પૂર્વરૂપ છે વળી એ રોગ થવાનો હોય ત્યારે મનુષ્યની આંખ ધોળી થઈ જાય છે, માંસ તથા મૈથુન તરફ મન અતિ ખેંચાય છે વાગભટ્ટમાં લખ્યું છે કે જ્યારે ક્ષય થવાનો હોય ત્યારે છીંક બહુ આવે છે, મોઢું મીઠું રહે છે શરીર શિથિલ અથવા તો પડુપડુ થઈ રહે છે મોઢામાં શુક બહુ ભરાય છે, વમન થઈ જાય છે, ખાવાની ઇચ્છા થતી નથી, ખાવા પીવા છતાં બળ ક્ષીણ થતું જણાય છે મોગ પર તથા પગપર સોજો આવે છે એ સિવાય ક્ષયનો ઉમેદવાર ખાવા પીવાના શુદ્ધ વાસણોને અશુદ્ધ જુએ છે, ખાવાપીવાની વસ્તુઓ પર માખી તેમજ બીજી તેવી વસ્તુઓને સતત દેખ્યા કરે છે, પોતાના હાથને જોયા કરે છે, બંને ભુજાઓનું પ્રમાણ અને માપ તપાસ્યા કરે છે સુંદર શરીરને દેખીને પણ ડરે છે, દારૂ તથા માંસની બહુ ઇચ્છા કરે છે નખ તથા વાળ બહુ વધે છે એ સઘળી ક્ષયના દરદીની જાગૃત સ્થિતિના લક્ષણો છે ક્ષયનો ઉમેદવાર સ્વપ્નામાં પતંગ, સર્પ, વાંદરા વગેરે દેખે છે એક ચિકિત્સક જણાવે છે કે કીઆ, પોપટ, નીલકંઠ, ગીધ, વાંદરા વગેરે પશુ પંખીઓ તથા વગર જળની સુકી નદીઓ દેખે છે, તથા હવા, ધુમાડો, દાવાનળ, વનના અગ્નિથી બળેલા તેમજ અર્ધદગ્ધ વૃક્ષ દેખે છે, વાળ, હાડકા તેમજ રાખના ઢગલા પર ચઢતો હોય તેમ દેખે છે, જનશૂન્ય ગામ અથવા દેશ દેખે છે આકાશમાંથી પડતા તારાઓ તેમજ પહાડો દેખે છે એમ આ સઘળી બાબતો ક્ષયની પ્રત્યક્ષ સવારી પધાર્યા પહેલાની છે ચતુર એ ચિહ્નો દેખીને હુશિયાર અને સાવધ બની જાય છે, અને આવનાર રોગને રોકવાને સજ્જ બને છે એવા લોકો ક્ષયથી બહુ ઓછા મરે છે પરંતુ રાગના આગલા પડઘમ વાગવા છતાં પણ જે લોકો પોતાના જીવલેણ વ્યાધિને ઓળખતા નથી એવા મનુષ્યોમાં નીચે જણાવેલી બાબતો પ્રમાણે ક્ષય આગળ વધતો જણાય છે

૨ ક્ષયના લક્ષણો—એલોપેથિક જંતુશાસ્ત્ર એ નિરોપની વ્યાપ્તિમાં સમાઈ જાય છે અને ક્ષય એ વાત, પિત્ત, અને કફના કાર્યથી થનારો રોગ છે એમ મહુર્વૈદ્યો અને ડોકટરો અનુભવી શકે છે તે પ્રમાણે ક્ષયના સામાન્ય લક્ષણો ચરક એ પ્રમાણે જણાવે છે કે (૧) ખભા અને પાંસળીઓનો તપારો, (૨) હાથપગના તળીઆના દાહ, (૩) આખા શરીરમાં તાવ એ ક્ષયના સામાન્ય ચિન્હો છે સુશ્રુત જણાવે છે કે (૧) ભોજન પર અભાવો (૨) તાવ (૩) શ્વાસ, (૪) ઉધરસ (૫) લોહીનું પડવું અને ( ) સ્વરભેદ એ છ રાજયક્ષ્માના ચિહ્નો છે ક્ષયના વિશિષ્ટરૂપે ભેદ પાડીને જણાવીએ તો (૧) સ્વરભેદ (૨) શૂળ, (૩) ખભા તથા પડખાનો સંકોચ એ વાતપ્રધાન ક્ષયના લક્ષણ છે

(૧) તાવ ( ) ક્ષ (૪) અતિસાર (૪) લોહી પડવુ એ પિત્તપ્રધાન ક્ષયના લક્ષણ છે (૧) માથાની પીડા (૨) અરૂચિ (૩) ઉધરસ (૪) નળેખમ (૫) અગોનું ભાગવું એ કફની અધિકતાવાળા ક્ષયના લક્ષણો છે

**હારીતમા** જણાવ્યુ છે કે (૧) છાતીમા ક્ષત અથવા ઘા થવો (૨) ધાતુનો ઘટાડો (૩) જોરથી બ્હવું (૪) અત્યત મૈથુન કરવુ (૫) સૂકુ ભોજન કરવુ વગેરે કારણોથી શરીર ક્ષીણ થઈને તાવ આવવો શરૂ થાય છે તાવના અતના અગો ઢીલા થઈ જાય છે મેલ, મળ તથા મૂત્ર અધિક આવે છે અને અતિસાર થઈ આવે છે ખાધુ પીધુ પચતુ નથી ઉધરસ જોવી આવે છે, મુખમા ક્ષ આવે છે શરીર સુકાતુ જાય છે સ્ત્રીસગની ઈચ્છા વધારે થાય છે વાત સાભળવી ગમતી નથી જેમા એ લક્ષણો દેખાય તેને રાજયક્ષ્મા રોગ છે એમ જાણવુ જેને એક કોળીઓ પણ અનાજ બુરૂ લાગે છે જેનો અવાજ બદલાઈને એકદમ ખોખરો થઈ જાય છે એવા રાજયક્ષ્માના રોગીને આરામ થવો અસભવિત છે **માધવનિદાનમા** જણાવ્યુ છે કે જે ક્ષય રોગીને ઉપર જણાવેલા વાત, પિત્ત, કફાદિ મિશ્રિત અગિયાર અથવા ખાસી, અતિસાર, પડખાની પીડા સ્વરભેદ, અરુચિ, અને તાવ એ છ અથવા તો ખાસી, શ્વાસ અને લોહી પડવુ એ ત્રણ લક્ષણો દેખાતા હોય તે શોષ રોગીને નિર્મળ યશની ઇચ્છા રાખનાર વૈદ્યે છોડી દેવો એટલે કે એ સ્થિતિમા રોગ અસાધ્ય બની જાય છે બધા એટલે અગિયાર, અથવા એટલે છ અથવા ત્રણ પણ લક્ષણો જણાતા હોય અને માસ તથા બળ ક્ષીણ થઈ ગયા હોય તો તેવા દરદીને છોડી દેવો પણ જો એ બધા ચિહ્નો હોવા છતા માસ અને બળ ક્ષીણ ન થયા હોય તો ઉપાય કરવા, ખૂબ ખાનાર સુકાતો જનાર, અતિસાર અને પીઠની પીડાવાળા તેમજ પેટ ઉપર તથા વૃષણ ઉપર સોજાવાળા ક્ષયરોગીને છોડી દેવો

આખ ધોળી થઈ ગઈ હોય, અન્ન પર અભાવો થયો હોય, ઉર્ધ્વશ્વાસથી પીડાતો હોય અને વેદનાપૂર્વક ખૂબ પેશાબ થતો હોય તેવા રોગીને ક્ષય રોગ મારી નાખે છે

વાગભટ્ટમા સ્થાન ભેદથી દોષોના લક્ષણો જણાવ્યા છે કે જો દોષ ઉપર રહે છે તો શ્વાસ, ઉધરસ, ખભામા માથામા દર્દ, સ્વરપીડા અરુચિ વગેરે ઉપદ્રવ જણાય છે જો દોષ નીચેના અગોમા રહે છે તો અતિસાર શરીર સુકાઈ જવું એ ઉપદ્રવ થાય છે જો દોષ કોઠામા રહે છે તો ઉલટી થાય છે દોષ જો તીરછા હોય છે તો પાસળીઓમા દર્દ થાય છે, દોષ જો સાધાઓમા રહે છે તો તાવ ચડે છે એ રીતે ક્ષય રોગમા અગિયાર ઉપદ્રવ જણાય છે

( અપૂર્ણ )

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલું

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી ચર્ચનારું વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૦
અંક ૧૦

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
૭ નામાન્યુરીન નંગ લી૦ તરફથી
ઠે મચાની । મુંબાઇ-૧૪






લવાજમ રૂા ૩-૦-૦ લાયબ્રેરીઓ માટે ૧-૮-૦



સ્વ. શાસ્ત્રી વૈદ્યરાજ નારાયણશંકર દેવશંકર આચાર્ય

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૦ મુ ] શ્રાવણ ૧૯૯૩ [ અંક ૧૦

## નાગપુરના સમેલન વખતે આપણું કર્તવ્ય

(લેખક—વૈદ્ય જાદવજી ત્રિકમજી આચાર્ય)

વૈદ્યસમેલનની છવીશ બેઠકો થઈ ગઈ હવે આવતા ડીસેમ્બરમા નાગપુરમા ૨૭મી બેઠક થવાની છે પ્હેલી એ બેઠકોને બાદ કરતા આજ પચીશ વર્ષથી દર વર્ષે નિયમિત રીતે વૈદ્યસમેલનની બેઠક મળે છે બેઠકને અન્તે વર્ષ દરમિયાન કાર્ય કરવા માટે સ્થાયી સમિતિ નીમાય છે સમેલન વખતે પચીસ પચાસ ઠરાવો પસાર થાય છે પણ લોકોનો આક્ષેપ છે કે પચીશ વર્ષમા જેટલો ધન અને સમયનો વ્યય કર્યો એના પ્રમાણમા કાંઈપણ સગીન કાર્ય થયુ દેખાતુ નથી કેવળ ત્રણચાર દિવસનો જલસો કરીને તથા પચીસ-પચાસ ઠરાવો પસાર કરીને વીખેરાઈ જાય છે આખુ વર્ષ કાર્ય ચાલ્યા કરે માટે સમિતિ તો બનાવવામા આવે છે પણ સ્થાયી સમિતિ વર્ષમા પોતાની એ ચાર બેઠકો બોલાવવા સિવાય કશુ નથી કરતી વાસ્તવિક સ્થિતિ જોઈએ તો લોકોના આક્ષેપમા ઘણે અશે સત્ય છે ઘણે અશે એમ કહેવાનુ તાત્પર્ય એ છે કે સમેલનથી કાંઈપણ લાભ નથી થયો એમ તો નથી કહી શકાતુ વૈદ્યોમા જે થોડી ઘણી જાગૃતિ આવી છે, લોકોને આયુર્વેદીય ચિકિત્સા તરફ જે થોડુ ઘણું આકર્ષણ કરી શકાયુ છે, ભારત સરકારને થોડી પણ સહાયતા આપવી પડી છે, દૂર દૂરના વૈદ્યો વચ્ચે સપર્ક થયો છે એ બધાનો થોડો ઘણો યશ સમેલનને જરૂર આપવો પડશે પરતુ આ જમાનામા જ્યારે સસાર ઘણા વેગથી આગળ ગતિ કરે છે, અન્ય પથના અનુયાયીઓ દિન પ્રતિદિન પોતાની ઉન્નતિ સાધી રહ્યા છે ત્યારે અતિ મન્દગતિથી થતા આટલા કાર્યથી સતોષ માનીને નિષ્ક્રિય થઈને પડી રહેવુ એ બુદ્ધિમત્તાનુ કાર્ય નથી આપણી કાર્ય પ્રણાલીની દિશા બદલવી જોઈએ નાગપુરના સમેલન વખતે આ દિશામા ઓછામા ઓછુ શુ કરવુ જોઈએ એ વિષે મારા વિચારો હુ ટુકામા જણાવુ છુ કોઈપણ સસ્થાની ઉન્નતિનો તેના મુખ્ય

કાર્યકર્તાઓ–અધ્યક્ષ અને મંત્રી ઉપર વિશેષ આધાર રહે છે આપણે અધ્યક્ષ અને મંત્રી એવા ચુંટવા જોઈએ કે જેઓ જવાહરલાલ નેહરૂ પેઠે આખુ વર્ષ બરાબર કામ કરે સમેલનના કાર્ય માટે એક વખત આખા ભારતવર્ષમા ચક્કર મારે અને આખા દેશમા એકદમ જાગૃતિ ઉત્પન્ન કરી દે તેના સહાયક મંત્રી પણ એવાજ જોઈએ મન્ત્રી અવૈતનિક ન રાખતા પગારદાર રાખવા જોઈએ કુટુંબના ભરણપોષણની ચિંતાથી મુક્ત થયા વગર કોઈપણ, ઘરનુ કામ છોડીને સમેલનનું કાર્ય ન કરી શકે જ્યા સમેલન કાર્યાલય હોય ત્યાંનો જ મંત્રી હોય એ પણ આવશ્યક નથી ત્યાંનો મળે તો ઠીક છે નહિ તો બ્હારનો પગારદાર મંત્રી ત્યા જઈને કાર્ય કરી શકે આખો દિવસ કુટુંબ નિર્વાહ માટે પરિશ્રમ કરીને થાકેલી હાલતમા બેચાર દિવસે અધો કલાક કામ કરનારા મંત્રીઓથી કામ નહિ થાય માટે આ વર્ષે નાગપુરના સમેલન વખતે અધ્યક્ષ અને મંત્રીની નિમણુંક કરતી વખતે આ વાત ઉપર પૂરૂ ધ્યાન અપાવું જોઈએ આ સર્વ કામ માટે ધનની પણ આવશ્યકતા છે તે પણ છુટે હાથે આપવું જોઈએ અધ્યક્ષનું સરઘસ કાઢવામા સમય અને ધનની નકામી બરબાદી ન કરવી જોઈએ સ્વાગતાધ્યક્ષ અને સભાપતિ બેયના ભાષણો બહુ લાબા ન હોવા જોઈએ હવે એ ભાષણોમા આયુર્વેદના પ્રાચીન ઇતિહાસ અને તેની શાસ્ત્રીયતા સિદ્ધ કરનારા લાબા લખાણોની જરૂર નથી હવે એ વિચાર મુખ્ય કરવાનો છે કે આપણે જીવતા કેમ રહીએ ? ઉન્નત કેમ થઈએ ? અને આયુર્વેદ (ભારતીય ચિકિત્સાશાસ્ત્ર) ની સવ આવશ્યકતાઓને પૂર્ણ કરીને એને સર્વાંગ પૂર્ણ કેમ બનાવી શકીએ ?

હાલમા આપણી સામે બે મુખ્ય કાર્ય છે એક તો ભારતવર્ષના અનેક પ્રાન્તોમા કોંગ્રેસના પ્રધાનમંડળો બનવાથી અંશત પણ રાજ્યસત્તા પ્રજાના હાથમા આવી છે આ તકનો આપણે પણ બને તેટલો લાભ લેવો જોઈએ જો કે હજી સુધી કોંગ્રેસના નેતાઓની દેશી ચિકિત્સા પદ્ધતિ તરફ ઉપેક્ષા વૃત્તિ રહી છે છતા અંગ્રેજોને આપણા તરફ વાળવા એ જેટલુ મુશ્કેલ હતુ તેટલુ આ કોંગ્રેસવાળાઓને વાળવાનું કામ મુશ્કેલ નથી માટે જે રીતે યુક્ત પ્રાન્તમા તથા મદ્રાસમા બોર્ડ ઑફ ઈંડીઅન મેડીસીન સ્થપાયેલ છે, તે રીતે બાકીના સર્વ પ્રાન્તોમા બોર્ડ સ્થાપન કરવાનો તથા રાજ્યાશ્રય મેળવવાનો યત્ન કરવો જોઈએ બીજુ આખા ભારતવર્ષમા આયુર્વેદનુ શિક્ષણ એક સરખુ હોય પાઠ્ય પુસ્તક એકસરખા હોય, પદવી એકસરખી હોય એવું કરવાની જરૂર છે આપણે વિદ્યાપીઠ માટે કોર્સ નક્કી કર્યો પરંતુ આજ વીસ વર્ષે પણ તેને અનુસરતા ઉપયુક્ત પાઠ્યપુસ્તકો તૈયાર ન કરી શકયા એ ઘણી શરમની વાત છે આ બાબતમા મારી સૂચના એવી છે કે આ સમેલન

વખતે એક અધ્યાપકપરિષદ ભરવી પાઠ્યક્રમ નિશ્ચિત કરવો અને તદનુસાર ગ્રન્થો તૈયાર કરવા એ બાબતમા અધ્યાપક લોકોજ પોતાની અનુભવસિદ્ધ સમતિ આપી શકે માટે એ પરિષદમા વતમાન સમયમા ભારતવર્ષમા જેટલા આયુર્વેદ વિદ્યાલયો છે તેના અધ્યાપકો, આયુર્વેદીય ગ્ર થલેખકો, અનુવાદકો તથા ગ્રન્થો તથા પત્રોના સપાદકોને નિમત્રણ આપવુ જોઇએ અને તેઓએ પણ આળસ, વૈમનસ્ય વગેરેનો ત્યાગ કરીને આ પરિષદમા જરૂર હાજરી આપવી જોઇએ એટલુજ નહિ પણ આ વિષયમા શુ શું કત વ છે કઈ કઇ મુશ્કેલીઓ છે તેનો પણ પહેલેથી વિચાર કરીને આવવું જોઈએ અને ના ! પુરના સમેલનમા આ વાતની જ વિશેષ ચર્ચા કરીને કતવ્યનો નિશ્ચય કરવો જોઇએ હવે જે વિષયમા આપણે કાઈ નથી કરી શકતા તે વિષયના ઠરાવો પસાર કરવામા વખત ગુમાવવાની કશી જરૂર નથી મને આશા છે કે મહા મડલ અને વિદ્યાપીઠના હાલના અધ્યક્ષ, મન્ત્રી, નાગપુરની સ્વાગતકારિણી સમિતિ અને વૈદ્યસમાજ આ બાબત ઉપર ખાસ ધ્યાન આપશે નાગપુર સમેલનના અધ્યક્ષપદ માટે પ જવાહરલાલ નેહરુ પેઠે સમેલનના કાય માટે આખા દેશમા ફરી વળે અને ઘણુ કામ છોડીને વર્ષભર સમેલનનુ કાય જ કરે એવા કમવીર વૈદ્યનુ નામ સૂચવવાની બધા પ્રા તવાળાઓને પ્રધાન મત્રીએ પ્રાર્થના કરવી જોઈએ

---

# મર્મચિકિત્સા

(લેખક—શ્રી ડા પી વી કૃષ્ણરાવ
બી એ, એમ બી બી એસ, એફ આઇ એમ)

[બનારસના ૨૬મા નિ ભા વૈદ્યસમેલનની શારીરસભાપરિષદના અધ્યક્ષ ડા પી કૃષ્ણરાવ બી એ એમ બી બી એસ એમણે શારીર મર્માણિ ચ એ વિષય ઉપર આપેલુ વ્યાખ્યાન વૈ સ પ ના ૧૯૩૭ના એપ્રીલ અ કમા છપાયુ છે એમાથી 'મર્મચિકિત્સા' જે બીજા ભાગમા નહિ પણ દક્ષિણ દેશમાજ પ્રચલિત છે તે સબધી થોડુક જે એમા આપ્યુ છે તે અહીં ઉતાર્યું છે

મર્મવિજ્ઞાન વિષે તો એટલુ જ કહેવાનુ છે કે ગુજરાતમા ઉભયવિદ તરીકે પ્રખ્યાત થયેલા ડા બાલકૃષ્ણ અમરજી પાઠકે એમ બી બી એસ એમણે વડોદરાના પ્રાન્તિક વૈદ્યસમેલન પ્રસગે મર્મપ્રકરણ ઉપર એક સરસ વ્યાખ્યાન આપેલુ અલબત્ત એ ગુજરાતીમા છપાયેલુ હોઇને મદ્રાસ તરફ જાણવામા ન આવ્યુ હોય એ સ્વાભાવિક છે પણ આવા આવા કારણોથી

આપણા દેશમા વિદ્વાનોની ઘણી મહેનત ઓછે જાય છે એ ખેદજનક સ્થિતિ છે મમસ્થાનો વિષે આ લેખકના વિભાગે પોતાના વિચારોથી ક્યા જુદા પડે છે અને કેટલે અશે ગ્રાહ્ય કે વિચારણીય છે તે તો ભાઇ પાઠક જ લખે એ યોગ્ય છે એટલે મમ ચિકિત્સા વિષયક વસ્તુનો અશ જ ઉતાર્યો છે તની આ લિ ]

આયુર્વેદ શાસ્ત્રમા મમચિકિત્સા વિશેષ ક્યાય મળતી નથી પણ દક્ષિણ દેશમા પરપરાથી થોડુક રહસ્ય ચિકિત્સત અત્યાર પણ મળે છે તે એકઠુ કરીને અહીં ઉતાર્યું છે

તેમા પ્હેલા તો ચિકિત્સા બે જાતની છે (૧) સામાન્ય અને વિશેષ અને પાછી બાહ્ય અને આભ્યતર એ થી દ્વિવિધ છે તેમા બાહ્ય ચિકિત્સા ધારા, લેપો, અજનો વગેરેથી કરવામા આવે છે અને આભ્યતર ચિકિત્સા રોપણ, વાતહર, તીક્ષ્ણ, શ્લક્ષ્ણ, સ્તભન, રક્તશોધન, જીવનીય, રસાયન વગેરે દ્રવ્ય સમૂહોથી કરવામા આવે છે તેમા આ ચિકિત્સામા જે દ્રવ્યો વધારે વપરાય છે તેના નામો નીચે લખ્યા છે

ઘૃત ય, તેલ, દુધ, ગોજીંહ્વા, દૂર્વા, ત્રપુસ (કાકડીની જાત), ઘી, માખણ, એરડીયુ તેલ, તલ બલા ાભેદો, ઉબરો, શાળ કુવાર, સરગવો, બાબચી, લોહર, કઠ, નાળીએરનુ પાણી, ક્ષીરીવૃક્ષો, જીવ ત્યાદિ ગણુ મજીઠ, વરીઆળી, દેવદાર, જેઠીમધ, કાગ, કેળા, સ્થળકમળ, ગુગળ, ત્રિફળા, જટામાસી, હળદર દારૂહળ ર ઉશીરાદિ ગણુ, કુકડાનુ માસ, રાળ, દશમૂળ, ભાગરો, કાટાશેળીઓ, ભાર્ગી, આગાળી, ગેરૂ જેઠીમધ, કપુર, લાખ વગેરે

હવે ઉ ાહરણ તરીકે એકાદ મમની ચિકિત્સાનુ નિરૂપણ કરૂ છુ

**તલહૃદય**[1]—આ મમમા વાગ્યુ હોય તો ચાર પ્રહર સુધી સતત જલધારા કરવી પીડા બહુ થતી હોય તો કાળા તલ સાથે વાટીને ઠડા જલની ધારા કરવી માથાના દુખાવા માટે ધાવણ સાથે ચ દન અને માખણ મેળવીને માથે લેપ કરવો અપસ્માર (વાઇ કે ધનુર્વા શુ વિવિક્ષિત હશે !)મા ઘી, તેલ અને દૂધ સરખે ભાગે નાળીએરના પાણી સાથે મેળવી માથે લેપ કરવો પી ામા ચ દન વાળો અને બલાનો ક્ષીર કષાય પીવો

પીપળો, ગધીલો ખેર, દૂર્વા અને ગોજીંહ્વાના ક કને તેલ અને દુધ સાથે મેળવી તેની ધારા પીડામા આપવી

પીડા દાહ, વ્રણ અને શોથ વગેરેમા કોઠ પીપળો, દૂર્વા અને ગોજીંહ્વા દરેક બબ્બે પલ આઠ પ્રસ્થ પાણીમા ઉકાળી બે પ્રસ્થ બાકી રહેતા તે સાથે

---

૧ આને સુશ્રુતમા માસમમ ગણ્યુ છે मध्यमाङ्गुलीमनुपूर्वेण मध्ये पादतलस्य तलहृदयं नाम तत्रापि रुजाभिमरणं । સુશ્રુત શા અ ૬

નાળીએરનુ પાણી તેલ અને ઘી મેળવી આઠ પલ કાળાતલના ક ક સાથે મેળવી તેની ધારા આપવી અથવા ચાર ક્ષીરી વૃક્ષોના ઘીવાળા કષાયની ધારા આપવી અથવા પીડા અને દાહમા શતધૌત ઘૃતનો લેપ કરવો

**સર્વાંગલેપ**—અપસ્મારમા કરીઆતુ અને જીરાના નાળીએરનુ પાણી મેળવેલા ઘીવાળા હિમનો આખે વગેરે લેપ કરવો વ્રણની પીડા અને શોથ દૂર કરવા માટે નીચેનુ ઘૃત પીવુ —

प्रस्थ तिक्तकषायस्य नालिकेराम्बु तथा ।
प्रस्थार्धं क्षीरघृतयो कल्कानीमानि योजयत् ॥
उशीरजलमूनिम्बवारती च दनानि तु ।
देवी च तण्डुलीय च प्रत्यक निष्कसमितम् ॥
सपिप्यायोग्य ससिद्ध घृत खण्डन वा पिवेत्

**વ્રણની પીડા ઓછી કરનારી ધારા**—ક્ષીરીવૃક્ષ, ગોજીહ્વા, અને લક્ષ્મણા વગેરેનો સ્વરસ સોળ તોલા, ઘી તો ૬૪ અને દુધ તો ૧૨૮ એ બધુ જેઠીમધ અને ચન્દનના કલ્ક સાથે પકાવી ધારા કરવી

**વ્રણમા ધારા**—દૂર્વારસ અને દુધ દરેક બબ્બે પ્રસ્થ અને ઘી એક પ્રસ્થ જેઠીમધ અને ચદનના કલ્ક સાથે પકાવી ધારા કરવી

**વ્રણની પીડામા ધારા**—ગળો, શતાવરી, બ્રાહ્મી, બલા, એરડ અને મુસળી દરેકનો રસ એક પ્રસ્થ, તેટલુ જ દુધ અને તેલ તથા ઘી અર્ધો અર્ધો પ્રસ્થ એટલુ બલા, વાળો અને ચદન સાથે પકાવીને ધારા કરવી

**વ્રણ રૂઝવનારી ધારા**—દશપુષ્પ (?) ના સ્વરસ સાથે ઘી મેળવી ધારા આપવી

**પીડા અને સોજાને દૂર કરનાર લેપ**—ઉંબરો, ગધીલો ખેર, ગોજીહ્વા, લક્ષ્મણા, તલ અને દૂર્વાના કલ્કને ક્ષીર અને માખણ સાથે વટાવી બ્હાર લેપ કરવો અથવા ચોખા, કાગ, એરડ, શાળ, તલ, કમળ, વાળો, ચદન, ગળો, બહેડા, લક્ષ્મણા, ગોજીહ્વા વગેરે સરખે ભાગે દુધમા ઉકાળી સારી રીતે વાટી તેનો માખણ સાથે લેપ કરવો જો એમા કુકડાના ઈંડા અને કેળા મેળવવામા આવે તો એ લેપ વધારે વીર્યવાળો થાય છે એજ રીતે મર્મચિકિત્સામા બીજે પણ સમજી લેવુ બુદ્ધિશાળી વૈદ્યોએ આના ભેદો અનુમાનથી વિચારી લેવા અહીં તો દિગ્માત્ર દશાવેલ છે

વૈદ્યોએ આ શાસ્ત્રની ઉન્નતિ માટે અવિસ્રમ્ભ નિરતર ચર્ચા તથા પ્રયોગો વડે પ્રયત્ન કરીને કીર્તિ મેળવવી જોઇએ એમ મારી પ્રાથના છે

(જુઓ વ મ ૫ એપ્રીલ ૧૯૩૭)

---

## દીર્ઘાયુષ્યના સાચા દાખલાઓની નોંધની આવશ્યક્તા

મહામહોપાધ્યાય કામાક્ષાનાથ તર્કવાગીશ જેઓ ન્યાયના મહા પંડિત હતા તેઓ આ વર્ષના માર્ચમા ૮૩ વર્ષની વયે સ્વર્ગવાસી થયાના ખબર મોડર્ન રીવ્યુના ૧૯૩૭ના એપ્રીલ અંકમા છે ૮૦ વર્ષથી વધારે આયુષ્ય, આરોગ્ય અને કામ કરવાની શક્તિ સાથે ભોગવી ગયેલાના તથા ભોગવનારના તો અનેક દાખલાઓ મળે છે પણ સો વર્ષથી વધારે જીવનારના જે દાખલા જોવા સાભળવા કે છાપામા વાચવામા આવે તેના સબધમા વધારે તપાસથી ઉમ્મરની ચોકસાઇ કરવામા આવે એ વજ્ઞાનિક સત્ય માટે ઘણું જરૂરનુ છે દીર્ઘાયુષી મનુષ્યનો દાખલો જે કોઇના જાણવામા આવે તે છાપામા લખી મોકલ્યા પહેલા બની શકે તો દીર્ઘાયુષ્યના પુરાવા તપાસવાનો પ્રયત્ન કરે એટલુજ સૂચવવાની મતલબ છે

### દુનિયામા સૌથી વૃદ્ધ પુરૂષ?

કુમાર માસિકના ૧૬૨મા અંકમા (પૃ ૩૩૯) ખબર છાપ્યા છે કે રશિયન વિજ્ઞાનીઓના કહેવા પ્રમાણે કુમારમા જેનો ફોટો છાપ્યો છે તે બુઢ્ઢો ૧૭૫ વર્ષનો છે છતા તેની બધી શક્તિઓ હજી જેવુ ને તેવું કામ આપે છે એ સાદો ને મુખ્યત્વે દૂધનો ખોરાક લે છે અને રોજ એક મૈલ ચાલે છે

નોધ—આવા આશ્ચર્યજનક ખબર છાપતા એ શેમાથી લીધા છે એ આપવાથી તટસ્થ વાચનાર એની કિંમત આકી શકે તંત્રી આ વિ

---

## સર્પગંધા બાબતની એક મહત્ત્વની શોધ

(લેખક—વૈદ્ય ચૈતન્ય દેસાઈ)

પૂજ્ય તંત્રીશ્રી—'આયુર્વેદ વિજ્ઞાન'

'વિજ્ઞાન' માટે એકાદ લેખ મોકલવા આપે ત્રણ ચાર વાર આજ્ઞા કરી છતા મારા ધંધાને અગે મને વખત ઓછોજ મળતો હોવાથી ઇચ્છા છતા પણ મારા સ્નેહી ભાઈ બાપાલાલ કહે છે તેમ આપના માસિકના પાના ભરવા માટે કહો યા કઈ નવી શોધ, કલ્પના યા વિચારો વાચકો આગળ મૂકવા માટે કહો હુ હમણા પદ્ધતિસર લેખ લખવાની પરિસ્થિતિમા નથી તેમજ વનૌષધિ વહેચવાનો ધધો મેં સ્વીકારી લીધો હોવાથી આયુર્વેદ-સાહિત્યનું મારૂ જ્ઞાન કટાઈ ગયુ છે અને વૈદ્ય તરીકેના નવા નવા અનુભવો લેવાનું બારણું મારા માટે હાલ તો બધ જ છે છતા જગલમા 'જગલી' લોકો સાથે રખડતા કોઈ નવી વનસ્પતિ જોવા મળે છે, તથા કોઈ જુની કે નવી વનસ્પતિના

નવાજ પણ ચમત્કારિક ગુણો જાણવા મળે છે એ ઓછુ નથી અને એવા અનુભવો હવે પછીથી આપના વાચકો આગળ રજૂ કરવાનુ મેં ધાર્યું છે હાલ માત્ર કેટલાક પ્રાસ્તાવિક વિચારો સાથે સર્પગંધા ઉપરની એક શોધ બાબત લખી મોકલુ છુ, તેને પ્રસિદ્ધિ આપશો દિલ્હીના વૈદ્ય ધનાનંદપંતજીએ 'વૈદ્ય સમેલન પત્રિકા'મા સર્પગંધાના ગુણો બાબત ખાસ લખેલુ ત્યાર પછી ડૉ ગણનાથ સેને તે વિષયમા પોતાના અનુભવો રજુ કર્યા[1] મુબઈના મોટા વૈદ્ય ડોકટરોમાથી વદ્યવર્ય જાદવજી ત્રિ આચાર્ય તથા ડૉ વામનરાવ દેસાઈ કેટલાક વરસો પહેલાથી આ ચીજ વાપરતા હતા[2] પણ ગણનાથસેનના લખાણથી અમારા ભાઈ બાપાલાલ જેવા નવવિચાર પરિપ્લુત વધો જાગી ગયા અને તેઓ ા લેખોથી સર્પગંધા વિષે વૈદ્યોમા દર્દીઓ ઉપર અનુભવ લેવાનુ કુતૂહલ ઉત્પન્ન થયુ આમ કરીને 'બ્લડ પ્રેશર' આ એક જાણે નવો રોગ આપણી આગળ હાજર આવ્યો હતો કે જે અસાધ્ય જેવો લાગતો, તેના ઉપર આ અકસીર જેવુ કામ કરે છે આ બાબત પર ડૉ ગણનાથસેન જેવા સવ્યસાચી ધુરંધર ચિકિત્સકેજ ખાસ ધ્યાન ખેચ્યુ હોવાથી સર્પગંધા માટે આ આકર્ષણ ઉત્પન્ન થયુ 'આયુર્વેદવિજ્ઞાન'માના મારા એક લેખમા મે જણાવ્યુ હતું કે સર્પગંધા આ વસ્તુ નવી નથી, સેંકડો વરસોથી લોક તેના ગુણથી જાણકાર હતા અને છે મારી આ વાત ભાઈ બાપાલાલને હાસ્યાસ્પદ લાગેલી હશે! કોઈને નવી શોધ લાગવાની તક મળતી હોય તો તેમા જરૂર ખુશી થવા જેવુ છે જ ને? સર્પગંધાના બીજાગુણોથી જેમ સામાન્ય લોકો જાણીતા હતા તેમ આ બ્લડપ્રેશર-મા

---

૧ શ્રી ચૈતન્ય દેસાઈ એ ઉપર દી હીના વદ્ય ધનાનંદ પન્તજીએ વૈદ્ય સમેલન પત્રિકામા સર્પગન્ધાના ગુણો બાબત ખાસ લખેલુ ત્યાર પછી ડૉ ગણનાથ સેને આ વિષયમા પોતાના અનુભવો રજુ કર્યા એ રીતે લખ્યુ છે પણ એ પ્રમાણે લખ્યા પહેલા તણે વૈદ્ય ધનાનંદ પન્તનો Cક્ત લેખ ફરી જોયો હોય એમ લાગતું નથી કારણકે વૈદ્યસમેલન પત્રિકાના ૧૯ ૪ના ૪-૫-૬ અંકમા પૃ-૮૧મે એ લેખ છે તા ૧૪-૬-૩૪ને રોજ ઈન્દ્રપ્રસ્થ વૈદ્ય સભામા આપેલા ભાષણનો એ સાર છે અને તેમા છેવટે સ્પષ્ટ લખ્યુ છે કે હાઈબ્લડ પ્રેશરમા આની ઉપયોગિતા મ-મ-ગણનાથસેન મહોદયના અનુભવમા આવેલી છે (મૂળ સસ્કૃત-प्रवृद्धरक्तवेगशमने अस्या उपकारिता म-म-गणनाथसेनमहोदयानामनुभवमायाता । મતલબ કે સર્પગંધા વનસ્પતિના કેટલાક વદ્યકીય ગુણો જુના વખતથી ભલે જાણવામા હોય પણ હાઈબ્લડ પ્રેશર ઉપર આ વનસ્પતિની ઉપયોગિતા બિહાર મહારના વદ્યજગત આગળ । કવિ । ૮ ગણનાથ સેને વૈજ્ઞાનિક રીતે અનુભવ કરીને બહાર પાડી એ હકીકત છે એને કબુલ ન કરવાનો કે ગૌણ કરવાનો પ્રયત્ન ઉપરના વાક્યમા છે એવુ લાગવાથી આ ટિપ્પણી લખી ૯ તન્ત્રી આ ત્રિ

૨ આ કથન પણ અપસત્ય છે ડૉ વામનરાવ દેસાઈ હાઈબ્લડપ્રેશર ઉપર વાપરતા હતા એમ માનવા માટે પુરાવો નથી એના પુસ્તકમા એવો ગુણ લખ્યો નથી

ગુણથી પણ તેઓ જાણીતા હતા ( બિહાર શિવાય કોઈ પ્રાંતના લોકોને ઉન્માદ ઉપર આ દવાના ગુણની ખબર હતી એવો પુરાવો કયાં છે ? પુરાવા સાથે જ આવી વાતો કહેવી જોઇએ  તંત્રી આ વિ ) ' બ્લડપ્રેશર " આ નવા નામની તેઓને માત્ર આજે ખબર હતી નહિ  **સર્પગંધાનો આ એક ગુણ વધારે આગળ લાવવા માટે ઉક્ત લેખકોને આભાર ઘટે છે** ગુજરાતીમાં ભાઈ બાપાલાલે આ વિષય પર લખ્યા પછી બીજા આમતેમ ઘણા લોકોએ જુદાં જુદાં છાપાઓમાં લેખો અને ચર્ચાપત્રો લખીને આ વિષયની ઠીક ચર્ચા કરી છે  કેટલાક હોશિયાર વૈદ્યગુરુઓ આ પાગલની જડીની રીતસર જાહેરાત પણ કરવા લાગ્યા છે (સાચી વાત છે અને એ શોચનીય છે તંત્રી આ વિ ) આમાં આયુર્વેદના ઉદ્ધારના સુચિહ્નો નહિ તો શું ? પણ દરેક ઘટનાને મર્યાદા હોય છે અને નવા જ્ઞાનના ઉત્સાહનું ફીણ ખપી જવાનો વખત પણ આવે છે  તેમ આ બાબતનોય 'વખત' આવ્યો અને સર્પગંધાથી પાગલપણું વધવાનાય દાખલા આવવા માંડ્યા, અને સર્પગંધાથી પાગલ થયેલા ઉન્માદી લોકો તેને દીધે રાખવામાં ડરવા લાગ્યા  આમ થાય છે, ત્યારે જ કોઈ પણ ચીજ માંગેની અંધશ્રદ્ધા દૂર થાય છે  અને શાસ્ત્રીય જ્ઞાન થવાની શરૂવાત થાય છે  છતાં દ્રવ્યમૂલક વિયોજન (Chemical analysis) અને દ્રવ્યાંતરયોગોથી નિરુપદ્રવી છતાં ઉપકારક પ્રયોગો (Compounds) બનાવવા જેટલું જ્ઞાન અને પ્રયોગશાલાદિ સાધના આપણી પાસે નહિ હોવાથી દરદીઓ ઉપર અજમાયશ કરવાનું એક માત્ર સાધન કે જે બહુ જ અપૂર્ણ છે અને કેટલેક અંશે નુકશાનકારક છે તે આપણા હાથમાં છે  તેમાંય અનુપાન અને સંસ્કાર આ બે સાધનોથી યોગ્ય ફેરફાર કરી શકાય છે  એટલે દ્રવ્યના દોષ ઓછા કરી ગુણાંતરો કરી શકાય છે  પણ આવી યોજના શોધી કાઢવા માટે સંયોજકમાં પ્રતિભા એટલે કે સૂચકબુદ્ધિ હોવી જોઇએ સંસ્કારાદિક ક્રિયા શોધી કાઢવા માટે દ્રવ્યવિજ્ઞાન (Chemistry)કરતાં જીવવિજ્ઞાન ( Biology )ની અંતર્દૃષ્ટિ હોવી જોઇએ અને તે નિસર્ગ સાથે એક થઇ ગયેલ સામાન્ય પ્રજામાં કે જંગલી લોકોમાં વધારે હોય છે  આવા લોકોએ પ્રતિભા પ્રયોગો અને અનુભવ આ ત્રણેયના આધારે આયુર્વેદોક્ત દ્રવ્યશોધન, યોગ, અનુપાન, અને સંસ્કાર આ ચાર કર્મ ક્રિયાની શોધ નક્કી કરી છે

સંયુક્ત પ્રાંતમાં ( કે બિહારમાં ) તથા કોંકણમાં સર્પગંધાનો વપરાશ પ્રાચીનકાળથી છે  **જીર્ણજ્વર, અતિસાર, અનાર્તવ, કષ્ટપ્રસૂતિ, સર્પ વિષ**, ઉષ્ણતા, નબળાઇ વાર્ધક્ય યા મદ્ય જેવી ચીજોના સેવનથી થયેલો **મદ** ( બ્લડપ્રેશર ) વિગેરે રોગોમાં આ સર્પગંધા તરીકે હાલ પ્રસિદ્ધિ પામી ગયેલ ઔષધિના મૂળનો ઉપયોગ એતદ્દેશીય લોકો જાણે છે  ભાઈ બાપાલાલ

શાહને સર્પગંધાનો જે અનુભવ આવ્યો કે કેટલાક લોકોને તેના સેવન પછી મદના વધારે લક્ષણો જેમકે આંખો લાલ થવી, કંપ તથા ચક્કર આવવી વિગેરે થાય છે તે અનુભવ ઉપરથી તેઓશ્રીએ **અનુમાન કાઢયુ કે પિત્ત પ્રકૃતિવાળાને આ દવા અનુકૂળ આવતી નથી** આ એક વરસ ઉપરથી સર્પગંધા ઉપરની ચર્ચાનો બધો સાર આ છે **સર્પગંધા બ્લડપ્રેશરના દરદીઓને આપતા કેટલાકને દરદ વધે છે અને ઉપલા લક્ષણો થાય છે તે બાબતમા મને આવેલા કેટલાક અનુભવો અને સુ વૈ જાદવજી ત્રિ આચાર્ય એમના અનુભવો જોતા આ બાબત ઉપર જૂદોજ પ્રકાશ પડે છે.** સુ જાદવજીભાઇને મારાથી સોગણો અનુભવ હશે અને સર્પગંધાની અસર ઉપર એમની સાથે મેં ચર્ચા પણ કરી છે વળી તેમના અનુભવો સાભળી મે પણ એવા અનુભવો લીધા છે અને ભાઈ બાપાલાલ જેવા વૈદ્યો એવા અનુભવો લઇ નિર્ણય કરવામા સહાય કરે તો કંઈ સિદ્ધાન્ત નીકળે

મે જે દરદીઓ ઉપર સર્પગંધાની અજમાયશ કરી તેઓ **ખાત્રીપૂર્વક પિત્તપ્રકૃતિવાળા** હતા એમાથી એક દરદીનુ વર્ણન આપુ છુ –પુરુષ ઉમર વરસ ૭૨, શરીરે જાડા, શરીરનો વર્ણ લાલ, આંખો પણ રતાશવાળી, આહાર મનસ્વી અને તીખો તથા મસાલેદાર, મત્સ્યાહાર પણ કરતા સ્વભાવ તેજ જુવાનીમા ખેતી કોકણ જેવા ઉષ્ણ પ્રદેશમા કરેલી ત્યારપછી મીઠાના વેપારને અંગે તડકામા મીઠાના અગરમા ખૂબ ફરવું પડતુ હમેશા પિત્તાબ ઉનો અને લાલરંગે આવતો કોઇ વખત બળતરા પણ થતી રહેવાસી મૂળ કોકણના આ દરદીની પિત્તપ્રકૃતિ હતી અને હુ તેને સર્પગંધા મૂળનુ ચૂર્ણ સવાર સાજ ૪–૪ વાલ બે વખત આપતો દર૦ જૂનુ હતુ, બ્લડપ્રેશરના બધા ચિહ્નો હતા અને બ્લડપ્રેશર તરીકે ડૉક્ટરોએ નિદાન ચિકિત્સા કરેલી સર્પગંધા આટલા પ્રમાણમા આપતા પહેલા સારૂ લાગ્યુ અને એક આઠ વાડિયા પછી દરદ એકાએક વધ્યુ ઘેન અને કંપ આ મુખ્ય લક્ષણો દેખાવા માડયા આંખો ખૂબજ લાલ થયેલી એકબે વાર ઉલટી થઇ પિત્તપ્રકોપ ખૂબ દેખાતો એટલે માથા ઉપર આમળાનો લેપ લગાડયો અને સુંઠ–આમળા–સાકરનુ ચૂર્ણ પાણી સાથે ફાકવા આપ્યુ બપોર પછી પિત્તનો જોર ઓછો થયો અને બીજા દહાડા સુધી દરદીને સઇ રહેવુ પડેલુ સર્પગંધાથી આવા લક્ષણો થાય છે પણ **આવા દરદીને સર્પગંધાનુ પ્રમાણ વધારે આપવાથી ઉલટો ફાયદો થાય છે,** એટલે કે સર્પગંધાની અસર તેની માત્રાના પ્રમાણમા વ્યસ્ત છે આ દરદીને સુ જાદવજીભાઈની સલાહ પ્રમાણે **સર્પગંધાની મોટી માત્રા આપવાનુ** શરૂ કર્યું **અને તેથી તેને હવે આરામ છે** મને એવા બીજા અનુભવો પણ આવ્યા છે

સર્પગંધાના ગુણો બાબત મુ જાદવજીભાઇને જે અનુભવ આવ્યો છે, તેથી તેઓ આ સિદ્ધાંત ઉપર આવ્યા છે કે **સર્પગંધાની અસર પ્રમાણમા ઉલટી છે** જેમ પોટેશિઅમ આયોડાઈડ મોટા પ્રમાણમા ઉલટા લક્ષણો બતાવે છે, તેમ આમાય સમજવુ એટલે **સર્પગંધા ન્હાના પ્રમાણમા આપવાથી તીવ્ર અસર કરે છે**

સયુક્ત પ્રાંતમા સર્પગંધાની શુદ્ધિ અને અનુપાન આપવાની પ્રાચીન પ્રથા છે તે સર્વોત્તમ છે, એમ અનુભવથી કહી શકાય છે આ પદ્ધતિ પ્રમાણે સર્પગંધામૂળ વા તેનું ચૂર્ણ ગુલાબજળમા એલચી સાથે ૧૨ કલાક સુધી પલાળી રાખી વાટીને ગાળી લઇ તે પાણીમા ખડીસાકર મેળવી પીવાનું છે સર્પગંધાનું પ્રમાણ એકી વખતે ઓછામા ઓછુ ૮ વાલ ઉમરલાયક માણસને આપવાનું છે એકજ વાર સાંજે આપવાથી સારી અસર થાય છે જ્યા તીવ્ર અસરની જરૂર હોય તેવી સ્થિતિમા ઓછી માત્રા આપવી

મારા અનુભવ પ્રમાણે મને સર્પગંધા બાબત જે સિદ્ધાંત સમજાયો છે, તે અહિંયા રજૂ કર્યો છે તેનું યથાર્થત્વ વધારે અનુભવથી સિદ્ધ થઇ શકશે સર્પગંધાજ ય પિત્તપ્રકોપનું જે નિગમન ભાઈ બાપાલાલ જેવાઓએ કાઢયું હતું ને આ રીતે વિચારણીય છે

માત્રાના વિષમ પરિણામ બાબત ઉપર કઈક પ્રકાશ પાડવાનો આ પ્રયત્ન થયો ઉપરાંત સર્પગંધાના દ્રાવ્યિક (Chemical) ક્ષારકાદિ (Alcoloids) તત્ત્વોની ગણના અને તેઓના ગુણ ધર્મો શોધી કાઢવાનુ રહે છે અર્થાત્ ગુલાબજળ સાથે ઉપરની જે શોધનાનુપાન ક્રિયા આપણે જોઈ તેની ઉપપત્તિ શોધી કાઢવાની રહી ત્યાસુધી આ વ્યવહાર ક્રિયાત્મકજ (Emperical) કહેવાય આ અનુપાનાદિ સંસ્કારનું પરિણામ અનુભવતા એટલુ તો દેખાય જ છે કે ગુલાબજળ અને એલાયચી આ શીતળ અને સુગંધી વસ્તુઓ એ તદ્વિરૂદ્ધ દોષો કે જે સર્પગંધામા રહેલા હોવા જોઇએ તે દૂર કરે છે વળી વધારે માત્રા દરેક રીતે ઉલટુ કામ કરે છે સર્પગંધા સ્તંભક છે પણ ઉપર કહેલી *જેટલી માત્રામાં તે ઝાડા લાવે છે વળી તીવ્ર દવા આવી જ ક્રિયા કરવા* વાળી હોય છે અને શોધન માગે છે જેમકે વચનાગ હૃદય ઉપર આની અસર માત્રામા વ્યસ્ત છે હવે સર્પગંધા નામ અને તેના લેખકો માટે થોડુક લખી સમારોપ કરૂ છુ

આ ઔષધિનુ નામ વ્યવહારમા 'સર્પગંધા' પડી ગયુ છે, તે મે વાપર્યુ છે તેનુ શાસ્ત્રોક્ત નામ શુ છે તેનો નિર્ણય મે હજી કર્યો નથી અને એવો નિર્ણય કોઈ કરે ત્યાસુધી રૂઢ નામ વાપરવામા વાંધો નથી યા છુટકો નથી ભાઈ બાપાલાલ શાહના છેલ્લા લેખ ઉપરથી લાગે છે કે **તેઓશ્રી હવે સર્પ**

ગધાને જામ્વત્રની નામ આપવા ઉપર આવી પહોચ્યા છે અપગધા નામ માટે પહેલો એમનો આગ્રહ હતો અને તે ઉમગમા એમણે 'અપગધા'ના વર્ણન તરીકે કેટલાક સસ્કૃત શ્લોકો રચી પ્રસિદ્ધ કરેલા પ્રાચીન નિઘટુકારો પ્રમાણે હુ પણ સસ્કૃતમા રચના કરી શકુ છુ એટલે એમા કોઈ મહત્ત્વની વાત નથી, તમને સસ્કૃત જ જોઇએ તો આ લીઓ એમ કહેવાનો તો મને આશય લાગે છે



# ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ વૈદ્યમડળનુ પરિપત્ર

માન્યવર મહોદય,

આપ જાણતા જ હશો કે હાલમા મુબઈ ઈલાકામા કોંગ્રેસ પ્રધાનમડળ સત્તા ઉપર આવ્યુ છે, અને તેમા આરોગ્યના મુખ્ય પ્રધાન તરીકે માનવત સભ્ય ડૉ ગીલ્ડર સાહેબ નીમાયા છે ડૉ ગીલ્ડર સાહેબને આયુર્વેદ અને યુનાની પ્રત્યે માન અને પ્રેમ છે એમ એમના ભાષણ ઉપરથી સમજી શકાય તેમ છે

મદ્રાસ, બગાળ, અને યુ પી પ્રાતોમા તો ક્યારનાય આયુર્વેદિક દવાખાના, હોસ્પીટલો અને કોલેજો ગવર્મેન્ટ દ્વારા સ્થપાયા છે, પરતુ મુબઈ ઈલાકામા તેવુ કાઈ પણ હજુ સુધી થયુ નથી

અત્યારે આયુર્વેદના ઉદ્ધાર માટે પ્રયત્ન કરવાની આ સોનાની તક સાપડી છે, માટે જો આપણે સર્વ ભાઈઓ સાથે મળીને એકજ અવાજે અને એકજ રીતે આ પ્રયત્ન કરીએ તો એ દિશામા ઘણુ થઇ શકે તેમ છે

આવા જ ઉદ્દેશથી મહારાષ્ટ્ર, કર્ણાટક, મુબઈ અને ગુજરાતના અગ્રગણ્ય વૈદ્યોની તા ૫-૯-૩૭ને રોજ ડૉ પોપટ પ્રભુરામ આયુર્વેદિક કોલેજ વૈદ્યભુવન–મુબઈમા એક જનરલ સભા ગ શા વૈદ્યશાસ્ત્રી ગગાધર શાસ્ત્રી ગુણેના પ્રમુખપદે મળી હતી તેમા મારે પણ, આપણા મડળના સેક્રેટરી તરીકે મને આમત્રણ મળવાથી જવાનુ થયુ હતુ ઘણા ઉહાપોહ પછી એક સીલેક્ટ કમીટિ દ્વારા ઇલાકાના વૈદ્યોનુ રજીસ્ટ્રેશન કેવી રીતે કરવુ તથા આયુર્વેદના ઉદ્ધાર માટે બીજુ શુ શુ કરવુ તેને માટે એક ખરડો તૈયાર કરવામા આવ્યો હતો તે મીટીંગનો હેવાલ તથા ખરડો આ સાથે સામેલ છે

આ ખરડા ઉપર આપ આપનો લેખી અભિપ્રાય ખરડો મળ્યાની તારીખથી દિવસ ૬ની અદર ઉપર લખેલે સ્થળે મોકલાવી આપવા કૃપા

કરશોજી આ ખરડાનો ફેલાવો આપ આપના વૈદ્ય મિત્રો તથા આસપાસના ગામના વૈદ્યો તથા વૈદ્ય સભાઓમા પણ કરશો એવી આશા છે

લી આપના
વૈદ્ય માનીગ ર મૂનશંકર ત્રિવેદી
વૈદ્યનાસ્ત્રી પુરૂષોત્તમપ્રસાદ અમૃતલાલ જાની
વૈદ્ય જગજીવન લક્ષ્મીશંકર જોશી
મંત્રીઓ

**તા ક** —આ મંડળના આપ સભ્ય ન હો તો બનતી તાકીદે સભ્ય બની જવા કૃપા કરશોજી કે જેથી આ તની પ્રવૃત્તિ સંબધી આપને વખતો વખત માહિતી મળતી રહે અને રજીસ્ટ્રેશન થતી વખતે પણ આપને તથા ગુજરાત કાઠીઆવાડ વૈદ્ય મંડળને સરળતા થઈ પડે આપ યાદ રાખશો કે આપણા આખા પ્રા તની સંમેલન નિયુક્ત માત્ર આ એક જ સંસ્થા છે કે જે દ્વારા આખા પ્રા તનો ઉદ્ધાર એકમુખે થઇ શકે

## મીટીંગનો હેવાલ

તા ૫-૮-૩૭ના રોજ મુબઇ ખાતે વૈદ્યભુવનમા વૈદ્ય પચાનન શ્રીયુત ગંગાધર શાસ્ત્રી ગુણેના પ્રમુખપણા નીચે મળેલી વૈદ્યો અને હકીમોની સભાનો હેવાલ

**ઠરાવ (૧)** મુબઇ ઇલાકાના વૈદ્યો તથા હકીમોના પ્રતિનિધિઓની આ સભા નામદાર મુબઈ સરકારને એવી વિનતિ કરે છે કે આયુર્વેદિક તેમજ યુનાની વૈદકીય પદ્ધતિઓને તેમણે વૈજ્ઞાનિક તરીકે સ્વીકારવી અને નામદાર સરકાર તરફથી જાહેર પ્રજાને મળતી વૈદકીય મદદમા પાશ્ચિમાત્ય વૈદ્યકીય પદ્ધતિ ઉપરાત આ બને પદ્ધતિઓનો પણ ઉપયોગ કરવો

આ નીતિ અમલમા મુકવા, બને તેટલી તાકીદથી એક કાયદા વડે **"બોર્ડ ઓફ ઈંડીયન મેડીસીન"**ની સ્થાપના થવી જોઇએ તેમજ વૈદ્યો અને હકીમોને માટે એક **રજીસ્ટ્રેશન એક્ટ** પણ પસાર થવો જોઈએ એવા બોર્ડનુ સામાન્ય બધારણ અને કાર્યો દર્શાવતો ખરડો આ સાથે છે

(સર્વાનુમતે પસાર)

**ઠરાવ (૨)** આ સભાના પ્રમુખે, આ ઠરાવ નામદાર મુબઇ સરકારના પ્રધાન મંડળ ઉપર મોકલી આપવો

(સર્વાનુમતે પસાર)

**ઠરાવ (૩)** ઠરાવ ન એકમા સૂચવેલા બોર્ડના બધારણ અને સત્તાઓની લબાણ વિગતો આપતો એક ખરડો તૈયાર કરવા નીચેના

ગૃહસ્થોની એક કમિટી નીમવામા આવે છે એ તૈયાર કર્યા પહેલા તેમણે આ ઈલાકાના પ્રાંતોના વૈદ્યોના મત પણ જાણી લેવા તેમજ આ બોર્ડ સબંધી જુદા જુદા પ્રાંતોના વિચારો તેમજ દરખાસ્તો તેમણે ઓક્ટોબર (૧૯૩૭)મા મળનારી વૈદ્યોની સામાન્ય સભાની આગળ, છેવટની સમતિ માટે રજુ કરવા

કમિટિના સભ્યો

૧ રા રા વૈદ્ય ગગાધર શાસ્ત્રી ગુણે
૨ રા રા ,, જાદવજી ત્રીકમજી આચાર્ય
૩ રા રા ,, મણિશકર મૂળશકર ત્રિવેદી–ગુજરાત
૪ રા રા ડો પોપટ પ્રભુરામ સુબાઈ
૫ રા રા વૈદ્ય અનતાચાર્ય આડ્ડિજ–કર્ણાટક
૬ રા રા ,, ગણેશ શાસ્ત્રી જોશી–મહારાષ્ટ્ર
૭ હકીમ અબ્દુલ હાથી
૮ હકીમ હુસેનમીયા
૯ રા રા પ્રતાપ કુમાર વૈદ્ય–સેક્રેટરી

(સર્વાનુમતે પસાર)

**ઠરાવ** (૪) વૈદ્યો તથા હકીમોની આ સભા મુબઈ લેજીસ્લેટીવ એસેમ્બલીની બેઠક દરમ્યાન, નામદાર મુબઈ સરકારના પ્રધાન મડળે, આયુર્વેદિક તેમજ યુનાની વૈદકીય પદ્ધતિઓને ટેકો આપતી નીતિ જાહેર કર્યા બદલ તેમને અભિનદન આપે છે

(સર્વાનુમતે પસાર)

તા ૫-૯-૩૭ મુબઈ } સહી ગ ગ ગુણે–પ્રમુખ

## બોર્ડ ઓફ ઇન્ડીયન મેડીસીન

૧ નામદાર મુબઈ સરકારે, મુબઈ ઈલાકામા એક "બોર્ડ ઑફ ઇન્ડીઅન મેડીસીન" સ્થાપવુ જોઈએ

૨ નામદાર મુબઈ સરકારે બોર્ડને નાણાની પુરતી મદદ આપવી જોઈએ એ નાણાની જોગવાઈ સરકારી તિજોરીમાથી ગ્રાંટ આપીને તેમજ ફી, દાન કે બક્ષીસમા મળેલી રકમો દ્વારા થવી જોઈએ

૩ **બોર્ડની ફરજો**

૧—(અ) બોર્ડ, દેશી વૈદકીય પદ્ધતિઓ (આયુર્વેદિક તથા યુનાની) શીખવનારી કોલેજ તથા શાળાઓ સ્થાપવી અને ચલાવવી જોઈએ

(બ) આવી કોલેજો તથા શાળાઓ, ઇસ્પિતાલો તથા પ્રયોગ શાળાઓ સાથે જોડાયલી હોવી જોઈએ

(ક) જો પુરતા નાણાના અભાવે, આવી કોલેજ, શાળાઓ કે ઇસ્પિતાલો સ્થાપવાનુ બોર્ડને માટે હાલ તુરત શક્ય ન હોય તો તેણે અત્યારે દેશી વૈદકીય પદ્ધતિઓનુ શિક્ષણ આપતી કોલેજો કે શાળાઓને નાણાની મદદ આપવી જોઇએ

(ખ) આયુર્વેદનો સ્વીકાર

(ગ) વૈદ્યો તથા હકીમોનો સ્વીકાર

૨—(અ) બોર્ડે દેશી વૈદકીય પદ્ધતિઓ માટે અભ્યાસક્રમો નક્કી કરવા જોઇએ

(બ) બોર્ડે વૈદકીય પદ્ધતિઓનુ શિક્ષણ આપતી કોલેજો તથા શાળાઓને આવો નિશ્ચિત અભ્યાસક્રમ સ્વીકારવાને ભલામણ કરવી જોઇએ

(ક) બોર્ડે આવી કોલેજો તથા શાળાઓના નિરીક્ષણ માટે એક કમિટી નીમવી જોઇએ

૩—(અ) આ બોર્ડે એક પરીક્ષા સમિતિ નીમવી જોઇએ

(બ) આ પ્રમાણે નીમાયેલી પરીક્ષા સમિતિએ, વાર્ષિક તેમજ છ માસિક પરીક્ષાઓ લેવી પાસ થએલાઓને પદવીઓ આપવી તથા પરીક્ષાઓની ફી નક્કી કરવી તેમજ દેશી વૈદકીય પદ્ધતિઓનુ શિક્ષણ આપનારી કોલેજો તથા શાળાઓની પરીક્ષાઓને લગતુ તમામ કામ પણ તેણે ઉપાડી લેવુ જોઇએ

૪—(અ) બોર્ડે મુબઇ ઇલાકાના સમાનિત વૈદ્યો અને હકીમોનુ એક રજીસ્ટર બનાવવું અને વખતો વખત તેમા ઘટતા સુધારા વધારા કરી ચાલુ રાખવુ

(બ) આ બોર્ડે સમાનિત ગણાવા યોગ્ય વૈદ્યો તથા હકીમોની લાયકાતનુ ધોરણ નક્કી કરવું

(ક) આ પ્રમાણે સમાનિત ગણાયેલા વૈદ્યો તથા હકીમોને ઇ સ ૧૯૧૨ મા પસાર થયેલા મેડીકલ રજીસ્ટ્રેશન એકટની રૂઇએ રજીસ્ટર્ડ થયેલા દાકતરોને જે જે સત્તાઓ અને હકો છે તે તે સત્તાઓ અને હકો પ્રાપ્ત થવા જોઇએ

(ખ) ઇ સ ૧૯૧૨ ના મેડીકલ રજીસ્ટ્રેશન એકટની રૂઇએ, રજીસ્ટર્ડ થયેલા અને કાયદેસરના ધધાદારી ગણાતા દાકતરોને જે જે બધનો લાગુ પડે છે તે બધા બધનો, આ પ્રમાણે રજીસ્ટર્ડ કે સમાનિત ગણાતા વૈદ્યો તેમજ હકીમોને લાગુ પાડવા જોઇએ

## બોર્ડનુ બધારણ

(અ) બોર્ડ નીચે જણાવેલા સભ્યોનુ બનશે

૧ ચુટાયલા પ્રમુખ ૧

| | | |
|---|---|---|
| ૨ | ,, ઉપપ્રમુખ | ૧ |
| ૩ | સેક્રેટરી (કાયમનો પગારદાર) | ૧ |
| ૪ | લે એસેબલીના બે પ્રતિનિધીઓ | ૨ |
| ૫ | કાઉન્સીલનો એક પ્રતિનિધિ | ૧ |
| ૬ | મુબઈ યુનીવર્સીટીનો એક પ્રતિનિધિ | ૧ |
| ૭ | ગુજરાત મહારાષ્ટ્ર તથા કર્ણાટકના વૈદ્ય સમેલનોનો એક પ્રતિનિધિ | ૩ |
| ૮ | બે સરકાર નિયુક્ત પ્રતિનિધિઓ | ૨ |
| ૯ | બોર્ડ સ્વીકાર્યા લી શાળાઓ તેમજ કોલેજોના ત્રણ પ્રતિનિધિઓ | ૩ |
| ૧૦ | સમાનિત વૈદ્યો તથા હકીમોએ ચુટેલા બે પ્રતિનિધિઓ | ૨ |
| ૧૧ | સમાનિત વૈદ્ય કે હકીમ તરીકે ગણાતી સ્ત્રીઓનો પ્રતિનિધિ | ૧ |
| ૧૨ | ફાર્મસીના બે પ્રતિનિધિઓ | ૨ |
| ૧૩ | ગ્રામ્ય પચાયતો તથા લોકલ બોર્ડોનો એક પ્રતિનિધિ* | ૧ |
| | કુલ | ૨૧ |

(ખ) દર ત્રણ વરસના ગાળા પછી બોર્ડની રચના નવેસરથી થવી જોઈએ

## પ્રાન્તીય સમેલનની આવશ્યકતા

આપણા ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ વૈદ્ય સમેલનનુ પ્રથમ અધિવેશન અમદાવાદમા ઈ સ ૧૯૨૬ મા થયુ હતુ, ત્યારબાદ બીજા જુદા જુદા જીલ્લામા અધિવેશનો થઈ ગયા છે છેલ્લુ અધિવેશન અમદાવાદ મુકામે ૧૯૩૫-ની સાલમા થયુ હતુ ત્યારબાદ તે સમેલનના ૭ મા અધિવેશન માટે હજુ સુધી કોઈપણ જીલ્લામાથી આમત્રણ મળ્યુ નથી, એ આપણા પ્રાન્તને માટે શોચનીય છે નિખિલ ભારતીય જ્યારથી સ્થાપના થઈ ત્યારથી આજ સુધીમા અસ્ખલિત રીતે પ્રતિવર્ષ ચાલ્યા આવતા ૨૯ સમેલનો થઈ ગયા જ્યારે આપણા પ્રાતમા ૧૧ વર્ષમા ફક્ત છ જ સમેલનો પ્રાન્તને માટે થયા આપણા પ્રાતમા ઘણા ધનવાન વૈદ્યો છે, ઘણા જીલ્લામા ધ વતરી સમા વૈદ્યરાજો છે, પરતુ તેઓ પોતાની ખાનગી પ્રવૃત્તિ સિવાય સમાજના કાર્યમા અગત રસ લેતા નથી જો તેઓ ધારે અને પરિશ્રમ કરે તો નિખિલ ભારતીય આયુર્વેદ સમેલનો પણ ભરી શકે તો પ્રાન્તનુ સમેલન કે જે થોડા જ ખર્ચમા ભરાઇ શકે તેવુ છે તે ભરી શકે તેમા તો આશ્ચર્ય શુ છે

આજ છ છ અધિવેશનો ગુજરાતના જુદા જુદા જીલ્લામા ભરાયા છે ગુજરાત સાથે કચ્છ અને કાઠિઆવાડનુ નામ પણ જોડવામા આવ્યુ છે, તો

*આ પ્રતિનિધિઓની બોર્ડમા ખાસ જરૂર નથી એવો અમારો મત છે તત્રી આ વિ

આ ૭ મું સમેલન જો કાઠીઆવાડના કોઈ જીલ્લામા ભરાય તો તે નામનુ ખરૂ સાર્થક થયુ ગણાય આજે ગુજરાત, કાઠીઆવાડ તરફ મીટ માંડી રહ્યું છે કાઠીઆવાડમા અત્યારે ભાવનગર તથા રાજકોટ સેવાભાવી અને વિદ્વાન, પ્રતિષ્ઠીત તથા શ્રીમંત વદ્યોથી ઉભરાઈ રહ્યુ છે વળી આખા કાઠીઆવાડમા ભાવનગર એ પ્રથમ પંક્તિનુ સ્ટેટ છે એટલે જો ત્યાના વૈદ્યો સમેલન ભરવાની પહેલ કરે તો બીજા જીલ્લાઓ જરૂર તેનો દાખલો લઈને તેનુ અનુકરણ કરે

સમેલન ભરવા માટે ઘણા વૈદ્યભાઈઓને ઉત્સાહ હોય છે, પરંતુ કાર્યની શરૂઆત એટલી બધી મોટી લાગે છે કે તે ઈચ્છા મનમા અને મનમા સમાવી દે છે ખરી રીતે સમેલન ભરવામા એવુ કશુ જરૂરનુ નથી, ફક્ત સ્થાનિક વૈદ્યોની એકતાની જ જરૂર છે આ એકતામા આપણી અજ્ઞાનતાને લીધે, હુ મોટો, એવુ પ્રતિષ્ઠાનુ ભુત ઘણી વખત આડુ આવે છે, પરંતુ જો આ પ્રતિષ્ઠાના ભુતને એક બાજુ ફેંકી દેવામા આવે તથા આયુર્વેદની સેવા કરનાર આપણે બધા એક જ ધન્વંતરી પ્રભુના બાળક છીએ અને તેથી સમાન છીએ એવુ જો ધારવામા આવે તો આપણા કાર્ય સરળ થઈ પડે

આવા સેવાભાવી વૈદ્યભાઈઓને અમારી નમ્ર વિનંતી છે કે ખોટી મોટાઈનો મોહ છોડી કાર્યની શરૂઆત કરવી આ કાર્યની કેવી રીતે શરૂઆત કરવી, પ્રથમ શું શું તજવીજ કરવી વગેરે માટે અમારી ઓફીસે પૂછવાથી તમામ હકીકત તથા સૂચનાઓ પુરી પાડવામા આવશે એટલુ જ નહિ પણ આવશ્યક એવી કેટલીકજેક સહાયતા પણ કરવામા આવશે આ માટે તમામ પત્રવ્યવહાર આપણા સમેલનના વૈદ્ય મંડળની ઓફીસને શરનામે મંત્રીના નામથી કરવો

ની
વૈદ્ય મણીશંકર મૂળશંકર ત્રિવેદી
મંત્રી

## હવે પછીના સમેલનો વિષે કાંઈક

આ વખતે હુ મુબાઈ ગયો ત્યારે રા રા મુરબ્બી શ્રી વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય સાથે મારે થોડી ઘણી વાતો હવે પછીના આપણા સમેલનોને જીવંત કેમ બનાવવા તે વિષે થઈ હતી તેઓ શ્રીએ આ સંબધમા પોતાના વિચારો આજ અંકના આરંભમા "નાગપુરના સમેલન વિષે આપણું કર્તવ્ય" એ નામના લેખમા દર્શાવ્યા છે તેઓશ્રીની વાતચિતમાથી આપણે ઘણુ શીખવાનુ મળી શકે તેમ છે આજ દિવસ સુધીના સમેલનોમા પ્રમુખશ્રી તથા સ્વાગતાધ્યક્ષના લાબા લાબા ભાષણો આપણા આયુર્વેદનું ભૂતકાળનુ ગૌરવ અને બીજી એવી જ વાતોથી ભરપૂર હતા

હવે સમય બદલાયો છે, હવે ફક્ત ઠરાવો અને ભાષણોથી જ ચાલવાનું નથી હવે તો આપણા આયુર્વેદની હાલના જમાનાને યોગ્ય થવામા જે જે ત્રુટીઓ જણાય તે તે ત્રુટી શોધી તેનો પ્રતિકાર કરી દુનિયાના તમામ વૈદ્યકીય સાયન્સોની હરાળમા બેસે તે રીતે તેનો ઉપયોગ કરવામા જ આપણું હિત છે આપણે આપણા આયુર્વેદને બને તેમ વધારે અને વધારે લોકપ્રિય અને વ્યવહારૂ બનાવવો જોઈએ આમ કરવા માટે આયુર્વેદિક હવે લેબોરેટરી (પ્રયોગશાળા)ઓ સ્થાપવી જોઈએ, સુશ્રુતની રીતે અને આજના જમાનાને યોગ્ય થઈ પડે તે રીતે ઘણા જરૂરી સુધારા વધારા સાથે વાઢ કાપની ક્રિયા શીખવી જોઇએ, હોસ્પીટલો સ્થાપવી જોઇએ ઈત્યાદિ, ઈત્યાદિ

આવા આવશ્યક સુધારાના ઠરાવો જાહેર સમેલનો દ્વારા થઈ શકે પરતુ સમેલનમા મત્રીઓ તથા પ્રમુખો જ્યા સુધી ઠરાવો જે સમેલનમા પસાર થયા હોય છે તેના અમલ માટે તનતોડ મહેનત ન ઉઠાવે ત્યા સુધી કશું બને નહિ જેટલે જેટલે, મોટા શહેરોમા અને ગામડામા જાતે જઇ ભાષણોદ્વારા અને અન્ય પ્રવૃત્તિઓ દ્વારા કામ કરે એવા મત્રીઓ તથા પ્રમુખો હવે પછીના અખિલ ભારત વર્ષીય તેમજ પ્રાતીય સમેલનો માટે ચૂટાવા જોઇએ તોજ આ કાર્ય બની શકે

જેઓને કામની ધગશ હોય, જેઓ સેવાભાવી હોય અને જેઓ ઘરના સુખી હોવાથી એકાદ બે વર્ષ જેટલા સમયનો ભોગ આપી પ્રેક્ટીશનો મોહ છોડી શકે તેવા હોય તેવાઓને જ પ્રમુખ તરીકે ચુટવા જોઇએ આવા કોઇ કર્મવીર હોય અને સેવા ભાવે જો કામ કરવા તત્પર હોય તો તેઓના નામો અમને સુજ્ઞ વૈદ્યબધુ જણાવશે તો અમે તેનો ઉપકાર માનીશુ આવા સેવા ભાવિ વૈદ્યભાઇઓને અગ્રેજી અને હિંદીનુ જ્ઞાન હોવુ જોઇએ અને બને ભાષામા જાહેર સસ્થામા બોલી શકે તેવા હોવા જોઇએ આપણા ગુજરાત પ્રાતને તો ફક્ત ગુજરાતી સારી રીતે આવડતુ હોય તો પણ ચાલે આવા પ્રમુખો જો અમારા ધ્યાનમા આવશે તો આપણા પ્રાતના પ્રતિનિધિઓદ્વારા આપણે તેને બહાર લાવવા શક્ય એટલા પ્રયત્નો કરીશુ

કદાચ કોઈ માણસ આવું કાર્ય કરી શકે તેમ હોય છતા ઘરની સામાન્ય સ્થિતિને અગે બહારની પ્રવૃત્તિમા ભાગ ન લઇ શકે તેમ હોય તો તેને સારી જાતનો પગાર આપી મત્રીના હોદ્દામા જોડાઈ શકે તેવા પણ અમો પ્રયત્ન કરીશુ પરતુ કામની ધગશ એ મુખ્ય વસ્તુ છે

આવા માણસોથી જ આયુર્વેદનો ઉદ્ધાર છે આવા માણસો જ અત્યારના જમાનામા સમાજની સુસ્તી ઉડાવી સસ્થાને જીવત બનાવી શકે તેમ છે આવા માણસો જ રૂઢ તથા જાહેર હિતના કાર્યો કરી શકે, અને આવા

માણસો જ આયુર્વેદની ઉત્તમતા જનતાના હૈયે ઠસાવી શકે હવે સમાજને આવા ઉદ્યોગી પુરૂષસિંહની જ જરૂર છે ગમે તો તે વૃદ્ધ હોય, ગમે તો તે જુવાન હોય વૈદ્યવરોને અમે પ્રાર્થના કરીએ છીએ કે આવા નામો અમને જણાવવા તસ્દી લે

| | |
|---|---|
| તા ૧૪ ૯-૩૭<br>સ્થાયી સમિતિની ઓફીસ<br>દત્તાત્રેય ઔષધાલય<br>ધાચીની પાગ-અમદાવાદ | લી આપનો<br>વૈદ્ય મણીશંકર મૂળશંકર ત્રિવેદી<br>મંત્રી ગુ ક કા વૈદ્ય મંડળ |

# પ્રાણાચાર્ય નારાયણશંકર દેવશંકરનો સ્વર્ગવાસ

ગુજરાત કચ્છ-કાઠીઆવાડ પ્રાન્તીય વૈદ્યસંમેલનની આવતી બેઠક ક્યા ભરવી એ વિષે મુ વૈદ્યરાજ નારાયણશંકરભાઇએ તજવીજ કરી છે અમુક સ્થળ પણ પસંદ કર્યું છે, એવા ખબર હજી તો જૂના થયા ન હતા ત્યા એકાએક છાપામા પ્રાણાચાર્ય વૈદ્યરાજ નારાયણશંકર દેવશંકરના તા ૨૧-૮-૩૭ને રોજ સ્વર્ગવાસના ખબર વાચ્યા

અમદાવાદ-ગુજરાતને ભારે ખોટ ગઇ છે સ્વ નારાયણશંકરભાઇ ગુજરાતના વૈદ્યોના અગ્રણી હતા અને અમદાવાદના તો પ્રથમ વૈદ્ય હતા વૈદ્યકલ્પતરૂના પ્રસિદ્ધ આદ્યતંત્રી જટાશંકર લીલાધર ત્રિવેદીના સ્વર્ગવાસ પછી અમદાવાદની સર્વ વૈદ્યકીય પ્રવૃત્તિઓનો આધાર મુ નારાયણશંકરભાઇ હતા

પ્રાણાચાર્ય નારાયણ દેવશંકર શાસ્ત્રીનો જન્મ સ ૧૯૨૫મા તેઓના મોસાળના અનારમા (તા બોરસદ જીલ્લા ખેડા)મા થયો હતો તેઓ જાતે રાયકવાળ બ્રાહ્મણ હતા ગુજરાતમા રાયકવાળ જ્ઞાતિ સોલંકી સમયથી પ્રસિદ્ધ છે સંવત ૧૨૫૬મા ગુજરાતના સોલંકી રાજા ભીમદેવ બીજાએ રાયકવાળ જ્ઞાતિના જ્યોતિષી સોઢલના પુત્ર આસધરને ચાર હળ જમીન દાનમા આપી છે[૧] આ જ્યોતિષી સોઢલ એજ જો ગદનિગ્રહ નામના વૈદ્યક ગ્રંથના કર્તા વૈદ્ય સોઢલ હોય તો વૈદ્યક પરંપરા પણ રાયકવાળ જ્ઞાતિમા સાડાસાતસો વર્ષ જેટલી જૂની ગણાય

નારાયણશંકરભાઇના પૂર્વજોમા સંસ્કૃત વિદ્યાના સંસ્કારો હતા જ એમના એક પૂર્વજ દીનાનાથ ભટ્ટ સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક સ્વામી નારાયણના શાસ્ત્રી તરીકે પ્રસિદ્ધ થઇ ગયા છે એ દીનાનાથના પુત્ર રામચંદ્ર શાસ્ત્રી પણ સારા વિદ્વાન હતા અને બુલ્હર તથા પીટર્સન જેવાના પ્રીતિ

૧ જુઓ ગુજરાતના અતિહાસિક લેખો લેખ ન ૧૫૮

પાત્ર હતા. નારાયણશંકરભાઈનું કુટુંબ પણ સંસ્કૃતના સંસ્કારવાળું તથા સ્વામીનારાયણપંથનું અનુયાયી છે.

નારાયણશંકરભાઈના પિતા દેવશંકર શાસ્ત્રી જેઓ સ્વામીનારાયણના મંદિરના કોઠારી હતા તેઓ પ્રાચીન પ્રણાલીના વિદ્વાન હતા. અને નારાયણશંકરભાઈએ ઘેર જ શરૂઆતનો અભ્યાસ જૂની રીતે કર્યા પછી વધારે અભ્યાસ કરવા માટે એ વખતે સંસ્કૃત વિદ્યાનું કેન્દ્ર ગણાતા જયપુર તરફ પ્રયાણ કર્યું. જયપુરમાં એ વખતે સિદ્ધભેષજ મણિમાલા આદિ પ્રસિદ્ધ ગ્રન્થોના કર્તા અને લક્ષ્મીરામસ્વામી જેવાના ગુરૂ રાજવૈદ્ય કૃષ્ણરામજી ત્યાંના રાજકીય આયુર્વેદ વિદ્યાલયમાં મુખ્ય અધ્યાપક હતા. કૃષ્ણરામજી પણ મૂળ ગુજરાતી હતા. એમની પાસે નારાયણશંકરભાઈએ આયુર્વેદનું અધ્યયન કર્યું. નારાયણશંકરભાઈ પોતાના આ ગુરૂનું અને એની રસિકતાનું ઘણીવાર સ્મરણ કરતા. એમના ઘણા ભાષણોમાં ગુરૂનું "પિત્ત તાપિત શરીર વ લરી સા સખી વદ હકીમ દવાઈ" વગેરે ચમત્કારિક પદ તેઓ કૃષ્ણરામજીની પદ્યરચનાના દાખલા તરીકે ટાંકતા. નારાયણશંકરભાઈએ જયપુરનો અભ્યાસ પૂરો કરી વડોદરા આવીને વ્યાકરણ, સાહિત્ય, ધર્મશાસ્ત્ર અને આયુર્વેદ એ ચાર વિષયોમાં વડોદરાની પ્રસિદ્ધ રાજકીય પરીક્ષામાં પરીક્ષા આપી અને પોતે પાસ થયા. છતાં વ્યાકરણનો અભ્યાસ વધારવા કાશીમાં રાજકીય સંસ્કૃત વિદ્યાલયમાં બે વર્ષ સુધી મહાભાષ્યનો અભ્યાસ કર્યો. આ રીતે અમુક વર્ષ સુધી અભ્યાસ કરી સં. ૧૯૫૧માં ગુજરાતના પાટનગર અમદાવાદમાં દવાખાનું ઉઘાડ્યું. અને વૈદ્ય તરીકેની પોતાની કુશળતાથી અમદાવાદમાં અર્થ અને નામના બેય પુષ્કળ પ્રમાણમાં મેળવ્યા. સ્વ. નારાયણશંકરભાઈએ જે આર્થિક ઉન્નતિ પ્રાપ્ત કરી હતી તે બધી પોતે જ પ્રાપ્ત કરી હતી અને પોતાના બાહુબળે. પણ આયુર્વેદની ઉન્નતિ કેમ થાય એનો વિચાર સ્વ. નારાયણશંકરભાઈના ચિત્તમાં પોતાની ઉન્નતિના વિચાર સાથે જાગૃત હતો અને તેથી પ્રેરાઈને અમદાવાદમાં સને ૧૯૨૩માં વૈદ્યસભાની આયુર્વેદ પાઠશાળાની સ્થાપના કરી તથા અઢી વર્ષ પહેલાં તેમણે આયુર્વેદ પ્રચારક તથા સંશોધક મંડળ અને આયુર્વેદ પાઠશાળાનું ટ્રસ્ટડીડ સરકારી દફતરે રજીસ્ટર્ડ કરાવી ટ્રસ્ટીઓને સોંપ્યું. અને પોતાના તરફથી ૩ એક હજાર આપ્યા. મરહુમ રાવબહાદુર ગિરધરલાલ ઉત્તમલાલના વીલના ટ્રસ્ટીઓ તરફથી રૂ. ચાર હજારના સરકારી બૉન્ડો નારાયણશંકરભાઈને આયુર્વેદ પાઠશાળાના કાર્ય માટે મળેલા તેમાં એક હજાર પોતે ઉમેરી એ પાંચ હજારની રકમ પાઠશાળાના ટ્રસ્ટીઓને સોંપી દીધી[1] અને પાઠશાળાનો વહીવટ ટ્રસ્ટીઓ તરફથી પોતે ચલાવવાનું કબુલ કર્યું હતું. પાઠશાળાના અભ્યાસક્રમ તથા પરીક્ષા કાર્ય માટે

---

[1] જુઓ આયુર્વેદ વિજ્ઞાન પુ. ૧૮ પૃ. ૧૫૨-૧૫૩

પોતાના પ્રમુખ પદ નીચે એક કમિટી નીમી હતી આ રીતે અમદાવાદની પાઠશાળાને સ્થાયીરૂપ આપ્યા પછી એને માટે વધારે ફંડ એકઠું કરી મોટું રૂપ આપવાની પણ સ્વર્ગસ્થની ઇચ્છા હતી

પણ આયુર્વેદના શિક્ષણ સબંધમાં નારાયણશંકરભાઈની પ્રવૃત્તિ અમદાવાદની પાઠશાળામાં જ સમાપ્ત નહોતી થતી પાટણના આયુર્વેદ મહાવિદ્યાલયમાં તેઓ ઘણા વર્ષોથી સક્રિય રસ લેતા અને આ ભા વિદ્યાપીઠની પરીક્ષાઓમાં પરીક્ષક તરીકે નીમાતા

વૈદ્યસમ્મેલન વૈદ્યોની ઉન્નતિનું એક સાધન છે એમ તેઓ માનતા, માટે સમ્મેલનમાં ભાગ લેતા અને છેના કાશીના ૨૬મા વૈદ્યસમ્મેલનમાં એમને સભાપતિ ચૂટીને આ દેશના વૈદ્યો વધારેમાં વધારે જે માન આપી શકે તે એમને વૈદ્યોએ આપ્યુ અને કાશીવિશ્વનાથની રાજધાનીમાં હિંદુવિશ્વવિદ્યાલયમાં ભારતભૂષણ પં માલવીયજીના સ્વાગત સાથે સભાપતિ પદ શોભાવી સ્વ નારાયણશંકરભાઈએ જીવનને ધન્ય બનાવ્યું એથી વધારે માન મળવાનું રહ્યું નહિ અને એમણે તો પ્રાચીન ભાષામાં કહીએ તો નાસ્ય પ્રાપ્ત કર્યું

બીજી પણ બધી રીતે તેઓ સુખી હતા અને પોતાના જીવનને ધન્ય માનતા પણ મને નીચેની બે બાબતમાં ગુજરાતને એમની ખોટ લાગશે, એમ લાગે છે (૧) નારાયણશંકરભાઈનો ઉત્સાહ પોતાના ધંધા સબંધી ઉત્સાહની આ હું વાત નથી કરતો પણ જાહેરકામ માથે લીધા પછી એ પાર પાડવા માટે આવશ્યક ઉત્સાહની વાત કરું છું અમદાવાદના વૈદ્યસમ્મેલન વખતે એમના શરીર ઉપર વૃદ્ધાવસ્થાની નબળાઈની છાયા સ્પષ્ટ દેખાતી હતી, છતાં એમણે એ કાર્ય માથે લીધા પછી જે ઉત્સાહથી એમણે શરીરની અતિશય પરિશ્રમક્ષમતા ટકાવી રાખી તે હું ભૂલી શકતો નથી ગુજરાતના જે જુવાન વૈદ્યો દેશીવૈદકનું કંઈ પણ જાહેર કાર્ય કરવા ઇચ્છતા હોય તેઓને માટે એમનો ઉત્સાહ અનુકરણીય હતો (૨) ગુજરાત-કચ્છ-કાઠીઆવાડ વૈદ્ય સમ્મેલન માટે એમનો આત્મીયભાવ અવિસ્મરણીય છે ઇ સ ૧૯૨૫માં અમદાવાદમાં પ્હેલું પ્રાન્તીય વૈદ્યસમ્મેલન ભરવાનું પોતે માથે લીધું અને યશસ્વી રીતે એ ભર્યું ત્યારથી એમણે એને પોતાનું બાળક જ ગણેલું છે આ બાર વર્ષમાં ગુજરાતમાં છ પ્રાન્તીયસમ્મેલનો ભરાયા તેમાં નારાયણશંકરભાઈનો પ્રત્યક્ષ તથા પરોક્ષ ફાળો કેટલો બધો હતો એ જોનારને હવે પ્રાન્તીય સમ્મેલનનું શું થશે એવી ચિંતા થાય તો નવાઈ નહિ ? અલબત્ત જાહેર સસ્થાને કાર્યકર્તાઓ મળી રહે છે અને આપણી આ સસ્થાને પણ મળી રહેશે પણ અત્યારે તો ગુજરાત-કચ્છ-કાઠીઆવાડ વૈદ્યસમ્મેલનનો પિતા અને આત્મા ગયો છે

# જાહેર શોક સભા

બુધવાર, તા ૮-૯-૩૭ના રોજ એક જાહેર શોક સભા અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી મણિલાલ ચતુરભાઈ શાહના પ્રમુખપદે પાનકોર નાકે આવેલા શ્રી હંસરાજ પ્રાગજી હોલમા અત્રેના મરહુમ વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યના અવસાન બદલ શોક પ્રદર્શિત કરવા શહેરીઓ તરફથી મળી હતી જેમા શ્રી પ્રમુખસાહેબે, ગ બેરીસ્ટર જીવણલાલ વ્રજરાય દેસાઈએ, શ્રી ડૉ હરિપ્રસાદ દેસાઈએ, શ્રી મ્હેતા હરિલાલ ડિકાભાઈએ તથા શ્રી પ્રોફેસર સ્વામીનારાયણે મરહુમ સબધે વિવેચન કર્યા બાદ તે સભામા નીચે પ્રમાણે ઠરાવ કરી મહૂ ંતના કુટુમ્બ ઉપર મોકલવામા આવ્યો હતો

**ઠરાવ**—સદ્‌ગત પ્રાણાચાર્ય વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકરભાઈએ આયુર્વેદની શ્રેષ્ઠતાના પ્રચારકાર્યોમા જીવનપર્યત આત્મભોગ આપી સતત પ્રવૃત્તિઓ કરી છે અને વૈદ્યો તેમજ શાસ્ત્રી મંડળોમા અગ્રગણ્ય પદ પ્રાપ્ત કરી રાજનગર બદકે ગુજરાતનુ ગૌરવ વધાર્યુ છે તેની ગાજે મળેની આ શહેરની જનતાની સભા નોધ લે છે અને આવા સેવાભાવી વિદ્વત્‌રત્નના અવસાનથી પડેલ ભારે ખોટ માટે શોક પ્રદર્શિત કરે છે

આ સભા સદ્‌ગતના આત્માને સપૂર્ણ શાતિ ઈચ્છે છે, અને તેમના બહોળા કુટુમ્બ પ્રતિ દિલસોજી ધરાવી શાતવન આપવાને આ ઠરાવના ખબર સદ્‌ગતના પુત્ર વૈદ્ય માધવપ્રસાદભાઈ તરફ મોકલી આપવા પ્રમુખ મહાશયને વિનતી કરે છે તા ૮-૯-૩૭

હંસરાજ પ્રાગજી હાલ અમદાવાદ }

મણિલાલ ચતુરભાઈ શાહ
અમદાવાદના શહેરીઓની સભાના પ્રમુખ

ઉપર પ્રમાણેનો ઠરાવ કરીને સભા વિસર્જનની પ્રમુખની સુચનાથી સર્વે વિખરાયા હતા

# પૂનાનું આયુર્વેદ મહાવિદ્યાલય

ઈ સ ૧૯ ૦ના ડીસેમ્બરમા અસહકારની ચળવળ વખતે સરકારી કોલેજો છોડી બ્હાર નીકળેલા વિદ્યાર્થીઓના શિક્ષણ માટે કાંઈક ગોઠવણ કરી જોઈએ એ હેતુથી તિળક મહાવિદ્યાલયની સ્થાપના કરવામા આવી તેમા વાઙ્ગમય શાખા ઉપરાંત વિદ્યાર્થીઓને સ્વાશ્રયી બનાવવા ખાતર વેપાર, સ્થાપત્ય વગેરે શાખાઓની કેળવણીની પણ યોજના રાખવામા આવી હતી તેજ વખતે ભારતીઓનુ પ્રાચીન વૈદ્ય શાસ્ત્ર-આયુર્વેદનુ વિદ્યાર્થીઓને શિક્ષણ આપવામા આવે તો આપણા એક પ્રાચીન શાસ્ત્રને ઉત્તેજન મળે એ હેતુથી આયુર્વેદની શાખા પણ ઉઘાડવામા આવી

આયુર્વેદ શાખા—શિક્ષણ ક્રમમા આયુર્વેદના સંપૂર્ણ શિક્ષણ સાથે જરૂર તેટલા પાશ્ચાત્ય શિક્ષણનો સમાવેશ કરીને તિળક મહારાષ્ટ્ર વિદ્યાપીઠની આયુર્વેદ વિશારદ પદવીનો ચાર વર્ષનો અભ્યાસક્રમ ઘડવામા આવ્યો તેજ પ્રમાણે ભિન્નભિન્ન વિષયોની દૃષ્ટિથી પ્રાચીન ચરક સુશ્રુત, વાગ્ભટ ઈત્યાદિ ગ્રંથોમાથી વિષયવાર શિક્ષણ અને એનેટોમી ફીઝીઓલોજી, મેડીસીન, સર્જરી વગેરે વિષયોનુ પણ શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી હતી

પૂનાના અનેક વૈદ્યો અને દાક્તરોએ અધ્યાપનની જવાબદારી આનંદથી સ્વીકારી સસ્થાની શરૂઆતમા આ શાખામા વિદ્યાર્થીઓ ઓછી સંખ્યામા આવતા હતા પણ પાછળથી જેમ જેમ આ શાખાની ઉપયોગિતા તથા તેની સ્વાવલબી બનાવવાની શક્તિ ધ્યાનમા આવતી ગઈ તેમ તેમ આ શાખા તરફ વિદ્યાર્થીઓનુ ખેંચાણ વધતુ ગયુ તે એટલે સુધી કે બીજી શાખાઓ રહીને આ શાખાની વૃદ્ધિ થવા લાગી

આરંભમા વિદ્યાલયમા વિદ્યાર્થીઓને તાત્ત્વિક શિક્ષણ આપવામા આવતુ અને પ્રત્યક્ષ શિક્ષણ માટે પૂના મ્યુનિસિપાલિટીના તથા મિશનના દવાખાનામા વિદ્યાર્થીઓને મોકલવા પડતા પણ જેમ જેમ વિદ્યાર્થીઓની સંખ્યા વધવા લાગી તેમ તેમ પ્રત્યક્ષ શિક્ષણની સ્વતંત્ર સગવડ કરવાની આવશ્યકતા દેખાવા લાગી પરિણામે ઈ સ ૧૯૨૫મા હાના પ્રમાણમા રૂગ્ણાલયની સ્થાપના કરવામા આવી

રૂગ્ણાલય—શરૂઆતમા રૂગ્ણાલય ભાડાની જગ્યામા હતુ અને તેમા છ રોગીઓ હતા થોડી શસ્ત્રક્રિયાની સગવડ અને દવાખાનુ એટલી વ્યવસ્થા હતી, પણ રોગીઓની સખ્યા વધતી જતી હોવાથી ઉપરની વ્યવસ્થા અતિશય અપૂર્ણ લાગવા માંડી અને સ્વતંત્ર મકાન બાંધીને વધારે રોગીઓના ખાટલા

માટે સગવડ કરવાની જરૂર લાગી અને પછી પૂનાના પ્રસિદ્ધ દાનવીર રા બ શેઠ હનુમતરાવ રામનાથ તેમણે આ રુગ્ણાલયનુ, જ્ઞાનદાનનુ તથા જીવિતદાનનુ કાર્ય જોઈને પચાસ હજાર રૂપીઆ આપવાનુ કબુલ કર્યું અને સચાલકોએ અહર્નિશ પરિશ્રમ કરીને બીજા પચાસ હજાર રૂપીઆના દાનો મેળવ્યા, અને પૂના શહેરની મ્યુનિસિપાલિટીએ મકાન માટે ત્રણ એકર જમીન આપી અને ચાલુ ખર્ચ માટે વાર્ષિક પાચ હજાર રૂપીઆ આપવાનો ઠરાવ કર્યો આ રીતે પૈસાની સગવડ થઈ જવાથી રુગ્ણાલય માટે સર્વ સાધન સામગ્રીથી સમૃદ્ધ એવી મોટી ઇમારત બાધવામા આવી અને દાતાની ઇચ્છાને અનુસરી રુગ્ણાલયનુ કાર્ય શેઠ રાયચદ રામનાથ ધર્માર્થ આયુર્વેદિક ઇસ્પીતાલ એ નામથી ચાલુ કરવામા આવ્યુ હતુ હાલમા આ રુગ્ણાલયમા ચાળીસ રોગીઓના ખાટલાની સગવડ છે, અને બહારથી તબિયત બતાવી દવા લઈ જનાર દરદીઓની સરેરાશ સખ્યા રોજની ૨૫૦ હોય છે બધી જાતના શસ્ત્રકર્મની ઉત્તમ સગવડ હોઇને વર્ષ દરમિયાન પાચસો ઉપર શસ્ત્રકર્મો કરવામા આવે છે વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ શિક્ષણની સ્વતત્ર સગવડ હોઈને તેઓને રોગનિદાન ચિકિત્સા, શસ્ત્રકર્મ વગેરે વિષયોનુ શિક્ષણ પૂરતુ મળે છે આ રીતે સર્વ સાધનોથી સમૃદ્ધ અને નિષ્ણાત ચાલકવર્ગવાળુ આયુર્વેદિક રુગ્ણાલય આખા મુબઈ ઇલાકામા આ એક જ છે

**સૂતિકાગૃહ**—સૂતિકાગૃહનુ સ્વતત્ર મકાન છે અને તેમા દશ સુવાવડી માટે સગવડ છે આ વિભાગનુ કાર્ય તદ્વિદ સ્ત્રીવૈદ્યની દેખરેખ નીચે ચાલે છે અને તે કારણથી વિદ્યાર્થીઓને સૂતિકાશાસ્ત્રના પ્રત્યક્ષ શિક્ષણની સારી સગવડ થઈ છે

**શબચ્છેદનશાળા**—હોસ્પીટલમા શબચ્છેદનશાળા બાધેલી છે અને ત્યા સ્વતત્ર દાક્તરની દેખરેખ નીચે વિદ્યાર્થીઓને શબચ્છેદનપૂર્વક શારીરનુ શિક્ષણ આપવામા આવે છે

**આયુર્વેદ રસશાળા**—વિદ્યાર્થીઓને ઔષધિઓ તૈયાર કરવાનુ શિક્ષણ આપવુ અને જનતાને શાસ્ત્રોક્ત ઔષધો પૂરા પાડવા આ બેવડા હેતુથી પ્રારભમા રસશાળા શરૂ કરી, પણ વખત જતા આ ઔષધોની ઉપયુક્તતા લોકોને સમજાવાથી માગણી વધવા લાગી અને એને પૂરુ પાડી શકાય માટે વધારે મૂડીની જરૂર લાગતા છેવટ આ રસશાળાનુ આયુર્વેદ રસશાળા પૂર્ણે લિ એ સસ્થામા રૂપાન્તર કરી શેરકાની ઔષધ બનાવવાનુ કામ મોટા પાયા ઉપર ચલાવ્યુ છે અને આ રસશાળામા વિદ્યાર્થીઓને માત્રા, ભસ્મો, આસવો વગેરે બનાવવાનુ પ્રત્યક્ષ શિક્ષણ મળે એવી સ્વતત્ર ગોઠવણ કરી છે

**પ્રયોગશાળા**—રસાયનશાસ્ત્ર અને પદાર્થ વિજ્ઞાન એ વિષયોના પ્રત્યક્ષ શિક્ષણ માટે પ્રયોગશાળાની વ્યવસ્થા કરી છે અને ત્યા આ વિષયોનું તદ્વિદો મારફત પ્રત્યક્ષ શિક્ષણ અપાય છે

આ પ્રમાણે આયુર્વેદશાખાનુ કામ વધતું જતું હતું ત્યા વચ્ચે અચાનક રીતે થોડી વાર ગાડુ અટકી ગયું ૧૯૩૨ની સાલમા અસહકારની ચળવળમા સરકારે તિળક મહાવિદ્યાલયને ગેરકાયદે ઠરાવ્યુ એટલે બીજી શાખાઓ સાથે આયુર્વેદશાખાનુ કાર્ય પણ બધ નાખવું પડયુ પણ આ શાખાની ઉપયુક્તતા અને પ્રગતિ વધારે ધ્યાનમા આવતા એ શાખા ફરી શરૂ કરવા માટે વિદ્યાર્થીઓ તરફથી માગણી આવવા માંડી અને ચાલકોએ પણ એ માગણીને ટેકો આપ્યો આ કારણથી ૧૯૩૩ના જૂનમા મડળે આ અટકેલુ કાર્ય સ્વતત્ર રીતે આયુર્વેદ મહાવિદ્યાલય નામથી વધારે ઉત્સાહથી શરૂ કર્યું અને તેને તિળક મહાવિદ્યાપીઠ સાથે જોડી દીધુ

હમણા સુધી મહાવિદ્યાલયને સ્વતત્ર મકાન ન હતુ એ ખામી હતી પ્રત્યક્ષ શિક્ષણની દૃષ્ટિથી રૂગ્ણાલયની પાસે મહાવિદ્યાલય હોવું જોઈએ અને એ માટે રૂગ્ણાલયની નજીકમા જગ્યા મેળવી છે આવતી દિવાળી સુધીમા મહાવિદ્યાલયનુ સ્વતત્ર મકાન તૈયાર થઈ જશે

આ રીતે જે આયુર્વેદ વિદ્યાલયનો અ પ પ્રમાણમા આરભ થયો હતો તેને મહાવિદ્યાલયનુ સ્વરૂપ મળીને તથા તેની સાથે રૂગ્ણાલય, સૂતિકાગૃહ, રસશાળા વગેરે પ્રત્યક્ષ શિક્ષણના સાધનોનો યોગ થઈને ઉત્તરોત્તર ઉત્કર્ષ થતો ગયો પ્રત્યક્ષ શિક્ષણની આટલી બધી સગવડવાળુ તો મહારાષ્ટ્રમા એક જ આ આયુર્વેદ મહાવિદ્યાલય છે, અલબત્ત શાસ્ત્રની વૃદ્ધિની દૃષ્ટિથી ઘણુ ઘણુ કરવાનુ બાકી છે પ્રાચીન ગ્રથોનો સશોધનપૂર્વક અભ્યાસ કરીને અભ્યાસ ક્રમની દૃષ્ટિથી વિરચનાર ગ્રથો તૈયાર કરવા વગેરે કર્તવ્ય મહાવિદ્યાલયના અધ્યાપકોના ધ્યાનમા છે

(આયુર્વિદ્યા નામના મરાઠી માસિક વર્ષ ૧ અં ૧ માથી)

---

# રાજયક્ષ્મા (ક્ષય)

(લેખક—વૈદ્ય જગજીવન પ્રેમજી રાજગુરૂ)

(ગતાંકથી ચાલુ)

## (૩) સાધ્યાસાધ્ય લક્ષણો અને ક્ષયની અવધિ

**૧ સાધ્ય લક્ષણ**

ક્ષયરોગ સાધારણ રીતે કષ્ટસાધ્ય છે ઘણી કાળજી અને મુશ્કેલીથી આરામ થાય છે (૧) જો રોગીના બળ અને માસ ક્ષીણ થયા ન હોય તો યક્ષ્માના અગિયારે લક્ષણો ભલે દેખાતા હોય તો પણ આરામ થઈ શકે છે (૨) અષ્ટાંગહૃદયમાં જણાવ્યું છે કે જેની ઇંદ્રિયો પોતાને વશ છે, જેનો જઠરાગ્નિ પ્રદીપ્ત છે અને જેનું શરીર દુબળું પડી ગયું નથી એવા યક્ષ્માના રોગીઓનો ઇલાજ કરવો કારણ કે એવા રોગીઓ યશ આપનારા છે

**૨ અસાધ્ય લક્ષણ**

(૧) જે રોગીના બળ અને માસ ક્ષીણ થઈ ગયા છે, યક્ષ્માના અગીયારે લક્ષણો પ્રકટ જણાતા ન હોય અથવા (૨) ખાસી, અતિસાર, પાસળીનું દદ, સ્વરભગ, અરૂચી અને તાવ એ છ લક્ષણો દેખાતા ન હોય અથવા (૩) શ્વાસ, ખાસી અને લોહીનું પડવું એ ત્રણ લક્ષણો જણાતા ન હોય તો પણ રોગીને અસાધ્ય જાણવો (૪) અગર તો રોગીમા ઉપરના લક્ષણો ભલે ઓછા જણાતા હોય પણ રોગી રોગ અને દવાના બળને સહન કરી શકતો ન હોય તો વૈદ્યે અસાધ્ય સમજીને તેનો ઇલાજ ન કરવો એવો વાગ્ભટ્ટનો મત છે

(૫) ભાવમિશ્રજી કહે છે કે યશકામી વૈદ્યે ૧૧ અથવા છ કે તાવ, ખાસી અને લોહી થુકવું એ ત્રણ લક્ષણોવાળા રોગીનો ઇલાજ કરવો નહીં (૬) જે ક્ષયરોગી ખૂબ ખાતાપીતા પણ સુકાતો જતો હોય તે અસાધ્ય છે અને આરામ થતો નથી (૭) જે રોગીને અતિસાર હોય તેનો ઇલાજ વૈદ્યોએ ન કરવો એમ જણાવેલું છે એવા રોગીને અસાધ્ય ગણવો જોઇએ

मलायत्तं बलं पुंसां शुक्रायत्तं च जीवितम् ।

तस्माद्यत्नेन संरक्षेद् यक्ष्मिणो मलरेतसी ॥

મનુષ્યોનું બળ મળને આધીન છે અને જીવન વીર્યને આધીન છે તેથી ક્ષયરોગીના મળ અને વીર્યની રક્ષા યત્નથી ખૂબ હોશીયારીથી કરવી જોઇએ અને તેમ જો ન કરવામા આવે તો રોગ અસાધ્ય બની જાય છે (૮) જે ક્ષયરોગીની આખો સફેદ થઇ ગઈ છે, જેનો પેશાબ કઈક અશે કાળો ઉતરે છે, અન્નપર અરૂચી, ખાવાની ઇચ્છા થતી જ ન હોય અને ઉર્ધ્વ શ્વાસ ચાલતો હોય તો તે મરી જાય છે (૯) જે રોગીનું વીર્ય બહુ કષ્ટની સાથે બહાર પડે છે તે ક્ષયરોગી પણ મરી જાય છે (૧૦) અથવા તો જે યક્ષ્મારોગી ખુબ ખાવા છતા પણ ક્ષીણ થતો જાય છે તેમજ જેને અતિસાર હોય, જેના પેટ પર તેમજ અડપર સોજો હોય તો સમજી લેવું કે તે રોગી મરી જશે

### ૩ ક્ષયની અવધિ

જે આયુર્વેદના ગ્રંથમા લખી છે અને અનુભવની કસોટીપર જે કંઈક અંશે જાણી શકાયુ છે તેને આ સ્થાનપર જણાવી દેવાની ઇચ્છાથી નીચે મુજબ જણાવુ છુ જે યક્ષ્મારોગી જુવાન હોય અથવા જેની ચિકિત્સા ઉત્તમોત્તમ વૈદ્ય કે ડાકટર કરતો હોય તે એક હજાર દિવસ એટલે કે લગભગ પોણા ત્રણ વર્ષ સુધી જીવતો રહે છે

पर दिनसहस्रन्तु यदि जीवति मानव ।
सुभिषग्भिरुपक्रान्तस्तरुण शोषपीडित ॥

મતલબ એ છે કે યક્ષ્મા રોગ મહા મુશ્કેલીથી આરામ થાય એવો છે જેનુ આયુષ્ય છે, જેના પર ઇશ્વરની દયા છે તેનેજ સદ્‌વિદ્વાન વૈદ્ય કે ડાકટર મળી આવે છે મહાન્ અને સેવાભાવી વૈદ્યોની ચિકિત્સાથી યક્ષ્મા રોગને આરામ થઈ જાય છે એટલે કે એક હજાર દિવસની આયુષ્ય વધી જાય છે એ અવધિની બાદ એટલે કે આરામ થયા બાદ પણ ફરીથી યક્ષ્મા રોગી એ રોગમા ફસાઇને મરી જાય છે કોઈ કોઈ મહા મુનિઓએ તો ત્યા સુધી લખ્યુ છે કે યક્ષ્મા રોગીની ચિકિત્સા કરવાથી સારો થઈ જાય તો મનમા સમજી લેવુ કે તેને ક્ષયરોગ હતોજ નહીં કોઈ અન્યરોગ હતો કેમકે આયુર્વેદની માન્યતા પ્રમાણે યક્ષ્મારોગીને કોઈપણ ઔષધિથી આરામ થતો નથી હારિતમુનિ કહે છે કે રાજયક્ષ્મા રોગી ચાર મહીના સુધી જીવે છે અગર તો ઉત્તમોત્તમ ચિકિત્સા થતી રહે તો હજાર દિવસ અથવા તો પોણા ત્રણ વર્ષ સુધી જીવતો રહે છે, એ અવધિ બાદ કોઈ રીતે જીવી શકતો નથી કારણ કે એટલા દિવસ બાદ તેના પ્રાણ બળ અને વીર્ય ક્ષીણ થઈ જાય છે અને ઇંદ્રિયો વિકળ બની જાય છે યક્ષ્મા એક વખત જે રૂપમા દેખાયો ત્યાર પછીથી વધતો કે ઘટતો જણાતો નથી એટલે કે એક સમાન સ્થિતિમા જણાય છે અને ઉત્તમ ચિકિત્સકની ઔષધિથી ધીરે ધીરે ઘટે છે તે અંતમા સારા ઈલાજથી ઘટી જાય છે પણ જે યક્ષ્મામા રોગીની ઉધરસ કદી ઓછી થઈ જાય છે, કયારેક વધી જાય છે તે ક્ષય રોગી ત્રણ અથવા છ મહીનાથી વધારે જીવતો નથી—અવશ્ય મરી જાય છે એ સમયે અમૃત પણ કામ કરી શકતું નથી પરંતુ અમારો મત કેટલાકની જેમ જરા ઉપરથી જુદો છે ક્ષયરોગ શરૂઆતથીજ અસાધ્ય છે એવી જે માન્યતા લોકોમા ઘર કરી બેઠી છે તે તદ્દન જુઠી છે ક્ષય માટે એવો રોગ છે ક્ષયરોગનું નામ કાને પડતા દરદી અને તેના સગાવહાલા ગભરાઈ જઈ મુકે છે અને હતાશ થઈ જાય છે એ ભયંકર ભૂલ છે ક્ષયરોગી નિરોગી બની શકે છે તે રોગ યોગ્ય દવા સદ્‌વૈદ્ય અને દરદીના નિશ્ચય બળથી તે સુસાધ્ય છે કારણ કે ક્ષય

રોગને હઠાવવામા આત્મસયમ (will power)ની ખુબજ જરૂર છે જેનામા એ બળ છે તે દરદને મટાડી શકે છે)

## ૪ ક્ષયનુ પ્રકારવાર નિદાન અને લક્ષણ —

નિદાન વિશેષથી ક્ષય અથવા શોષ રોગના પ્રકારો પડી શકે છે

(૧) વ્યવાયશોષ—એ અતિમૈથુનથી થાય છે

(૨) શોકશોષ—એ બહુ શોક અથવા ચિંતા કરવાથી થાય છે

(૩) વાર્ધક્યશોષ—એ સમય વગરના વૃદ્ધત્વથી થાય છે

(૪) વ્યાયામશોષ—એ બહુ કસરત અથવા કુસ્તી કરવાથી થાય છે

(૫) અધ્વશોષ—ઘણો રસ્તો કાપવો પડતો હોય એવા મનુષ્યને થાય છે

(૬) વ્રણશોષ—એ વ્રણ અથવા ઘાવ પડવાથી થાય છે

ઉર ક્ષય કે શોષ એ છાતીમા ઘાવ પડવાથી થાય છે આ રોગનુ નિદાન આયુર્વેદ શાસ્ત્રમા અલગ કરેલ છે પણ ચિકિત્સામા ફરક નથી

૧ વ્યવાયશોષ—આ શોષના સબધમા સુશ્રુતમા લખ્યુ છે કે વીર્યક્ષયથી સઘળા ચિહ્નો દેખાય છે તેથી લીંગ અને અડકોશમા પીડા થાય છે મૈથુન કરવાની શકિત રહેતી નથી અથવા મૈથુન કરતા પહેલા અનેકવાર વીર્ય સ્ખલિત થઈ જાય છે અને વીર્ય બહુ ઓછુ નીકળે છે રોગીનુ શરીર પીળુ પડી જાય છે આ રોગમા પ્રથમ ક્ષય થાય છે અને વીર્ય ક્ષય થવાથી વાયુ કુપિત થઇને મજ્જાદિ ધાતુઓનો અનુક્રમે ક્ષય કરે છે એનો ખુલાસો એવી રીતે છે કે જે અતિ મૈથુન કરે છે તેનુ શરીર પીળુ પડી જાય છે કેમકે વીર્ય ક્ષય થવાથી ઉલટાક્રમે ધાતુ ક્ષીણ થતી જાય છે પહેલા વીર્ય ક્ષીણ થાય છે, પછી વાયુ કુપિત થાય છે અને મજ્જાને ક્ષીણ કરે છે, મજ્જા ક્ષીણ થવાથી અસ્થિને ક્ષીણ કરે છે, અસ્થિ ક્ષીણ થવાથી અનુક્રમે રસાદિ ક્ષીણ થાય છે અથવા એમ સમજવુ જોઇએ કે જ્યારે વીર્ય ક્ષીણ થઇ જાય છે ત્યારે મજ્જા તેની કમીને પુરી કરી દે છે પણ પોતે ઓછી થઇ જાય છે અને મજ્જાની શકિત કમી દેખીને અસ્થિમજ્જાની કમતીને પુરી કરે છે અને ખુદ કમ થઈ જાય છે એ રીતે એક ધાતુ બીજીની શકિતને પુરવાને લીધે પ્રત્યેક ઓછી ઓછી થતી જાય છે ધાતુઓની ક્ષીણતા થતી જતી હોવાથી મનુષ્ય ક્ષીણ થઇ જાય છે

(૨) શોકશોષ—જે વસ્તુની ઇચ્છા હોય તે ન મળવાથી અથવા તો પ્રિય વસ્તુ નાશ પામવાથી રોગીને શોક થાય છે શોકશોષમા દરદીનુ ધ્યાન તેજ ચીજમા સદૈવ લાગ્યુ રહે છે તેથી અગ શિથિલ થઈ જાય છે વ્યવાય શોષ રોગીની રીતે તેની શુક્રાદિ સમસ્ત ધાતુઓ ક્ષીણ થતી જાય છે ફરક એટલો કે લિંગ અથવા અડકોની કોથળીમા પીડા અથવા વ્યાધી જણાતી નથી

એનો ખુલાસો એવી રીતે છે કે જે રીતે અત્યંત સ્ત્રીપ્રસંગને લીધે શોષ રોગ થાય છે એ રીતે અત્યંત શોક, ચિંતા કે ફીકર કરવાથી શોકશોષ રોગ થાય છે આ રોગથી શરીર ઢીલું થઈ જાય છે અને વિના ધાતુક્ષય છતાં ધાતુક્ષયના લક્ષણો જણાય છે આમ આ ચિંતા જેવી શરીરની સર્વ ધાતુઓની ક્ષીણતા કરવા વાળી બીજી કોઈ વસ્તુ જગતમાં નથી આ રોગમાં ઘણું કામ ચિંતાજ કરે છે, રોગ તો ખાલી નામ છે એથી ચિકિત્સકે રોગીનો શોક પહેલાં દુર કરવો જોઈએ કેમકે રોગનું કારણ શોક મટયા વિના ગમે તેટલી ઔષધીથી આરામ થઈ શકતો નથી

(૩) વાર્ધક્યશોષ—આ શોષવાળા રોગીનું શરીર દુબળું પડી જાય છે વીર્ય, બળબુદ્ધિ અને ઈંદ્રિયો કમજોર અને મંદ થઈ જાય છે શરીરની કાંતિ નષ્ટ થઈ જાય છે, ગળાનો અવાજ કાંસાના ફૂટેલા વાસણ જેવો થઈ જાય છે થુકવાથી કફ નીકળતો નથી શરીર ભારે રહે છે અને ભોજનમાં અરૂચિ રહે છે મોં નાક અને આંખોમાંથી પાણી વહે છે મળ તદ્દન સુકાઈ જાય છે

નોટ —આ શોષ રોગ બુઢાપણામાં થાય છે કહેવાય છે કે યક્ષ્મા રોગની ભીતિ ચાલીશ વર્ષની ઉંમર પછી બહુધા ઓછી હોય છે

(૪) અધ્વશોષ—આ શોષ અધિક પ્રમાણમાં રસ્તો કાપવો પડતો હોય તો થાય છે આ શોષમાં મનુષ્યનું અંગ શિથિલ અને ઢીલું થઈ જાય છે શરીરની કાંતિ અગ્નિમાં ભુંજેલી ચીજના જેવી થઈ જાય છે શરીરના અવયવો પર અડવાથી સ્પર્શજ્ઞાન જણાતું નથી અને તરસ લાગ્યા કરવાથી ગળું અને મુખ સુકાઈ જાય છે

(૫) વ્યાયામશોષ—આ પ્રકારના શોષમાં અધ્વશોષના લક્ષણો દેખાય છે અને ક્ષત અથવા સાવ ન હોવા છતાં પણ ઉર ક્ષત શોષના લક્ષણો નજરે પડે છે ધ્યાનમાં રાખવું જોઈએ કે જે લોકો અધિક કુસ્તી અગર તો અતિ મહેનતના કામ કરે છે, તેને નિશ્ચય યક્ષ્મા રોગ થાય છે જો કોઈ કેવળ અણુસમજભરલી કસરતથીજ બળ વૃદ્ધિ કરવાની હોંસ રાખે છે તેણે એક બાબત ધ્યાનમાં રાખવી જોઈએ કે કસરત કે કુસ્તી હદમાં રહીને તેમજ શરીરનું સ્વાસ્થ્ય જાળવીને કરવી

(૬) વ્રણશોષના લક્ષણ—જો કે વ્રણ અગર તો ફોડકા ફોડકાવાળા મનુષ્યના શરીરમાંથી રૂધિર અથવા લોહી નીકળી જાય છે, અથવા કોઈ કોઈ અન્ય કારણથી લોહી ઘટી જાય છે ઘાવમાં દર્દ થાય છે અને આહાર ઓછો થઈ જાય છે તેને વ્રણશોષ થઈ જાય છે

ઉપર ક્ષયના પ્રકારો ગણા યા તેમ બીજી રીતે કહીએ તો ક્ષય ઘણી જાતના થાય છે ફેફસાંનો, આંતરડાંનો, ગાંઠનો, કંઠમાળનો, સાંધાઓનો,

અસ્થિનો, અગત્તો શરીરના કોઈપણ અવયવોનો ક્ષય શરૂ થઈને વાતાધિક ધાતુઓને કોપાવી શરીરના આરોગ્યરૂપી કિલ્લાને ડગમગાવી નાખે છે અને સમય પર ચેતી જવામા ન આવે તો શરીરનો પણ નાશ કરે છે

## (૮) ઉપયોગી સૂચનાઓ

**૧ ક્ષય થતો અટકાવવાના ઉપાય—**

(૧) જે માબાપને ક્ષય થયો હોય તેનાથી થયેલ બાળકની ઘણીજ માવજત કરવી એવા રોગી મનુષ્યની સાથે લગ્ન કરવા નહી ગર્ભધારણ કરતી વખતે માતાને એવો રોગ થયો હોય તો તેણે બહુ સભાળથી રહેવુ સારો ખોરાક તથા શક્તિની દવા લેવી પ્રસવ થયા પછી બાળકની બહુ કાળજીથી માવજત કરવી તેને ગરમ કપડા પહેરાવી રાખવા અને શરદ હવાથી બચાવી લેવુ બાળકને ચોકખી ખુલ્લી હવામા ફરવવુ રોગી સ્ત્રીનુ, રોગી ગાયનુ કે રોગી બકરીનુ દૂધ આપવુ નહીં મોટી ઉમ્મર કસરત કરાવવી, બાળલગ્ન કરવા નહીં, અતિમૈથુન, અતિમહેનત, અતિચિંતા, અને અતિઅભ્યાસ એ સર્વનો ત્યાગ કરાવવો

(૨) વિશેષ કરીને ગરમી (ઉપદશ) અને કંઠમાળ દુષ્ટ રોગથી પીડાતા સ્ત્રીપુરૂષોથી જે પ્રજા થાય છે તેને ક્ષય જેવા રોગ લાગુ પડવાનો વધારે સભવ છે આવા રોગી બાળકોના શરીરમાથી એવા દુષ્ટ રોગનો નિકાલ કરવા માટે ઘણી સભાળ લેવાની જરૂર છે એવા બાળકોને લોહી સુધરે એવી દવા કોડલીવરઓઈલ, કાચનાર ગુગળ, જીવન વિગેરેનુ લાબા દિવસ સુધી સેવન કરાવવુ અને એથી વિશેષ અગત્યની વાત એ છે કે તેમને નિત્ય ખુલ્લી હવામા ફેરવવા અને એથી પણ વધારે અગત્યની વાત ધ્યાનમા રાખવાની એ છે જે બાળકોને જેમ બને તેમ સાદો અને સારો ખોરાક આપવો ખોરાક આરોગ્યના નિયમોને બીલકુલ અનુસરતો ન હોય તો ખોરાકમાથી ઘણીવાર ખરાબી થાય છે

(૩) આપણી જ્યાને ત્યા થુકવાની દુષ્ટ ટેવ—આ કુટેવ ઉપર તો જેટલુ લખાય તેટલુ ઓછુ છે ક્ષયરોગના ગળફામા અસખ્ય જતુઓ હોય છે ક્ષયની છેલ્લી અવસ્થાના દરદીના એકજ વખતના ગળફામા ત્રણથી ચાર મહાપદ્મ જેટલા જતુઓ બહાર આવે છે હવે જ્યાત્યા થુકવાની ટેવથી આ જતુઓ બલગમદ્વારા બહાર આવીને શ્વાસ કે ખોરાકદ્વારા બીજા માણસને વળગે છે બલગમમા નીકળતા જતુઓથીજ આ રોગ ફેલાય છે એ આપણામાના ઘણાખરા જાણતા નથી એકજ ગળફામા અસખ્ય જતુઓ હોય છે અને કોઈને પગે એ બલગમ ચોટે છે તે બિચારાને ચેપ લાગવાનો ભય રહે છે આ જમાનામા અને તેમા યે શહેરમા રહેનારાએ બુટ સિવાય ઉઘાડા પગે કદી ફરવુ એ હિતાવહ નથી

ઘરની દિવાલો પર થુંકવાની ટેવ ગામગામમા સામાન્ય છે ક્ષયના દરદીના ગળફામા જે અસખ્ય જતુઓ જીવે છે તે ખુલા સૂર્યના પ્રકાશમા સહેલાઇથી નાશ પામે છે પણ ઘરની ભીંતો ઉપરના ગળફાને સુકાતા ઘણો વખત લાગે છે બલગમમાના જતુઓ સૂર્યના ખુલા પ્રકાશમા રખાતા તે છ કલાક સુધી જીવતા માલમ પડેલા અને આઠ કલાક પછી મરેલા જણાયા હતા પ્રકાશની સારી રીતે આવજાવાળા ઘરમા રાખતા બલગમના જતુઓ છ દિવસ સુધી જીવતા અને આઠ દિવસ પછી મરેલા માલૂમ પડચા હતા બલગમને પ્રકાશ વગરના ઘરમા રાખતા તે પૂર્ણ રીતે સુકાઇ ગયુ હોય તો પણ તેમાના જતુઓ દશ મહીના પછી જીવતા અને એવાને એવા ઝેરી માલૂમ પડેલા બલગમ ખુલ્લા સૂર્યના પ્રકાશમા રાખવામા આવે તો તેને સુકાતા ત્રણથી ચાર કલાક લાગે છે ઘરની ભીંત ઉપર પડેલા ગળફાને સુકાતા સાધારણ રીતે પાચ છ દિવસ લાગે છે પણ તેમાના જતુઓ તો ઉપર જણાવ્યુ તેમ દશદશ મહીના સુધી જીવતા અને એવાને એવા ઝેરીલા માલૂમ પડે છે માટે ક્યા થુકવુ તે જો લોકો બરાબર સમજી જાય તો આ ભયકર વ્યાધિનો ફેલાવો ઘણો અટકી જાય બલગમના જતુના નાશ માટે સારામા સારો ઉપાય તો એ છે કે બલગમને સળગતી સગડીમા નાખવુ જો આમ ન થઈ શકે તો કારબોલિક કે લાઇસોલના પાણીમા ગળફો નાખવો

(૪) પ્રકાશ અને તડકો એ ક્ષય રોગના જતુના જબરા દુશ્મન છે સૂર્યના પ્રકાશમા ક્ષયના જતુ ઝાઝીવાર જીવી શકતા નથી જે ઘરોમા સૂર્યનો પ્રકાશ આવી શકે છે તે ઘરોમા ભાગ્યેજ ક્ષયના જતુઓ જીવી શકે છે જે ઘરોમા ખુલ્લી હવાની આવજા હોય છે તે ઘરોમા પણ આ જતુઓ નિવાસ કરી જીવી શકતા નથી

(૫) આપણી ગદી નરક જેવી પોળો તેમાના ખીચોખીચ ઘરો, ઉઘાડી ગટરો, મોરીઓ ગદા પાયખાના જ્યા ત્યા થુકવાની ટેવ અને એવા ઘરોમા સૂર્યનો પ્રકાશ ક્યાથી હોય? સ્વચ્છ અને નિરોગી હવા ક્યાથી હોય! પરિણામે શહેરના લોકોને ક્ષય વધુ લાગે છે બારી બારણા બધ કરીને સુવાની કુટેવ "બફા તેટલા નફા" એ અર્થહીન કહેવતનો કરવામા આવતો ઉપયોગ તથા માથે તેમજ મોટુ ઓઢીને સુવાની કુટેવ એ બધું ક્ષયરોગને આમત્રણ કરવાની તૈયારી રૂપેજ છે

(૬) ક્ષયવાળા દરદીના એઠાવાસણોદ્વારા પણ ચેપ બીજાને લાગે છે આજકાલની હોટેલના ચાના પ્યાલા, ચમચા, પપુ ક્ષય ફેલાવવાને માટે જવાબદાર છે આ યુગમા કોઇએ કોઇનો પીધેલો પાણીનો પ્યાલો મોઢે માડીને પાણી પીવું એ હિતાવહ નથી

(૭) હુક્કો, ચલમ, બીડી, ચીરૂટ, આ બધા સાધનો પણ ક્ષય માટે જવાબદાર છે હુક્કો એક પીએ પછી બીજો પીએ, પછી ત્રીજો પીએ એ એમ પીવાતો જાય છે પરિણામે બીજાને રોગ લાગુ પડે છે

(૮) ગદી ધુળથી વાસણો માજવાની ટેવ-જે જગ્યાએ આપણે દાતણ કરીએ છીએ, થુકીએ છીએ, પેશાબ કરીએ છીએ, તેજ જગ્યાએ બેસી વાસણો સાફ કરવા બેસે છે કેટલાયે જતુઓ આ દાગ વાનણોને વળગતા હશે

(૯) હવા ગમે તેટલી વિશુદ્ધ હોય તોપણ આપણે જો બરાબર શ્વાસ લઈ શકતા ન હોઈએ તો તેથી બહુ લાભ થતો નથી તગ વસ્ત્રો પહેરવાથી બરાબર શ્વાસ લઈ શકાય તેમ નથી સ્ત્રીઓને ખાસ કરીને તગ વસ્ત્રો પહેરવાનો શોખ હોય છે ટસટસતી ચોલીઓ કપડા કમખાઓ વગેરે તાપીને ન પહેરવા જોઈએ જેમ તગ કપડાથી નુકસાન થાય છે, તેમ બહુ કપડા પહેરવાથી પણ નુકસાન થાય છે આ ટેવ પુરૂષોમા જણાય છે યુરોપીયનોની સ્થિતિ અને કાળનો અભ્યાસ કર્યા વગર તેનુ આ ધ અનુકરણ કરનારા કેટલાક હિંદીઓએ આ વિષયમા ઘણુ શીખવાનુ છે

(૧૦) કેટલાક ધધાઓ એવા હોય છે કે તે ક્ષય રોગને ભારે મદદકર્તા છે મોટા કારખાનાઓમા, ખાણોમા, જીનોમા કામ કરનારાઓને ક્ષય બહુ લાગુ પડે છે વણકરો અને દરજીઓને તેમના ધધામા આખો દિવસ એકજ જ ચાએ વાકા વળીને બેસવાનુ હોવાથી તેમને ક્ષય લાગે છે

(૧૧) યોગ્ય કસરતનો અભાવ એ પણ ક્ષયને આમત્રણનુ એક કારણ છે સાજે ૫-૬ વાગ્યા પછી કોઇ પણ સ્ત્રી પુરુષે શહેરના લત્તાઓમા પુરાઈ ન રહેતા ખુલ્લા મેદાનમા હરવા ફરવા કે રમવા જવુ જોઈએ (૧૨) દારૂ તાડીના વ્યસન અને તેની સાથે આવતી વિષયસેવનની વાસના પણ ક્ષય માટે જવાબદાર છે હદ ઉપરાત વિષયસેવન ક્ષય નોતરવામા ઘણીજ મદદ કરે છે

## ૨ ક્ષય થયા પછીના ઉપચારો

(૧) ખાસી, તાવ વગેરે કઈ પણ દર્દ લાગુ પડે ત્યારે પ્રથમથીજ ક્ષય રોગની શકા કરીને ચાપતા ઈલાજો લેવા ખુલ્લી અને સુકી હવા એ ક્ષયનો ઉત્તમોત્તમ માહેનો એક ઈલાજ છે ઘણીવાર દવાથી ક્ષયના જે દરદીઓ સારા નથી થતા તેઓ સુકી અને ખુલ્લી હવાથી સારા થાય છે મારવાડ તરફની તેમજ છોટાનાગપુર તરફની હવા ક્ષયરોગી માટે સારી ગણાય છે છેટે જવાનુ નીચે જણાવ્યુ છે તે પ્રમાણે વર્તવુ અને સવાર સાજ ખુલ્લી હવા

*ક્ષય રોગ માટે ગજકોટથી સત્તર માઈલ ... ... નામે સદર છે તેની હવા સારી છે તેનુ વિવેચન એક જુદા પાના પર કરવામા આવશે ... વ્યવસ્થાપક

આવી અને દીર્ઘશ્વાસ લઈ ફેફસામા નિર્મળ પ્રાણવાયુને ખુબ ભરવો ખરાબ ખોરાક છોડી દેવો દૂધ વગેરે પોષણકારક ખોરાક વિશેષ લેવો

[૨] પાચનશક્તિ સારી હોય તો દુધ, માખણ, મધ, મલાઈ, કોડ લીવર ઓઈલ, ઇંડા, તાજુ માંસ, લસણ તાજા ફળો, તાજી શાકભાજી એ બધુ ક્ષયના દરદીઓ માટે ઘણુ જરૂરનુ છે તેમજ સિતોપલાદી ચૂર્ણ ઘી, તથા મધમા ચાટીને તેના ઉપર બકરીનુ દુધ પીવુ શરૂઆતમા ચેતીને ચાપતા ઈલાજો લેવાય તો આ સાદા ઉપાયો ક્ષયને આગળ વધતો અટકાવવાને પુરતા છે ઘરમા પણ ક્ષયના દરદીએ બધ ઓરડામા પડી નહી રહેવુ પણ નિરંતર તાજી હવા આવે તેવી તજવીજ કરવી

(૩) ઉપર જણાવ્યુ છે તેમ સૌથી સારો ઉપાય તો કોઈ સારા આરોગ્યગૃહ (સેનેટોરીયમ)મા દરદીને લઈ જવો એજ છે ઘર આગળ ગમે તેટલી સારવાર આપો પરીએ પણ સેનેટોરીયમો બહુ સુદર જગાઓ તદ્દન એકાત સ્થળે, વનમા બાધેલા હોય છે ત્યા કુદરતી સૌંદર્ય વચ્ચે સારા વૈદ્ય કે ડોકટરની સારવાર હેઠળ રહેવાનુ અને સપૂર્ણ આરામ ભોગવવાનુ ત્યા જેવુ બને તેવુ ઘર આગળ નજ બને

પણ આવી એ વાત ભૂલવી ન જોઇએ કે ગરીબ માણસોની સ્થિતિ આરોગ્યગૃહોમા જવા જેવી હોતી નથી સેનેટોરીયમમા ગયા વિના ક્ષયરોગ નજ મટે એવુ કશુ નથી એવી માન્યતા ભૂલભરેલી છે

આજકાલ વૈદ્ય ડાક્ટરો તેમની પાસે જે દરદીઓ આવે છે તેમને એકદમ હવા ફેર કરવા માટે સલાહ આપે છે પણ આ તેમની મોટી ભૂલ છે ચિકિત્સકોએ રોગીને ઘર બહાર હવા ફેર માટે જવાની સલાહ આપે તે પહેલા રોગીની આર્થિક સ્થિતિ જાણી લેવાની ખાસ ફરજ છે વૈદ્ય ને ડોકટરોના શબ્દોમા દરદીને વિશ્વાસ તો હોયજ જ્યારે વૈદ્ય હવાફેરની સલાહ આપે ત્યારે દરદી બિચારો પોતાની સ્થિતિ બહાર હવાફેર માટે જવા જેટલી સદ્ધર ન હોવાથી પોતાના ભાગ્યને નિંદે છે

વળી કેટલાક ક્ષયના દરદીઓ તો એવા હોય છે કે જેમને ઘરની બહાર જતા ભારે નુકશાન થાય છે ઉગ્ર ક્ષયવાળા વિશેષ કરી જેમને ખૂબ તાવ રહેતો હોય તેવા દરદીઓ જેમને કફ સાથે લોહી પડતુ હોય તેવા દરદીઓ છેલી અવસ્થાવાળાઓ બહુ લાંબા વખતના રોગીઓ કે જે રસ્તાનો શ્રમ સહન કરી શકે તેવી સ્થિતિમા નથી હોતા તેવા દરદીઓને ઘર બહાર જવાની સલાહ હિતકર્તા નથી આવા રોગીઓએ ઘર આગળ રહી પુષ્કળ આરામ લેવો જોઇએ અને શાંત ચિત્તે રોગનો સામનો કરવા માટે બળનો સંચય કરવો જોઈએ

[અપૂર્ણ]

## આયુર્વેદના વિદ્યાર્થીઓએ અવશ્ય સંગ્રહવા યોગ્ય આયુર્વેદનો અમુલ્ય ગ્રંથ

# પ્રત્યક્ષ શારીર

નો

## ગુજરાતી અનુવાદ



હમણાં જ બહાર પડેલા આ અમુલ્ય ગ્રંથ આયુર્વેદના વિદ્યાર્થીઓ તેમ જ વૈદ્યોએ અવશ્ય સંગ્રહવા યોગ્ય છે. શારીરનું પ્રત્યક્ષ જ્ઞાન જ વૈદકવિદ્યાનો પાયો છે. મ. મ. કવિરાજ ગણનાથસેન સરસ્વતી એમ. એ. ... એમ. એસ. કૃત સંસ્કૃત પ્રત્યક્ષ શારીરના પહેલા તથા બીજા ભાગનો ... અમરજી પાઠક એમ. બી. બી. એસ. એમણે કરેલો આ શોધિતવર્ધિત ગુજરાતી અનુવાદ છે. ગુજરાતી ભાષામાં આ વિષયનું આ પહેલું જ પુસ્તક છે.

... પૃષ્ઠના ૭ મો પાનાના સચિત્ર પુસ્તકની કિંમત માત્ર રૂ. ૮-૦-૦

આયુર્વેદના વિદ્યાર્થીઓને ગુરુનું પ્રમાણપત્ર બતાવવાથી ... કિંમતમાં મળશે.


પ્રકાશકો

વૈદ્ય જાદવજી ત્રિકમજી આચાર્ય

તથા

વૈદ્ય જુગતરામ શંકરપ્રસાદ

કાલબાદેવી મુંબઈ

મળવાનાં ઠેકાણાં

૧ પ્રકાશકો પાસેથી

૨ ઝંડુ ફાર્મસીના મુખ્ય એજન્ટો પાસેથી
ગુજરાત આયુર્વેદિક ફાર્મસીની મુખ્ય
તથા બ્રાંચ ઓફિસોમાંથી

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલું

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી ચર્ચનારું વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૦ | ભાદ્રપદ
અંક ૧૧ | ૧૯૯૦

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
ઠે. સયાની રોડ મુંબાઈ-૧૪



શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
મેળવવાનું શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂ. [illegible]-૦-૦ | લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# અનુક્રમણિકા



## — વિનતિ —

આ માસિકની આ અનુક્રમણિકા જોઈ વાચ ને ખાત્રી થશે કે આ માસિક આપણ ે શાસ્ત્રના જ્ઞાનપ્રચાર માટે કેવુ ામ ી રહ્યુ છે. આ માસિકનુ આ ૨ મુ વર્ષ ચાલે છે. રા આતથી જ આ માસિકમા આના ને આના જ નમો આવ છે. વડોદરા રાજ્ય ા ત્યની લાયબ્રેરીઓ માટે આ માસિક મંજુ ર થુ . અમને આશા છે કે દેશની વિદ્યાના પ્રચારમા ર શનો ઉત્ત રમમા ેનો છે એમ સમજી દર વાચ આ માસિકના ગ્રાહકો વધારવાની કે દરેક પોતાના ગામની લાયબ્રેરીમાં દ્વારા પણ આ માસિક વાચન ેનાર તેવી કોશિશ કરે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી
તંત્રી


મુદ્રણસ્થાન આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરૂષોત્તમ મિસ્ત્રી બી. એ.

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विवत्सभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्यः

પુસ્તક ૨૦ મુ ] ભા. સં. ૧૯૯૩ [ અંક ૯


## પિત્તની પથરી (Gall-Stone) ઉપર એખરો


(લેખક કવિરાજ એમ. ડે. સુખરજી, બી. એ. આયુર્વેદ શાસ્ત્રી)


હમણા પિત્તની પથરી (Gall-Stone) એ રોગનો ફેલાવો વધ્યો છે. પહેલા એ રોગ આટલો સામાન્ય નહોતો. આ રોગ બહુ પીડાકારક છે. દરદીને એટલી બધી પીડા થાય છે કે જોનારની આંખમા આંસુ આવ્યા વગર રહે નહિ. આયુર્વેદીય વૈદ્યોને આ દરદ પરિચિત છે અને એખરા (कोकिलाक्ष अथवा इक्षुरक-Hygrophila Spinosa) નામની વનસ્પતિના ઉપયોગથી તેઓને સફળતા મળે છે.

ગૉલસ્ટોન (Gall-Stone) માટે આયુર્વેદિક પર્યાય પિત્તકોષાશ્મરી[1] છે. આપણે એ નામને ટૂંકુ કરીને પિત્તશિલા કહી શકીએ. 'ગૉલસ્ટોન' એનો બરાબર અંગ્રેજી પર્યાય છે પિત્તકોષાશ્મરી અથવા સંક્ષિપ્ત પિત્તાશ્મરીનો. પિત્તશૂળ સાથે ભ્રમ ન થવો જોઈએ. પિત્તશૂળમા કેવળ શૂળ જ નીકળે છે. એમા પથરી નથી હોતી, પણ પ્રકુપિત પિત્ત શૂળને ઉત્પન્ન કરે છે. આ રોગમા ગડબડ થવાનો સંભવ છે કારણ કે પિત્તશિલાનું નિદાન ચોક્કસ કરવું અઘરૂ છે કારણ કે પિત્તશિલાથી થતા શૂળને પરિણામશૂળ, વૃક્કશૂળ (Renal Colic) અન્ત્રક્ષત (Duodenal ulcer) યકૃદર્બુદ, યકૃત-કર્કટ (Tumor and cancer in the liver) અને બીજી જાતના બીજા રોગો સાથે ગડબડ થવાનો સંભવ છે. પિત્તની પથરીની શસ્ત્રક્રિયાનો સગાય નથી. વો મુસ્ટેલ છે. એકસરેમા પણ કેટલીક વાર ખાસ કરીને જ્યાં પથરી બહુ નરમ હોય કે ઉંડી બેઠેલી હોય ત્યાં પિત્તકોષમા તરત પથરી બરાબર દેખાતી નથી અને નાડીવૈદ્ય શંકામા પડે છે અને દરદીને એકદમ રોગ મટીનું ખાતર કાગું જાયું લાગે છે અને જ્યા સુધી પથરીની ચોક્કસ ખાત્રી ન થાય ત્યા સુધી

[1] તના ગ્રંથોમા આ પિત્તકોષાશ્મરીનું વર્ણન [illegible] તે [illegible] રોગનું જેમનું તેમનું તની આ નિ

શસ્ત્રક્રિયાની સલાહ આપવી એ સાહસ છે આ કારણથી નિદાન માટે ખાસ સાવધાનતા રાખવાની જરૂર છે સમાન લક્ષણોવાળા બીજા રોગો સાથે ભ્રમ થવાથી કાંઈ બહુ હાનિ થવાનો સભવ નથી કારણ કે ભ્રમથી માનેલા રોગ ઉપર દવા તો મોઢેથી લેવાની જ જરૂર છે, પણ ખોટા દરદી ઉપર શસ્ત્રચિકિત્સા કરવામા ઘણી ગડબડ ઉત્પન્ન થવાનો સભવ છે વળી પિત્તની પથરી છે એવું ચોક્કસ થયા પછી પણ કોઈ વાર શસ્ત્રક્રિયા સલામત ન હોય એમ બને છે માટે આ રોગમા બધા ચિકિત્સકોએ ઔષધસાધ્યતાની આશા છોડીને બીજી ચિકિત્સાની અનુમતિ આપ્યા પહેલા આયુર્વેદનો ઇક્ષુરકક્ષાર વાપરી જોવો આ ખરેખર ભિષગ્મોહકર રોગ છે

આ રોગ થવાના કારણનો નીચે પ્રમાણે ખુલાસો કરી શકાય વાયુ પ્રકોપક સર્વ આહારવિહાર આ રોગમા કારણભૂત થાય છે પ્રકુપિત વાયુ પિત્તકોષમાથી થતા પિત્તસ્રાવને રોકે છે અને વખત જતા સચિત થયેલુ પિત્ત કઠણ થઈને પથરીરૂપ થાય છે આ દરદ વધ્યા પછી રોગીષ્ઠ પિત્તકોષ સ્પર્શને કઠણ લાગે છે, તેમ જ સૂજેલો તથા વધી ગયેલો જણાય છે વાયુ પ્રકોપના કારણો તો આયુર્વેદવિદના જાણવામા જ હોય અને અહીં કહેલ સંપ્રાપ્તિ સ્પષ્ટ છે કારણ કે સર્વ શક્તિનુ મૂળ વાયુ છે કે જેની મદદથી શરીરની સર્વ ક્રિયા યથાવિધિ ચાલે છે અને જેના વગર પિત્ત અને કફ લગભગ અકિંચિત્કર છે પૂર્વરૂપમા પેટમા જમણા પડખામા પાસળી નીચે ભારેપણ અરુચિ, ઉબકાઆત અને નબળાઈ એટલા ચિહ્નોથી ભાવિરોગનુ અનુમાન થાય છે શૂળ કાંઈક વખત પછી શરૂ થાય છે અને ત્યારે ખરા રોગની શકા પડે છે ત્યાં મુખ્ય લક્ષણમા યકૃતની બાજુમાથી શરૂ થતી અને ધીમે ધીમે ઉપર તથા નીચે ખભા અને નાભિ સુધી ફેલાતી પીડા એ મુખ્ય હોય છે આ શૂળ સાથે ઉલટી હોય છે જ્યાર પિત્તકોષનુ મુખ શિથિલ થાય છે ત્યારે પથરી એમાથી નીકળી આતરડાના ગ્રહણી ભાગમા પડે છે અને ત્યારે પીડા શાંત લાગે છે રદીને શૂળના આવા હુમલાઓ આવે છે અને એમાથી વખતે દરદી અશક્ત થઈને મરણ પામે છે

આ દરદના તીવ્ર લક્ષણો નીચે પ્રમાણે હોય છે – રદી વે નામા તરફડે છે, દાત ડરડે છે વારવાર પીડાવાળા ભાગને દબાવે છે, ટાઢીઆ તાવ જેવી ટાઢથી ધ્રુજે છે, તેને ખૂબ પરસેવો આવે છે અત્યત મોળ આવે છે, વારવાર થોડો થોડો પેશાબ થાય છે કલાત થઈ જાય છે, તરસ લાગે છે અને કેટલીક વાર મૂર્છા પામે છે

**આરોગ્યના કેટલાક વિશિષ્ટ લક્ષણો** — આ દરદ ને સ્ત્રીજાતિ માટે પક્ષપાત હોય એમ લાગે છે ત્રીસ વર્ષ ઉપરની ઉમરની અને રજાવાળી

સ્ત્રીઓને આ રોગ વધારે થાય છે જે સ્ત્રીઓ તગ કપડા (કાસટ વગેરે) પહેરે છે તેઓના શરીરમા મહાપ્રાચીરા (Diaphram) કે જે શ્વાસોચ્છ્વાસ માટે મુખ્ય પેશી છે તેનુ હલનચલન યોગ્ય રીતે ન થઈ શકવાથી પિત્તકોષમાથી પિત્તનો સ્રાવ બરાબર ન થઈ શકવાથી એનો સચય થાય છે ગરમ દેશનો સાદો અને ઢીલો વેષ આપણા દેશની સ્ત્રીઓમા આ રોગનુ જોર ન હોવા ? એ સહજ છે આ દેશમા જૂના કાળમા આ રોગ વિશેષ પ્રસરેલો નથી દેખાતો એનુ આ કારણુ છે આપણા લોકોએ પશ્ચિમનુ અનુકરણુ કરીને વેષમા જે આરોગ્યને હાનિકારક ફેરફાર હમણા કર્યો છે તે પહેલા ન હતો આ ઉપરાત ઘરડી ઉમ્મરની સ્ત્રીઓની સ્વાભાવિક શક્તિ ક્ષીણ થતી હોવાથી આ રોગને પાત્ર થાય છે

આ રોગમા એક જ હુમલામા વચ્ચે વચ્ચે શૂળ શાત થઈને પાછુ અતિશય જોર ક છે અને એ સ્થિતિ દિવસો સુધી ચાલે છે

જો પિત્તકોષના મુખમા પિત્તાની પથરી ભરાઈ જાય તો કમળાના લક્ષણો જોનામા આવે છે અને આ લક્ષણુ મારફત પિત્તની પથરીનો આ રોગ છે એવી ઓળખ થાય છે

કોઈ વાર મૂળ સ્થાનેથી નીકળેલી પથરી આતરડાનો માર્ગ બધ કરી દે છે તે સ્થિતિ ગભીર થઇ પડે છે અને તરત શસ્ત્રક્રિયા કરવાની જરૂર પડે છે

ખોટી શસ્ત્રક્રિયાથી ભયકર પરિણામ ન આવે એ માટે ખાસ સભાળ લેવી જોઈએ આવા પરિણામો નિષ્ણાત અને જાના શસ્ત્રવૈદ્યોને હાથે થયેલા શસ્ત્રકર્મોમા પણુ નિદાનમા ભૂલ થઈને બનવાના દાખલા છે

### પથરી બધાઈ ગયા પછીના કેટલાક લક્ષણો

૧ શૂળ લાબે વખતે આવે પણુ સખત હોય અને ઉપદ્રવો પણુ સખત હોય

૨ થોડી થોડીવારે ઉલટી થયા કરે છે, અને તેમા ખાધેલુ અનાજ અને પિત્ત પણુ નીકળે છે અથવા મોળ જ આવ્યા ક છે

૩ શૂળ દરમિયાન આખ પીળી દેખાય છે, દરદીના શરીરનો દેખાવ સામાન્ય કમળા પેઠે લોહી વગરનો ફીકો હોય છે

૪ અન્નવિપાક–અરોચક

૫ દાહ, શિર શૂળ અને અવરોધ (Spasm) અજીર્ણ એ વાયુવૈગુણ્યથી થતો રોગ છે અને ઉપર કહ્યુ જ છે કે વાયુવૈગુણ્ય એ પિત્તશિલાનુ આભ્યન્તર અને સન્નિકૃષ્ટ નિદાન છે માત્ર અજીર્ણમાથી પણુ આ રોગ જન્મે

એખરો (સ –ક્ષોલિગ ર) એ આ દેશમા એની મેળે પુષ્કળ ઉગતી વનસ્પતિ છે તળાવોને કાઠે, ભીની જમીનમા અને પાણીના ધોરીઆઓમા આ વનસ્પતિ જોવામા આવે છે આ કાટાવાળો છોડ (ક્ષુપ) છે એમા

આમાં લીલા રંગના ફુલ થાય છે અને પાંદડાં લાંબાં હોય[1] છે એનું યૂનાની નામ તાલીમખાના છે

એખરાની યકૃત ઉપર સારી અસર હોવાનું ઘણા વખતથી જાણવામાં આવેલ છે યકૃતની ક્રિયાને એખરો ઉત્તેજન આપે છે અને એ ય રીતે ચાલ વામાં મદદ છે એખરાનો વર્ગ કરતા એનો ક્ષાર વાપરવો એ સારૂ છે એખરાનો ક્ષાર સુશ્રુતમાં પાનીય ક્ષારની જે પ્રસ્તુતિવિધિ બતાવેલ છે તે પ્રમાણે કાઢવો કેટલાક એખરાની ગંધધૂમ પદ્ધતિથી રાખ કરીને તેમાથી ક્ષાર કાઢવાના મતના છે પણ આ રીતે જે અંગારા મળે છે તેમાથી ક્ષાર કાઢવો એ લાભકારક છે ખુલ્લામાં જના ચાલુ ઓક્સીજન મળ્યા કરે ત્યાં એખરાને બાળવોએ વધારે સારૂ છે

સુશ્રુતની સૂચના પ્રમાણે એખરાના છોડને એની મધ્યમ વય-જ્યારે એની અસરકારક શક્તિ ટોચ ઉપર હોય છે ત્યારે એકઠો કરવો જોઈએ એખરાનો આ ક્ષાર છથી બાર ગ્રેનની માત્રામાં ઠંડા પાણી સાથે જમ્યા પછી બે વખત આપવો જોઈએ પખવાડીઆમાં એની અસર જણાવા માંડે છે પિત્તકોપની અટવાણાવિના વૃદ્ધિ અને પિત્તપથરીનુ શૂળ શાંત થવા માંડે છે બીજી જાતના શૂળમાં પણ આ દવા અસર કરે જણાય છે યકૃતના બધી જાતના વિકારોમાં આ ઘણી સારી દવા છે એથી શરીરની પીળાશ અને ચહેરાની ફીકાશ જતી રહે છે આ ક્ષારનો નિયમસર ઉપયોગ કેટલાક અઠવાડીયા સુધી કરવાથી પિત્તની પથરી ગળી જાય છે અને શસ્ત્રક્રિયાની જરૂર પડતી નથી આ ક્ષાર શરીરમાં જતા જ યકૃતમાં એક જાતની ઉત્તેજના ઉત્પન્ન થાય છે, અને પિત્તનો સ્રાવ વધે છે શરૂઆતમાં કેટલાકને એથી મોળ આવે છે ખરી પણ થોડા દિવસમાં તે મોળ જતી રહે છે જાદુ કર્યુ હોય તેમ પેશાબમાંથી, ઝાડામાથી, આંખમાથી અને આખા શરીરમાથી કમળાના ચિહ્નો જતા રહે છે એનાથી કોઈને ઝેરી અસર થતી નથી એ ખાત્રી છે

આ દવાના વપરાશ દરમીયાન પથ્યની ખાસ સંભાળ રાખવી જોઈએ પથ્યનો સિદ્ધાંત એ છે કે યકૃતને મહેનત ન પડવી જોઈએ અને આરામ મળવો જોઈએ પણ શરીરનુ યોગ્ય પોષણ ન મળે એમ પણ ન થવુ જોઇએ વનસ્પતિ ખોરાક ઉત્તમ છે પ્રોટીનથી યકૃતને અને મૂત્રપિંડને ઉત્તેજન મળે છે એટલે માંસ, માખણ વગેરે થોડા પ્રમાણમાં અપાય ફળો પણ પ્રમાણસર અપાય લીલા નાળીએરનુ પાણી બહુ સારૂ અને એકલુ પાણી પીવાથી પણ પિત્તના સ્રાવને મદદ મળે છે

(જર્નલ ઓફ આયુર્વેદ એપ્રીલ ૧૯૩૭ માથી)

---

[1] વનસ્પતિ શાસ્ત્રીય વર્ણન માટે તો જુઓ જયકૃષ્ણ ઈંદ્રજીનુ વનસ્પતિ શાસ્ત્ર તની આ વિ

# સન્તતિ સબધી મારો અનુભવ

(લેખ —શ્રી ભ ાનત નમગન દેશાઇ)

મને બીલકુલ છોકરા થયા નહોતા નાના ભાઈને એક છોકરી થયા પછી તેની પણ પત્ની ગુજરી ગઈ ઘરમા વૃદ્ધ માતુશ્રીને અમને પુનમ તતિ જલદી થાય અને પોતે તે જુવે એવી એવી ચિંતા રાત દિવસ થયા કરતી હતી પછી ભાઈના બીજા લગ્ન થયે બાર વર્ષ થઇ ગયા પણ તેને કાઇ સતતિ ન થઈ આ જોઇને વૃદ્ધ માતાએ તથા મારી સ્ત્રીએ મને પણ બીજુ લગ્ન કરવાનો આગ્રહ કરવા માડયો અને મે નિરૂપાય થઇને તથા ધર્મ દૃષ્ટિથી અપુત્ર રહેવુ તે ઠીક નથી, પિતૃ ઋણમાથી છુટવુ જોઇએ એવો વિચાર કરીને બીજુ લગ્ન કર્યું એજ અરસામા મે કનાક વાચ્યુ હતુ કે સ્ત્રીના રજોદર્શન પછી એક મહીનો પુત્રનો અને એક મહીનો કન્યાનો એ રીતે વારાફરતી મહિના આવે છે અને જે સતતિ જોતી હોય તેનો વારા માણસ પાળવો જોઇએ મે આ નિયમનો અનુભવ લેવાના ઠરાવ કર્યો હવે મારી નવી પત્નીની માતાને પહેલા પુત્રસન્તતિ જ થઈ છે એ જોઈને નવી સ્ત્રીએ ઋતુસ્નાન કર્યું ત્યારથી મે મારી સ્ત્રીના રજોદર્શનના મહિનાઓનુ ટીપ્પણ, દીકરી એ રીતે એક કોષ્ટક તૈયાર કર્યું અને કન્યાના વારાનો મહિનો તદ્દન છોડીને પુત્રના વારાના મહિનામા સ્ત્રી સબધ કરવા લાગ્યો મને પુત્રના વારાના મહિનામા પણ રોજ ગણીને ૪, ૬, ૮, ૧૨, ૧૪, ૧૬ એ જ કન્યાના સમવિષમ છે છોડીને બાકીના વિષમ દિવસનો ઉપયોગ કરતો આ સમવિષમ દિવસનો સિદ્ધાંત જ્યોતિર્ગ્રન્થમાથી મને મળ્યો છે —

समे च कन्या विषमे च पुत्र

પરિણામે ત્રીજે વર્ષે ઘરના માણુનાની ઈચ્છા પ્રમાણે મને પુત્ર પ્રાપ્તિ થઈ વૃદ્ધ માતાએ પૌત્ર મુખ જોયુ તેનો આનંદ આકાશમાય સમાતો ન હતો આ ક્રમ કાકતાલીય હશે એવું માનીને મે પૂરો અનુભવ લેવાની ઈચ્છાથી આજ ક્રમ ચાલુ રાખ્યો ઇશ્વર કૃપાથી મને અત્યાર સુધીમા એક પછી એક ચાર પુત્રો થયા છે ચમત્કાર એ છે કે ત્રણ ત્રણ વર્ષને આતરે પ્રત્યેકનો જન્મ થયો છે અને સર્વનો મુખ્ય ગણ છે અંતર અને ગણ સરખા છે એનો ખુલાસો હજી મને મળ્યો નથી કોઇ જ્યોતિ શાસ્ત્રી આનો ખુલાસો કરી સમાધાન કરશે

(પુરૂષાર્થ નામના મરાઠી માસિકના ૧ ૭૪ ના દીવાળીના અકમાથી અનુવાદ)

---

# વીટામીન[1] વાયુ

હાલમાં વીટામીનનો વાયુ આવ્યો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. વીટામીન નવો છોડ હોવા છતાં તેની વીશીમાં ખુબ ફાલ્યો છે. ઈ. સ. ૧૯૧૨ માં ફંક નામના એક વૈજ્ઞાનિકે વીટામીનની પ્હેલી શોધ કરી. ૧૯૧૮ સુધીમાં ત્રણ જુદા વીટામીનો જાણવામાં આવ્યા અને અત્યાર સુધીમાં સંખ્યાબંધ વીટામીનો મનાવા લાગ્યા છે, એ ઉપર પુષ્કળ શોધખોળ થઈ છે અને વિશાળ સાહિત્ય ઉત્પન્ન થયું છે.

આપણા શરીરના પોષણ, વૃદ્ધિ અને આરોગ્ય માટે વીટામીનની જરૂર છે એ હવે નિઃસંદેહ સિદ્ધ થયું છે. પણ ઘણી નવી વસ્તુ બહાર આવે ત્યારે માણસ જાતમાં રહેલો બાલસ્વભાવ નવા રમકડા પાછળ બાળક ઘેલું થાય તેમ એ નવી વસ્તુ પાછળ ઘેલો થાય છે. અને વીટામીન ઘેલછા પણ ઘણા લોકોમાં જોવામાં આવે છે. ખરી રીતે વીટામીન આહારનું આવશ્યક તત્ત્વ હોવા છતાં તત્ત્વ કે સર્વ આહાર દોષહર અમૃત નથી એ ભૂલવું ન જોઈએ. શરીરની ભિન્નભિન્ન ધાતુઓને બરાબર પોષણ મળે તથા શરીરની ઉષ્મા જળવાઈ રહે એટલાં તત્ત્વો આહારમાંથી મળવા જોઈએ, એ ઘણા વખતથી જાણવામાં હતું. વળી તૃપ્તિ થાય તેટલો પૂરતો ખોરાક લેવા છતાં અમુક એક જ જાતનો ખોરાક લેવાથી કેટલાક રોગો થાય છે એમ પણ ઘણા વર્ષોથી ખબર હતી. તાજાં શાકભાજી લાંબા વખત સુધી ન લેવાય તો 'સ્કર્વી' થવાનો અને એકલા ચોખા ઉપર રહેનારને 'બેરીબેરી' રોગ થવાનો અનુભવ પણ જૂનો છે. ખલાસીઓને થતા સ્કર્વી રોગના ઉપાય તરીકે લીંબુના રસનો ઉપયોગ ઈ. સ. ૧૭૦૦ થી જાણવામાં છે. ૧૯ મા શતકની પાછલી અર્ધશતાબ્દીમાં કેવળ ભાતાહારી લોકોમાં 'બેરીબેરી' રોગ પ્રસરી ગયો હતો. જાપાનીના નૌકાસૈન્યના ડૉ. ટકાકીને સૂઝ્યું કે આહારની ખામીથી આ રોગ થાય છે અને ઈ. સ. ૧૮૮૫ માં નૌકાસૈન્યના આહારની ગોઠવણમાં તેણે નીચેના સુધારા કર્યા. ખોરાકમાં માંસનું પ્રમાણ વધાર્યું, આહારમાં જવનો ઉપયોગ વધારી ભાતની મુખ્યતા ઓછી કરી. આ ફેરફારોએ ઘણી સારી અસર કરી અને જાપાની નૌકાસૈન્યમાંથી બેરીબેરી લગભગ અદૃશ્ય થયો.

આ રીતે ખોરાકની અમુક જાતની ખામીથી રોગ થાય છે એ ખબર હોવા છતાં વીટામીનની શોધ તો ઈ. સ. ૧૯૧૨ માં હોપકીન્સે કરી છે.

---

૧ વીટામીનના પર્યાય તરીકે પ્રજીવનક શબ્દ વાપરવા લાગ્યા છે પણ હજી એ રૂઢ થયો નથી તેમ પૂરો અર્થવાહક છે એમ નથી લાગતું. અહીં એ પ્રયોગ તરીકે વીટામીન શબ્દ જ વાપર્યો છે.

હોપકીન્સ, ફન્ક, ઓસ્બૉર્ન અને મેન્ડેલ વગેરે વૈજ્ઞાનિકોએ કરેલી શોધખોળથી હવે ચોકસ સાબીત થયુ છે કે આધુનિક રસશાસ્ત્રે શરીરને ઉપયોગી ગણેલા બધા તત્ત્વો આહારમા હોવા છતા આહારનીજ અમુક જાતની ખામીને લીધે શરીરનુ આરોગ્ય બરાબર ન જળવાય એવુ બને અને વીટામીન એ ખોરાકના એવા વિશિષ્ટ તત્ત્વો છે કે જેનો અતિ અલ્પ પ્રમાણમા પણ આહારમા સદ્ભાવ શરીરની વૃદ્ધિ માટે અને આરોગ્ય માટે આવશ્ય છે જે વિજ્ઞાન વડે પ્રયોગ હોપકીન્સે આ સિદ્ધાતની સ્થાપના કરી તે પ્રયોગ ટુકામા આ પ્રમાણે હતો તેણે આઠ તદુરસ્ત અને જુવાન ઉંદરને રસશાસ્ત્રની રીતે આવશ્યક તત્ત્વો પ્રોટીન, કાર્બોહાઇડ્રેટ ક્ષાર વગેરે બરાબર મેળવીને તે ઉપર રાખ્યા તો તેઓ બીનકુલ વૃદ્ધિ પામ્યા નહિ પછી એ આહારમા દુધ ઉમેર્યું કે તરત યોગ્યવૃદ્ધિ શરૂ થઇ, અને જેવુ દુધ બધ કરવામા આવે કે વૃદ્ધિ બધ થઈ જાય, એમ જોયુ આ અને આ પ્રકારના પ્રયોગોમાથી હોપકીન્સે નિર્ણય સૂચિત કર્યો કે શરીરના આરોગ્ય અને વૃદ્ધિ માટે અમુક વધારાના આહારતત્ત્વો આવશ્યક છે આ તત્ત્વો માટે ફન્કે વીટામીન શબ્દ યોજ્યો અને હવે એ પ્રચલિત થઇ ગયો છે

આ વિશિષ્ટ આહાર તત્ત્વો કે વીટામીન ઘણા ખોરાકમા હોય છે પણ મુખ્યત્વે વનસ્પતિમા તેયાર થાય છે આ તત્ત્વો જાઇક અસ્થાયી છે અને પ્રાણીઓના શરીરમા થોડા વખત માટે જ એ સગ્રહાઇ રહે છે પણ ખોરાકમા વપરાતા સામાન્ય વનસ્પતિ જન્ય તથા પ્રાણી જન્ય જુદા જુદા પદાર્થોમા ભિન્નભિન્ન વીટામીન હોય છે દુધ, ઇંડા કલેજુ લીલા શાકભાજી, ફળો, દાણાના ફોતરા તથા અદરના અકુરો વગેરેમા વિશેષત વીટામીન રહેલુ છે જ્યારે ચાન, બરફ, લોટ, ઘણાખરા તેલો અને સાકર લગભગ વીટામીન શૂન્ય છે

ખોરાક જોઇએ તેવો ઓછો મળતા શરીરની જે સ્થિતિ થાય તે સ્થિતિ વીટામીનની ખામીથી થાય છે અને તે જ પ્રમાણથી બાળકો અને જુવાનોને વીટામીનની ખામી જેટલુ નુકશાન કરે છે તેટલુ વૃદ્ધોને નથી કરતી વીટામીનની ખામીને પરિણામે રુચિ, પોષણ, વૃદ્ધિ ઉત્પાદન શક્તિ, અને સામાન્ય આરોગ્ય ને હાનિ થાય છે એટલુ જ નહિ પણ રોગના હુમલાની સામે થવાની શરીરની શક્તિ ઘટે છે

એ, બી, સી, ડી, ઈ વગેરે વીટામીનના ભેદ તથા અત્યાર સુધીમા જેનુ પૃથક્ અસ્તિત્વ સિદ્ધ થયુ છે, તે વીટામીન ભેદોના ગુણોનુ વર્ણન કરવાની જરૂર નથી, પણ જ્યારે વીટામીનોની લોકપ્રિયતા પ્રતિદિન વધતી જાય છે

અને વીટામીનની બનાવટો દિવસાનુદિવસ મોટી સંખ્યામાં બજારમાં આવતી જાય છે ત્યારે સાવચેતીના બે શબ્દો કહેવાની જરૂર છે ખરી

ડૉ ચોપ્રા જેવા નિષ્ણાત તબિબનો અભિપ્રાય છે કે "વીટામીનની ઉપયોગિતાનું બેન ખાન કરીને ગરમ દેશમાં ઘણું મર્યાદિત છે હજી સુધી વીટામીન એ, ડી, સી અને ઈની ખામીના ચીન લક્ષણો આ દેશમાં વિશેષ પ્રમાણમાં જોવામાં આવ્યા નથી સર્વાંગશોથ ભાગમાં વ્યાપકરૂપે ફાટી નીકળતો હોવાના બનાવો છે પણ આનું કારણ વીટામીન બીની ખામી જ છે એવું સિદ્ધ થયું નથી અને બી એ સ્ટ્રેન્ટ આપવાથી આ રોગ અટકતો કે પૂરેપૂરો સુધરતો હોવાનો પણ પુરાવો નથી આ મ દેશનો ખોરાક પ્રોટીન અથવા ખાસ ના ખીજા તત્ત્વોની ખામીવાળો ભલે હોય પણ વીટામીનની ખામીવાળો નથી કારણ કે આ દેશમાં તાજું શાક અને ભાજી પુષ્કળ મળે છે અને ગરીબો પણ તેનો હમેશા ઉપયોગ કરે છે આપણે ત્યાં ઉઘાડે શરીરે રહેવાની પ્રથા સામાન્ય છે અને સૂર્યનો પ્રકાશ એટલો સુલભ છે કે એની ચામડીના 'એર્ગોસ્ટીરોલ' ઉપર અસર થઈને ડી વીટામીન પુરતું ઉત્પન્ન થાય છે

જોકે સામાન્ય આહારમાં વીટામીનનું પુરતું પ્રમાણ હોય છે પણ સગર્ભાવસ્થા બાળાવસ્થા વગેરે શરીર ઉપર વધારે બોજો પડે એવી પરિસ્થિતિમાં વીટામીન લેવાની જરૂર પડે ખરી બાકી સામાન્ય તંદુરસ્તી જાળવવા માટે વીટામીનનું ઘણું અલ્પ પ્રમાણ જરૂરનું છે અને આમાં ય આહારમાંથી સામાન્ય રીતે એ મળી રહે છે

(જુઓ ચોપ્રાનું હેન્ડબુક ઑફ ટ્રોપીકલ થીરપ્યુટીક્સ પૃ ૧૯૯)

---

# શું વૈદ્યો પાશ્ચાત્ય વિચારોમાં પરિપ્લુત થતા નથી જતા?

(લેખક વૈદ્યસ્વામી હરિશરણાનંદ)

ગમે તો પ્રાંતીય આયુર્વેદ સમ્મેલન હોય અથવા અખિલભારતીય આયુર્વેદ સમ્મેલન હોય પણ જે વક્તા મંચ ઉપર ભાષણ કરવા આવે તે પ્રાચીન આયુર્વેદના ગુણગાન કરતા થાકતો નથી અમે જૂના કાળમાં માણસના કપાયેલા અંગો તરત સાંધી દેતા હતા ઘરડાઓને જુવાન બનાવી દેતા હતા મરેલાને ફરી જીવતો કરી દેતા હતા અમારું જ્ઞાન-વિજ્ઞાન આકાશના ઉન્નતમાં શિખર સુધી પહોંચ્યું હતું

એ વખતે કોઈ વ્યક્તિ આયુર્વેદના કોઈપણ સિદ્ધાંત વિરુદ્ધ જરાપણ બોલવા જાય તો વક્તાનો પારો ૧૦૫ ડિગ્રીની ઉપર ચડી જાય છે અને એની

વિરૂદ્ધ ચારે તરફથી પોકાર ઉઠે છે પણ આ બધું ક્યાં થાય છે? જ્યાં ઘણા વૈદ્યો એકઠા થયા હોય ત્યાં જ બાકી વ્યવહારમાં એ લોકો શું કરે છે? જ્યારે રોગી પોતાની પાસે આવે ત્યાં ચરક સુશ્રુત અને માધવનિદાન દ્વારાજ તેના દરદને સમજવાનો આ વૈદ્યો પ્રયાસ કરે છે? અને ઔષધ યોજના કરતી વખતે શું તેનુ ધ્યાન શુદ્ધ આયુર્વેદિક પદ્ધતિ ઉપર જ સંપૂર્ણ રહે છે? બીલકુલ નહિ મુંબઈ, કલકત્તા, કાનપુર, દેહલી, મદ્રાસ, લાહોર વગેરે વગેરે પ્રસિદ્ધ શહેરોના વૈદ્યોને મળવાની તક મને વારવાર મળે છે અને રોગીને તપાસવાના કે ઔષધયોજનામા દરેક વાતમાં વૈદ્ય ઉપર પાશ્ચાત્ય પદ્ધતિનો પુટ જોવામા આવે છે પહેલા તો રોગીને પૂછે છે કે "કયા કયા દાક્તરની દવા કરાવી છે? અમુક દાક્તરે તમારા રોગની બાબતમા શુ કહ્યુ છે? યન્ત્ર પરીક્ષાઓમાથી કઇ કઇ દાક્તરોએ કરી છે? રક્તપરીક્ષા અને મૂત્રપરીક્ષા કરીને શુ કહ્યુ છે? આ પરીક્ષાઓ પછી દાક્તરે પોતાનો મત શું આપ્યો?" વગેરે એજ રીતે અત્યાર સુધીમા કઇ દવા લીધી અમુક દવાથી કાઈ ફાયદો થયો કે નહિ? વગેરે

આ પ્રકારની વાતોથી રોગ સમજવામા તેમ જ દવાનુ પ્રીસ્કીપ્શન લખવામા કાઈક મદદ મળે છે એ વાત સાચી છે પણ જો એટલેથી જ અટકી ફરી શુદ્ધ આયુર્વેદિક રીતે રોગને સમજીને શુદ્ધ આયુર્વેદિક રીતે ચિકિત્સા આપણે કરીએ તો તો સતોષની વાત છે પણ એમ નથી મને તો જે દેખાય છે તે એ છે કે વૈદ્યો રોગીના રોગને આયુર્વેદિક પદ્ધતિથી પૂરેપૂરા સમજવાનો પ્રયત્ન કરતા નથી તેમજ શુદ્ધ આયુર્વેદિક ઔષધ યોજના પણ કરતા નથી રોગીનો તાવ જોવા માટે દરેક વૈદ્ય પાસે થર્મોમીટર હોય છે એટલુજ નહિ, જે વૈદ્યને જુઓ તેની પાસે સ્ટેથેસ્કોપ પણ ખીસ્સાની કે દવાખાનાની શોભા વધારતુ લટકતુ હોય છે એથી આગળ મોટા શહેરોના વૈદ્યો તો આખ, કાન, નાક આદિ સ્થાનોના સૂક્ષ્મ નિરીક્ષણ યન્ત્રો પણ રાખે છે ઘણા વૈદ્યો ઈન્જેકશનમા પણ પોતાની કુશળતા બતાવવાનો પ્રયાસ કરે છે એટલુ જ નહિ તેઓને હાથે વિદેશી એલોપથિક દવાનો ઉપયોગ થતો દેખાય છે ત્યારે આશ્ચર્યની સીમા નથી રહેતી અને

આ બધું જે વૈદ્યો થોડા વખત પ્હેલા મ મેવનોમા વિદેશી પદ્ધતિ અને વિદેશી આષધોની નિંદા કરતા હતા તેઓને જ હાથે બનતું દેખાય છે

આટલુ જ નથી આયુર્વેદિક પત્રો તો આથી પણ ચાર ડગલા આ ળ વધી ગયા છે હાલમા આયુવે મળધી પત્રો તો ઘણા નીકળે છે પણ એમાથી ચાર પાચ પત્રો આયુર્વેદ જગતમા પ્રસિદ્ધ છે આ પત્રોમા વિશેષા કોની જાણે આધી ફેલાઇ ગઇ છે વર્ષમા ત્રણ ચાર વિશેષાંકો કાઢે છે (આ વાત હિંદી આયુર્વેદિક પત્રોને લાગુ પડે છે આયુવદ વિજ્ઞાને તો આજ વીશ વર્ષમા એક પણ વિશેષાક કાઢયો નથી ત ત્રી આ વિ ) કોઇ રક્ત રોગાંક કાઢે છે તો કોઈ છૂદ્રો ાાંક અને કોઈ સંક્રામક રોગાંક કાઢે છે

પણ એમા હોય છે તો આયુર્વેદિક પદ્ધતિનો પ્રચારના ? ના જે પત્રો આયુર્વેદની બડાશ હાંકે છે તેમા પણ પ્રત્યેક રોગનુ વિવરણ તો વિદેશી વ્યાખ્યાના એઠવાડથી લીંપાયેલુ હોય છે પક્તિએ, પક્તિએ-પદે પદે વિદેશી શૈલીની વ્યાખ્યાનુ મહત્ત્વ દેખાય છે જે પત્રમા આધુનિક પદ્ધતિથી રોગોનુ વિવેચન કરેલુ હોય અથવા આયુર્વેદનો કોઈ ધુરંધર લેખક પણ પોતાના લેખમા પાશ્ચાત્ય પદ્ધતિનો ઉલ્લેખ ન કરે તો એ પત્ર તથા એ લેખ નિસાર પિષ્ટપેષણ સમજવામા આવે છે વૈદ્યો એવા લેખો તરફ નજર નથી નાખતા વૈદ્યોની આ અભિરૂચિ શું સિદ્ધ કરે છે એટલુ જ કે વૈદ્ય સમુદાય ધીરે ધીરે પાશ્ચાત્ય વિચારોમા પરિપ્લુત થતો જાય છે અને વૈદ્યો આયુર્વેદિક પદ્ધતિને છોડીને વિદેશી પદ્ધતિને પૂર્ણ રીતે અપનાવી લીએ એ સમય નજીક આવતો જાય છે આયુર્વેદિક પદ્ધતિના સર્વનાશની આ શુ સૂચના નથી ? આયુર્વેદાભિમાનીઓએ આ બાબતમા કોઈ વખત ગભીર રીતે વિચાર કર્યો છે ? કે સ્ટેજ ઉપર વ્યાખ્યાન આપવામા જ પોતાની ઇતિકર્તવ્યતા તેઓએ માની છે ?

(વૈદ્યસમેલન પત્રિકા ૧૯ ૭ના જુના ઈ અંકમાથી )

---

# સરકાર માન્યતાને પાત્ર થવા યોગ્ય પ્રાન્તીય આયુર્વેદીય કોલેજો

[કોન્ગ્રેસપક્ષના હાથમા આ દેશના સાત પ્રાન્તોનું તંત્ર અત્યારે છે અને કોંગ્રેસ પક્ષના મન્ત્રીઓ આપણા મુંબઈ ઈલાકાનો બધો સરકારી વહીવટ કરે છે આ મન્ત્રીઓ પાસેથી આયુર્વેદ અને યુનાની વૈદ્યને યોગ્ય મદદ મળશે એવી વૈદ્યો અને હકીમો આશા રાખે છે એટલે મુંબઈ પ્રાન્તના વૈદ્યો અને હકીમોની સભાએ મુંબઈ સરકાર તરફથી બોર્ડ ઓફ ઈન્ડીઅન મેડીસન સ્થપાવી જોઈએ એવા ઠરાવ કર્યો છે અને સૌને આશા છે તેમ બોર્ડ ઓફ ઇન્ડીઅન મેડીસન સ્થપાશે તો આ પ્રાન્તમા માન્યતાને પાત્ર કેટલી આયુર્વેદીય કોલેજો છે તે માહિતી ઉપયોગી થશે એમ ધારીને લિવસ્વિનામ (પુ ૬ અ ૧-૨)મા છપાયેલા શ્રી ગ મ દીક્ષિત એમ એ ના લેખનો મુખ્ય આધાર લઈને આ માહિતી આપી છે

તન્ત્રી આ વિ ]

હાલમા આખા હિન્દુસ્તાનમા આયુર્વેદના શિક્ષણ માટે શાળા-કોલેજો વીસની આસપાસ છે, તેમાથી ૧૧ બીજા પ્રાન્તોમા છે અને ૭ મહારાષ્ટ્રમા છે એમ શ્રી દીક્ષિતે લખ્યુ છે પણ મહારાષ્ટ્રનો આકડો બરાબર છે જ્યારે મહારાષ્ટ્રની બહાર ૧૧ કરતા વધારે કોલેજો છે, એમા સદેહ નથી દા ત કલકત્તાની ત્રણ કોલેજોમાથી એકેયનુ નામ નથી[૧] અલબત્ત આ લેખકે આવી સસ્થાઓના ચાલકો પાસેથી માહિતી માગીને તેને મળેલા જવાબો ઉપરથી તારણ કરીને આ લેખ લખ્યો છે અને કેટલાકોએ જવાબો ન આપ્યા હોય એવો સભવ છે વળી કેટલીક સસ્થાની આ લેખકને ખબર ન હોય એમ પણ બને દા ત ભાવનગરમા આયુર્વેદ પાઠશાળા છે એની ખબર નહિ હોય છતા જે માહિતી મળી છે તે પણ આવકારલાયક છે અને અહી કેવળ મહારાષ્ટ્ર, મુબઈ અને ગુજરાતની સસ્થાઓ સબધી માહિતી જ ઉતારી છે નીચે આપેલી માહિતી ચાલુ તથા આગલા એક બે વર્ષને લગતી છે છતા આકડા બધા બરાબર જ છે એમ નથી કહેવાતુ

આ દેશમા અત્યારે ચાલતા આયુર્વેદ વિદ્યાલયોમાથી કેટલાક દા ત મદ્રાસ, મહીસૂર, ત્રિવેન્દ્રમ્, પટણા, પાટણ, ગ્વાલિઅર જેવા ત્યા ત્યાની સરકાર તરફથી ચાલે છે કેટલાક દા ત લાહોર, બનારસ, દીલ્હી, હરિદ્વાર વગેરે વિદ્યાલયોને સરકાર તરફથી અથવા યુનિવર્સિટીથી કે બને તરફથી મદદ

---

૧ આયુર્વેદ વિજ્ઞાનમા જ ગયે વર્ષે કલકત્તાના વિશ્વનાથ આયુર્વેદ વિદ્યાલયનુ તથા સ્વ શ્યામાદાસ વાચસ્પતિવાળા વૈદ્યશાસ્ત્રપીઠનુ વર્ણન આવી ગયુ છે તન્ત્રી આ વિ

મળે છે કેટલાકને લોકલબોર્ડ, મ્યુનિસિપાલિટી તરફથી મદદ મળે છે અને સરકાર કે યુનિવર્સિટી તરફથી જેને મદદ મળે છે તેની પદવીઓને કાઈક મા યતા પણ મળી છે બાકીના વિદ્યાલયો ખાનગી મદદથી તથા સાહસથી ચાલે છે ઘણા ખરા વિદ્યાલયોનો અભ્યાસક્રમ ૪થી છ વર્ષનો છે વિદ્યાર્થી ક વિદ્યાર્થિનીની ઉમ્મર ૧૬ ઉપર હોવી જોઈએ કેટલીક સસ્થાઓમા સસ્કૃત સાથે મેટ્રિક અથવા તેના જેવી પરીક્ષા પાસ કરનારને પ્રવેશ મળે છે કેટલીકમા એથી ઓછા સસ્કૃત સાથ અગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી ભણેલાને પણ પ્રવેશ મળે છે કોઈમા એથી ઉચુ ધોરણ પણ છે છેવટની પદવી માટે જુદા જુદા નામ બધે છે કયાક તદ્દન મફત શિક્ષણ મળે છે કયાક માસિક ૧ થી ૩ રૂપીઆની ફી છે અને કેટલીક સસ્થામા ૩ થી ૬ રૂપીઆ ફી છે મદ્રાસમા પરપ્રાન્તીય માટે રૂા ૧૨-૮-૦ ફી છે વિદ્યાલયમા અને જ્યા વસતિગૃહ છે ત્યા વસતિગૃહમા પાળવાના નિયમો ક ક છે ઘણા વિદ્યાલયોમા પુસ્તકાલય તથા વાચનાલય છે કેટલેક ઠકાણે ડીબેટીંગ સોસાયટી અને વાર્ષિક ઉત્સવો, સમેલનો, વગેરેની યોજના પણ છે રમવા માટે મેદાનો અને ક્રિકેટ, ટેનીસ, ફુટબોલ, કસરત વગેરેની સગવડ પણ કયાક છે વનસ્પતિ અને ખનિજ વસ્તુઓના પરિચય માટે વિદ્યાર્થીઓને પર્યટનોમા લઈ જવાનું ધોરણ પણ છે

ઘણા ખરા વિદ્યાલયોમા શિક્ષક વર્ગમા વૈદ્યો અને દાક્તરો બેય હોય છે શિક્ષણ ઘણુંખરૂ તે તે પ્રાતની માતૃભાષામા અપાય છે, કયાક સસ્કૃતમા પણ અપાય છે આયુર્વેદીય શિક્ષણ માટે મૂળ સસ્કૃત ગ્રથોમાથી અથવા તેના ભાષા તરોમાથી કે જુદા જુદા વિષયો ઉપર આધુનિક વિદ્વાનોએ માતૃભાષામા પુસ્તકો લખેલા છે તે મારફત શિક્ષણ અપાય છે અને પાશ્ચાત્ય વૈદકના શિક્ષણ માટે મૂળ અગ્રેજી પુસ્તકો ઉપરથી અથવા તે ઉપરથી માતૃભાષામા લખાયેલા હાના મોટા પુસ્તકો મારફત અપાય છે કેમેસ્ટ્રી અને ફીઝીકસના પ્રત્યક્ષ શિક્ષણ માટે ઘણે ઠેકાણે પ્રયોગશાળાઓ છે વનસ્પતિશાસ્ત્રના પ્રત્યક્ષ શિક્ષણ માટે સુકા નમુનાઓ, મેજીકલેન્ટન, સૂક્ષ્મદર્શક યત્ર વગેરે સાધનો પણ કયાક છે હાનો કે મોટો બગીચો પણ સાથે હોય એવી પણ સસ્થાઓ છે શારીર અને ઇન્દ્રિયવિજ્ઞાન ( Anotomy & physiology ) ના પ્રત્યક્ષ શિક્ષણ માટે નકશાઓ, મોડેલો, હાડપિંજરો, વગેરે ઘણે ઠેકાણે છે કયાક શબચ્છેદન (ડિસેકશન) પણ છે સગ્રહાલયોમા વિકૃત શારીરના જ્ઞાન અર્થે વિકૃત અવયવોના કાચની શીશીઓમા ગોઠવેલા ભાગો વગેરે પણ કયાક છે દ્રવ્યપરિચય માટે વાન સ્પત્ય તથા ખનિજ દ્રવ્યોના નમુનાઓ પણ હોય છે ઘણા વિદ્યાલયો પોતાના ઔષધાલયોનાના ઉપયોગ માટે તથા વિદ્યાર્થીઓના શિક્ષણ માટે દવાઓ

બનાવવાનું ખાતુ રાખે છે પણ કોઇ કોઇએ મોટા કારખાના ઉભા કર્યા છે અને દવાના વેપારના નફામાંથી વિદ્યાલયને આર્થિક મદદ કરે છે ઘણાખરા વિદ્યાલયો સાથે ધર્માદા દવાખાના છે, પણ કોઇ કોઈ સાથે ઈન્ડોર પેશન્ટ માટે ઇસ્પીતાલો પણ છે અને ત્યા વિદ્યાર્થીઓને દર્દીને તપાસવાનુ તેમજ તેની ચિકિત્સાનું શિક્ષણ અપાય છે કોઇ ઠેકાણે મડદાપટી, ન્હાના પ્રમાણમા શસ્ત્રક્રિયા વગેરેની સગવડ પણ છે

સરકારી સંસ્થાઓમા સરકાર તરફથી અથવા સરકારે યોજેલ ઈંડીયન મેડીકલ બોર્ડ તરફથી પરીક્ષકો નિમાય છે બીજી સંસ્થાઓમા પ્રખ્યાત વૈદ્યો અને દાક્તરોને પરીક્ષા લેવા માટે બોલાવે છે વિષયના મહત્ત્વ પ્રમાણે ૧૦૦ કે ૫૦ ગુણ આપવાનુ ધોરણ છે

ઘણાખરા વિદ્યાલયોમા ઓછા વધુ પ્રમાણમા નીચેના વિષયો શીખવવામા આવે છે

| આયુર્વેદના પુસ્તકો ઉપરથી શીખવાતા વિષયો | પાશ્ચાત્ય વૈદક પુસ્તકો ઉપરથી શીખવાતા વિષયો |
|---|---|
| ૧ તર્કસંગ્રહ (દીપિકા સાથે) | ૧ Chemistry |
| ૨ સાંખ્યકારિકા | ૨ Physics |
| ૩ દોષવિજ્ઞાન (સૂત્રસ્થાન અને શારીર સ્થાન) પરિભાષા | Botany |
| ૪ દ્રવ્યગુણશાસ્ત્ર (Materia medica) | ૪ Zoology |
| ૫ આયુર્વેદીય શારીર (Anatomy) | ૫ Anatomy |
| ૬ રસશાસ્ત્ર (Ayurvedic Chemistry) | ૬ Physiology |
| ૭ સ્વસ્થવૃત્ત (Hygiene) | ૭ Hygiene |
| ૮ રોગવિજ્ઞાન (Pathology & Diagnosis) | ૮ Pathology |
| ૯ શલ્ય અને શાલાક્યતંત્ર (Ayurvedic Surgery) | ૧૦ Midwifery & Gynaecology |
| ૧૦ પ્રસૂતિતંત્ર અને કૌમારભૃત્ય (Midwifery & Diseases of children) | ૧૧ Surgery |
| ૧૧ કાયચિકિત્સા (Medicinal treatment) | ૧૨ Medical jurisprudence |
| ૧ અગદતંત્ર (Toxicology) | ૧૩ Toxicology |
| ૧૩ આયુર્વેદનો ઇતિહાસ | ૧૪ Mental diseases |
| | ૧૫ Practice of medicine |

યોજના થવી જોઈએ એમ થતા એ પદવીની પ્રતિષ્ઠા પણ વધશે બીજી તરફથી આવિદ્યાલયોમા પ્રવેશનુ ધોરણ પણ એક સરખુ થવુ જોઇએ તો શ્રી દીક્ષિતની સૂચના એવી છે કે અત્યારે મેટ્રીકથી ઓછુ ભણેલાને પણ કેટલેક ઠેકાણે દાખલ કરવામા આવે છે તે બધ થઇને સસ્કૃત સાથે મેટ્રીક થયેલાને જ દાખલ કરવામા આવે અને પછી શિક્ષણક્રમ છ વર્ષનો રાખવામા આવે જેમા પહેલા બે વર્ષ દરમિયાન આયુર્વેદ અને પાશ્ચાત્યના ભૂમિકારૂપ વૈજ્ઞાનિ વિષયો તૈયાર કરાવી પછીના ચાર વર્ષો બેયના મુખ્ય વિષયો માટે રાખી શકાય અથવા મુબઈ યુનિવર્સિટીએ હવેથી ઇ ટર સાયન્સમા વૈદકમા ઉપયોગના વૈજ્ઞાનિક વિષયો સાથે પાસ થયેલાને મેડીકલ સ્કૂલો અને કોલેજોમા દાખલ કરવાનુ ધોરણ નક્કી કર્યુ છે તેમ આયુર્વેદ માટે પણ જો ઈ ટર સાયન્સનુ ધોરણ રાખવામા આવે તો પહેલા વિકલ્પથી પણ ઉત્તમ કારણ કે એ બે વર્ષમા એવા સાધારણ વૈજ્ઞાનિક વિષયો પુરા થઇ જાય એ શેજી વધારે સારૂ થાય અને પછી આયુર્વેદિક કોલેજનો ચાર વર્ષનો ક્રમ રાખવામા વાધો નથી અલબત્ત સસ્કૃત વિષયો જુદા શીખવવા પડે

શ્રી દીક્ષિતનો આ મત જરૂર વિચારવા યોગ્ય છે પણ બોર્ડ ઓફ ઇ ડીઅન મેડીસીન નીમાયા પછી એક કમિટી મારફત બધો વિચાર કરીને આયુર્વેદનુ આધાર ન રહે અને વૈજ્ઞાનિક પાયો પણ દૃઢ થાય એવી શિક્ષણ ક્રમની યોજના પ્રાપ્ત માટે યોજના થવી જોઇએ એટલુ જ આ લેખમા સૂચવવાનુ છે

હવે મુબઇ પ્રાતની આયુર્વેદિક સસ્થાઓનો કોઠો ભિષગ્વિલાસના ઉપર કરેલા લેખમાથી નીચે ઉતાર્યો છે મુબઇ પ્રાતની પણ કોઇ કોઇ સસ્થાઓ આમા આવવી રહી ગઇ છે, પણ તેના આકડા મગાવતા વખત લાગે જાણી સમાવેશ કર્યો નથી બહારની સસ્થાઓમા બનારસ, દીલ્હી, લાહોર મદ્રાસ અને ત્રીવેન્દ્રમની સસ્થાઓ ઘણી સારી સ્થિતિમા છે તેમા જયપુરના આકડા મળ્યા જ નથી મદ્રાસના આકડા પણ પૂરા નથી આવ્યા બાકી બનારસ દીલ્હી, લાહોર, મહીસુર અને ત્રીવેન્દ્રમમા કોલેજ માટે તથા હોસ્ટેલ માટે સ્વતત્ર મકાન છે લાહોર અને બનારસમા વિદ્યાર્થીઓની સખ્યા બસ્સો બસ્સો છે જ્યારે ત્રિવેન્દ્રમા ૧૬૦ અને પટણાની સરકારી આયુર્વેદિક કોલેજમા ૧૨૫ છે વળી બનારસમા ઈ ડોર હસ્પીતાલમા ૮૬ રોગી માટે, લાહોરમા ૪૮ માટે, ત્રીવેન્દ્રમમા ૨૦ માટે અને મહીસૂરમા ૨૪ માટે સગવડ છે વધારે વિગત માટે મૂળ લેખ જુઓ

| આયુર્વેદિક કોલેજ | પોતાનું મકાન | પોતાનું વસતિગૃહ | શિક્ષકોની સંખ્યા | વિદ્યાર્થીઓની સંખ્યા | માસિક ફી | બીજી વાર્ષિક ફી | શિક્ષણક્રમના વર્ષો | ઇસ્પીતાલ | તેમા કેટલા રોગીની સગવડ | બ્હારના રોગી માટે દવાખાનું | તેના માસિક રોગીઓની સંખ્યા | રસાયનની સગવડ | શવચ્છેદની સગવડ | દવા બનાવવાનું કારખાનું | વનસ્પતિ ઉદ્યાન | છેલી પદવી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| આયુર્વેદ મહાવિદ્યાલય અહમદનગર | છે | છે | ૮ થી ૧૦ | ૧૩ | ૩ થી ૫ | | ૪ | છે | ૮ | છે | ૫૫૦ | છે | છે | છે | છે | આયુર્વેદ તીર્થ |
| આયુર્વેદ મહાવિદ્યાલય પૂના | ભાડાની | ભાડાનું | ૧૫ થી ૨ | ૬૭ | ૪ થી ૫ | ૪ | ૪ | છે | ૩૨ | છે | ૬૫૦૦ | છે | છે | છે | નથી | આયુર્વેદ વિશારદ |
| આષ્ટાંગ વૈદ્યકવિદ્યાલય સતારા | છે | છે | ૯ | ૪૮ | ૩ થી ૪ | ૪ | ૪ | છે | ૪ | છે | ૮૦૦ | છે | છે | છે | નથી | આયુર્વેદ વિશારદ |
| મહારાષ્ટ્ર આયુર્વેદ વિદ્યાલય મુંબઈ | ભાડાની | નથી | ૨૦ | ૪૦ | ૩ થી ૫ | | ૩ અને ૬ | નથી | નથી | છે | ૧૦૦ | છે | છે | છે | છે | ભિષક્ વિશારદ આચાર્ય |
| ભારત આયુર્વેદ વિદ્યાલય અમરાવતી | ભાડાની | નથી | | ૧૫ | ૨½ થી ૫ | | ૫ | છે | ૭ | નથી | નથી | | | | નથી | આયુર્વેદ વિશારદ |
| આયુર્વેદ વિદ્યાલય યેવલે | છે | નથી | ૪ | ૩ થી ૪ | | | ૪ | નથી | નથી | છે | | છે | | છે | નથી | વિશારદ અને આચાર્ય |
| પરશુરામ આયુર્વેદ કોલેજ મુંબઈ | છે | નથી | ૧૦ | ૭ | ૬½ | ૧૦ | ૩½ થી ૫ | નથી | નથી | છે | | | | | નથી | ઉપવૈદ્ય રસવૈદ્ય ભિષક્ આચાર્ય પરિક્ષા |
| આયુર્વેદ મહાવિદ્યાલય, પાટણ | છે | છે | ૬ | ૭૦ થી ૮૦ | ૧ | | ૪ | આ વર્ષે થશે | | છે | ૪૦૦૦ | છે | નથી | છે | નથી | ગૃહીતાયુર્વેદશાસ્ત્ર |

હવે ઉપર કહેલી સંસ્થાઓ વિષે થોડી વિગતો નીચે આપી છે

**(૧) આયુર્વેદ મહાવિદ્યાલય-અહમદનગર**—૧૯૧૭મા આ વિદ્યાલયની સ્થાપના થઇ છે પ્હેલા ચાર વિદ્યાર્થી હતા હાલમા ૧૩૦ છે પચાસ હજારના જગ્યા અને મકાન અને બીજી સાધનસામગ્રી મળીને લગભગ એક લાખ રૂપીયા ખર્ચ થયું છે વાર્ષિક ખર્ચ બારથી ૧૫ હજાર છે કેટલાક શિક્ષકો પગાર લીધા વગર કામ કરે છે, કેટલાક સંમાનનીય વેતન લેનાર છે અને કેટલાક આયુર્વેદ સેવા સઘના આજીવન સેવક છે શિક્ષકો ઉપરાંત આઠ દશ નોકરો છે સ્થાનિક સંસ્થા તરફથી ઘણી મદદ મળે છે બાકી મદદ શ્રીમંત લોકો પાસેથી તથા સ્વાવલંબનથી ન્યાય, વૈશેષિક અને સાંખ્ય એ શાસ્ત્રોનુ તથા બીજા સર્વ વિષયોનુ શિક્ષણ અપાય છે અને પ્રત્યક્ષ શિક્ષણની બધી સગવડ છે વિદ્યાલયનું મકાન, ઇસ્પીતાલનું મકાન, વિદ્યાર્થીઓનુ વસતિગૃહ અને ભોજનાલય, શબ્દ-છેદ શાળા, શાલાક્ય વિભાગ રૂગ્ણવિજ્ઞાનશાળા (Clinical Laboratory) સાયંસ લેબોરેટરી, વગેરે પોતાના મકાનોમા એકજ ઠેકાણે છે પ્હેલા ઔષધિ કારખાનુ ખાનગી હતુ તે ૧૯૨૫મા સંઘને સોપ્યુ, અને ૧૯૩૩મા લીમીટેડ કર્યુ છે કારખાનુ મોટા પ્રમાણમા છે તેમા ૧૫૦ નોકરો છે ત્રણ પદવીધર અને વૈદ્ય ચાલક છે દોઢસો-બસ્સો એજંટો છે કંપનીના નફામાથી સેકડે ૭૦ ટકા આયુર્વેદ સેવાસઘને આપવા એમ ઠરેલુ છે જેથી હાલમા આમાથી વિદ્યાલયને સાત આઠ હજાર રૂપીઆની મદદ મળે છે ધર્માર્થ દવાખાના બે છે ઓપરેશન પછી જખમની શોધન રોપણક્રિયા આયુર્વેદિક ચિકિત્સા પદ્ધતિ પ્રમાણે કરવામા આવે છે

**(૨) આયુર્વેદ મહાવિદ્યાલય પૂના**—એ સંસ્થા સંબધી સવિસ્તર માહિતી ગયા અંકમાજ છપાઇ ગઈ છે એટલે તેની પુનરૂક્તિની જરૂર નથી

**(૩) આર્યાંગલ વૈદ્યક વિદ્યાલય, સતારા**—૧૯૧૩મા સ્થાપના થઇ પછી આયુર્વેદ પ્રસારક મંડળીના તાબામા આ સંસ્થા આવી બધા વિષયો શીખવાય છે પ્રત્યક્ષ શિક્ષણ માટે ઔષધિશાળા કાલેસ્મારક ધર્માર્થ દવાખાનુ, રૂગ્ણાલય, શબચ્છેદનશાળા, નકશા મોડેલ્સ મેજીકલેંટર્ન, સૂક્ષ્મદર્શક યંત્ર, લોહીનુ દબાણ જોવાનુ યંત્ર વગેરે છે છેવટની પરીક્ષાની ફી રૂ ૫ છે પરીક્ષકો બ્હારના છે ઘણાખરા શિક્ષકો નિર્વેતન કામ કરે છે આર્થિક સ્થિતિ દુર્બળ છે વિદ્યાર્થીઓ માટે થોડી શિષ્યવૃત્તિઓ અને ઈનામો છે રમતગમત વાદવિવાદ વાચનાલય છે ગ્રંથસંગ્રહ પણ થોડો છે વિદ્યાર્થી ૪૮ છે વાર્ષિક ખર્ચ રૂ ૩-૪ હજાર છે અહીંની પદવી મેળવનારને મ્યુનિસિપાલીટી અને લોકલબોર્ડમા જગ્યા મળે છે ૧૯૩૮મા આ સંસ્થાનો રૌપ્ય મહોત્સવ છે

**(૪) મહારાષ્ટ્ર આયુર્વેદ વિદ્યાલય મુંબઇ**—૧૯૩૨મા સ્થાપના થઇ છે પનવેલના શ્રી પુરાણિક અને સાઠ્યપ્રપર્સની મદદથી શરૂ થયેલ છે આ

સસ્થામા નિખિલ ભારતીય આયુર્વેદ વિદ્યાપીઠવાળો અભ્યાસક્રમ જ ચાલે છે, અને તેની પરીક્ષામા વિદ્યાર્થીઓ બેસે છે એ ઉપરાત પાશ્ચાત્ય વૈદ્ય- વિષયોનુ શિક્ષણ અપાય છે જેની પરીક્ષા વિદ્યાલય તરફથી જ લેવાય છે ઘણાખરા શિક્ષકો નિર્વેતન કામ કરે છે ધર્માર્થ દવાખાનાની હમણા શરૂઆત થઈ છે તેની કાયમની વ્યવસ્થા માટે ફડ એકઠુ કરવાની ખટપટ ચાલે છે, ફાર્મસી છે મોટે ભાગે કાષ્ટૌષધિ વપરાય છે ન્હાનો ઔષધિ સગ્રહ અને લાયબ્રેરી છે શબચ્છેદનની સગવડ નેશનલ મેડિકલ કોલેજમા અને પ્રસૂતિ વિષયક શિક્ષણની સગવડ યમુનાબાઈનાયર હોસ્પીટલમા છે રાણીનો બાગ, કનકેશ્વરી, વજ્રેશ્વરી, ડાગરે અને ધૂતપાપેશ્વર કારખાનુ અને ત્યાનુ વનસ્પતિ ઉદ્યાન એ સ્થળોએ વિદ્યાર્થીઓને વનસ્પતિ જોવા માટે લઈ જવામા આવ્યા હતા

**ભારત આયુર્વેદ વિદ્યાલય અમરાવતી**—૧૯૩૫મા આ સસ્થાની સ્થાપના થઈ છે ભારતીય આયુર્વિદ્યા શિક્ષણ સમિતિના નિયત્રણ નીચે ચાલે છે ઘણાખરા શિક્ષકો નિર્વેતન કામ કરે છે વિદ્યાર્થીઓ ૧૫ છે વાર્ષિક ખર્ચ રૂ એક હજાર છે

**આયુર્વેદ વિદ્યાલય, ચેરલે**—અ ભા આયુર્વેદ વિદ્યાપી૦ની પરીક્ષામા વિદ્યાર્થીઓને મોકલવામા આવે છે પાશ્ચાત્ય વૈદ્યકનુ પણ શિક્ષણ અપાય છે વિદ્યાર્થીઓને માસિક રૂ ૧૦–૧૨ ની શિષ્યવૃત્તિઓ મળે છે શિક્ષકોમા બે વૈદ્યો અને બે દાક્તરો છે ધર્માર્થ દવાખાનામા તથા ફાર્મસીમા પ્રત્યક્ષ શિક્ષણ મળે છે દવાખાનાનુ ખર્ચ વ્યાજમાથી ચાલે છે

**પ્રભુરામ આયુર્વેદિક કોલેજ મુબઈ**—ઈ સ ૧૮૯૬મા સ્થાપના થઈ છે આ કોલેજ ડા પોપટ યુનિવર્સિટી ઓફ આયુર્વેદ સાથે જોડેલી છે કોલેજ વચ્ચે બધ હતી ફરી ૧૯૩૫થી શરૂ થઈ છે શિક્ષકવર્ગ નિર્વેતન કામ કરે છે પ્રવેશ ફી રૂ ૧૦ છે આ વિદ્યાપી૦ની પદવીઓને કેટલીક મ્યુનિસિપાલીટી, લોકલબોર્ડો અને વડોદરા, ભાવનગર વગેરે સસ્થાનોએ માન્ય રાખેલ છે પરીક્ષા ગુજરાતી, મરાઠી, હિંદી કે અંગ્રેજીમા લેવાય છે પરીક્ષામા ખાનગી રીતે અભ્યાસ કરીને બેસી શકાય છે ડા પોપટ યુનિવર્સિટી તરફથી નીચેના સર્ટીફિકેટો અને ડીપ્લોમા આપવામા આવે છે સાડાત્રણ વર્ષનુ શિક્ષણ લઈને ભિષક્, ઉપવૈદ્ય, રસવૈદ્ય અને સ્ત્રીઓ માટે પરિચારિકા થઈ શકાય છે અને પોણાપાચ વર્ષ શિક્ષણ લઈને ભિષગ્વર (G P A C) થઈ શકાય છે અને પાચ વર્ષ સુધી ધધો કરી ટેસ્ટ પરીક્ષા પાસ કરનાર વૈદ્યવર (L P A C) થઈ શકે છે જે વૈદ્ય ૧૫ વર્ષ સુધી ધધો કરી ટેસ્ટ પરીક્ષા પાસ કરે તેને આચાર્ય પદવી મળે છે અને જે વૈદ્યની ઉમ્મર પીસ્તાલીશની ઉપર હોય અને જેણે આયુર્વેદની ઘણી સેવા કરી હોય તેને ઓનર તરીકે પ્રાણાચાર્યની પદવી અપાય છે છોકરીઓ માટે સવા બે વર્ષનો નર્સનો કૉર્સ છે ભિષગ્વરની પરીક્ષાની ફી રૂ ૧૮, વૈદ્યવરની ફી રૂ ૫૦, અને આચાર્ય ટેસ્ટની ફી રૂ ૭૫ છે

**આયુર્વેદ મહાવિદ્યાલય, પાટણ**[1]—સ્થાપના ૧૯૨૨ બધા વિષયો શીખવવામા આવે છે ઇનામોની પણ યોજના છે શિષ્યવૃત્તિઓ પણ છે લાયબ્રેરી, રીડીંગરૂમ, મ્યુઝીઅમ, એનેટોમી વિભાગ વગેરે છે સભા, સમેલન, રમતગમત વગેરે થાય છે ડીમેક્સનહોલ, વનસ્પતિઉદ્યાન, ફાર્માસ્યુટિકલ પ્રયોગશાળા વગેરે શરૂ કરવાની તજવીજ ચાલે છે (ઇસ્પીતાલ શરૂ કરવાનુ પણ નક્કી થઈ ગયુ છે તત્રી આ વિ) શિક્ષક વર્ગમા એક દાક્તર છે આયુર્વેદિક દવાખાનુ ચાલે છે પણ તે ઉપરાત પાટણની જનરલ ઇસ્પીતાલ અને મેટર્નીટી હોસ્પીટલમા પણ પ્રત્યક્ષ શિક્ષણની સગવડ છે વિદ્યાલયનુ વાર્ષિક ખર્ચ રૂ દશ હજાર છે આયુર્વેદિક દવાખાનાનુ વાર્ષિક ખર્ચ રૂ ૬૦૦ છે આ સસ્થામા પાસ થયેલા વૈદ્યોને લોકબોર્ડોએ જગ્યાઓ આપી છે પણ વડોદરા સરકાર પાચ મૈલની ત્રિજ્યામા એક દવાખાનુ ઉઘાડવાનો વિચાર કરે છે જો એ યોજના અમલમા આવશે તો આયુર્વેદીય પદવીધરોને વધાર જગ્યા મળશ શિક્ષણ ગુજરાતીમા અપાય છે પરીક્ષકો બહારના હોય છ વ્યવસ્થા એક કમિટીના હાથમા છે છેલ્લી પરીક્ષામા પાસ થવા માટે પચાસ ગુણ આવશ્યક છે ભિષગ્ભારતી નામનુ માસિક વિદ્યાર્થીઓ તરફથી નીકળે છે સસ્થા સરકારી મદદ મેળવતી હોઇને પદવીધરોને મા યતા તથા નોકરી શકય છે

ઉપર ગણાવી છે તે ઉપરાત મુબઈમા મુબઈ આયુર્વેદીય પાઠશાળા નામની રજીસ્ટર્ડ સસ્થા છે અને ભાવનગરમા તથા અમદાવાદમા પણ એક એક સસ્થા છે પણ તેની નોધ શ્રી દીક્ષિતના લેખમા નથી એ સસ્થાઓના સચાલકો ટુકના લખી મોકલશે તો મારી છાપવાની તૈયારી છે

આ લાબા લેખની મતલબ માહીતી આપવાની છે અને જ્યારે બોર્ડ ઓફ ઈ ડીઅન મેડીસીનની વૈદ્યો તરફથી માગણી થાય છે, પણ તેઓ પાસે પદ્ધતિપૂર્વક શિક્ષણની વ્યવસ્થા છે કે નહિ એ જાણવાની દાકતરોને તથા લોકોને પણ જિજ્ઞાસા રહે એ સ્વાભાવિક છે પણ વૈદ્યોને પોતાને પણ પોતાની સ્થિતિનો સારો ખ્યાલ આવે આવી બોર્ડ સ્વીકારે એવી આપણી કેટલી શાળા કોલેજો છે તેનો ખ્યાલ આવે અને જેટલો સુધારો જેમા કરવો ઘટે તેટલો સુધારો કરવાની પણ આપણે તૈયારી કરીએ એ પણ હેતુ છે

ઉપર કોઠાના આકડાઓમાથી એક વસ્તુ ખાસ તરી આવે છે તે એકે બસો વિદ્યાર્થીઓ બનારસની હિ દુ યુનિવર્સિટીની આયુર્વેદિક કોલેજમા છે અને શિક્ષકો ૧૨ છે, અહમદનગરમા ૧૩૦ વિદ્યાર્થીઓ છે અને શિક્ષકો ૮ થી ૧૦ છે પાટણમા ૭૦ થી ૮૦ વિદ્યાર્થીઓ છે અને શિક્ષકો છ છે ત્યારે મુબઈમા ચાળીશ વિદ્યાર્થીઓ છે અને શિક્ષકો ૨૦ છે, બીજે ૪૮ વિદ્યાર્થીઓમા

---

૧ પાટણના આયુર્વેદ મહાવિદ્યાલયથી આ માસિ ના વાચનારાઓ જાણીતા છે છતા મરાઠી પત્રમાં જેટલી નોધ છે તેની અહીં ઉતારી છે તત્રી આ. વિ

શિક્ષકો છે, એકમા તો વિદ્યાર્થીઓ ૭ અને શિક્ષકો ૧૦ છે આ સ્થિતિનુ કારણ શિક્ષકો પગારદાર નથી એ છે

બીજી વાત એ જોવાની છે કે ગુજરાત કરતા મહારાષ્ટ્રમા આયુર્વેદ મહાવિદ્યાલયોની સખ્યા વધારે છે અનુભવ યોગ્ય સાધન સપત્તિવાળા અને સારી રીતે ચાલતા તો શ્રી દીક્ષિત કહે છે તેમ મહારાષ્ટ્રમા બેજ (૧) એક અહમદનગરનુ અને એક પૂનાનુ છે અને ગુજરાતમા એક પાટણનુ જ છે

મહીસૂરમા એક સરકારી આયુર્વેદિક કોલેજ છે તેનો લાભ કર્ણાટક પ્રાન્તીયો લેતા હશે પણ એ શિવાય કોઈ સસ્થા કર્ણાટકમા નથી એ આશ્ચર્ય લાગે છે

# ચર્ચાપત્ર

[ આ ચર્ચાપત્ર ઘણા વખત પહેલા મળેલુ પણ એમા ચર્ચેલી ઘણી વાતો હજી જૂની નથી થઇ એમ જોઈને એ છાપવા આપુ છુ અને જૂના સમયના સૂચક એક બે ઉલ્લેખોમા લેખકને પૂછયા વગર એની સમતિ માની લઇને ફેરફાર કર્યો છે વળી મૂળ અગત પત્ર હોઇને એમા મારે વિષે અગત જે શબ્દો હતા તે પણ કાઢી નાખ્યા છે તત્રી આ વિ ]

નાગપુરમા ભરાનારુ સમેલન ડીસેમ્બરમા મળશે આ સમેલન પરત્વે હુ કેટલીક સૂચના રજુ કરવા ઇચ્છુ છુ હુ પોતે સસ્થાનો સભ્ય નથી તેમ હાજરી આપીશ તો પણ તેમા હુ બોલવા ચાહીશ પણ નહીં

(૧) સંમેલનના સભાપતિએ પોતાના વર્ષ દરમ્યાન દરેક ભાગનો પ્રવાસ કરવો જોઇએ કોગ્રેસની વાત કોરે મૂકીયે તો ઑલ ઇન્ડીયા મેડીકલ એસોસીએશને પોતાની સામૂહિક પ્રવૃત્તિ ખાતર આવા પ્રવાસની ગોઠવણ જારી રાખી છે ડૉ ભોલાનાથ જો કે ગુજરી ગયા અન્યથા એમણે આ દિશામા સારુ કામ કર્યું કહેવાય શોભાના ગાંઠીયા જેવા બની બેસી રહેવાથી આયુર્વેદનો ઉદ્ધાર થઈ જાય એમ નથી સભાપતિ ઉપરાત મત્રીઓએ પ્રાતિક પ્રવાસો કરવાની જરૂર છે આયુર્વેદનુ Cause આ રીતે જળવાશે બાકી સમેલન અત્યાર લગી Failure જેવુ જ ગણાશે

આયુર્વેદને વૈદ્યોએ જીવાડયુ નથી પરતુ આયુર્વેદે વૈદ્યોને જીવાડી રાખ્યા છે એમ કહેવું ઉપયુક્ત લાગે છે ગામડાઓમા જે સ્થાન આજે હોમીયોપેથી પ્રાપ્ત કરી રહ્યુ છે તેનું કારણ શુ? આપણી આયુર્વેદ થીયરી ઉત્તમ પદ્ધતિની હોવા છતાયે જનરલ માસ-સમુદાય લગી પહોંચાડવાની પ્રવૃત્તિ આપણા તરફથી થઈ નથી

દષ્ટાત તરીકે શ્રી ગણનાથ સેનના પ્રત્યક્ષ શારીર ને લ્યો નવા નવા શબ્દો Coining કરી નાખવામા આવે તેથી લાભ શો? પડિતો ભલે એ સમજી લ્યે પણ પંડિતજી ખુદને યાદ કરવામા શી હાલત થશે-તે કોઇયે જાણવાનો પ્રયાસ કર્યો છે? આનું પરીણામ એ આવ્યુ છે કે Modern medicine ને નજદીક પહોચવાને બદલે આપણે દૂર ધકેલાઇ રહ્યા છીએ

એક સજ્જન પાસે વૈદ્યને ઉભો રાખવામા આવે તો! અગર તે સજ્જન અને વૈદ્યને

સાથ જ નામ કરવાના તક આવી તો ત્યારે? અત્યન્ત કાળી કે આને Gall bladder ની બિમારી છે તો પિત્તકોશની બિમારી છે એમ વૈદ્ય જ્યારે કહેતા. આ મામુલી વસ્તુ છે શી ગણનાથ મેન જે સસ્થા ના ની ગીધાત છે એવી સંસ્થાનો વિદ્યાર્થી ! હતો અને આશા રાખનામા આવે કે તેમના તત્વપ્રચારીની નામાવલી સારી જરૂરનો હોવો જોઇએ પણ એ ધારણા ભુલભરેલી ઠરેશે જેટલું Pelvic plexus પા છે તેટલું મૂળાધાર ચક્ર નહીં મમર પડે છે તે જમાને પવિત્રન વસ્તુ માગે છે હોમીયોપેથીનાં પુસ્તકોના અનુવાદ હિન્દી ભાષામાં થાય છે અને તેમા Aconite શબ્દનો અનુવાદ વત્સનાગ' કર્યો નથી પણ તે૨ વ ખ્યો છે જેથી Symptoms સમજવામા હરકત પડતી નથી તેમ આપણું પણ આવી પ્રવૃત્તિ કરવાની જરૂર

(૨) ચરકની જ લ્યો તેના આખેરી અધ્યાયમા અમુક અધ્યાયમા અમુક વસ્તુ કોની નામાવલી છે તે જમાનામા આ અનુકરણ હરો પણ હવે એમા નતિસંસ્કારની જરૂર નથી શું? Reference Book ચરક અને સુશ્રુત પર લખવા મારૂં મન દોડી રહ્યું છે આ કામ ક્યારે થશે એ ભગવત ઇચ્છાધીન છે

(૩) નિ આયુર્વે વિદ્યાપીઠની પરીક્ષાઓનું પરીણામ શુ? નમાનીઓ નાનીયતાને ગાઇ તેમા એમના તાર એમ લાગતું નથી તેના પ્રમુખ ચુંટી લીધે મધુ થાય પણ તેનો આદર આ સંસ્થા તરફ કેમનો? હું દેવા ઇચ્છુ છુ કે આયુર્વે વિદ્યાપીઠનો પરીક્ષક અમુક જ માન્ય વ્યક્તિને ના કરવા તે એ પાની પરીક્ષા પાસ કરેલો હોવો જોઇએ

બીજુ ઘ્ર આપણાથી ન બને તો કઈ નહીં પણ નાનવાર આયુર્વે ના મહાવિદ્વાનો આધુનિક પ્રણાલીએ સ્થપાય તોય ઘણુ આ ૨૫ વરસના ગાળા દરમ્યાન આપણે શુ કર્યું?

જેમ Socialist party નીકળી છે તેમ આર ા સમેલનમા પણ હવે આવી પાર્ટી જ મે એ જરૂરી છે

The Indian medical Journal Madras ના મેઝીન ૧૯૩૬ ના અંકમાં પૃ ૪ ૭૧૯-૨૨ - ૬ પર Current comments નીચે તેનો તંત્રી લખે છે તે વાચવા જેવુ છે બની શકે તો આ અંક મેળવીને વાચી જવા આપને આગ્રહ કરૂં છુ તેમાંની જરૂર વસ્તુ—

પહેલા પેરેગ્રાફમા (૧) આયુર્વેદ-યુનાની અને એલોપથી જે ચિકિત્સા પ્રણાલિ વચ્ચેના મતભેદ વિષે દુ ખ જાહેર કરે છે ત્યાર પછી બીજ પેરામા કહે છે કે—

We do not like the word Allopathy as it does not convey the full scope and ideas of modern medicine It is a Greek word which means the curing of disensed action by inducing a different kind of action in the body and as Dosland s medical dictionary puts it is an erroneous designation for the regular system of medicine & surgery We therefore, discard the word Allopathy and use in its stead Modern Medicine for the purpose of these comments

ત્રીજા પારામાં તે ( ) અણસમજ Criticism પર ગ઼ા કરીને ત્યારબાદ ઐતિહાસિક વસ્તુ પર નોટ લખે છે જેમાની ઘણી ખરી વસ્તુ । પાકે મ પક્ષપાતીરતા

પ્રવેશકમાં રજુ કરી છે તે Modern medicine ની પ્રગતિના મારણમાં કહે છે તે સાચુ છે

The one great feature of modern science is that it keeps an open mind rarely deludes itself as perfect grows from good to better and better to best વગેરે દષ્ટાંતથી સમજાવ્યુ છે

ત્યાર પછી તે કહે છે

Similar was the spirit of the ancient seers of Ayurveda But that spirit is not found anywhere in the present practitioners of Ayurveda They trade in its past traditions and gloat in their fancied perfection It is they who have rung the death-knell of the glorious Ayurveda કેટલુ સ્પષ્ટ બયાન કરે છે!

There is still a way to Conserve what is best in Ayurveda It should be merged with the modern scientific medicine It will do no good to our country and to the science of medicine at large if the practitioners of both the ancient & modern medicine works in rivalry & antagonism They should coaleoce at the earliest possible moment

ત્યારબાદ, આયુર્વેદની અવનતિના કારણો ગણાવે છે—

સાતથી આઠ સૈકાથી (૧) સિસ્ટમેટીક કેળવણીના અભાવે Gunshot diagnosis & Quack-nostrumes

(૨) બ્રિટીશ ગવર્મેન્ટની ઓરમાન માતાની પ્રકૃતિ

(૩) નવા અને જુના—Ancient & modern medicine વાળાની જુદી સ્પર્ધા હું મોટા કે તે?

The result on the whole is unhappy what ought to be dedicated as the altar of science is given as a homage to a system

ત્યાર પછે ગર્વન્મેન્ટે વૈદ્યોને રજીસ્ટર કરવાની પ્રણાલી શરૂ કરી છે તે ખોટું છે અને તે સબંધી કહે છે—

We are afraid that this is not the right way of reviving Ayurveda and it is better if our legislators come to realise early the stupendous folly of this move

આટલેથી જ તેનો લેખક અટકતો નથી પણ રસ્તો એ સૂચવે છે—

The legislators should see that Ayurveda is merged with the modern scientific medicine They should see that our universities and medical schools should take up what is best in Ayurveda and make it a part & parcel of their curriculum

તેનો લેખક આ બધુ લખવા છતાયે આયુર્વેદ મા ગતજ્ઞ હોવાનો દાવો રાખતો નથી, પણ જે કાંઈ અભ્યાસ કર્યો છે તે પરથી કહે છે—

The little study we had made makes us think that these systems of medicine are not at all contradictory either in their ideals theories or practice and that there is certainly no necessity for the existing flaming difference of opinion and acrimonious controversy

ત્યાર પછે લેખક વિજ્ઞાનની સ્વદેશપ્રિયતા માગણીને સમજાવી બન્ને પક્ષને સાથે મળી કામ કરવા અરજ કરે છે અને કહે છે—

We also fail to und rstand why there should be a quarrel in doing a good thing lil e saving human life and in mitigatin the suffering from disease

તે પછે સાવધાન—પણા સૂચવે છે અને લખે છે—

We do not fool ourselves into the belief that our suggestions for amalgamation of ancient Indian and modern Medicine will be acted upon either by the government or by the Practitioners of both the schools We have written these rather lengthy comments urged by a sense of duty to Indian medical profession and we are quite confident that 50 or 100 years hence the medical science of that period in our country would have done what we are now reluctant to do

આયુર્વેદે નાયચિકિત્સાની દૃષ્ટિએ પણ હવે આપણી કરતૂતે ગામડાઓમા પાછુ પડી રહ્યુ છે હોમીઓપેથી સ્થાન મેળવી રહ્યુ છે એલોપેથીને રાજ્યાશ્રય મળેલ હોવાથી કોઈ રીતે નમી રહ્યુ છે જ્યારે આપણને તેવી મદદ નથી તેમ હોમીયોપેથીને નથી છતાંયે હોમીયોપેથી આમ પ્રગતિ કરે છે તેનું કારણ સમજવાની જરૂર છે આયુર્વેદ આપણા દેશની ચિકિત્સા છે તેનો આવો હ્રાસ આપણે વિચારવા જેવુ છે

આપણા રૂપકો — ક્ષ પ્રજાપતિ અહિપુતન આઠમા માસે ફૂનાણો રાક્ષસ ગર્ભ ભક્ષે છે વગેરે—પર પણ રૂપાતર અને વ્યાખ્યાઓ માગે છે આવા કેટલાય Suggestions છે પણ હવે આટલેથી જ

ભારતમાતાના મદિરની સ્થાપના માટે શ્રી શિવપ્રસાદજી ગુપ્ત જેવા છે તો આપણે ધન્વ તરિ મદિર માટે જરૂર કૈંક કરવુ જોઇએ અને આપણી પ્રાચીનતા વિચારવી સમજવી જોઇએ

બીજાં કુશળ

આપનો

અમૃતલાલ દેવચદ ગણાત્રા

# રાજયક્ષ્મા (ક્ષય)

(લેખક—વૈદ્ય જગજીવન પ્રેમજી રાજગુરૂ)

(ગતાંકથી ચાલુ)

ક્ષયરોગની નિવૃત્તિનો આધાર રોગીની દૃઢ ઇચ્છાશકિત ઉપર અવલંબે છે માટે રોગીએ પોતાના આત્મા અને લાગતું નિશ્ચય બળ વધારવું જોઈએ અને તે ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખવી જોઈએ અને આગળ પણ ચોકખી હવા અને સૂર્યનો પ્રકાશ મળે તેવી સઘળી વ્યવસ્થા કરવી જોઇએ

(૪) છેલ્લી શોધખોળ પ્રમાણે જે એક ઉપાય બતાવ્યો છે તે સિવાય ક્ષય માટે એક પણ રામબાણ (Specific) દવા શોધી કઢાઈ નથી એટલું ધ્યાનમાં રાખવું, પણ આ રોગ રસાદિ ધાતુઓનો ક્ષય હોવાથી ખોરાક ઉપર બહુ ભાર મૂકવો જોઇએ વિદ્વાનોનું માનવું છે કે પોષણનો અભાવ એજ ક્ષયનું મુખ્ય કારણ છે માટે કિંમતી દવાઓ કરતાં દૂધ ઘી, માખણ, મલાઈ જેવા પૌષ્ટિક ખોરાક પાછળ ખુબ જ ધ્યાન આપવું જોઇએ

(૫) ક્ષયના દર્દીએ પોતાનું થર્મોમીટર (તાવ માપવાનું યંત્ર) જુદું જ રાખવું તાવ ન હોય તો થોડું થોડું હમેશ સવાર સાંજ સ્વચ્છ હવામાં ફરવા જવું ફરી આવીને તુરત જ કપડાં કાઢી નાખવા નહીં, પરસેવો થયો હોય છે એટલે શરદી લાગવાનો ભય રહે છે આ રોગના દરદીએ ખાવા પહેલાં અને ખાધા પછી અરધો કલાક આરામ લેવો ફરી આવીને તુરત જ ખાવા ન બેસવું ક્ષયરોગીએ પોતાના કપડાં અલગ રાખવા અને કોઈને અડકવા દેવું નહીં પણ ગરમ પાણીમાં નાખી ઉકાળવા અને પછી ધોવરાવવા તેણે પોતાનો રૂમાલ અગર ટુવાલ વિગેરે બધું જ જુદું રાખવું ક્ષયરોગીઓએ ધૂળ, ધુમાડાથી બહુ દૂર રહેવું નાટક સિનેમા જોવા થીયેટરમાં ન જવું બહુ ગીરદીમાં હવા અસ્વચ્છ હોય છે તે શ્વાસમાં લેવાથી નુકશાન થાય છે ઉજાગરો તેણે ન જ કરવો જોઈએ ક્ષયના દરદીએ મોઢાથી નહીં પણ નાકથી જ શ્વાસ લેવો જોઈએ ક્ષયરોગવાળી માતાએ પોતાના બાળકને ધવરાવવું નહીં તેમ બાળકને બહુવાર પાસે પણ ન રાખવું

(૬) ક્ષયરોગીએ પોતાની શક્તિનો સંગ્રહ કરવો બહુ મોટેથી બોલવું નહીં, બહુ ગાવું નહીં બહુ ભાષણ કરવું નહીં **ક્ષયના દરદીને દારૂ ઝેર સમાન છે** માટે તે ન લેવો આ રોગના દરદીએ પોતાનો ગળફો બલગમ પેટમાં કદી ઉતારવો નહીં આમ કરવાથી આંતરડાંને પણ ક્ષય લાગુ પડે છે તેમ બલગમને બહાર ગમે ત્યાં ન ફેંકવું, પણ એક વાસણમાં લાઇસોલ કે કારબોલિક એસીડનું લોશન પીકદાનીમાં નાખી તેમાં બલગમ નાખવો

(૭) ક્ષયરોગી માટે નાક આગળ બાંધી રાખવાનું એક યંત્ર (Inhalor) ઇન્હેલર આવે છે તેનો ઉપયોગ અવશ્ય કરવો આ યંત્ર કોઈપણ દવા

વેચનારને ત્યા મળી શકે છે આ યત્રમા રૂ મુકી તેમા જતુઘ્ન દવાઓ છાટવામા આવે છે અને પછી તે યત્ર જૈન મુનિઓ જેમ મુહપતિ બાધે છે તેવી રીતે નાક આગળ બાધી રાખવામા આવે છે છાટવાની દવાઓમા ગ્વાયાકોલ, યુકેલિપ્ટસ, મેથોલ, કલોરોફોર્મ, ફોર્મેલ્ડીહાઈડ, આયોડીન, ઇત્યાદી દવાઓનો સમાવેશ થાય છે પ્રખ્યાત ક્ષયચિકિત્મક ડૉ મુથુ ઇ હેઇલથીયરી (શ્વાસ લેવાની ક્રિયા) ઉપર બહુજ ભાર મુકે છે બને તો ૫–૬ કલાક સુધી લાગટ વાઓ ઈ હેલરમા છાટીને સુઘવી હિતાવહ છે

(૮) સૌ કોઇએ જાણવુ જરૂરત છે કે ક્ષયવાળો દરદી એ અત્યજની માફક અસ્પૃશ્ય નથી સારવાર કરનાર જરા પણ બીક ન રાખવી કે તેનો ચેપ તેને લાગશે ક્ષયવાળા પતિઓની સારવાર કરનાર પત્નીઓને ક્ષય લાગુ પડતો નથી તેના હજારો દાખલા તબીબી દફતરોમા નોધાએલા છે કુટુબમા એકાદો ક્ષયનો દરદી હોય તો આખા કુટુબમા તેનો ચેપ લાગે છે એ માન્યતા ભૂલભરેલી છે માટે ક્ષયના દરદીની સારવાર કરનારે જરાપણ ભય વિના દરદીની સારવાર કરવી અને યોગ્ય નિયમો પાળવા

(૯) ક્ષયવાળો દરદી પોતાની સ્ત્રી સાથે રહી શકે પ્રેમની ઉષ્મા અનેક સકટો ઉપર જીત મેળવે છે

(૧૦) ક્ષયરોગીના ઓરડામા લોબાન ગુગળ વિગેરેની ધુણી રોજ સવાર સાજ દેવી જોઇએ આ યક્ષ્મારોગી માટે ગુગળની ધુણી ઘણી જ ઉત્તમ છે અથર્વ વેદમા પણ એક ઠેકાણે જણાવેલુ છે કે 'ઓરડામા હવન કરવો અને આ ગુગળના હવનથી યક્ષ્મારોગીને અતિ ફાયદો થાય છે આ વેદ આજ્ઞાને નામાક્તિ વૈદ્યો અને ડોકટરોએ અનુભવની કસોટીએ ચઢાવીને બરાબર સમજી લીધી છે આ હવનની ચીજોમા ગુગળની સાથે સાથે મડુકપર્ણી, બ્રાહ્મી શતાવરી, આસન, ઈંદ્રવણાના મુળ વધારો શાલીપર્ણી, પીઠવી, અરડુસો, તગર રાસ્ના વશલોચન જટામાસી, ગોખરૂ, પીસ્તા બદામ, દ્રાક્ષ, જાયફળ લવીંગ વાવડીંગ, હરડે આમળા, બહેડા, જાવત્રી, સાગેડી નગોડ, ગળો, ઇસબ, કેસર મધ સાકર, કપુર લોબાન ઇત્યાદી ચીજોનો સમાવેશ થાય છે સુખડના છોડાને સળગાવી તેની અદર આ બધી ચીજો નાખવી, મસાનો પલળે એટલુ ઘી નાખવુ આ હવન, સામગ્રીની સુગધી અને જતુઘ્ન હવા, શ્વાસદ્વારા દરદીના ફેફસામા જાય છે અને તેનાથી ક્ષયના કીટાણુઓ મરે છે આ પ્રયોગ અત્યુત્તમ છે

### (૫) ચિકિત્સા કરવા લાયક રોગી અને તેની સ્થિતિ

(૧) ચિકિત્સાને લાયક રોગી—જે યક્ષ્મારોગીનુ શરીર તાવથી તપતું ન હોય, ચાલવા કરવાનુ જેમા સામર્થ્ય હોય નેજ વાજોને સહન કરી શકે તેવો હોય, પથ્યપાલન કરવામા નિશ્ચય મળવાળો હોય, જેને ઓરા

પચી જતો હોય, જે ગ્રામા અતિ દુબળાપણું આવ્યુ ન હોય, અથવા તો જે કમજોર થયેલો ન હોય, એવા રોગીની અવશ્ય ચિકિત્સા કરવી જોઇએ એથી વૈદ્યોને યશ મળે છે કારણ કે તેવા દરદીઓ ક્ષયની પ્રથમ ભૂમિકાપગના કહેવાય છે **સુશ્રુત** આદિ ગ્રંથોમા લખ્યુ છે કે

ज्वरानुबन्धरहितं बलवन्तं क्रियासहम् ।
उपक्रमेदात्मवन्तं दीप्ताग्निमकृशं नरम् ॥

જે ક્ષયરોગી તાવની પીડાથી રહિત, બળવાન, ચિકિત્સા સબધી ક્રિયાઓને સહન કરવાવાળો, ધીરજવાળો પ્રદીપ્ત જઠરાગ્નિવાળો અને જે દુબળો ન હોય તેની ચિકિત્સા કરવી જોઈએ **માધવનિદાનમા** પણ ઉપર મુજબની શક્તિવાળાની ઉપર મુજબની ચિકિત્સા કરવા જણાવ્યુ છે અથવા તો કક ક્ષયની રાજયક્ષ્માની કઈ સ્થિતિમા સાધ્યાસાધ્ય બને છે તે જાણવા માટે નીચેની સમજણ ઉપયોગી થઈ પડશે

(૨) પહેલી ભૂમિકા—આ વિનાશકારક રોગની શરૂઆત ઘણી વખત બેમાલુમ રીતે થાય છે કે તેનુ મૂળ મજબુત રોપાય તે અગાઉ સાધારણ જોનારને આ દરદ વિષે કશો ખ્યાલ પણ આવતો નથી શરૂઆતમા ખાસી થયા કરે તે વિશેષ કરીને સવારમા થાય અને વચમા ખાસી મટીને પછીથી પાછો વધારો થાય, તેની સાથે સફેદ ફીણવાળો અને ચીકણો કફ પડવા માડે વખતે ગળામા અટકાવ લાગે, તથા અવાજ ખોખરો થાય ઘણા દિવસ સુધી ખાસી કાયમ રહ્યા પછી દરદીને દમ ભરાઇ આવે અને થોડી મહેનત કરવા જતા દમ ભરાઈ આવે અને પછી આગળ જતા ખાસીના વધારા સાથે નબળાઈ વધતી જાય, દરદી લેવાતો જાય, નાડી આખો દિવસ ઉતાવળી ચાલે, ખાસ કરીને સાજે અથવા જમ્યા પછી વધારે જલદ ચાલે, સાજે હાથ પગમા દાહ થવાની સાથે થોડો તાવ ભરાઈ આવે ફેફસાની સપાટી પર એક જાતનો થર બધાય છે તેથી ફેફસાની મુળ પોકળ (પોલી) સ્થિતિ બદલાઈ નક્કર થાય છે એ પદાર્થ પ્રથમ ફેફસાના ઉપરના પાછલા ભાગમા ઘર કરે છે અને ગળાની હાસડીના ઉપરના તથા નીચેના ભાગ પર ઠોકી જોતા પોલા અવાજને બદલે જાડો અવાજ થાય છે કર્ણનળી કે સ્ટેથેસ્કોપ વડે તપાસ કરતા દમ મુકવાનો કાળ અસ્વભાવિક માલમ પડે છે શ્વાસનળી સ્વાભાવિક મૃદુ હોવાને બદલે કઠોર જણાય છે અથવા નળીમાથી હવા જતી હોય એમ લાગે છે અને વાણીનો અવાજ ઉચો સભળાય છે

(૩) બીજી ભૂમિકા—નક્કર થયેલ ફેફસાની સપાટીનો અને સપાટીની આસપાસનો ભાગ સુજી આવે છે કઠણ થયેલો ભાગ નરમ પડી તેમા પરૂ થાય છે જે ખાસીમા કફ રૂપે બહાર આવે છે આ વખતની સ્થિતિમા દરદીનો

તાવ સ્વસ્થ થાય છે (ક્ષયરોગમા તાવન પ્રમાણ ૯૮ા થી વધીને ૧૦૩ ડીગ્રી સુધીનુ હોય છે, અને કોઇમા એથી પણ વધે છે ઘણા કેસોમા તાવ રાતનો વધી સવારના ચાર થતા સુધીમા ઉતરવા માડે છે પરસેવો ખુબ થાય છે બીજા તાવમા પરસેવો આવવાથી બહુધા તાવની હમેશને માટે નિવૃત્તિ થાય છે ત્યારે આ વ્યાધિમા નિત્ય એ પ્રમાણે બને છે) છાતી તપાસતા અવાજ બોદો થાય છે કાન મૂકી જોતા ચ ર પરપોટા જેવો અવાજ સભળાશે કોઇ કોઇ વાર તાત બોલશે અને હાસડીની આસપાસનો ભાગ જરા બેઠેલો માલમ પડશે ક્ષયમા એક તરફનુ અથવા બને તરફનુ ફેફસુ સડેલુ હોય છે

(૪) ત્રીજી ભૂમિકા—કેટલીક મુદ્દતે કફ બહાર નીકળી છાતી પોલી થાય છે અને તે ભાગ વધારે સ્પષ્ટ બેઠેલો માલમ પડે છે પાસળી વચ્ચેની જગામા ખાડા માલમ પડે છે અને દરદવાળી છાતીની બાજુ વધારે બેઠેલી તથા ચપટી માલમ પડે છે આ પ્રમાણે ફેફસા ખવાતા જાય છે તેની સાથે શરીરનો પણ ક્ષય થતા જાય છે ફેફસા ાવાથી તેમા લોહી સાફ થતું નથી ખોરાક ખવાતો નથી ક- ઝાડો તથા તાવ અને રાત્રે થતો બેહદ પશીનો શરીરની સર્વ ધાતુઓનુ શોષણ કરે છે, અને અતે હાડકા તથા ચામડી બાકી રહે છે ક્ષયના ત્રીજી સ્થિતિમા અતિસાર એટલે ઝાડા થાય છે અને પછી દરદી લાબા વખત સુધી બચી શકતો નથી ક્ષયમા એક તરફ કે બને તરફના ફેફસા સડે છે, કોઇ કોઇ દરદીના કફ સાથે લોહીદેખાય છે અને કોઈ વાર મોટી રક્તનળી ફેફસામા છુટી પડવાથી ચોકખુ લોહી મો વાટે નીકળે છે, અને તે ઘણીવાર જથ્થાબધ નીકળ્યા છતા દરદી મૃત્યુ પામતો નથી અને કોઈ વાર તેજ વખતે મૃત્યુ થઇ જાય છે

## (૬) ક્ષયચિકિત્સક અને ક્ષયચિકિત્સા —

(૧) ક્ષય ચિકિત્સકે ધ્યાનમા રાખવાની કેટલીક બાબતો

૧ દરેક જાતનો ક્ષય ત્રિદોષ જ હોય છે, જો કે ત્રણે દોષો કોપે છે તો પણ તેમાના એકની પ્રધાનતા હોય છે, એથી દોષોના બળાબળનો વિચાર કરીને ચિકિત્સા કરવી જોઈએ ચરકમા લખ્યુ છે કે ખભા અને પાસળીઓમા દર્દ, શળ અને સ્વરભેદ હોય તો વાયુની પ્રધાનતા સમજવી તાવ, દાહ, અતિસાર, લોહીની ભિલગી હોય તો પિત્તની પ્રધાનતા સમજવી માથુ ભારે હોય, અન્ન પર અરૂચિ હોય,ખાસી અને કઠની જકડ હોય તો કફની પ્રધાનતા સમજવી

( ) જે રીતે દોષોના બળાબળનો વિચાર આવશ્યક છે તે પ્રમાણેની નીચેની બાબતોનો પણ સમાવેશ કરવો જોઇએ, કે રાગીના શરીરમા કઈ ધાતુની કમી થતી રહી છે જેમકે રસ, રક્ત, માસ, મેદ, અસ્થિ, મજ્જા,

અને શુક્ર એમાથી કઈ ધાતુની ક્ષીણતા છે અગર જો લોહીની કમતી થતી જતી દેખાય તો લોહી પુરે તેવી ઔષધિ આપવી જોઇએ, અથવા રસ ક્ષયના લક્ષણ જણાય તો રસક્ષયની ચિકિત્સા કરવી જોઇએ માનક્ષયના ચિહ્ન હોય તો તેના ઉપાયો કરવા જોઇએ કેમકે ધાતુની ક્ષીણતા વગર ક્ષય અસાધ્ય બની જતો નથી

આજકાલ અર્ધદગ્ધ વૈદ્યો કે ડોકટરો યક્ષ્માનુ નિદાન, લક્ષણ વિગેરેની ખીચડી કરીને રોગીને યક્ષ્માનાશક ઉત્તમોત્તમ ઔષધીઓ ઉપરાઉપર દીધે જાય છે પણ કઈ કઈ ધાતુઓની ક્ષીણતા વતી જણાય છે તેનો ખ્યાલ કરતા નથી એથી તેને સફળતા મળતી નથી આ શરીર રસાદિ ધાતુઓના અસ્તિત્વ પર નિર્ભર છે તેથી નીચે રસાદિ ધાતુઓના ક્ષયના લક્ષણ તથા ચિકિત્સા જણાઉં છુ

**રસક્ષયના લક્ષણ —**

રસનો ક્ષય હોય તો જઠરાગ્નિ મદ થઈ જાય છે, ભૂખ લાગતી નથી, ખોરાક હજમ થતો નથી શરીર કપે છે, માથામા ... થાય છે ચિત્ત ઉદાસ રહે છે દીલગીરી વધે છે અને ચક્કર આવે છે

**રસક્ષયના ઉપાય —**

રસક્ષયના લક્ષણવાળાને ભૂલીને પણ રસરક્ત વિરોધી ચિકિત્સા કરવી નહી બલકે રસવર્ધક દવાઓ દેવી હાકિમસુની કહે છે કે જગલપ્રદેશના જીવોનુ માસ ખવરાવવુ, આદુમા પકાવેલો કવાથ અથવા આદુમા પકવેલુ જળ પાવુ, કાળા મરીની સાથે પકવેલુ દૂધ રાત્રીએ પાવુ એથી કરીને રસની વૃદ્ધિ થઇને ક્ષય નાશ થાય છે અનાજમા ઘઉં, સાઠી ચાવલ, જવ વિગેરે ઉપયોગી છે તેમજ નીચેના ઈલાજ કરવા

૧ ગળોસત્વ આદુના સ્વરસમા ચટાડવાથી રસરક્ત વૃદ્ધિ પામે છે

૨ ગળોનો કાઢો અથવા ફાટ પીવરાવવાથી રસરક્તની વૃદ્ધિ થાય છે

૩ કાળા મરી સાથે પકવેલુ ગાયનુ દૂધ રાત્રીના વખતે પીવાથી ઉત્તમ ક્ષયને ક... છે

**રક્તક્ષયના લક્ષણ —**

રક્ત અથવા લોહીની કમતી થતી જતી જણાય તો પાડુરોગ થઈ જાય છે એટલે કે શરીર પીળુ પડી જાય છે કામધધામા દીલ ચોટતુ નથી શ્વાસરોગ થઈ જાય છે મોઢામા વારવાર થુક આવે છે, અગ્નિમદ થઈ જાય છે, ભૂખ લાગતી નથી, રાત્રિ સુકાતુ જાય છે

**રક્ત વધારવાનો ઉપાય —**

હાકિમસુની જણાવે છે કે ઘી, દૂધ, મીસ્રી, મધ, મરી અને પીપર એનો પનો બનાવીને પીવાથી લોહીની વૃદ્ધિ અવશ્ય થાય છે

**માંસક્ષયના લક્ષણો —**

માંસક્ષય થતો જણાતો હોય તો શરીર એકદમ દુબળુ પાતળુ પડી ગયેલુ જણાય છે કામધંધામાં દિલ લાગતું નથી, ઉંઘ આવતી નથી (કોઈ કોઈ કિસ્સામાં ઉંઘનું પ્રમાણ વધારે પણ જણાય છે) અને શરીરમાં તાકાત રહેતી નથી

**માંસ વધારવાના ઉપાય —**

રક્ત વધારવાના સાધારણ ઉપાયો માંસ વૃદ્ધિ માટે ઉપયોગી જણાય છે

**મેદક્ષયનું લક્ષણ —**

મેદની કમી હોવાથી શરીર લોખુ રહે છે, કોઈ કામમાં દીલ લાગતું નથી હાલવાચાલવાની તાકાત તદ્દન ઓછી થઈ જાય છે શ્વાસ અને ખાંસીનું જોર વધે છે ખાવાની ઇચ્છા થતી નથી અને ખાય છે તો પચતુ નથી

**મેદ વધારવાનો ઉપાય —**

હારીત સંહિતામાં જણાવ્યુ છે કે અનુપદેશના જીવોનુ માંસ હલકુ અન્ન, ઘી, દુધ, કલ્પસન્ન આસવ (કાઢ) મધુર પદાર્થ, સિતોપલાદી ચૂર્ણ પીપરની સાથે પકવેલુ બકરીનુ દુધ, એ સર્વ મેદ વધારવાના ઉપાય છે

**અસ્થિક્ષયના લક્ષણો —**

અસ્થિ અથવા હાડકાનો ક્ષય થવાથી મન ઉદાસ રહે છે, કામમાં દીલ લાગતુ નથી વીર્ય કમ થઇ જાય છે શરીર દુબળુ પડી જાય છે સમગ્ર શક્તિ ઓછી થઇ જાય છે શરીર કંપે છે, વમન થાય છે શરીર સુકાઈને તેના પર સોજા આવે છે અને ચામડી સુકી દેખાય છે

**અસ્થિવૃદ્ધિનો ઉપાય —**

મહાત્મા હારિત કહે છે કે-પકાવેલુ ઘી, દુધ, અસ્થિવૃદ્ધિને માટે ઉત્તમ છે સઘળી જાતના મીઠા પદાર્થો અને જાંગલદેશના જીવોનુ માંસ પણ હિતકારી છે

**શુક્રક્ષયના લક્ષણ —**

શુક્ર અથવા વીર્યના ક્ષયથી ભ્રમ થઈ જાય છે, કોઇ વાત પર ધ્યાન ચોંટતુ નથી અકસ્માત ચિંતા અથવા ફીકર અથાજ કરે છે, ધીરજ રહતી નથી રોગી જીવનથી નિરાશ થઈ જાય છે હાથ, પગ તેમજ મો પર સોજો આવી જાય છે રાત્રીએ ઉંઘ આવતી નથી, મદમંદ તાવ રહ્યા કરે છે, અથવા દાહ કે જલન થાય છે વારંવાર ક્રોધ આવી ચીડીયો સ્વભાવ બની જાય છે શરીર કંપે છે, જીવ ગભરાય છે અને શરીર તથા ચામડી સુકી જણાય છે

**શુક્ર વધારવાનો ઉપાય —**

હારિતમાં જણાવ્યુ છે કે જો વીર્ય ઓછુ થઇ ગયુ હોય તો તેની વૃદ્ધિને અર્થે સારી રીતે પકાવેલા રસો, ઘી, દુધ, મીઠા પદાર્થ, વિદારી કંદ

વિગેરે વિધિથી આપવું તેમજ ધાતુવર્ધક સુધા ગાયને ખવરાવીને તે દૂધ પીવાથી વીર્ય ખૂબ વધે છે

અગર જો ક્ષયરોગીમા તાકાત હોય તો અને વાતાદી દોષો કોપેલા હોય તો સ્નેહ, સ્વેદ, વમન, વિરેચન, કે બસ્તી ક્રિયાથી તેનુ શરીર શુદ્ધ કરવુ પણ રોગીની રસાદી ધાતુઓ ક્ષીણ થઇ ગઇ હોય તો ભુલીને પણ વમન વિરેચનાદી પંચકર્મોમાથી કંઈ કરાવવુ નહી જે વૈદ્ય કે ડૉકટર વગર સમજ્યે ક્ષયરોગીની શુદ્ધિને માટે ઉલટી રીતે દસ્ત વિગેરે કરાવે છે તે રોગીને વિના મોતે મારી નાખે છે મનુષ્યોનુ બળ વીર્યને આધીન છે અને જીવન મળને આધીન છે, એટલા માટે ધાતુક્ષીણ રોગીના વીર્ય અને મળની રક્ષા કરવી જોઇએ વાગભટ્ટમા જણાવ્યુ છે કે—

सवधातु क्षयार्तस्य बलं तस्य हि विट्‌बलम ।

જેની સર્વધાતુઓ ક્ષીણ થઈ ગઇ છે, તેવા ક્ષયરોગીને એકમાત્ર મળની સહાયતાથી જ જીવન ટકે છે વાગભટ્ટ આગળ પણ જણાવે છે કે ક્ષયરોગીનુ ખાધુપીધુ શરીર અને ધાતુઓની અગ્નિથી ન પાકીને કોઠામા પાકે છે અને મળ થઇ જાય છે એ મળની મદદથી તે જીવે છે એથી ક્ષયરોગી બળવાન ન હોય તો કદી પણ પંચકર્મોથી શુદ્ધ કરવો નહીં, પણ દસ્ત કબજ થઈ ગયો હોય તો દસ્તની હલકી દવા દઇને દસ્ત પાકીને બહાર આવે તેમ કરવું

(૩) કોઇ પણ રોગ કેમ ન હોય પણ બધામા પથ્યપાલન અને અપથ્યનો ત્યાગ બહુ જરૂરનો છે પથ્ય વિના રોગીને અમૃતથી પણ આરામ થતો નથી પણ પથ્ય પાળવાથી વગર દવાએ પણ આરામ થઇ જાય છે કેટલાક રોગ એવા છે કે જેમા અપથ્ય હોય તેવી વસ્તુના ઉપભોગ તરફ મન તલસે છે ખાસ કરીને ક્ષયરોગીનુ મન એવી વસ્તુઓ તરફ ખેંચાય છે કે જેમા રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્રનો ક્ષય હોવાની સભાવના હોય એથી ક્ષયરોગીનુ મન જે જે પદાર્થો તરફ ખેંચાય તે તે વસ્તુઓ અપથ્ય હોય તો રોગીના મનને વાળી લેવા પ્રયત્ન કરવો જો જીર્ણજ્વર અથવા ક્ષયવાળા દરદીને ઉત્તમોત્તમ દવાથી લાભ ન હોય તો તેના યકૃત (લીવર) પર ધ્યાન દેવુ જોઇએ કેમકે યકૃતની વિકૃતિ દૂર થયા વિના હજારો દવાથી પણ જીર્ણજ્વર અથવા ક્ષયરોગમા આરામ થતો નથી યકૃતમા ખરાબી થવાથી નોજો આવીને મદમદ તાવ આવ્યા કરે છે, ભૂખ લાગતી નથી, કમળેગી ઘર ઘાલે છે, શરીર પીળુ પડી જાય છે બગમેને યકૃતની બિમારી માટે બહુજ સારો પ્રકાશ પાડયો છે તે લખે છે કે

मन्दानराग्नि कफपित्तलिंग स्पष्टुन प्राणबलोति पाटु

सम्या यथा वैयकृतिप्रदुष्टेनय यस्दा युदर तथैव ॥

રોગીના શરીરમા મદમ જ્વર ચાલતો હોય, ભૂખ મરી ગઇ હોય, કફ અને પિત્તનો કોપ દેખાય, બળનો ક્ષય થાય, શરીરનો રંગ પીળો પડી જાય તો સમજવુ કે જમણી પાસળીની નીચે રહેવા વાળુ યકૃત ખરાબ થઈ ગયુ છે

પાસળીઓની નીચે ઠબાવવાથી ઠડકડ અવાજ માલમ પડે તેમ ... પા ... ફોડલા પર ઘાવ લગાવ્યા જેવુ દર્દ રોગીને જણાય તો નિશ્ચય માની લેવું કે યકૃતમા ખરાબી થઈ છે આવી સ્થિતિમા યકૃત પર લેપ લગાડવો તેમજ યકૃતરોગનિવાર દવા કરી એ હિતકાર છે જો યકૃતમા ... હોય તો તરપેટાઇન તેલ ચોળીને ... મ જળથી શેક ... જોઇએ રૌસુ ... ગરમ ... શીશીમા ભરીને શેક કરવો અથવા ગરમ જળ અથવા ગરમ રેતીમા ફલાલીનનો ટુકડો ભીંજવીને શેક કરવો જોઇએ

૨ ક્ષયચિકિત્સા

ક્ષય રોગના નિવારણાર્થે ઉત્તમોત્તમ ગણાઇ ચુકેલી દવાઓ જેવી કે લવીંગાદી ચૂર્ણ, સિતોપલાદી ચૂર્ણ, ચ્યવન પ્રાશાવલેહ (જીવન) દ્રાક્ષાસવ જાતિ ફલાદિ ચૂર્ણ, મૃગાંકરસ, અભ્રકભસ્મ લોહભસ્મ, સુવર્ણભસ્મ સોનાનો વરખ સુવર્ણ વસત માલતી, પ્રવાલભસ્મ લોકનાથરસ, મુક્તાભસ્મ ગળોસત્વ, મલ્લાદિયોગ, અમૃતાર્ણવ રસ પ ... મત પપરી સુવર્ણ માક્ષીક ભસ્મ, એ બધી દવાઓ ઉત્તમ છે એમાની જે માફક આવે તે સારા વૈદની સલાહ પ્રમાણે કરીએ લેવી, અને વૈદ્યો દવાના ગુણ ને શક્તિ તથા માત્રાનો વિચાર કરીને તથા રોગીની સ્થિતિનો અભ્યાસ કરીને દવા આપવી વિલાયતી દવાઓમા પણ કૉડલીવરઓઇલ, ફ્લોઝમી પ માલ્ટ એક્સ્ટ્રેક્ટ, ક્રિયોઝોટ ... વાયાકોલ ... , હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ સોડીયમ કેકોડીલેટ આયોડીન કાર્ડીયો ... , સોડીયમ મોરહુએટ આ બધી મશહુર દવાઓ છે તેમજ રોગીની પ્રકૃતિનો વિચાર કરીને તીરનામાથી પણ કોઈ આપવામા આવે અગર તો રોગી પોતે દવા અને તેની માત્રાથી માહિત હોય તે લેવી

(૧) ગંગેરી (નાગબલા) નામના ઝાડવાનું મૂળ હમેશા એક તોલાની માત્રામા દુધ સાથે સેવન કરવાથી અને ફક્ત દુધ ઉપર જ રહેવાથી સારો ફાયદો થાય છે

( ) જીર્ણજ્વર માટે ગળોનો સ્વરસ કે તેનો ઘન સારી દવા છે

(૩) બદામનુ તેલ કાજુનુ તેલ, ગોપરાનુ તેલ, ઓલાઇવ તેલ વિગેરે તેલો ખાવા તેમજ છાતીએ ચોપડવા માટે વપરાય છે કેમકે તે છાતીને પોષણ આપે છે લાક્ષાદી તેલ શરીરે ચોળવાથી જીર્ણજ્વર મટીને શરીરમા કૌવત આવે છે તે ક્ષયના દર્દીએ નિત્ય શરીરે ચોળવુ

[અપૂર્ણ]



Regd No B 1319

કેળવણીખાતાની લાયબ્રેરીઓ માટે મંજુર થએલું

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી. ચર્ચનારૂં વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૦
અંક ૧૨

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥

આશ્વિન
૧૯૯૩

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લીo તરફથી
ઠે. સયાની રોડ     મુંબાઇ-૧૪



શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
ઔષધનું શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂ. ૨-૦-૦     લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# અનુક્રમણિકા



## — વિનતિ —

આ માસિકની આ અનુક્રમણિકા જોઈને વાચકને ખાત્રી થશે કે આ માસિક આપણા વૈદ શાસ્ત્રના જ્ઞાનપ્રચાર માટે કેવું કામ કરી રહ્યું છે. આ માસિકનું આ ૨ મું વર્ષ ચાલે છે. શરૂઆતથી જ આ માસિકમાં આવા ને આવા જ લેખો આવે છે. સરકાર ગુજરાતની લાયબ્રેરીઓ માટે આ માસિક મંજૂર થયું છે. અમને આશા છે કે દેશની વિદ્યાના પ્રચારમાં જ દેશનો ઉદ્ધાર સમાએલો છે એમ સમજી દરેક વાચક આ માસિકના ગ્રાહકો વધારવાની કે ઉપર પોતાના ગામની લાયબ્રેરીઓ દ્વારા પણ આ માસિકનું વાંચન વધે તેવી કોશિશ કરે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી
તંત્રી


મુદ્રણસ્થાન આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ—અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ.

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्व तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૦ મુ ] આશ્વિન ૧૯૯૩ [ અંક ૧૨


## વીશીને છેડે

આયુર્વેદ વિજ્ઞાનને આ અંકથી વીશ વર્ષ પૂરા થયા એક વીશી એ ન્હાનો ગાળો નથી માનવજીવન બીજા ઘણા પ્રાણીઓના જીવન કરતા લાબુ હોવા છતા તેમાય એક વીશીમા મોટા ફેરફારો થઇ જાય છે નવુ જન્મેલુ વીશ વર્ષે જુવાન થાય છે અને ઘણીવાર પોતે નવી પ્રજાને જન્મ આપવા માડે છે, જુવાન પ્રૌઢ થાય છે અને પ્રૌઢ વૃદ્ધત્વની- સામો કાઠો પામે આવ્યાની અસર અનુભવે છે જેવું માનવજીવનમા તેવું સસ્થાના જીવનમા પણ વીશ વર્ષે પરિવર્તન થાય છે અથવા થવું જોઇએ, અને આ પરિવર્તન શીલ સસારમા આટલે લાબેગાળે તો પાછળ દૃષ્ટિ નાખીને કરેલુ સિંહાવલોકન ભવિષ્યમા માર્ગદર્શક થવાનો સભવ છે

છેલ્લા વીશ વર્ષમા આ દેશના રાજકીય કે સામાજીક ક્ષેત્રમા ભાગે- હાલમા પ્રચલિત છાપાશાઈ ભાષામા ક્રાન્તિકારી ફેરફારો થયા છે પણ અહીં એ પ્રસ્તુત વિષય નથી દેશી વૈદક સબધી આધુનિક હિલચાલોનોયે ઇતિહાસ રસિક છે પણ તેનોયે અત્યારે પ્રસગ નથી અલબત્ત અ ય પ્રસગે એ ઇતિહાસ નિરૂપવાની, ઈશ્વરેચ્છા હશે તો, લેખકની અભિલાષા છે એટલે અહીં તો આ માસિકના સકુચિત ક્ષેત્રનુજ સિંહાવલોકન કરવાની ઇચ્છા છે

માસિકના ક્ષેત્રમા ત્રણ વર્ગ મુખ્ય છે (૧) વાચનાર (૨) લેખક વર્ગ અને (૩) તત્રી-પ્રકાશક

આ પ્રસગે વાચનાર વર્ગથીજ અવલોકનનો આરભ કરીએ પણ એ અવલોકને પૂરૂ પ્રકાશ ક્ષેત્ર આપવા માટે કાળમા બીજા વીશ વર્ષ પાછા હઠીએ, એટલે વૈદ્યકલ્પતરૂનો જન્મકાળ આવશે વૈદ્યકલ્પતરૂ પણ પ્હેલુ ગુજરાતી માસિક નથી આયુર્વેદ વિજ્ઞાનના પ્હેલાજ અકમા મગળાચરણમા 'ગુજરાતના વૈદક માસિકો'નુ સક્ષિપ્ત અવલોકન કર્યું હતું તેમા લખ્યુ હતુ તેમ પ્હેલુ દેશી વૈદકનુ ગુજરાતી માસિક ( ખરી રીતે એ દ્વિમાસિક હતુ )

**રસેશ વૈદ્યવિજ્ઞાન** સં ૧૯૪૩ મા એટલે આજથી પચાસ વર્ષ પ્હેલા નીકળેલુ તે પછી આઠ વર્ષે રમેશ વૈદ્યવિજ્ઞાન જે સસ્થામાની નીકળતુ હતુ તે સસ્થાની દૃષ્ટિ પામેલા અને મહાત્મા કડુભટ્ટજીના પ્રિય શિષ્ય સ્વ જટાશંકર લીલાધરે અમદાવાદથી વૈદ્યકલ્પતરૂ પ્રગટ કરવા માડ્યુ રસેશ વૈદ્યવિજ્ઞાન લગભગ ચાર વર્ષ ચાલી બધ પડ્યું પણ **વૈદ્યક પતરૂ** માસિક ગુજરાતના વૈદ્યક માસિકોમા સૌથી દીર્ઘજીવી છે એવુ તો મે વીશ વર્ષ પ્હેલા લખેલુ પણ ઈશ્વર કૃપાથી સ્વ જયાશંકરભાઈના ઉત્સાહી અને ઉદ્યોગી સુપુત્ર શ્રી રવિશંકરભાઈને હાથે એ માસિક આરોગ્યવાળુ આયુષ્ય ભોગવતુ જીવે છે અને હજી દીર્ઘાયુષ્યની આશા આપે છે

એ વૈદ્યકલ્પતરૂના જન્મ વખતે ગુજરાતી વૈદ્યક લખાણો વાચનારાઓ કેટલા હતા કોણ હતા અને કેવા હતા? દીલગીરી એટલીજ છે કે વૈદ્યક પતરૂનો પ્હેલો અંક અમારી પાસે નથી વળી વૈદ્યકલ્પતરૂને દશ વર્ષ, વીશ વર્ષ, અને ત્રેવીશ વર્ષ પૂરા થયા ત્યારે તત્રીએ પાછલા અવલોકનો કર્યા છે ખરા પણ તેમાથીયે વિશેષ માહીતી નથી મળતી પણ એ વખતની ગુજરાતની સ્થિતિ વિષે જે આપણે જાણીએ છીએ તે ઉપરથી અનુમાન થઈ શકે છે કે લોકોમા કેળવણીનો નવો નવો પ્રચાર થતો હતો અને વાચવાનો શોખ વધતો જતો હતો પણ અત્યારે જેમ દૈનિક અને સાપ્તાહિક છાપાઓ તથા માસિકો થોકબધ નીકળી પડ્યા છે તેમ ત્યારે ન હતુ પરિણામે જે વચાતુ તે ધ્યાનથી વચાતુ, આતો સામાન્ય વાચનાર વર્ગની વાત છે મતલબ કે સામાન્ય વાચનાર વર્ગ અત્યાર કરતા ઘણો ન્હાનો હતો પણ વાચવા માટેનુ સાહિત્ય એટલુ ઓછુ ઉત્પન્ન થતુ કે આ ન્હાનો વાચનાર વર્ગ એને રસથી અને ધ્યાનથી વાચવા તૈયાર હતો વૈદ્યક વિષયનો વાચનાર વર્ગ સ્વાભાવિક રીતેજ સામાન્ય વાચનાર વર્ગથી ન્હાનો હોય અને ન્હાનો જ હતો પણ એ વિષયનુ આકર્ષણ ઘણુ હતુ સાધારણ ગુજરાતી ભણેલા ગામડાની નિશાળોના મહેતાજીઓ ધી ગુજરાતી અઠવાડિકમા જેવો રસ લેતા તેવો જ વૈદ્યક પતરૂમા લેતા અને આનુ કારણ એ વખતની પરિસ્થિતિમાથી સમજાય છે ઘણા ઓછા પગારમા ગામડામા સ્થિર થઈ બેઠેલા મહેતાજીઓ પોતાનુ અને પોતાના કુટુબનુ સારી રીતે પોષણ થઈ શકે એ માટે ભણાવવા ઉપરાત ફાજલ વખતમા થઇ શકે એવો આડ ધધો શોધે એ સ્વાભાવિક છે અને ગામડાના અક્ષર જ્ઞાન રહિત અજ્ઞાન લોકોની વચ્ચે રહેતા થોડુ પણ ભણેલા મહેતાજી માટે વૈદ્યક કરતા સહેલો, સારો અને મૂડીની કે મહેનતની જરૂર વગરનો બીજો કયો ધધો મળવાનો હતો? બ્રીટીશ અમલ પ્હેલા જ્યારે ૧ આધુનિક પદ્ધતિની નિશાળો નહોતી નીકળી ત્યારે પણ જૂના પડ્યાઓ

તથા ગામડામા ભણેલા બ્રાહ્મણોમાથી ઘણા કથા વાર્તા સાથે જ્યોતિષનો અને વૈદકનો ધધો કરતાજ હતા એટલે પછીના સમયમા નિશાળના મહેતાજીઓ જેમાનો મોટો ભાગ બ્રાહ્મણોનો હતો તેઓને આ જૂનો માર્ગ સૂઝવો સ્વાભાવિક હતો પણ આ ગામડાના મહેતાજીઓમાથી સસ્કૃત જાણનારા–આયુર્વેદના સસ્કૃત ગ્રથો વાચી શકે એવા તો કોઇજ હશે મોટો ભાગ તો ગુજરાતી પુસ્તકો વાચી શકે એટલુ ભણેલો એટલે વૈદક સબધી સાદી સમજણ સાદા ઉપાયો સાથે જેમાથી મળે એવુ ગુજરાતી સાહિત્ય પ્રગટ થાય તો એનો વાચનાર વર્ગ એ વખતે નવો ઉત્પન્ન થયો હતો

સ્વ જટાશકરભાઇએ આ ઘરાકી તૈયાર છે એવુ સમજીને માસિક કાઢયુ એમ હુ નથી કહેતો એમના મનમા તો માસિકદ્વારા સામાન્ય આરોગ્ય જ્ઞાનનો અને દેશી વૈદક વિદ્યાનો લોકમા પ્રચાર કરવો એ મુખ્ય વાસના હતી વૈદક સાહિત્ય સર્જનની કે હાલમા જે થાય છે એના કરતા ગવાય છે વધારે તે શોધખોળની વાસના એમના ચિત્તમા મુખ્ય નહિ પણ લોકહિત માટે આરોગ્યના તથા વૈદકના વિચારોનો પ્રચાર કરવાની વાસના પ્રબળ ખરી અને એ પ્રચારના એક સાધન તરીકે એમણે વૈદ્ય કલ્પતરૂ માસિક શરૂ કર્યું આના પુરાવા તરીકે જુઓ વૈદ્ય કલ્પતરુ વર્ષ ૨૨ અ ૨ મા "વીશ વર્ષનુ વૈદ્યકીય અવલોકન" નામનો એમનો લેખ માસિકદ્વારા પોતાના ઔષધોનો પણ પ્રચાર થશે અને એ રીતે આર્થિક લાભ થશે એ વસ્તુ સ્વ સુ જટાશકરભાઇના મનમા હોવીજ જોઇએ પણ એ સાથે જે બીજો હેતુ હતો તે વૈદક સાહિત્ય સર્જનનો નહિ પણ વૈદ્યકજ્ઞાન તથા આરોગ્ય જ્ઞાનના પ્રચારનો એટલુ જ કહેવાની મારી મતલબ છે આ દૃષ્ટિથી વૈદ્ય કલ્પતરૂના અકો જોવાથી મારા કથનની વાસ્તવિકતા સમજાશે

વૈદ્ય કલ્પતરૂ શરૂ કર્યુ ત્યારે એ ચાલશે કે કેમ એની એમના મનમા શકા ખરી પણ દશ વર્ષ ચાલ્યા પછી એ શકા નીકળી ગઈ અને વૈદ્ય કલ્પતરૂનો ગ્રાહક વર્ગ ગુજરાતમા છે અને કોણ છે તે પણ એ બુદ્ધિશાળી તત્રીને સમજાઈ ગયુ (જુઓ "વૈદ્ય કલ્પતરૂના દશ વર્ષ" નામનો પુ ૧૧ અ ૧મા આપેલો તત્રીનો લેખ )

હુ અહીં જે વાત કરૂ છુ તે આર્થિક દૃષ્ટિએ ગ્રાહકની સખ્યાની નથી જો કે વૈદ્યકલ્પતરૂને ગ્રાહકની સખ્યા ઘણી સારી મળી અને પાછળથી સખ્યા ઘટી છે છતા હજી ગ્રાહક સખ્યા સારી છે એથી ઉતરતુ હિંદી વૈદ્યકલ્પતરૂ ન ચાલ્યુ પણ હુ તો વાચનાર વર્ગની જ વાત કરૂ છુ અને એ દૃષ્ટિથી એટલુ કહી શકુ કે વૈદ્યકલ્પતરૂ શરૂ થયુ ત્યારે અથવા એના પહેલા વીશ વર્ષ દરમીયાન વૈદક માસિક વાચનારો જે ઉપર કહેલો વર્ગ

હતો તે વર્ગ વીશ બાવીશ વર્ષ દરમીયાન કેળવણીના પ્રચારને લીધે ઘણો વધ્યો હોવો જોઈએ એવી કલ્પના કરવામા આવે તો એ ખોટી પડે છે કારણ કે ઉપર કહી છે તે જાતની આવશ્યકતા અને એ સાદો થોડુ ભણેલો વર્ગ બન્ને ભૂતકાળની વસ્તુ થઇ ગયેલ છે ત્યાર સામાન્ય કેળવણી, વાચવાની અભિરૂચિ તથા સમજવાની શક્તિ જેની વધારે એવો નવો વૈદ્યક વિષયનુ સાહિત્ય વાચનારો વર્ગ ઉત્પન્ન થયો હોવો જોઈએ એવુ માનવા માટે કારણો છે દા ત આયુર્વેદ સબધી નિ ભા વૈદ્યસમેલન વગેરે હિલચાલો તથા આયુર્વેદિક ગ્રન્થોના શોધન સપાદન અને પ્રકાશનની પ્રવૃત્તિ ૨૫-૩૦ વર્ષથી ચાલે છે, દેશી વૈદ્યક ભણવા માટે આધુનિક પદ્ધતિની શાળા પાઠશાળાઓ-સ્કૂલ કોલેજોની આવશ્યકતા તો વૈદ્યકલ્પતરૂના જન્મ વખતે જ સમજાઇ હતી અને એકાદ સસ્થા શરૂ પણ થઇ હતી, પણ વિ સ ૧૯૭૩-૭૪ સુધીમા તો એક નિખિલ ભારતવર્ષીય આયુર્વેદ મહાવિદ્યાલય-પચીશ લાખના ફડથી શરૂ કરવાની યોજના વિદ્વાનોમા ચર્ચાઈને પ્રગટ થઇ હતી એટલુ જ નહિ પણ ફડ એકઠુ કરવા માટે પ્રયત્નો પણ થયા હતા (જુઓ આયુર્વે વિજ્ઞાન વ ૧ પૃ ૯૮) અને નિ ભા આયુર્વેદ વિદ્યાપીઠ સ્થાપી આયુર્વેદનો એક અભ્યાસક્રમ પણ નિ ભા વૈદ્યસમેલન તરફથી બ્હાર પડયો હતો આયુર્વેદ મહાવિદ્યાલય તો ઉભુ ન થયુ પણ નિ ભા આયુર્વેદ વિદ્યાપીઠનો છેલ્લા વીશ વર્ષમા ઘણો વિકાસ થયો છે અત્યારે એક હજાર વિદ્યાર્થીઓ સમસ્ત ભારતના જુદા જુદા કેન્દ્રોમા થઇને વિદ્યાપીઠની પરીક્ષાઓ આપે છે

આયુર્વેદની આ સર્વ દેશી પ્રવૃત્તિને પરિણામે ઉપર કહ્યું તેમ ઉચ્ચતર કક્ષાનો વાચનાર વર્ગ ઉત્પન્ન થયો હોવો જોઈએ એમ કોઈ માને તો નવાઈ નહિ મે પોતે એવી જ ધારણા રાખેલી પણ વસ્તુસ્થિતિ એવી નથી

આયુર્વેદના તુલનાત્મક તથા ઐતિહાસિક અભ્યાસને ઉત્તેજન મળે માત્ર એ હેતુથી, આમવર્ગ નહિ પણ સુશિક્ષિત વૈદ્યોમા વચાય એવું ગુજરાતી આયુર્વેદિક માસિક કાઢવાનો પ્રયોગ કર્યો અને વીશ વર્ષના પ્રયોગ પછી દીલગીરી સાથે કહેવુ પડે છે કે વાચનાર વર્ગની બાબતમા મને તો નિરાશા મળી છે ઉચ્ચતર વૈદ્યક સાહિત્ય વાચનારો વર્ગ ગુજરાતમા નથી એમ નથી પણ જોઇએ તેટલો મોટો નથી અથવા સ્પષ્ટ કહું તો ઘણો હાનો છે

જેમાથી કશો લાભ ન થાય એવી પ્રવૃત્તિ તરફ હમેશા ઉદાસીન રહેનાર ગુજરાતની ગભીર સાહિત્ય વાચવાની બાબતમા કાંઈક ઉપેક્ષા વૃત્તિ હોય છે એ કબુલ કરૂ છુ પણ એટલી જ વાત નથી કેટલાક 'એમા શું વાચવાનું છે?' એમ પણ ગણે તો નવાઈ નહિ બુદ્ધિના પોષણ માટે અમેરીકા

(જર્મન ફ્રેંચ સાથે) અને વખતે સંસ્કૃત જોવું જોઈએ, ગુજરાતીમાં શું હોય? એવી વૃત્તિ વૈદ્યકેતર વિષયના ગુજરાતના વિદ્વાનોએ ઘણીવાર દર્શાવી છે એ પ્રસિદ્ધ છે ટુંકામાં સાચો વાચનાર વર્ગ ઘણો ન્હાનો છે સારા વાચનારને રસ ન આવે તો એમાં લખાણનો પોતાનો દોષ કેમ ન હોય? આ પ્રશ્નથી લેખક વર્ગ તરફ વળીએ

આયુર્વેદ વિજ્ઞાનના પ્રથમ વર્ષમાં પૂજ્ય વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઈંદ્રજી, પૂજ્ય મું પ્રાણશંકર પ્રેમશંકર શાસ્ત્રી, વૈદ્યરાજ ધીરજરામ દલપતરામ, આર્ય વૈદ્ય મયારામ સુંદરજી, વૈદ્યરાજ ધીરજરામ કરુણાશંકર વગેરે નામો લેખકોમાં છે આ વૃદ્ધો અત્યારે સ્વર્ગવાસી છે તેમાંય સ્વ જયકૃષ્ણભાઈ ઇંદ્રજી જેવા તો ગુજરાતના વનસ્પતિશાસ્ત્રીય સાહિત્યની ભારે સેવા કરીને એંશી વર્ષે પરલોકમાં ગયા છતાં એમનું સ્થાન ખાલીજ છે આયુર્વેદ વિજ્ઞાનને કેટલી ખોટ ગઇ છે એ તો સં ૧૯૮૯ માં એમનો પરલોકવાસ થયો તે પછીના અંકો પ્હેલાના અંકો સાથે સરખાવી જોવાથી તરત સમજાશે મારૂં પોતાનું અંતઃકરણ એમના મીઠા અને બોધક સ્મરણોથી જેમ ધન્ય બન્યું છે તેમ આયુર્વેદ વિજ્ઞાનના અંકો પણ એમના વૈજ્ઞાનિક છાપવાળા લખાણોથી ધન્ય બન્યા છે એમ હું ગણું છું અલબત્ત પૂજ્ય જયકૃષ્ણભાઈ તો વૈદ્યકલ્પતરૂના જૂના લેખક હતા છતાં એમણે આ વિ ને અપનાવ્યું હતું એવા જ બીજા લેખક તે મારા મું મામાશ્રી પ્રાણશંકર પ્રેમશંકર શાસ્ત્રી તેઓ પણ વૈદ્યકલ્પતરૂના જૂના લેખક પણ આ બાળક ઉપરના વાત્સલ્યથી આયુર્વેદ વિજ્ઞાનના પ્હેલા જ અંકથી "મહાત્મા ઝંડુભટ્ટજીના કેટલાક સ્મરણો" લખવા માંડયા હતાં અને ૧૯૭૪ ના ચૈત્રમાં એમનો દેહ પડી ગયો ત્યાં સુધી કાંઇક કાંઇક આપ્યા કરતા હતા છેલ્લો લેખ એમના અવસાન પછી વૈશાખના અંકમાં છપાયો છે મતલબ કે પૂરૂં એક વર્ષ પણ એમની વિદ્વત્તાનો લાભ આ માસિકને ન મળ્યો પછી બીજા પણ વૈદ્યરાજ ધીરજરામ કરૂણાશંકર, મંયારામ સુંદરજી વગેરે લેખકો આજે આ લોકમાં નથી આ સ્વર્ગવાસી થયેલા લેખકો ઉપરાંત વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી જેઓએ પણ આયુર્વેદ વિજ્ઞાનના જન્મ પ્હેલા આઠ-દશ વર્ષથી વૈદ્યકલ્પતરૂમાં લખવા માંડયું હતું તેઓએ આ માસિકને આરંભથીજ અપનાવ્યું અમે તો ભાઈઓ અને મિત્રો ઘણા વિચારો અમે સાથે કરેલા એમણે જે રીતે અને જે જાતના પોતાના વૈદ્યક અનુભવોના રિપોર્ટરૂપ લેખો આ વિ ને મોકલેલા તેવા રિપોર્ટો અનેક વૈદ્યો તરફથી મળ્યા કર્યા હોત તો મારે આજે જુદાજ સૂરમાં આ સિંહાવલોકન લખવાનો વખત આવત પણ મું અમૃતલાલભાઈની લેખન પ્રવૃત્તિ પાછળથી કેટલાક કારણોથી કાંઈક મંદ પડી ગઈ, એનું અનુકરણ

નહિ ભવિષ્યમા અને આયુર્વેદ વિજ્ઞાન માટે તો વર્તમાન અને ભવિષ્યનો પ્રશ્ન જીવન પ્રશ્ન છે

સાદી ભાષામા કહુ તો ભવિષ્યમા ગુજરાતીમા પ્રભાવશાળી વૈદ્યક લેખકોની મોટી સખ્યા ઉત્પન્ન થાય એવી મારી આશા–ઈચ્છા જે કહો તે છે પણ વર્તમાનમા તો જે છે તે છે અને વર્તમાનમા તો મારી ન્યૂનતા કે નબળાઈ જે કહો તે ઉમ્મરના કારણે વધે છે પરિણામે નિવૃત્તિ લેવાની વાસના જામતી જાય એ સ્વાભાવિક છે અને જેવુ તેવુ ગાડુ ચલાવ્યા કરવુ એના કરતા બધ કરવુ શુ ખોટુ ? એ રીતે આ વિ ને બધ કરવાના વિચારો કેટલાક વખતથી મનમા આ ચા કરે છે નિકટના મિત્રો સાથે ખાન ગીમા આ બાબતની ચર્ચા કરી છે અને આ લેખથી જાહેરમા ચર્ચા કરૂ છુ આ વિ ના લેખકો અને મર્મજ્ઞ વાચનારાઓ મારા એક પ્રકારના જ્ઞાતિજનો છે એટલે તેઓ સાથે દિલ ખોલીને વિચારની આપલે કરવાની ફરજ મે ગણી છે

છેવટ એટલુ જ કહેવાનું રહે છે કે આવતુ વર્ષ તો મિત્રોની સલાહને અનુસરી માસિક ચાલુ રાખવાનો નિશ્ચય કર્યો છે અને લેખકોના સહકારની આશા રાખુ છુ ભાવિની દિશા દર્શાવી છે બાકી તો ભવિષ્ય માત્ર ઇશ્વરેચ્છાને આધીન છે

દુર્ગાશકર કે શાસ્ત્રી

---

# સમાલોચના

**આયુર્વેદ દર્શન**—લેખક અને પ્રકાશક વૈદ્ય મહાદેવ ચન્દ્રશેખર પાઠક ૧૯૩૭ કિં રૂ ૧–૮–૦ મળવાનુ ઠેકાણું–૭૩ જુની કસેરા બાખલ, ઈંદૂર સીટી

દેશી વૈદ્યો છેલા પચ્ચીશ ત્રીશ વર્ષથી જાગૃત થયા છે એ નિર્વિવાદ છે અલબત્ત દેશી વૈદકનો ધધો કરનારાની મોટી સખ્યાના પ્રમાણમા જાગૃત વૈદ્યોની સખ્યા ઘણી નાની છે પણ જાગૃતિ આવી છે અને જાગૃતિને પરિણામે પરિષદો, સમેલનો વગેરે જેમ ભરાય છે તેમ ગ્રથો પણ લખાય છે અલબત્ત આપણે ઈચ્છીએ છીએ તેટલુ શાસ્ત્રીય પાઠ્ય પુસ્તકને યોગ્ય કે ઉચ્ચ કોટિના ગ્રથોનુ પ્રમાણ નથી છતા જુદા જુદા વિષયના ઓછી વધુ શાસ્ત્રીય ચર્ચા વાળા ગ્રથો અલ્પ પ્રમાણમા પણ પ્રગટ થયા કરે છે એ શુભચિહ્ન છે ઉપર નોંધેલો **આયુર્વેદ દર્શન** નામનો ગ્રન્થ આ કોટિમા આવે એવો મરાઠી ગ્રથ છે

આયુર્વેદના નિદાનચિકિત્સાના સિદ્ધાન્તો અમુક દાર્શનિકવાદના પાયા ઉપર ઉભા છે એટલી વાતમા તો કોઈને શકા નથી એ દાર્શનિકવાદ એટલે પચમહાભૂતવાદ અથવા ચરકના શબ્દોમા ષડ્ધાતુ સમુદાય અને ત્રિદોષવાદ એવી સામાન્ય સમજણ છે આજ કારણથી કાશીમા ભરાયેલ વિદ્વત્વૈદ્ય પરિષદમા પચમહાભૂત અને ત્રિદોષની ચર્ચા રાખવામા આવી હતી જો કે ગ્રથકર્તાએ પ્રસ્તાવનામા કહ્યુ નથી પણ કાશીની પરિષદની યોજનાએ કે ત્યાની ચર્ચાએ આ પુસ્તક લખવાની લેખકને પ્રેરણા આપી હોય તો સભવિત છે

આયુર્વેદના પાયામા રહેલા ઉપરોક્ત બે વાદમાથી ત્રિદોષવાદનુ વિવરણ તો આયુર્વેદના ગ્રથોમા જ મળે છે પણ પચમહાભૂતવાદ સાખ્ય દર્શનમાથી આયુર્વેદના આચાર્યોએ લીધો છે, એવો કેટલાક વિદ્વાન વૈદ્યોનો મત હતો અથવા છે પણ વસ્તુત ચોખ્ખો સાખ્ય દર્શનનો વાદ આયુર્વેદમા નથી અને એ વખતે પ્રચલિત દર્શનોમાથી ઉપજાવેલો થોડા થોડા ફેરફારવાળો આયુર્વેદનો સ્વતત્રવાદ છે એ મે ન્યાય વૈશેષિક, સાખ્ય, યોગ, વેદાત અને બૌદ્ધ દર્શન તથા મહાભારત ઉપનિષદો મધ્યે આયુર્વેદના દાર્શનિક વિચારોને સરખાવીને "આયુર્વેદના દાર્શનિક પ્રકરણોનો અભ્યાસ" નામના મારા નિબધમા બતાવી આપ્યુ છે શ્રી વૈદ્ય મ ચ પાઠક પણ આયુર્વેદનુ દર્શન સ્વતત્ર હોવાના મતના છે એ દર્શનના સમય માટે એમનો મત એવો છે કે ચરકમા વાતકલાકલીય આત્રેયભદ્ર કાપ્યીય અને યજ્જ પુરુષીય એ ત્રણ પરિષદો એ એક પ્રકારના ઉપનિષદો છે એ પરિષદોમા થયેલી ચર્ચા પુનર્વસુની અધ્યક્ષતામા થયેલી છે અને અગ્નિવેશના આશ્રમમા દ્રોણાચાર્યે અધ્યયન કર્યું હતુ તથા વ્યાને કૃષ્ણાત્રેય નામથી પુનર્વસુનો ઉલ્લેખ કર્યો છે, માટે મહાભારતકાળમા કે તે પહેલા ઉપનિષદ કાળમા ઉપર કહેલા ત્રણ અધ્યાયોમા જે જે ભિન્ન ભિન્ન મતોનો ઉલ્લેખ છે તે તે મતો પ્રચલિત હતા ચરકના ઉક્ત અધ્યાયોમા વર્ણવેલી પરિષદો તદ્દન કલ્પિત નથી, કદાચ એમા કહેલા છે તેવા મતો જૂના કાળમા પ્રચલિત હોય એ સભવિત છે, પણ એ અધ્યાયોમા કહેલા ઋષિઓના મતો એમા વર્ણવ્યા છે તેવાજ હતા એટલે કે પરિષદો ઐતિહાસિક પરિષદો અને આ અધ્યાયો એ પરિષદોના હાલમા સામયિકોમા પ્રગટ થાય છે તેવા રિપોર્ટો છે એમ માનવા હુ તયાર નથી ઔપનિષદ પરિષદો વિષે પણ મારો એજ મત છે વળી ચરકના આ અધ્યાયોની ભાષા મહાભારત કાળથી જૂની નથી બીજુ જુદા જુદા કાળની રચનાઓ ન્યૂનાધિક પ્રતિસસ્કાર સાથે એક જ સહિતામા ગુથેલી છે એ કબુલ કરવા છતા ઉપર કહેલા ત્રણ અધ્યાયો ચરકના શારીર

સ્થાનના અ ૧ કરતા પ્રાચીનતર છે એમ માનવાનુ કારણુ મને દેખાતુ નથી અને ચરક શા અ ૧ ને આયુર્વેદનાદાશનિક તથા સમ્રૃત્ત સબધી પ્રકરણોનો અભ્યાસ' (પૃ ૬૧-૬૭)મા સિદ્ધ કર્યુ છે તેમ ઈ સ ૧૦૦ની આસપાસમા રચાયો છે પણ આ ઐતિહાસિક ચર્ચાનો વિસ્તાર અહીં અપ્રસ્તુત છે એટલે આ ગ્ર થની યોજના જ તપાસીએ આ ગ્ર થકારનો એવો મત છે કે યજ્જ પુરૂષીય પરિષદની બેઠક ભારતીય યુદ્ધની પહેલા મળી હશે કારણકે એમા જે ઋષિઓના નામો છે તેમાથી કેટલાક નામો બ્રાહ્મણ ગ્ર થોમા મળે છે હુ આ દલીલને મહત્ત્વ નથી આપતો (૨) આ પરિષ મા જે દાશનિક સપ્રદાયોનો ઉલ્લેખ છે તે સાખ્ય-વેદાત- ન્યાય-યોગસૂત્ર પ્રતિપાદિત દર્શનોથી પ્રાચીન જણાય છે

વળી આ ગ્ર થકાર માને છે કે આયુર્વેદમા સૃષ્ટિ વિજ્ઞાનના જુદા જુદા સપ્રદાયો જુદે જુદે વખતે પ્રચલિત હતા સર્વ પ્રથમ સૂર્ય, ચ દ્ર અને વાયુ એ ત્રણ દેવતાઓનો વાદ પ્રચલિત હતો પછી સ્વભાવવાદ પરપરાવાદ, કાલવાદ વગેરેનો પ્રચાર થયો અને એ જુ ા જુદા વાદોના પુરસ્કર્તાઓ યજ્જ પુરૂષીય પરિષદમા એકઠા મળ્યા હતા મુખ્ય પ્રશ્ન કરનાર કાશીપતિ વામક આત્મવાદી પારિક્ષિમૌદ્ગલ્ય, સત્ત્વવાદી શરલોમા, રસવાદી ઉર્કે નિધાતુ સિદ્ધા તવાદી રાજર્ષિ વાર્યોવિદ ન ધાતુવાદી ઉર્કે આવસાખ્યવાદી હિરણ્યાક્ષ કુશિક પરપરાવા ી કૌશિક કર્મવાદીભદ્રકાપ્ય સ્વભાવ ઉર્કે ધાતુપ ચકવાદી ભારદ્વાજ પ્રજાપતિવાદી બા હીકભિષક કાકાયન, કાલવાદી ભિક્ષુઆત્રેય, અને ત્રિભાગાત્મક સિદ્ધા તમા આ સર્વનો સમ વય કરનાર પુનર્વસુ આત્રેય તથા તેના પટ્ટશિષ્ય અગ્નિવેશ ઉપસ્થિત હતા ઉપર જે ક્રમમા નામો ગણા યા છે તેજ ક્રમમા યજ્જ પુરૂષીય પરિષદમા સ વાદ થયો છે

ઉપર પ્રમાણે પ્રસ્તાવના કરીને 'પારીક્ષિ મૌદ્ગ યનો આત્મવાદ' એ મથાળાના પ્રકરણમા ગ્ર થ કર્તાએ ચરકના ઉ ર હેલા અધ્યાયમાથી પારિક્ષિ મૌદ્ગલ્યના વચનને ઉતારી પછી એનુ સવિસ્તર વિવરણ કર્યુ છે દા ત પારિક્ષિમૌ ગલ્યના શબ્દોમા આત્મવાદ છે એ આત્મવાદનુ વિશેષ વિવેચન ચરકના શા અ ૧ મા છે એમ ્હી એ અધ્યાયમાથી આત્માનુ વિવેચન મૂળ શ્લોકો પૂર્વ ઉતાર્યુ છે પછી 'શરલોમાનો સત્ત્વવાદ' એ મથાળા નીચે પહેલા શરલોમાના શબ્દો ચરકના ઉક્ત અધ્યાયમાથી ઉતાર્યા પછી એનુ વિવરણ કરતા સુશ્રુતના શારીર અ ૧માથી ઉતા ો કર્યો છે પરતુ સુશ્રુત ઇત્યર્થે એમ કહીને જે મત રહેના, પોતાના આયુર્વેદના મતથી જુદો આપે છે તે પરમત સાખ્યનો છે એ સાખ્ય કારિકા સાથે સરખાવતા સ્પષ્ટ હોવા છતા એમ ગ્ર થકારે કહ્યુ નથી જો કે હુ તો એ હકીકતને આયુર્વેદના ઇતિહાસની દૃષ્ટિએ ઘણી અગત્યની ગણું છુ

પછી ત્રીજા પ્રકરણમા વાયોવિદના રસવા૦ અને ત્રિદોષ સિદ્ધાન્તવાદની ચર્ચા છે અને એ કારણથી એ પ્રકરણ ઘણુ મહત્વનુ છે અને અહીં એનો લબાણુ સાર આપ્યો છે નજર્ષિ વાયોવિદ છ રસ છે એમ માને છે અને ઔષધિ વર્ગન ગુરુઆદિ ગુણોમા વર્ગીકરણ કરે છે અને ૮ રસો પણ ગુરૂ આદિ ગુણો દ્વારા જ શારીર યપ્રમાદ નામની ધાતુઓના વૃદ્ધિ ક્ષયમા કારણરૂપ થાય છે

આ પ્રસગમા જ ત્રિધાતુ સિદ્ધાન્તની ચર્ચા આ લેખકે કરી છે કારણ એમના મતે અગ્નિષોમવાદ–એટલે જગતમા બધા રસો સૌમ્ય કે આગ્નેય છે કારણ કે જગત અગ્નિષોમીય છે (સુ સૂ અ ૪૨) તેના ઉત્તરરૂપ એ ત્રિધાતુ સિદ્ધા ત

ત્રિધાતુ સિદ્ધાન્ત વાદના ઇતિહાસની ચર્ચા કરતા આ ગ્રન્થકાર કહે છે કે ‘પહેલા તો આપણે એ જોવાનુ છે કે યજ્જ પુરૂષીય પરિષદના સમય સુધી કફ પિત્ત વાત વિષયક જ્ઞાનમા કેટલી પ્રગતિ થઈ હતી અને એ પ્રગતિ કયા ક્રમથી થઈ હતી પણ આ બાબતમા એ ધ્યાનમા રાખવાનુ છે કે અત્યારે આપણી સામે વાત પિત્ત કફ વિષયક જે સાહિત્ય છે તે નષ્ટાવશેષ અને અપર્યાપ્ત છે બીજુ એમા ભિન્ન ભિન્ન સપ્રદાયોના પરસ્પર વિરુદ્ધ વક્તવ્યો એકત્ર મળેલા છે અને સસ્કાર કર્તાઓએ એવી રીતે બધુ સકલિત કર્યું છે કે એમા જ્યા જુઓ ત્યા એક વાક્યતા દેખાય છે”

સાચી વાત છે આ એક વાક્યતાને પરિણામે જ એની પછવાડે રહેલો આયુર્વેદિક વિચારોનો લાબો ઇતિહાસ આપણે ઉકેલી શકતા નથી મતલબ કે કેવળ ત્રિદોષવાદની જ બાબતમા આ સ્થિતિ છે એમ નથી, એ સ્થિતિ ચરક સુશ્રુત માટે સામા ય છે

શ્રી મ ચ પાઠક આગળ ચાલતા કહે છે કે “ માણસને શ્લેષ્મપિત્ત વાત સજ્ઞક દ્રવ્યોનુ જ્ઞાન ક્યારે થયુ અને એ સજ્ઞાઓ ક્યારથી પ્રચલિત થઇ એ નથી કળી શકાતું ” આટલે સુધી હુ મળતો છુ પણ પછી તેઓ કહે છે કે આ શ્લેષ્મ પિત્તવાતની ઉત્પત્તિને સમજવાનો યત્ન પહેલવહેલો યજ્ઞમ વાદીઓએ કર્યો, એ વિષે મને સદેહ છે તેઓએ પુરાવા તરીકે જે વચનો ઉતાર્યા છે તે આવાદ ક્ષેત્રભૂમિ થયા પછી લખાયા છે

એક બીજી વાત પણ આ ગ્રન્થકાર આ પ્રકરણમા કરે છે તેઓ કહે છે કે “પહેલા વાતપિત્ત કફને વિપાકજન્ય અને મળરૂપ માનવામા આવેલ જુઓ ચરક સૂ અ ૨૮નુ घातवो धात्वाहारा ઇત્યાદિ વચન किट्टास्वेद मूत्रपुरीष वातपित्तश्लेष्माण એવુ સ્પષ્ટ કથન છે એટલે એ વખતના વર્ગી કરણ કર્તાઓએ ઓજ, ઉષ્મા અને ધાતુપ્રસાદને પ્રસાદ વર્ગમા ગોઠવેલ છે

પણ પાછળના કાળમા વાત, પિત્ત કફ સબધી જ્ઞાન વધારે વ્યાપક થયુ અને તે ઉત્તરકાલીન સપ્રદાયના વર્ગીકરણ કર્તાઓએ ઓજ, ઉષ્મ અને ધાતુ પ્રસાદનો પણ વાત, પિત્ત કફમા સમાવેશ કરીને તેઓની જ પ્રકુપિત અવસ્થાને મલ વર્ગમા રાખવાનો પ્રયાસ કર્યો છે આ ગ્રથ કર્તાની આ વિચાર પ્રણાલી મને ઠીક લાગે છે પ્હેલા મલરૂપ વાતપિત્ત કફના અવલોકનથી એ સજ્ઞાઓ મલરૂપ માટે જ વપરાવા લાગી હોય અને પાછળથી પ્રસાદરૂપ અને મલરૂપ એવો ભેદ પાડી તેનો ઓજ, ઉષ્મા અને ધાતુપ્રસાદ સાથે સમન્વય કરવામા આવ્યો હોય એ સભવિત છે વર્ગીકરણના લાઘવની દૃષ્ટિથી આયુર્વેદના આચાર્યોએ આ માર્ગ લીધો હોય એમ હુ ધારૂ છુ

આ પ્રસગમા જ ગ્રથકર્તાએ ઓજ, તેજ અને ધાતુ પ્રસાદનુ વિવેચન કર્યુ છે, અને એ વિવેચન કરતા આધુનિક વિજ્ઞાનની પરિભાષા વાપરીને પણ સ્પષ્ટીકરણનો યત્ન કર્યો છે એમના કહેવા પ્રમાણે ક્રમશ પરિપાચિત થતા ધાતુ સમુદાયમાથી નીકળતો જે વસા નામનો સ્નેહ સમુદાય એ તેજ એ અગ્નિગુણાત્મક છે આ શરીરગત સ્નેહ જાતને પાશ્ચાત્ય ભાષામા Fats કહે છે એનો એક ઉત્તમ પ્રકાર Lecithin છે, એ રક્તના શ્વેત કણોમા, ઇડામા અને જુદાજુદા શારીર રસોમા ખાસ કરીને આદ્ય અવયવોના જીવન રસમા રહે છે હાલના વિજ્ઞાન પ્રમાણે પણ એ અગ્નિ ગુણાત્મક છે પછી વર્તમાન વૈજ્ઞાનિકોના મત પ્રમાણે શુદ્ધ શ્લેષ્મ Mucoids અને કફકલ્પ Mucoids એ ઓજના પ્રકાર માને છે તેમજ આદ્ય શ્લેષ્મ Intercellular material કલલ શ્લેષ્મ Jelly like tissue (જેને આયુર્વેદમા પણ ક્ષેરભૂત ચરક શા અ ૪ કહેલ છે) ધાતુ શ્લેષ્મ Areolar tissue સધિ શ્લેષ્મ Synovia આદિ પદાર્થોને ઓજના પ્રકાર કહેલા છે આયુર્વેદમા ઓજને ત્રણ પ્રકારનુ કહેલુ છે (૧) શુક્રમલ સજ્ઞક ઓજ (૨) પરઓજ અને (૩) અપર ઓજ આમાથી શુક્રમલરૂપ ઓજ એ બુદ્ધિબલવર્ધક છે વર્તમાન વૈજ્ઞાનિકો આને શુક્ર સબધી અવયવોનો અત સ્રાવ માને છે એનાથી બુદ્ધિ (દૂધ. (સ્વસ્થીસ્વતુ) પોષણ થાય છે એમ માને છે એનાથીજ યૌવન તે) પુરૂષત્વના મૂછ વગેરે લક્ષણો પ્રગટ થાય છે એમ માને છે

**પરઓજ**ને ગર્ભનો આધસાર કહ્યો છે (જુઓ ચ સૂ અ ૩૦) અર્થાત્ શુક્રાર્તવ સજ્ઞક આદ્ય અવયવો (Cells)ના અને તેના સયોગથી બનેલા ગર્ભાકુર (Fertilised ovum)નો મૂળઘટક છે જીવનાયતનૌજસ (Nucleo-protein) કહે છે આ શરીરના સમસ્ત આદ્ય અવયવોમા રહે છે **અપર ઓજ** (જુઓ ચરક સૂ અ ૩૦) 'જે અપર ઓજને લીધે શરીરના અવયવો તૃપ્ત થઇને પ્રાણી જીવિત રહે છે જે ધાતુરસનો સારભૂત પદાર્થ (પિપકદ્ર ય

Protein) છે (ઘણુ કરી આ કારણથી ધાતુરસને પણ रसश्चौज सख्यात એ રીતે ઓજ કહેવાની પ્રથા પડી છે ) આ ઓજ અન્નથી પ્રાપ્ત થાય છે અને તેની વિશુદ્ધ અવસ્થાને પર ઓજ કહે છે

ટુકમા તેજ કે વસાજાય દ્રવ્યનો પિત્તમા, ઓજનો શ્લેષ્મામા અને ધાતુ પ્રસાદનો વાયુમા સમાવેશ કર્યો છે ધાતુ પ્રસાદને પ્હેલા વર્ગીકરણમા પચેન્દ્રિયોનુ દ્રવ્ય છે તથા અનેકરૂપ છે એમ કહેલુ છે હાલના વજ્ઞાનિકો એને ધોળુ અને ધૂસર એમ બે જાતનુ માને છે નાડી સસ્થા (નર્વસસીસ્ટમ) આ ધાતુ પ્રસાદની બનેલી છે પચજ્ઞાનેન્દ્રિય પાચ કર્મેન્દ્રિય, બુદ્ધીન્દ્રિય એ સર્વની રચના આ દ્રવ્યની છે આ રીતે આ ધાતુપ્રસાદ એ જ્ઞાન અને ચેષ્ટા બેયનો વાહક છે

ઓજ, ઉષ્મા, (તેજ) અને ધાતુપ્રસાદનુ આટલુ બધુ જ્ઞાન ઘણા લાબા વખતના અન્વેષણથી જ મળ્યુ છે પ્હેલા આ ઓજ ઉષ્મા અને ધાતુપ્રસાદને શ્લેષ્મ પિત્તવાયુથી ભિન્ન ગણતા હતા પણ પાછળથી આચાર્યોએ એનો સમન્વય કર્યો આ સમન્વય દર્શક વચન જોવુ હોય તો જુઓ —

प्राकृतस्तु बल श्लेष्मा विकृता मल उच्यत

स चैवोज स्मृत कायें सच पाप्मोपदिश्यत (સુ સૂ અ ૧૭)

આમા પ્રાકૃત શ્લેષ્માને બળરૂપ તથા ઓજ કહેલ છે અને વિકૃત શ્લેષ્માને મળ કહેલ છે

ઉપરના સમન્વયને પરિણામે શારીર ધાતુઓનુ બીજી રીતે વર્ગીકરણ થયુ, અને તે બીજા વર્ગીકરણનુ સ્પષ્ટ કથન ચરકના નીચેના વાક્યમા મળે છે

शारीरधातवस्त्वेव द्विविध सग्रहण मलभूता प्रसादभूताश्च। तत्रमल भूतास्ते ये शरीरस्य बाधकरा स्यु । तद्यथा शरीरच्छिद्रेषूपदेहा पृथग्ज मानो वहिर्मुखा परिपक्वाश्च धातव प्रकुपिताश्च वातपित्तश्लेष्माणो य चान्यपि केचित शरीर तिष्ठन्तो भावा शरीरस्यो पघातायोपपद्यन्ते सर्वास्तान्मले प्रचक्ष्महे । इतरास्तु प्रसादे गुर्वादींश्चद्रव्याता गुणभेदेन, रसाश्चशुक्रान्तान् द्रव्यभेदेन । (ચરક શા અ )

આ વચનમા રહેલી વિચારસરણીને પરિણામે વાતપિત્ત શ્લેષ્મની પ્રાકૃત અને વિકૃત એવી બે અવસ્થાઓ મનાવા લાગી અને પ્રાકૃત વાતપિત્ત કફના કર્મો પણ નક્કી થયા (જુઓ ચરક સૂ અ ૧૮) અહીં પ્રાકૃતનો અર્થ અકુપિત અને વિકૃતનો અર્થ કુપિત છે પાછળથી ભિન્નભિન્ન મનુષ્યની જન્મથી જ ભિન્નભિન્ન પ્રકૃતિ હોય છે એ સત્ય ઉપર ધ્યાન ખેચાતા પ્રકૃતિ અનેક પ્રકારની પણ ઉપદેશવામા આવી છે ચરક કહે છે કે —

तद्यथा शुक्रशोणितप्रकृतिं, कालगर्भाशयप्रकृतिं, आतुराहारविहारप्रकृतिं, महाभूत विकारप्रकृतिं च गर्भशरीरमपेक्षत । एतानिहि यन यन दोषण अधिक्तमन एकेन अनेकेन

या समनुपद्यते तेन तेन दोषेण गर्भोऽनुपद्यते । तत्र सा सा दोषप्रकृतिरुच्यते मनुष्याणां गर्भादिप्रवृत्ता तस्मात् वातला प्रकृत्या काश्चित् पित्तला काश्चित् श्लेष्मला केचित् ।

(ચર० વિ અ ૮)

જો કે આમા શુક્રશોણિત ગર્ભાશય કાલ વગેરે અનેક પ્રકૃતિઓ દર્શાવી છે પણ આ બાબતમા પ્રાધાન્ય તો શુક્ર શોણિત પદ્ધતિનુ જ છે એ વાત કેટલાક આચાર્યોએ સ્પષ્ટ સ્વીકારી છે મારા મતે ચરક કરતા સુશ્રુતનો નીચેનો મત આયુર્વેદિક વિચારોનો વિકાસ સૂચવે છે સુશ્રુતમા કહ્યુ છે કે -

शुक्रशोणित संयोगे यो भवेद्दोष उत्कट

प्रकृतिर्जायते तेन तस्या मे लक्षण शृणु ॥

ગર્ભાવક્રાન્તિની દૃષ્ટિથી અહીં શુક્રશોણિત શબ્દોથી બીજ અને ફલસંજ્ઞક અણુ અવયવ અભિપ્રેત છે એમ કહીને ગ્રંથકાર પિપ્પલીમા અણુઅવયવનુ આધુનિક વિજ્ઞાનની ભાષામા વિવરણ કરે છે અણુઅવયવ કે જીવાણુ જીવન રસ ( Protoplasm )નો બનેલો છે વળી આ જીવનરસમા પાણી ફ્ર ભાગ હોય છે તેમા જે ઓજસ પોષક દ્રવ્ય છે તે ઘણુ મહત્વનુ છે એમા કાર્બન હાઇડ્રોજન નાઈટ્રોજન, ઓક્સીજન અને ફોસ્ફરસ અને ગંધક એટલા તત્વો હોય છે આમા તેજ અથવા તૈજસ ૮ય સ્નેહવમા ( લીસીથીન ) પણ હોય આ વસામા ફોસ્ફરસ પણ હોય છે અને એમા ક્ષાર પણ છે

વળી પ્રત્યેક જીવાણુમા ગ્રહણ વિસર્જન પ્રજનનાદિ વ્યાપાર ચાલ્યા કરે છે અને આ વ્યાપારો ઉપરથી આયુર્વેદિક દૃષ્ટિને સૂક્ષ્મતનરૂપમા પણ ધાતુ પ્રમાદ એમા હોવાનુ અનુમાન થાય એ સ્વાભાવિક છે મતલબ કે અણુ અવયવની રચના વાતપિત્ત શ્લેષ્માની બનેલી છે ત્રિધાતુ સિદ્ધાંતની દૃષ્ટિથી અણુઅવયવમા જે ઉદક અને ઓજ છે તે શ્લેષ્મા છે તેજ અને ક્ષાર છે તે પિત્ત છે અને વાતુપ્રસાદ તથા કાર્બન, ઓક્સીજન વગેરે વાયવીય દ્રવ્યો છે તે વાયુ છે

આ ગ્રંથકર્તાની વિચાર પ્રણાલી ઉપર જે સાર ઉતાર્યો છે તેથી સ્પષ્ટ સમજાશે પછી વાત પ્રકૃતિ, પિત્ત પ્રકૃતિ વગેરેના ગ્રંથોક્ત લક્ષણો આપ્યા છે પણ આ ગ્રંથકાર કહે છે કે પ્રાકૃત વૈકૃત શબ્દોના અર્થમા આથી પણ આગળ ફેરફાર થયો છે એ ધ્યાનમા લેવા યોગ્ય છે આ ફેરફાર સૂચક સ્પષ્ટ વચન અષ્ટાંગ સંગ્રહ ( શા અ ૮) ના નીચેના વચનમા મળે છે—

द्विविधा वातादय प्राकृता वैकृताश्च । तत्र प्राकृता सप्तविधाया प्रकृतेर्हेतुभूता शारीरैक्य मानं ते शरीरधारणाद् धातुसंज्ञा वैकृतास्तु गर्भादभि नि सृतस्य, आहाररसाच मला समरति प्राकृतेभ्येतरोहति स कालादिवशेन स्वप्रमाणवृद्धिक्षययोगात् देहमनु गृह्णन्ति दूषयन्ति च ।

પ્રાકૃત વૈકૃતનો આ વાકયમા કહેલો શરીરના જન્મ સાથે આવેલ તે પ્રાકૃત એ અર્થ ચરક સુશ્રુતના ઉપર C લેખેલા વચનોમા નથી એ સ્પષ્ટ છે

પણ અહીં એક વસ્તુ કહેવી જોઇએ કે આ રીતે જે વિચારોનો વિકાસ થઇને શબ્દોના અર્થમા ફેરફારો થયા અથવા કાળક્રમે નવા અર્થો ભરવામા આવ્યા તેનો વિવેક અત્યારે આપણી પાસે જે ગ્ર થો છે તેમા નથી એટલે અત્યારના વિવેચકનુ એક કાર્ય આ પ્રાચીન ગ્રન્થોના જુ । જુદા વચનોનો વિવેક કરવાનુ છે

આગળ ચાલતા આ ગ્ર થકાર કહે છે કે ત્રિધાતુ સિદ્ધાન્ત વાદીઓ વાયુ શબ્દને ધર્મ વાચક પણ ગણે છે એટલુ જ નહિ પણ તેઓની દૃષ્ટિથી વાત, પિત્ત શ્લેષ્મા તત્ત્વત 'ધર્મ' છે ગ્ર થકારનુ વક્તવ્ય એમ લાગે છે કે અમુક લક્ષણો દેખાય એ વાતનુ લક્ષણ થયુ અમુક દેખાય એ પિત્તનુ લક્ષણ થયુ વગેરે પછી વાત કલાકલીય પરિષદમાથી વાતપિત્ત કફના કર્મો સ બ ધી વાક્યો ઉતાર્યા છે

આ ગ્રન્થકારની દૃષ્ટિ સમજવામા આવે માટે આ પ્રકરણનો લગભગ સાર ઉપર ઉતાર્યો છે એમ છતા ત્રિધાતુ સિદ્ધા ત વિષે એમનુ વક્તવ્ય પૂરૂ સ્પષ્ટ થતુ નથી આથી આગળ હિરણ્યાક્ષ કુશિકનો ષડધાતુવાદ, કાશિકનો પર પરાવાદ, ભદ્ર કાપ્યનો કર્મવા , ભારદ્વાજનો કાલવાદ અને છેવટ પુનર્વસુઆત્રેયનો નિર્ણય અને ત્રિભાગાત્મક સિદ્ધા ત એ રીતે પ્રકરણો પાડીને આયુર્વેદ દર્શનની આ । થકારે ચર્ચા કરી છે

પુનર્વસુનો ત્રિભાગાત્મક સિદ્ધાન્ત એટલે ચરકના નીચેના વાકયમા કહેલો સિદ્ધા ત એમ આ ગ્રન્થકારનુ કહેલુ છે —

सत्त्वमात्मा शरीरं च त्रयमेतत्त्रिदण्डवत् ।
लोकस्तिष्ठति संयोगात्तत्र सर्वं प्रतिष्ठितम् ॥
स पुमान् चेतनं तच्च तच्चाधिकरणं स्मृतम् ।
वेदस्यास्य तदर्थं हि वेदोय संप्रकाशित ॥ (च सू च १)

એટલે સત્વ, આત્મા અને શરીર એ ત્રણના સ યોગથી લોક એટલે જીવતુ શરીર ચાલે છે તેમા સત્વ અને શરીર અન્યો ય અનુવિધાયક છે

शरीरमपि सत्त्वमनुविधीयते सत्त्वं च शरीरम् (ચરક શા અ ૪)

અને આત્મા એ એવી પર અને નિર્વિકાર છે (એજન)

# મેષ શૃંગી કઈ ?

ઘણી વખત મેષશગીને કાકડાશિંગ માની લઈ ગોટાળો કરવામા આવે છે, મરડાશિંગી અને મેઢાશિંગી ને કાકડાશિંગી એક જ છે પરતુ મેઢાશિંગી એ મેષશૃગીનુ જ અપભ્રશ લાગે છે તેનો અર્થ થાય છે 'ઘેટાના શિંગડા જેવી'

કાકડાશિંગનો આકાર ઘેટાના શિંગડાને જરાયે મળતો આવતો નથી ઘેટાનુ શિંગડુ તો કાકડાશિંગી કરતા કદમા ઘણુ મોટુ હોય છે અને તે સામા ય રીતે ગોળાશ લેતુ હોય છે

કેટલાક મેષશૃગીને મીઢિયાવળ સાથે સરખામણી કરે છે પણ તે સરખામણી માટે શા કારણો છે તે કોઈ જણાવતુ નથી

વિદ્વદ્વર્ય ડૉ મ્હસકરે Gymnema Sylvestre જેને આપણે ગુડમારના નામથી ઓળખીએ છીએ અને મધુનાશિની એવુ નવું નામ જેને માટે યોજ્યુ છે તેને મેષશૃગી ગણી છે (જુઓ સચિત્ર પ્રયુજ્યમાના ભારતવર્ષીયા વનસ્પતય નામનુ તેમનુ પુસ્તક પૃ ૩૬) આને મેશશગી માનવાનુ શુ કારણુ ? ગુડમારના ફળ દોડીના ડોડવાને ઘણુ મળતા થાય છે પરતુ તેમના ટેરવા ડોડવાની પેઠે ગોચે કઈક ગોળાશ લેતા ન હોતા અણીદાર હોય છે કાગડાની ચાચને કાઈક મળતા-ઘેટાના શિંગને તો એ કોઈ પણ રીતે મળતા ન જ આવે મે આ દૃષ્ટિએ ગુડમારનુ ફળ બરાબર નિહાળી નિહાળીને જોયુ છે શ્રી મ્હસ્કરજીએ આ મેષશગી નામ ગુડમારને શા માટે આપ્યુ છે તે જણાતુ નથી મે તેમને એ વિષે એક પત્ર લખ્યો છે અને તેનો ઉત્તર મળ્યે વાચકો સમક્ષ તે મુકીશ

મહારાષ્ટ્રમા એક વૃક્ષ થાય છે તેને મેંડશિંગી કે ભેંડશિંગી કહે છે તે મેરશિંગીને નામે પણ ઓળખાય છે આ પાટલાના વગનુ (N O Bi no niacese) વૃક્ષ છે એનુ લૅટિન નામ છે Spethodia falcata ખાચુતે કીર્તિકરના ગ્રથમા બીજા ભાગને ૮૪૪મે પાને એનો ઉલ્લેખ છે તમણે એની શિંગ તથા પાનનુ ચિત્ર પણ આપ્યુ છે વળી ટાલ્બોટના Forest flora બીજા ભાગના ૩૧૦ પાન ઉપર પણ તેનુ ચિત્ર છે મે તો જાતે એની શિંગો ને વૃક્ષ નિહાળી નિહાળીને જોયું છે અને મારા વનસ્પતિ સગ્રહમા પણ તેનો નમૂનો છે અને મારે જણાવવુ જોઇએ કે શિંગી ઘેટાના શિંગડાને ઘણી મળતી આવે છે પૂનાની આસપાસ આ વૃક્ષો ઠીક પ્રમાણમા ઊગેલા મે જોયા છે અને ડાગના જગલમા થાય છે એવુ શ્રી સુરેશ દીક્ષિતે જણાવ્યુ છે

આ જ મેષશગી હોવી જોઇએ એમ મને લાગે છે અને તે વિષે આ નાનકડી નોધના વાચકો પોતાનો મત જણાવશે તો ઉપકૃત થઈશ

કમઠેકુ ૮ }
પૂના ૪ }

વૈદ્ય શિવશકર પ્રાણશકર શુક્લ

# ત્રિદોષ વિજ્ઞાનીયમ્

(લેખક વૈદ્યકનો વિદ્યાર્થી, ગૌરીશંકર વજેશંકર દ્વિવેદી, માણસા)

शरीरदूषणाद्दोषा धातवो देहधारणात् ।
वातपित्तकफा ज्ञेया मलिनीकरणान्मला ॥

વાત પિત્ત અને કફ શરીરને દુષિત કરવાથી દોષની સંજ્ઞા પામે છે તેઓ દેહને ટેકારૂપ હોવાથી ધાતુને નામે પણ ઓળખાય છે તથા શરીરને મલિન કરે છે તેણે કરીને મળ પણ કહેવાય છે

આ પ્રમાણે વાત પિત્ત અને કફ ત્રણ રૂપમા પોતાનુ કાર્ય કરે છે જ્યારે ત્રણે દોષ પ્રકૃતિસ્થ અવસ્થામા હોય છે ત્યારે તેઓ શરીરને ધારણ કરે છે અને શરીરને સર્વ પ્રવૃત્તિમા જોડે છે, તેથી તેઓ ધાતુ કહેવાય છે તેજ ત્રણે દોષ જ્યારે વિકૃત અવસ્થાને પામે છે, ત્યારે શરીરના શત્રુ બની સાવ નિર્બળ તથા પ્રવૃત્તિમા શિથિલ શરીરને કરી નાખે છે જ્યારે આ ત્રણે દોષ શરીરમાથી કચરાના રૂપમા જેવા કે લીંટ, પરસેવો, મળ, મૂત્ર વિગેરે રૂપમા બહાર આવે છે ત્યારે તેઓ મળ નામથી ઓળખાય છે

विसर्गादानविक्षेपैः सोमसूर्यानिला यथा ।
धारयन्ति जगद्देहं कफपित्तानिलास्तथा ॥

જેવી રીતે ચદ્રવિસર્ગ ક્રિયાથી, સૂર્ય આદાનક્રિયા વડે અને વાત વિક્ષેપ ક્રિયા થકી જગતને ધારણ કરી રહ્યા છે તેવી રીતે કફ પિત્ત અને વાત પણ મનુષ્ય શરીરને ધારણ કરી રહ્યા છે આ ઉપરથી સાબિત થાય છે કે આપણા આયુર્વેદ શાસ્ત્રકારોએ આ ત્રણે દોષ વિષે તેમને અગત્યનુ સ્થાન આપી કેટલો ઊંડો અભ્યાસ કર્યો છે આયુર્વેદ શાસ્ત્ર ત્રિદોષ ઉપર જ અવલબી રહ્યુ છે, તથા 'तिलेषु तैलम् इव' આયુર્વેદ ચિકિત્સા તથા નિદાનમા દોષોનું વ્યાપકત્વ છે એમ કહેવામા અતિશયોક્તિ તો નહિ જ ગણાય દોષ દુષિત થયા ઉપર જ આપણે રોગીના રોગનુ નિદાન કરી તેના માટે યોગ્ય ઔષધોપચાર આપવાનો વિચાર કરી શકીએ છીએ

તો આ એક અગત્યના અંગ વિષે શાસ્ત્રમા જે કાઇ પૃથક પૃથક સ્થાને લખાયુ છે તે સર્વ યથા લાભ એકસ્થાને સમુચ્ચયમા ગોઠવવા પ્રયત્ન કરવો તે જરૂર અસ્થાને તો નહિ જ ગણાય

અનેક અસાધ્ય રોગોનું મૂળ અને જે સર્વ દોષોનો પ્રધાન પ્રેરક છે એવા વાત દોષ ઉપર આપણે પ્રથમ વિચાર કરીએ

**વાતનું પ્રાધાન્ય —**

पित्त पङ्गु कफ पङ्गु पङ्गवो मलधातव ।
वायुना यत्र नीयन्ते तत्र वर्षन्ति मेघवत् ॥

પિત્ત દોષ પાંગળો છે, કફ પણ પાંગળો છે અને મળ તથા ધાતુઓ પણ પાંગળા છે વાયુ જ્યાં તેમને લઈ જાય છે ત્યાં તેઓ મેઘની જેમ વરસે છે આ શ્લોક ઉપરથી વાત દોષનું બીજા બન્ને દોષો ઉપર પ્રાધાન્ય નક્કી થાય છે અને છે પણ તેમજ કફ અને પિત્ત દોષથી થતા વ્યાધિઓનું શમન થતાં બહુ સમય જતો નથી, જ્યારે વાત બાધિનું શમન થવું ક્યારે બને તે કહેવું અસંભવિત છે વાત વ્યાધિ કષ્ટ સાધ્ય છે, અને જો તેની પૂરતી સાવચેતી રાખવામાં ન આવે તો તેને અસાધ્યતામાં પરિણામ પામતા વાર લાગતી નથી વળી પિત્ત અને કફના વ્યાધિઓ જો ઉગ્રસ્થિતિમાં હોય તો કષ્ટસાધ્ય થાય છે છતાં ચિકિત્સકોને તે રોગ માટે બહુ દહેશત રહેતી નથી, પણ સારૂં ઔષધ આપી જરૂર સુધારી શકવાની હિંમત રહે છે, જ્યારે વાતવ્યાધિ ક્યારે શમન પામશે તે કહેવું અશક્ય છે તો આ ત્રણે દોષોમાં વિશિષ્ટ પાઠ ભજવતા વાત દોષને આપણે ચર્ચવામાં પ્રથમ સ્થાન આપીએ

**વાત સ્વરૂપ —**

दोषधातुमलादीना नेता शीघ्रसमीरण ।
रजोगुणमय सूक्ष्मो रूक्ष शीतो लघुश्चल ॥

દોષ ધાતુ તથા મળ વિગેરેને પ્રવર્તાવનાર વાયુ છે વાયુ રજોગુણી છે સૂક્ષ્મ છે, રૂક્ષ છે ઠંડો, હલકો અને ચંચળ છે ત્રણે દોષોમાં વાયુ સુક્ષ્મ અને અતીન્દ્રિય છે અપ્રત્યક્ષ છે તે આંખોથી જોઇ શકાતો નથી પણ તેની ક્રિયા માત્રથીજ તેનું અનુમાન કરવું શક્ય છે, તેથી વાયુ અનુમેય છે જ્યારે પિત્ત અને કફ આપણા શરીરમાં સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને સ્વરૂપમાં પ્રવર્તે છે, વિદ્યમાન છે ત્યારે વાયુ સૂક્ષ્મ સ્થિતિમાં આખા શરીરમાં વ્યાપેલો છે, તેનું સ્થૂલ સ્વરૂપ કોઈ સ્થાન ઉપર હજુ સુધી જણાયું નથી

આ પ્રમાણે સુક્ષ્મપણાને અંગે વાયુ દેહમાં અગત્યનો પાઠ ભજવે છે તેથી આપણા શાસ્ત્રકારો જણાવે છે કે —

वायु रायु बल वायु र्वायु र्धातु शरीरीणाम् ।
वायुर्विश्वमिद सर्वं प्रभुर्वायुश्च कीर्तित ॥

દેહનું જીવન વાયુ છે શરીર ધારીઓનું ધાતુ (વીર્ય) પણ વાયુ જ છે અખિલ વિશ્વ વાયુમય જ છે, વાયુ સર્વનો પ્રભુ છે કારણ કે જ્યાં સુધી

પ્રાણી માનના ખોળીયામા શ્વાસની ગતિ છે ત્યા સુધી જીવન તત્ત્વ છે પરતુ શ્વાસ વિરામ પામતા જ જીવનનો પણ અન્તકાળ સમજવો

**પ્રકૃતિસ્થ વાતના કર્મ —**

उत्साहो च्छ्वासनि श्वासचेष्टा धातुगति समा ।
समा मोक्षो गतिमता वायो कर्म्माऽविकारजम् ॥

(સિદ્ધાન્ત નિદાન)

उत्साहोच्छ्वासनिश्वास चेष्टावेगप्रवर्तनै ।
सम्यग्गत्वा च धातूना इन्द्रियाणा च पाटवै ॥
अनुगृह्णाति अविकृत हृदयेन्द्रियचित्तधृक् ॥

(ભાવપ્રકાશ ભા ૧)

प्रस्पन्दनोद्वहनपूरण विवेकधारणलक्षण वायु । (सुश्रुत)

ઉત્સાહ, શ્વાસ લેવો અને બહાર કાઢવો વિગેરે (સુશ્રુત) ક્રિયા સમપણે ચાલતી હોય, શરીરની ચેષ્ટા પણ જેવી રીતે થવી ઘટે તેમ થતી હોય, મોક્ષપણ યોગ્ય સમયે થતો હોય ત્યારે વાયુ અવિકારી અવસ્થામા છે એમ જાણવુ

ઉત્સાહ, શ્વાસ, નિશ્વાસ, હલન ચલન, મળનુ નીકળવું, ધાતુઓની સમાનગતિ, સવ ઇન્દ્રિયોની પટુતા વિગેરે ક્રિયા ધાતુઓથી વાયુ શરીરમા પ્રકૃતિસ્થ અવસ્થામા છે એમ જાણવુ અગોનુ ચલન, ઉદ્વહન, પૂરણ વિવેક વસ્તુને ધારણ કરવી વિગેરે પ્રકૃતિસ્થ વાતના જ લક્ષણ છે પ્રકૃતિસ્થ વાયુ હૃદય ઈન્દ્રિયોને ચિત્તને ઉત્સાહ પ્રેરી તેમના કાર્યમા યોગ્ય રીતે આનદથી પ્રવર્તાવે છે

**વાતદોષના ગુણ —**

रजोगुणमय सूक्ष्म शीतो रूक्षो लघु चल ।
खरो मृदु योगवाही सयोगादुभयार्थ कृत् ॥
दाहकृत् तेजसायुक्त शीतकृत्सोमसंश्रयात् ।
विभाग करणात् वायु प्रधान दोषसग्रहे ॥ (ભાવપ્રકાશ ભા ૧)
पवनस्तेषुबलवान् विभागकरणान्मत । –
रजोगुणमय सूक्ष्म शीतो रूक्षो लघुश्चल ॥

(શાર્ઙ્ગધર સંહિતા)

વાતદોષમા રજોગુણ પ્રાધાન્ય છે વાયુ સુક્ષ્મ છે અતિન્દ્રિય છે ઠડો છે રૂક્ષ છે હલકો છે તથા ચચલ છે ગુણમા ખરો છે ને મૃદુ છે વાયુ

યોગવાહી પણ છે યોગવાહીપણાને લીધે તે જે સાથે મળે છે તે પદાર્થના ગુણનો આશ્રય કરે છે પિત્ત સાથે મળતા વાતદોષ દાહ કરે છે કફના આશ્રયે રહી તેનો તે વાતદોષ ઠંડી પ્રકટાવે છે વાયુ વિભાગ કરનાર પણ છે બીજા દોષોને ભિન્ન કરી નાખે છે, તેને લીધે વાતદોષને દોષોમા પ્રધાન ગણેલો છે શાર્ઙ્ગધર સહિતામા પણ એકશ્લોકમા ઉપલા અર્થનુ જ પ્રતિપાદન કર્યું છે

**વાત સ્થાનાનિ —**

पक्वाशयकटीसक्थिस्रोतोऽस्थिस्पर्शनेन्द्रियम् ।
स्थान वातस्य तत्रापि पक्वाधान विशेषत ॥ (ભાવપ્રકાશ)
मलाशये चरत्कोष्टे वह्निस्थाने तथा हृदि ।
कण्ठ सर्वांगदेशेषु वायु पञ्च प्रकारत ॥ (શાર્ઙ્ગધર)[1]

बस्ति पुरीषाधान कटि सक्थिनी पादावस्थिनो च वातस्थानानि ।
तत्रापि पक्वाशय विशेषेण वातस्थानम् ॥

(चरक सूत्र अ २०)

વાતદોષ પકવાશય, કેડ, સાથળ સ્રોતો, અસ્થિ અને સ્પર્શેંદ્રિયોમા રહેલો છે પેડુ, મલાશય, કેડ વિગેરે સ્થાનોમા પકવાશય અને વાતદોષનુ મુખ્ય સ્થાન છે આખા દેહમા વાતદોષ વ્યાપક છે પણ પકવાશયમા તે વિશેષે કરીને રહેલો છે આ તો આપણે વાત દોષ ઉપર સામાન્ય ચર્ચા કરી હવે વાત કેટલા પ્રકારના છે, કયા કયા સ્થાનમા કયા પ્રકારનો વાત રહેલો છે, તથા તે ત્યા શુ શુ કાર્ય કરે છે વિગેરે બાબતો ઉપર હવે વિચાર કરીશુ

**વાતના પ્રકાર અને સ્થાન —**

उदानस्तदनु प्राण समानोऽपान एव च ।
व्यान श्चेतानि नामानि वायो स्थान प्रभेदत ॥
कण्ठ हृदि तथा धस्तात् कोष्ठ वह्नेर्मलाशये ।
सकलेऽपि शरीरेऽसौ क्रमेण पवनो वसेत् ॥ (ભાવપ્રકાશ)
हृदि प्राणो गुदेऽपान समानो नाभिसस्थित ।
उदान कठदेशस्थो व्यान सर्वशरीरग ॥ (શાર્ઙ્ગધર)

[1]આયુર્વેદ શાસ્ત્રકારોએ વાયુના પાચ પ્રકાર વર્ણવ્યા છે અને તે પ્રમાણે તેનાં સ્થાન પણ નક્કી કર્યાં છે પ્રાણવાયુ, અપાનવાયુ, વ્યાનવાયુ, ઉદાનવાયુ અને સમાનવાયુ આ વાતદોષના પાચ પ્રકારના જુદા જુદા નામ છે

હૃદય (ઉર) એ પ્રાણવાયુનુ સ્થાન છે અપાનવાયુ ગુદા (મલાશય)મા રહેલો છે, નાભિ એ સમાન વાયુનુ સ્થાન છે, કઠ દેશમા ઉદાનવાયુ રહેલો છે, અને વ્યાનવાયુ આખા શરીરમા વ્યાપક છે આ પ્રમાણે પાચે પ્રકારના વાયુ પોતપોતાના સ્થાનમા રહી પોતાનુ કાય કરી રહ્યા છે દરેક પ્રકારનો વાયુ પોતાના મુકરર સ્થાનમા રહી શુ કાય કરે છે તે ઉપર હવે આપણે જરા નજરે નાખીએ

**ઉદાનવાયુનુ કર્મ —**

उदानो नाम यस्त्वूर्ध्व मुपैति पवनोत्तम ।
तेन भाषितगीतादिप्रवृत्ति कुपितस्तुस ।
ऊर्ध्वजत्रुगता रोगा करोति स विशेषत ॥ (ભાવપ્રકાશ)

स्पन्दयत्यधर वक्तु गात्रनेत्रप्रकोपन ।
उद्वेजयति मर्माणि उदानो नाम मारुत ॥

ઉદાનવાયુ કે જે કઠ દેશમા રહેલો છે તે ત્યા રહી બોલવુ, ગીતગાવા વિગેરે ક્રિયાની અવિકૃત અવસ્થામા પ્રવૃત્તિ કરે છે ઉદાનવાયુ પ્રકૃતિસ્થ અવસ્થામા હોય તો આપણે સારી રીતે બોલી શકીએ, ગાઈ શકીએ અને વાતચિત કરી શકીએ આપણા કઠનો અવાજ ઘટડી જેવો નીકળે પણ જ્યારે આ ઉદાનવાયુ પ્રકોપ પામે એટલે કે વિકાર પામે ત્યારે હાસડી ઉપરના રોગોનો તે ઉપદ્રવ કરે છે ઉદાનવાયુ બગડતા-વિકાર પામતા આખો દુખવી ગરુ બેસી જવુ ગળાનુ બળવુ તથા બીજા પણ મોઢાના ઉપદ્રવો, નાકના કાનના અને માથાના ઉપદ્રવોયે તે ઉત્પન્ન કરે છે

**પ્રાણવાયુનુ કર્મ —**

योवायु प्राणनामा सौ मुख गच्छति देहधृक ।
सोऽन्न प्रवेशयत्यन्त प्राणाश्चाप्यवलम्बते ।
प्रायश कुरुते दुष्टो हिक्काश्वासादिकान्गदान् ॥ (ભાવપ્રકાશ)

પ્રાણ નામનો વાયુ મુખ, ફેફસા અને હૃદય (ઉર) મા રહેલો છે જે વાયુ આપણે મુખદ્વારા શરીરમા ઉતારીએ છીએ અને જે વાયુને લીધે જ આપણા શરીરમા શ્વાસોશ્વાસ ચાલે છે તેજ પ્રાણવાયુ છે તે વાયુ મુખ કે નાકદ્વારા ફેફસામા થઇ હૃદયમા આવે છે પ્રાણવાયુને લીધે જ દેહમા જીવનની હયાતી છે જો આ પ્રાણવાયુ પ્રકોપ પામે એટલે તેમા કાઈ પણ વિકાર થાય તો તે હેડકી, શ્વાસ, દમ વિગેરે રોગોને શરીરમા જન્મ આપે છે

**સમાન વાયુના કર્મ —**

> आमपक्वाशयचर समानो वह्निसगत ।
> सोऽन्न पचति त जाश्च विशपात्विवनक्तिहि ।
> सदुष्टो वह्निमाद्यालीसारगु मा करोति च ॥

આમાશય અને પકવાશય એ સમાન વાયુનુ સ્થાન છે તે પકવાશયમા રહી જઠરાગ્નિ સાથે ભળી અન્નને પચાવે છે અન્નને પચાવી તેમા રહેલા રસ મળ ને મૂત્રને જુદા પાડે છે જ્યારે સમાન વાયુ પ્રકૃતિસ્થ અવસ્થામા હોય ત્યારે તે આ પ્રમાણે અનને પચાવી રસ અને મળ મૂત્ર જુદા પાડે છે પરતુ જ્યારે સમાન વાયુ વિકાર પામે ત્યારે જઠરાગ્નિને મદ કરે છે, અગ્નિસાદ અગ્નિ માદ્યને ગોળો વિગેરે રોગોની ઉત્પત્તિ કરે છે

**અપાન વાયુના કર્મ —**

> पक्वाशयस्थोऽपान काले कर्षति चाप्ययम् ।
> समीरण शकृन्मूत्रशुक्रगर्भार्तवा यध ।
> क्रुद्धस्तु कुरुत रागान्घोरा बस्तिगुदाश्रयान्
> शुक्रदोषप्रमेहा च यानापानप्रकोपवान् ॥

પકવાશય એટલે કે મોટા આતરમા અપાન વાયુ સમાન વાયુથી છુટા પડેલા મળ મૂત્ર તથા શુક્ર આર્તવ વિગેરેને ખેંચી નીચે ગુદાદ્વાર કે પેડુ તરફ યોગ્યસ્થાને ઘસડી જવાનુ કાર્ય કરે છે આ વાયુ જ્યારે પ્રકોપ અથવા વિકાર પામે ત્યારે પેડુ તથા ગુદાથી થતા દરેક રોગોનો ઉપદ્રવ કરે છે જેવા કે પથરી, ભગદર વિગેરે ભયકર રોગો થવા પામે છે તથા વ્યાન અને અપાન બન્ને સાથે પ્રકોપ પામતા શુક્રદોષ તથા પ્રમેહ વિગેરે રૂપી રોગોને ઉત્પન્ન કરે છે

**વ્યાન વાયુના કર્મ —**

> कृत्स्नदेहचरो व्यानो रससंवाहनोद्यत ।
> स्वेदाऽसृक्स्रावणश्चापि पचधा चेष्टय यपि ॥
> प्राय सर्वा क्रिया तस्मि प्रतिबद्धा शरीरिणाम् ।
> प्रस्पंदन चोद्वहन पूरण चविरेचनम् ।
> धारण चति पचैता चेष्टा प्रोक्ता नभस्वत ॥
> क्रुद्ध सकुरुत रागा प्रायश सर्वदेहगान् ।
> युगपत्कुपिता एत देह भि द्य यसुन्यम ॥

વ્યાન વાયુ આખા દેહમા ફરે છે તે અન્નમાથી બનેલા રસને શરીરમા વહન કરે છે, એટલે રસનું રક્તાભિસરણમા મદદ કરનાર છે-પ્રેરક છે પરસેવો તથા રક્તનું સ્રવણ વ્યાન વાયુ જ કરે છે ખાસ કરીને પાચ પ્રકારની ક્રિયા વ્યાન વાયુ શરીરમા કરે છે ગતિ, અપક્ષેપણ, ઉત્ક્ષેપણ, ઉન્મેષ અને નિમેષ આ પાચ ક્રિયા વ્યાનવાયુની છે મનુષ્યોના શરીરની સર્વ ક્રિયા આ પાચ ક્રિયાઓમા જ સમાયેલી છે આ પાચ ક્રિયાઓથી વ્યાન વાયુ પ્રસ્પદન, ઉદ્‌વહન, પુરણ, રેચન, અને ધારણ આવી પાચ ચેષ્ટાઓને પ્રવર્તાવે છે વ્યાન વાયુથી આખો ખોલવી, બધ કરવી, અગોનુ હલન ચલન, બેસવું ઉઠવું અટકવું, ને ધારણ કરવું વિગેરે ક્રિયાઓ થાય છે આ વ્યાન વાયુ જ્યારે પ્રકોપ પામે છે એટલે કે દુષિત થાય છે ત્યા શરીરમા થતા સર્વ દરદોનો તે ઉપદ્રવ કરે છે જેવા કે જ્વર, અતીસાર, રક્તપિત્ત વિગેરે રોગોને ઉભા કરે છે જો આ દોષો એકી સાથે એકજ સમયે પ્રકોપ પામે તો શરીરને પચત્વ દશાને પ્રાપ્ત થતા જરા પણ વખત લાગતો નથી

આપણે દરેક પ્રકારના વાયુ કયા સ્થાનમા છે, પોતાના સ્થાનમા રહી પ્રકૃતિસ્થ અવસ્થામા તે શું કામ કરે છે, અને તેની દૃષ્ટિ થતા તે કેવા ઉપદ્રવો ઉભા કરે છે તેની ટુકાણમા વાત કરી આપણે હવે વાતદોષ વૃદ્ધિ પામે તો શું થાય, ક્યારે પ્રકોપ પામે અને શુ ઉપદ્રવ પેદા થાય વિગેરે બાબતો ઉપર વિચાર કરીએ

**વૃદ્ધિગત વાતના લક્ષણ —**

> वातवृद्धौ परुषता त्वच कार्श्यं च कृष्णता ।
> गात्राणा स्फुरन चोष्णकामिता चाल्पनिद्रता ।
> बलाल्पत्व तथा गाढवर्चस्त्व चेवमादि च ॥

(સિદ્ધાન્તનિદાન)

વાતદોષ જ્યારે વૃદ્ધિ પામે છે ત્યારે તે દેહમા પરુષતા ઉત્પન્ન કરે છે શરીરની ત્વચા કાળી થાય છે, અગો ફાટવા માડે છે, શરીરને ઉષ્ણતાની ઈચ્છા થાય છે ઊંઘ ઓછી આવે છે, બળની હાનિ થાય છે, ગાઢો કઠણ ઉતરે છે અને પરાણે ઉતરે છે, તથા ઉંટી વિગેરે ઉપદ્રવો થવા પામે છે

**વાત પ્રકોપનુ કારણ —**

> व्यायामादपतर्पणात्प्रपतनाद्भङ्गात्क्षयाज्जागरात्
> वेगाना च विधारणादतिशुच शैत्यादतित्रासत ।
> रूक्षक्षोभकषायतिक्तकटुकैरेभि प्रकोप व्रजेत्
> वायुर्वारिधरागमे परिणते चान्ने पराह्णेऽपि च ॥

ખૂબ વ્યાયામ કરવાથી, અતિ ઉપવાસથી પડી જવાથી, હાડકુ ભાગવાથી, ક્ષયથી, જાગરણ કરવાથી, મળમૂત્રના વેગને રોકવાથી, અતિ પવિત્રતા રાખવાથી, ઠંડી, અતિ સેવન કરવાથી, રુક્ષ ક્ષોભ કરે તેવા, કષાય ને તીખા પદાર્થો જમવાથી, વાદળા ચઢી આવતા હોય તેવી ઋતુમા એટલે કે ચોમાસુ બેસતા તથા શિયાળામા, જમ્યા હોઈએ તે પચી જાય ત્યારે દિવસના અને રાતના પ્રથમ ભાગમા વાતદોષ હમેશા પ્રકોપ પામે છે, વાત દોષનું જોર વધે છે

**વાત પ્રકોપથી થતા ઉપદ્રવો —**

आध्मानस्तम्भरौक्ष्यस्फुटनविमथनक्षोभकम्पप्रतोदा
कण्ठध्वंसावसादौ श्रमकविल्पन श्रंसशूलप्रभेदो ।
पारुष्य कर्णनादौ विषमपरिणति भ्रशदृष्टि प्रमोहा
विस्पन्दोद्धेष्टनानि ग्लपनमशयन ताडन पीडनच ॥
नामोन्नामौ विषादो भ्रमपरिपतन जृम्भण रोमहर्षौ,
विक्षेपाक्षेपशोषग्रहण शुषिरताच्छेदन वेष्टन च ।
वर्णे श्यावोऽरुणोवा तृत्पिचमहतीस्वापपि प्रसगा
विद्या कर्माण्यमूनिप्रकुपितमरुत स्यात्कषायोरसश्च ॥ (માધવનિદાન)

पारुष्यसकोचनतोदशूल ।
श्यावत्वभगाऽयथचेष्टभावान् ।
सुप्त्यशीत वम्वरत्वशोषान् ।
कर्माणि वायो प्रवदन्तितज्ज्ञा ॥ (યોગરત્નાકર)

આધ્માન સ્તભ રુક્ષતા અગોનુ ફાટવું વિમથન, ક્ષોભ, કમ્પ, તોદ (સોય ભોકયા જેવી પીડા) કઠ બેસી જાય, ગળુ બળે, અવસાદ શ્રમ, વિલ્પન સ્રસ, શૂળ, ભેદ થવા (અગોનુ તુટવું) પરૂષતા, કર્ણનાદ (કાનમા અવાજ થાય તે) અન વિષમ રીતે પચે ભ્રશ (આખ ઉઘાડી ન શકાય તે) મૂર્છા વિસ્પદ ઉદ્વેષ્ટન, ગ્લપન (હાડકા ગળી ગયા હોય તેવો ભાસ થાય તે) ઊંઘ ન આવવી, પછાડો ખાવી, પીડાવુ નામોન્નામ, વિષાદ ભ્રમ પડી જવુ તે, બગાસા આવવા રૂવાડા ઉભા થવા શરીર ફેકવુ તથા ખેંચાવું, શોષ થવો, સાધા જકડાઈ જવા, શીતતા અગોનુ છેદન અને વેષ્ટન વર્ણ કાળો થવો, અથવા લાલ થવો તે, પાણીનો ખૂબ જ તરસ લાગે, આ સર્વ ઉપદ્રવો જયારે વાત દોષ પ્રકોપ પામે છે ત્યારે થવા પામે છે તથા કષાય રસના ખૂબ સેવનથી પણ વાયુ પ્રકોપ થવા પામે છે

(અપૂર્ણ)

# રાજયક્ષ્મા (ક્ષય)

(લેખક —વૈદ્ય જગજીવન પ્રેમજી ગજગુરૂ)

(ગતાંકથી ચાલુ)

(૪) અરડુસીના પાનનો રસ, અથવા પુટપાક, મધ નાખીને પીવાનુ શરૂ રાખવુ

(૫) સોનાનો વરખ ૧ રતિ, માખણ મધ, તથા સાકર સાથે ચાટવા અથવા સિતોપલાદિમા મેળવીને તે વસ્તુઓ સાથે ચાટવો

(૬) માલિનીવસત એકની અથવા સિતોપલાદી અને જેઠીમધનુ ચૂર્ણ મેળવીને દુધમા કે ઘી તથા મધમા ચાટવી

(૭) સુવર્ણમાલીનીવસત ક્ષય રોગનો સારો ઉપાય છે અને તે દરદીના દોષ પ્રમાણે લીંડી પીપરના ચૂર્ણમા, સીતોપલાદિમા અથવા લવગાદિ ચૂર્ણમા મેળવી ઘી, મધ, માખણમા ચાટવી

(૮) અશ્વગધાદી ચૂર્ણ, દ્રાક્ષાદીચૂર્ણ, કર્પૂરાદીચૂર્ણ કે એલાદીચૂર્ણ એમાથી કોઇ પણ એક મધ તથા ઘીમા ચાટવુ

(૯) એલાદીગુટીકા આપવી

(૧૦) ઇક્ષ્વાદીમોદક આપવા

(૧૧) ક્ષયથી ઉલટી થાય તો તે ઉપર લાખનુ સારૂ બારીક ચૂર્ણ મધ, દુધ તથા ઘી એકઠા કરી આપવુ

(૧૨) અગસ્ત્યહરીતકી પણ ઉત્તમ છે આ અવલેહમાથી રોગીએ દરરોજ બે હરડે લેવી

(૧૩) બળદાણા, ભોયકહોડુ, સિવણ કાટાનેવલી અને સાટોડીને વાટી દુધ તથા મધ સાથે પાવુ એટલે છાતીના ફેફસાને તદુરસ્ત બનાવે છે

(૧૪) આમોદ, ગળો, શતાવરી, દશમુળ, બળદાણા, ગગેટી, પુષ્કરમુળ, અને અતિબલા (ખપાટ)નુ ચૂર્ણ આપવુ અને પથ્યને માટે દુગ્ધાદી આપવુ

(૧૫) કોળાના ગરનો રસ લઈ તેમા બે તોલા લાખનુ ચૂર્ણ નાખી આપવો એટલે રક્તક્ષયનો નાશ થાય છે

(૧૬) ભાવપ્રકાશમા ભાવમિશ્રજી જણાવે છે કે બકરીનુ માસ ખાવુ બકરીનુ દુધ પીવુ સુઠ મેળવીને બકરીનુ ઘી ખાવું બકરીઓની સાનિધ્યમા વસવું, એટલે તેની વચ્ચે રહેવુ, સુવુ, બકરીઓ તેમજ હરિણોને પથારીની આસપાસ બાધવા તેની લીંડી તથા મુત્રની વાસ લેવી તેની લીંડીનો તાપ લેવો એ ક્ષયરોગીને નિરોગી કર્યા બરાબર છે

(૧૭) ખભા અને પાસળીઓમા દર્દ જણાય તો શતાવરી, ક્ષિરકાકોલી,

ગ ધતૃણ, જેઠીમધ અને ઘી એ બધાને મેળવીને ગરમ કરીને તેનો લેપ દર્દ સ્થાનો પર કરવો અથવા ગુગળ, મફદ ચદન, દેવદારૂ, નાગકેસર અને ઘી એ બધાને પોસીને ગરમ કરીને સહન થઈ શકે તેટલો ગરમ લેપ દદ સ્થાન પર કરવો

(૧૮) લોહીની ઉલટી થતી હોય તો લાક્ષનો રસ બે તોલા અને મધ છ માસા મેળવીને પીવરાવી દેવુ (પીપરની લાખનો સ્વરસ ઉત્તમ છે)

(૧૯) અર્જુનની છાલ, કોચાને દુધમા ઉકાળી પછી તેમા મધ, ઘી અથવા સાકર મેળવી પીવાથી રાજયક્ષ્મા અથવા ખાસીની વ્યાધી નાશ પામે છે

(૨૦) મધ સુવર્ણ માક્ષિભસ્મ, ઘી અને હરડે એ બધાને મેળવીને સેવન કરવાથી અને પથ્ય પાલન કરવાથી ઉગ્ર રાજયક્ષ્માથી પીડાતો દરદી પણ નિરાગી બને છે

(૨૧) બકરાના માસરસમા પીપર, જવ, કળથી, સુઠ, દાડમ, આમળા અને ઘી મેળવીને પીવાથી પીનસ શ્વાસ ખાસી, સ્વરભગ, શીરનુ દદ, અરૂચી ખભાનુ દર્દ એ સઘળા રોગ નાશ પામે છે

(૨૨) વાદરાના માસને સુકાવીને પીસીને એ સુકવેન માસના ચૂર્ણને દુધ સાથે પીવાથી યક્ષ્મા નાશ પામે છે અથવા તો વાદરાનુ માસ, બકરીના દુધમા લેવાથી પણ ફાયદો થાય છે તેમજ દશમુળ ખજૂરી અને શસ્નાનો કાઢો પણ ક્ષય રોગને દુર કરે છે

(૨૩) ચવ્ય સુઠ મરી પીપર અને વાવડીંગ એ બધાનુ ચૂર્ણ કરીને ઘી તથા મધ સાથે ચાટવાથી ક્ષય રોગ અવશ્ય નાશ પામે છે

(૨૪) ત્રીકટુ, ત્રિફળા શતાવરી, ખરેટી એ બધાને પીસીને તેના ચૂર્ણમા લોહભસ્મ મેળવીને સેવન કરવાથી અત્યત ઉગ્ર યક્ષ્મા રોગ નાશ પામે છે

(૨૫) પારેવા કે કબુતરોના માસને તડકામા સુકવીને તેનો ચુરો મધ તથા ઘીમા મેળવીને ચાટવાથી ક્ષયકર યક્ષ્મા નાશ પામે છે અથવા તો કબુતરનુ માસ બકરીના દુધની સાથે ખાવાથી પણ ક્ષય નાશ પામે છે

(૨૬) સાકર ઘી અને મધ મેળવીને ચાટવાથી પણ ક્ષય દુર થાય છે

(૨૭) દિવસમા થોડી થોડી વખતે દ્રાક્ષ, મહુડા અને મધુનો આસવ પીવાથી ક્ષયનો નાશ થાય છે

(૨૮) બકરીનુ ઘી, બકરીના દુધમા પકવીને તેમા પીપર તથા ગોળ મેળવીને સેવન કરવાથી ભૂખ લાગે છે અને ખાસી તથા ક્ષયનો નાશ કરે છે

(૨૯) ક્ષયવાળાના શરીરમા જ્યારે તાવ ચડ્યો રહેતો હોય, હાથ પગના તળીયા બળતા હોય, કમજોરી બહુ હોય ત્યારે ઉપર જણાવેલ લાક્ષાદિ તૈલનો માલીસ કરવાથી ઘણો જ ફાયદો થાય છે

(૩૦) તગર, કઠ, જેઠીમધ અને દેવદાર એ બધાને પીસી ઘીમા નાખીને પીઠ પાસળીઓ ખભા અને છાતી પર લેપ કરવાથી એ દર્દ દુર થાય છે

(ઉર ક્ષતક્ષયની ચિકિત્સામા જણાવેલા ૧૯ અને ૨૦ નબરના ઔષધો ક્ષયને માટે પણ એટલા જ અગત્યના છે)

ઉપર જણાવેલા અવલેહો, અરીષ્ટો, પુટપાકો, લેહો, ચૂર્ણો, ભસ્મો, આસવો, તૈલો, રસો, ફાટો, મોદકો, ઘૃતો વગેરે કેવી રીતે બનાવવા તે સવ વૈદકના સર્વ સદ્ગ્રથોમા જણાવેલુ છે તેમા શારગધર સહિતા અને ચિકિત્સા ચદ્રોદયમા બનાવવાની જે રીતો આપી છે તે સર્વ સાધારણ વૈદ્યો માટે જરૂરની છે તેમજ પોતાના પાકટ અનુભવના પ્રમાણમા દરેક વૈદ્ય તેમા થોડા ઘણો ફેરફાર કરીને દવાઓ બનાવી શકે છે દરદીઓએ લેભાગુ ફાર્મસીમાથી નામ વાચીને ગમે તેવી દવા ન લેતા અનુભવી વૈદ્યોની સલાહ પ્રમાણેની પેટન્ટ દવાઓ લેવાની જરૂર હોય તો લેવી ક્ષયવાળા દરદીઓને માટે પથ્યાપથ્ય શુ હોવુ જોઈએ એ લખી આ રાજયક્ષ્મા સબધની ટુકી નોધ બધ કરીશ

## ૭ પથ્યાપથ્ય

**પથ્ય**—બકરા, વાદરા કે કબુતરોનુ મસ કે માસરસ દુધ, ઘી, મધ, મગ, સાઠીચોખા, ઘઉં, જવ, લાલ ચોખા, માખણ, સૂર્યના તેજ કિરણોમા કે ચદ્રના શિતળ કિરણોમા તૈયાર કરેલો લેહ, કાચા માસનો ચુરો, મીઠા રસો, કેળાનો પાકો ગર, પાકી કેરી, આમળા, ખજુર, સીધાલુણ, ગાય કે ભેસનુ ઘી, તાજા ફળો, કસ્તુરી, કપુર, સફેદ ચદન, સૌગધિક વસ્તુઓનો લેપ અને હવન, સ્નાન, ઉત્તમ વસ્ત્રાભૂષણ, જળક્રીડા, પ્રિય હોય એવી પ્રાકૃતિક વસ્તુઓનુ દર્શન, પુષ્પોથી શણગારેલા મડપોમા બેસવુ, સુવુ, વસવુ અને પુષ્પોની માળાઓ પહેરવી, કોમળ સુગધિત હવા, મર્યાદામાં ગાવુ, ચદ્રમાના શિતળ કિરણોમા વિહાર, મનોહર સ્ત્રીનું દર્શન, અખડ બ્રહ્મચર્ય, દાન પુણ્ય અને મનને આનદમા રાખવુ એ સઘળુ ક્ષયરોગીને માટે પથ્ય છે, ચદનાદી તૈલ અથવા લાક્ષાદી તૈલનુ માલીસ કરવુ બની શકે તો શીતળ કાળમા ગરમ પાણીથી અને ગરમીમા શિતળ પાણીથી સ્નાન, સવાર સાજ બહાર ખુલી હવામા ફરવા જવું એ સઘળુ પથ્ય છે, તેમજ પ્રાતાકાળમા ઉઠી મળમુત્રનો ત્યાગ કરી મન પ્રસન્ન રાખી બની શકે તો સ્નાન, ધ્યાન, ઇશ્વર પ્રાથના વગેરે કરવા દીવસે સુવુ નહીં, રાત્રીએ જાગવુ નહીં એ ક્ષયરોગી માટે પાળવાનુ સામાન્ય પથ્ય છે

**અપથ્ય**—ક્ષયવાળાએ દિવસે સૂર્યના તડકામા બેસવુ, રાત્રીએ જાગવું, ઘોડા આદિ વાહનોમા સવારી કરવી, વધારે પડતુ ગાવુ, બજાવવું, નાચવું, જોરથી ચીડાઈ જવુ કે ક્રોધ કરવો, સ્ત્રીસગ કરવો, વધારે પડતુ પૈદલ ચાલવુ, કસરત કરવી, હુક્કો, સીગારેટ વિગેરે પીવા, મળમૂત્રાદી વેગોને રોકવા, દહીં, લાલ મરચા વધારે પ્રમાણમા ખાવા, મિષ્ટાન, મૂળા આલુ અડદ વિગેરે અહિત પદાર્થોનુ સેવન કરવુ તેમજ કામોત્તેજક પદાર્થોનું સેવન કરવું વિગેરે વિગેરે ક્ષયરોગીને માટે અપથ્ય છે

(૧૮) નીચેની વિલાયતી દવાઓ પણ ઉરક્ષત ક્ષયને રોકવાને શક્તિ શાળી મનાયેલ છે

| | | |
|---|---|---|
| (૧) | ડાઈ યુટ સલ્ફ્યુરિક એસિડ | ડ્રામ ૨ |
| | ટીંકચર જીજર | ડ્રામ ૧ |
| | પાણી | ઔંસ ૮ |

માત્રા એક ઔંસ રોજ ત્રણચાર કલાકે પીવાથી ફેફસાના રક્તશ્રાવને બંધ કરે છે દવા પી મો સાફ કરી નાખવું

| | | |
|---|---|---|
| (૨) | એસીટેટ ઓફલેડ | ગ્રેન ૩ |
| | ટીંકચર ઓપીયમ | ટીપા ૫ |
| | ઇન્ફ્યુઝન ડવોટર | ઔંસ ૧ાા |

માત્રા એક ઔંસ (અઢી તોલા) દર ત્રણ કલાકે પીવું ફેફસામાથી પડતા લોહીને અટકાવવા માટે આપી શકાય છે

| | | |
|---|---|---|
| (૩) | ડાઇ યુટ સલ્ફ્યુરીક એસિડ | ટીપા ૧૫ |
| | ટીંકચર ઓપીયમ | ટીપા ૮ |
| | પાણી | ઔંસ ૧ |

ઉપરનું મિશ્રણ એકી વખતે પી જવાનુ રોજ ત્રણચાર વખત આ પ્રમાણે પીવાથી ફેફસાનો રક્તશ્રાવ મટે છે

| | | |
|---|---|---|
| (૪) | ગેલીકએસીડ | ગ્રેન ૫ |
| | પાણી | ઔંસ ૨ |

ઉપરનુ મિશ્રણ એકીવખતે પીવાનુ એ પ્રમાણે રોજ ત્રણચાર વખત પીવાથી ફેફસાનો રક્તશ્રાવ બંધ થાય છે

| | | |
|---|---|---|
| (૫) | એસેટેટ ઓફ લેડ | ગ્રેન ૩ |
| | એક્સ્ટ્રેક્ટ ઓપીયમ | ગ્રેન ½ |

એની એક ગોળી કરવી, એક એક ગોળી રોજ ત્રણ વખત ખાવી એથી ફેફસાનો રક્તશ્રાવ બંધ થઈ જાય છે

(૧૯) ક્ષય અને ઉરક્ષત ક્ષય બંનેને માટે (૧૯ અને ૨૦ નંબર)ની દવાઓ ડૉ મીચીન જણાવે છે કે લસણુ એ ક્ષય તેમજ ઉરક્ષત ક્ષય માટે અકસીર ઇલાજ છે તેમા રહેલુ એ લીલસલ્ફાઇડ તત્વ શરીરના કોઈપણ ભાગમા રહેલા ક્ષયના જંતુઓને મારી નાખે છે અને ક્ષય વડે શરીરની અંદર કે બહાર ફેફસા, હાડકા વિગેરે કોઇપણ અવયવમા થયેલા સડાને લસણ નાબુદ કરે છે ક્ષયના દર્દ માટે અત્યાર સુધી ફક્ત ખાત્રી પૂર્વક એજ દવા માલૂમ પડી છે તેમા વનસ્પતિ વર્ગમા લસણ અને ખનીજ દવાઓમા પારો છે

(૨૦) ક્ષયનાબુદનો એક નવોજ ઈલાજ વિએનાના ડાકટર એલેકઝાંડર સીમકે અલ્ટ્રાવાયોલેટ કિરણોથી કરાતા ઉપચારમા કેટલોક ફેરફાર કરીને

ક્ષય રોગના કીટાણુઓને મારી નાખવાની હાલમા એક નવી રીત શરૂ કરી છે તે એવી રીતે કે ફેફસા પર એ અલ્ટ્રાવાયોલેટ કિરણોનો પ્રકાશ થવાથી ક્ષયના જંતુઓ મરી જાય છે આ કિરણોના ઉપચાર થી એવુ મનાય છે કે તે જો એક સિદ્ધ ઉપાય તરીકે જાહેર થશે તો જગતમા ક્ષયની બીમારીથી મરણપ્રમાણનો ⅐ ભાગ જે એ રોગથી મરે છે તેમા ઘણો સુધારો થઈ માનવસમાજ ઉપર એક પરમ ઉપકારનુ સાધન થઈ પડશે આશા રાખીએ કે પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી એ વખત જલદી આવે

(૪) **પથ્યાપથ્ય**—રાજયક્ષ્માનુ પથ્યાપથ્ય તે ઉરઃક્ષત ક્ષય માટે પણ પણ તેટલુ જ ઉપયોગનુ છે તોપણ કોઈ જલદ, દાહક કે ઉત્તજક ખાનપાન આ દર્દમા નુકશાન કરે છે ઘઉં, ચોખા, ઘી, માખણ મધ, સાકર, અને એકાદ સાદુ શાક (એટલે કે મીઠુ અથવા સીંધાલુણ અને સારો મસાલો નાખી ઘીમાં વઘારેલુ શાક) ઉત્તમ છે [ સપૂર્ણ ]

---

# વ્યાઘ્રીહરિતકી અવલેહના અનુભવનુ રમુજી વર્ણન

## કાસશ્વાસ લગ્નમીમાસા

( લેખક —જ્યોતિર્વિદ હીરાલાલ ભાઈશંકર )

| કાસ (ઉધરસ)ના સગા | શ્વાસના સગા |
|---|---|
| ,, ના પિતા—તેલ | ,, ના પિતા-શિયાળો |
| ,, ની મા-મરચા | ,, ની મા—ઠંડી |
| ,, ની બેન-૧ ખટાઇ ૨ ખાંડ ૩ વાયડી વસ્તુ | ,, ની બેન-૧ શરદી ૨ સમણી |
| ,, ના ભાઇ-૧ કફ ૨ મળેખમ | ,, નો ભાઈ—અજીર્ણ |

કાસશ્વાસની પ્રબળતાથી કાસશ્વાસના વ્યાધીવાળા આદમીનો પ્રાણ નાભિ તરફ જતા અટકયો કારણકે અપાન પોતાનાં દ્વાર બંધ કરી નાભિથી ઉપર આવી નાભિ તરફ આવતા પ્રાણને રોકવા લાગ્યો ત્યારે પ્રાણ ફેફ્સાની સહાય લેતો ગળામા ગુગળાવા લાગ્યો, પ્રાણે ફરી તપાસ કરી તો હૃદયથી નાભિ સુધીના મધ્ય પ્રદેશમા અજીર્ણ ભાઈના ઉતારામા કાસશ્વાસના લગ્નની સરભરા કરતો અપાનને જોયો પ્રાણને જોતાની સાથે કાસશ્વાસના સગાઓના બળથી અપાને પ્રાણની સાથે યુદ્ધ શરૂ કર્યુ તે વખતે વિચારશીલ પ્રાણ ખરૂ કારણ જાણવા તત્પર થયો અને તેને જણાયુ કે એ આદમીના દેહમા રહી કાસશ્વાસના સગાઓને આશ્રય આપ્યો છે તે ભૂલ કરી છે અને તેના પરિણામે ઉધરસને પોતાનુ પીયર છોડવુ ગમતું નથી અને શ્વાસને ઘરજમાઇ રહેવા ઈચ્છા થઇ છે તેમા અપાનનો આગ્રહ છે

જેથી આદમી હેરાન થાય છે માટે તાત્કાલીક તે વાતનો પ્રતિકાર કરવો જોઇએ એવુ ચિંતવન કરે છે એવામા ધ વતરીની કૃપાથી પ્રાણને પ્રેરણા થઇ કે જડુગુરૂનુ શરણ લેવું કારણ કે જડુનો જડો ફરકશે તો આ ઝઘડો પતશે, પ્રાણે પ્રેરણા મુજબ કરી કાસશ્વાસને પોતપોતાના સગાથી વિખુટા પડાવવા તથા અપાનને દ્વાર ખુલ્લા કરવાની ચેતવણી આપવા વિનતિ કરી જેથી તે બનેને જડુ ગુરૂનુ એવું ફરમાન થયુ કે તમારા સગા મારા કહેવા પ્રમાણે માનો અને અપાનની અવળી સલાહથી દ હો

જડુ ગુરૂના શ ણથી મળેલી બનેને સાચી સલાહ

કાસશ્વાસના પિતા—દધ

„ ની માતા—ઉની રસોઇ

„ ની બેન—ક્ષુધોત્પાદક હવા

, ના ભાઈ—૧ નિયમિત ખોરાક ૨ પાચનશક્તિપ્રદાયક ઔષધ

આવી આજ્ઞાને માન આપવાથી અને સાચી સલાહ પ્રમાણે ઉપાય કરવાથી પ્રાણ અપાનનુ યુદ્ધ બધ થયુ એટલે પરિણામે કાસ (ઉધરસ)નો કાશ (મહેનત) મટી અને શ્વાસનો સુવાસ પ્રાણમા થયો તેમજ અપાન નાભિમા સ્થિર રહી પોતાના દ્વાર ખુલ્લા કરવા લાગ્યો પછી આદમીમા આદમી તરીકેની શક્તિ આવી

ચેત તો ચેતાવુ તુ ને પામર પ્રાણી એ રાહ)
ઉધરસના લગ્ન આવ્યા શરદીએ તો વધા યા
શ્વાસ ભાઈ ઠીક ના ના —રાતે જાગ્યા ૧
શીયાળે સાસરે માણુ ઠ ી આવ્યુ ઉદર પાણી
દેતા કરીયાવરમા —હાર રહીને ૨
મરભરા અપાને કીધી પ્રાણ શક્તિ હરી લીધી,
ડગ તો ભરાય નહિ રે—કાઢી લઈને ૩
જડુગુરૂ વા જડો ખી ગયો પવન ડો,
ઉધરસ મોળી પડી—શ્વાસજી નાઠા ૪
અપાન નાભિમા વસ્યો; પ્રાણ મર્તામાહી ધસ્યો
ગુરૂગમ જા યો ત્યા—સુખે મ્હાલ્યા ૫
હવાપાણી કોળીયાકે નકળગ તીરથ નાકે
સાગર હોઈ દદ નાશે—જાતે જોયા ૬
કૃષ્ણ નિમળ ધમ કાજ ભાવનગર રામરાજ,
સ્થળ આવા પાસે દીસેરે—ગાજે દરીયા ૭

# આ માસિકના ગ્રાહકો અને લેખકોને સૂચના

(૧) ગ્રાહકોને જણાવવાનું કે ગત અંકથી આયુર્વેદ વિજ્ઞાનનું ૨૧ મું વર્ષ શરૂ થાય છે નવા થનાર ગ્રાહકો જો લવાજમના પૈસા મની ઓર્ડરથી મોકલશે તો તેમને અંક ઓછે ખર્ચે તરત મળશે

(૨) વર્ષની અધવચથી ગ્રાહક થનારને પણ વર્ષની શરૂઆતથી જ ગ્રાહક થયેલા ગણી લઈને ગત માસથી જ બધા અંકો મોકલી આપવામાં આવે છે

(૩) ગ્રાહકોના સરનામા અધુરા હોય કે ભૂલવાળા હોય તેમણે પૂરૂં કે સુધારેલું સરનામું તરત મોકલી આપવું જેથી અંક ગેરવલે ન જાય આ બાબતમાં ગ્રાહકની કસુર હોવાથી અંક પાછો આવશે તો ફરીથી તે અંકનું પોસ્ટેજ ગ્રાહકને શિર ગણાશે માટે સરનામું પૂરૂં તથા સુધારેલું હોય તો સુધારેલું સરનામું તરત મોકલી આપવું

(૪) ગ્રાહક થવા સંબંધે કે અંક મેળવવા સંબંધી સઘળો પત્રવ્યવહાર **વ્યવસ્થાપક "આયુર્વેદ વિજ્ઞાન" આદિત્ય મુદ્રણાલય, ખાડિયા અમદાવાદ**, એ સરનામે કરવો

(૫) **આ માસિકના લેખકોએ** પોતાના લેખો માસિકમાં આવતા લેખો સંબંધી બધો પત્રવ્યવહાર **તંત્રીને સરનામે** કરવો

(૬) જાહેર લાયબ્રેરીઓ માટે વાર્ષિક લવાજમ માત્ર ૧–૮–૦ રાખવામાં આવ્યું છે

(૭) આ માસિકમાં છપાતા લેખો માટે તે તે લખનાર લેખકો જવાબદાર છે

(૮) આ માસિકના લેખોને અને જાહેરખબરોમાં યુક્તિ ન ગણવી ને તેની રાજ્યનીતિ (policy) ને શો સંબંધ નથી

---

## !! ખાસ લાભ !!

આયુર્વેદ વિજ્ઞાનની ૧૯૮૦-૮૧-૮૨-૮૩-૮૪-૮૫-૮૬-૮૭-૮૮-૮૯-૯૦-૯૧-૯૨-૯૩ એમ ૧૪ વર્ષની જુદી જુદી તૈયાર બાંધેલી ફાઈલ દરેક રૂા. ૧-૮-૦ થી મળશે

લખો

પાછલા વર્ષની ફાઈલો માટે ડૉ. નારમીન, મુંબઈ ૧૪

ચાલુ વર્ષના અંકો માટે વ્યવસ્થાપક—આયુર્વેદ વિજ્ઞાન

ઠે આદિત્ય મુદ્રણાલય ખાડિયા—અમદાવાદ

Regd No B 1319

નીગમ રાજ્યની વાચપ્રેમીઓ માટે મંજુર થએલુ

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દ્રષ્ટિથી તથા
અનુભવની દ્રષ્ટિથી ચર્ચનાર વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્ત- ૧ तन्ेव युक्त भषज्य यदारोग्याय कल्पते। સન-
અ- ૧ स चव भिषजा श्रेष्ठो रोगेभ्यो य प्रमोचयेत्॥ ૧૯૫૪

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
જંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લીઃ તરફથી
૬ મથાની રોડ મુંબાઇ-૧૪





શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
મળવનું શાસ્ત્રીય જ્ઞાન પણ તમને જંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારા જ મળશે

વાર્ષિક લ. ૫-૦-૦ વાચપ્રેમીઓ માટે ૧-૮-૦

# અનુક્રમણિકા



## — વિનતિ —

આ માસિકની આ અનુક્રમણિકા જોઈને વાચકને ખાત્રી થશે કે આ માસિક આપણા વૈદ્ય શાસ્ત્રના જ્ઞાનપ્રચાર માટે કેવું કામ કરી રહ્યું છે. આ માસિકનું આ ૨૧ મું વર્ષ ચાલે છે. શરૂઆતથી જ આ માસિકમાં આવા ને આવા લેખો આવે છે. વડોદરા ગાયકવાડ રાજ્યની લાયબ્રેરીઓ માટે આ માસિક મંજુર થયું છે. અમને આશા છે કે દેશની વિદ્યાના પ્રચારમાં લેખકો દેશનો ઉદ્ધાર સમાયેલો છે એમ સમજી દરેક વાચક આ માસિકના ગ્રાહકો વધારવાની કે છેવટ પોતાના ગામની લાયબ્રેરીઓ દ્વારા પણ આ માસિકનું વાચન ફેલાય તેની કોશિશ કરશે.

ગૌરીશંકર કે. શાસ્ત્રી
તંત્રી


મુદ્રણસ્થાન આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ–અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી. એ.

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विवलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૧ મુ ] નરત- ૧૯૯૪ [ અંક ૧

## આયુર્વેદ અને અર્થશાસ્ત્ર

અર્થશાસ્ત્રનો જૂનામા જૂનો ઉપલબ્ધ ગ્ર થ કાટિલીય અર્થશાસ્ત્ર છે આ કૌટિલીય તે ચદ્રગુપ્ત મૌર્યને ગાદી અપાવનાર વિષ્ણુગુપ્ત જ એ સામા ય શ્રુતપરપરા સાચી હોય તો કૌટિલીય અર્થશાસ્ત્રનો રચના સમય ઈ સ પૂર્વે ચોથા શતકનો ઠરે પણ પડિતો આ વિષયમા એકમત નથી, જો કે વીન્સેન્ટ સ્મિથ[1] એને મૌર્ય સામ્રાજ્ય સ્થપાયા પ્હેલાની સ્થિતિ વર્ણવતો ગ્રન્થ ગણે છે એનો ચોકમ સમય ગમે તે હો પણ ઈ સ ૪૦૦ પ્હેલાનો એ ગ્ર થ છે એ ચોક્કસ છે કામસૂત્રથી અર્થશાસ્ત્ર પ્રાચીનતર છે એટલુ પણ ચોક્કસ છે

હવે અર્થશાસ્ત્રમા બે ત્રણ સ્થળે વૈદ્યનો પ્રસગ આવે છે (૧) અર્થશાસ્ત્રના કટકશોધન નામના ૪થા અધિકરણમા આશુમૃતક પરીક્ષા નામનુ પ્રકરણ છે અકસ્માત થઇને ક ઝેર, માર વગેરેથી મરનારના શરીરની હાલમા વૈદક રીતે જે પરીક્ષા કરવામા આવે છે Post mortem–examination કહેવાય છે અને આવી રીતની પરીક્ષાથી ડાક્ટરે આપેલા અભિપ્રાય ઉપર એ ખાતાનો ન્યાયાધિકારી અને પચ (કોરોનર તથા જ્યુરી) મુખ્ય આધાર રાખે છે, આ પચની ક્રિયા માટેની આવશ્યક એવી શબની પરીક્ષા માટે અર્થશાસ્ત્રમા આશુમૃતક પરીક્ષા નામ રાખ્યુ છે આશુમૃતક પરીક્ષા વૈદ્યના કાર્યમા અત્યત આવશ્યક હોવા છતા બીજી કોઈ સ્મૃતિમા એ પ્રકરણ નથી દેશી વૈદકના ચરક સુશ્રુતાદિ ગ્રન્થોમા પણ એ પરીક્ષાનુ સૂચન નથી છતા અર્થશાસ્ત્રમા છે એ ઉપરથી એટલુ સમજી શકાય છે કે પ્રાચીન કાળમા અકસ્માત્ ઝેર વગેરેથી મરનારના શરીરની વૈદ્ય પાસે પરીક્ષા કરાવવાનો મોટા રાજ્યોમા રિવાજ હશે

૧ અર્લીહિસ્ટરી ઓફ ઇંડીઆ આ ૪ પૃ ૧૩૭

આ પ્રાચીનકાળની આશુમૃતક પરીક્ષા હાલના જેવી શાસ્ત્રીય કે ચોક્કસ નથી એમા થોડી સાદી અને સામાન્ય વાતો છે, કદાચ જૂના વખતમા આ વિષય ઉપર પણ એકાદ વિગતવાર સ્વતંત્ર ગ્રન્થ હશે પણ અર્થશાસ્ત્રમા તો એનો સાર એક પ્રકરણરૂપે જળવાઇ રહ્યો છે —

तैलाभ्यक्तमाशुमृतक परीक्षेत

તેલમા બોળેલા તાજા મરેલા શરીરની પરીક્ષા કરવી

(લોકવાર્તાઓમા ઘણીવાર શબને તેલની કોઠીમા બુડાડી રાખવાની વાતો આવે તેનું મૂળ અર્થશાસ્ત્ર અને રામાયણ જેટલુ જૂનુ જણાય છે)

निष्कीर्णमूत्रपुरीष वातपूर्णकोष्ठत्वक्क शूनपादपाणिमुन्मीलिताक्ष सव्यञ्जन कण्ठ पीडन निरुद्धोच्छ्वास हत विद्यात् ॥

જેના ઝાડો પેશાબ નીકળી ગયા હોય, કોઠો અને ચામડી પવનથી ભરાઇ ગયા હોય હાથ પગ સૂજેલા હોય આખ્યો ફાટી ગઇ હોય, અને ગળા ઉપર દબા વાનુ ચિહ્ન દેખાતુ હોય તો દબાવાથી શ્વાસ રોકાઇને મરણ થયુ છે એમ જાણવુ

तमेव सङ्कुचितबाहुसक्थिमुद्बन्धहत विद्यात्

ઉપરના ચિહ્નો સાથે હાથ અને પગ વળેલા હોય તો હાથપગ બાધીને મારેલ છે એમ જાણવુ

शूनपाणिपादोदरमपगताक्षमुद्वृत्तनाभिमवरोपित विद्यात् ।

હાથ પગ અને પેટ સૂજેલા હોય, આખ્યો બ્હારની કળી હોય અને નાભિ ઉપર આવી હોય તો અવરોપિત જાણવુ

निरस्तबस्तिगुदाक्ष सन्दष्टजिह्वमाध्मातोदरमुदकहत विद्यात्

જેની ગુદા બીડાઇ ગઈ હોય જીભ કરડેલી હોય, અને પેટ ચડેલુ હોય તેને પાણીમા મરેલ જાણુવુ

शोणितानुसिक्त भग्नभिन्नगात्र काष्ठैरश्मभिर्वा हत विद्यात्

જેનુ શરીર લોહીથી છટાયેલુ હોય અવયવો ભાગી ગયા હોય કે કપાઈ ગયા હોય તેને લાકડીથી કે પત્થરથી માર્યો છે એમ જાણવુ

सम्भग्नस्फुटितगात्र विक्षिप्त विद्यात ।

જેના અવયવો ભાગી તથા ફાટી ગયા હોય તેને પછાડીને માર્યો છે એમ જાણવુ

श्यावपाणिपाददन्तनख शिथिलमासरोमचर्माण फेनोपदिग्धमुख विष हत विद्यात् ॥

હાથ, પગ, દાત અને નખ કાળા પડી ગયા હોય, માસ, રૂવાડા, અને ચામડી શિથિલ થઈ ગયા હોય તથા મોઢા ઉપર ફીણ આવી ગયા હોય તો ઝેરથી મરેલ છે એમ જાણવુ

तमेव सशोणितदंश सर्पकीटहत विद्यात् ।

આ ચિન્હો સાથે લોહીવાળો ડંખ શરીરના કોઇ ભાગમા દેખાય તો સર્પ કે બીજા કોઈ જીવડાના કરડવાથી મરેલ છે એમ જાણવુ

विक्षिप्तवस्त्रगात्रमतिवान्तविरिक्त मदनयोगहत विद्यात् ।

કપડા અને અગો ખરડાઈ ગયા હોય તથા અતિશય ઝાડા ઉલટી થયા હોય તો મીંઢોળના ઝેરથી મર્યો છે એમ જાણવુ

अतोऽ यतमेन कारणेन हत हत्वा वा दण्डभयादुद्बन्धनिकृत्तकण्ठ विद्यात् ।

આમાથી કોઈ પણ કારણથી મરેલાને કે મારીને શિક્ષાના ભયથી બાધીને કે ગળુ કાપીને ઓળખવો

विषहतस्य भोजनशेष वयोभि परीक्षेत हृदयादुद्धृत्याग्नौ प्रक्षिप्त चिटचिटा यदि इन्द्रधनुर्वर्ण वा विषयुक्त विद्यात्

ઝેરથી મરેલાના બાકી વધેલા ખારાકની પક્ષીઓ પાસે પરીક્ષા કરાવવી, વળી હૃદય (પેટ)માથી કાઢી અગ્નિમા નાખતા ચડચડ થાય તથા ઈન્દ્રધનુષ્ય જેવા રંગો થાય તો ઝેરવાળુ અન્ન હતુ એમ જાણવુ

ઝેરવાળા અન્નની આ રીતે પક્ષીઓ પાસે પરીક્ષા કરાવવાની વાત સુશ્રુતમા પણ છે બીજુ પેટમાથી વસ્તુ કાઢીને તેની પરીક્ષા કરવાનુ કહ્યુ છે એ ધ્યાનમા રાખવા જેવુ છે આજે પણ પેટ ચીરીને હોજરી તથા આતરડા માથી વસ્તુ કાઢી એમા ઝેર છે કે નહિ અથવા કયુ ઝેર છે તેની પરીક્ષા કરવામા આવે છે ૨૨૦૦ વર્ષ પહેલાના સમયની આ વાત છે એ જોતા એ વખતના વૈદ્યોની આશુમૃતક પરીક્ષા માટે માન થાય છે અર્થ શાસ્ત્રમા જે સૂચનાઓ જળવાઈ રહી છે તેટલાનોજ એ વખતના વૈદ્યો ઉપયોગ કરતા હશે એમ માનવાનુ કારણ નથી કારણ કે અર્થશાસ્ત્ર કાઈ એ વિષયનો ગ્રન્થ નથી ટુકામા મૌર્ય સમયના વૈદ્યો આશુમૃતક પરીક્ષાથી ઘણીવાર લગભગ સાચો નિર્ણય કરી શકતા હશે અને એ વખતના ન્યાયમા એમની મદદ કીમતી ગણાતી હશે એમ માનવામા વાધો નથી પ્રાચીન આયુર્વેદિક સાહિત્ય ન્યાય વૈદક (Medical Juispundece) વિષે કોઈ તન્ત્ર હશે તેનો આ એવો અવશેષ અર્થશાસ્ત્રના આશુમૃતક પરીક્ષા નામના પ્રકરણમા જળવાઈ રહ્યો છે

આશુમૃતક પરીક્ષા સિવાય એક બીજી બાબતમા પણ અર્થશાસ્ત્ર વૈદ્યનો ઉપયોગ બતાવે છે જૂના વખતના રાજાઓને ઝેર દેવાની બીક બહુ લાગતી વારવાર રસોયાને કે અન્તઃપુરના બીજા માણસોને ફોડીને રાજાઓને ઝેર

અપાયાના દાખલાઓ બનતા આ કારણથી રાજાઓ રસોડા ઉપર દેખરેખ રાખવા વૈદ્યને રાખતા વળી લશ્કરને કુચ કરવાના માર્ગમાં, શત્રુરાજા તરફથી કુવા, તળાવ વગેરે જળાશયોમા ઝેર નાખવામા આવતા આ ઝેરની પરીક્ષા માટે તથા હથીઆરના ઘાનો તત્કાળ ઉપાય કરવા માટે લશ્કર સાથે વૈદ્યોને રાખવામા આવતા આ વૈદ્યનો તંબુ રાજાના તંબુ પાસેજ રહેતો અને તે ઉપર ધજા નાખવામા આવતી, જેથી ઝેર કેશ ય (બાણ વગેરે હથીઆર)થી પીડાતા સૈનિકો તરત વૈદ્ય પાસે આવી શકે (જુઓ સુ સૂ અ ૩૪)

રાજાના એક અંગના માણસ તરીકે વૈદ્યને રાખવાનો રિવાજ અર્થશાસ્ત્રના વખતથી આજ સુધી ચાલ્યો આવે છે રાજાઓ, હાલમા બ્રીટીશ સત્તાના રક્ષણથી નિર્ભય થઈ ગયા અને દાક્તરોને રાખવા લાગ્યા તે પહેલા ઘણા દેશી રાજ્યોમા વિશ્વાસુ વદ્યો રહેતા હતા અર્થશાસ્ત્રના પહેલા વિનયાધિકરણમા નિશાન્ત પ્રણિધિ પ્રકરણમા અગ્નિ, વિષ અને સર્પનુ ભય ન રહે માટે રાજાએ શુ કરવુ તે સૂચવ્યુ છે આ સૂચનાઓ સુશ્રુતની તદ્વિષયક સૂચનાઓ સાથે સરખાવી જોવા જેવી છે વળી

मार्जारमयूरनकुलपृषता सर्पा न भवन्ति भुजगमा ।[1]
शुकश्शारिका भृगराजो वा सर्पविष शङ्काया क्रोशति ।
क्रौञ्चो विषाभ्याशे माद्यति ।
ग्लायति जीवजीवक ।
म्रियते मत्तकोकिल ।
चकोरस्याक्षिणी विरज्यते ।

આ સાથે સરખાવો સુશ્રુતના વચનો —

---

૧ આ વાક્ય અર્થશાસ્ત્રમા ઘણુ અશુદ્ધ છપાયુ છે ઉપર ટીકાકારને અનુસરી પાઠ આપ્યો છે પણ બીલાડુ મોર નકુલ વગેરે સર્પોને ખાઈ જાય છે એમ પણ અર્થ હોવાનો સંભવ માનીને સંશોધકે पृषतोस्सर्पास्सर्वान् भ क्षयन्ति એ રીતે પાઠ વિકલ્પ રેલ છે વળી સુશ્રુત વિષની અસર ન થાય માટે મયૂર નકુલ વગેરે ખાવાની તથા તેના રસો પીવાની ભલામણ કરે છે —

मयूरान्नकुला गोधा पृषतान्हरिणानपि ।
सतत भक्षयेच्चापि रसा स्तेषापिबदपि ॥

સુ ક અ ૧ શ્લો ૮૧

સુશ્રુતની આ ભલામણને અનુસરી અર્થશાસ્ત્રના વચનોને વાચીએ તો માર્જાર મોર નકુલ વગેરે ખાવા એમ પણ અર્થ હોય पृषतास्सर्पान् सर्वा भक्षयन्ति માત્ર આમા સર્પ પણ મયૂર વગેરે સાથે છે એટલો વાધો છે

चकोरस्याक्षि वराग्य जायत क्षिप्रमत्र तु ॥
दुष्टान्न विषसंसृष्ट म्रियन्ते जीवजीवका
कोकिल स्वर वैकृत्य क्रौञ्चस्तु मदमृच्छति ॥
हृष्येन्मयूर उद्विग्न क्रोशत शुकसारिक ।
हस क्ष्वेडति चात्यर्थं भृगराजस्तु कूजति ॥
पृषतो विसृजत्यश्रू विष्ठा मुञ्चति मर्कट ।
सन्निकृष्टान्ततः कुर्याद्राजस्ता मृगपक्षिण ॥
वेश्मनोऽथ विभूषार्थं रक्षार्थं चात्मन सदा ।

सु क १ श्लो ३० थी ३४

આ વિષયમા અર્થશાસ્ત્રમા કાઈ ગોટાળો થયો લાગે છે અર્થશાસ્ત્રકારની કહેવાની મતલબ એવી લાગે છે કે બિલાડી, મોર, નોળીઓ અને પૃષતો પાસે સર્પો નથી આવતા પોપટ, સારિકા અને ભમરો સર્પવિષની શકાથી શડો પાડે છે ક્રૌચપક્ષી સર્પ વિષની નજીકમા ઘેલુ થઈ જાય છે જીવજીવ પક્ષી ગ્લાનિ પામે છે ગાડી થઈ ગયેલ કોયલ મરી જાય છે ચકોર પક્ષીની આખો લાલ થાય છે આ ગીત અગ્નિ વિષ, અને સર્પથી રક્ષા કરવી પણ પક્ષીઓ ઉપર આ બધી અસર શાથી થાય છે? અર્થશાસ્ત્રના વચનો તથા સદર્ભ જોતા સર્પ પાસે આવતા ઉપલા પક્ષીઓને વર્ણવેલી અસર થાય છે પણ ખરી વાત એમ નથી લાગતી, વિષયુક્ત અન્ન ખાવાથી ઉપલા પક્ષીઓને ઉપર પ્રમાણે અસર થાય છે એમ સુશ્રુત સ્પષ્ટ કહે છે

नृपभक्ताद्बलिं यस्त सविष भक्षयन्ति ये ।
तत्रैव ते विनश्यन्ति मक्षिका वायसादय ॥

રાજાના ખોરાકમાથી નાખેલો બલિ જો ઝેરવાળો હોય તો જે માખી કાગડા વગેરે ખાય તે ત્યાજ મરણ પામે છે

અને આગળ ચાલતા ઝેરવાળા અન્નની અગ્નિમા નાખવાની પરીક્ષા દોઢ શ્લોકમા કહે છે કે —

વિષવાળુ દુષ્ટ અન્ન ખાય તો ચકોરની આખ લાલ થઇ જાય છે[1] જીવજીવક મરી જાય છે, કોકિલનો સ્વર ફરી જાય છે, ક્રૌચ ઘેલુ થઇ જાય છે મોર ઉદ્વેગ પામે છે, શુક અને સારિકા શડો પાડે છે હસ ખૂબ ચીસો પાડે છે, ભમરા કૂજે છે, પૃષત આસુ પાડે છે અને વાદરૂ મળત્યાગ કરે છે

---

૧ અષ્ટાગ સગ્રહકાર તથા અરુણદત્ત આખ ધોળી થઈ જાય છે એમ અર્થ કરે છે અને ડલ્હણ આખ જોઇ નથી શકતી એમ અર્થ કરે છે

માટે રાજાની પાસે આ બધા પક્ષીઓ મહેલની શોભા માટે અને પોતાની રક્ષા માટે રાખવા "

ક્યા પક્ષીને કેવી અસર થાય છે એ બાબતમા અર્થશાસ્ત્ર અને સુશ્રુત એક શબ્દો મોટે ભાગે વાપરે છે ફેર છે ત્યા પાઠાતર જેવો જ ફેર છે અને અર્થશાસ્ત્રની તો બીજી પ્રત મળી નથી એટલે સુશ્રુતના પાઠને વધારે પ્રમાણ માનવો જોઇએ પણ અર્થશાસ્ત્રે સુશ્રુતમાથી ઉતારો કર્યો છે અને ઉતારો કરતા ગડબડ કરી નાખી છે કે સુશ્રુતે ઉતારો કર્યો છે? સુશ્રુતે અર્થશાસ્ત્રમાથી ઉતારો કર્યો હોય એ તો સભવિત જ નથી કારણકે સુશ્રુત એ વિષયનો જ ગ્રન્થ છે, અને અર્થશાસ્ત્ર નથી અર્થશાસ્ત્ર વૈદ્યનો વિષય વદાના ગ્રથમાથી ઉતારે એજ સ્થિતિ વધારે સ્વાભાવિક છે વળી સુશ્રુતના વચનો પણ સ્પષ્ટતર તથા વધારે સબદ્ધ છે સુશ્રુતમાથી અર્થશાસ્ત્રે ઉતારો કર્યો ન હોય એમ માનીએ તો બેય ગ્રથો વિષ વિદ્યાના કોઈ તત્રમાથી ઉતારો કરે છે એમ કહેવુ પડે ખરી સ્થિતિ પણ એજ લાગે છે સુશ્રુત મુખ્યત્વે શલ્યતત્ર છે એટલે બાકીના બધા વિષયો તે તે વિષયના તત્રોમાથી ઉતારે છે (ઉત્તર તત્રમા બાલાકાય કાય ચિકિત્સા નેત્ર ચિકિત્સા વગેરે માટે સુશ્રુત સ્વમુખે આ વાત કબુલ કરે છે) એ રીતે આ વિષ વિદ્યા તે વિષયના તત્રમાથી ઉતારી છે શબ્દોનુ મળતાપણુ જોતા કદાચ અર્થશાસ્ત્રે એ જ તત્રમાથી ઉતારો કર્યો હશે પણ સુશ્રુત સહિતાના કર્તા વૈદ્ય હોવાથી વધારે સબદ્ધ અને સ્પષ્ટ વાત કરે અને અર્થશાસ્ત્રકાર વૈદ્ય ન હોવાથી ગોટાળો કરે એ સભવિત છે અર્થ શાસ્ત્રમા કેવો ગોટાળો થયો છે એ તે પછીનુ आत्मरक्षितकम् નામનુ પ્રકરણ જોવાથી સમજાય છે, પથારીમાથી ઉઠીને પોતાના રક્ષણ માટે કેવી કેવી સાવધાનતા રાખવી એ આ પ્રકરણમા બતાવ્યુ છે ભોજનના પ્રસગમા અર્થશાસ્ત્રકાર સૂચના કરે છે -

गुप्ते देशे महानसिकः सर्वमास्वादबाहुल्येन कर्म कारयेत् ।

तदाजा तथैव भुञ्जीत पूर्वमग्नये वयोभ्यश्च बलिं कृत्वा ।

ગુપ્ત સ્થાનમા રસોડાના ઉપરીએ બધુ કર્મ રસોઇનુ જાતે ચાખીને કરાવવુ અને રાજાએ એવીજ રીતે અગ્નિને તથા પક્ષીઓને બલિ આપ્યા પછી ખાવુ

અગ્નિને તથા પક્ષીઓને બલિ આપવાથી ઝેર મિશ્રિત હોય તો —

अग्नेर्ज्वाला धूमनीलता शब्दस्फोटनं च विषयुक्तस्य वयसां विपत्तिश्च ।

'વિષયુક્ત અગ્નિની જવાળા તથા ધૂમાડો આસમાની થઇ જાય છે તથા પક્ષીઓનુ મરણ થાય છે' અગ્નિ અને પક્ષીઓ વિષે આટલુ જ કહીને

પછી જુદા જુદા પદાર્થોમા ઝેર ભળેલુ હોય તો કેવા ફેરફારો થાય છે એનુ વર્ણન બાર પક્તિઓમા અથશાસ્ત્રકારે કર્યુ છે

હવે સુશ્રુત કલ્પ સ્થાનનો પહેલો અધ્યાય અ નપાન રક્ષા કલ્પ નામનો છે અને એમા રાજાની વૈદ્યે ઝેરથી કઈ રીતે રક્ષા કરવી એજ વાત છે —

तस्माद्वयेन सतत विपाद्रक्ष्यो नराधिप ॥

सु क अ १ श्लो ६

રસોડા ઉપર કેવા ગુણવાળા વૈદ્યને રાજાએ રાખવો એ સવિસ્તર સુશ્રુતે દર્શાવ્યુ છે

( જુઓ सु क अ १ શ્લો ८ થી ११ ) અથશાસ્ત્ર કહે तस्मादस्य जङ्गलीविदो भिषजश्चासन्ना स्यु । ' માટે પાસે વિષ વિદ્યા જાણવા વાળાઓએ તથા તથા વૈદ્યોએ રહેવુ ' એટલુ જ કહ્યુ છે પછી અથશાસ્ત્રમા ગુપ્ત દેશમા રસોઈ કરાવવી એટલુ જ કહ્યુ છે સુશ્રુતે મહાનસ (રસોડુ) કેવુ જોઈએ તે અઢી શ્લોકમા દર્શાવ્યુ છે ( શ્લોક १२ થી १४ ) પછીના બે શ્લોકોમા રસોડામા કામ કરનારા રસોયા વગેરે નોકરો કેવા જોઈએ તે દર્શાવતા સ્પષ્ટ લખ્યુ છે કે રસોડાના બધા કામકરનારાઓએ રસોડાના ઉપરી વૈદ્યના તાબામા રહેવુ જોઈ —

तस्य चाज्ञाविधेया स्युर्विविधा परिकर्मिण ॥

सु क अ १ श्लो १६

અને ' વૈદ્યે પણ માણસના જીવનો આધાર આહાર ઉપર હોવાથી પ્રમાદ રહિત રહેવુ " એમ બોધ કર્યો છે, (શ્લો १ -१७

---

## સાર સચય

આયુર્વેદ સબધી સખ્યાબધ માસિકો નીકળે છે તેમાથી જે માસિકો મને જોવા મળે છે તેના વસ્તુનો સાર–ટુકો સાર–કવચિત ટીકા–ટિપ્પણી વિવેચન સાથે આપવા માટે આ ઉપક્રમ છે, પણ આ રીતે દરેક અકમા સાર સચય આપી શકીશ એમ નથી કહી શકતો એવી જરૂર પણ કદાચ નથી કોઈ વખત એકાદ માસિકમાથી એકાદ લેખનો સાર કે સપૂર્ણ અનુવાદ આપીને સતોષ આપવો પડે, એમ તો પહેલાયે સસ્કૃત, હિંદી, મરાઠી, અગ્રેજી માસિકોમાથી મારા લેખોના અનુવાદો આયુર્વેદ વિજ્ઞાનમા છાપ્યા છે ઉપર કહેલી ચાર ભાષામા નીકળતા માસિકો વિષે જ આ સારની પણ વાત છે બાકી એ ઉપરાત બગાળી, ઉર્દુ, તામીલ, તેલગુ વગેરે ભાષાઓમા

પણ વૈદ્ય માસિકો નીકળે છે, એમને પણ જોવા મળતા નથી અને જોવા મળે તો પણ એ ભાષાનો મને બોધ નથી

વૈદ્ય કલ્પતરૂ ઓગસ્ટ સપ્ટેમ્બર, અક્ટોબર ૧૯૩૭ ગુજરાતી માસિકોમા સૌથી દીર્ઘાયુષી માસિક વૈદ્ય કલ્પતરૂ છે એટલુજ નહિ પણ કદાચ સમગ્ર ગુજરાતી માસિક સૃષ્ટિમા જે બે ચાર દીર્ઘાયુષી માસિકો છે તેમાનુ એક આ વૈદ્ય કલ્પતરૂ છે એનુ આ ૪૨મુ વર્ષ ચાલે છે છેલા ત્રણ અકોનુ અવલોકન કરીએ વૈદ્ય કલ્પતરૂનો ઑગસ્ટનો અક બ્લડપ્રેશરનો ખાસ અક છે બ્લડપ્રેશરનો ખાસ અક કાઢવાની જાહેરાત તો માર્ચના અકમાજ અપાએલી

સાધારણ રીતે ખાસ અકો જેને હિંદીમા વિશેષાક કહે છે તેનો આપણી તરફ હિંદી જેટલો પ્રચાર નથી વૈદ્ય કલ્પતરૂ પણ ભાગ્યેજ ખાસ અકો કાઢે છે આ બ્લડ પ્રેશર અક સામાન્ય અકથી મોટો છે ચાલુ અકમા ૪૦ પાના હોય છે ત્યારે આ ખાસ અકમા ૫૬ પાના છે વળી હૃદય અને ફેફસા" "મૂત્રપિંડ અને ઉપવૃક્ક અને તેમા જતી ધમનીઓ અને શિરાઓ તથા તેની શાખાઓ" "હાથની ધમનીઓ અને તેની શાખાઓ" "માથુ ગરદન અને ડોકની શિરાઓ" વગેરે ચિત્રો પ્રત્યક્ષ શારીરવાળાજ આ અકમા આપ્યા છે સામાન્ય રીતે વૈદ્ય કલ્પતરૂમા ચિત્રો હોતા નથી

બ્લડપ્રેશર કે હાઇબ્લડપ્રેશર નામ જ એલોપથીનુ છે એટલે આ ખાસ અકમા ભાઇ મણિશકર પોપટલાલ ભટ્ટ જેઓ પાટણની આયુર્વેદિક કોલેજના સ્નાતક છે તેમની પાસે ઓસ્લરના તથા ટેવીલના પ્રસિદ્ધ પુસ્તકોમાથી આરોગના વર્ણનનો ગુજરાતી અનુવાદ કરી છાપ્યો છે તે યોગ્ય જ છે આ વર્ણનથી આજકાલ સાધારણ રીતે વારવાર કાને પડતા બ્લડપ્રેશર શબ્દનુ તાત્પર્ય જેઓએ એલોપથીના પુસ્તકો નહિ વાચ્યા હોય તેઓના સમજવામા પણ આવી જશે

આ રીતે એલોપથીમા આપેલુ બ્લડપ્રેશરનુ વર્ણન ઉતારવા સાથે ભાઇ મણિશકરે આયુર્વેદમા બ્લડપ્રેશરને શુ કહી શકાય એની પણ ચર્ચા કરી છે એલોપથિક અને આયુર્વેદિક રોગ નામોની સરખામણી કરવાનો પ્રયત્ન વિચારોત્તેજક છે અને એટલે અશે આવકારપાત્ર છે પણ એલોપથી અને આયુર્વેદની નામકરણ પદ્ધતિ એક નથી બેયની દૃષ્ટિ તદ્દન ભિન્ન છે એ વસ્તુ ધ્યાનમા રાખ્યા વગર સરખામણીનો પ્રયાસ કરવો એ પાણી વલોવ્યા બરોબર છે

પ્રસ્તુત વિષયમા પહેલા ત્રિદોષ સિદ્ધાન્તનુ વિવેચન ભાઈ મણિશકરે કર્યુ છે આ અતિ ચર્ચાયેલા જેના ઉપર ગ્રથો લખાઇ ગયા છે તે

વિષય વિષે કશુ કહેવુ નથી એટલુ કહુ કે એને સ્પર્શ ન કર્યો હોત તો પણુ ચાલત પછી 'વાતરક્ત અને બ્લડપ્રેશરનો સમ વય' એવા મથાળા નીચે વાતરક્ત એજ હાઈબ્લડપ્રેશર એવી સ્થાપના કરવાનો પ્રયત્ન કર્યો છે અને એમ કરતા આમવાત એ 'ગાઉટ' એવુ સ્થાપવાનો પણુ વૈદ્યક પતરૂના મે ના અક (પૃ ૧૫૨)મા લેખ લખીને પ્રયાસ કર્યો છે એમની પ્રત્યેક દલીલ તપાસવાની ઈ છા નથી એટલો અવકાશ નથી તેમ એવી જરૂર પણુ નથી પણુ એમની દલીલોની પછવાડે જે દૃષ્ટિ છે તે ખોટે રસ્તે દોરી જાય એવી છે એટલુજ ટુકામા બતાવવાની ઈચ્છા છ ભાઈ મણિશકરે ખાસ અક પૃ ૨૬૧મા વાતરક્ત અને ગાઉટનો તફાવત બતાવતા વાતરક્ત રક્ત સસ્થાનનો રેગ છે અને ગાઉટ મોટાબોલીઝમનો ... છે વગેરે સરખામણી કરી છે મારા મતે આ સરખામણી જ ખોટી છે ...ના ઠારણો સબધી વિચારો તે તે જમાનામા વિકાસ પામેલા બીજા શાસ્ત્રો ઉપર આધાર રાખે છે એ ઐતિહાસિક હકીકતને ધ્યાનમા રાખીને જ નવા જમાનાના વિચારોની જૂના જમાનાના વિચારો સાથ તુલના કરવા જેમવુ જોઈએ પ્રાચીનકાળમા આ દેશમા પ્રચલિત સાખ્ય ન્યાય વગેરે દર્શનોમાથી આયુર્વેદાચાર્યોએ વિચારો લીધા છે જ્યારે આધુનિક પાશ્ચાત્ય એલોપથીના વિદ્વાનો આધુનિક ફીઝીકસ, કેમીસ્ટ્રી, બાયોલોજી વગેરે વિજ્ઞાનોમાથી પાતાના પાયાના વિચારો લે છે

'ગાઉટ મોટાબોલીઝમનો રેગ છે' અને 'વાતરક્ત રક્ત સસ્થાનનો રેગ છે' આ બેય કથનો એલોપથીની પરિભાષાના છે આયુર્વેદની પરિભાષાના નથી

વળી શરીરની અદરના લોહીમા કે તેની નળીઓ વગેરેમા થતા ફેર ફારો આ જમાનાના વૈજ્ઞાનિક સાધનોની મદદથી સારી રીતે સમજવામા આવ્યા છે એ પ્રકારના સાધનો વગર એ ફેરફારો સમજાય એવા નથી જૂના ગ્રન્થોમા અદરના ફેરફારોનુ વિસ્તારથી વર્ણન નથી એ મોટી હકીકત છે આથી ઉલટુ બ્હારથી દેખાય એવા લક્ષણો બધા જમાનામા લગભગ સરખી રીતે સમજી શકાય અને ટાઈફોઈડ, ઝાડા, સોજા, ક્ષય વગેરે જે રેગોના એલોપથીક નામોના ચોક્કસ આયુર્વેદિક પર્યાયો અત્યાર સુધીમા નક્કી થઈ ગયા છે તે લક્ષણોના મળતાપણા ઉપરથી થાય છે ડૉ ગદ્રે આદિના એલોપથીક અને આયુર્વેદિક રેગ નામોને સરખાવવાના પચાસેક વર્ષથી ચાલતા પ્રયત્નોને કાઈક સફળતા મળી છે તે બન્નેના લક્ષણોનુ મળતાપણું પકડીને વિચાર કરવાથી મળી છે ટુકામા સારી કહેવાની મતલબ એ છે કે એલોપથીના રેગ કારણો અને એલોપથીની સપ્રાપ્તિ ઉપરથી સરખામણી કરવાનો પ્રયત્ન કરવો એ ખોટી દિશા છે

વાતરક્ત અને બ્લડપ્રેશરની બાબતમા આથી વધારે ઉંડા ઉતરવાની મારી ઈચ્છા નથી મારા મત પ્રમાણે તો અમુક રોગમા બ્લડ નુ પ્રેશર-લોહીનું દબાણ થાય છે એ જાણવાનું પ્રાચીનો પાસે કશુ સાધન ન હતું એ સ્થિતિમા ઉ માદના કે વાતરોગના કોઈક પ્રકારમા બ્લડપ્રેશરની શોધ કરવી જોઈએ

વૈદ્યકલ્પતરૂના તંત્રીએ આ સરખામણીની બાબતમા એ "જોવાનું કામ વૈદ્યસમાજનું છે" એમ કહીને પોતાનો મત નથી આપ્યો પણ એમણે એક રસ્તો સૂચવ્યો છે જેમ અમે લક્ષણોની સરખામણીનો રસ્તો સૂચવ્યો છે તેમ એમણે વાતરક્તના શાસ્ત્રોક્ત ઉપાયો બ્લડપ્રેશરના દરદીઓ ઉપર વાપરી જોઈને નિશ્ચય કરવાની સૂચના કરી છે એ રસ્તો પણ ઠીક છે અથવા લક્ષણો અને ઉપાયો બેય રસ્તે પરીક્ષા કરી જોવી એ શાસ્ત્રીય પદ્ધતિ છે એટલે કે પ્હેલા આયુર્વેદની રીતે લક્ષણો વગેરે ઉપરથી જે વાતરક્તનો દરદી ઠરે તેનું બ્લડ પ્રેશર લઈ જોવું મતલબ કે આયુર્વેદોક્ત લક્ષણો ઉપરથી વાતરક્તના ઠરેલા કેટલા દરદીઓમા હાઈ બ્લડપ્રેશર છે તે તપાસવું અને બીજી તરફથી હાઈબ્લડપ્રેશર જે દરદીઓમા હોય તેને શ્રી રવિશંકરભાઈ કહે છે તેમ વાતરક્તના ઉપાયો આપી જોવા એજ રીતે ગાઉટના દરદીઓને પણ વાત રક્તના ઉપાયો આપી જોવા આ રીતે પ્રયોગો કરીને નક્કી કરવા માટે જો કે આપણી પાસે આયુર્વેદિક ઈસ્પીતાલો નથી પણ બે ચાર સારા વૈદ્યો ખાસ કાળજી રાખીને નોંધ રાખે તો એક બે વર્ષમા એકાદનો નિર્ણય ખુશીથી કરી શકીએ

બ્લડપ્રેશર અંકમા તંત્રીની જે નોંધ છે તેમા અનુભવનો સાર હોવાથી એ વાંચવા જેવી છે

**વૈદ્યકલ્પતરૂનો સપ્ટેમ્બર અંક—** રેક અંક વિષે ઉપર પ્રમાણે લાંબુ લખવાનો ઈરાદો નથી એટલે ટુંકામા વિષયાનુક્રમણિકા ઉતારૂ આર ભમા સ્વ વૈદ્યશાસ્ત્રી આચાર્ય નારાયણશંકરભાઈના સ્વર્ગવાસ સબધી નોંધ છે પછી અમારી શ્રી બદરી કેદારની યાત્રા' નામનો લેખ છે તા ૧૩-૫ ૧૯૩૭ થી આરભી ૪૪ દિવસની યાત્રા શ્રી વૈદરાજ રવિશંકર જટાશંકર ત્રિવેદી વૈદરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય વૈદ્યશાસ્ત્રી લક્ષ્મી શંકર રામકૃષ્ણ તથા વૈદરાજ અંબાશંકર જી ત્રિવેદી વગેરે સાથે કરી હતી તેનુ આ વર્ણન છે મુસાફરીનુ વિગતવાર વર્ણન સાદી પણ આકર્ષક શૈલીમા કરેલુ છે અને એ યાત્રા કરવા ઈચ્છનારને માર્ગદર્શક થાય એવુ છે જ્યારે વૈદ્યક પતરૂના જ ઑક્ટોમ્બર અંકમા ઉપલા જ મથાળા નીચે એ મુસાફરીમા જ જોયેલી તથા જેના નમુઓ લીધેલા તે વનસ્પતિઓનુ વર્ણન કરેલુ છે તેઓએ મુસાફરીમા એ પ્રદેશનો કૂહાડા સાથે રાખેલો એટલે જગલી લોકોએ

કહેલા નામો ઉપરથી લાટિન નામો મેળવવાની ઠીક સગવડ પડી હશે અલબત્ત તેઓ નાના અથ ગયા હતા કાંઈ કેવળ વનસ્પતિ જોવા નહોતા નીકળ્યા સપ્ટેમ્બર અંકમા બીજો લેખ વદ્ય પદ્મનાભ શાસ્ત્રીનો 'આરોગ્ય વિચાર' સંબંધી, ત્રીજો વદ્ય કાળીગામ કાલીદાસનો 'આયુર્વદ' ઉપર લેખાક પ મો જેમા શસ્ત્ર વૈદક સંબંધી વાત છે આ વિષય ઉપર અત્યાર પહેલા ન થો લખાઈ ગયા છે અને માસિકોમા પણ સવિસ્તર લેખો યન્ત્રો-શસ્ત્રોના વર્ણનો વગેરે સાથે આવી ગયા છે આ વિષયમા જે કાંઈ કહેવા જેવુ છે તે સ્વ ગિરીન્દ્રનાથ મુખરજીના સર્જીકલ ઇન્સ્ટ્રુમેન્ટસ નામના કલકત્તા યુનિવર્સિટી તરફથી છપાયેલા ગ્રંથમા તથા ૧૯૧૩મા કવિરાજ મ મ ગણનાથ સેને મથુરામા આપેલા વ્યાખ્યાનમા કહેવાઇ ગયુ છે ઉપના ગ્રંથની વસ્તુનો સાર પણ ગુજરાતી ભાષામા છપાઈ ગયો છે પછી એકને એક વસ્તુની પુનરૂક્તિથી શો ફાયદો?

પછી 'આયુર્વેદિક સંમેલનો' ઉપર તંત્રીનો લેખ છે એમની સૂચનાઓ જરૂર વિચારણીય છે પછી 'પાયોરીયા યાને દાંતનુ પરૂ' એ ઉપર ડૉ કે ખુશરૂનો લેખ છે

પછી 'નાગપુરના સંમેલન વિષે આપણુ કર્તવ્ય' નામનો વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યનો લેખ છે જે આ વિષયમા તથા બીજા પણ સામયિકોમા એમણે આપેલો છે

પછી શ્રી નારાયણદાસ વૈદ્ય દાહોદ વાળાનો 'સો રૂપીઆ ઈનામ બક્ષનારી વનસ્પતિ' નામનો લેખ છે પછી શ્રી નિ ભા આયુર્વેદ વિદ્યાપીઠની પરીક્ષાઓનુ પરિણામ છે પછી ગ્રંથ સ્વીકાર અને સમાલોચના છે છે લે વૈદ્યક નોંધ સમાચાર છે વૈદ્ય કલ્પતરૂના ઓક્ટોબરના અંકમા 'સાપ્રત સમયમા આયુર્વેદીય ઉન્નતિ શી રીતે સાધી શકાય?' એ વિષે તંત્રીની નોંધ છે પછી 'મુંબઈ ઈલાકામા આયુર્વેદની પ્રગતિ વધારવા માટે શરૂ થયેલી હિલચાલ' એ મથાળા નીચે મુંબઈ વનભુવનમા ગૂજરાત, મુંબઇ, મહારાષ્ટ્ર અને કર્ણાટકના આગેવાન વૈદ્યો તથા હકીમોની સભાનો ટુંકો હેવાલ છાપ્યો છે પછી ઉપર કહેલો હિમાલયની વનસ્પતિના વર્ણનનો લેખ છે

પછી "માધવનિદાનના વાદના સશાસ્ત્ર સમાધાન સામે ઉઠાવેલ વાધાનો જવાબ" નામનો લેખ શ્રી પ્રાણજીવન ભવાનીશંકર દ્વિવેદીનો છે આ વાદ એટલે માધવનિદાનના ગુજરાતી અનુવાદ સંબંધી ચર્ચા છે આ ચર્ચા સંબંધી જે કાંઇ કહેવા જેવું હતુ તે કહેવાઈ ગયુ છે હવે પિષ્ટપેષણ અને આક્ષેપ પ્રતિ આક્ષેપથી શો ફાયદો થશે તે સમજાતુ નથી અલબત્ત આ લેખ તો આ પિંજણથી ઉકળી ઉઠેલા ચૂડાના ૭૦ વર્ષના વૈદ્યરાજે લખેલો છે પછી

ડૉ જયતિલાલ ઉત્તમરામ ...બાપોગીઆનો ' મોઢાના તથા ગળાના દરદો ' વિશે લેખ છે પછી 'આયુર્વેદ' નામનો વૈદ્ય કાશીરામ કાલિદાસનો લેખાક છઠ્ઠો છે પછી 'બ્લડ પ્રેશર વિષે વધુ કાઇક' મથાળાથી તત્રીની નોધ છે આ જ અકમા બ્લડ પ્રેશર અને કવીનાઇન ઇન્જેક્શન નામનો શ્રી વસતરાય પ્રાણશકર રાવળનો લેખ છે 'પ્રાન્તીય સમેલનની આવશ્યકતા' અને 'હવે પછીના સમેલનો વિષે કાઈક' વિષે ત્રાતીય મત્રી વૈદ્ય મણિશકર મૂળશકરનો લેખ છે પછી વણચાર ચર્ચાઓ અને વૈદક નોધ અને સમાચાર છે

વૈદ્ય કલ્પતરૂ લેખમાળા નામથી સ્વ વૈદ્યરાજ જટાશકર લીલાધર ત્રિવેદીના વૈદક પતરૂના જૂના અકોમા છપાયેલા લેખોમાથી ચુટેલા લખાણના જે આઠ પાના દરેક અકમા આપવાનુ ધોરણ વૈદક પતરૂમા કેટલાક વર્ષથી ચાલે છે તે આઠ પાના છેલ્લા ત્રણ અકોમા નથી જોવામા આવતા

વૈદ્ય કલ્પતરૂના છેલ્લા ત્રણ અકોનુ આ કાઇક વધારે પડતુ લાબુ અવલોકન થયુ પણ તે હેતુપૂર્વક કર્યુ છે

આરોગ્ય સિન્ધુ—આ ગુજરાતી વૈદક માસિકનુ આ સોળમુ વર્ષ ચાલે છે સિધ આયુર્વેદિક ફાર્મસીના માલેક વૈદ્ય ગોપાલજી કુવરજી ઠક્કુર કરાચીથી આ માસિક કાઢે છે દર મહિને એમા ૨૪ પાના છપાય છે છે જો અક ૧૯૩૭નો સપ્ટેમ્બર અ... છે તેમા (૧) જાણવા જોગ નવા સમાચાર Public News—મતલબ કે વૈદક સબધી નહિ એવા પણ (૨) ઘરગથ્થુ ઉપચાર જ્ઞાન—લેખક ઠક્કર પ્રાગજી ડોસજી કાનાબાર (૩) આયુર્વેદ ઉપર એક ઉપયોગી ભાષણ (૪) પ્રાસગિક ચર્ચા (૫) મુબઈ ઇલાકાના કેટલાક વૈદ્યોનુ એક ત્વરિત સમેલન (૬) આગામી સમેલનના અધ્યક્ષનુ કર્તવ્ય—લેખક વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય (૭) બિલ્વ (બીલી)—લેખક વૈદ્ય કૃષ્ણશકર મનાશકર જોશી

પહેલા— જાણવા જોગ નવા સમાચારમા ઉમરાવતી નગરમા ભારતીય આયુર્વિદ્યા શિક્ષણ સમિતિ હસ્તક ચાલતા ભારત આયુર્વેદ મહાવિદ્યાલયનો ચોથો વાર્ષિક ઉત્સવ તા ૧૩મી ઓગષ્ટે ઉજવવામા આવેલો ગયા અકમા જે વિદ્યાલયોની નોધ આવી છે તેમા ઉમરાવતીના આ વિદ્યાલયની નોધ નથી પણ એ વિદ્યાલયમા ૩૫ વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે, જેમા ત્રણ સ્ત્રીઓ છે નિખિલ ભારત વિદ્યાપીઠનો અભ્યાસક્રમ આ સસ્થાએ સ્વીકારેલો છે આ સસ્થાના સચાલકો પોતાનુ મકાન બાધવાનો વિચાર કરે છે અને એ માટે વાર્ષિક ઉત્સવ વખતે કેટલાક દાનો પણ મળ્યા હતા

---

# વૈદ્યવર્ય અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીનો કૈલાસવાસ

સંવત્ ૧૯૯૪ના કાર્તિક વદ અગીઆરસને દિવસે સ્વ. વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીનો સાત આઠ મહીનાની સખત માંદગી ભોગવી કૈલાસવાસ થયો. એ ખેદકારક ખબર તરત ગુજરાત ભરમાં પ્રસરી ગયા અને એમના જેવા ગુજરાતના અગ્રણી-મંડપની ગુજરાત-કચ્છ-કાઠીઆવાડ વૈદ્ય સમેલનના પ્રમુખવૈદ્યની પછવાડે શોક દર્શાવવા જ્યાં જ્યાં સભાઓ ભરાવી જોઈએ ત્યાં ત્યાં સભાઓ પણ ભરાઈ ગઈ.

સ્વ. અમૃતલાલભાઈના પરલોક પ્રયાણથી ગુજરાતના વૈદ્યજગતે એક વિરલરત્ન ખોયું છે. એના જેવા આયુર્વેદની સંહિતાઓના મર્મજ્ઞ વિદ્વાન ગુજરાતમાં થોડા છે અને ચરક કહે છે તેમ રોગીના અંતરાત્મામાં પેસીને રોગ ઓળખવાનો તથા ચિકિત્સા કરવાનો પ્રયત્ન કરનાર વૈદ્યો ગુજરાતમાં તો શું પણ જગતમાં વિરલ છે.

પણ સ્વ. અમૃતલાલભાઈ કેવળ વૈદ્ય નહોતા એ વૈદ્ય કરતા પણ વૈદ્યવિદ્યાના ગુરૂ વધારે હતા. આયુર્વેદનું જે ગૂઢ રહસ્ય પોતાના ગુરૂઓ પાસેથી કે સ્વપ્રયત્નથી મેળવ્યું હતું એ શિષ્યોને આપવાની વાસના એ એમના હૃદયની મોટામાં મોટી વાસના હતી અને શિષ્યો ઉપરનો પિતૃ નિર્વિશેષ પ્રેમ તો એમના શિષ્યોને જીવનભર યાદ રહેશે. ગુજરાતના આવા પ્રભાવશાળી વૈદ્યનું જીવન વૃત્તાંત ટૂંકામાં પણ આપવાની ઈચ્છા હોવાથી અત્યારે સ્વર્ગવાસની આટલી ટુંકી નોંધથી મારા દિલનો ભાર હળવો કર્યો છે. જીવન વૃત્તાંત આવતા અંકમાં.

---

# બોર્ડ ઓફ ઈન્ડીઅન મેડિસીન સરકાર પાસે સ્થપાવવા મળેલી વૈદ્યો અને હકીમોની મિટીંગનો હેવાલ

તા. ૩જી અકટોબર ૧૯૩૭ રવિવારને દિવસે પ્રભુરામ આયુર્વેદીક કોલેજના હૉલમાં વૈદ્યોની મીટીંગ મળી હતી તેમાં થએલા કામો —

વૈદ્યોની મિટીંગ ૩ અકટોમ્બર ૧૯૩૭ ને રવિવારે મુંબાઈ પ્રભુરામ આયુર્વેદીક કોલેજના હૉલમાં બપોર ત્રણ વાગે મળી હતી. તેમાં મુંબાઈ સરકાર "ઇંડીયન બોર્ડ ઓફ મેડિસીન" સ્થાપવા માગે છે તેનો વિચાર કરવા અને તેના બંધારણનો મુસદ્દો ઘડવાનો આશય હતો. ૫મી સપ્ટેમ્બરને દિવસે વૈદ્યો અને હકીમોની પ્રથમ બેઠક થઈ હતી જેમાં બંધારણનો મુસદ્દો ઘડવા, તેમાં ફેરફાર કરવા અને અકટોમ્બરની ૩જી તારીખે થનારી મિટીંગ

સમક્ષ તે મૂકવા નવ સભ્યોની સમિતિ નીમવામા આવી હતી આજની સભા ખરૂ જોતા એ આગની સભાની નવી આવૃતિ જ હતી (જુઓ ૫ સપ્ટેમ્બરની સભાની કાર્યવાહી ઠરાવ ન ૩) જુદા જુદા જ્ઞાતીય વધા પણ આ નવની સમિતિ ઉપ ાત હાજર રહ્યા હતા સૂરતવાળા હકીમ મહમદ કાસિમ અને નાગપુરના પડિત છાગાણી પણ હાજર હતા કુલે ૭૫ સદ્‌ગૃહસ્થો આ થા હતા બપોરના ૩ થી ૭–૪૫થી સુધી ૧૮ ચા યુ હતું આ મિટીંગને મુબાઈ ઈલાકાના વૈદ્યોની મિટીંગ તરીકે ન ી કરી હતી

વૈદ્ય પૂનમચદ અમૃતલાલે (મુબાઇ) એવો વાધો ઉઠાવ્યો કે "મિટીંગ ઈલાકાના બધા વૈદ્યોનુ પ્રતિનિધિત્વ ધરાવતી નથી" આ વાધાની નોધ લેવામા આવી મત્રીયે પછી સુધારેલ મુસદ્દો મુદ્દાવાર વાચવા માડ્યો —

(૧) મુબાઈ ઈલાકામા 'સેન્ટ્રલ બોર્ડ ઓફ મેડિસીન સ્થાપવુ તેમા ૨૧ ચુટાયેલા સભ્યો રાખવા, જેઓ રજીસ્ટ્રેશનને ધોરણે લાયકાતવાળા હોય

પછી એક ચુટાયેલુ 'મેડ્રન બોડ ' રાખવુ કે જેના દ્વારા સેન્ટ્રલ બોડ ચુટાય તે મુદ્દા પર ચર્ચા ચાલી વૈદ્યરાજ જેઠાલાલ દેવશકર (મુબાઇ) અને અમદાવાદ), વદ્ય ગણેશ શાસ્ત્રી જોશી (પૂના), વૈદ્ય મણિશકર (અમદાવાદ), વૈદ્ય કેશવલાલ ઝીણારામ (મુબાઇ), વૈદ્ય મૂલચદ યાણજી (પૂના) તેઓએ ચુટાએલ સેન્ટ્રલ બોડ બાબત મત આપ્યો વૈદ્ય સુદરલાલ નાથાલાલ (નડીયાદ), વૈદ્ય અનતરાય (બીજાપુર) વૈદ્ય પૂનમચદ અમૃતલાલ (મુબાઇ) વૈદ્ય રગનાથ નાયક (બીજાપુર) વૈદ્ય દામોદર રામશર્મા (મુબાઇ), હકીમ મહમદ કાસીમ (સૂરત) તેઓએ એનો વિરોધ કર્યો ને 'જ્ઞાતીય બોર્ડ' દ્વારા 'મધ્યસ્થ મડળ' ચૂટાય એમ માગણી કરી વદ્ય ગુર્જરે (મુબઈ) પણ મેડ્રલ બોર્ડ'ની હિમાયત કરી હતી આ પ્રસગે નાગપુરવાલા પડિત છાગાણીયે સભાને થોડા શબ્દો સભળાવ્યા હતા ઉપરના બે મુદ્દા ઉપર સભાનો અભિપ્રાય જાણવા પ્રમુખે નિર્ણય કર્યો ૩૪ સભ્યોએ "સેન્ટ્રલ બોર્ડ" માટે અને ૨૭ સભ્યોએ પ્રાતિક બોર્ડ માટે મત આપ્યો ત્યારે સુંદરલાલ નાથાલાલ વૈદ્યે 'પોલ'થી મત લેવા માગણી કરી, તેમા ૩૫ મત "સેન્ટ્રલ બોર્ડ" માટે અને ૨૨ મત તેની વિરૂદ્ધ અપાયા હતા

તેથી મૂળ ઠરાવ ના–૧ બહુમતિથી પ્રસાર થયો પછી મુસદ્દાના બીજા મુદ્દાની વિચારણા ચાલી અને સર્વાનુમતે પ્રસાર થયો જે નીચે મુજબ છે

(૧) મુબાઈ સરકાર પુરતી નાણાની મદદ (૨) સરકારી જમીન આપીને (૩) તથા દાન પ્રી, અને ધર્માદા રકમદ્વારા બોર્ડને ઉપયોગ સારૂ આપે

પછી સભાએ બધારણના ૧લા કલોઝના ૩જા મુસદ્દા પર વિચારણા કરી અને એક શબ્દ ઉમેરી પ્રસાર કર્યું, તે નીચે મુજબ છે

(૩) (૧) ઞ —બોર્ડ આયુર્વેદીક અને યુનાનીના શિક્ષણ અથ કોલેજ અથવા શાળા સ્થાપવી અને નિભાવવી

ચ આવી કોલેજ અથવા શાળા સાથે ઇસ્પીતાલો અને જુદી જુદી પ્રયોગશાળા જોડેની રાખવી

ક્ર શુદ્ધ આયુર્વેદિક અને યુનાની પદ્ધતિ મુજબ ચાલતી કોલેજ–શાળા–ઈસ્પીતાલ, દવા ખાના વિ ને આ બોર્ડ ગ્રાન્ટ આપવી

પછી ૭જી કલોઝમા (૨) (c) વૈદ્ય મુ લાલ નાથાલાલ જોષીના સુધારાના થોડા શબ્દો તેની વિનતીથી ઉમેર્યો બાદ મુધ લો મુસદ્દો નીચે મુજબ છે

(૨) (અ) શુદ્ધ હિં દી વૈદ્યકશાસ્ત્ર માટે અભ્યાસનો કોર્સ બોર્ડ નક્કી કરશે

(ચ) હિંદી વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે ચાલતી કોલેજ અને સ્કૂલોને આ નિયત કોર્સ સ્વીકારવા બોર્ડ ભલામણ કરશે

(c) બોર્ડ એક કમિટી નીમશે જે આવી કોલેજ તથા સ્કૂલના નિરીક્ષણ કરશે

સુધારો—"એ દૂલ બોડ મુબાઈ ઈલા ાના ૪ નબ પ્રોવી સીઅલ બોર્ડ (ગુજરાત, મહારાષ્ટ્ર કર્ણાટક, મુબાઇ–મુમા ' પરા) ના પ્રતિનિધિઓ સાથે અભિપ્રાય મેળવી આયુર્વેદિક અને યુનાના સસ્થાઓ ચલાવશે અને આ પ્રતિનિધિઓ સાથે મળીને પરીક્ષા અને તપાસણીના સામાન્ય નિયમો મુકરર કરવા જોઇયે પછી ત્રીજી કલોઝનો ૩ જો મુસદ્દો વિચારાયો ને પસાર થયો તે નીચે મુજબ છે

૩ ૩(અ) બોર્ડ ઑફ ઈન્ડીયન મેડિસીન એ પરીક્ષક સમિતિ નીમશે

૩(ચ) આ મુજબ નિમાએલી સમિતિ આયુર્વેદિક યુનાની શાળાઓ અને વિદ્યાલયોની પરીક્ષા લેવાનુ, ડીગ્રીઓ આપવાનુ, અને પરીક્ષાની ફી નક્કી કરવાન અને બીજુ તેને લગત કાર્ય કરશે

પછી ૩જા મેડસનના ૪થા કલોઝની વિચારણા ચાલી ને ચાર શબ્દો ઉમેરીને તે પસાર કર્યો તે નિચે મુજબ છે

III (4ા) મુબઇ ઈલાકાના વદ્યો અને હકીમોનુ આ બોડ સમયને ઉચિત રજીસ્ટર બનાવશે અને એવું રજીસ્ટર રાખશે

(4b) બોડ નીચેની રૂપ ખા મુજબ વદ્ય અને હકીમોના કવોલીફીકેશન (લાયકાત) નક્કી કરશે

(a) જુદી જુ દી ડીગ્રીઓ અને કવોલીફીકેશનો જે જુદી જુદી શિક્ષણ સસ્થાઓ અને પરીક્ષક સસ્થાઓએ આપેલ છે, તે માટે તે સસ્થાઓનો અભ્યાસક્રમ અને પરીક્ષણ પદ્ધતિ તપાસી લઇને તેને મજૂર કરશે આ બાબત ચાલુ 'સેશન'ના ક્લોઝ 2c ઉપર આધાર રહેશે

(b) છેલા પાચ વર્ષથી જે ગૃહસ્થો આયુર્વેદિક અને યુનાની દવાખાના ચલાવતા હોય તેઓ અરજી કરે તો તેમને પણ આ ય રાખવા જોઈએ

(c) દેશી રાજ્યોએ જેમને વંશીય ધધા માટે સનદ આપી હોય તેમને પણ આ ય રાખવા જોઇએ

(d) બોર્ડ તરફથી લેવાયેલી પરીક્ષાઓ જે પસાર કરશે તેમને પણ રજીસ્ટર કરશે

4 (c) એલોપેથીક ડાક્તરો જે હક્કો ભોગવે છે તેવા હક્કો આવી રીતે રજીસ્ટર થયેલા વૈદ્યો અને હકીમોને મળવા જોઈએ તેમને આયુર્વેદિક અને યુનાની પદ્ધતિ મુજબ દવાઓ બનાવવા તથા વેચવાના હક્ક રહેવા જોઇએ તેમને ઝેરો અને ઝેરી બનાવટો, દવાઓના ઉપયોગ માટે આયુર્વેદિક અને યુનાની બનાવટો બનાવવા માટે અને વાપરવા માટે રાખવાનો હક્ક મળવો જોઈએ

પછી સભાએ બધારણના ખરડાનો ચોથો સેક્શન વિચાર્યો ને તે મુજબ પસાર કર્યો તે નીચે પ્રમાણે છે

IV બોર્ડ દર ત્રણ વર્ષે ફરી ચુંટાવી જોઈએ

આટલુ કામ મુસદ્દા બાબત પુરુ થયુ પછી સભાએ ૧ માણસની સમિતિ નીમવાનુ નક્કી કર્યુ તેનો ઉદ્દેશ સહકાર જરૂરિયાત બીજા પગલા લેવા અને ચાલુ ચળવળ જાગી રાખવાનો છે

૧ વૈદ્ય ગગાધર શાસ્ત્રી ગુણે (અહમદનગર) પ્રમુખ
૨ પ્રાણાચાર્ય ડો પોપટ પ્રભુરામ (મુબાઈ શહેર)
૩ વૈદ્ય જાદવજી ત્રીકમજી આચાર્ય (મુબાઈ શહેર)
૪ વૈદ્ય અનતાચાર્યજી આદ્ય (બીજાપુર)
૫ વૈદ્ય ગણેશ શાસ્ત્રી જોશી (પૂના શહેર)
૬ વૈદ્ય મણિશકર મૂળશકર (અમદાવાદ)
૭ વૈદ્ય પ્રતાપકુમાર વૈદ્ય (મુબાઈ શહેર) ચેરમેન અને મંત્રી
૮ વૈદ્ય સુદરલાલ નાથાલાલ જોશી (નડીયાદ)
૯ હકીમ સાહેબ મહમદ કાસીમ (સુરત)
૧૦ વૈદ્ય માધવપ્રસાદ નારાયણશકર (અમદાવાદ)
૧૧ ડૉ એચ વી (શેવનુર)
૧૨ ડૉ રગનાથ નાયક (બીજાપુર)
૧૩ વૈદ્ય હલશીકર (હુબલી)
૧૪ વૈદ્ય નાનાસાહેબ પુરાણીક (પનવેલ)
૧૫ વૈદ્ય વામનશાસ્ત્રી દાતાર (નાશક શહેર)

૧૬ વૈદ્ય દાસુભાઈ રામપ્રસાદ (મુબઈ શહેર અને કાઠીઆવાડ)
૧૭ વૈદ્ય વામનરાવ દીનાનાથ (મુબઈ શહેર)
૧૮ વૈદ્ય હીરજીભાઈ જીવરામ (મુબઈ શહેર)
૧૯ વૈદ્ય અબાશકર જી ત્રિવેદી (અમદાવાદ)

પછી પ્રમુખનો અને પ્રભુરામ આયુર્વેદિક કોલેજના (મુબઈ) ટ્રસ્ટીઓનો આભાર દર્શાવી સભા 'બરખાસ્ત' થઈ મત્રી ગગાધર શાસ્ત્રી ગુણે

તા ૮—મુબઈ ઇલાકાના આરોગ્યખાતના પ્રધાન ડૉ ગીલ્ડરે વૈદ્યોની કમિટીને તા ૯–૧૧–૩૭ને રોજ જે મુલાકાત આપી હતી તેનો જે હેવાલ ગુ મ વૈદ્યમડળની ઓફીસ તરફથી બહાર પડ્યો છે તેનો સાર ઉપર આપ્યો છે એ મુલાકાત પછી મુબઈ સરકાર તરફથી જે જાહેરાત છાપાઓમા પ્રગટ થઈ છે તે ઉપરથી સરકાર ઇન્ડીઅન મેડિસીન બૉર્ડ કે જે નામ ઉચિત રાખે તે નામનુ બૉર્ડ સ્થાપશે તથા વૈદ્યોના રજીસ્ટ્રેશનની યોજના કરશે એમ જણાય છે પણ દેશી વૈદ્યકના શિક્ષણ માટે કોલેજ કે સ્કૂલ ઉઘાડવાની વાત નથી તેમજ બૉર્ડના સભ્યોની સખ્યા બાર રાખી ૭ ચુટાયેલા સભ્યો અને ૫ સરકારે નીમેલા સભ્યો અને પ્રમુખ સરકાર નીમેના એવી યોજના છાપામા પ્રગટ થઈ છે આમા ચુટાયેલા સભ્યોની હમેશા અલ્પમતિ જ રહે એ ખોટુ છે વૈદ્યોએ આ સામે વિરોધ દર્શાવનારા ચર્ચાપત્રો લખ્યા છે ઉપરની વાધાવાળી વાત સાથે પાશ્ચાત્ય શસ્ત્રચિકિત્સા અને પ્રસૂતિ તત્રનુ જ્ઞાન રજીસ્ટર થવા ઇચ્છના વૈદ્યોને હોવુ જોઈએ એ મુદ્દા સામે પણ ચર્ચાપત્રો લખનાર વૈદ્યોએ વિરોધ દર્શાવ્યો છે જાહેર સભા મળીને ઠરાવ કર્યો જાણવામા નથી તત્રી આ વિ

---

# સ્વસ્તિ શ્રીયુત નિખિલ ભારતવર્ષીય આયુર્વેદ મહામડળના ભૂત, ભવિષ્ય, વર્તમાન અધ્યક્ષો તથા સદસ્ય મહોદયોને નમ્ર નિવેદન

આ સસ્થાના અધ્યક્ષ સ્થાને પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય આયુર્વેદના ધુરધર વિદ્વાનો આવી ગયા છે અને છવીસમા[1] અધ્યક્ષની ચુટણીની તૈયારી ચાલે છે આથી આ સસ્થાના બહિરગ રહસ્યથી અપરિચિત વ્યક્તિઓના ચિત્તમા કેટલુ બહુમાન છે એનુ વર્ણન ન થઈ શકે પરતુ અતપ્રવેશ કરનાર વ્યક્તિઓના ચિત્તમા એટલોજ ખેદ છે આ ખેદ થવાના અનેક કારણો છે પણ સૌથી મોટુ કારણ એ છે કે આજસુધી એના પાઠ્યક્રમનું કાઈ ચોક્કસ અસ્તિત્વ નથી જેને જે સુઝ્યુ તેનો એમા સમાવેશ કરવામા આવ્યો છે આ વાત જો કે પાશ્ચાત્ય આયુર્વેદમા પણ છે પણ ફેર એટલો જ છે કે એ લોકો જે વસ્તુને કે જે ગ્રથને નકામો સમજે છે તેને છોડી દે છે અને નવા વિષયનુ સશોધન કરતા રહે છે અને તેને અનુસરી પાઠ્ય પુસ્તકો પણ ક્રમબદ્ધ પ્રકાશિત કર્યા છે એટલે ત્યા નથી અધ્યાપકોને કષ્ટ કે નથી છાત્રોને આવી તદ્દન વિપરીત સ્થિતિ આયુર્વેદ મહામડળના

---

૧ છવીસમા વૈદ્યસમેલન વખતે આ પત્રિકા બહાર પડાયેલુ તત્રી

પાઠ્યક્રમમા છે કારણ કે મહામડળના પાઠ્યક્રમાનુસાર આ જ સુધી એકે ય પુસ્તક લખાયુ નથી છતા વિષયાનુસાર પાઠ્યક્રમ તો રાખ્યો જ છે પરિણામે ચરકસુશ્રુતમા કુળમીઓ મારી મારીને એના આદિ અ ત અને મધ્યના અધ્યાયો ઢુંઢવામા આવે છે મહામડળનું લીસ્ટ પાસે ન હોય તો સારા સારા હમેશા ભણાવવાનું કામ કરનારા અધ્યાપકોને પણ એનો ક્રમ બતાવવો મુશ્કેલ પડે એવી સ્થિતિ છે તો બિચારા વિદ્યાર્થીઓની શી ગતિ થાય ? જ્યારે પાઠ્યક્રમ નક્કી કરવા માટે આખા દેશમા ખૂબ ઉહાપોહ ચા યો હતો ત્યારે વિષયવાર પાઠ્ય ક્રમ ન ી કરાવવા માટે પુષ્કળ પ્રયત્ન કરવામા આવ્યો હતો અને લોકોને વિશ્વાસ આપવામા આવ્યો હતો કે તમે આ વિષયવાર પાઠ્યક્રમ કબુલ કરો પછી મહામડળ એક બે વર્ષની અ ર જ પાઠ્યક્રમના પુસ્તકો સગૃહીત કરીને છપાવી નાખશે બસ આ લાલચમા આવીને લોકોએ કબુલ કરી લીધુ પરતુ આજ વીશ-પચીશ વર્ષમા એ વાતના 'શ્રી ગણેશ' પણ નથી થયા હા જયપુર, ફત્તેહપુર વગેરે સમેલનોમા એ ઉપર ઘણા લોકોએ ચર્ચા કરી એટલે ખોટુ આશ્વાસન આપવામા આવ્યુ કે હવે થો ા સમયના તૈયાર થઇ જશે અને લોકોને દેખાડવા માટે ઠરાવો પણ ક વામા આ ા ૫-૧૦ વ્યક્તિઓની એ- કમિટી પણ ચુ ટવામા આવી પણ પછી આ ઠરાવો કયા ગયા અને એ કમિટી કયા ગઈ તેનો પત્તો નથી આ સ્થિતિનુ કારણ એટલુજ છે કે જે કોઈ અ ત ઃકરણથી આ સસ્થાનો માલિક હોય તો એ બિ ારીની શી દુર્દશા થઇ છે તેની ખબ રાખે સાધારણ રીતે લોકોનો મત એવો થ ગયો છે કે વૈદ્ય સમેલ ાની રક્ષા કે ઉ ્નતિ માટે એનુ કોઇ અધ્યક્ષ બનતુ નથી પણ અધ્યક્ષ થવાથી છાપાઓમા પોતા ા વખાણ છપાશે, કીર્તિ મળશે અને તેથી પોતાનો ધધો ખૂબ ચાલશે એવી લાલચથી અધ્યક્ષ થાય છે જો કે ઉપ ની લોકકિવદ તી પ્રગટ કરવાથી કેટલાક લોકોના ચિત્તમા જરૂર ક્લેશ થશે પરતુ તટસ્થ બુદ્ધિથી જોવામા આવે તો કહેનારનો દોષ નથી કારણ કે જે માણસનુ હૃ ય બળે છે તે એના વેગને રોકી નથી શકતો ધૈર્યની પણ કાઇક હદ હોવી જોઇએ **अति सर्वत्र वर्जयेत** અથવા **सर्वज्ञातिरक्त मन्ते यत्नतायोपक्-पते** એ નીતિરહસ્ય છે એમ છતા ઉત્તરોત્તર અધ્યક્ષપદ માટે અતિશય હરિફાઈ ચાલી રહી છે આવુ જોઈને તટસ્થ લોકો તો હસે છે ણ સસ્થા તરફ લાગણીવાળા લોકોનુ હૃદય વધારે બળે છે કારણ કે આવા હલકા કૃત્યથી ઉપર કહેલી લોકકિવદ તીને દેખીતો દાખલો મળે છે આ તે સમેલનના અધ્યક્ષપ ની વાત છે કે મ્યુનિસિપાલિટીની ચુ ટણી ? અને લોકો કહે છે કે આટલી હરિફાઈ જો આ સસ્થાની ઉન્નતિના કાયમા કરી હોત તો આ સસ્થા ેવી આદર્શ સ્થિતિને પહોચી જાત કે શ્રી બખલે વગેરે વિપક્ષીઓ એની તરફ આગળી ચીંધવાનુ સાહસ ન કરી શકત પરતુ એમ થાય કયાથી ? કારણ કે વિવાહ પેઠે સમેલનના ત્રણ દિવસ પૂરા થય પછી અધ્યક્ષ મહાશય આ બિચારી સસ્થાની કેવી દુર્દશા છે તેની ખબર કાઢતા નથી હતભાગ્ય ભારતની આવી દુર્દશા છે પાશ્ચાત્ય દેશોની સ્થિતિ

આથી વિપરીત છે ત્યા બહુપતિકા મન્યા ઉત્તરોત્તર એવી ઉન્નતિ કરે છે કે એ સસાર ભગ્મા આ ગાડપ થઈ જાય છે કારણ કે ત્યા અધ્યક્ષો મસ્થાની ઉન્નતિ માટે અધ્યક્ષ બને છે અને અહીંના અધ્યક્ષ મોટે ભાગે પોતાની ઉન્નતિ તરફ ધ્યાન રાખે છે મહામડળની શરૂઆતથી બિચારા સ્વ શકરદાજી શાસ્ત્રીપદે એ વૈદસમાજ આગળ મહામડલ તરફથી એક આદર્શરૂપ આયુર્વેદ મહાવિદ્યાલય ઉઘાડવાની અપીલ કરી હતી આ વાતનુ લોકોએ વારવાર સ્મરણ કર્યું છે અને એ ચાર રાજા મહારાજાઓ પાસે ગયા પણ હતા પણ પછી તો એનુ સ્વપ્ન પણ ન રહ્યુ પણ થાય ક્યાથી? આવુ કાર્ય થવામા સ્વાર્થત્યાગ—આત્મભોગની જરૂર હોય છે અને તે કોણ કરે? અહિં તો પોતાના ધધાની અને અને કીર્તિની પડી છે પણ આ અધાધુધી કયા સુધી ચાલશે? હવે તો નિદ્રાદેવીનો ત્યાગ કરીને કાર્યક્ષેત્રમા ઉતરવુ જોઈએ વધારે શ્રમ ન લેવો હોય તો પણ પાઠ્યક્રમને વિરયાનુમાર ગ્રથરૂપમા તૈયાર કરીને આપવો જોઈએ એટલુ થાય તો બિચારા ગરીબ વિદ્યાર્થીઓ આશીર્વાદ આપે આ વાત કોઈ વિપક્ષી તરફથી મુકવામા આવશે તો મસ્થાનુ ઘણુ ખરાબ લાગશે વળી એ વખતે તમારી અકર્મણ્યતાને સમસ્ત જનતા પણ જાણી જશે, ત્યારે તમારા તરફ અને તમારા આયુર્વેદ તરફ લોકોનો અવિશ્વાસ થશે વરસાદ પહેલા પાળ બાધવી એ સારૂ છે માટે આ વાત જરૂર જલદી કરવી જોઈએ

**પાઠ્યક્રમ ઉપર થોડો સામાન્ય વિચાર**—વિદ્યાપીઠની વિશારદ પરીક્ષામા ચરક સુશ્રુત અને અષ્ટાગ હૃદય સમગ્ર આવી ગયા છે તો પછી અષ્ટાગ સગ્રહની શુ જરૂરત છે? વિદ્યાર્થીઓ ઉપર આ નકામો બોજો શા માટે લાદવામા આવે છે? એને કાઢી નાખવાથી વિદ્યાર્થીઓ વિદ્યાપીઠને આશીર્વાદ આપશે વિશારદના સ્વસ્થવૃત્તમા સઘળા ધર્મશાસ્ત્રોમા સ્વસ્થવૃત્ત જાણી લેવાનુ લખ્યુ છે એ પણ અશક્ય અને વધારે છે કારણ કે સ્મૃતિસ્થ સ્વસ્થવૃત્ત રાખવા જતા સર્વ સ્મૃતિઓ અને ધર્મશાસ્ત્રને લેવા પડશે અને એ અતિયોગ છે હા, જો એને રાખવુ જ હોય તો આયુર્વેદીય ગ્રથોમા જે સ્વસ્થવૃત્ત પરિચાયક વાક્યો છે એની તુલના ધર્મશાસ્ત્ર માટે યથાશક્ય કરવામા આવે તો સારૂ છે[1] પણ આ ભાર વિશારદને માથેથી કાઢી આચાર્યને માથે નાખવામા આવે તો વધારે સારૂ કારણ કે ચાર સહિતાઓના કુલ ૫૮૦ અધ્યાયો છે તેમાથી ૫૧૫ અધ્યાયો તો વિશારદ પરીક્ષામા આવી જાય છે બાકી ફક્ત ૬૫ અધ્યાયો આચાર્ય પરીક્ષા માટે ભણવાના રહે છે દાખલા તરીકે ચરકસૂત્ર અ ૨૧મો વિમાનના આઠ અધ્યાયો અને ચિકિત્સાનો ૨૧ મો કુલ ચરકના દશ અધ્યાયો પછી સુશ્રુત ચિકિત્સાના ૨૩થી ૨૫, ઉત્તર સ્થાનના ૧ થી ૨૫, ૨૭, ૨૮, ૩૦થી ૩૪, ૩૬, ૩૭, ૬૦, ૬૧, ૬૨, ૬૩ અને ૬૫ કુલ ૪૧ અધ્યાયો અને વાગ્ભટના સૂ ૭ અને ૧૧, ઉત્તરના ૧ થી ૭, ૩૮ અને ૩૯થી૪૪ કુલ ૧૪ અધ્યાયો છે અને આટલા માટે બે વર્ષનો અભ્યાસક્રમ રાખ્યો છે ગણિતની રીતે જોઈએ તો ૫૧૫ અધ્યાયો વિશારદ

[1] મેં આ જાતની તુલનાનો પ્રયત્ન કર્યો છે દુ કે શાસ્ત્રી

માટે છે અને ૬૫ આચાર્ય માટે છે એટલે વિશારદનો આઠમો ભા ા આચાર્ય માટે રહ્યો વળી આ ૬૫મા વધારે અધ્યાયો તો સુશ્રુતના છે જે ટુકા છે અને એ રીતે જોવામા આવે તો આચાર્ય પરીક્ષા માટે સહિતા ભાગનો સોળમો ભાગ માડ બચે છે આ સ્થિતિમા અષ્ટાગ નગ્રહને આચાય માથી ઉપાડી વિશારદમા રાખવાનુ કેમ યોગ્ય ગણ્યુ હશે એ સમજાતું નથી આ બાબતમા કોઇએ કાઈ વિચાર કર્યો છે? આ છે તો અનુચિત

નણુ સહિતાઓ ચાલી ગયા પછી અષ્ટાગ સગ્રહને રાખવો એ નકામુ છે જેની ઇચ્છા હોય તે ભલે વાચે પણ ભારરૂપે તો કદાચ ન રાખવો જોઇએ એમ લાગે છે એમ તો સસારમા કોઈ વિદ્યા કે કોઇ પુસ્તક એવુ નહિ મળે કે જે વૈદ્યને ઉપયોગી અને જાણવા યોગ્ય ન હોય પણ એ બધાનો પાઠયક્રમમા સમાવેશ અશકય છે વળી જરા વિચાર કરીને જોવામા આવે તો વિશારદ અને આચાય પરીક્ષાઓ વચ્ચે ભારે વિપરીત સ્થિતિ જોવામા આવે છે દાખલા તરીકે વિશાર ના પાઠયક્રમમા ચાર સહિતાઓના ૫૧૫ અધ્યાયો ઉપરાત પ્રત્યક્ષ શારીરના નણુ ભાગો (૪) દીર્ઘાયુ સૂત્ર (૫) નિઘ ટુ શિ ામણિ (૬) રસરત્ન સમુ ચય પૂર્વાર્ધ, (૭) રસે દ્ર ચિ તામણિ, (૮) ાગાધરીય પરિભાષા, (૯) નસૂતિત ત્ર (૧૦) સાખ્યકારિકા, (૧૧) તર્ક સગ્રહ એ પ્રમાણે અગીઆર ગ્ર થ પણ સાથે છે આ ગ્ર થોના સમૂહ તરફ જરા નજર નાખી હોત તો વિશારદ પાઠયક્રમ ન કી કરનારના ચિત્તમા કાઇકે કરૂણરસ ઉત્પન્ન થાત પરતુ એને બ લે રૌદ્રનો પ્રાદુર્ભાવ થયો એ હત ભાગ્ય વિદ્યાર્થીઓના પ્રારબ્ધનો જ દોષ કહેવો જોઈએ જરા વિચાર કરી જુઓ વિશારદ અને આચાય પરીક્ષાઓમા કેટલુ અ તર છે? વિશારદમા ચાર સહિતાઓ સાથે કુલ ૧૫ પુસ્તકો થાય છે જ્યારે આચાર્ય પરીક્ષા માટે ચાર સહિતાઓમાથી બાકી રહેલા ૬૫ અધ્યાયો એક અધ્યાય જેટલુ કુમારત ત્ર અને એક યવહારાયુવેદનુ નાનુ પુસ્તક એટલુ રહે છે આ ગણતરી પ્રમાણે જોતા તો વિશારદથી બત્રીશમા ભાગનો પાઠયક્રમ આચાયનો છે એ જોતા વિશાર પરીક્ષાનુ નામ આચાય પરીક્ષા રાખવુ જોઇએ અને આચાર્યનુ વિશારદ પણ એમ ન થતા ઉલટુ થયુ છે તે યોગ્ય નથી અને ભિષક્ પરીક્ષાની સ્થિતિ તો એથી પણ વિચિત્ર છે લખ્યુ છે કે —

"सूचना—भिषक् परीक्षार्थिभि योगर नाकर माधवनिदानम् भावप्रकाश, शार्ङ्ग घर सहिता, न्यते ग्र था अव य पठनीया । विपयाशास्तु सामा यत यथापूर्वम् "।

વૈદ્યસમેલન પત્રિકા ૧૯૩૬ નવેમ્બર પૃ ૨૭૪

આ સૂત્રના વિશારદ અને આચાય પરીક્ષાના લેખાંશ બતા યા પછી કરવામા આવી છે એટલે **विपयाशास्तु यथापूर्वम्** છે એનો અર્થ પ્રકરણાનુસાર એવો થાય કે વિશારદ અને આચાયના સર્વજ્ઞાતવ્ય વિષયો જાણ્યા બાદ યોગરત્નાકર વગેરે ચાર ગ્ર થો વધારે ભણવા જોઇએ[1] આ પરીક્ષાનું નામ

૧ વદ્યસમેલન પત્રિકાના ઉપર ક્હેલા અકમા જે નિયમાવલિ છપાઇ છે તેમા ઉપર પ્રમાણે વાક્ય છે એ વાત સાચી છે પણ એનો અર્થ ઉપર પ્રમાણે પરિશિષ્ટએ ર્યો છે એવો નથી એ વાક્યની નીચેજ સ્વસ્થ વૃત્ત રોગ વિજ્ઞાન વગેરે આઠ વિષયોના કેટલા

ભિષક રાખ્યુ છે તેથી આમા સદેહ થાય છે કે આ પરીક્ષા વિશારદ અને આચાર્યથી ઉંચી છે કે નીચી? ઉંચી હોય તો નામ શુ? અને નીચી હોય તો નામ શુ? જો બેયમા ભિષક હોય તો પછી વિશારદ અને આચાર્ય એનાથી જુદી શી રીતે? આ તો स पद हस्तिपद निमग्न જેવુ છે આવી આવી બારીકીથી જોતા પ્રત્યેક કક્ષામા સશોધનની આવશ્યક્તા છે પણ આ સશોધન જ્યા સુધી પાઠયક્રમ વિષયાનુસાર એકત્ર સગૃહીત (પુસ્તક રૂપમા) ન કરવામા આવે ત્યા સુધી થવુ અશકય છે

નિખિલ ભારતવર્ષીયાયુર્વેદ મહામડલ અને વિદ્યાપીઠનો શુભાભિલાષુક
વૈ ૫ હરિપ્રપન્નજી

## આયુર્વેદ પાઠયક્રમના વિષયમા મારૂ નમ્ર નિવેદન

મે વિનમ્રરૂપે એક પત્ર નિ ભા મા વૈદ્યસમેલન કાશીમા મોકલ્યુ હતુ જેની નકલ ઉપર છાપી છે તેની નકલો ત્યા પ્રત્યેક સદસ્યને તથા અધિકારીઓને આપવામા આવી હતી એટલુ જ નહિ પણ પ્રમુખ મહાશયને તથા શ્રી માલવીયજીને પણ પહોચાડી હતી પણ ખેદની વાત છે કે એ બાબતમા આજ સુધી કોઈપણ આયુર્વેદાભિમાનીએ હોઠ હલાવ્યો નથી એટલે હારીને આજે ફરી આપ સર્વની સેવામા આ પત્ર મોકલ્યો છે હવે તો આપ સર્વ એ બાબતમા કાઇક વિચાર કરશો એવી આશા છે આજ સુધી વિદ્યાપીઠે આ બાબતમા ધ્યાન ન આપવાથી લોકોની એવી ધારણા થઈ ગઈ છે કે નિ ભા વૈદ્યસમેલન અને વિદ્યાપીઠે કેવળ પોતાની ખ્યાતિ માટે એક માગ ઉભો કર્યો છે અને ગમે તે રીતે એ ચલાવ્યા કરે છે તો એ પોતાની હઠ શુ કામ છોડે? આમા નુકસાન તો બિચારા વિદ્યાર્થીઓને, પાઠશાળાઓને અને અધ્યાપકોને થાય છે ઉપર કહેલ વસ્તુસ્થિતિ જાણ્યા પછી આપ સર્વના હૃદયને પણ અમારા હૃદયથી ઓછો આઘાત નહિ પહોચે?

જુઓ દર વર્ષે વિદ્યાર્થીઓ પાસેથી ફીની સારી આવક થાય છે જો એ આવકને પાઠયક્રમના પુસ્તકો સકલિત કરીને છપાવવામા વાપરવામા આવે તો એથી વિદ્યાપીઠ, સમેલન, પાઠશાળાઓ વિદ્યાર્થીઓ તથા અધ્યાપક વર્ગ સહુના ઉપર ઉપકાર થશે પરતુ એમ ન થતા આ સાર્વજનિક નિધિનો ગૌણકાર્યમા વ્યય થાય છે આ તરફ કોઈ પણ વ્યક્તિનુ ધ્યાન નથી ખેંચાતુ એ ખેદનો વિષય છે આ સિવાય એ સસ્થાના અધિકારીઓએ એક બીજો ઉપદ્રવ મચાવી રાખ્યો છે જે તરફ ધ્યાન આપવાની અત્યત જરૂર છે પહેલા નિયમ એવો હતો કે વિદ્યાર્થી પરીક્ષાને એક માસ બાકી હોય ત્યારે અરજી કરે આ મુદત વધારીને ૧૯૩૨મા બે માસની કરી અને ૧૯૩૭ની નિયમાવલીમા (પૃ ૪ નિયમ ૯) આવેદન પત્ર વિષે એવો નિયમ કર્યો છે કે પરીક્ષા સમયથી ચાર મહિના પહેલા આવેદનપત્ર–ફોર્મ ઓફીસ પાસેથી મગાવી લઈ પરીક્ષા તિથિથી ત્રણ મહીના પહેલા આવેદનપત્ર પરીક્ષા ફી

અશા ભાવપ્રમાણ વગેરે ગ્રથમા મ થામાથી લખવા એ લખ્યુ છે અને વિદ્યાર્થીઓને તથા પરીક્ષકોને પણ ઉપર જણાવી છે તેવી ભ્રાન્તિ થતી નથી નિયમાવલીનું ઉપરનુ વાક્ય સુધરવુ જોઇએ એ ઉચિત છે
તની આ નિ

સાથે વિદ્યાપીઠ ઓફીસને મળી જવુ જોઇએ એ પછી એક રૂપીઓ દંડ આપવાથી એક મહીનો બાકી હોય ત્યા સુધી મોકલવાથી સ્વીકારવામા આવશે પણ પછી નહિ આ નિયમથી કેટલો ઘોર અનર્થ થાય છે એ હવે જુઓ ચાર મહિના પહેલાથી પાઠશાળાઓ તથા અધ્યાપકગણ વિદ્યાર્થીની યોગ્યતાનો નિર્ણય શી રીતે કરી શકે? કારણ કે પરીક્ષા પછી તરત તો વિદ્યાર્થીઓ રજામા પોતપોતાને ઘેર ચાલ્યા જાય છે અને તેમાથી કોઈ બે મહીના પછી કોઈ ત્રણ મહીના પછી તો કોઈ ચાર મહીના પછી પણ આવે છે એટલે બાકી આઠ મહીના રહ્યા તેમાથી ચાર મહીના પહેલા ફોર્મ ભરવુ હવે આ ચાર મહીનામાથી એક તો અનધ્યાયનો જાય તો બાકી રહેલા ત્રણ મહીનામા શુ ભણીને વિદ્યાર્થી પોતાની યોગ્યતા પ્રાપ્ત કરી શકે? અને તેની યોગ્યતા જોયા વિના ફોર્મ પણ કેમ ભરાવી શકાય? કદાચ એમ કહેવામા આવે કે વિશારદ માટે ચાર વર્ષ રાખ્યા છે તો શુ એટલા વખતમા પણ યોગ્યતા ન મેળવી શકે? આ પ્રશ્નનો જવાબ સહજ છે તમે ગમે તેવા નિયમો કરો અને નિયમાવલીમા લખી દો પરતુ આજ સુધીમા વિદ્યાપીઠની પરીક્ષા આપીને ઉત્તીર્ણ થયેલા લગભગ એક હજાર વિશારદો અને આચાર્યોને એકઠા કરો અને પછી જાતે એની પરીક્ષા લીઓ તો એમા કેટલા યોગ્ય છે એ જોઇ આપની આખ ઉઘડી જશે સાચુ તો એ છે કે એમાથી ૫ ૧૦ પણ યોગ્ય નીકળે અને આપણે તેને સાચા આયુર્વેદ વિશારદ તથા આયુર્વેદાચાર્યની પદવી આપી શકીએ તો અહોભાગ્ય સમજવુ અમને તો એમા પણ સદેહ છે આથી સિદ્ધ થાય છે કે આજે ચાર માસનો નિયમ કર્યો છે તે કેવળ નિર્દયતાપૂર્વક પૈસા લેવાનો કુમાર્ગ છે જેઓએ વિદ્યાર્થી અવસ્થા ભોગવી છે અને પરીક્ષાઓ આપી છે તેઓજ વિદ્યાર્થી અવસ્થાના કષ્ટોનો અનુભવ કરી શકે છે બીજાઓ નહિ પરીક્ષા આપ્યા વગર જ જેઓને કોઈ પણ રીતે સમેલનના કે વિદ્યાપીઠના અધ્યક્ષનુ પદ મળી ગયુ છે તેઓને વિદ્યાર્થીઓના કષ્ટોનો અનુભવ શી રીતે આવી શકે? સમેલન તથા વિદ્યાપીઠનુ ધન સાર્વજનિક છે એટલે એના ઉપર સર્વ વૈદ્યોએ ધ્યાન આપવુ જોઇએ

જ્યા સુધી પાઠ્યપુસ્તકો ક્રમબદ્ધ એકત્ર સગૃહીત ન થાય ત્યા સુધી રજત જયતી જેવા કાર્યોને અટકાવવા જોઇએ અને સાર્વજનિક ધનથી પાઠ્યક્રમના પુસ્તકો એકત્ર સગૃહીત કરીને છપાવવાનો તરત પ્રયત્ન કરવો જોઇએ

## નૂતન પાઠ્યક્રમની અત્યત આવશ્યકતા

(૧) નિયત પાઠ્ય પુસ્તકો ન હોવાથી પરીક્ષકો યોગ્યતા જોયા વિનાજ ગમે તે પ્રશ્નો પૂછે છે આથી વિદ્યાર્થીઓની સ્થિતિ ઘણી ખરાબ થઈ પડે છે માટે પ્રત્યેક પરીક્ષા માટેના પુસ્તકોની મર્યાદા ચોક્કસ કરવી જોઈએ અને નક્કી કરેલા પુસ્તકોની બ્હારનો પ્રશ્ન ન પૂછે એવો અકુશ પરીક્ષકોને માથે મુકાવો જોઇએ અને જેઓમા પરીક્ષા લેવાની યોગ્યતા નથી તેઓને પરીક્ષક ન બનાવવા જોઈએ આમ થવાથી પરીક્ષક, અધ્યાપક અને વિદ્યાર્થી ત્રણેને સરળતા થશે વિદ્યાર્થીઓની આટલી વિપત્તિ દૂર કરાવવા માટે આજ

મારો પ્રયાસ છે આચાર્ય પરીક્ષામાં વિષયપ્રધાન પાઠ્યક્રમ રાખ્યો છે એનો હેતુ સ્પષ્ટ છે કે આચાર્ય થયા પછી કોઈ ગ્રન્થ એનાથી અ તણ્યો ન રહેવો જોઈએ

**વિશેષ સૂચના**—(૧) આચાર્ય, વિશારદ તથા ભિષક્ પરીક્ષાના ફોર્મને ફરીથી સશોધી વ્યવસ્થિત કરવો

(૨) ત્રણેય સહિતાઓ (ચરક, સુશ્રુત અને અષ્ટાંગ હૃદય, હોવાથી અષ્ટાંગ સગ્રહને અભ્યાસક્રમમાંથી કાઢી નાખવો

(૩) પરીક્ષાના ફોર્મ માટે ચાર માસ પહેલા ભરવાનો નિયમ રદ કરીને પહેલા પેઠે એક મહીના પહેલા ભરવાનો નિયમ કરવો જોઈએ જેઓ એક મહીના પહેલા ફી સાથે ફોર્મ ન ભરી શકે તેઓ પાસેથી એક રૂપીઓ દંડ લઈને પરીક્ષાના દિવસ પહેલા ૧૫ દિવસ સુધી ફોર્મ લેવાનો નિયમ કરવો જોઈએ એવો અમારો મત છે તેમા તમારો નાનો જે મત હોય તે આ સાથેના પત્રમા ભરી નીચે સહી કરનારને તરત મોકલશો કારણ કે સમેલનના દિવસો પાસે છે

(આ સાથે ઉપર કહેલો પત્ર છે તે અહીં ઉતારવાની જરૂર નથી આ નિવેદન અને પત્ર આયુર્વેદ શિક્ષણની સસ્થાઓના સચાલકોને વૈદ્ય પ હરિપ્રપન્નજી તરફથી મોકલવામા આવ્યો હતો ) તની આ વિ

આપનો બંધુ પં હરિપ્રપન્નજી
અધ્યક્ષ શ્રીમુંબાઈ આયુર્વેદીય પાઠશાળા

## પરિશિષ્ટ—નવો પાઠ્યક્રમ

### ભિષક્ પરીક્ષા પાઠ્યક્રમ

વિષય પાઠ્યપુસ્તક

૧ સ્વાસ્થ્ય—આયુર્વેદવિજ્ઞાન(ન થ)માંથી સ્વાસ્થ્ય વિજ્ઞાન ઘાણેકર કૃત
૨ શારીર—પ્રત્યક્ષ શારીર સમગ્ર અને આયુર્વેદ વિજ્ઞાનનો શારીર ભાગ
૩ દ્રવ્યગુણ શાસ્ત્ર—આયુર્વેદ વિજ્ઞાનનો દ્રવ્યગુણ ખડ
૪ રસતન્ત્ર—આયુર્વેદ વિજ્ઞાનનુ રસપ્રકરણ

બીજુ વર્ષ

૫ રોગવિજ્ઞાન—નિદાન તથા નિદાન અને ડા આશાનંદ કૃત વ્યાધિવિજ્ઞાન
કાયચિકિત્સા—આયુર્વેદ વિજ્ઞાન ઉત્તરાર્ધ
૭ શલ્યતન્ત્ર—આયુર્વેદ વિજ્ઞાન અને શલ્યતન્ત્ર (ઘમાન કૃત)
૮ વિષ વિજ્ઞાન—ધર્માનન્દ કૃત

### વિશારદ પરીક્ષા

પ્રથમ વર્ષ

વિષય પાઠ્યપુસ્તક

૧ સુશ્રુત સહિતા—શારીર પચમ ત
૨ શારીર—પ્રત્યક્ષ સપૂર્ણ
૩ સ્વાસ્થ્ય—સ્વાસ્થ્ય વિજ્ઞાન ડા ઘાણેકરકૃત
૪ દ્રવ્યગુણ શાસ્ત્ર—આયુર્વેદ વિજ્ઞાનનો દ્રવ્યગુણ ખડ
૫ ન્યાય ભાષ્ય—તર્કસગ્રહ, ભાષ્યકારિકા

ખાસ કરીને શરીરમા રહેલા નાભિના મધ્યપ્રદેશમા સોમમડલ આવેલુ છે ત્યા પ્રાણી માત્રનો જઠરાગ્નિ દીવાની જેમ સ્થિતિ પામ્યો છે જેવી રીતે સૂર્ય નારાયણ પોતાના કિરણોવડે પ્રકાશી તેજ આપે છે અને પ્રખર કિરણોના તાપથી સરોવરો તથા ખાબોચીયાઓના પાણીનુ શોષણ કરે છે તે પ્રમાણે આપણા દેહમા નાભિનો આશ્રય કરીને રહેલો જઠરાગ્નિ આપણા જમેલા જુદા જુદા પ્રકારના મસાલા વિગેરેથી સસ્કાર પામેલા અન્નને પોતાના ઉષ્મારૂપી કિરણોથી પચાવે છે

બધા પાચક દ્રવ્યોમા અન્નના પચાવનારને સવથી અધિક ગણેલ છે પાચનનુ મૂલ જ તે જઠરાગ્નિ છે જઠરાગ્નિ જો વૃદ્ધિ પામે તો ભૂખ વધે છે અને જો જઠરાગ્નિ મદ થવા માડે તો ભૂખનો હ્રાસ થવા પામે છે

અગ્નિ પણ ભિન્ન ગુણવાળો છે અને પિત્તદોષ ભિન્ન ગુણો યુક્ત છે અગ્નિના જેવુ કર્મ કરતો હોવાથી જ પિત્તદોષને અગ્નિ નામની ઉપમા અપાયેલી છે પિત્ત દ્રવરૂપમા છે, સ્નિગ્ધ છે, નીચે વહન કરનારૂ છે, તેથી કરીને પિત્ત તેજોમય છે પિત્તની ઉષ્મા એ મહાન શક્તિ છે તે કોઠામા ફરે છે, સર્વ ઠેકાણેથી ધમનીઓના મુખદ્વારા કોઠામા ફરે છે તેજ શરીરનો અગ્નિ છે, શરીરની ઉષ્મા પણ તેજ છે અન્નને પચાવનાર અને દેહનુ જીવન પણ તે પિત્ત જ છે તેની અનન્ય ગતિપણાને લીધે તેને દેહનો કાયાગ્નિ કહેલો છે

આ પ્રમાણે પિત્તદોષ પણ જીવનને ટકાવી રાખવા માટે ઓછો અગત્યનો નથી તેની પણ જીવન માટે વાતદોષ જેટલી જ જરૂર છે હવે આપણે પિત્ત દોષના પ્રકાર સ્થાન અને કર્મ વિષે શુ આયુર્વેદશાસ્ત્ર જણાવે છે તે તપાસીએ

જેવી રીતે વાતદોષના પાચ પ્રકાર કહ્યા તેમ પિત્તના પાચ ભેદ સ્થાન અને કર્મને લીધે પડ્યા છે તે પાચે પ્રકારના પિત્તના નામ નીચે મુજબ છે –

**પિત્તના પ્રકાર —**

पाचक रजक चापि साधकालोचकौ तथा ।

भ्राजक चेति, पित्तस्य नामानि स्थान भेदत ॥

સ્થાન ભેદે કરીને પિત્તદોષના પાચક, રજક, સાધક આલોચક અને ભ્રાજક આવા પાચ નામ પડયા છે, આ પાચે પિત્ત કયા સ્થાનમા રહે છે અને શુ કામ કરે છે તે ઉપર હવે આપણે વિચાર કરીશુ

**પિત્તના સ્થાન —**

आमाशये यकृत् प्लीहा हृदय लोचनद्वये ।

त्वचि सर्वे शरीरेषु पित्त निवसति क्रमात् ॥ (ભાવપ્રકાશ)

स्वेदो रसो लसीका रुधिरमामाशय श्चेति पित्तस्थानानि । तत्रापि आमाशय विशेषेण पित्त स्थानम् ॥ (સિદ્ધાતનિદાન)

પાચક પિત્તનું સ્થાન અગ્ન્યાશય છે, યકૃત સ્થાનમાં રંજક પિત્ત રહે છે તથા પ્લીહામાં પણ રંજક પિત્ત જ વ્યાપેલું છે, હૃદયમાં સાધકપિત્ત વિદ્યમાન છે, બન્ને નયનોમાં આલોચક પિત્તનો વાસ છે, ત્વચા તથા અખિલ દેહમાં ભ્રાજક પિત્ત પ્રકાશી રહ્યું છે

સ્વેદ સ્થાન, રસસ્થાન, લસીકા, રુધિર અને આમાશય આ પાંચે પિત્તના સ્થાન છે તે પાંચેમાં વિશેષ કરીને આમાશય એ પિત્તનું મુખ્ય સ્થાન છે

પાંચે પ્રકારના પિત્તના નામ અને સ્થાન તો આપણે જાણ્યા હવે તેમના કર્મ વિષે શાસ્ત્રકારોના મત જોઈએ

**પાચક પિત્તનું કર્મ —**

पाचकं पचते भुक्तं शक्त्याग्नि वर्धनम् ।
रसमूत्रपुरीषाणि विरेचयति नित्यशः ॥ (ભાવપ્રકાશ)
अग्न्याशये भवेत् पित्तं अग्निरूपम् तिलोन्मितम् ।
त्वचिकान्तिकरं लेपः पाचकं ॥

પાચક પિત્ત અગ્નિ કર્મ દ્વારા આહારને પચાવે છે જઠરાગ્નિ તથા શરીરના બળને વધારે છે

રસ, મૂત્ર અને પુરીષને જુદા પાડી નિવર્તાવે છે, અને તેમની અધોગતિ કરે છે અગ્ન્યાશયમાં રહેલું પિત્ત અગ્નિરૂપ તલના પ્રમાણમાં રહેલું છે તે ત્વચાને કાંતિ અપનાર છે, અને લેપ અન્ન વિગેરેને પચાવનાર છે એટલે કે આમાશયમાં રહેલું પિત્ત આપણા શાસ્ત્રકારોની પાચક પિત્ત નામે ઓળખાયું છે તેનું મુખ્ય કર્મ ચતુર્વિધ અન્ન રસ, પાનને પચાવવાનું છે

આ ઉપરાંત આમાશયમાં રહેલો હાઇડ્રો ક્લોરિક તથા પિત્તાશય તેમજ અગ્ન્યાશયમાંથી સમ્મિલિત સ્વરૂપમાં ગ્રહણી સ્થાનમાં જે રસ આવે છે તેને પાચક પિત્ત એવી સંજ્ઞા આધુનિક વિદ્વાનો આપે છે

**રંજક પિત્તનું કર્મ —**

रञ्जकं नाम यत्पित्तं तद्रसं शोणितं नयेत् । (ભાવપ્રકાશ)
यकृत्प्लीह्नो पित्तं रञ्जकं नाम ।
रञ्जकं यकृति यत्पित्तं तद्रसं शोणितं नयेत् ॥ (શાર્ઙ્ગધર)

યકૃત અને પ્લીહા એ રંજક પિત્તના સ્થાન છે તે રસને રંગ આપવાનું કામ કરે છે અગ્ન્યાશય અને પિત્તાશયમાંથી જે સમ્મિલિત રસ ગ્રહણી સ્થાનમાં આવે છે તે રસને યકૃતમાં રહેલું પિત્ત રંગ આપે છે યકૃતમાં રહેલા પિત્તના સંબંધી તે રસ શોણિતના રૂપમાં પરિણામે છે એટલે કે રસનું રક્ત થાય છે

**સાધક પિત્તના સ્થાન અને કર્મ—**

साधकं हृदये तिष्ठन् मेधा प्रज्ञाकरं चतत । (શાર્ઙ્ગધર)

यत्तु साधकसंज्ञं तच्चुर्याद्बुद्धिधृतिस्मृतिम् ॥ (ભાવપ્રકાશ)

હૃદય એ સાધક પિત્તનુ સ્થાન છે, સાધકપિત્ત મેધા અને પ્રજ્ઞાને વધારનાર છે, તથા તે બુદ્ધિ, ધૃતિ અને સ્મૃતિને કરનાર છે વળી સાધકપિત્ત હૃદયને બળ આપી ધર્મ, અર્થ, કામને મોક્ષમા પુરૂષને પ્રેરવાનુ કાય પણ કરે છે આ ઠેકાણે હૃદયનો અભિપ્રેતાર્થ મસ્તિષ્ક હોય એમ લાગે છે

**આલોચક પિત્તનુ કર્મ—**

आलोचकं नेत्रयुगल्ं रूपदर्शनकारितत । (શાઙ્ગધર)

यदालोचकं पित्तं तद्रूपग्रहकारणम् । (ભાવપ્રકાશ)

આખ એ આલોચકપિત્તનુ સ્થાન છે તે ચક્ષુમા રહી દર્શન, સ્વરૂપ ગ્રહણ વિગેરે કાર્ય કરનાર છે, સારૂ, નરસુ જોવાનુ કામ આ લોચકપિત્તનુ છે

**ભ્રાજક પિત્તનુ કર્મ—**

त्वचि कान्तिकरं ज्ञेय लेपाभ्यङ्गादि भ्राजकम् । (શાઙ્ગધર)

भ्राजकं कान्तिकरं स्यात् लेपाभ्यङ्गादि पाचकम् ।

ત્વચા એ ભ્રાજક પિત્તનુ સ્થાન છે શરીર ઉપર થતા લેપ ને અભ્યંગને પચાવવુ તે ભ્રાજક પિત્તનુ કાય છે આપણે શરીર તેલ આમ વિગેરે ઔષધો ચોળીયે છીએ, તે રગેરગમા ભ્રાજકપિત્તને લીધે ઉતરી જાય છે શરીરમા કાંતિ નભાને ઓજસને આપવાનુ કાય પણ ભ્રાજકપિત્તનુ જ છે આ ઉપરથી આપણે જાણી શકયા કે લેપ અભ્યંગ વિગેરેને પચાવવાનુ તથા શરીરને ઓજસ તથા કાંતિ આપવાનુ કાય ભ્રાજક પિત્તનુ છે

પાચે પ્રકારના પિત્ત પાચક, રંજક, ભ્રાજક આલોચક અને સાધક સ્વસ્થાનમા રહી શુ કાર્ય કરે છે અને તે શરીરને કેટલા અવિકૃત અવસ્થામા આશીર્વાદરૂપ છે તેની પ્રતીતિ આપણને આટલા વિવેચનથી કાંઇક અંશે તો જરૂર થઈ ગણાય હવે પિત્તદોષ કયા અને કઇ ૠતુમા વિકૃત અવસ્થામા પરિણામે તે વિષે આગળ વિચારશું

**વૃદ્ધિગત પિત્તના લક્ષણ—**

पित्तवृद्धौ तु सन्ताप पीताभा शीतकामिता ।

पीतविण्मूत्रनेत्र व एतमाद्या कति स्फुटा ॥ (સિદ્ધાંત નિદાન)

પિત્તદોષ જ્યારે વૃદ્ધિગત થાય ત્યારે શરીરમા સંતાપ તથા અકળામણ થાય છે શરીર પીળુ થઈ જાય છે ઠંડકમા ભાવ થાય છે વિષ્ટા, મૂત્ર, તથા આખ પીળા થવા માંડે છે, (અપૂર્ણ)

Regd No B 1319

નડીઆદ રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલુ

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી, ચર્ચનારૂ વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૧ | અંક ૨ | માગશર ૧૯૯૪

तदेव युक्तं भेषज्यं यदारोग्याय कल्पते।
स चेव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
ઠે ભવાની પેઠ મુંબાઇ-૧૪





શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
ગ્રંથનુ શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ કંપનીના
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂા ૭-૦-૦ લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विरुद्रेन्द्रधन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૧ મુ ] માગશ૨ ૧૯૯૪ [ અક ૨


## બોમ્બે ઈન્ડીજીનસ મેડીકલ પ્રેકટીશનર્સ બીલ

(વૈદ્ય હકીમના રજીસ્ટ્રેશનનો કાયદો)

મુબઈ ઇલાકાના આરોગ્ય ખાતાના મત્રી ડૉ ગીલ્ડરે વૈદ્યોના પ્રતિનિધિ મડળને તા ૮-૧-૩૭ને રોજ જે મુલાકાત આપેલી તેનો હેવાલ પાછળ આપ્યો છે એ હેવાલમા નોધ્યુ છે તેમ ડૉ ગીલ્ડરે બીલ બહાર પડે ત્યા સુધી રાહ જોવાની સલાહ આપી છે અને વૈદ્યો રાહ જોતા જ હતા ત્યા જે બીલ આરોગ્ય મત્રીએ તૈયાર કર્યુ છે તેનો અટકળી ખરડો તારીખ ૨૦-૧૦-૩૭ના ટાઈમ્સ ઓફ ઇન્ડીઆમા છપાયો અને તે પછી મત્રી તરફથી એ બીલની નકલો મેડીકલ કાઉન્સીલના સભાસદોને વેચવામા આવી છે એ નકલ તા ૩૧-૧૦-૩૭ના મરાઠી પત્રમા પણ છપાયેલ છે એટલે હવે છાપાનો રિપોર્ટ ખોટો હશે એવી શકાને તો અવકાશ નથી

પણ આ બીલના સ્વરૂપને જોઈને વૈદ્ય હકીમો ભડકી ગયા છે વૈદ્યો હકીમોએ અત્યારે કોગ્રેસ રાજ્ય છે માટે દેશી વિદ્યાને કાઈક ઉત્તેજન મળશે એવી આશાથી માગણી કરી હતી યુક્ત પ્રાતમા અને બીજે પણ દેશી વૈદકને સરકાર તરફથી સહાય મળે છે તે રીતે હવે તો મુબઈ ઇલાકામા પણ મળશે એવી વૈદ્યોની ધારણા હતી પણ જે બીલ પ્રસિદ્ધ થયુ છે તેની કેટલીક કલમો એવી છે કે જો તેનો અક્ષરશ અમલ થાય તો અમુક વર્ષો પછી દેશી વૈદકનુ નામ નિશાન ન રહે

બીલ આખુ અહીં ઉતારવાની જરૂર નથી પણ એની રૂપરેખા દર્શક કલમો તથા જે કલમો દેશી વૈદકની હયાતી ઉપર જ ઘા કરે એવી છે તે વિવેચન સાથે નીચે ઉતારી છે

**કલમ ૨ (આ) બોર્ડ ઓફ ઇન્ડીઅન મેડીસીનના સભાસદો તેર રહેશે તેમાથી અધ્યક્ષ અને છ સભાસદો સરકાર તરફથી નીમાશે અને છ વૈદ્ય હકીમો તરફથી ચુટાશે**

બૉર્ડનું આ બધારણ લોકમત્તા (Democracy) તત્ત્વનું વિઘાતક છે આ બૉર્ડનુ બધારણ જ એવુ છે કે એમા હમેશા સરકારે નીમેલા સભાસદો ની જ બહુમતિ રહે અને આ બીનમા એ બીલ લાવનાર મત્રીનુ જે પ્રતિ ઘાતી વલણ જણાય છે તે જોતા પહેલીવારના બૉડના નીમાયેલા સભાસદો વૈદ્ય હકીમોના ધધાને બધ કરવા માટે શું નહિ કરે એ ન કહી શકાય યુક્ત પ્રાન્તમા જે બૉર્ડ ઓફ ઇ ડીઅન મેડીસીન છે તેના ધોરણને અનુસરતું ૨૧ સભાસદોવાળુ બૉર્ડ વૈદ્યોએ માગ્યુ હતું

**કલમ ૫** અ ઉપર કહેલ બૉર્ડને રજીસ્ટ્રાર નીમવાનો અધિકાર રહેશે પણ આગળથી સરકારની પરવાનગી લેવી પડશે

**કલમ ૬** આ રજીસ્ટ્રાર નોધ કરેલા વૈદ્ય હકીમોની સવ માહીતી બૉડને તથા સરકારને વારવાર આપશે નામ ઠેકાણુ પાસ કરેલી પરીક્ષા અને તેની તારીખ, બદલેલુ ઠેકાણુ, નવી પદવી અને મરી ગયેલાનુ નામ કાઢી નાખવુ વગેરે કામ કરશે

કોઇને પત્ર લખ્યા પછી છ મહીના સુધી જવાબ ન આવે તો નામ કમી થશે પણ બૉર્ડની પરવાનગીથી નામ પાછુ દાખલ થઈ શકશે

વૈદ્યોનુ અને હકીમોનુ એમ બે જુદા જુદા રજીસ્ટર રહેશે

**કલમ ૭** અ નિયમ ૬૩ પ્રમાણે જે નોધાવાને યોગ્ય હશે તેની રૂ ૧૫ ફી લઇને નોધવામા આવશે

(આ) તેમજ ૧૯૩૮ના એપ્રીલની પહેલી તારીખે જેને વિષે વૈદક ધધો કરતા દશ વર્ષો થયા હોવાની બૉડને ખાત્રી થશે તેને તથા દશ કરતા ઓછા વર્ષ થયા હોવા છતા માત્ર પરીક્ષા લઈને બૉડનુ મન માનશે તેને રૂ ૧૫ ફી લઇને રજીસ્ટ્રેશન આપશે

(ઇ) નૈતિક ગુનો કરનારને તથા ફોજદારી કેસમા કોગ્નીઝેબલ ગુન્હા બદલ જેને શિક્ષા થઈ હશે તેને રજીસ્ટ્રેશનની ના પાડવામા આવશે

**કલમ ૯** રજીસ્ટ્રેશન થયા પછી પણ કલમ ૭ ઇ પ્રમાણે ગુનો થવાથી અથવા ધધામા નિયમ વિરૂદ્ધ વતન જોવામા આવતા રજીસ્ટ્રેશન રદ કરવામા આવશે

**કલમ ૧૦** (અ) સરકારની દૃષ્ટિથી ફક્ત આ કાયદા પ્રમાણે રજીસ્ટડ થયેલાને અથવા ઝોસ્ટ્રે મેડિકલ એક્ટ પ્રમાણે રજીસ્ટડ થયેલાને જ માન્યતા મળશે

(આ) આવા સરકાર મા ય વૈદ્ય હકીમોના અને ડાકટરોના સર્ટીફીકેટ કાયદેસર ગણાશે

(ઇ) સરકારની ખાસ પરવાનગી સિવાય સરકાર મા ય વૈદ્ય હકીમો

સિવાય કોઈને પણ સરકારી કે અર્ધ સરકારી ઈસ્પીતાલ અથવા ઔષધાલયમા નીમવામા આવશે નહિ

**કલમ ૧૨-૧૯૧૯ના એપ્રીલની પહેલી તારીખ પછી થયેલા વૈદ્ય હકીમોને આ કાયદામા વર્ણવ્યા પ્રમાણે મેડીસીન, સર્જરી અને મિડવાઈફરીની પરીક્ષા આપ્યા સિવાય નોંધવામા આવશે નહિ**

**કલમ ૧૩** (અ) શિક્ષણક્રમ અને પરીક્ષા બૉર્ડ ઠરાવશે

(આ) મેડીસીન, સર્જરી અને મિડવાઈફરી એ વિષયોમા પદવી આપવા માટે નીચેની સસ્થાઓ મારફત પરીક્ષા લેવાશે (ક) મુબઈ યુનિવર્સિટી અથવા મુબઈ ઈલાકામા કાયદાએ મા ય કરેલી બીજી સસ્થા (ખ) બૉર્ડે માન્ય કરેલી સસ્થા (જેને સરકારમા રજીસ્ટર કરવામા આવી હશે)

(ઇ) આ પરીક્ષા માટે શિક્ષણક્રમ એવો હોવો જોઈએ કે ઉપરના ત્રણ વિષયોનુ જ્ઞાન તથા પ્રત્યક્ષ અનુભવ તે ત વિષયનો ધધો કરવા માટે આવશ્યક હોય તેટલો મળવો જોઈએ બાર્ડ આ બાબતમા અત્યત દક્ષ રહીને જરૂર લાગે તો માન્યતા આપવા પહેલા સસ્થાના કાયકર્તાઓની પ્રત્યક્ષ મુલાકાત લેવી (ક) તેઓ પાસેથી સસ્થાને અભ્યાસક્રમ મગાવીને (ખ) પોતે નીમેલા નિરીક્ષક સસ્થાનુ કામ જાતે જોઈ શકે એવી રજા મેળવવી

(ઈ) આ નિરીક્ષક રકત સસ્થાની તથા સસ્થામા લેવાતી પરીક્ષાની યોગ્યતા વિષે નોંધ કરીને બૉર્ડને મોકલશે અને બાર્ડ એ નોંધને સસ્થા તથા સસ્થાના અભિપ્રાય સાથે મુબઈ સરકાર ઉપર મોકલશે

(ઉ) આ રીતે સર્વ સસ્થાઓનુ નિરીક્ષણ વધારેમા વધારે પાચ વર્ષની અદર ફરી થવુ જોઈએ મુદત બૉર્ડ નક્કી કરશે

**કલમ ૧૪** બૉર્ડ તરફથી સરકારને જણાવવામા આવ્યુ હશે કે નહિ આવ્યુ હોય પણ અમુક સસ્થામા શિક્ષણ બરાબર નથી અપાતુ એવુ માલુમ પડતા સરકાર ગેઝીટમા પ્રસિદ્ધ કરીને તે સસ્થાને તથા તેના વિદ્યાર્થીઓને રજીસ્ટ્રેશન માટે અયોગ્ય ઠરાવી શકશે

**કલમ ૧૫** (અ) પદવી આપવી માન્યતા આપવી, રજીસ્ટ્રેશન વગેરે સર્વ હક્ક આ કાયદાથી બૉર્ડ પાસે રહેશે

**(આ) આ સિવાય વ્યક્તિ કે સસ્થા તરફથી પદવી વગેરે આપવામા આવશે તો તેને એક હજાર રૂપીઆ સુધી દડ થશે અને તેવી સસ્થાના સભાસદને રૂ ૫૦૦ સુધી દડ થશે**

(ઇ) બૉર્ડે મા ય કરેલી પદવી જો કોઈ અનાધિકારી પોતાના નામને લગાડશે તો તેને પહેલા ગુન્હા માટે રૂ ૨૫૦ અને પછી રૂ ૫૦૦ સુધી દડ થશે આ કાયદો પસાર થયા પહેલા પદવી લીધી હશે તો તેને બાધ નહિ આવે

છે અને ગ્રામ્ય જનતાનુ કેટલુ- દુ ખ ઓછુ કરે છે પણ આ કાયદો પસાર થયા પછી ગામડામા પણ કોઈને વા આપીને જો કાઈ બદલો લીધો તો રૂા ૫૦૦ દડ થવાનો એટલે કોનેમ પ્રધાન મડળને હાથે ગ્રામ્ય જનતાનુ દુ ખ ઓછુ થવાનો હજારો વર્ષથી ચાલ્યો આવતો એક રસ્તો બધ થશે આ કાયદાથી કેવી બેહુદી સ્થિતિ થશે તે દર્શાવવા, ડૉ એસ કે વૈદ્યે આ બીલની સમાલોચના કરતી જે લેખ માળા ક્રોનીકલમા લખેલી તેમા નીચેનો સચોટ દાખલો આપેલો કે દાક્તરી વિદ્યામા એમ-ડી એફ આર-સી-એસ જેવી ઉંચામા ઉંચી પ દવીઓ ધરાવનાર કોઈ દાક્તર પાછલી અવસ્થામા વિરક્તિના કે આરોગ્યના કારણથી રજીસ્ટ્રેશન છોડી દઈ કોઈ ગામડામા જઈને બેઠો હોય એમ ધારો અને ત્યા કોઈ સ્ત્રીને પ્રસૂતિની મુશ્કેલીનો પ્રસગ આવતા સાધારણ દાઈ કાયદેસર મ દ કરી શકશે પણ આ દાક્તર પોતે સારામા સારી મદદ કરી શકે એવી સ્થિતિમા હોવા છતા અનરજીસ્ટર્ડ હોવાથી પોતે કરેલી મદદનો બદલો લીએ તો મદદ કરવા માટે ગુ હેગાર ગણાય એટલે મદદ નહિ કરી શકે

આ કાય દામા વાધા પડતી ઉપરની બાબતો જોવામા આવતા જ વૈદ્યો અને હકીમો તરફથી વિરોધ દર્શાવવાનુ શરૂ થયુ છે મૂળથીજ જ વૈદ્ય હકીમો રજીસ્ટ્રેશન માટે એકમત નહોતા પણ રજીસ્ટ્રેશન ફરજીઆત થશે એવી તો કોઈને શકાજ નહતી પણ હવે આ બીલની પ્રસિદ્ધિ પછી તો સામાન્ય મત એવો થઈ ગયો છે કે ' અમારે એ બીલ જ નથી જોતુ ' મતલબ કે એટલા મોટા ગેરલાભો એથી થાય એમ લાગે છે કે જે અ પલાભ છે તે જતો કરવા વૈદ્ય હકીમો ખુશી છે

વૈદ્ય હકીમોને જ નહિ પણ હોમીઓપથિક દાક્તરોને પણ આ બીલ નડતર કરે એવુ છે અને તેઓએ સભાઓ ભરીને વિરોધ જાહેર કર્યો છે

વૈદ્યો હકીમોમાથી કેટલાક પ્રતિષ્ઠિત ભાઈઓ ડૉ ગીલ્ડરને મળી આવ્યા છે અને બીલ સામેના વાધાઓ સમજાવ્યા છે એક બે સ્થળે વૈદ્યોની સભાઓ પણ વિરોધ જાહેર કરવા મળી છે અને ચાળીશગાવમા મહારાષ્ટ્ર પ્રા તીય વૈદ્યસમેલનની બેઠક જનેવારીની તા ત્રીજી ચોથીએ વૈદ્ય પ ચાનન ગ ગાધરશાસ્ત્રી ગુણેના અધ્યક્ષપદે મળી હતી અને તેમા આ બીલ ઉપર પુષ્કળ ઉહાપોહ થયો હતો

ગુજરાતમા અને મુબઈના છાપાઓમા આવેલા ચર્ચાપત્રો અને એકાદ બે વૈદ્ય સભાઓ ઉપરાત મુબઈ ઉપનગર થાણા જીલ્લાના વૈદ્ય હકીમોનુ સમેલન તા ૨૩-૧-૩૮ને રોજ મુબ્રામા ભરાયુ છે વળી ડૉ એમ કે વૈદ્યે ક્રોનીકલમા આ બીલ ઉપર જે લેખ માળા લખી છે તેમા એના હાનિકારક તત્ત્વોનુ ઘણુ સરસ સ્પષ્ટીકરણ છે છતા વૈદ્યો અને હકીમોએ આવી વિષમસ્થિતિ વખતે

વધારે જોરદાર રીતે પોતાનો અવાજ સભળાવવો જોઇએ અમદાવાદમા કે અ યત્ર ગુજરાત પ્રાન્તીય સમેલન ભરાઈને વિરોધનો ઠરાવ કરે એ જરૂરનુ છે એટલુ જ નહિ પણ ગામે ગામ સભાઓ ભરાય તેમજ મુંબઇની જનતાની જાહેર સભા ભરાય તો એ સામટા હિના પુકારની અસર થવાનો સભવ છે

વૈદ્યોને આ બીલમા કેવા ફેરફારો ઇષ્ટ છે તે વૈદ્ય પચાનન ગગાધર શાસ્ત્રી ગુણેના શબ્દોમા નીચે લખેલ છે—

(૧) દડની અને રજીસ્ટ્રેશન વગર વૈદક ધધો ન થાય એ કલમો કાઢી નાખવી

(૨) શિક્ષણક્રમ નક્કી કરવાનુ કામ મેડીકલ બોર્ડને સોપવુ અને એના હાથપગ બીનમા બાધી ન લેવા

(૩) મેડીકલ બૉર્ડ વૈદ્ય હકીમોનુ જ હોવુ જોઇએ અને તેની ચુટણી વૈદ્ય હકીમો જ કરે સરકારે નીમેલો કોઇ એનો સભ્ય ન જોઇએ વળી માત્ર રજીસ્ટ્રેશન બીલ પાસ થવાથી કાઈ ન્હાડો વળવાનો નથી સરકાર જાતે દેશી વૈદકનુ આદર્શ શિક્ષણ આપનાર મહાવિદ્યાલય કાઢે અને ચાલુ વિદ્યાલયોને મદદ આપે તોજ દેશી વૈદકની ઉન્નતિ થાય

---

## સ્વસ્થવૃત્તોપદેશ અને આબળાસેવન

(લેખક વૈદ્ય અમૃતલાલ દેવચદ ગણાત્રા)

કહ્યુ છે કે —

વૈદ્યાના શારદી માતા પિતા ચ કુસુમાકર ।
યમદષ્ટ્રા સ્વસા પ્રોક્તા હિત ભુક્ મિત ભુક્ રિપુ ॥

શરદ્ જેવી હેતાળ મા, વસત જેવો પાલક પિતા અને યમદષ્ટ્રા જેવી સગી બ્હેન એ વૈદ્યાના પોષક છે અને તેના શત્રુ સમા હિત અને મિત આહાર લેનાર છે વર્ષાઋતુમા સચય થયેલુ પિત્ત શરદ્ના પ્રખર સૂર્યતાપથી પીગળી ગયેલા શરીરમા પ્રકોપ પામે છે પરિણામે વિષમ જ્વરાદિ દેખા દે છે નિરૂદ્યમી એવા ચિકિત્સકનુ યે રગશીયુ ગાડુ ચાલવા મડી જાય છે શિશિરમા એકઠો થયેલો કફ વસતમા અનિયમિત મનુષ્યોમા વિકાર પામે છે જેથી સળેખમ, ઉધરસ અને તાવ વગેરે જણાવા માડે છે વળી, વૈદ્યોની સીઝન ઉઘડે છે યમદષ્ટ્રા એ પણ ઠીક ગરજ સારે છે શાર્ઙ્ગધર કહે છે —

કાર્તિકસ્ય દિનાન્યષ્ટાવષ્ટાવગ્રહણસ્યચ ।
યમદષ્ટ્રા સમાખ્યાતા સ્વલ્પભુક્તો હિ જીવતિ ॥

કારતકના છેલ્લા આઠ દિવસ અને માગસરના પહેલા આઠ એમ સોળ

દિવસની યમદંષ્ટ્રા કહેવાય છે અ પાહારી સુખે રહે છે આ વખત દરમ્યાન યમરાજ મ્હોં વકાસી અને દાત ડાઢી અનિયમિત તેમજ અહિત આહારીના પ્રાણ આરોગી જવા બેઠા હોય છે! ઋતુના સધિકાળ સમયે પથ્યાપથ્ય સમજી વિચારી ગ્રહણ કરવા જોઈએ

ઋતોર ત્યાદિ સપ્તાહાવૃતુસંધિરિતિ સ્મૃત ।
તત્ર પૂર્વો વિધિસ્ત્યાજ્ય સેવનીયોઽપર ક્રમાત્ ॥

કોઇ વસ્તુનો ગ્રહણ કે ત્યાગ તુરત થવાથી રોગનુ કારણ બને છે માટે, અનુક્રમે અને ધીરે ધીરે ગ્રહણાદિ કરવું

અ ભ્યાસ્યબ્લાદિ ગાગા સ્યુ સહસા ત્યાગ શીલનાત્ ॥

આરોગ્યની ચાવી જેવી પાચનશક્તિ હમેશા જાળવો આપણા મહા મુનીયોયે સધિ પ્રસગે રોગોનો વિકાર મીટાવવા અર્થે વ્રતોપવાસ મુકરર કરેલા છે આ જ પ્રમાણે યમદંષ્ટ્રા કાળમા અમિત ભોજજ ય દોષોની શાતિ માટે પ્રબોધની એવુ એકાદશીવ્રત[1] નિર્ણિત કરેલુ છે પુણ્યમય એવી ઈશ્વરભક્તિ અને નિરોગી એવુ દીર્ઘ જીવન સાંપડે છે ઋતુ અનુકૂળ આહાર વિહાર સેવનારા મનુષ્યો ઘણા ઓછા પ્રમાણમા હોય છે આવા હેતુથી જ્ઞાતા જ્ઞાતદોષવિકાર દૂર કરવા યમદંષ્ટ્રાની શરૂઆતમા 'અક્ષય નવમી'નુ વ્રત સૂચવાયેલુ છે તે દિવસે આમળાનાવૃક્ષ નીચે બેસી ભોજન લેવાનુ મહત્ત્વ દીર્ઘ દૃષ્ટિ આચાર્યોયે લખ્યુ છે

મહર્ષિ સુશ્રુત કહે છે —

જા ાવ તે ચ મધ્યે ચ ભોજનસ્ય તુ શસ્યતે ।
નિરત્યય દોષહર ફલેષ્વામલક નૃણામ્ ॥

સઘળા ફલોમા શ્રેષ્ઠ એવા આમળા[2] આ ો ભોજનની શરૂઆતમા વચ્ચે કે અતમા બન આમળા જમો કેશ વધારનારા દોષ હરનારા પુષ્ટિ દેનારા અને દીર્ઘાયુ આપનારા એવા અમૃત આમળા ખૂબ સેવો પણ પ્રમાણસર

સ્વાસ્થ્ય ખાતર અટલુ વિચારશો?

---

૧ માતેવ સર્વ ાનાના ઔષધ ગોપ્રામિવ
રક્ષાય સરસોગના નિર્મિતે । શી તિથિ (તત્ત્વસાગર)

૨ ધાત્રી ાડિમ મસ્નેતુ
અમ્લ સમધુર તિ ત કષાય કટુક સરમ ।
ચક્ષુષ્ય સર્વદાષઘ્ન વૃષ્યમા મલકી ફલમ્ ॥
હતિ વાત ત મ્લત્વાત્પિત્ત માધુર્ય શૈત્યત ।
કફ રૂક્ષ કષાયત્વાત્ ફલેભ્યો ભ્યધિક ચતત્ ॥ (સુશ્રુત)

# વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીના જીવનની સંક્ષિપ્ત નોંધ

## પ્રસ્તાવના

વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીના જીવનમાં વૈદ્યોએ જ નહિ પણ ગુજરાતની સાધારણ જનતાએ પણ જાણવા જેવું ઘણું અને કેટલુંક તો અનુકરણીય હતું. વળી એમની શિષ્ય સંખ્યા મોટી છે એ જોતાં અમૃતલાલભાઈનું કોઈક જાતનું સ્મારક થાય એ ઇચ્છવા યોગ્ય છે અને થશે એવી આશા રાખું છું. પથ્થરના કે ઈંટ ચૂનાના સ્મારકને તો સ્થાન જ નથી. વિદ્યાની યાવજ્જીવ સેવા કરનારનું સ્મારક અક્ષરમાં જ શોભે. અને એ જાતનો પ્રયત્ન થાય તો એમાં ઉપયોગી થાય એ હેતુથી સંક્ષિપ્ત છતાં માસિકના લેખની ગણતરીએ લાંબુ અને માનસશક્તિઓ, ગુણો આદિના આનુવંશિક અવતારની નોંધ ઉપર ખાસ દૃષ્ટિ રાખીને આ ચરિત્ર લખેલું છે. જો કે કેટલીક રીતે વિગતવાર ચરિત્ર કરતાં સ્મરણોના સંગ્રહ જેવું છે છતાં દાખલારૂપ પ્રસંગો નોંધવા કરતાં જીવનના વિકાસક્રમનું વર્ણન કરવા તરફ ધ્યાન રાખ્યું છે. પણ જો મેં ઉપર સૂચવ્યું છે તેવો સ્મારક ગ્રંથ શિષ્યો તરફથી તૈયાર થશે તો તેમાં ઘણા ચિરસ્મરણીય દાખલાઓ આવશે અને મારી આ કૃતની પાંખડી પણ કાંઈક ઉપયોગમાં આવશે એવી આશા છે.

(દુ. કે. શાસ્ત્રી)

## દાદા પ્રેમશંકર ભટ્ટ

વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીનો જન્મ વિ. સં. ૧૯૩૬માં જામનગર (કાઠિયાવાડ)માં થયો હતો. તેઓના દાદા પ્રેમશંકર ગોકુળજી ભટ્ટ પારાશર ગોત્રના પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હોઈને જામનગરમાં પુરાણની કથાવાર્તાથી પોતાનો નિર્વાહ કરતા હતા. એ પ્રેમશંકર ઉર્ફે ગીગાભટ્ટનો જન્મ સં. ૧૮૮૭માં થયો હતો. તેઓના પિતા વિષે કાંઈ વધારે જાણવામાં આવ્યું નથી. પણ તેઓ મોતી વગેરે ઝવેરાતનો ધંધો નાના પ્રમાણમાં કરતા હતા. એમ પ્રેમશંકર ભટ્ટે લખ્યું છે. તેઓની સ્થિતિ એ વખતના પ્રમાણમાં ઠીક હતી અને સંતોષથી રહેતા હતા. પણ પોતાની વૃદ્ધાવસ્થા વખતે પુત્ર બાળક હોવાથી ગભરાટે મરણ પહેલાં ઝવેરાતનો ધંધો સંકેલી લીધો હતો.

આ પ્રેમશંકર ભટ્ટ બાર તેર વર્ષની ઉમ્મર થઈ ત્યાં સુધી માબાપની અતિ વત્સલતાને કારણે કાંઈ ભણ્યા નહોતા. પછી જામનગરના એ વખતના પ્રખ્યાત શાસ્ત્રી મણીધર ભટ્ટ પાસે સંસ્કૃતનો અભ્યાસ કરવા માંડ્યો. પણ કુમાર સંભવનો એક સર્ગ અને લઘુવૃત્તિ સારસ્વત વ્યાકરણથી એ અભ્યાસ આગળ ચાલ્યો નહિ. ત્યાં એમના પિતાજીનું શરીર પડી ગયું. પિતાએ પોતાનું ઉત્તરકાર્ય પોતાનો પુત્ર સારી રીતે કરી શકે માટે જે ધન-જામશાહી કોરી ૫૦૦ એટલે લગભગ રૂા. ૧૨૫ રાખેલ-જે રકમની એ જમાનામાં પાંચસો રૂપિયાથી વધારે કિંમત હતી તે વડે તથા માતા પાસે જે એકાદ ઘરેણું હશે તેમાંથી વાર્ષિક સુધીનું કાર્ય માતા પ્રસન્ન થાય એ રીતે પ્રેમશંકર ભટ્ટે ઉકેલ્યું. પરિણામે કરજ તો ન થયું પણ ઘર ખરચ ચલાવવા માટે કાંઈ બચ્યું નહિ અને ખાસ આવક તો હતી નહિ. કારણ કે પ્રતિષ્ઠા

બધાયા વગર એની પાસે કોણ કથા વચાવે? પણ એક જમાનો જુદો હતો. એક બ્રાહ્મણ મિત્ર જેના ઘરની સ્થિતિ સારી હતી તેની પાસેથી વારંવાર ઘર ખરચમાં તાણ પડે ત્યારે દશ વીસ કોરી લઇ આવે. ગામમાં ઉધાર વસ્તુઓ પણ મળે એ રીતે ચાલતું પણ કરજ થવા માંડયું. પરંતુ લોકો આ છોકરો મારો છે કુમાર્ગે ચડયો નથી કરજ થયું છે તે ખોટે રસ્તે પૈસા ખરચવાથી નથી થયું અને તેની પાસે આવશે ત્યારે આપશે એમ જાણી એને દમાશું ન કરે. પ્રેમશંકર ભટ્ટ પોતે લખે છે કે "યૌવન અવસ્થા થઈ તો પણ કોઈ બુરી સોબત થયેલ નહિ તેથી કુમાર્ગે ચડયો નહિ એ ઈશ્વરની કૃપા."

મુ. અમૃતલાલભાઇના પિતામહ અને મારા માતામહ પ્રેમશંકર ભટ્ટની ઉપર કહી તેમ માથે કરજ વાળી પણ ઈશ્વરકૃપામાં અતિશ શ્રદ્ધાવાળી જે સ્થિતિ એમની યૌવનના દ્વારમાં પેસતા ૧૭–૧૮ વર્ષની ઉમ્મરે હતી લગભગ તેજ સ્થિતિ તેમની વૃદ્ધાવસ્થાની ૭૦ વર્ષની ઉમ્મર સુધી મેં જોઇ. એમના એ દીર્ઘ જીવનના કૌટુંબિક વૃત્તાંતની વિગતોમાં ઉતરવાની જરૂર નથી. અને કથા વાર્તાના ધંધા વિષે ટુંકામાં એટલું જ કહેવાનું છે કે ધીમે ધીમે ઉપર કહ્યું છે તેટલું થોડું ભણેલા પ્રેમશંકર ભટ્ટ પુરાણી તરીકે જામનગરમાં ભારે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. ભાગવતની કથા એટલા મોટા અવાજથી અને એવી સરસ રીતે કહેતા કે શ્રોતાઓ મુગ્ધ થઈ જતા. એમના યજમાનોને તો સંતોષ થાય જ પણ જામનગરના મહારાજા વિભાજામ—જેની પાસે તો દેશપરદેશના કથાકારો આવતા હોય તેઓ પણ ખુશી થઈ જતા. પણ કથા વાર્તાનો ધંધો એટલે આકાશવૃત્તિ. બે ચાર વર્ષે સારી કથા થાય ત્યારે સારી આવક થાય અને નહિ તો યજમાનવૃત્તિમાંથી તો સાધારણ આવક થાય જેમાં ચાલુ ખર્ચ પણ નીકળે નહિ અને ઉદાર સ્વભાવવાળા આ બ્રાહ્મણને માથે વારંવાર કરજ થઈ જાય એવી સ્થિતિ હતી. પણ ઈશ્વર ઉપરની એની શ્રદ્ધા એવી દૃઢ કે પોતે ઈશ્વર ભજન દેવસેવા વગેરે અને ભાગવતાદિનો પાઠ એ નિત્યકર્મ કર્યાં કરે અને પોતાના નિર્વાહની તો ઈશ્વરને ચિંતા છે એવી દૃઢ આસ્થામાં પ્રસન્ન રહે. અને ગામના લોકોને આણંદાબાવાની ગાદીના મહંત શ્રી રામપ્રસાદજીને તથા મહારાજા જામ વિભા તમને પણ આ બ્રાહ્મણની ઈશ્વરશ્રદ્ધા, ધર્મનિષ્ઠા અને પવિત્રતા માટે એટલી બધી લાગણી કે વારંવાર થઇ જતું મોટું કરજ કથાદ્વારા ભરાઈ જતું અને પ્રેમશંકર ભટ્ટની શ્રદ્ધા આખર સુધી અચળ રહી.

પ્રેમશંકર ભટ્ટના જીવનને આ શ્રદ્ધા અને ઈશ્વરભક્તિએ ઘણું ભરી દીધું હતું એમ મારા યૌવનના દિવસોમાં જાતે જોયેલું. પણ એ શ્રદ્ધા અને ભક્તિનો અલ્પ અંશ જ વારસોમાં ઉતર્યો હતો. પણ એમના જે બે મોટા ગુણો વારસામાં એમના પુત્રને તથા પૌત્ર અમૃતલાલભાઇને મળ્યા તેનો હવે સંક્ષેપમાં નિર્દેશ કરીશ. અમૃતલાલભાઇનું જીવનચરિત્ર સમજવામાં આ વસ્તુ ઉપયોગી લાગવાથી જ એમના દાદાના જીવનચરિત્રની આટલી હકીકત કહેવાનું યોગ્ય ધાર્યું છે.

પ્રેમશંકર ભટ્ટ ઉપર કહ્યું તેમ રીતસર ઘણું થોડું ભણેલા હોવા છતાં ધીમે ધીમે સંસ્કૃત ભાષાનો તેમને ઘણો સારો બોધ થઈ ગયો. પાછળથી ભાગવત ઉપરાંત બીજા પુરાણો, મહાભારત અને કાવ્યો તથા અલંકાર ગ્રંથો અને સંતસંહિતા જેવા વેદાન્તના ગ્રંથો પણ વાંચીને સમજી શકતા. એટલું જ નહિ પણ તેની સાંભળનારાઓને બોધ થાય એવી કથા કરી શકતા. સંસ્કૃત ભાષાના બોધની આ શક્તિ એમના પુત્ર મુ. નારાણશંકર શાસ્ત્રીમાં અને પૌત્ર અમૃતલાલભાઇમાં ઉતરી હતી અને પિતા પુત્ર બેય રીતસર ભણ્યા હતા વધારે પણ

ભાષા બોધ તો ભણતરનું ફળ હોઇને વારસામાં ઉતરે એવી શક્તિ તરીકે એનું મહત્ત્વ નથી પણ પ્રેમશંકર ભટ્ટ પરમ મર્મજ્ઞ હતા ગ્રથકારોનો મર્મ પકડવાની એમનામાં શક્તિ હતી એમના કરતા સંસ્કૃતના ઘણા વધારે જ્ઞાતાઓએ પણ આ મર્મનના મ્નુન કર્યાનો દાખલો સાંભળ્યો છે અને આ મર્મજ્ઞતા પુત્ર અને પૌત્ર બેયમાં ઉતરી હતી અમૃતલાલભાઇ આયુર્વેદના ભારે મર્મજ્ઞ થઇ શક્યા તે વારસામાં મળેલી આ શક્તિ આયુર્વેદની દિશામાં વિકસવાના પરિણામે

પ્રેમશંકર ભ મા પ્રાચીન ઋષિઓથી ચાલતા બીજમાં ઉતરી આવેલી સાહિત્ય સેવાની વાસના પણ જાગૃત હતી તેઓએ એમના જમાનાની પ્રણાલીને અનુસરી વ્રજ ભાષામાં ગુજરાતીમાં તથા સંસ્કૃતમાં થોડી પદ્ય રચના કરી છે અલબત્ત ઘણીખરી રચના ઈશ્વર સ્તુતિરૂપ છે પણ સંસ્કૃત ભાષાને વરેલી રસિકતા ય ભક્તજનનામાંયે હતી અને કાઠિયાવાડમાં આવેલા એમની યજમાનવૃત્તિના વડાળા નામના ગામમાં નદી કાંઠે ઉગેલું એક જાંબુનું ઝાડ જોઇ તેઓએ જમ્બુલતા કહેલ કે તેને જોઇને એમણે રચેલું સંસ્કૃત મુક્તક નમુના તરીકે નીચે ઉતાર્યું છે

> जम्बुलते सुकविनेव सुकोमलासि
> पार्थप्रियासि रसिकेव मनोहरासि।
> यस्यास्तटाश्रयवशाच्च समुन्नतासि
> ता त्वं कृतज्ञजननेव नगा नतासि ॥

પ્રેમશંકર ભટ્ટમાં રસિકતા સાથે અલૌકિક સરળતા પણ હતી તેઓ છેક વૃદ્ધાવસ્થામાં પણ એમના પૌત્ર અમૃતલાલભાઈ સાથે ય મનકારની ચર્ચા અને ગારી સાથે વેદાંત તથા ગીતા વિષયક ચર્ચા સમાનભાવથી ના

આ પ્રેમશંકર ભ ની દિનચર્યા મોટે ભા । હરસેવા દેવદર્શન શ્રતાચરણ ભાગવતાદિનો પાઠ અને બહાર ગામમાં કે જામનગરમાં કથા વાચનની હોય તો તે એટલામાં જતા જૂના જમાનાના આવા શ્રદ્ધાળુને મોટી વાસના તીર્થયાત્રાની રહેતી અને તેઓએ કાશીની યાત્રા કરીને જીવનની કૃતાર્થતા અનુભવી હતી

પાછલી અવસ્થામાં વૃદ્ધાવસ્થાની નબળાઇને લીધે તથા આંખ નબળી પડવાને લીધે તેઓએ બહાર જવાનું છોડી દીધુ ત્યારે ઘરનો ભાર એમના પુત્ર પ્રાણશંકરભાઇએ ઉપાડી લીધો અને એમને રાજકોટમાં નોકરી મળતા પાત્ર અમૃતલાલભાઇએ ઉપાડી લીધો આ રીતે આ ધર્મનિષ્ઠ, જૂના આચારમાં ચુસ્ત શિવભક્ત રસિક સરળ ઉદાર હૃદયના પવિત્ર અને ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી વ્યવહારની ચિંતા ન કરનાર પ્રેમશંકર ભટ્ટ ઈશ્વરકૃપાથી નિશ્ચિત સ્થિતિમાં પોતાનું ૭૬ વર્ષનું દીર્ઘાયુષ્ય પૂરું કર્યુ સંવત ૧૯૬૩માં તદ્દન ઘસાઇ ગએલુ પ્રેમશંકર ભ નું શરીર લીનીઆમાં પડી ગયુ[1]

---

[1] પ્રેમશંકર ભટ્ટ પોતે જન્મથી ૧૯૩૪ સુધીનું પોતાનું ચરિત્ર લખી મૂક્યું તેમાં બાકીના સમયનું સંક્ષિપ્ત વૃત્તાન્ત ઉમેરી એમના ગુજરાતી વ્રજ તથા સંસ્કૃત પદ્ય સંગ્રહ સાથે- પ્રેમકાવ્ય ૫ નામથી ૧૯૫૦ મા છપાવેલ છે તેમાથી ઉપરની હકીકત ઉતારી છે

## પિતા પ્રાણશંકર શાસ્ત્રી

આ પ્રેમશંકર ગોકુળજીના પુત્ર અને અમૃતલાલભાઈના પિતા મારા મુ મામા પ્રાણશંકરભાઈનો જન્મ જામનગરમાં સં ૧૯૧૭માં થયો હતો. તેઓના અવસાનની દુર્ભાગ્યવશાત્ આયુર્વેદ વિજ્ઞાનના પ્રથમ વર્ષમાં જ નોંધ લેવી પડી હતી પણ એ વાતને વીસ વર્ષ થઈ ગયાં અને અહીં બીજી દૃષ્ટિથી અમૃતલાલભાઈના જીવન વિકાસને સમજવા માટે એમની માનસિક સંપત્તિ વિષે ટુકી નોંધ આવશ્યક છે

પ્રાણશંકર પ્રેમશંકરની બાલ્યાવસ્થા વખતે કાઠિયાવાડમાં ગુજરાતી નિશાળોનો પ્રચાર થઈ ગયેલો એટલે એમણે થોડી ગુજરાતી કેળવણી લીધા પછી સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો. તેઓએ એ વખતના જામનગરના પ્રખ્યાત કેશવજી શાસ્ત્રી જેઓ મહામહોપાધ્યાય શંકરલાલ શાસ્ત્રી તથા મ-મ-હાથીભાઈ શાસ્ત્રીના ગુરૂ થાય તેઓ પાસે જ સંસ્કૃત અભ્યાસ કર્યો હતો અને પાછળથી કાવ્ય નાટક અલંકારના ગ્રંથો રામાયણ મહાભારત વેદાન્તના યોગવાસિષ્ઠાદિ ગ્રંથો વગેરે પુષ્કળ સંસ્કૃત ગ્રંથો વાચ્યા હતા સંસ્કૃત ગ્રંથોનો મર્મ સમજવાની એમનામાં પણ એમના પિતા પેઠે સંગમ શક્તિ હતી

વળી અમર ઉમરનો નાગરસામાં મળેલો શોખ પ્રેમનામાં વિકાસ પામ્યો હતો. મત્તર અઢાર વર્ષની ઉમ્મરથી એમનાથી આઠ દશ વર્ષે મોટા કવિ કેશવલાલ હરિરામ વૈદ્ય વિશ્વનાથ વિઠ્ઠલજી વગેરે તથા સમવયસ્ક સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી વૈદ્ય ત્ર્યંબકલાલ મણિશંકર વગેરે પ્રશ્નોરાઓ પેઠે તેઓ પણ ગુજરાતી કવિતા કરતા એમણે પોતાના કાવ્યોનો એક સંગ્રહ છેક સં ૧૯૫૧-૫૨ માં કાવ્યકુસુમ નામથી છપાવ્યો હતો જેમાં કવિ કેશવલાલ હરિરામ વગેરેએ તથા કવિ દુર્લભ શ્યામ ધ્રુવ અને મણિશંકર રત્નજીએ આપેલા ચરણોની પાદપૂર્તિઓ પણ છે આ કાવ્ય રચનાનો શોખ એમણે પાછલી ઉમ્મરમાં પણ ચાલુ રાખેલો. એમની કવિતાનું ગુજરાતી સાહિત્યમાં સ્થાન નક્કી કરવાનો આ પ્રસંગ નથી પણ તેઓમાં સંસ્કૃત શ્લોકોનો અનુવાદ કરવાની શક્તિ સારી હતી એટલું તો કહેવુ પડશે કવિ ભવભૂતિના ઉત્તર રામચરિતના—

**पाप पञ्चवटीं विलोकयतु वा गच्छत्वसंभाव्य वा ।**

એ પ્રસિદ્ધ શ્લોકનો નીચે આપેલો અનુવાદ ઉદાહરણ તરીકે મુક્યો છે —

> પોતાના ઘરતુલ્ય મ સુદિવસો કાઢ્યા પ્રિયા સાથ જ્યાં
> જે સંબંધી કથા ઘણા દિન સુધી ચાલી અમોને જ ત્યાં
> તે શુ ગમ હવે પ્રિયાની મરવા જેવી બનાવી ખીના
> પાપી પંચવટી જુએ નજરથી કે જાય જોયા વિના

આ યોક્તિ વાળા કેટલાક સંસ્કૃત સુક્તોના અનુવાદો પણ આ સંગ્રહમાં છે

પાદપૂર્તિઓમાં પણ કોઈ કોઈ મનોહર છે દા ત એમના સમવયસ્ક અને મિત્ર સર પ્રભાશંકર દ પટ્ટણી ના —

'અરે હું ક્યાં તું ક્યાં અખિલિત કળા ઈશ તણી ક્યાં થયુ એ ભેળું ક્યાં '

એ દાઢ ચરણમાં સુતનુ ફરી તારો વિરહ કર એટલું ઉમેરી ચંદ્રાપીડે કાદંબરીને મોકલેલી પત્રિકારૂપે ૧૬ પંક્તિનું એક કાવ્ય રચ્યુ છે

પણ આ અક્ષર જીવનનો શોખ પદ્યરચનામાં સમાપ્ત નથી થતો. પ્રાણશંકરભાઈએ ગદ્યમાં પણ ઘણું લખ્યું છે. અદ્વૈતસિદ્ધિ, બ્રહ્મચર્યનો ઉપદેશ વગેરે ન્હાના ન્હાના ગ્રન્થો એમણે છપાવેલા. તે ઉપરાંત વૈદ્ય પત્રમાં વારંવાર લેખો પણ આપતા અને આ નિશરૂ થતા તેમાંયે જીવનના છેલ્લા વર્ષમાં તબિયત સારી ન હોવા છતાં લેખમાળા શરૂ કરેલી. એમના આ પુસ્તકો કે એની આખી યાદી પણ મારી પાસે નથી. પણ શુદ્ધ ગુજરાતી ગદ્ય મારા અક્ષરોમાં લખવાની શક્તિ અમૃતલાલભાઈના પિતામાં હતી. એ મારા મામાના અક્ષરોનો કોઈ કોઈ વળાંક ઉમ્મર વધતા મારા અક્ષરોમાં આવતો જોઉં છું ત્યારે માનસ વારસાની ગતિના વિચારમાં પડી જાઉં છું.

અમૃતલાલભાઈના દાદા પ્રેમશંકર ભટ્ટ વૈદ્ય નહોતા પણ પુરાણી હતા એ પ્હેલા કહ્યું જ છે. પણ જામનગરના પ્રશ્નોરાઓમાં વૈદકના ધંધાને પ્હેલ વ્હેલો ઝંડુ ભટ્ટજીના કુટુંબે અપનાવ્યો અને તેમાં પણ ઝંડુ ભટ્ટના પિતા વિઠ્ઠલ ભટ્ટજી સુધી એ કુટુંબમાં પુરાણ અને વૈદક બેય ચાલતા. પછી ઝંડુ ભટ્ટજીએ જ પુરાણીનો ધંધો એ કુટુંબ માટે તો સારી આવક વાળો હોવા છતાં તદ્દન છોડી દીધો. વળી પોતાના ઉદાત્ત નિદાન ચિકિત્સામાં સૂક્ષ્મ દૃષ્ટિ સ્વાર્થત્યાગ વગેરે મોટા ગુણોના બળ વડે વૈદ્ય ધંધા મારફત પોતાના કુટુંબને એટલું ઉંચે લીધું કે પ્રશ્નોરા જ્ઞાતિને દિવસે દિવસે ઘસાતા જતા કથાવાર્તા અને યજમાનવૃત્તિના ધંધા કરતા વૈદ્ય ધંધા તરફ આ પણ વધવા લાગ્યું. ઝંડુ ભટ્ટજી પોતે ઉપદેશથી અને બનતી મદદ કરીને વૈદક ધંધામાં પડવા માટે એ વખતના પ્રશ્નોરા યુવાનોને ઉત્તેજન આપતા હતા. મારા પૂજ્ય પિતાશ્રી ગોંડલ (કાઠિયાવાડ)ની સંસ્કૃત પાઠશાળાના મુખ્ય શાસ્ત્રી હતા. અને એ નોકરીમાં સુખી હતા. છતાં વૈદક ધંધાની હંમેશા પ્રશંસા કરતા અને મને પણ એ ધંધા તરફ ધ્યાન આપવાનું કહેતા. એ ઝંડુ ભટ્ટજીના કુટુંબની સ્થિતિ જોઈને. મારા એક કાકાના દીકરા ઝંડુ ભટ્ટજીના આશ્રયથી જ વૈદક ધંધામાં પડવા હતા. આ પ્રકારની જામનગરની પ્રશ્નોરા જ્ઞાતિની માનસિક સ્થિતિમાં ઝંડુ ભટ્ટજીના સમવયસ્ક અને મિત્ર પ્રેમશંકર ભટ્ટજીની જે તરફ નજર નહોતી ગઈ તે વૈદ્ય ધંધા તરફ પ્રાણશંકર ભાઈને બાળપણ થયું અને તેઓએ સંસ્કૃત અભ્યાસ ચાલતો હતો ત્યાં જ આયુર્વેદના ગ્રન્થોનો અભ્યાસ કરવા માંડયો. અને ઝંડુ ભટ્ટજી પાસે જવા માંડયું. તેઓના આયુર્વેદના અભ્યાસની વિગતો મળતી નથી. પણ ત્યાંથી મળી ત્યાંથી મદદ લઈને તેઓએ ચરક સુશ્રુત વાગ્ભટની ત્રણેય સંહિતાઓ પર્યંત આયુર્વેદના ઘણા ખરા ગ્રન્થોનો અભ્યાસ કર્યો હતો. અને અભ્યાસ કાળમાં જ પ્રાણશંકર ભાઈએ ઝંડુ ભટ્ટજીના આગ્રહથી સં. ૧૯૩૪માં સત્તર વર્ષની ઉમ્મરે ૫૨ કોરીના પગારથી ઝંડુ ભટ્ટજી તરફથી ખાનગી રીતે ચાલતી પાઠશાળામાં ભણાવવાનું કામ માથે લીધું. શરૂઆતમાં તેઓ સંસ્કૃત માર્ગોપદેશિકા ભણાવતા હતા. પાછળથી સં. ૧૯૩૬-૩૭ થી ૪૩-૪૪ સુધી તેઓ માધવનિદાન અને શાર્ઙ્ગધર ભણાવવાનું કામ કરતા હતા. અને ઠેઠ ચરકનો અભ્યાસ કરાવતા. અલબત્ત ઝંડુ ભટ્ટજી પાસેની આ નોકરીમાં કેવળ ભણાવવાનું જ કામ કરવું પડે એવું ન હતું. જરૂર પડતા દવાઓ આપવા દર્દીને પણ જેમતેમ પડતું. ભટ્ટજી કહે ત્યાં દર્દીને જોવા પણ જવું પડતું. દવાઓ તૈયાર કરવામાં પણ ધ્યાન આપવું પડતું. (જુઓ સં. ૧૯૮૪નો ઝંડુ ભટ્ટજીનો પ્રાણશંકર ભાઈ ઉપરનો પત્ર ઝંડુ ભટ્ટજીનું સંક્ષિપ્ત ચરિત્ર પૃ. ૫૦) આ ઉપરાંત કથાવાર્તાનું કામ પણ પ્રાણશંકરભાઈ કરતા. સં. ૧૯૪૭ થી ૫૨

સુધી મહારાજ જામ સાહેબ પાસે ભટ્ટજીની જતી કથા વાચવાનું કામ એમણે કર્યું હતું આ રીતે પણ થોડી આવક થતી

વિ સં ૧૯૫૪મા ઝંડુ ભટ્ટજીનો દેહ પડી ગયો ત્યા સુધી પ્રાણશંકર ભાઈ ઝંડુ ભટ્ટજીના ખાતામા જ નોકરી કરતા હતા અને ધીમે ધીમે પગાર વધ્યો હતો મને જે કે બરાબર સ્મરણ નથી પણ છેવટ મા કોરી રૂા ૨૫)નો પગાર હતો એમ ધારું છુ પ્રાણશંકર ભાઈના પહેલી વારના લગ્ન ઝંડુ ભટ્ટજીની ભાણેજ સાથ થયા હતા અને બીજી વાર સં ૧૯૫૧મા ઝંડુ ભટ્ટજીની પૌત્રી સાથ થયાં હતા આ રીતે ઝંડુ ભટ્ટજી સાથે નિકટનો સંબધ હતો એમને પોતાને આયુર્વેદનો વ્યવહારૂ અનુભવ ઝંડુ ભટ્ટજી પાસે રહેવાથી મળતો હતો અને એ લાભને તેઓ ઓછો નહોતા માનતા વળી એમના પિતા પ્રેમશંકર ભટ્ટની મનોવૃત્તિ નાપ્રાણશંકર ભાઈને જામનગરની બહાર જવા દેવા ખુશી નહોતી પરિણામે તેઓ સંતોષથી ૧૯૫૪ સુધી જામનગરમા રહ્યા પછી બીજે નોકરીની કે ધંધાની શોધ કર્યા વગર ચાલે એમ ન હતું વળી જામનગરમા વૃદ્ધ પ્રેમશંકર ભટ્ટની સેવાનુ તથા ઘરનું કામકાજ અમૃતલાલ ભાઈએ ઉપાડી લીધુ હતુ એટલે સં ૧૯૫૪મા જ સારી નોકરીનો યોગ મળી જતા તેઓએ તે સ્વીકારી લીધી અને પાચ વર્ષ સુધી એ ખાતુ— લક્ષ્મણ મ્હેરગામ કેમીકલ લેબરેટરી ચાલ્યુ ત્યા સુધી એ નોકરી કરી એ નોકરી વળી સુખરૂપ અને આગમવાળી હતી કામ નામનુ જ એટલે એ વખતમા જ અષ્ટાગહૃદયનુ ગુજરાતી ભાષાન્તર લખ્યુ જે પાછળથી ભાવનગરના મહારાજાના આશ્રયથી છપાયુ હતુ અત્યારે એ દુર્લભ છે એ વખતે એમણે ચરકના કેટલા ભાગનુ ભાષાન્તર કરેલુ જે છપાયા વગર પડ્યુ છે મુ અમૃતલાલ ભાઈને એ છપાવવાની ઇચ્છા હતી પણ તે સફળ ન થઇ

વિ સં ૧૯૫૯મા એ ખાતુ બધ થતા તેઓએ ભાવનગરમા નોકરી મેળવવા પ્રયાસ કરવા માડ્યો સર પટ્ટણી સાહેબ સાથે યૌવનના આરંભથી મિત્રતા અને એ કારણથી એ વખતના ભાવનગરના મહારાજા ભાવસિંહજી સાથે પણ પરિચય ખરો પરિણામે તેઓને તે જ વર્ષમા ભાવનગરમા નોકરી મળી અને કેટલાક વર્ષ ભાવનગરમા દિવાન ઓફિસમા રાખ્યા પછી મહારાજા સાહેબે તેઓને વહીવટદાર નીમીને લીબીએ મોકલ્યા ત્યારે આખુ કુટુબ લીબીએ સાથે ગયુ ત્યા પહેલા કહ્યુ તેમ પ્રેમશંકર ભટ્ટનુ શરીર પડી ગયુ લીબીમા જ અમૃતલાલભાઈની બે પુત્રીઓના લગ્ન પણ થયા અમૃતલાલભાઈ સાથે ત્રીસ વર્ષ પહેલા લીબીમા ગાળેલા આનંદમા ગાળેલા દિવસો મને હજી યાદ આવે છે

પ્રાણશંકરભાઈની વહીવટદાર તરીકે એ ત્રણ મહાલમા બદલી થયા પછી સં ૧૯૭૩મા તેઓ નોકરીમાથી નિવૃત્ત થયા અને અમૃતલાલભાઇ પાસે ઝાડેશ્વર આવીને રહ્યા પછી ત્યા જ ૧૯૭૪મા મધુમેહના પરિણામે એમનુ શરીર ૫૭ વર્ષની ઉમ્મરે પડી ગયુ

પ્રેમશંકર ભટ્ટની મમતા જેમ પ્રાણશંકરભાઈમા ઉતરી હતી તેમ રસિકતા અને સરલતા પણ ઉતરી હતી આ વિનોદમા વારંવાર તેઓ વડીલ છે એ જાણે હું ભુલી જતો પણ તેઓએ મારા અવિનયની ઉપેક્ષા કરી જે ક્ષમા દૃષ્ટિ રાખેલી તે મને ઘણીવાર યાદ આવે છે

જે વખત મળે તેમા સંસ્કૃત સાહિત્યના અને આયુર્વેદના ગ્રંથો વાચ્યા કરતા ચરકસંહિતાનું તો એમણે ઘણુ પરિશીલન કર્યુ હતું ૧૯૫૬–૫૭ પછીના અમારા થોડા વર્ષો આ વિદ્યા સહચારમા ગયા હતાં મને વેદાન્તનો ત્યારે ઘણો રસ હતો એટલે હું વેદાન્તનો ગ્રંથ વાચતો હોઉં અને ભાઈ ચરક વાચતા હોય કોઇ વાર અમે બેય વેદાન્તનો ગ્રંથ વાચતા હોઇએ કોઇ વાર ભાઈ રામાયણ વાચતા હોય અને હું મહાભારત વાચતો હોઉં મારે કબૂલ કરવુ જોઇએ કે એ વખતે હજી ચરક સુશ્રુત મારે માટે દૂર હતા

આયુર્વેદનો અભ્યાસ કરવા માડયો ત્યારથી જ અમૃતલાલભાઇના મનમા જે વિચાર એમના પિતાના મનમા ભાગ્યેજ દર્શરૂપે આવેલો તે વૈદક ધંધો કરવાનો વિચાર આવ્યો અને દાદાની સેવાના કારણે જામનગરમાથી નીકળી તો શકાય એમ નહોતુ એટલે પોતાના ઘરની નજીકમા સં ૧૯૫૮–૫૯ મા એક મગતા ભાડાની દુકાન રાખી તેમા વૈદક ધંધો શરૂ કરેલો જામનગરમા ઝંડુભટ્ટજીના પુત્ર શંકરપ્રસાદભાઇ પોતે અને બીજા પણ વર્ષોથી જામી ગએલા હોય ત્યા આ જુવાન વૈદ્ય જેના કુટુંબની આખા શહેરમા પુરાણી ભટ્ટ તરીકેની જ ખ્યાતી તેનો ધંધો શુ ચાલે? પણ મારે લાભુ જેમમ નહોતુ નવરાશને વખતે ત્યા બેસતા એક વૃદ્ધ વ્યવહાર કુશળ વૈદ્ય મશ્કરી પણ કરતી કે એ તો ચરક ભણેલા છે મતલબ કે ભણેલા છે પણ અનુભવી નથી તે એનુ કયાથી ચાલશે? જૂના જમાનાના ઓછુ ભણેલા વૈદ્યો વિદ્યા કરતા અનુભવને–કોઠા વિદ્યાને વધારે માન આપતા એ પ્રસિદ્ધ છે પરંતુ અમૃતલાલભાઇ આ વખતમા જ અનુભવ–દરદીઓનો સાચો અનુભવ મેળવતા જતા હતા પણ આ વૈદ્યની દુકાનમા કાંઇ પેદાશ નહોતી અને એ દુકાન જમવાનો વખત આવે તે પહેલા તો એને વીંટી લેવી પડી

સં ૧૯૫૯ મા જામનગરમા ભયંકર મરકી ફાટી નીકળી પ્રશ્નોરાની તુરી જ્ઞાતિ ઉપર તો જાણે કુદરતનો કોપ ઉતર્યો એ દાવાનળમા અમૃતલાલભાઈની બે બહેનો એક બનેવી બે ફઇના દીકરાઓ વગેરેના મરણોથી ગ્રામ ફેલાઈ ગયો આ પછી બે વર્ષે પ્રાણશંકરભાઈના બીજી વારના પત્ની એક છોકરી જન્મ આપીને તરત મરણ પામ્યા પરિણામે વિ સં ૧૯૬૨મા જામનગરથી આખુ કુટુંબ–વૃદ્ધ પ્રેમશંકર ભટ્ટ સાથે ભાવનગર ગયુ અને ત્યાથી ઉપર કહ્યુ છે તેમ પ્રાણશંકર ભાઈનો બદલી લીંબડીએ થતા બધા લીંબડીએ ગયા લીંબડીમા સં ૧૯૬૩મા પ્રેમશંકર ભટ્ટનો દેહ પડી જતા એની સેવા માટે અમૃતલાલભાઈને રોકાવાની જે જરૂર હતી તે દૂર થઈ અને સં ૧૯૬૪મા દાદાનુ વાર્ષિક ઉકલી જતા અમૃતલાલભાઈ એક તરફથી છુટા થયા અને બીજી તરફથી ઝાડેશ્વર (ભરૂચ)મા નવા ઉઘાડેલા દવાખાના માટે શ્રી કાશીભાઈ ઝવેરભાઈ અમીને અમૃતલાલભાઇને તેડાવ્યા આ રીતે ૧૯૬૪મા શરૂ થયુ વૈદક ૧૯૭૪ના આરંભમા વિરામજેવ મંદ કર્યું

કૌટુમ્બિક પરિસ્થિતિના કારણથી વૈદક ધંધો અમૃતલાલભાઇ મોડો શરૂ કરી શકયા પણ એ વર્ષો આયુર્વેદના અભ્યાસમા અને વૈદક ધંધાની તૈયારીમા જ ગાળ્યા હતા અને ઝાડેશ્વરના દવાખાનાને પગભર કરવામા જે મુશ્કેલીઓ એમને વેઠવી પડેલી તે યાદ કરતાં એમ લાગે છે કે અમૃતલાલભાઇથી ઓછી શક્તિવાળો કે ઓછી દૃઢતાવાળો કોઇ માણસ હોત તો એ ત્યા ૭ મહીનાય ટકી શકત નહિ

અમૃતલાલભાઈના મનમા બધા દરદોના ઉપાયો આયુર્વેદ બતાવી શકે છે એ સિદ્ધ કરી આપવાની હોશ હતી ચરકસંહિતાનું જ્ઞાન નિષ્ફળ નથી એટલુ જ નહિ પણ કેટલાક

વાંગ બીજી ચાલુ વપરાતી દવાઓ નામ ન આપે ત્યાં રસ્તો સૂઝાડે એવું છે એમ સાબીત કરી આપવાનો ઉત્સાહ હતો

બીજી તરફથી ઝાડેશ્વરના શ્રી [illegible]ભાઈ અને ભાઈ અમીન અને શ્રી હરિભાઈ ઝવેરભાઈ અમીન પણ અમૃતલાલભાઈના Chemist આગળ વધારે એવા સજ્જન ગૃહસ્થો પણ આ ધર્માદા દવાખાનાના માટેના ટ્રસ્ટી જે આવ[illegible]ની ને સર્વોત્તિ સાધનોનો લગભગ અભાવ અને અમૃતલાલ ભાઈને બધુ જ નવુ જ વાનુ

જે નવેક વર્ષો અમૃતલાલ ભાઈએ ઝાડેશ્વરમાં ગાળ્યા તે વર્ષોમાં ઓછો પગાર રૂ ૪૦–૪૫ બીજી આવક નહિ કુટુંબને માત્ર સાધન કે ઓળખાણ વગરના ગામમાં રાખવુ પોતાને કામ ઘણ[illegible] દવાખાનાની નવી નવી મુશ્કેલીઓ માટે નવા નવા રસ્તાઓ મેળવવાના વગેરે ભારે મુશ્કેલીઓ આ વર્ષોમાં એમણે વેઠી હતી પણ અમૃતલાલ ભાઈને વૈદકનો ઘણો અનુભવ આ વર્ષોમાં જ મળ્યો અને વિદ્વાન [illegible] તર્કિક પ્રતિષ્ઠા પણ આ વર્ષોમાં જ મળી ગ્ર થોક્ત યોગોમાંથી જે યોગોને બીજ[illegible] વ્યાથી વપરાતા ન જોયેલા તેવા યોગોનો અનુભવ લીધો એટલુ જ નહિ પણ એક એક આરકીર અને વાપરીને તેના શાસ્ત્રોક્ત ગુણોનો પણ અનુભવ લીધો બીજી તરફથી સિદ્ધિ નામના વમન [illegible]સ્તિ વગેરે કર્મોનો પણ ઘણો અનુભવ લીધો અમૃતલાલ ભાઈને એ આમ [illegible] તે પણ એક ગરીબ ગઢીનો આ રીતે ઉપચાર કરતા જ મનનક કે અનુભવ મળવા માટે એમને ઘણીરાગ ભાર કિંમત આપી હતી

એક બીજો મોટો ગુણ જે ઝાડેશ્વરમાં વધ [illegible]ના ત્યારેજ પ્રકાશમાં આવેલો તે દરદીઓની નિદાન ચિકિત્સાના સાચા નિભય–નિર્ભય નિર્ણયો બહાર પાડવાની હિંમતનો ગુણ સાધારણ રીતે ચિકિત્સકો પોતાના નિષ્ફળની પોતાને મળેલા યશની વાતો જ કર સાથરે લીધેલો કનાણો માણસ મેં [illegible] આપીને મરી ગયો મોટા મોટા દાક્તરોએ અને વૈદ્યોએ હાથ ધોઈ નાખેલા ગે માણસ આર [illegible] માગી લીધો કે ગ્ને ચ [illegible] ગયો વગેરે વગેરે વાતો તો થાક લાગે એટલી સાંભળીએ છીએ એ આત્મગત વૃત્તિ [illegible] સ્વાભાવિક છે પણ કોઈ પણ શાસ્ત્રનો વિકાસ એ આત્મગત વૃત્તિથી નથી થતો શાસ્ત્ર કે વિદ્યાની વૃદ્ધિ તો તટસ્થ–સત્ય શોધક વૃત્તિથી જ શક્ય છે પોતાના જ્ઞાનમાં શંકા પડવાથી જ માણસ જાતના જ્ઞાનનું ભંડોળ વધે છે ચરક સુશ્રુતના જમાનામાં આયુર્વેદનો વિકાસ પોતાના અજ્ઞાનના જ્ઞાનવાળા પુનર્વસુ ઋષિ આદિ મુનીઓએ કર્યો અને આ જમાનામાં વિજ્ઞાનનો જે અપૂર્વ વિકાસ થઈ રહ્યો છે તે પણ એજ માર્ગ અમૃતલાલભાઈમાં આ વૈજ્ઞાનિક વૃત્તિ હતી તેઓને કોઈ કેસમાં રોગ ન સમજાયો હોય તો એ પણ સ્પષ્ટ લખતા અને કોઈને રોગ ન મટયો હોય તો તે વાત પણ સ્પષ્ટ લખતા

સાહિત્યના રસ અમૃતલાલભાઈના કુટુંબમાં એમના દાદાથી ચાલુ હતા એ ઉપર નોંધ્યુ છે અમૃતલાલભાઈ પણ [illegible] અને પિતા પછી જુવાન વયે કવિતાઓ રચતા અને બાળપણથી મિત્રો માગ ઉપરના માસિકોમાં પણ ૧૮ ૨ ની ઉમ્મરે કવિતાઓ આવતી પણ પાછળથી વૈદકમાં એના સર્વોત્તમભાવથી તેઓ પડયા [illegible] પદ્ય રચનાનો અવકાશ ન રહ્યો પણ વૈદક લેખો લખવાની પ્રવૃત્તિ ઈ સ ૧૯ ૮થી શરૂ કરેલી વચ્ચે વચ્ચે અમૃતલાલભાઈ ઠીક ઉત્સાહથી લખતા વૈદક પત્રમાં આવેલા કેટલાક લેખોમાં સામાન્ય હાસ્ય સાથે વૈદોની

તથા સમાજની સ્થિતિ ઉપર સચોટ કટાક્ષ છે આ લેખોએ ઠીક લોકપ્રિયતા મેળવેલી પછી આયુર્વેદ વિજ્ઞાન શરૂ થતા એમા ઝાડેશ્વરના દવાખાનાના અનુભવના કિંમતી રીપોર્ટો લખી મોકલેલા આ ઉપરાંત આ મેય વૈદ્યક માસિકોમા એમના કેટલાક શાસ્ત્રીય લેખો પણ પ્રગટ થયા છે પણ પાછળથી લખવાનું ઓછુ કરી નાખેલુ બાકી છેવટ સુધી કોઈ કોઈ વાર કોઈ નહિ તો ચર્ચાપત્ર પણ લખતા ખરા આ માસિકોમા છુટક છુટક પ્રગટ થયેલા લેખો જોઈ જઈ એમાથી કાયમી ઉપયોગના જણાય એવા લખાણોનો સંગ્રહ છપાવાની જરૂર મને તો લાગે છે

પણ આ માસિકોના લેખો કરતા પ્ર થરૂપે અમૃતલાલભાઈએ ગુજરાતી વૈદ્ય ની જે સેવા કરેલી છે તે વધારે દીર્ઘજીવી થશે વૈદ્યકલ્પતરૂના આદ્ય તંત્રી સ્વ જટાશકર લીલાધર ત્રિવેદી પ્રાણશકરભાઈના સમવયસ્ક અને મિત્ર હતા તેઓએ અમૃતલાલભાઈની શક્તિ તરત પારખેલી અને તેનો લાભ સમાજને મળે એ માટે ઈ સ ૧૯૧૬મા સ્ત્રીઓનો વૈદ્ય નામની ભેટની ચોપડી લખાવેલી આ ચોપડીમા અમૃતલાલભાઈએ પોતાનો વર્ષોનો અનુભવ ભરેલો એ પછી વીશ વર્ષે વૈદ્ય કલ્પતરૂના હાલના તત્રી શ્રી રવિશકરભાઈએ જૂના પુસ્તકને સુધારી વધારી લગભગ નવેસરથી લખી આપવા કહ્યુ અને એ રીતે તૈયાર થયેલુ સ્ત્રી રોગ ચિકિત્સાનું પુસ્તક ગુજરાતમા એ વિષયના જાણકારોથી ખૂબ વખણાયુ છે આયુર્વેદ વિજ્ઞાનના ૧૯૮૩ના અષાઢના અકમા એનુ સવિસ્તર અવલોકન મ કરેલુ હોવાથી અહીં આટલી નોંધ બસ છે

અમૃતલાલભાઈની તલસ્પર્શી વિદ્યા અને બહોળા અનુભવનું આટલુ જ ફળ સાહિત્ય મારફત જનતાને મળી શક્યુ એ ખેદનો વિષય છે વધારે મળી શક્યુ હોત પણ અમર જીવનની વાસના એમનામા બહુ પ્રબળ નહોતી અને અધ્યાપનને માર્ગે ચિત્તનો પ્રવાહ વધારે ખેચાતો ગયો પરિણામે અક્ષર જીવન નબળુ ગયુ

ઝાડેશ્વરમા જ વિદ્યાર્થીઓને ભણાવવાનું શરૂ કરેલુ શ્રી બાપાલાલભાઈ ભણવા માટે ઈ સ ૧૯૧૮મા પ્હેલ વ્હેલા આવ્યા તે પ્હેલા પણ વિદ્યાર્થીઓ એમની પાસે ભણતા હતા એક બે વિદ્યાર્થીઓએ તો અભ્યાસ પૂરો પણ કરેલો

શ્રી બાપાલાલભાઈનો અભ્યાસ પૂરો થયા પ્હેલા જ અમૃતલાલભાઈએ બાર વર્ષનું એક તપ પૂરૂ કરી ઝાડેશ્વર છોડ્યુ અને લીંબડી ગયા લીંબડીના નામદાર ઠાકોર સાહેબ સાથે એમના પિતા પ્રાણશકરભાઈને સ્નેહયુક્ત પરિચય હતો અને નામદાર ઠાકોર સાહેબે અમૃતલાલભાઈ ઉપરની મમતાથી લીંબડીમા એક ધર્માદ દવાખાનું ઉઘાડી તેમા અમૃતલાલ ભાઈને રાખ્યા એ વખતે ભાઈ બાપાલાલ પણ લીંબડીમા ગયા અને ગુરૂને ઘેર જ રહીને અભ્યાસ ચાલુ રાખ્યો

લીંબડીમા બે વર્ષ લગભગ રહી અમૃતલાલભાઈ મુબઈ ગયેલા અને છ–આઠ મહીના સુધી મુંબઈમા મહૂગત જટાશકર વિઠ્ઠલજીનુ દવાખાનું જે સ ગત વૈ બાલુભાઈ બાપાશકરે ઘણા વર્ષો સુધી ચલાવ્યુ હતું તેમા વૈદ્ય તરીકે કામ કર્યુ પણ બરાબર ફાવ્યુ નહોતું ત્યા ૧૯૭૮મા પાટણમા શેઠ ઉત્તમચંદ પીતાંબરના દાનને પરિણામે આયુર્વેદ મહાવિદ્યાલયની નવી સ્થાપના થઈ અને તેમાં એની વ્યવસ્થાપક કમિટીએ એટલે કે તેના મંત્રી । શ્રી સુમંત ભાઈએ મુબઈના સારા વૈદ્યોની સલાહને અનુસરી અમૃતલાલભાઈને આચાર્ય તરીકે રાખ્યા

પાટણના આયુર્વેદ મહાવિદ્યાલયનો ઇતિહાસ વર્ણવવાની અહીં ઇચ્છા નથી તેમ જરૂર નથી. અમૃતલાલભાઈ પાટણ રહ્યા તે દરમિયાન મહાવિદ્યાલય સાથે જોડાયેલ ધર્માદ દવાખાનું ચલાવવાનું તથા ભણાવવાનું બંને કામ કરતા હતા. અભ્યાસક્રમમાં આયુર્વેદના વિષયો સાથે ઍલોપથીના વિષયો પણ હતા અને હજી છે. અભ્યાસક્રમની ગોઠવણમાંથી જ વિદ્યાર્થીઓની અને અધ્યાપકોની કેટલીક મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. એ મુશ્કેલીઓ સંસ્થાના આરંભ વખતે ઘણા ઉગ્ર રૂપમાં હોય એ સ્વાભાવિક છે. હજી એ મુશ્કેલીઓ દૂર તો નથી થઈ પણ વ્યવસ્થાપક સમિતિએ એનો તોડ કાઢવા માટે પ્રયત્નો જરૂર કર્યા છે.

અમૃતલાલભાઈએ પાટણના મહાવિદ્યાલયનું તંત્ર હાથમાં લીધું ત્યારે એમને પોતાને એ નવો પ્રયોગ હતો. વ્યવસ્થાપક સમિતિને પણ નવો પ્રયોગ હતો. અને વિદ્યાર્થીઓની તો અવસ્થા જ પ્રયોગમય હોય છે. તેમાં વળી આ નવી સંસ્થામાં જે પહેલા પહેલા દાખલ થયેલા તેઓ માટે દાખલ કરવાનું ધોરણ પણ શિથિલ વગેરે વગેરે કારણોથી પરસ્પર અથડામણના પ્રસંગો શરૂઆતથી જ વારંવાર ઉઠતા.

અમૃતલાલભાઈમાં પહેલેથી અભ્યાસી વૃત્તિ તીવ્ર એટલે ઝાડેશ્વરમાં હતા ત્યારે પણ પોતાનું જ્ઞાન વધારવાના પ્રયત્નો તો કર્યા જ કરતા. બંગાળી ભાષામાં લખાયેલા પુસ્તકો મારફત અંગ્રેજી વિષયોનું જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરેલો અને પાટણ ગયા પછી તો દાક્તરી વિષયો શીખેલા વિદ્યાર્થીઓને સમજાવવાનો પ્રસંગ આવ્યો. એટલે એમણે વધારે ખંતથી વિદ્યાર્થીઓ સાથે અંગ્રેજી વિષયોના લેક્ચરમાં બેસીને પણ એ વિષયો સમજવાનો પ્રયાસ આરંભ્યો.

એ જ રીતે વનસ્પતિ ઓળખવાની તક અમૃતલાલભાઈને જામનગરમાં નહોતી મળી પણ ઝાડેશ્વર ગયા પછી એમણે પોતાના પ્રયત્નથી વનસ્પતિનો પરિચય વધાર્યો. પાટણમાં તો વિદ્યાર્થીઓને લઈને વનસ્પતિ જોવા માટે પર્યટનો ગોઠવાતાં હોવાથી એમને પોતાના વનસ્પતિ જ્ઞાનની કસોટી કરવાના પ્રસંગો મળ્યા અને એ રસ્તે પણ એમનું જ્ઞાન વધ્યું.

પાટણમાં અમૃતલાલભાઈ હતા તે દરમિયાન સં. ૧૯૨૮માં એમના પુત્ર ગુણાઢ્યના લગ્ન થયાં. એમને સંતતિમાં એક ગુણાઢ્ય નામનો પુત્ર અને એનાથી મોટી બે દીકરીઓ.

પાટણમાં માન અને અમૃતલાલભાઈની સ્થિતિ ઘણી સારી હતી. પગાર સારો રૂ. ૨૦૦, શહેરમાં દવાપાણીની માગ, કામ પોતાને મન ગમતું—વિદ્યાર્થીઓને ભણાવવાનું તથા ધર્માદ ચિકિત્સાનું. પણ જુદાં જુદાં કારણથી વ્યવસ્થાપક સમિતિ સાથે મતભેદ થવાના પ્રસંગો વારંવાર આવતા. આ પ્રસંગોમાં કોનો દોષ હતો એની ચર્ચા અસ્થાને છે. બાકી અમૃતલાલભાઈનો સ્વભાવ તીવ્ર લાગણીવાળો એ જાણીતું છે. પરિણામે અમૃતલાલભાઈએ વિ. સં. ૧૯૮૬માં રાજીનામું આપ્યું અને સમિતિના અમુક સભ્યો એની યોગ્યતા જાણતા હોવા છતાં એ રાજીનામું રહી ગયું. અને અમૃતલાલભાઈ પાછા લીંબડી ગયા. તે દેહ પડી ગયો ત્યાં સુધી લીંબડીમાં જ રહ્યા. લીંબડીમાં તેઓ નામદાર ઠાકોર સાહેબે સ્થાપેલ ધર્માદ દવાખાનું ચલાવતા અને એક આયુર્વેદ શાળા પણ ચલાવતા. પાટણના એમના બે વિદ્યાર્થીઓ પાટણથી એમની સાથે લીંબડી આવેલા એ હકીકત નોંધવી જોઈએ.

લીંબડીમા નામદાર ઠાકોરસાહેબની અમૃતલાલભાઈ ઉપર પૂરી મહેરબાની હતી પોતે આ વૈદ્યની યોગ્યતા પણ જાણે લીંબડી ગામની વસ્તીને પણ એમનાથી ઘણો સતોષ હતો પરંતુ એમના વતનમા વપરાતા પાણી પણ આ ખીજવાર લીંબડી ગયા પછી થોડા વખતમા શરૂ થયા અમૃતલાલભાઈનું શરીર જુવાનીમા બહુ મજબૂત નહિ છતા અમુક વખત કસરતનો શોખ રહેવાથી તદુરસ્ત અને મજબૂત હતું પણ વૈદક ધધાને લીધે ધીમે ધીમે મેદાળુ થઈ ગયુ વળી નાનુ ત્યારથી ગળપણનો શોખ હતુ એમના દાદાને ગળ્યુ ખાવાનો બ્રાહ્મણ સહજ શોખ હતો અને એ શોખ પુત્ર અને પૌત્રમા પૂરો ઉતર્યો દાદાને એનું ખાસ નુકશાન વેઠવુ પડ્યુ નહોતું પણ નાગરદાસભાઈને એ ખોરાકના કારણથી કે ગમે તે કારણથી મધુમેહ થયો અને અમૃતલાલભાઈને પણ મધુમેહ થયો હતો પછી ૧૯૮ મા એનો જુવાન પુત્ર ગુણવત જે પાટણમા એમના હાથ નીચે જ આયુર્વેદ મહાવિદ્યાલયમા ભણ્યો તથા પાસ થયો હતો એટલુ જ નહિ પણ જેણે ભાઈનો ઘણો ભાર ઉપાડી લીધો હતો તેમજ લીંબડીમા લોકપ્રિયતા મેળવી હતી તે એકાએક ત્રણેક દિવસના મરણમર ન્યુમોનિયાના મંદવાડને પરિણામે પરલોકવાસી થયો આ ઘા કારમો હતો પોતાની વૃદ્ધ અવસ્થા રોગી શરીર અને એ જ પુત્ર હોય નાના પુત્રને તથા વિધવાને પાછળ મૂકીને સ્વર્ગે ગયો ગુણવતના માતા અને પિતા બન્નેના શરીર આ ઘાથી લથડી ગયા પછી અમૃતલાલભાઈને વારવાર તાવ આવવા માડયો ત્યારે ક્ષય પણ ખરાબ છે એમ ખબર પડી મધુમેહનું પણ હવે જોર વધ્યુ છેવટ મહિના પહેલા અષ્ઠીલા (પ્રોસ્ટેટ ગ્લેંડ) પણ વધી છે એમ ખબર પડી અને છેવટ ગયા ચૈત્ર મહિનામા હમેશા તાવ આવતો હતો તેટલે દાક્તર પાસે તપાસ કરાવતા ફેફસામા ક્ષયની અસર થઈ છે એમ જણાયુ મતલબ કે શરીર રોગોથી ઘેરાઈ ગયુ મધુમેહ પ્રોસ્ટેટગ્લેંડ અને ક્ષયના ઉપાયો પહેલા દેશી અને પછી દાક્તરી ચાલતા હતા પણ શરીર ઘસાતુ ચાલ્યું

પણ આ છેલ્લા વર્ષોમા જ અમૃતલાલભાઈની વિદ્વત્તાની અને વૈદ્ય તરીકેની યોગ્યતાની કદર થઈ સ ૧૯૮૨ના કાર્તિકમા કાશીમા વિદ્વત્પરિષદમા અમે સાથે હતા કાશીથી ગયાજી અને મથુરાની યાત્રા અમે સકુટુબ સાથે કરી એ દિવસમા અમૃતલાલભાઈની તબીઅત ઘણી સારી હતી જો કે તે પછી સવા મહિને અમે અમદાવાદમા મળ્યા ત્યારે લથડેલી હતી રોજ રાતે કાશીથી નીકળી ગયા યાત્રામા તો તેઓ ખાઈ પણ સારી રીતે શકતા અનતમૂલ મધુમેહ માટે અફીણવાળી ઝીણી ગોળીઓ રોજ ખાતા તો રાતનીમા સાકર પણ ખાતા મારી નાની દીકરી અમારી સાથે હતી તે હજી રોટલીમા સાકર આપનારા કાકાને યાદ કરે છે એ યાત્રામા એમને—અથવા અમને ઘણો આનંદ આવ્યો હતો ત્યાથી લીંબડી પાછા ફર્યા પછી તરત એમને છઠ્ઠા ગુજરાત કચ્છ કાઠીઆવાડ વૈદ્યસમેલનના પ્રમુખ તરીકે ચુટવામા આવ્યા

અમૃતલાલભાઈ આવા જાહેર માનના ભૂખ્યા નહોતા નિસ્પૃહ હતા તેઓ ઇ સ ૧૯૧૨ના કાનપુરના અને ૧૯૧૪ના કલકત્તાના વૈદ્યસમેલનમા ગયા હતા પણ પાછળથી ગાડીભાડાનું ખર્ચ કરીને જવા જેટલો એમા લાભ ન દેખાયો કે ગમે તેમ પણ નહોતા જતા બાકી એમણે નિખિલભારતવર્ષીય વૈદ્યસમેલનમા ચાલુ ભાગ લઈને પ્રયત્ન કર્યો હોત તો હું ધારું છુ કે નિખિલભારતના પ્રમુખ થઈ શકયા હોત શુ થયુ હોત એની કલ્પના નકામી છે

પણ ગુજરાતે એમના જેવા એ વિદ્વા । વૈદ્યની ક ગ કરીને પોતાની ગુણજ્ઞતાના માગીત કરી છે અને પ્રમુખ તરીકે અમદાવા મા એમણે આપેલુ ભાષણ એમની વિદ્વત્તા બુદ્ધિ તથા આયુર્વેદના અધ્યાપન ॥ લાંબા અનુભવને છાજે એવુ હતુ

અમૃતલાલભાઈ ગુજરાત ।ઠીઆવા મા પ્રખ્યાત થયેલા ઉત્તમ વૈદ્ય હતા એમને વૈદ્ય તરીકે જે ખ્યાતિ મળી તે એમની યોગ્યતાથી જ મળી હતી એમણે આખી જીદગીમા કદિ પણ ખ્યાતિ માટે પ્રયત્ન કર્યા નહાતો વૈદ્ય તરીકે એમણે જે મહત્તા મેળવી તે કેવળ વિદ્યા અને અનુભવ બેયના બળથી વૈદ્ય ના જે જે ।ગોનુ જ્ઞાન આયુર્વેદ ॥ ગ્ર થોમાથી નહોતુ મળી શક્યુ તે જ્ઞાન અનુભવથી અને જાણ । ।ર જિજ્ઞાસુભાવથી પૂછી પૂછીને મેળ યુ મતલબ કે તેઓ વિદ્વાન તેમજ અનુભવી વૈદ્ય હતા સુશ્રુત જેને ઉભયજ્ઞ કહે છે તેવા પણ તેઓની મોટાઈ વૈદ્ય તા પણ વૈદ્યવિદ્યા ॥ ગુરુ તરીકે વધારે હતી પોતાના શિષ્યને પોતાની પાસેનું સર્વ વિદ્યાધન આપી દેવાની ।મની ઉત્સુકતાએ તંત્વમને કે બીજા કાર્યોની હાનિને ગણ્યા નથી

ઉપરાંત વૈદ્ય કે વૈદ્યવિદ્યાના ગુરુ કરતા પણ દીઓ ઉપર પાર્દ લાગણીવાળા ઉદાર અને સ્વાર્થના ક તા સ્વાર્થ ના ત્યાગમા ।ચ જન અમૃતલાલભાઈ હતા એ હકીકત માનવતાની દૃષ્ટિએ વધાર મહત્ત્વની છે

> भिषगप्यातुरान्मवा स्वसुतानिव यत्नत ।
> आबाधेभ्यो हि सरक्षेदिच्छ धममनुत्तमम् ॥
>
> नात्मार्थं नापि कामार्थ मथ भूतदया प्रति ।
> वर्तते यश्चिकित्सायां स सर्वमतिवर्तते ॥
>
> कुर्वते येतु वृत्त्यर्थं चिकित्सापुण्यविक्रयम् ।
> ते हित्वा काचन राशि पांशुराशिमुपासते ॥
>
> परो भूतदयाधर्म इति मत्वा चिकित्सया ।
> वर्तेत य स सिद्धार्थ सुखमत्यन्तमश्नुते ॥ चरक

આયુર્વેદના આદિ આચાર્ય કહે છે કે ને ।ધા દર્દીઓને પોતાના બાળકો જેવા ગણીને તેઓની રોગોથી રક્ષા ી પોતાના । ય ત કે જેઓને નહિ પણ ભૂત દયાની દૃષ્ટિથી જેઓ વૈદુ કરે છ તેઓ જ સર્વથી ઝ અને જેઓ ચિકિત્સાના પુણ્યને ધ ધાના લાભ માટે વેચી નાખે છે તેઓ સોનાના ઢગન ત છોડીને ધૂળના ઢગલાને વળગે છે અને જેઓ ભૂતદયાનો ધર્મ શ્રેષ્ઠ છે એવુ માનીને ।ચિ ।ત્સા કરે છે તે આત્યન્તિક સુખ–મોક્ષને પ્રાપ્ત કરે છે

આ ।ો જેને માનવ જીવનનુ પ મ લક્ષ્ય ગણ્યુ તે મોક્ષ મેળવવાની દૃષ્ટિથી ચિકિ મા ક નારને મળે છે એમ ।ને જેની અંતિમ પ્રતમા આચાર્ય કરે છે તે આ । આદર્શને પોતાના જીવનમા ઉતા વાનો આ જન્મ નામા મહાત્મા ક્ષ્ ભ જીએ ભારે પ્રયાસ કર્યો હતો અને અમૃત લભાઈએ પોતાના જીવનમા એ ક્ષુદ્ર લક્ષ્મા પ્રતિબિબિત પ્રાચીન

આદર્શને યથાશક્તિ ઉતારવાની ભાવના મેવી હતી ભા[illegible] છાપાનાલે વૈદ્યકલ્પતરૂના પુ ૪૩ અ ૧૨માં એક દાખલાઓ આપ્યા છે અને બીન દાખલાઓ પણ પ્રગટ થશે પરતુ એ વસ્તુ મહત્ત્વની નથી ઝંડુભટ્ટજીની શક્તિ અને પરિસ્થિતિ અને અમૃતલાલભાઈની શક્તિ અને પરિસ્થિતિ વચ્ચે ઘણુ અંતર હતુ અમૃતલાલભાઈની ભાવનાની ઉગ્રતાની પણ તુલના શકય નથી તેમ એવી જરૂર નથી મહત્ત્વની વાત તો એ જ છે કે આ જમાનામા જ્યારે આદર્શો ભાવનાઓ અને ઉચા સસ્કારોને સ્વાર્થ વૃત્તિના અતિ જોરથી દબાઈ જતા જોઇએ છીયે ત્યારે વૈદ્યની પ્રાચીન ભાવનાને વળગી રહેવાનો પ્રયત્ન કરનાર–વિટબણાઓમા એ પ્રયત્નને ન છોડનાર સદ્વૈદ્ય ગુજરાતમા જ થ્યો હતો એ જ સદ્ભાગ્ય જ અભિનંદનીય છે

ગુજરાત કાઠીઆવાડમાથી એ પ્રાચીન પ્રણાલી પ્રમાણે તૈયાર થયેલા સસ્કૃતજ્ઞ સારા વૈદ્યોની સખ્યા દિનપ્રતિદિન ઘટતી જાય છે અને એ પ્રણાલી પ્રમાણે નવા તૈયાર થવાનો સભવ નથી ત્યારે એ પ્રણાલીના અથવા [illegible] જૂની હિન્દુસ્કૃતિના કળરૂપ પ્રતિભાશાળી સમર્થ વૈદ્ય અને વૈદ્યવિદ્યાનો સાચો ગુરૂ અસ્ત પામતા સૂર્ય પેઠે વદનીય છે

---

**શ્રીમાન તત્રીશ્રીની સેવામા**

નીચેની હકીકત આપના પત્રમા પ્રગટ કરી ઉપકૃત કરશોજી

અમદાવાદ વૈદ્ય સભાએ આમત્રેલ નિબંધ ભાવ આ મહા સમ્મેલનમા જે ભાઇઓએ પોતાના નિબધો મોકલ્યા હોય તેમણે યોગ્ય સગવડે નીચેના સ્થળેથી પોતાના નિબધો મગાવી લેવા—

વૈદ્ય શશિકાન્ત ભુલાભાઈ પડ્યા,
મત્રી વૈદ્યસભા—અમદાવાદ

પત્રવ્યવહારનુ ઠેકાણુ—
શ્રી નારાયણ આયુર્વેદ ચિકિત્સાલય,
પાજરાપોળ નાકે —અમદાવાદ

---

## પાટણના એક વૈદ્યરાજનો સ્વર્ગવાસ

પાટણના વૈદ્યરાજોની આ સભા પાટણ શહેરના એક જાણીતા અગ્રગણ્ય સ્વધર્મનિષ્ઠ અને સમદર્શી વૈદ્યશાસ્ત્રી હાનાલાલ ભીખારામ પડ્યાના દુ ખદ અવસાન માટે પોતાનો હાર્દિક શોક પ્રદર્શિત કરે છે વૈદ્યશાસ્ત્રી ન્હાનાલાલના અવસાનથી પાટણને એક વિદ્વાન વૈદ્યની ન પૂરાય તેવી ખોટ પડી છે

તેમના કુટુબ ઉપર આવી પડેલા આ દુ ખમા પ્રભુ ધૈર્ય આપે અને સ્વર્ગસ્થના આત્માને શાન્તિ આપે એમ પ્રભુ પાસે આ સભા પ્રાર્થના કરે છે

નાગરલાલ મોહનલાલ પાઠક,
પ્રમુખ

## આરોગ્ય ખાતાના પ્રધાન ઑ. ડૉ. ગીલ્ડરે તા. ૯-૧૧-૩૭ને રોજ

# વૈદ્યોની કમિટીને આપેલી મુલાકાતનો હેવાલ

મુંબઈમાં વૈદ્યોની તા. ૫-૯-૩૭ તથા તા. ૩-૧૦-૩૭ ને રોજ મળેલી બે મીટીંગોના પરિણામે નીમાએલી વૈદ્યોની કમિટીએ ઑ. ડૉ. ગીલ્ડરની મુંબાઈ-સેક્રેટરીયટમાં તા. ૯-૧૧-૩૭ ને રોજ કમિટીની ઈચ્છા પ્રમાણે મુલાકાત લીધી હતી. ઑ. ડૉ. ગીલ્ડરની મુલાકાત લેતા પહેલા કમિટીના સભ્યોની બેઠક પ્રભુરામ આયુર્વેદિક કોલેજના હોલમાં મુલાકાતની વિગતો નક્કી કરવા મળી હતી.

ત્યારબાદ કમિટી ૪ [illegible] સેક્રેટરીયટ તરફ [illegible] ગઈ હતી કે જ્યાં ૧૨-૨૦ ટકે ટાઈમે ઑ. ડૉ. ગીલ્ડરે તેમને મુલાકાત માટે બોલાવ્યા હતા. આયુર્વેદ પંચાનન ગંગાધર શાસ્ત્રી ગુણે (અહમદનગર) કે જે પ્રેસીડેન્ટ છે તેમણે કમિટીની દોરવણી કરી હતી. કમિટીમાં પ્રાણાચાર્ય ડૉ. પોપટ પ્રભુરામ (મુંબઈ) હકીમ મહમદકાસમ-સુરત, ડૉ. એચ. વી. સાવનુર-બેલગામ, ડૉ. [illegible]નાથ નાવ-વીજાપુર અને વૈદ્ય વામન શાસ્ત્રી દાતાર-નાશીક સિવાયના તમામ સભ્યો હાજર હતા.

કમિટીએ લગભગ અરધો કલાક સુધી વાતચીત કરી હતી. શરૂઆતમાં મીટીંગના યોજક અને મંત્રી વૈદ્ય પ્રતાપકુમાર-મુંબાઈએ કમિટીના તમામ સભ્યોની ઑ. ડૉ. ગીલ્ડર જોડે ઓળખાણ કરાવી હતી.

ત્યારબાદ પ્રેસીડેન્ટે વિધિસર તા. ૩-૧૦-૩૭ ની મિટીંગના હેવાલની એક નકલ (જે આ સાથેના નિવેદનમાં છે) ઑ. પ્રધાનને આપી હતી અને તેઓશ્રીએ આયુર્વેદ અને યુનાની વૈદ્ય પદ્ધતિને ઉત્તેજન આપવા તથા તેની સુધારણા માટેની જે નીતિ જાહેર કરી છે તેને માટે તેઓશ્રીનો આભાર માન્યો હતો. ત્યારબાદ પ્રમુખે તેઓશ્રીનું ધ્યાન તા. ૩-૧૦-૨૭ ની મીટીંગના હેવાલ તરફ દોર્યું હતું. પ્રમુખશ્રીએ વધારામાં જણાવ્યું હતું કે મુંબાઈના હકીમ સાહેબો અમોએ જણાવેલ ઠરાવના સંબંધમાં જો કે હજુ સુધી કોઈપણ જાતના નિર્ણય ઉપર આવી શક્યા નથી પણ ગુજરાત પ્રાન્તના કેટલાક હકીમ સાહેબોનો અમોને ટેકો મળ્યો છે.

ઑ. ડૉ. ગીલ્ડરે આ બધુ શાન્તિથી સાંભળ્યુ હતું અને પછી જણાવ્યું કે તેઓએ આયુર્વેદ અને યુનાની વૈદક પદ્ધતિની બાબતમાં [illegible] તૈયાર કર્યું છે અને તે અત્યારે ગવર્મેન્ટના જુદા જુદા ડીપાર્ટમેન્ટમાં રજુ કર્યું છે. વધારામાં તેઓશ્રીએ જણાવ્યું કે જ્યાં સુધી તે બીલ બહાર પડે ત્યાં સુધી બીજી મુલાકાતને માટે કમિટી રાહ જોશે તો તે ઠીક થઈ પડશે કારણ કે બીલ બહાર પડ્યા પછી ચર્ચાને માટે તે એક સગવડભરેલી ભૂમિકારૂપ થઈ પડશે.

ત્યારબાદ પ્રમુખે ઑ. ડૉ. ગીલ્ડરને એવી વિનંતી કરી હતી કે ગવર્મેન્ટની આયુર્વેદ શિક્ષણ પદ્ધતિની બાબતમાં કેવી જાતની નીતિ રહેશે તે જણાવવા મહેરબાની કરવી. ઑ. ડૉ. ગીલ્ડરે જણાવ્યું કે ગવર્મેન્ટને માટે કોઈપણ નવી વિદ્યાપીઠ સ્થાપવાનું કે ચલાવવાનું

અશક્ય છે તેમજ આયુર્વેદ કે યુનાની પદ્ધતિ પ્રમાણે ચાલતી હોસ્પીટલો શરૂ કરવાનું પણ અશક્ય છે ત્યાર !! તેઓશ્રીએ જણાવ્યું કે હું પોતે અને મારૂં પ્રધાનમંડળ આયુર્વેદ અને યુનાની પદ્ધતિને ઉત્તેજન આપવા ધારીએ છીએ અને તેને પરિણામે વૈદ્યો અને હકીમોને એક પગલું આગળ વધવાને માટે તેઓનું રજીસ્ટ્રેશન કરવા માટે તેમજ તેઓની લાયકાતનું ધોરણ નક્કી કરવાને માટે એક કમીટી નીમવામાં આવશે આ પ્રમાણે રજીસ્ટર્ડ થએલા વૈદ્યો અને હકીમોને ગવર્નમેંટને જ્યાંસુધી લાગે વળગે છે ત્યાં સુધી એલોપથી ગ્રેજ્યુએટ કરનારાઓના જેટલોજ હક્ક પ્રાપ્ત થશે

વૈદ્ય વામન દીનાનાથના (મુંબાઈ) પ્રશ્નના જવાબમાં આ ડા ગીડરે જણાવ્યું કે જો હોસ્પીટલ સાથે આયુર્વેદિક કૉલેજ કાઢવાની તેઓ પોતાના તરફથી કોઈ દરખાસ્ત રજુ કરશે તો તેઓને મકાન અને જમીન આપવા સંબંધમાં પ્રધાન મંડળ સંભાળ ભરેલી વિચારણા કરશે

વૈદ્ય મુગટલાલ નાથાલાલે (નડીઆદ) આ ડા ગીડરને નાગપુર કોંગ્રેસમાં આયુર્વેદિક વિદ્યાપીઠો બોલવા માટે જે ઠરાવ કર્યો હતો તેની યાદ આપી હતી આ ડા ગીડરે જણાવ્યું હતું કે અમલમાં નહિ મુકાએલો પણ નિષેધનો ઠરાવ ઘણો જુનો અને ઘણો ઉપયોગી છે અને આ ઠરાવ અમલમાં લાવવા માટે ત્રણ કરોડ રૂપીઆની જરૂર પડે તેમ છે

અંતમાં આ ડા ગીડરે કમિટીને બીલ બહાર પડે ત્યાં સુધી રાહ જોવાની સલાહ આપી હતી અને જણાવ્યું હતું કે બીલ બહાર પડ્યા પછી કમિટિ તેઓશ્રીને મળે અગર તો કમિટીની સૂચનાઓ અને વિચારો તેમને યોગ્ય લાગે તે રીતે મોકલે

ત્યારબાદ પ્રમુખશ્રીએ આ ડા ગીડરનો કમિટીને મળવા બદલ આભાર માન્યો હતો અને વિદાય માગી હતી ત્યારબાદ ફરીથી પ્રભુરામ આયુર્વેદિક કૉલેજના મકાનમાં કમિટી મળી હતી અને બીલ બહાર પડ્યા પછી ફરી પ્રધાનને બીજી વખત મળવાનો નિર્ણય થયો હતો

નોટ—મુંબાઈ-વૈદ્યોની કમિટીના સેક્રેટરી અને સેક્રેટરી વૈદ્ય પ્રતાપકુમાર તરફથી ઉપરનો રિપોર્ટ અંગ્રેજીમાં મને મળતાં મેં તેનું ગુજરાતીમાં ભાષાંતર કરી આપની સમક્ષ મુક્યું છે

લિ. વૈદ્ય મણિશંકર

---

## નૂતન સમાચાર

૨૭ મા નિ ભા-વૈદ્યસંમેલન નાગપુરના અધ્યક્ષ તરીકે જામનગરના સુપ્રસિદ્ધ વૈદ્ય શ્રી પં ગંગાધર શાસ્ત્રી ગુણે ચુંટાયા છે જેઓ તેઓને ઓળખે છે અથવા જેઓએ તેઓના ભિષગ્વિલાસમાં પ્રગટ થતા લખાણો વાંચ્યા છે તેઓ આ ચુંટણી સર્વથા યોગ્ય છે એમજ કહેશે અમારા વૈદ્યપંચાનન ગુણેશાસ્ત્રીને હાર્દિક અભિનંદન

નાગપુરનું વૈદ્ય સંમેલન જે તારીખો સ્વાગત કારિણી સભા નક્કી કરશે તે તારીખોમાં ફેબ્રુઆરી કે માર્ચમાં ભરાશે

---

# ત્રિદોષ વિજ્ઞાનીયમ્

(લેખક વૈદ્યકનો વિદ્યાર્થી, ગૌરીશંકર વજેશંકર દ્વિવેદી, ધ્રાંગધ્રા)

(ગતાંક પૃષ્ઠ ૭૨ થી ચાલુ)

**વૃદ્ધિગત પિત્તનું કર્મ—**

परिश्रमस्वेदविदाहराग
वेगन्धसंक्लेदविपाककोथ ।
प्रलापमूर्छाभ्रमपित्तदाहा
पित्तस्य कर्माणि वदन्ति तज्ज्ञाः ॥

શરીરમાં પિત્તદોષનો વધારો થતાં પરિશ્રમ (થાક) લાગે છે શરીર પરસેવે રેબઝેબ થઈ જાય છે, અંગોમાં દાહ થાય છે વિષ્ટા, મૂત્ર, આંખમાં પીળાશ આવી જાય છે, શરીરમાં પણ રાગ થઈ જાય છે વેગ ગંધ, સંકલેદ, વિપાક અને કોથ (gangrene) થવા પામે છે તથા મિથ્યા પ્રલાપ, મૂર્છા, ભ્રમ, આખા શરીરમાં દાહ થવા પામે છે આવા અનેક ઉપદ્રવો પિત્ત વૃદ્ધિગત થતાં શરીરમાં થવા પામે છે

**પિત્તપ્રકોપના લક્ષણ અને કર્મ—**

कट्वम्लोष्णविदाहितीक्ष्णलवणक्रोधोपवासातप
स्त्रीसंपर्कतिलातसीदधिसुराशुक्तारनालादिभि ।
भुक्ते जीर्यति भोजने च शरदि ग्रीष्मे सति प्राणिना
मध्याह्ने च तथार्धरात्रिसमये पित्तं प्रकोपं व्रजेत् ॥ (માધવનિદાન)

कट्वम्लमद्यलवणोष्णविदाहितीक्ष्ण
क्रोधातपानलभयश्रमशुष्कशाके ।
क्षाराद्यजीर्णविषमाशनभोजनेश्च
पित्तं प्रकोपमुपयाति घनात्ययेच ॥ (યોગરત્નાકર)

विस्फोटाम्लकधूमका प्रलपनं स्वेदस्रुतिमूर्छनं
दौर्गन्ध्यं दरणं मदोऽतिसरणं पाकोऽरतिस्तृड्भ्रमः ।
उष्माऽतृप्ति तमः प्रवेशः दहनं कट्वम्लतिक्ता रसा
वर्णं पाण्डु विवर्जितं कथितता कर्माणि पित्तस्य वै ॥ (માધવનિદાન)

તીખા, ખાટા ઉષ્ણ, દાહક, તીક્ષ્ણ અને લવણ વિગેરે પદાર્થો, ક્રોધ, અનશન, તડકો, સ્ત્રીસમાગમ, તલ, અળશી, દહીં, સુરા, ખાટીકાંજી,

સુરકો વિગેરે દ્રવ્યોનું સેવન પિત્ત દોષનો પ્રકોપ કરે છે, તથા આહારના પાચન સમયે, જમતી વખતે, શરદ્ અને ગ્રીષ્મ ઋતુમા, દિવસના મધ્યાહ્ન કાળે તથા મધ્યરાત્રીએ મનુષ્યોના શરીરમા રહેલું પિત્ત વિશેષે કરીને પ્રકોપ પામે છે

તીખા, ખાટા, ખારા અને ઉષ્ણ પદાર્થો, મદ્ય અને દાહક દ્રવ્યો, તીક્ષ્ણ પદાર્થો ક્રોધ, તડકો, અગ્નિ, શ્રમ, સુકા શાકો, કઠોળને ક્ષાર વાળા પદાર્થોનું સેવન પિત્તદોષનો પ્રકોપ કરે છે તથા અજીર્ણથી, વિષમાશનથી પણ પિત્ત પ્રકોપ પામે છે વાદળા વિખેરાય ત્યારે એટલે કે શરદ્ ઋતુમા પણ પિત્તનો પ્રકોપ થાય છે

પિત્ત દોષના પ્રકોપને અંગે વિસ્ફોટ, ગડગુમડ થાય છે ખાટા અને ધૂમાડા નીકળતા ઓડકાર આવે છે મિથ્યા પ્રલાપ, શરીરે અતિપ્રસ્વેદ, મૂર્છા, દેહમા દુર્ગંધ, અંગોનું ફાટવુ, મદ, અતિસાર, પાક થવો, અરતિ (બેચેની) તૃષા તથા ભ્રમ, શરીરમા ગરમી, અતૃપ્તિ, તમપ્રવેશ, સર્વાંગ દાહ વિગેરે ઉપદ્રવો પિત્તપ્રકોપથી થવા પામે છે તીખા ખાટા અને કડવા રસો પણ પિત્તની દુષ્ટિ કરે છે પિતપ્રકોપથી શરીરનો વર્ણ પાણ્ડુ થાય છે અથવા બદલાઇ જાય છે આ સર્વ ફેરફારો પિત્તના પ્રકોપથી થવા પામે છે

આ ઉપરથી એટલુ સમજી શકયા કે ખાટા, ખારા અને તીખા પદાર્થોનુ અતિ સેવન પિત્તની દુષ્ટિ કરે છે તથા શરદ્ ઋતુમા ખૂબ તડકો વેઠવો, ઉપવાસ, ક્રોધ વિગેરેથી પણ પિત્તની દુષ્ટિ થવા પામે છે પિત્તપ્રકોપ પામતા શરીરમા દાહ, શ્રમ, પ્રસ્વેદ મદાત્યય વિગેરે ઉપદ્રવોની ઉત્પત્તિ થાય છે આ સર્વ ઉત્પત્તિ શરીરના સ્વાસ્થ્યનો વિનાશ કરી તેને મૃત્યુના પંથે દોરે છે તેથી કરીને પિત્ત કેવી રીતે અવિકૃત (પ્રકૃતિસ્થ) અવસ્થામા રહે અને શરીરનુ સ્વાસ્થ્ય કેમ જળવાય તેવા ઉપચારો કરવા તેવા આહાર વિહાર પાન વિગેરે કરવા પથ્યાપથ્યનુ ખાસ ધ્યાન રાખવુ જો સ્વાસ્થ્ય તરફ બેપરવા રહીએ તો આ પ્રમાણે પિત્તની દુષ્ટિથી શરીરમા અનેક ઉપદ્રવો ઉદ્ભવવા પામે, અને તેથી કદાચ શરીરનો પણ અંત આવી જાય

**ક્ષીણ પિત્તના લક્ષણ —**

पित्तक्षयेतु मन्दोष्मा मन्दाग्निश्च प्रभा पता ।

શરીરમા પિત્ત દોષ ક્ષીણ પામતા શરીરમા રહેલો જઠરાગ્નિ મંદ થવા પામે છે શરીરની ઉષ્મા પણ ઓછી થાય છે દેહની કાંતિ પણ ક્ષીણ થવા પામે છે આ પ્રમાણે શરીરની ઉષ્મા, જઠરાગ્નિ અને કાંતિ ક્ષીણ થવાથી આહાર પચે નહિ, શરીર દિવસે દિવસે નબળુ પડતુ જાય, શરીરનો વર્ણ

પીળો થઈ જાય, ત્વચા ઉપર કિઠાશ આવી જાય, શરીર ઠંડુ થવા માડે અને આવા ઉપદ્રવો બહુ થતા શરીર ક્ષીણ થઈ પંચત્વ દશાને પામે

**પિત્ત પ્રકૃતિવાળા મનુષ્યના લક્ષણ —**

पित्तप्रकृतिको लोको यादृशोऽथ निगद्यते ।
अकालपलितो गौर क्रोधी स्वेदी च बुद्धिमान् ॥
बहुभुक् ताम्रनेत्रश्च स्वप्ने ज्योतींषि पश्यति ।
एवं विधो भवेद्यस्तु पित्तप्रकृतिको नर ॥
पित्त वह्नि वह्निज वापि तस्मात
पित्तोद्रिक्त तीव्रतृष्णो बुभुक्षु ।
गौरोष्णाङ्गस्ताम्रहस्ताङ्घ्रिवक्त्र
शूरो मानी पिङ्गकेशोऽल्परोमा ॥
दयितमाल्यविलेपन सुचरित शुचिराश्रितवत्सल ।
विभवसाहसबुद्धिबलान्वितो भवति भीष्मगतिर्द्विषतामपि ॥
मेधावी प्रशिथिलसन्धिबन्धमांसो
नारीणामनभिमतोऽल्पशुक्रकाम ।
आवासश्चालततरङ्गनीरकान्त्या
भुङ्क्तेऽन्नं मधुरकषायतिक्तशीतम् ॥
धर्मद्वेषी स्वेदन पूतिगन्धि
भूर्युच्चारक्रोधपानाशनेर्ष्य ।
सुप्त पश्येत्कर्णिकारान् पलाशान्
दिग्दाहो काविद्युदर्कानलांश्च ॥
तनूनि पिङ्गानि चलानि चैषा
तन्वल्पपक्ष्माणि हिमप्रियाणि ।
क्रोधेन मद्येन रवेश्च भासा
राग व्रजन्त्याशु विलोचनानि ॥
मध्यायुषो मध्यबला पण्डिता क्लेशभीरव ।
व्याघ्रर्क्षकपिमार्जारयक्षानूका श्चपैत्तिका ॥ (ભાવપ્રકાશ)

स्वेदनो दुर्गन्ध पीतशिथिलाङ्ग ताम्रनखनयनतालुजिह्वौष्ठपाणि पादतल दुर्भग वलीपलितखालित्यजुष्ट भुक ।

बहुभुक् उष्णद्वेषी क्षिप्रकोपप्रमाद ।
म ध्यमबल म ध्यमायु पत्तिक भवति ॥ (સિદ્ધાન્તનિદાન)

પિત્ત પ્રકૃતિવાળો મનુષ્ય કેવા પ્રકારનો આપણા શાસ્ત્રકારોએ વર્ણવ્યો છે તે હવે કહેવાય છે

અકાલે ટાલ પડી ગઈ હોય છે વર્ણમા ગૌર હોય છે સ્વભાવે ક્રોધી, શરીરે ખૂબ પ્રસ્વેદ થાય તથા બુદ્ધિશાળી હોય છે

પિત્તપ્રકૃતિવાળા મનુષ્યને આહાર બહુ જોઈએ છે તેની આખો તામ્રના જેવા રગની (લાલ) હોય છે ઉંઘતા સ્વપ્નામા નક્ષત્રો દેખે છે આવા લક્ષણ વાળો મનુષ્ય પિત્તપ્રકૃતિવાળો જાણવો

પિત્ત અગ્નિરૂપ છે અથવા અગ્નિમાથી તેની ઉત્પત્તિ છે તેથી કરીને પિત્ત પ્રકૃતિવાળા મનુષ્યને તૃષા તીવ્ર લાગે છે તથા ભુખ બહુ લાગે છે વર્ણમા ગૌર હોય છે તેના અગો ઉષ્ણ રહે છે પિત્ત પ્રકૃતિવાળા મનુષ્યના હાથ, પગ અને મોટુ તામ્રવર્ણા હોય છે તે પરાક્રમી, અભિમાની, પિંગળા કેશવાળો તથા શરીર અલ્પ રૂવાડાવાળો હોય છે

તેને માલાઓ ચ દનનો લેપ વિગેરે બહુ ગમે છે તે સારા આચરણ વાળો પવિત્ર, આશ્રયે આવે તેના ઉપર સ્નેહવાળો, વૈભવવાન, સાહસિક, બળવાન અને દુશ્મનોને પણ ભીષ્મગતિ ( જીતવો ભારે ) લાગે તેવા હોય છે

પિત્ત પ્રકૃતિવાળો મનુષ્ય મેધાવી, સાધા ને બાધાઓમા શિથિલ માસવાળો નારીઓને ન ગમે તેવો, અ પ શુક્રવાળો તથા અ પકામી હોય છે તેના શરીરની કાન્તિ જળના ચાલતા તરગ સમાન હોય છે તે મધુર, કષાય, કડવું તથા ઠડક ઉત્પન્ન કરે તેવુ અન્ન જમે છે

તે ધર્મ દ્વેષી હોય છે શરીરે સ્વેદ ખૂબ આવે છે પરસેવો ગધાતો હોય છે તેને ઝાડે ખૂબ જાવુ પડે છે, ક્રોધી હોય છે, પીણા ખૂબ ગમે છે ભોજન પણ વધુ જોઈયે છે તથા ઘણો ઈર્ષાળુ હોય છે જ્યારે તે સુતો હોય છે ત્યારે કેસુડાના ને ખાખરાના વૃક્ષો દેખે છે, તથા દિશાઓમા દાહ, ઉ કાપાત વિજળીના ચળકારા પ્રકાશતો સૂર્ય તથા અગ્નિના ભડકા દેખે છે

તેની આખો નાની, પિંગળી, ચચળ અને ગોળ હોય છે આખોની પાંપણો ઝીણી હોય છે આખને ઠડી વસ્તુઓ પ્રિય લાગે છે તથા અતિક્રોધ કરવાની, મદિરા પાનથીને સૂર્યના તડકામા બહુ ફરવાથી આખો એકદમ લાલ થવા પામે છે

પિત્ત પ્રકૃતિક મનુષ્ય મધ્યમ આયુષવાળા મધ્યમ બળવાળ અને પંડિત હોય છે તેઓને ક્લેશ કરવો ગમતો નથી તેઓનો સ્વભાવ વાઘ, ઉ દર, વા દરા, બિલાડો, અને જૂ તથા લીંખો વિગેરે પ્રાણીઓ સમાન હોય છે

તેને આહાર ખૂબ જોઈએ છે ગ મી ગમતી નથી, ક્રોધ કરતા તેમજ પ્રસન્ન થતા તેઓને વાર લાગતી નથી તથા મ યબલ અને મધ્યમ આયુષ વાળો હોય છે

**પિત્ત શમન —**

सस्नेहमुष्ण तीक्ष्ण च द्रवमम्ल सर कटु ।
विपरीतगुणै द्रव्यै पित्तमाशु प्रशाम्यति ॥ (સિદ્ધા તનિદાન)
तिक्तस्वादुकषायशीतपवन छायानीशाभोजन
ज्योत्स्नाभूगृहवारियन्त्रजलजस्त्रीगात्रसस्पर्शनम् ।
सपि क्षीरविरेकसेकरुधिरस्रावोपदेहाह्निक ।
स्नानाहारविहारमपजमिद पित्त प्रशान्ति नयन् ॥ (યોગરત્નાકર)

પિત્ત સ્નેહયુક્ત છે, ઉષ્ણ છે, સ્વા મા તીક્ષ્ણ છે, દ્રવસ્વરૂપમા છે ખાટ્ટ છે તેમજ કડવો છે આ બધા સ્થૂલ સ્વ પના હેલ પિત્તના ગુણ કહેવાય જ્યારે પિત્તઅપક્વ સ્થિતિમા હોય છે ત્યા તે અમ્લ (ખાટુ) સ્વાદમા હોય છે પક્વ સ્થિતિમા તેનો સ્વાદ ટુ થાય છે

આ આપણને પિત્તના ગુણ કહ્યા આ ગુણોથી પિત્તની વૃદ્ધિ થાય છે તેથી ઉપર વર્ણવેલ ગુણોથી વિપરીત ગુણવાળા દ્રવ્યોના સેવનથી પિત્તદોષ જલ્દી શા ત થાય છે

કડવા, સ્વાદિષ્ટ, અને કષાયરસોન પિત્તની શાતિ કરનાર છે તથા ઠડા પવનની લહરીઓ, વૃક્ષોની શીતળ છાયા, ઠડી રાત્રી, પખાનો પવન, ચાદનીનુ અજવાળુ ભૂગૃહ (ભોયરુ) કુવા સ્ત્રી સમાગમ, ઘી, દુધ, વિરેચન, જળનુસિંચન રૂધિરસ્રાવ, ઉપદેહ વિગેરેથી પણ પિત્તની શાતિ થાય છે સ્નાન કરવાથી ઉપર વર્ણવ્યા પ્રમાણેના આહારવિહાર અને પાનના સેવનથી પિત્ત શાન્ત થાય છે

પિત્તદોષની અવિકૃત અવસ્થામા શરીરમા થતા ફાયદા તથા પિત્તદોષની દુષ્ટિ થતા ઉપદ્રવો, તથા તે ઉપદ્રવોને કમ પહોચી વળવુ, કયાર અને કેવા આહારવિહારથી તેની દુષ્ટિ અને શાતિ થાય તથા તેની વૃદ્ધિ અને હ્રાસ વિષે આપણને ઠીક ઠીક જાણી થઈ ગયાય

હવે આપણે કફ દોષ ઉપર વિચારવાનુ રહ્યુ તો આપણે કફદોષના સ્વરૂપ, પ્રાકૃત-વિકૃત અવસ્થા, સ્થાન, કર્મ વિગેરે નિરૂપણ કરીશુ

**કફ દોષનુ સ્વરૂપ —**

श्लेष्मा श्वेतो गुरुस्निग्ध पिच्छिल शीतलस्तथा ।
तमोगुणाधिक स्वादु विदग्धो लवणो भवेत् ॥ (ભાવપ્રકાશ)

કફદોષ પણ પિત્તદોષની જેમ સ્થૂલ અને સૂક્ષ્મ બ ને સ્વરૂપમા વિદ્યમાન છે કફદોષ શ્વેત છે, ભારે તથા સ્નિગ્ધ છે પિચ્છિલ તથા શીતલ છે કફદોષ તમોગુણ પ્રધાન છે, રસમા સ્વાદુ છે જ્યારે આમ સ્થિતિ હોય ત્યારે કફદોષ રસમા ખારો હોય છે આ ઉપરથી શ્વેત, સ્વાદુ, લવણ વિગેરેથી કફના સ્થૂલ સ્વરૂપનુ વર્ણન થયુ ગુરૂ, સ્નિગ્ધ, પિચ્છિલ, શીતલ વિગેરે ગુણો સૂક્ષ્મ સ્વરૂપની કફદોષની પ્રતીતિ કરે છે

**કફદોષના ગુણ —**

श्लेष्मा श्वेतो गुरुस्निग्ध पिच्छिल शीतलस्तथा ।
मधुरस्त्वविदग्ध स्यात् विदग्धो लवणो भवेत् ॥ (સિદ્ધા તનિદાન)
कफ स्निग्धो गुरु श्वेत पिच्छिल शीतलस्तथा ।
तमोगुणाधिक स्वादु विदग्धो लवणो भवेत् ॥ (શાર્ઙ્ગધર)

કફ વણુમા શ્વેત છે, ગુરૂ છે, સ્નિગ્ધ છે, પિચ્છિલ (ચિપ્કટ) છે, શીતલ છે જ્યારે કફ પક્વ અવસ્થાને પામે છે ત્યારે સ્વાદમા લવણ હોય છે, પણ આમ સ્થિતિમા કફનો સ્વાદ મધુર હોય છે આ સવગુણો કફના વણવ્યાતે ઉપરથી ઉપરોક્ત વણન પ્રાય ઇન્દ્રિય ગોચર કફને વધારે લાગુ પડતુ હોય તેમ જણાય છે

આયુર્વેદ શાસ્ત્રકારોએ કફદોષનુ વણન કયુ છે તેમા ઘણુ ખરૂ ઇન્દ્રિય ગોચર કફનુ જ વર્ણન જણાય છે હવે કફદોષની પ્રકૃતિસ્થ અવસ્થાવિષે પહેલા આપણે વાત કરીશુ

**કફના પ્રકૃતિસ્થ કર્મ —**

स्नेहो ब ध स्थिरत्व च गौरव वृषता बलम् ।
क्षमा धृतिरलोभश्च कफ कर्माऽविकारजम् ॥ (સિદ્ધા તનિદાન)

કફ અવિકૃત અવસ્થામા હોય છે ત્યારે તે સમસ્ત ઇન્દ્રિઓને સ્નેહદાન આપે છે શરીરના બાધાને દ્રઢતા આપે છે તથા મજબુત બનાવે છે

શરીરમા ભારેપણ વૃષતા, બળ, ક્ષમા, ધીરજ તથા સતોષ આદિ ગુણોનો પ્રેરક પણ કફ દોષ છે

જેમ વાત અને પિત્તના સ્થાન ભેદથી પાચ પ્રકાર છે તેમ કફદોષ પણ સ્થાન ભેદથી પાચ પ્રકારે શરીરમા સ્થાન પામ્યો છે, જે વિષે હવે આપણે નિરૂપણ કરીશુ

આપણા આયુર્વેદ આચાર્યોએ કફ દોષને પાચ પ્રકારે વર્ણવ્યો છે તે પાચે પ્રકારના કફના સ્થાન પણ મુકરર કરેલા છે તથા તે પાચે કફના કર્મ પણ જણાવેલા છે તો કફના પાચ પ્રકાર કયા? સ્થાન કયા? અને કર્મ શુ? તે વિષે આપણે વિવેચન કરીશુ

**કફના પ્રકાર —**

कफायैतानि नामानि क्लेदन चावलम्बन ।
रसन स्नेहनश्चापि श्लेष्मण स्थानभेदत ॥   (ભાવપ્રકાશ)

સ્થાન અને ભેદે કરીને કફદોષના પાચ નામ પડયા છે કલેદન, અવલમ્બન, રસન, સ્નેહન અને શ્લેષ્મણ આ કફના પાચ પ્રકારે પાચ નામ છે

**કફના સ્થાન અને ગુણ અને કર્મ —**

आमाशयऽथ हृदय कण्ठ शिरसि सन्धिषु ।
स्थानेष्वेषु मनुष्याणा श्लेष्मा तिष्ठत्यनुक्रमात ॥   (ભાવપ્રકાશ)

कफश्चामाशये मूर्ध्नि कण्ठ हृदि च सन्धिषु ।
तिष्ठ करोति देहषु स्थैर्य सर्वांगपाटव ॥   (શાર્ઙ્ગધર)

આમાશય એ કલેદન કફનું સ્થાન છે તે અન્નને ભીંજવવાનુ કામ કરે છે, તેથી કરીને અન્ન જલ્દી પચવા લાયક બને છે અવલમ્બન કફ હૃદયમા રહેલો છે તે હૃદયમા રહી બળ આપે છે અને મનુષ્યને ધર્મ, અને કામ અને મોક્ષ વિગેરે પુરૂષાર્થમા પ્રેરવાનુ કામ છે તથા સર્વ પ્રકારના કામ કરવાનું સામર્થ્ય અર્પે છે રસન નામનો કફ કંઠમા રહેલો છે તે કંઠમા રહી મુખમા અમી આપે છે જે અમીને આધારે આપણાથી મુખદ્વારા લેવાતો ખોરાક ભીંજવાય છે તથા એના કમા મીઠાશ આપે છે અને તેને ગળા નીચે ઉતરવા જેવો બનાવે છે સ્નેહન અથવા તર્પક કફ શિરસ્થાનમા રહેલો છે

તર્પક કફ શિરસ્થાનમા રહી સર્વ ઇન્દ્રિયોને તથા શરીરના અવયવોને તર્પણ કરવાનુ કામ કરે છે, એટલે કે સર્વ અવયવો તથા ઇન્દ્રિઓને તૃપ્તિ આપે છે તર્પક કફના આધારે મગજ અનેક પ્રકારના વિચારો કરી મગજ ઉદ્ભવ્યા કોયડાઓનો તોડ લાવવા સમર્થ બને છે તથા આપણી બુદ્ધિ, સ્મૃતિ વિગેરેને તીવ્ર બનાવે છે ને સર્વ ઇન્દ્રિઓને તૃપ્તિ આપી પોતપોતાના કાર્યમા પ્રેરે છે શ્લેષ્મણ અથવા શ્લેષક કફ શરીરના સાધાઓમા સ્થાન પામ્યો છે શ્લેષક કફ સાધાઓને બળ આપે છે, તથા સાધાઓને ભાર ઉપાડવો, ચાલવુ દોડવુ, મહેનત કરવી વિગેરે ક્રિયાઓ કરવામા શક્તિ અર્પે છે આ પ્રકારે પાચે પ્રકારના કફ પોતપોતાના સ્થાનમા રહી શરીર કેમ મજબુત અને દૃઢ રહે તથા શરીરની સુદરતા કેમ જળવાય અને કામ કરતા પણ ન થાકે તેવી ક્રિઓ આપે છે આ બધા લક્ષણ, ગુણ અને કર્મ આપણી પ્રકૃતિસ્થ (અવિકૃત) કફદોષના વર્ણવ્યા હવે આપણે દરેક પ્રકારનો કફ લઈ તેમનુ સ્વતંત્ર વિવેચન કરીશુ

**ક્લેદન કફનુ સ્થાન અને કર્મ —**

क्लेदकः क्लेदयत्यन्नमामाशयगतोऽपराण्यपि ।
अनुगृह्णाति च श्लेष्मस्थानान्युदककर्मणा ॥
यदन्नो न क्लेदयति तन सह अन्न भेद प्राप्नोति ।

ક્લેદન કફ જ્યારે પ્રકૃતિસ્થ અવસ્થામા હોય છે ત્યા તે પોતાના સ્થાન આમાશયમા રહી અન્નને ભીંજવવાનુ કામ કરે છે તથા પાચનક્રિયાને મદદરૂપ થાય છે વળી તે પોતાના ઉદક કર્મવડે સ્વસ્થાનમા રહી બીજા સ્થાનમા રહેનાર કફોને પણ બળ આપે છે અને તેમને તેમના કાર્યમા સામર્થ્ય પ્રેરે છે આ તેનુ વિશિષ્ટ કાર્ય છે આને લીધે જ કફોનુ મુખ્ય સ્થાન આમાશય આપણા શાસ્ત્રકારોએ વર્ણવેલુ છે

અન્નને ભીંજવી પચવા લાયક બનાવવા ઉપરાંત કલેદક કફ રસ મળ અને મૂત્ર ને જુદા પાડવાનુ પણ કાર્ય કરે છે

**અવલમ્બન કફનુ સ્થાન અને કર્મ —**

रसयुक्तात्मवीर्येण हृदयस्यावलम्बनम् ।
त्रिकसंधारणं चापि विदधात्यवलम्बकः ॥ (ભાવપ્રકાશ)

અવલમ્બન કફ હૃદય સ્થાનમા રહેલો છે તે પ્રકૃતિસ્થ એટલે કે અવિકૃત અવસ્થામા હોય છે ત્યા તે પોતાની રસયુક્ત આત્મ શક્તિથી હૃદયને ટેકો આપવાનુ કાર્ય કરે છે ને હૃદયમા બળ અને ઉત્સાહ પ્રેરે છે તથા અવયવ મન મસ્તક માથા વિગેરેનો ભાર સહન કરવા ત્રિક સ્થાનને સામર્થ્ય આપે છે આ પ્રમાણે હૃદયની સર્વ શક્તિનો આધાર તથા શરીરનો ભાર સહન કરવા ત્રિક સ્થાનની શક્તિ અર્પનાર પણ અવલમ્બન શ્લેષ્મા જ છે

**રસન કફના સ્થાન અને કર્મ —**

उभौ अपि तत सौम्यौ निवतयौ तिकेतत ।
यतो रसान्विजानीतो रसना रसनो मतो ॥ (ભાવપ્રકાશ)

કંઠસ્થાન રસન કફનુ સ્થાન છે રસન કફ અવિકૃત અવસ્થામા કંઠ સ્થાનમા રહી મુખમા અમી રસનો પ્રવાહ વહેવડાવે છે રસના એટલે રસનો સ્વાદ લેવો તે અર્થ સુચવતો રસના શબ્દ (જીભ) તે રસન કફ ઉપરથી નામ રૂપને પામ્યો છે રસના અને રસન કફ બને અતિ નિકટ સબંધ ધરાવે છે વળી રસના સ્વાદ લેવાની શક્તિ અર્પનાર આ રસન કફ જ છે કારણ કે રસન કફ કંઠસ્થાનમા રહી અમી રસને મુખદ્વારમા વહેવડાવે છે તે અમીરસ રસના (જીભ)ને ભીની રાખે છે તથા સર્વ રસનો સ્વાદ લેવા સામર્થ્ય અર્પે છે વળી અમીરસ ખોરાકને મુખદ્વારમા ભીંજવી વધારે સ્વાદિષ્ટ બનાવે છે અને સાથે રસરૂપ કરી ખોરાકને કંઠનીચે ઉતારી હોજરીમા પહોચાડી દે છે

(અપૂર્ણ)

Regd No P 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલું

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી, ચર્ચનારૂ વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૧
અંક ૩

तदेव युक्त भेषज्य यदारोग्याय कल्पते।
स चैव भिषजा श्रेष्ठो रोगेभ्यो य प्रमोचयेत्॥

પોષ
૧૯૯૪

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
ઠે સયાની રોડ મુંબાઇ-૧૪



શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
સબંધનુ શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂ ૨-૦-૦
લાયબ્રેરીઓ માટે ૧-૮-

# અનુક્રમણિકા



## — વિનતિ —

આ માસિ ની આ અનુક્રમણિ ા જોઈને વાચ ને ખાત્રી થશે કે આ માસિ આપણા ૈ શાસ્ત્રના જ્ઞાનપ્રચાર માટે કેવુ ામ રી રહ્યુ છે આ માસિ નુ આ ૨૧ મુ વર્ષ ચાલે છે શરૂઆતથી ઃ આ માસિ મા આવા ને આવા ઃ નમો આવ છે વળી ગ ગ્જ્યે રા યની લાયબ્રેરીઓ માટે આ માસિ મજુર યુ છે અમને આશા છે કે દશની વિદ્યાના પ્રચારમા જ દેશનો ઉત્ થ સમાએલો છે એમ સમજી દરે વાચ આ માસિ ના ગ્રાહકો વધારવાની કે છેવટ પોતા ા ગામની લાયબ્રેરીઓ દ્વારા પણ આ માસિકને વાચન કેનાર તેવી કોશિશ રશે

દુર્ગાશ ક શાસ્ત્રી
તંત્રી ,

મુદ્રણ થાન આદિ ય મુદ્રણાલય રાયખડ રોડ—અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી એ

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्यः

પુસ્તક ૨૧ મું ] પોષ ૧૯૯૪ [ અંક ૩


## મરણ અને દીર્ઘાયુષ્ય

[ઇન્ડિયન સાયન્સ કોંગ્રેસની રજત જયંતીના પ્રસંગે ઇંગ્લૅન્ડથી જે અનેક વિશ્વમાન્ય વૈજ્ઞાનિકો આ દેશમાં આવ્યા હતા તેઓએ સાયન્સ કોંગ્રેસ ઉપરાંત આ દેશના જુદા જુદા શહેરોમાં અનેક વૈજ્ઞાનિક વિષયો ઉપર વ્યાખ્યાનો આપ્યા હતા. લેડી ગરોના ઈન્સ્ટીટ્યુટ ઑફ ઍનીમલ જીનેટીક્સના ડાયરેક્ટર તેમાંના એક એ. ક્રયુ એમણે કલકત્તાના સીનેટ હાઉસમાં Biology of Death એ વિષય ઉપર જાન્યુઆરીની તા. ૮ મીએ વ્યાખ્યાન આપ્યું હતું અને તેનો તા. ૧૨ મીના ટાઇમ્સ ઑફ ઇંડીઆ પત્રમાં પ્રગટ થયેલો રિપોર્ટ વાંચતાં તે ઉપરથી સારાંશના વિભાગ નીચે ઉતાર્યો છે. તંત્રી આ. વિ.]

મૃત્યુ આપણ સૌ માટે અનિવાર્ય છે, ક્યારે આવશે તે ખબર નથી પણ ગમે ત્યારે આવશે એ નિશ્ચિત છે. जातस्य हि ध्रुवो मृत्युः એ ગીતા વચન સામાન્ય અનુભવનું કથન છે. પણ એ મૃત્યુનો આપણ સૌને ડર લાગે છે. માનવીની આયુષ્ય મર્યાદા ઘણી ટુંકી છે એ માણસ જાત ભૂલી શકતી નથી. અને ચિરંજીવ રહેવાની કોઈ દૃઢ કામના—જેને યોગસૂત્રકાર અભિનિવેશ કહે છે તે પણ માનવ હૃદયમાં એવી ઉંડી બેઠેલી છે કે માણસમાં મૃત્યુ પછી ચિરંજીવનનું, અમરતાનું દાવો ગણવાની વૃત્તિ જન્મે છે અને એ વૃત્તિના બળથી જ ध्रुवं जन्म मृतस्य च એ કથન ઉપર રહેલા કથન જેટલી જ શ્રદ્ધા સેંકડો વર્ષોથી આપણા લોકો રાખે છે. ઘણાખરા ધર્મોમાં તથા દર્શનોમાં આત્માની અમરતાની માન્યતા સ્વીકારાયેલી છે. પ્રો. ક્રયુ કહે છે કે ધર્મ અને તત્ત્વજ્ઞાનના આચાર્યોએ મનુષ્ય જાતિની મરણથી ભયની આ સહજ વૃત્તિને ભારે અને સુંદર શબ્દોમાં ગુંથેલા વર્ણનોથી શણગારી છે. ધાર્મિક પંથો અને દર્શનો પુષ્કળ છે તેમાંથી જે પોતાની પ્રકૃતિને અનુકૂળ આવે તથા વધારેમાં વધારે શાંતિ આપે તે પસંદ કરવાને માણસ મુખત્યાર છે. ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઉપદેશોમાં પુષ્કળ નૈતિક અને સામાજીક મૂલ્યવત્તાવાળું ઘણું વસ્તુ હોય છે, એની કોઈથી ના પડાય એમ નથી પણ એટલું સ્વીકાર્યા પછી મરણ પછીના જીવન માટે જે આશા આપણામાંના ઘણાને વળગી રહે છે તેનું મૂળ સ્વાર્થ છે એટલું સૂચન તો બુદ્ધિગ્રાહ્ય ગણવું પડશે.

પ્રો ક્રયુના ઉપરના વાકયોમાંથી ધ્વનિ એવો નીકળે છે કે મૃત્યુથી પરસ્થિતિ સબધી ધર્મ અને તત્ત્વજ્ઞાન દ્વારા જે કાઈ જ્ઞાન મળે છે તે આશ્વાસન તરીકે તેમજ નૈતિક તથા સામાજીક મૂલ્યવત્તા માટે ઠીક છે પણ એમા સત્ય કદાચ નથી આમાથી અને સમગ્ર ભાષણમાથી ધર્મ અને તત્ત્વ જ્ઞાનને વિજ્ઞાન (સાયન્સ) કરતા ઉતરતી કોટિના ગણવાની વૃત્તિ દેખાય છે પણ એ સાથે મારે કાઈ લેવા દેવા નથી અહીંતો મરણ વિષે સાયન્સ-વિજ્ઞાનનો છેલો અભિપ્રાય શો છે તે દર્શાવવા માટે જ પ્રો ક્રયુનો મત ઉતાર્યો છે

મૃત્યુના અધ પડદાને ભેદીને વ્યક્તિના મરણ પછી શુ બને છે? પ્રાચીન પરિભાષામા શી ગતિ થાય છે એ દર્શાવવાને વિજ્ઞાન સમર્થ નીવડયુ નથી પરિણામે અમરતાનો વૈજ્ઞાનિક વાદ સ્થાપન કરવા માટે આવશ્યક વૈજ્ઞાનિક હકીકતોનો અભાવ હોવાથી વિજ્ઞાન એ વિષયમા મૌન સેવે છે અને કોઈક જાતના માર્ગદર્શન માટે આતુર જનસમાજ દાર્શનિકના કે ધર્માચાર્યના ઉપદેશ ઉપર ધ્યાન આપે છે

અત્યાર સુધી વૈજ્ઞાનિક બુદ્ધિની આ બાબતમા શી સ્થિતિ છે તે ટુકામા દર્શાવતા પ્રો ક્રયુ કહે છે કે મગજની શસ્ત્રક્રિયા સબધી અત્યાર સુધીમા જેટલુ જાણવામા આવ્યુ છે તે જ્ઞાન મૃત્યુ વખતે અછેદ્ય અવિભાજ્ય કાઈક (જીવાત્મા જેવુ) શરીરને છોડીને નીકળી જાય છે એવી માન્યતાની વિરૂદ્ધ જાય છે જેમ જેમ મગજના એક પછી એક ભાગો મગજમા ગ્રન્થિ થવાને પરિણામે કે શસ્ત્રક્રિયાવડે નષ્ટ થતા જાય છે તેમ તેમ ક્રમશ વ્યક્તિત્વ, ક્ષીણ થતુ જાય છે અને છેવટ માણસ જીવતુ હોવા છતા તેનામા જ્ઞાનની નિશાની ભાગ્યે જ રહે છે આ વિષયમા અસ્તિ-નાસ્તિ ઉભય પક્ષ તરફથી પુષ્કળ ગ્રથો લખાયા છે, પણ એ ઝગડામા પડવાનુ આ સ્થાન નથી

ઉપર પ્રમાણે મરણ અનિવાર્ય અને મરણ પછીના જીવન માટે ધર્મ અને તત્ત્વજ્ઞાન જે કાઈ આશા આપી શકે તેનો જ આધાર હોવા છતા મરણ પહેલાના જીવનકાળને લબાવવા સબધી એટલે કે દીર્ઘાયુષ્ય સબધી વિચારમા વિજ્ઞાન કાઈક પ્રકાશ આપી શકે એમ છે પ્રો ક્રયુ કહે છે તેમ મૃત્યુ તરફ દૃષ્ટિ કરતા જુદી જુદી પ્રાણી જાતિમા મરણ વખતે જે ઉમ્મર હોય છે, તેમા ઘણો ભેદ જોવામા આવે છે થોડા કલાકોમા જ જન્મથી આરભી યૌવન-પ્રજોત્પત્તિ વાર્ધકય વગેરે ક્રમમા થઈને મરણ પર્યતનુ આખુ ચક્ર જેનું પૂરૂ થઈ જાય છે એવા પ્રાણીઓ પણ પૃથ્વી ઉપર અનેક છે પછી કોઈનુ જીવનચક્ર પૂરૂ થતા થોડા દિવસો લાગે છે કોઈનુ પૂરૂ થતા મહિનાઓ લાગે છે આપણા સામાન્ય રીતે પરિચિત પ્રાણીઓમાથી જુદા

જીવાની પાચ-દશ-વીશ-૪૦ વર્ષો એમ જુ ી જુદી આયુષ્ય મર્યાદા જોવામા આવે છે જ્યારે ૧૭૫ વર્ષ સુધીનુ આયુષ્ય ભોગવનારા પ્રાણીઓ પણ છે અને આયુષ્યના આ ભેદને શરીરના કદ, વજન, ક્રિયા, અનુભવ વગેરે કશા સાથે સબધ નથી એ હકીકત પ્રાણીશાસ્ત્રીનુ ખાસ ધ્યાન ખેચે એવી છે

જોકે વ્હેલા મોડા સૌ મરે છે પણ બધા એક ઉમ્મરે નથી મરતા આ રીતે મરણ વિષે બે પ્રશ્નો ઉઠે છે (૧) પ્રત્યેક વ્યક્તિ અન્તે મરણ શરણ થાય છે એ શાથી ? (૨) એકજ જાતિ ી ભિ ન ભિન્ન વ્યક્તિઓના આયુષ્યમા મોટો ફેર જોવામા આવે છે એનો શુ ખુલાસો છે ? સામાજીક બહિષ્કાર પેઠે ભિન્ન અસ્તિત્વની કિંમત મૃત્યુ હોય એમ લાગે છે પ્રો ક્રુમુની કહેવાની મતલબ એવી લાગે છે કે જેમ સમાજથી જુદો મત ધરાવનારને સમાજ તરફથી બહિષ્કારની સજા સહન કરવી પડે છે તેમ પ્રાણીઓ એક બીજાથી ભિન્ન રૂપના થયા એની સજારૂપે મૃત્યુ આવ્યુ આ કથનને નીચેની હકીકતથી તેઓ સિદ્ધ કરે છે બધી સજીવ વસ્તુઓને મરણ અનિવાર્ય છે એમ નથી દા ત એકપિંડ (Single celled) પ્રાણીઓ જે હજારોની સખ્યામા કોઈપણ તળાવમાથી લીધેલા એક પ્યાલા પાણીમાથી ચાળી શકાય છે તેઓને સ્વાભાવિક મૃત્યુની ખબર નથી તેઓ અમુક મર્યાદા સુધી વધે છે અને પછી એકમાથી વિભક્ત થઈને બે થાય છે આ વિભક્ત થયેલા દરેક પણ ફરી વધે છે અને વિભક્ત થાય છે અને આ રીતે જ્યા સુધી તેઓને ખોરાક, ઉષ્ણતા અને પાણી મળ્યા કરે ત્યા સુધી આ યા કરે છે

આપણા જેવા બહુ પિંડયુક્ત (Multicellular) પ્રાણીઓમા જે પ્રજનક પિંડો વિકાસ પામે છે તેઓ ઉપર કહ્યુ છે તે જાતના અર્થમા અમર છે કારણકે એક પેઢીથી બીજી પેઢીમા જૂના શરીરમાથી નવા શરીરમા જે અન્ત રહિત જીવનપ્રવાહ વહે છે તે આ પ્રજનકપિંડોનો બનેલો છે તેઓને વાર્ધક્ય મરણ કશુ લાગુ પડતુ નથી આ એક પરમ અગત્યની હકીકત છે કે એક પિંડ પ્રાણીઓને સ્વાભાવિક મરણ નથી જ્યારે બહુપિંડ પ્રાણીઓને સ્વાભાવિક મરણ છે બીજી અગત્યની હકીકત એ છે કે બહુપિંડ પ્રાણીઓના પૃથક્પિંડો પણ અમરતાની શક્તિ ધરાવે છે

થોડા વખતથી એવી સફળ પ્રક્રિયાઓ શોધી કાઢવામા આવી છે કે જે વડે થાઈરોઈડગ્લેન્ડ, બીજકોષ(ઓવરી), અધિવૃક્કગ્રન્થિ(સુપ્રારિનલગ્લેન્ડ), બરલ, હૃ ય, મૂત્રપિંડ વગેરે અવયવોને બીલાડી કે બીજા નાના પ્રાણીના શરીરમાથી છુટા પાડી કાચ ા વાસણમા જીવતા રાખી શકાય છે અને તેઓમા નવાપિંડ અને નવી ધાતુની વૃદ્ધિ થઈને એ અવયવો કદમા અને વજનમા વધે છે, એવું બતાવી શકાય છે

આ બધા ઉપરથી એટલુ તો દેખાય છે કે એકપિંડ પ્રાણીઓથી બહુપિં પ્રાણીઓના રચના તથા વર્તનમા રહેલા ભેદમા તેમજ એક પૃથક્કૃત અવયવ જે પરિસ્થિતિમા બહાર જીવી શકે છે તથા શરીરની અદર એજ અવયવ જે સ્થિતિમા રહે છે તેમા મૃત્યુના કારણોની શોધ કરવી જોઇએ એવો પ્રો કેરુનો મત છે

છતા એજ પ્રોફેસર કહે છે કે જેઓ પૃથ્વી ઉપર આ શરીરમા ચિર જીવન વાછે, છે તેને પ્રાણીશાસ્ત્રી એટલુ કહી શકે કે જે યત્રોનુ તમારૂ શરીર બનેલુ છે તેના સરવાળાથી જો કશુ પણ વધારે તમે નહોત તો તમારૂ ઇષ્ટ તમને મળી શકત, કારણ કે તમારા શરીરના અવયવો જુદા કાપી કાચના વાસણોમા ઘણા છુટા જાળવી રાખી શકાશે પણ આનો કશો અર્થ નથી એ રીતે પોતાના કાચમા રાખેલા અવયવો જીવતા રહેવાથી પોતે પણ જીવે છે એવુ કોઇ માને એ હાસ્યાસ્પદ છે અલબત્ત પ્રયોગ કરનાર વૈજ્ઞાનિક સિવાય આથી કોઈને સતોષ થવાનો સભવ નથી

અમુક માણસ મરી ગયો એમ કહીએ છીએ ત્યારે એના યત્રો કામ કરતા બધ પડચા એવુ કહેવાનો આશય નથી પણ એનુ અસ્તિત્વ નષ્ટ થયુ જીવ વગરનુ શરીર થઈ ગયુ, એમ કહેવા માગીએ છીએ જીવ શરીરમા રહીને યત્રો ચાલતા બધ રહે તો એમા કોઈને વાધો નથી સમાધિમા યત્રો કામ નથી કરતા અને જીવ શરીરમા રહે છે એવુ મનાય છે સમાધિ સ્થિતિની યથાર્થતાની ચર્ચા અહીં અસ્થાને છે પણ દીર્ઘાયુષ્યથી આપણે શુ માગીએ છીએ એની ચર્ચા છે અને તેમા શરીરના છુટા અવયવોનુ દીર્ઘ જીવન નહિ પણ સમગ્ર શરીરમા રહેલા જીવનુ દીર્ઘાયુષ્ય ઇચ્છીએ છીએ એટલી વાતમા મતભેદ નથી

દીર્ઘાયુષ્યની વાસના સ્વાભાવિક છે એ તો સાર્વજનીન અનુભવથી સિદ્ધ છે અને અતિ વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત કરવામા કશી મુશ્કેલી નથી પ્રો કેરુ કહે છે કે દીર્ઘાયુષ્ય મેળવવા માટે બીજુ કશુ જ કરવાનુ નથી પણ દીર્ઘાયુષી માબાપ અને દીર્ઘાયુષી દાદા દાદી પસદ કરવા એટલુ જ કરવાનું છે જ મમા પસદગી હોતી જ નથી એટલે આવુ કહેવાનો અર્થ એટલો, જ કે જેના પૂર્વજો, દીર્ઘાયુષી ન હોય, તેણે જાતે પ્રજોત્પત્તિ ન કરવી અથવા રાજ્યે તેવા ઓની પ્રજોત્પત્તિને અટકાવી સમસ્ત પ્રજાને દીર્ઘાયુષી કરવાનો એ માર્ગ છે પણ આતો ભવિષ્યની વાત થઈ વર્તમાન મનુષ્યોએ તો એટલુ જ સમજવાનું કે જેને વારસામા દીર્ઘાયુષ્ય મળ્યુ તેને માટે દીર્ઘાયુષી થવાનો સભવ છે બીજી કોઇપણ બાબત કરતા આયુષ્ય વિષયમા વારસો ઘણો મોટો ભાગ ભજવે છે, એ ચોક્કસ છે પ્રો કેરુ કહે છે કે ૫૦ થી ૭૫ ટકા મરણ પ્રમાણમા

માન વારસો નિયામક તત્ત્વ છે અને આરોગ્ય નિયમોની જાળવણી કે રોગ પ્રતિબધક વૈદ્યકથી એમા ફેરફાર થવો શક્ય નથી એમ જણાય છે

અલબત્ત આથી ઉલટી રીતે દીર્ઘાયુષી માબાપની પ્રજા પણ અકસ્માતથી કે પ્રાણઘાતક રોગના ઝપાટામા આવી જતા અલ્પાયુષી નીવડે એ સભવિત છે અને આપણા દેશમા જ્યા આરોગ્યશાસ્ત્રની સામાન્ય લોક જીવન ઉપર કશી અસર નથી ત્યાતો આવા દાખલા પુષ્કળ બને છે અને એ પરિસ્થિતિ જ સરેરાશ આયુષ્ય પ્રમાણને ઘણુ નીચુ લઈ જાય છે પણ પ્રો ક્રયુના કહેવા પ્રમાણે જેના પૂર્વજો દીર્ઘાયુષી ન હોય તેને માટે ગમે તેટલી સભાળ રાખવા છતા દીર્ઘાયુષ્ય ૫૦ થી ૭૫ ટકા સભવિત નથી

છેવટ અમરતાની બાબતમા પ્રો ક્રયુ જે કહે છે તે દાર્શનિક અને ધાર્મિક દૃષ્ટિએ પણ વિચારણીય છે એ કહે છે કે એક પછીની વ્યક્તિઓ બીજી પેઢીની વ્યક્તિઓને સ્થાન આપે છે અને એ રીતે જીવનપ્રવાહ ચાલ્યા કરશે અને વિસ્તૃત થતો જશે જેમ ગાય, ઘોડો વગેરે પશુ પક્ષીઓની જાતિઓ તેમ મનુષ્ય જાતિ પણ ચિરજીવ છે વ્યક્તિરૂપ નહિ પણ જાતિરૂપે આપેક્ષિક અમરતા આ પૃથ્વી ઉપર જ શક્ય છે વખત જતા પોતાની અમરતા કે મુક્તિનો વિચાર આમા ય માનવચિત્તમાથી ક્ષીણ થઈને તને સ્થાને ભાવિ ઉપર કાણુદ્વારા સામાજીક મુક્તિનો આદર્શ સ્થપાશે અત્યારે તો માનવચિત્ત રાષ્ટ્રવાદ (Nationalism) ના અતિરેકને પરિણામે અમરતા તરફ નહિ પણ મૃત્યુ તરફ ઘસડાઈ રહ્યુ છે પણ મનુષ્ય જાતિ વિષે નિરાશ થવાનુ કારણ નથી ઉચ્ચ ભાવનાઓની પાછી ભરતી આવશે ત્યારે વિજ્ઞાનના બળથી આખો માનવ સમાજ પોતાના ભાવિનુ નિયત્રણ કરી શકશે અને એ રીતે જડ પ્રકૃતિથી સમાજ મુક્તિ મેળવી શકશે એ જ સાચી મુક્તિ અને એ મરવાથી નહિ પણ જન્મવાથી માણસ મેળવશે અલબત્ત એ દિવસ દૂર છે

---

## બદુકની ગોળીથી મગજની બીમારી ઉપર ફાયદો

ઈ સ ૧૯ ૨ ની સાલની આ વાત છે અમેરિકામા અલાબામામા રહેતો ૪૩ વર્ષનો માજી લશ્કરી સિપાઈ વર્ષોથી હાડકાના રોગથી અશક્ત થઈ પડેલો અને માનસિક નબળાઈથી પણ પીડાતો હતો આખરે આ બધાના ઈલાજ તરીકે તેણે આત્મઘાતનો વિચાર કર્યો ને ગર કપાળ સામે પીસ્તોલ ધરીને તેણે ભડાકા કર્યો પરિણામ આશ્ચર્યજનક આવ્યુ ગોળીથી તેનુ તાળવુ ફાટ્યુ નહિ, મૃત્યુ થયુ નહિ, પણ તેના બધા માનસિક દર્દો ચાલ્યા ગયા

તેણે દાક્તરો પાસે જઈ બધી વાત કરી, ડાક્તરોને તપાસને અંતે જણાયું કે મગજના મૂળમાં પીચ્યુટરી ગ્રંથીની પાસે ગોળી બેસી ગઈ હતી ગોળીની આ ગ્રંથિ ઉપર થયેલી ચમત્કારીક અસરને પરિણામે શરીર સારૂ થઈ ગયું દરદી કહે છે કે હવે મારે ગોળી બ્હાર કાઢવી નથી મને સંપૂર્ણ આરામ છે (મુંબઈ સમાચારના ૨૧ જાન્યુઆરી ૧૯૩૮ ના અંકમાંથી)

## એક બીજો દાખલો

ઉપરનો દાખલો વાંચતાં થોડા વર્ષો પહેલાં વાંસાવડ (કાઠિયાવાડ)માં બનેલો અને હમણાં સાંભળેલો દાખલો યાદ આવે છે

વાંસાવડના એક ગૃહસ્થ પાસે કેટલાક વખતથી ભરેલી બંદુક હતી લાંબા વખતે કાટથી બંદુકને નુકસાન થઈને એની મેળે ફુટી જશે તો કાંઈક નુકસાન કરી દેશે માટે એને આકાશ તરફ ફોડી નાખવાની બંદુકના અનુભવી એક ભાઈએ સલાહ આપી અને પેલા ગૃહસ્થે હવામાં ભડાકો કર્યો પણ બંદુકને ખખખર કાટ લાગી ગયેલો એટલે ઉપરથી નળી ઉડી ગઈ અને ફોડનારના હાથમાં લાકડાનો હાથો રહી ગયો પણ પાછળ છેટે ઉભેલા કોઈ માણસને બંદુકમાંથી ઉડેલું કાંઈક છાતીમાં વાગ્યું જેને વાગ્યું તેને પહેલાતો 'હાય મરી ગયો એવી બીક લાગી પણ પછી ખબર પડી કે કાંઈ પ્રાણઘાતક વાગ્યું નહોતું પરંતુ ખુબી એ થઈ કે એ માણસને ઘણા વખતથી દમનો વ્યાધિ હતો તે મટી ગયો

---

## ૫ મદનમોહન માલવીયજીની પુનર્યૌવન પ્રાપ્તિ

પં માલવીયજી જેવા મહાપુરૂષ કાયાકલ્પના આચાર્ય તપસ્વી બાવા પાસે કાશીમાં ગંગા કાંઠે રામનગરમાં બંધ કુટીમાં પુનર્યૌવન માટે કાયાકલ્પનો ઉપચાર કરાવે છે એવા ખબર છાપાઓમાં પ્રસિદ્ધ થતાં પંડિતજીની પ્રખ્યાતિને લીધે આ પ્રયોગનું પરિણામ જાણવા માટે લોકોમાં ઘણી આતુરતા ઉત્પન્ન થઈ હતી અને બોમ્બે ક્રોનીકલના ૧૯૩૮ ફેબ્રુઆરી ૩ જી તારીખના અંકમાં ખબર છપાયા છે કે-પં મદનમોહન માલવીયજીએ ૧૭ દિવસનો કાયાકલ્પનો પ્રયોગ પૂરો કર્યો છે, અને જેઓએ તે પછી એમને જોયા છે તેઓ કહે છે કે પંડિતજીમાં ઘણો ફેરફાર થયો છે આ ઉપચાર શરૂ કર્યા પહેલાં લાગતી તે કરતાં એમની ઉમ્મર ચાલ્યા ઘણાં વર્ષે નાની લાગે છે

બે દિવસ પહેલાં પં હૃદયનાથ કુંઝરૂ અને બનારસના મહારાજા પંડિતજીને જોવા ગયા હતા માલવીયજીની આશ્ચર્યકારક સુધારાવાળી તબી

અત જોઈને પ કુઝરૂએ એમને કહ્યુ કે “વીશ વર્ષ પહેલા ની હીમા તમારી જે ચાલ મે જોઈ હતી તે હજુ હમણા જોવામા આવે છે” પ માલવીયજીના પુત્ર પ મુકુન્દમાલવીય કહે છે કે એમની આખ ઘણી સુધરી છે તેમજ સ્મૃતિ એટલી બધી સારી છે કે વર્ષો પહેલા યાદ કરેલા જે શ્લોકો તેઓ તદ્દન ભૂલી ગયેલા તે હમણા યાદ કરીને બોલે છે ખોરાકનુ પાચન અને ઉંઘની બાબતમા પણ પડિતજીની તબીઅત સારી હતી ત્યા જે સ્થિતિ હતી તે પાછી આવી છે વૃદ્ધાવસ્થાને કારણે તેઓ હમણા વાકા વળી ગયા હતા પણ આ ઉપચાર પછી સીધા ચાલી શકે છે અને હાથપગમા વધારે શક્તિ જણાય છે”

પ માલવીયજીને આ અસાધારણ આરોગ્ય લાભ કાયાકલ્પના ઉપચારથી મળ્યો છે પણ કાયાકલ્પ એટલે શુ એમ કોઈ પૂછે તો જવાબ એટલો જ છે કે આયુર્વેદના પ્રખ્યાત ગ્રથોમા દીર્ઘાયુષ્ય માટે રસાયન પ્રયોગોની વાત છે પણ આ કાયાકલ્પની વાત નથી અલબત્ત કુટીપ્રવેશની વાત આયુર્વેદમા છે (જુઓ ચરક ચિકિત્સાસ્થાન અ-૧) આયુર્વેદોક્ત કુટીપ્રાવેશિક વિધિ સાથે પ માલવીયજીના કાયાકલ્પવાળો કુટીપ્રવેશનો વિધિ કેટલો મળતો છે તે કાશીના વૈદ્યોએ તપાસ કરીને પ્રગટ કરવુ જોઈએ બાકી હજી સુધી છાપાઓમા એ પ્રયોગ વિષે જે કાઈ પ્રસિદ્ધ થયુ છે તે ઉપરથી એ આયુર્વેદિક સપ્રદાયનો પ્રયોગ નથી લાગતો પણ સાધુ સપ્રદાયનો લાગે છે

આ વિશાળદેશના અસખ્ય મતાતરપ્રવાહોમા સાધુબાવાઓનો એક જુદો જ માર્ગ છે અને યોગશાસ્ત્ર-ખાસ કરીને હઠયોગની ચમત્કારિક ક્રિયાઓનુ હલકી ધાતુમાથી સોનુ વગેરે કીમતી ધાતુ બનાવે એવી ચમત્કારિક જડીબુટ્ટીઓનુ તથા શરીરના આરોગ્ય અને આયુષ્ય ઘણુ વધારી શકે એવા ઔષધો તથા એવી ક્રિયાઓનુ જ્ઞાન સાધુબાવાઓને હોવાની માન્યતા ઘણી પ્રચલિત છે પરદેશીઓ પણ યોગીબાવાઓની આ ચમત્કારિક સિદ્ધિઓ નજરે જોવા આ દેશમા આવે છે તથા તે ઉપર પુસ્તકો લખી જાય છે એ પ્રસિદ્ધ છે જૂના કાળમા વધારે ઉડા ઉતરવાની જરૂર નથી પણ પ્રબધ ચિંતામણિ જેવા છસ્સો વર્ષ પહેલા એટલે કે વિ સ ૧૩૬૧ મા લખાયેલા પુસ્તકમા એક બાવાએ કલ્પપુસ્તક અનુસાર નાબાનુ સોનુ બનાવી દીએ એવો સિદ્ધરસ તૈયાર કર્યાની દતકથા મળે છે[1] પણ પ માલવીયજીનો કાયાકલ્પનો પ્રયોગ એ દતકથા નથી પરતુ સ્પષ્ટ હકીકત છે એટલે એમા શકા કરવાની રહેતી નથી હવે પડિતજીને થયેલો લાભ કેટલો વખત ચાલે છે એ જોવાનુ છે વળી બીજાઓ પણ આ પ્રયોગ કરવા આકર્ષાયા વગર રહેશે નહિ અને

૧ જુઓ પ્ર ચિ નુ મારુ ગુ. ભાષાન્તર પૃ ૨૭૬

જો પુનર્યાવનનો લાભ કોઇને પણ મળી શકે અને લાંબો વખત નહિ પણ પાચ દશ વર્ષ પણ ટકી રહે તો વૉ નૉફના વાનરગ્રંથિના પ્રયોગ કરતા ઘણી રીતે વધારે આવકારપાત્ર છે આ અહિંસક પ્રયોગ છે એ વસ્તુ જ ઘણી મૂલ્યવાળી છે

---

## શ્રી ગુજરાત–કચ્છ–કાઠિયાવાડ વૈદ્યમંડળ તરફથી

# અમદાવાદ આયુર્વેદિક એજ્યુકેશન સોસાયટીની સ્થાપના

શ્રી ગુજરાત કચ્છ કાઠિયાવાડ વૈદ્યમંડળની જનરલ મીટીંગમા એક ઘણો જ અગત્યનો ઠરાવ લાવવામા આવ્યો હતો આજ દીવસ સુધી ગુજરાત પ્રાતમા એવી એક વિદ્યાલય–પાઠશાળા નથી કે જેમા આયુર્વેદના આઠે અગનું શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે જ્ઞાન આપી શકાય અલબત્ત વડોદરા રાજ્યમા પાટણમા એક એવી આયુર્વેદિક સસ્થા છે કે જેમા અત્યારે આયુર્વેદનું ઘણા ઉચ્ચ પ્રકારનુ શિક્ષણ આપવામા આવે છે છતા બ્રિટિશ ગુજરાતમા કે બીજા નેટીવસ્ટેટોમા એવી કોઇ પણ સસ્થા અત્યારે અસ્તિત્વમા નથી આ ખામી દૂર કરવા ડા બાળકૃષ્ણ અમરજી પાઠકે ગુજરાત પ્રાતમા આયુર્વેદ વિદ્યાલય સ્થાપવાની યોજના તા ૪–૧૨–૩૭ની શ્રી ગુજરાત કચ્છ કાઠિયાવાડ વૈદ્યમંડળની જનરલ મીટીંગની સમક્ષ રજુ કરી હતી આ યોજનામા રૂપિયા પચીસ હજાર પ્રથમ વૈદ્યોમાથી જ એકઠા કરવા, અને ત્યાર બાદ ગુજરાત પ્રાતના બીજા ધનિકોની સહાયતા લઈ એક ગુજરાત આયુર્વેદ વિદ્યાલય સ્થાપન કરવાનુ છે ઉપરોક્ત વૈદ્યમંડળમા પસાર થયેલો ઠરાવ નીચે પ્રમાણે હતો —

**ઠરાવ ૧** —શ્રી ગુજરાત કચ્છ કાઠિયાવાડ વૈદ્યમંડળના સભ્યોની આજની આ સભા ડૉ પાઠક સાહેબે રજુ કરેલી શ્રી ગુજરાત આયુર્વેદ વિદ્યાલય સ્થાપન કરવાની યોજનાને સ્વીકારી પોતાની ગણી લે છે

**ઠરાવ ૨** —આજની આ સભા ઉપરોક્ત યોજનાનો અમલ કરવા અને તેણે પ્રકારના સભ્યો નોધવા અને સભ્યો તરીકેના વચનો લેવા તથા તેનો પ્રચાર કરવા નીચેના સભ્યોની એક પ્રચાર સમિતિ સભ્યો વધારવાની સત્તાની સાથે નીમે છે

આ સમિતિમા આખા ગુજરાત પ્રાતના વીસ સુપ્રસીદ્ધ વૈદ્યરાજો છે ઉપરના ઠરાવને અનુસરીને તા ૨૭–૧૨–૩૭ ના રોજ પ્રચાર સમિતિ મળી

હતી તેમા સર્વાનુમતે સભ્યો નોંધવાનુ કામ ઘડી કાઢવામા આવ્યુ હતું, અને તા ૨૯-૧૨-૩૭ની ગુજરાત કચ્છ-કાઠીઆવાડની સ્થાયી સમિતિમા ગુજરાત આયુર્વેદિક એજ્યુકેશન સોસાયટીની સ્થાપના કરી, તે દ્વારા વૈદ્યોની અદરથી સભ્યો નોંધવા નક્કી કર્યું હતું આ આયુર્વેદિક એજ્યુકેશન સોસાઈટીમા જેમજેમ સભ્યો નોંધાતા જશે, તેમતેમ તેઓએ ભરેલી રકમો સાથે તેમના નામો પ્રસિદ્ધ કરવામા આવશે

## ગુજરાત આયુર્વેદ વિદ્યાલય સ્થાપવાની ડૉ. પાઠકની યોજના

(ગઇ તા ૫-૯-૩૭ના રોજ મુબઇમા મળેની, વૈદ્યો તથા હકીમોની સભામા હાજરી આપવા જતા, તથા ત્યા, અમારી મડળીમા જે વાતો છાની છાની ચર્ચાઇ તે અમદાવાદ પાછા આવ્યા બાદ વધતી ઓછી પ્રસિદ્ધિ પામતી ગઈ થોડો વખત વિચારની આપ લે થયા પછી નીચેનુ નિવેદન અમોએ બહાર પાડવુ ઉચિત માન્યુ છે આશા છે કે વૈદ્યભાઈઓ એ વાચીને વિચારશે )

૧ એ પણ એક દિવસ હતો કે જ્યારે અમદાવાદમા પ્રેમાભાઈ હોલમા મળેલી, ગુજરાત કચ્છ કાઠીઆવાડ વૈદ્ય સમ્મેલનની પહેલી બેઠકમા વૈદ્યોના રજીસ્ટ્રેશનનો ઠરાવ મોટી બહુમતિથી ઉડી ગયો હતો ત્યારે એનુ કારણ સ્પષ્ટ હતું આયુર્વેદિક ચિકિત્સા પદ્ધતિને રાજમાન્ય કરવામા આવી ન હતી અને વૈદ્યો એ અવહેલનાત્મક પરિસ્થિતિમા, સરકાર પાસે રજીસ્ટ્રેશન કરાવવા માગતા નહોતા આ ઇતિહાસનુ એક પાનુ

આજે જમાનો બદલાયો છે અને ઘડાતા ઇતિહાસનુ નવુ પાનુ શરૂ થાય છે મહાસભાના પ્રધાનમડળે-અત્યારની સરકારે આ દેશની પ્રાચીન કળાઓ તથા ધધાઓને સજીવન કરવાનુ તેમના જર્જરિત શરીરને નવપલ્લવિત કરવાનુ ધ્યેય જાહેર કર્યું છે હવે રજીસ્ટ્રેશન આવે છે, અને વૈદ્યવર્ગ એને સત્કારવા તૈયાર થયો છે કારણ આ નવકારનો પાયો પરસ્પરની માન બુદ્ધિ પર રચાયો છે

૨ અમારા નમ્ર મત પ્રમાણે, આયુર્વેદિક ચિકિત્સા પદ્ધતિ રાજમાન્ય જાહેર થયા પછી, તથા વૈદ્યોના રજીસ્ટ્રેશન પછી વૈદ્યોની જવાબદારીઓ વધશે તથા એ જવાબદારીઓ ઉપાડતા તેમને વધારાનુ બળ પણ મળશે નિજ તેમજ આગતુક રોગોની લીલાભૂમિરૂપ, આ દરિદ્રનારાયણના દેશમા, ચિકિત્સકોને તો પુષ્કળ કામ છે-પછી ભલે તે વૈદ્ય હોય કે ડૉક્ટર હોય એ બધાના સહકાર સિવાય સમગ્ર જનસમહના આરોગ્યનો દાવરો ઉકેલી શકાય એમ છેજ નહિ સરકાર તેમજ જાહેર પ્રજા, આ દિશામા આપણી સેવા

વધારે અને વધારે પ્રમાણુમા માગશે અને આપણે જો રાજમા ય તથા લોક માન્ય તરીકે રહેવુ કે જીવવું હોય તો આપણે તે આપવી જ પડશે

૩ અમોને ખાત્રી છે કે આયુર્વેદનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓની સખ્યા હવે દહાડે દહાડે વધતી જશે એલોપથીક ચિકિત્સા પદ્ધતિ શીખવાની બે કોલેજો તથા બે શાળાઓ આપણા ઇલાકામા છે દર વરસે એમા દાખલ થવા સેકડો વિદ્યાર્થીઓ અરજીઓ કરે છે પરતુ મોટો વર્ગ એમાથી બાકી રહી જાય છે છતા તેઓ કાઈ આયુર્વેદની પાઠશાળાઓમા આવતા નથી હવે આ વસ્તુસ્થિતિ બદલાશે, અને તેઓ આયુર્વેદિક શિક્ષણ આપનારી સસ્થાઓ તરફ પણ જોતા થશે પાટણનો દાખલો અમારી મા યતાનુ સમર્થન કરે છે નામદાર ગાયકવાડ સરકારનો ઉદાર આશ્રય અને સમસ્ત ગુજરાતનો ટેકો એ બ ને કારણોએ પાટણના આ૦ મહાવિદ્યાલયને પ્રખ્યાત કર્યુ છે એલોપથીક અભ્યાસ કરવામા જે ખર્ચ થાય છે તેના પ્રમાણમા ઘણો જ ઓછા ખર્ચે જો રાજમાન્ય આજીવિકાનો ધધો મળે તો, વિદ્યાર્થીઓ એ શા માટે ન સ્વીકારે? આવા વિદ્યાર્થીઓને અભ્યાસની સરળતા કરી આપવા પણ આપણે તૈયાર થવુ પડશે

૪ અમોને લાગે છે કે રજીસ્ટ્રેશન એકટ પસાર થયા પછી તેની કલમો ગમે તેવી ઉદાર હશે તો પણ ગુજરાતના વૈદ્યોનો એક વર્ગ એનો ધારેલો લાભ ઉઠાવી શકશે નહિં જો એ ધધાદારી ભાઈઓને આપણે એ કાયદાનો લાભ ઉઠાવી શકે એવી સ્થિતિમા મુકી દઇએ તો આપણે આપણી એક ગભીર ફરજ બજાવી લેખાશે

૫ આ બધી પરિસ્થિતિનો વિચાર કર્યા પછી અમો એવા નિર્ણય તરફ આવ્યા છીએ કે આપણે બધા વૈદ્યબધુઓએ મળીને એક **ગુજરાત આયુર્વેદ વિદ્યાલય**ની સ્થાપના કરવી અને એને માટે આપણી મૌજેજ રૂા ૨૫૦૦૦ના હજારનુ ફડ ઓછામા ઓછુ ભેગુ કરવું જો આટલી રકમ આપણે ભેગી કરી શકીશુ તો જાહેર પ્રજા તેમજ નામદાર મુંબઇ સરકાર પણ આપણને વધારાની મદદ આપવા તૈયાર થશે આપણે સ્વપ્રયત્ન અને ઉત્સાહથી આપણા પ્રાતમા પ્રાતિક સમેલનની છ બેઠકો ભરી છે એની સ્થાયી સમિતિએ બે પ્રકાશનો પણ કર્યા છે આ બધુ સમસ્ત ગુજરાતના વૈદ્યોના સઘબળને આભારી છે નિખિલ ભારતવર્ષીય સમેલનના આજીવન સભ્યોમા ગુજરાતી વૈદ્યોની વિશિષ્ટ સખ્યા છે તો હવે એક પગલુ આગળ અમારી પોતાની અલ્પ મર્યાદાઓનુ અમને તીવ્ર ભાન હોઈ આખા ગુજરાતને આગળે અમો આ યોજના ધરવાનો ઇરાદો રાખીએ છીએ કારણ સહતિ **કાર્યસાધિકા** એક

હાથે તાળી પડાઇ નથી, પડવાની પણ નથી માટે જો બધા વૈદ્ય બધુઓનો અમને ટેકો મળશે તો આ નવો પથ પકડવાની અમો અદમ્ય ઉત્સાહથી તયારી કરીશુ

૬ આ યોજનાનો અમલ શુ કકા અમે નનની સ્થાથી સમિતિ દ્વારાજ થાય એ ઇષ્ટ છે આપણી એ મુખ્ય સસ્થા હોઈ એનો મહકાર અમે પહેલ વહેલો સાધ્યો છે એના દ્વારા આ નિવેદન સૌને મળી ગયા પછી, એ પરત્વે વૈદ્ય બધુઓના અભિપ્રાયો જાણ્યા પછી અમો આગળ વધીશુ અને વખતો વખત એની ખબરો એજ માર્ગે વૈદ્ય સમૂહને આપતા રહીશુ

૭ અમદાવાદની એજ્યુકેશન સોસાઈટી, સુરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી તથા પૂનાની ડક્કન એજ્યુકેશન સોસાઈટી વગેરે કેળવણીની સસ્થાઓ આવી રીતે સહકારથી ઉભી થયેલી સસ્થાઓ છે અને તેઓ આજે ફતેહમદીથી પોતે પોતાની કોલેજો ચલાવે છે અને સરકારી તેમજ પ્રજાકીય ગ્રાટો મેળવ્યે જાય છે આપણે પણ એવીજ રીતે શરૂઆત કરવી જોઇએ ઉદાહરણ તરીકે રૂા ૨૫૦૦૦) હજાર નીચે પ્રમાણે ઉભા કરી શકાય આપણે ઉભા કરવા ધારેલા વિદ્યાલયને મદદ કરનારા સભ્યોનુ નીચે પ્રમાણે વર્ગીકરણ કરી શકાય

(અ) આશ્રયદાતાઓ—રૂા ૫૦૧)થી ૧૦૦૧ સુધી ભરનારા

(બ) સભ્ય (પ્રથમ શ્રેણી) રૂા ૧૦૧

„ (દ્વિતીય „ રૂા ૫૧

„ (તૃતીય „ રૂા ૨૫

આ રીતે હરકોઇ વૈદ્ય પોતાની શક્તિ પ્રમાણે મદદ કરીને સભ્ય કે આશ્રયદાતા બની શકશે તથા ઉપર સૂચવેલી સોસાઇટીઓમા બને છે તેમ મતદ્વારા એના સચાલન પર અસર ઉપજાવી શકશે એને લગતી ચોક્કસ વિગતો અમો મદદના વચનો મળ્યા પછી બહાર પાડીશુ

૮ અમો આરભમાજ સૌને ખાત્રી આપવા માગીએ છીએ કે આ વિદ્યાલયને અગે આવતા નાણા, સ્થાયી સમિતિના સેક્રેટરીના નામો પર બેંકમા જમા રહેશે જ્યાસુધી આ વિદ્યાલય રજીસ્ટર્ડ સસ્થા નહિ થાય ત્યા સુધી એ નાણા અવીસુદ્ધ બેંકમા રહેશે જો અમો વિદ્યાલય રજીસ્ટર્ડ કરાવીને શરૂ કરીશુ તોજ એ રકમ, સભ્યોની સભામા અગાઉથી રજુ થયેલા અને પસાર થયેલા બૅાટ પ્રમાણેજ ખરચાશે, નહિ તો એ નાણા સૌને પાછા સોપી દેવામા આવશે—દૂધે ધોઇને અમદાવાદ એજ્યુકેશન સોસાઇટીએ શરૂઆત આવી રીતેજ કરી હતી એટલે અમોએ પણ એજ માર્ગ લીધો છે

૯ ઉક્ત આયુર્વેદ વિદ્યાલયમા, અગાઉ પેરેગ્રાફ ન ૩ તથા ન ૪મા જણા વ્યા પ્રમાણે, આયુર્વેદનો અભ્યાસ કરવા માગતા વિદ્યાર્થીઓને માટે, તેમજ બધા વૈદ્યભાઇઓ રજીસ્ટ્રેશન એક્ટનો લાભ લઈ શકે એવી સરળતા કરી આપતો એક ટુકો અભ્યાસક્રમ દાખલ કરવામા આવશે

૧૦ અમારી મા યતા પ્રમાણે આ ઉકેલ અમોએ સૂચવ્યો છે આ નિવેદન વાચીને, પ્રાતના વૈદ્યભાઇઓ અમોને જે જે નવી સૂચનાઓ કરશે તે સભાળપૂર્વક અમો વિચારી જોઈશુ

ઉપર પ્રમાણે યોજના ડૉ **બાલકૃષ્ણ અમરજી પાઠક** કે જે આપણી સસ્થાના સભ્ય છે તેમણે ઘણી મહેનત કરીને તૈયાર કરી આપણા ગુ ક કા વૈદ્ય મ ડળની મારફત રજુ કરવા, મને આપેલ છે આ યોજના તા ૩૧–૧૦–૩૭નો ધનવ તરી ઉત્સવ કે જે અમદાવાદ વૈદ્ય સભામા ઉજવાયો હતો અને જે પ્રસગે આપણા માનનીય **સ્વ વૈદ્યશાસ્ત્રી નારાયણશકર દેવશકર પ્રાણાચાર્ય** કે જે આ સસ્થાના પેટ્રન અને પ્રાણ હતા તેમનુ તૈલચિત્ર ખુલ્લુ મુકવાની ક્રિયા આપણી હાલની ધારાસભાના સ્પીકર શ્રી માવલકર સાહેબને શુભ હસ્તે થઈ હતી તે પ્રસગે મે અમદાવાદના લગભગ ૭૫ સ્થાનિક વૈદ્યબધુઓ સમક્ષ વાચી સભળાવી હતી, અને ત્યારબાદ અમદાવાદમા તેજ રાત્રે **આયુર્વેદ હિતવર્ધક મ ડળ** તરફથી હસરાજ પ્રાગજી હૉલમા પણ ધ વ તરી ઉત્સવ ઉજવાયો હતો કે જેમા લગભગ ૧૨૫ જેટલા વૈદ્યભાઇઓ તથા ૧૫૦ જેટલા અ ય શહેરીઓ હાજર હતા તેમની સમક્ષ પણ વાચી સભળાવી હતી ડૉ પાઠક સાહેબે તેનુ પ્રતિપાદન કરી આયુર્વેદ વિદ્યાલયની ગુજરાતમા ખાસ જરૂર છે એમ જણાવ્યુ હતું આ ઉપરથી આયુર્વેદ હિતવર્ધક મ ડળના પ્રમુખશ્રી દામોદરાચાર્ય સ્વામીએ તો આ યોજનાને તત્કાલ વધાવી લીધી અને આશ્રયદાતા તરીકે પોતાનુ નામ જણાવવાની મને આજ્ઞા કરી અ ય વૈદ્યબધુઓ કે જે તે વખતે હાજર હતા તેમણે પણ પોતાના નામો પ્રથમ, દ્વિતીય અને તૃતીય શ્રેણીમા લખાવ્યા હતા

ઉપર પ્રમાણે ડૉ પાઠકની યોજના ધ્યાનમા લઇને તા ૨૨–૧૨–૩૭ને રોજ શ્રી ગુજરાત કચ્છ કા વૈદ્યમડળ તરફથી શ્રી ગુજરાત આયુર્વેદિક એજ્યુકેશન સોસાઇટી સ્થાપન કરવામા આવી છે, જેનો આશય ગુજરાતમા એક સાધન સપન્ન આદર્શ ગુજરાત આયુર્વેદ વિદ્યાલય–કૉલેજ સ્થાપવાનો છે આજ દિવસ સુધીમા ઉપરની સોસાયટીમા જે જે ગૃહસ્થોએ જે જે રકમો ભરી સસ્થા રજીસ્ટર્ડ થએ તેમા નાણા આપવા વચન આપ્યા છે તે નીચે પ્રમાણે છે —

| રૂા | | નામ | ગામ | શ્રેણી |
|---|---|---|---|---|
| ૧૦૨૫ | વૈદ્યરાજ | દામોદરાચાર્ય સ્વામી | અમદાવાદ | આશ્રયદાતા સ |
| ૧૦૧ | ડૉ | બાલકૃષ્ણ અમરજી પાઠક | ,, | પ્રથમ શ્રેણી |
| ૧૦૧ | વૈદ્યરાજ | અંબાશંકર જી ત્રિવેદી | ,, | ,, |
| ૧૦૧ | ,, | રવિશંકર જટાશંકર ત્રિવેદી | ,, | ,, |
| ૧૦૧ | ,, | મણિશંકર મૂળશંકર ત્રિવેદી | ,, | ,, |
| ૫૧ | ,, | ગોપીનાથજી ગુપ્તે | ,, | દ્વિતીય શ્રેણી |
| ૫૧ | ,, | ઝીણાભાઈ ગીરધરલાલ | ,, | ,, |
| ૨૫ | ,, | અમરપ્રસાદ બુલાખીદાસ | ,, | તૃતીય શ્રેણી |
| ૨૫ | ,, | ભાઈશંકર જટાશંકર ઠાકર | ,, | ,, |
| ૨૫ | ,, | દયાશંકર લક્ષ્મીશંકર જોશી | ,, | ,, |
| ૨૫ | ,, | આત્મારામ ઈશ્વરભાઈ | ,, | ,, |
| ૫૧ | ,, | ગોવિંદપ્રસાદ હરીદાસજી | ,, | ,, |
| ૨૫ | ,, | અમૃતલાલ ચુનીલાલ મહેતા | ,, | ,, |
| ૨૫ | ,, | જગજીવન લક્ષ્મીશંકર જોશી | ,, | ,, |
| ૫૧ | ,, | જયદેવ મોહનલાલ મહેતા | જ્વારજ | દ્વિતીય શ્રેણી |
| ૨૫ | ,, | રામચન્દ્ર જયરામ ભાઉ | અમદાવાદ | તૃતીય શ્રેણી |
| ૧૦૧ | ,, | નીલકંઠ ઓમ શર્મા | ,, | પ્રથમ શ્રેણી |
| ૫૧ | ,, | જદુભાઈ જયંતીલાલ | ,, | દ્વિતીય શ્રેણી |
| ૧૦૧ | ,, | જીવરાજ નરસિંહભાઈ | ,, | પ્રથમ શ્રેણી |
| ૫૧ | ,, | વિશ્વનાથ ભીકારામ | ,, | દ્વિતીય શ્રેણી |
| ૧૦૧ | ,, | અનિરૂદ્ધપ્રસાદ માણેકલાલ | ,, | પ્રથમ શ્રેણી |
| ૨૫ | ,, | અંબાશંકર વસંતરામ | ,, | તૃતીય શ્રેણી |
| ૫૧ | ,, | અંબાશંકર કાશીરામ | ,, | દ્વિતીય શ્રેણી |
| ૧૦૧ | ,, | અંબાશંકર ઉમીયાશંકર | ,, | પ્રથમ શ્રેણી |
| ૫૧ | , | મૂળશંકર પુંજીરામ | ,, | દ્વિતીય શ્રેણી |
| ૨૫ | ,, | જમનાશંકર અંબાલાલ | ,, | તૃતીય શ્રેણી |
| ૨૫ | ,, | રમણલાલ ગીરજાશંકર | ,, | ,, |
| ૧૦૧ | ,, | નટવરપ્રસાદ નારાયણશંકર શાસ્ત્રી | ,, | પ્રથમ શ્રેણી |
| ૨૫ | ,, | ચંદુલાલ રવાશંકર | ,, | તૃતીય શ્રેણી |
| ૨૫ | ,, | ગોવિંદરાવ કેતકર | ,, | ,, |
| ૫૧ | ,, | શાન્તિલાલ જેઠાલાલ દેશાઈ | ,, | દ્વિતીય શ્રેણી |
| ૫૧ | ,, | જેઠાલાલ ચુનીલાલ દેશાઈ | ,, | ,, |

નહિ હોય તો તે આપણે શીઘ્ર કમાવુ જોઇએ તેને બ લામા જૂનુ વર્ણનરૂપ શ્લોકો અને મટેરિઆ મેડિકાના ફકરાઓ એનો ખિચડો મિશ્ર કરી યા ક્યાંથી કોઇજુ શાખા તર્ક કરી જૂના વચનને તેનો વધાર આપી ગરમાગરમ આયુર્વેદ સાહિત્ય ઉત્પન્ન કરવાનો આપણે પ્રયત્ન કરશુ તો એવા ભેગી સાહિત્યના સેવનથી આસન્ન મરણ આયુર્વેદ પુષ્ટ થવાનો નથી, બ કે છેલો દમ ખેચશે! મતલબ કે નવા સાધનો વરતાવવાને, નવા ઉપકરણો સઘરવાને, નવા વિચારો લેવાને વાંધો નથી નહિ, નવા જમાનામા નવજીવન જીવવા માટે તેની જરૂર જ છે છતા આપણે એટલુ જરૂર જરૂર ધ્યાન રાખવું જોઈએ કે **આ નવા સાધનો કલ્પો કે શાસ્ત્રો સ્વીકારતા પહેલા તેઓને આયુર્વેદીય સસ્કાર આપી પછીજ તે આયુર્વેદમા દાખલ કરવા જોઈએ** નવા કલ્પો લેતા બેગાજ તેને શાસ્ત્ર પણ આપણે તૈયાર કરવું જોઈએ તેવુ કરવાની આપણામા શક્તિ નહિ હોય, તો જે આપણુ હતુ તેટલુ જ બચાવી રાખી આપણે બેસી રહીશુ તેમ કરવાથી ભલે નાના ઉપકરણોથી સજ્જ એવી સુધરેલ દુનિયા આપણા વૈદ્યોને જગલી કહેશે, પણ જે આપણી પાસે છે તે આ સુધરેલ દુનિઆમા નથી એટલે જરૂર પડશે ત્યારે દુનિયાને આપણી પાસે આવવુ જ પડશે આજે પણ ઇંજેકશનો એક્સ રેજ અને રેડિયમથી કટાળી હતાશ થઇ સુવર્ણલ રોગીઓને પડીકા વાળનારા વૈદ્યપાસ છે તે આવવુ પડે છે અને વખતે વૈદ્યોથીય 'જગલી' એવા ભિલ-કોળી-વાઘ્રી-ભરવાડ પાસે જઇ સારુ થવુ પડે છે ત્યારે આપણને સુધરેલ ની ડોકટરો સાથે ખુરશી મળશે કે ડોકટર જેવા આપણે પણ ઇંજેકશનોથી તે તે રોગ તેવી તેવી રીતે મટાડી યા મટાડવાની તૈયારી અને જુક્તિ બતાવી દુનિયાના દેખાવમા માનમ માનમા યા ધનાર્જનમા આગળ આવશુ એવા સ્વાર્થી વિચારોથી વૈદ્યો આયુર્વેદને દગો દેશે તે કરતા તેઓ જગલી કહેવાશે યા ભૂખે મરશે તે બહેત્તર છે! ફાવે તેવા ઉપાયોથી રોગીનો જીવ બચાવવો એમ આયુર્વેદ લાયસેન્સ આપે છે ખરુ પણ આધળા ચિકિત્સકોની તેણે ખૂબ નિંદા જ કરી છે દશવીસ કાકરા મારતા તેમાથી એકાદ વાગશે એમ વારી ઉકાળા, ભસ્મો અને ઇંજેકશનો એમ એક પછી એક આપવામા હુશિયારી બતાવે, તેવાને ચિકિત્સક ન કહેવાય પારકાઓએ વાપરી પ્રસાવી ઠરાવેલા કોઈપણ નવી વા શાસ્ત્રમા લેતા પહેલા એલોપેથી પણ આટલા માટેજ પોતાની પદ્ધતિથી જ્ઞાનની પરીક્ષા અને વિવરણ કરીને પછી જ તેને સ્વીકારી લે છે હમણા આપણા ગુરૂ અને આદર્શ તરીકે જેઓને આપણે સમજ્યા વગર સ્વીકારી લીધા છે તે પાશ્ચિમાત્યોની આકૃતિ જો આપણે ધ્યાનમા લઈએ તો ઘણું છે!

હવે આ વિભા ... આયુર્વેદીય કલ્પોના કેટલાક વિશેષો જોતા જઈએ

[અપૂર્ણ]

# ત્રિદોષ વિજ્ઞાનીયમ્

( લેખક વૈદ્યકનો વિદ્યાર્થી ગૌરીશંકર વજેશંકર દ્વિવેદી, પ્રાગધ્રા )

( ગતાંક પૃષ્ઠ ૬૪ થી ચાલુ )

**સ્નેહન કફનું સ્થાન અને કર્મ —**

स्नेहन स्नेहदानेन समस्तेंद्रिय तर्पण । (ભાવપ્રકાશ)

સ્નેહન અથવા તર્પકકફ શિરસ્થાનમા રહેલો છે સ્નેહન કફ પ્રકૃતિસ્થ (અવિકૃત) અવસ્થામા શિરસ્થાનમા રહી સમસ્ત ઇંદ્રિઓને સ્નેહદાનથી તૃપ્ત કરવાનુ કાર્ય કરે છે જ્ઞાનતંતુઓને તથા શરીરના સર્વ અવયવોને પણ સ્નેહદાન સ્નેહન કફ કરે છે અને પુષ્ટિ આપે છે, અને સર્વ ઇન્દ્રિઓને સ્વ કાર્યમા તત્પર થવા શક્તિ આપે છે ગ્રંથાન્તરોમા વર્ણવેલ તર્પક શ્લેષ્માનો અંતર્ભાવ આ ભેદમા કરી શકાય

**શ્લેષ્મણ કફનુ કર્મ —**

श्लेष्मणा सर्वसंधीना सश्लेष विश्लेष्य कारकः ।

શ્લેષ્મણ કફ સર્વ સાંધાઓમા રહેલો છે અવિકૃત અવસ્થામા તે સાંધાઓમા રહી તેમને અખિલ દેહને ધારણ કરવાનુ તથા સર્વ અવયવોને તેમના કાર્યમા સામર્થ્ય આપવાનુ કામ કરે છે શરીરના અંગો વાળવા, ચાલવું, કામ કરવુ વિગેરે ક્રિયાઓનુ સામર્થ્ય સાંધાઓથી શરીરમા રહે છે તેથી કરીને શ્લેષ્મણ કફને અંગે શરીરથી સર્વ ક્રિયાઓ થઈ શકે છે અન્ય ગ્રંથોમા વર્ણવેલ શ્લેષક કફનો સમાવેશ આ શ્લેષ્મણ કફમા થઇ શકે છે

આપણે પાંચે પ્રકારના કફોને સ્વતંત્ર રીતે વર્ણવી તેમના કર્મ વિષે ઠીક જાણ્યુ તથા તેઓ શરીરમા રહી કેટલુ અત્યંત કાર્ય કરે છે તેનુ ભાન થયુ આ સર્વ વર્ણન તો આપણે પ્રકૃતિસ્થ (અવિકૃત) કફ દોષનુ કર્યુ

હવે વૃદ્ધિગત કફ, કફપ્રકોપ ને કફની ક્ષીણતા થવાથી શરીરના અવયવોની કાર્ય શક્તિમા શુ ફેરફાર થવા પામે તે વિષે નિરૂપણ કરીશુ

**વૃદ્ધિગત કફના લક્ષણ —**

श्लेष्मवृद्धौ भवेच्छैत्य स्थैर्य गौरवमेव च ।

तन्द्रावसादस्तैमित्य प्रसेकश्च श्वयथाहना ॥

કફ દોષ જ્યારે વૃદ્ધિગત થાય છે ત્યારે શરીર ટાઢુ પડી જાય છે, ધોળુ પુણી જેવુ થવા પામે છે, તથા શરીર ભારે પણ થઇ જાય છે તંદ્રા રહ્યા કરે, શરીરમા સ્તૈમિત્ય એટલે કે જાણે ભીનુ લુગડુ વિંટાળ્યુ હોય એવો

ભાવ થાય અને ગાત્રાવસાદ થવા પામે છે આખુ શરીર શિથિલ થઇ જાય છે પરસેવો વળે છે અને શરીર સાવ જડ–અચેતન થાય છે આવા અને આવા ભાવ સૂચવતા લક્ષણો જ્યારે શરીરમા જણાવા માડે ત્યારે સમજવુ કે કફ દોષ વૃદ્ધિગત થયો છે

**કફ પ્રકોપના લક્ષણ —**

गुरुमधुररसातिस्निग्धदुग्धेक्षुभक्ष्य
द्रवदधिदिननिद्रापूपसर्पिष्प्रपूरै ।
तुहिनपतनकाले श्लेष्मण सप्रकोप
प्रभवति दिवसादौ भुक्तमात्रे वसन्ते ॥ (માધવનિદાન)

स्वप्नाद् दिवामधुरशीतलमत्स्यमास
गुर्वम्लपिच्छिलतिलेक्षुपयोविकारै ।
स्निग्धातितृप्तिलवणोदकपानभक्ष्यै
श्लेष्मा प्रकोपमुपयाति तथा वसन्ते ॥ (યોગરત્નાકર)

મધુર રસના અતિ સેવનથી, ભારે સ્નિગ્ધ તથા દૂધના બનાવેલ પદાર્થોના સેવનથી, શેરડીના રસનુ પાન કરવાથી, રસવાળા પદાર્થો તથા દહિંના સેવનથી, દિવસે ઉંઘવાથી ને ઘીથી તરબોળ પુરીઓના અથવા રોટલીના જમવાથી કફદોષ પ્રકોપ પામે છે તથા બરફ પડવાના સમયે એટલે હેમ તમા તથા વસ ત ૠતુમા શ્લેષ્માનો પ્રકોપ થાય છે દિવસના આગલા ભાગમા અને જમવાથી પછી તુરતના ભાગમા પણ કફદોષ પ્રકોપ થવા પામે છે

દિવસે ઉંઘવાથી મધુર તથા શીતળ પદાર્થોના સેવનથી, મત્સ્યના માસનુ ભક્ષણ કરવાથી તથા ભારે પદાર્થો, ખાટા અને પિચ્છિલ પદાર્થો તથા તલ શેરડી અને દુધથી બનતા દ્રવ્યોના સેવનથી પણ કફદોષ પ્રકોપ પામે છે સ્નિગ્ધ અને પુષ્ટિકારક પદાર્થોના અતિ સેવનથી તથા ખારા પદાથના સેવનથી પણ કફદોષનો પ્રકોપ થવા પામે છે આ ઉપર વર્ણવેલ રસવાળા આહાર તથા વિહાર અને પાનનુ અતિ સેવન તથા વસ ત ૠતુ એ કફ દોષને પ્રકોપાવનારા જાણવા

**કફ પ્રકોપના કર્મ —**

तृप्ति तन्द्रा गुरुता स्तैमित्य कठिनता मलाधिक्यम् ।
स्नेहापक्त्युपलेपा शैत्य कण्डू प्रसेकश्च ।
चिरकर्तृत्व शोथो निद्राधिक्य रसौ पटुस्वादू ।
वर्ण श्वेतोऽलसता कर्माणि कफस्य जानीयात् ॥ (માધવનિદાન)

श्वेतत्वशीतत्वगुरुत्वकण्डू
स्नेहोपदेहस्तिमितत्वलेपान् ।
उत्सेधसक्लदचिरक्रियाश्च
कफस्य कर्माणि वदन्ति तज्ज्ञा ॥ (યોગરત્નાકર)

પેટ ભર્યુ લાગે, તન્દ્રા જણાય, શરીર ભારે લાગે, અંગોમા સ્તિમિતતા ( आर्द्रवस्त्रावगुंठनम् ) એટલે જાણે કે ભીનુ કપડુ વીંટાળ્યુ હોય તેવો ભાવ થાય, શરીરના અવયવો અક્કડ થતા જણાય, મલાધિક્ય જણાય, શરીર ચીકણું ચીકણુ થઈ જાય, શરીર ઉપર જાણે કાંઈ લેપ કર્યો હોય તેવી ભાવના થાય, શરીર ઠંડુ થઈ અથવા શરીરમા જોઈએ તે કરતા ઓછી ગરમી લાગે, ચળ આખા શરીરે આવે, પ્રસેક પાણી બહુ થાય, લાંબા સમય પછી વલૂરથી સોજો પણ ચઢે, ઉંઘ બહુ જ આવે અથવા ઘેન રહ્યા કરે તથા ખારો અને મધુરો રસ, શરીરનો વર્ણ ધોળા પુણી જેવો થઈ જાય, આળસ બહુ જ રહ્યા કરે, કોઈ કામ કરવાનો ભાવ ન થાય આવા લક્ષણો જ્યારે શરીરમા જણાય ત્યારે કફ દોષનો પ્રકોપ થયો છે તેમ જાણવુ

દેહનો વર્ણ ધોળો થઈ જવો, શરીરની ગરમી હોય તે કરતા પ્રમાણમા ઘટી જાય અથવા શરીરનુ ઠંડુ પડી જવુ, સ્તૈમિત્ય, ભારેપણું, વલૂર આવવી સ્નેહયુક્ત શરીર લાગે, અથવા કોઈ વસ્તુથી લેપાયેલુ હોય તેવું જણાય, ઉત્સેધ અને સકલેદ વિગેરે ફેરફારો શરીરમા થવા પામે ત્યારે વિદ્વાન મનુષ્યો આ સર્વ કફ પ્રકોપના લક્ષણો છે એમ કહે છે

**ક્ષીણ કફના લક્ષણ —**

श्लेष्मक्षये रूक्षताऽन्तर्दाहतृष्णा च जागरः ।
अन्यत्रामाशयात्सर्वाशयानां शिरसस्तथा ।
शून्यता सन्धिशैथिल्यं इतिलिङ्गानि पण्डिताः ॥

જ્યારે કફ દોષ શરીરમા ક્ષીણ થવા માડે છે ત્યારે શરીર ઉપર રૂક્ષતા આવે છે, અંદર દાહ થાય છે, તરસ ખૂબ લાગે છે, ઉંઘનો નાશ થાય છે આમાશયથી માંડી સર્વ આશયો તથા શિર વગેરે સાવ શૂન્ય થવા પામે છે એટલે કે તેઓ પોતાના કાર્ય કરવા અસમર્થ બને છે સાંધાઓ પણ બધા શિથિલ થઈ જાય છે આવા લક્ષણો જ્યારે આપણને જણાય ત્યારે કફ દોષ ક્ષીણ થયો છે એમ જાણવુ

આ ઉપરથી એટલુ આપણે જોઈ શક્યા કે દોષ વૃદ્ધિ પામે, પ્રકોપ પામે, કે ક્ષય પામે તો શરીરમા અનેક ઉપદ્રવો થવા પામે છે જ્યારે દોષ

પ્રકૃતિસ્થ અવસ્થામા (અવિકૃત) હોય ત્યારે જ તે આપણને આશીર્વાદરૂપ છે, અને આપણામા ઉત્સાહ પ્રેરી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ વિગેરે પુરૂષાર્થોમા જોડે છે શરીરની સર્વ ક્રિયાઓ આનદ અને ઉલ્લાસથી થઇ શકે છે પણ વિકૃત દશાને પામતા જ તેઓ દુશ્મન બની વિનાશને પથે શરીરને ઘસડી જાય છે તેથી આપણે દોષ સમાન સ્થિતિ (અવિકૃત અવસ્થા)મા રહે તેવા પ્રકારના આહાર, વિહાર, અને પાન કરવા એજ આપણા માટે હિતકર અથવા ડહાપણભર્યુ છે

હવે આપણે કફદોષ જે માણસોમા પ્રકૃતિસ્થ હોય તેઓ કેવા લક્ષણ વાળા હોય તે વિષે વિવેચન કરીશુ

**કફ પ્રકૃતિવાળા મનુષ્યના લક્ષણ —**

श्यामकेश क्षमी स्थूल बहु वीर्यो महाबल ।
स्वप्न जलाशयालोकी श्लेष्मप्रकृतिको नर ॥
श्लेष्मा सोम श्लेष्मल तेन सौम्य
गूढस्निग्धश्लिष्टसन्ध्यस्थिमास ।
क्षुत्तृड्दु खक्लेशधर्मैरतृप्तो
बुद्ध्या युक्त सात्विक सत्यसन्ध ॥
प्रियङ्गुदुर्वाशरकाण्डवर्म
गोरोचनापद्मसुवर्णवर्ण ।
प्रलम्बबाहु पृथुपीनवक्षा
महाललाटी घननीलकेश ॥
मृदङ्ग सम सुविभक्तचारुदेहो
बह्वोजा रतिरसयुक् सपुत्रभृत्य ।
धर्मात्मा वदति न निष्ठुर ह्रि
जातु प्रच्छन्न वहति दृढ च वैरम् ॥
समदद्विरदेन्द्रतु यवीर्यो
जलदाम्भोधिमृदङ्गशब्दघोष ।
स्मृतिमानभियोगवान्विनीतो
न च बाल्येऽप्यतिरोदनो न लोल ॥
तिक्त कषाय कटुकोष्णरूक्ष
मल्प च भुङ्क्ते बलवास्तथापि ।

रक्तान्तनुस्निग्धविशालदीर्घ
सुव्यक्तशुक्लासितपक्ष्मलाक्ष ॥
अल्पाहारक्रोधपानाशनेह प्राज्ञायुवित्तो दीर्घदर्शी वदान्य ।
हृद् गम्भीर स्थूललक्षा क्षमावान् आर्याशुद्धाचारयुक्त कृतज्ञ ।
ऋजुर्विपश्चित् सुभग सुलज्जो
भक्तो गुरूणा स्थिरसौहृदश्च ।
स्वप्ने स पद्मा सविहङ्गमाला
तोयाशया पश्यति तोयवन्त ॥
विष्णुरुद्रे ब्रह्मरणताप्यहसगजा ।
श्लेष्मप्रकृतयस्तु या तत्र भवन्त्यगारूपे । (ભાવપ્રકાશ)

दूर्वादिदिवरनिस्तरशा आद्रकारिष्टाम्ब्रगानाम यतमवर्ण सुभग प्रियदर्शन, मधुरप्रिय, कृतज्ञ, धृतिमान्, सहिष्णु, अलोलुप बलवान्, चिरग्राही, दृढवैरश्च भवति॥
(સિદ્ધાન્તનિદાન)

શ્લેષ્મ પ્રકૃતિક મનુષ્યના વાળ કાળા હોય છે, ક્ષમાવાન હોય છે, શરીરે સ્થૂલ હોય છે, બહુ પરાક્રમી તથા ઘણા બળવાન પણ હોય છે વળી તે ઉંઘતા ઉંઘતા સ્વપ્નામા મોટા જળાશયોને જુએ છે

શ્લેષ્મા એ સોમ (ચન્દ્ર)નુ સ્વરૂપ છે, તથી કરીને તે શ્લેષ્મલ છે અને સૌમ્ય (શાન્ત) છે કફ પ્રકૃતિવાળા મનુષ્યના સાધા મજબૂત હોય છે અને માસપેશીઓ બધાયેલી અને ગૂઢ (કઠણ) હોય છે વળી તે ભૂખ લાગવાથી તરસથી, દુખથી, કલેશથી કે ઘામથી અકળાતો નથી તે બુદ્ધિશાળી, સાત્વિક સ્વભાવવાળો ને સત્યપરાયણ હોય છે

કફ પ્રકૃતિક મનુષ્યના શરીરનો વણ ઘઉંવા અથવા કાગ જેવો તથા દુર્વા (ધ્રો), શર, કાણ્ડ, અને દર્ભ નામના ઘાસ ઊગે છે તેના જેવો, ગોરોચન જેવો, કમળ જેવો અથવા સુવર્ણ સમાન વર્ણ હોય છે તેના હાથ લાબા (આજાનુબાહુ) ઘુટણ સુધી પહોચે તેવા છાતી પહોળી અને ઉંડી, મોટુ લલાટ અને વાદળા જેવા રગના નીલકેશ હોય છે

તેનું અગ સુવાળુ હોય છે, તથા શરીરના અવયવો માસલ અને ભરાવદાર હોય છે જેથી કરીને દેહ બહુ સુદર લાગે છે તે મજા તેમજ રતિગનનો શોખીન (કામી) તથા સુર અને નોમ્ર ચાક વાળો હોય છે તથા તે ધર્મપરાયણ રહે છે, કદાપિ કઠોર (કોઈને ન ગમે તેવી) વાણી બોલતો નથી અને લાબા કાળ સુધી છાનુ (ખબર ન પડે તેમ) વેર ગણ્યા કરે છે.

તે બળમા મોટા મદોન્મત્ત હાથી સમાન હોય છે, વાદળાના ગગડાટ જેવો અથવા સમુદ્રના જેવો ગભીર અવાજ તેને હોય છે, તથા મૃદગ (ઢોલ) અથવા શખના જેવો અવાજ હોય છે તે સ્મૃતિમાન, વત્સલ (પ્રેમી) ને વિનયશીલ હોય છે તથા બાલ્યાવસ્થામા તે બહુ રડરડ પણ કરતો નથી તેમજ બહુ આનદી પણ હોતો નથી એટલે કે શાત હોય છે

તે બળવાન હોય છે તો પણ કડવા, કષાય તીખા, મહેજ ઉના તથા રૂક્ષ પદાર્થો ઓછા પ્રમાણુમા જમે છે તેને આંખો અતમા લાલ, સ્નિગ્ધ (પ્રેમાળ) વિશાળ, લાબી, સુદર, શુકલ અને કાળી પાપળોવાળી હોય છે

તે અલ્પહારી છે, તથા તેને ક્રોધ પીણા તથા જમણુ તરફ અણગમો હોય છે તે બુદ્ધિશાળી પૈસાદાર, ને દીઘસૂત્રી સ્વભાવનો હોય છે તેનુ હૃદય ગભીર છે, છાતી સ્થૂલ છે, તથા ક્ષમાવાન, નિદ્રાળુ, લોલુપતાવિહોણો એટલે કે સતોષી સ્વભાવવાળો તથા કૃતજ્ઞ હોય છે

શ્લેષ્મ પ્રકૃતિક મનુષ્ય સરલ સ્વભાવનો ભા યવાન, વિનયશીળ, મોટા ઓની આમના પાળે તેવો ગુરૂનો પરમ ભક્ત અથવા ઉપાસક ને સ્થિર મિત્રતાવાળો (ગાઢ મૈત્રી) હોય છે તથા તે સ્વપ્નામા મોટા સરોવરોને તથા પક્ષીઓની હારોને તથા સરોવર કાઠે ઉગેલા વૃક્ષોને અને વાદળા ઓમે જુએ છે

વિષ્ણુ પરમાત્મા, મહાદેવ, ઈદ્ર, વરૂણ, ગરૂડ હસ, ગજાધિપ, સિંહ, અશ્વ, ગાય તથા વૃષના જેવા સ્વભાવ, ગુણ, અને પરાક્રમવાળો કફ પ્રકૃતિક મનુષ્ય હોય છે

ટુકમા શ્લેષ્મ પ્રકૃતિક મનુષ્ય વણુમા દુર્વા, ઇદીવર, શર, કાણ્ડ દર્ભ સુવણુ વિગેરે વર્ણમાના એક રગ જેવો હોય છે તે ભાગ્યશાળી, દેખાવમા કામદેવ જેવો, મિષ્ટ પદાર્થો તરફ ભાવવાળો, કૃતજ્ઞ, ધીરજવાન સહનશક્તિ વાળો, લોલુપતા વિનાનો (સતોષી) બળવાન, ઓછી ગ્રહણ શક્તિવાળો એટલે કે કોઈ વાત સમજતા જેને બહુ સમય લાગે તેવો અને વેરભાવ લાબા વખત સુધી રાખે તેવા સ્વભાવ વાળો હોય છે આટલા ઉપરથી આપણુને સામા ય રીતે મનુષ્ય વાતપ્રકૃતિક, પિત્તપ્રકૃતિક કે શ્લેષ્મ પ્રકૃતિક છે તે કહેવુ સુગમ થઇ શકે

આપણા આયુર્વેદ શાસ્ત્રનોએ કફ પ્રકૃતિક મનુષ્યની તુલના વિષ્ણુ મહાદેવ વિગેરે દેવો, ગરૂડ અને હસ જેવા પક્ષીઓ તથા સિંહ, હાથી, ઘોડા, ગાય વિગેરે પશુઓની સાથે કરી તેથી કરીને શ્લેષ્મ પ્રકૃતિક મનુષ્ય પરમાત્મા જેવો ગભીર, પરાક્રમી, શાત, સુશીલ અને સવગુણ સમ્પન્ન ચારિત્રવાન અને આદર્શ હોય એવી ગણના થઈ શકે

**કફના ગુણ —**

गुरुशीतमृदुस्निग्धमधुरस्थिरपिच्छिलाः ।
विपरीतगुणैर्द्रव्यैः कफमानु प्रशाम्यति ॥

કફ ગુણમા ભારે, શીત, મૃદુ, સ્નિગ્ધ મધુર, સ્થિર અને પિચ્છિલ (ચિકટ) છે તેથી કરીને ઉપર વર્ણવ્યા ગુણોથી વિપરીત ગુણ યુક્ત દ્રવ્યોના સેવનથી શ્લેષ્માનુ શમન થાય છે

**કફ શમન કરવાનો પ્રકાર —**

रूक्षक्षारकषायतिक्तकटुकव्यायामनिष्ठीवन
धूमात्युष्णशिरोविरेचनवमनस्वेदोपवासान्वितम् ।
तृष्णानाशनियुद्धजागरजलक्रीडाङ्गनासेवन
पानाहारविहारभेषजमिदं श्लेष्माणमुग्रं जयेत् ॥

રૂક્ષ ગુણવાળા, ક્ષાર, કષાય, કડવા અને તીખા રસવાળા પદાર્થોના સેવનથી, વ્યાયામ કરવાથી, નિષ્ઠીવન (થુંકવાથી), ધૂમાડો લેવાથી, અતિ ઉષ્ણ પદાર્થના સેવનથી, શિરોવિરેચકથી, વમનથી બાફ લેવાથી, ઉપવાસ કરવાથી, તૃષા સહન કરવાથી, વાસુમા રહેવાથી રસ્તે પથ કરવાથી, કોઇ સાથે મલ્લયુદ્ધ કરવાથી, ઉજાગરાથી, જળમા ક્રીડા કરવાથી, સ્ત્રીના સમાગમથી શ્લેષ્મા ઉગ્ર હોય તો પણ જીતાય છે તો ઉપર જણાવ્યા રસનુ પાન કરી, આહાર તથા વિહાર ને પાળી અતિ ઉગ્ર કફ હોય તોપણ જીતાય છે એમ આયુર્વેદ વિદો જણાવે છે તો જ્યા જ દોષ વૃદ્ધિ પામે, હ્રાસ થાય,કે પ્રકોપ પામે ત્યારે તે દોષથી પ્રતિકુળ આહારવિહાર અને પાનથી તે દોષને શાંત કરવો પથ્યાપથ્યમા ધ્યાન રાખી ઔષધોપચાર લેવો, એમ કરવાથી જરૂર શરીરનુ સ્વાસ્થ્ય જળવાય છે અને આયુષ્ય વધે છે

આપણે વાત પિત્ત અને કફ ત્રણે દોષોના સ્થાન ભેદે કરીને થયેલા પ્રસાર, શમન, વૃદ્ધિ, પ્રકોપ તથા ક્ષીણ કેમ થાય તે વિષે તથા કેવા પ્રકારના આહાર વિહારથી દોષો પ્રકોપ પામે-વૃદ્ધિ પામે અથવા હ્રાસ થાય અને કયી ઋતુઓમા દોષોનો પ્રકોપ કાળ તથા વૃદ્ધિકાળ છે અને પ્રકોપ થયેલા, વૃદ્ધિ થયેલા તથા ક્ષીણ થયેલા દોષોનુ કેવા આહાર, વિહાર, પાન અને ઔષધથી શમન કરવુ તે વિષે ઠીક વિવેચન કર્યું ગણાય

આ ત્રણે દોષો આપણા શરીરમા સાથે રહીને કામ કરે છે ત્રણેય દોષ અન્યોન્ય યની સહાયથી પોતપોતાના કાર્ય કરવા સમર્થ બને છે તેથી કરીને જો એક દોષ ક્ષીણ થવા પામે પ્રકોપ પામે કે વૃદ્ધિગત થાય તો બીજા બન્ને દોષો પણ તેની સાથે ભળતા ક્ષીણતાને, પ્રકોપને કે વૃદ્ધિપણાને પામે છે એટલે કે ત્રણે દોષ જો પ્રકૃતિસ્થ અવસ્થામા (સમાન સ્થિતિમા) રહે તો જ

તેઓ શરીરને આશીર્વાદ રૂપ છે શરીર પોતાનુ સ્વાસ્થ્ય તોજ જાળવી શકે તથા ધર્મ અથ કામ અને મોક્ષ વિગેરે પુરુષાર્થો કરવા શક્તિ ધરાવી શકે તો હવે આ ત્રણે દોષો આપણા શરીરમા રહી દેહનુ સ્વાસ્થ્ય ટકાવી રાખી જીવનને કેવી રીતે દીર્ઘાયુષી બનાવે છે તથા તે દોષોને પ્રકૃતિસ્થ અવસ્થામા રાખવા આપણે કવા પ્રકારના આહાર વિહાર અને પાન વિગેરે કરવા જોઈએ તે દિશામા પણ કાઈક વિવેચન કરવુ જરૂર અયોગ્ય તો નહિ જ ગણાય

આયુર્વે શાસ્ત્ર પ્રમાણે આપણો દેહ પ ચમહાભૂતનો બનેલો છે આકાશ, તેજ, વાયુ, જળ અને પૃથ્વી આ પ ચમહાભુત છે આ પ ચમહાભૂતના તત્વ મળી મનુષ્યદેહની ઉત્પત્તિ કરે છે અ તે દેહનો વિનાશ થતા પણ મનુષ્ય શરીર મહાભૂતમા લય થાય છે એટલે કે આકાશ, વાયુ તેજ, જળ અને પૃથ્વી સૌ સૌના ભાગ લઇ લે છે, અને આપણા સ્થૂલ શરીરનો લય કરી નાખે છે

આ પચ મહાભૂતથી બનેલુ મનુષ્ય દેહરૂપી ખોળિયુ જીવન વિના સાવ નકામું છે આ જીવનતત્ત્વને દેહમા પ્રેરનાર વાત, પિત્ત અને કફ ત્રણે દોષો છે તેઓ દેહમા સાથે રહીને જીવનને ટકાવી રાખે છે તથા દેહનુ હલન ચલન વિગેરે ક્રિયાઓ ત્રણ દોષોને લીધે જ થઈ શકે છે ટુકામા દેહનુ જીવન ત્રણ દોષો છે

धारणात् धातव એ સૂત્ર પ્રમાણે ત્રણે દોષો ધાતુના સ્વરૂપમા દેહને ધારણ કરી સ્વક્રિયામા સર્વ અવયવોને જોડે છે ત્રણે દોષોની પ્રકૃતિસ્થ અવસ્થાનો આધાર આહાર ઉપર અવલબે છે આહાર ન મળે તો દોષો ક્ષીણ થવા માડે દોષનો ક્ષય થતા દેહના અસ્તિત્વનો નાશ થાય શરીરમા શક્તિ કે બળ જે આપણે કહીએ ત શુક્ર છે આ શુક્રની ઉત્પત્તિ આહારથી થાય છે આપણે જે આહાર મુખદ્વારા જમીએ તે હોજરીમા જાય છે પછી તેનો ત્યા રસ બને છે રસનુ રક્ત, તેનુ માસ, અસ્થિ, મજ્જા અને શુક્ર આ પ્રમાણે પરિણામ પામે છે આ સર્વ રસથી તે શુક્ર સુધી બનવાની ક્રિયાઓ સવ ત્રણે દોષોને આભારી છે ત્રણે દોષો જ આહારનો રસ પછી રસથી તે શુક્ર સુધી રસનો વિપાક કરવામા આધારભુત છે આ સવ પાચન ક્રિયાઓ કયા કયા દોષોના કાયથી થાય છે તે વિષે આપણે પહેલા વિચાર કરીએ

अन्नस्य भुक्तमात्रस्य षट्रसस्य प्रपाकत । मधुरात्पाक्फोद्भावात् फनभूतमुदीर्यते ।
परस्तु पच्यमानस्या विदग्धस्याम्लभावत । आशयाच्चवमानस्य पित्तम् च मुदीयत । पक्वा
शय तु प्राप्तस्य शोष्यमाणस्य वह्निना परि पिण्डितपक्वस्य वायु स्याकटुभावत ।

શ્રીયુત ઉગ્વેકરના ભાષણમાથી

(અપૂર્ણ)

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विरुद्रभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૧ મુ ]　　　　મહા ૧૯૮૪　　　　[ અંક ૪

## બ્લડપ્રેશરની વધારે ચર્ચા

વૈદ્યક પત્રના બ્લડપ્રેશર અંકની નોંધ પહેલા લીધી છે અહીં આરોગ્ય દર્પણમા બ્લડપ્રેશર સબધી કેટલીક ચર્ચા છે તેની નોંધ લેવા ધારૂ છુ ખરી વાત એવી છે કે જનસમાજમા અને ચિકિત્સકોમા આ ચર્ચાના વિષય તરીકે બ્લડપ્રેશરે હમણા વ્યાપક સ્થાન લીધું છે વળી વૈદ્યોના ચિત્તમા એ રોગે ખાસ સ્થાન લેવાનુ જુદુ કારણ પણ છે આરોગ્યદર્પણના સપાદકે સપાદકીય લેખમા એ કારણ નીચેના શબ્દોમા દર્શાવ્યુ છે

" આધુનિક ચિકિત્સક વિજ્ઞાન ( એલોપથી )ને લીધે જે કેટલાક નવીન કહેવાતા રોગોનુ ભય પ્રાપ્ત થયુ છે તેમા રક્તચાપાધિક્ય ( લોહીનુ વધારે દબાણ ) મુખ્ય છે રક્તચાપ ( બ્લડપ્રેશર )ની પરીક્ષા વિના હાલમા સ્વાસ્થ્ય પરીક્ષા અધુરી ગણવામા આવે છે ડાકટરોની પદ્ધતિ પ્રમાણે વૈદ્યો રક્તચાપની પરીક્ષા નથી કરતા માટે તેઓ અપૂર્ણ છે તેઓનુ શાસ્ત્ર અપૂર્ણ છે રક્તચાપ પરીક્ષાના યત્ર માટે ડાક્ટરોને ગર્વ છે અને ઘણો વધારે ગર્વ છે વસ્તુત એ છે પણ ગર્વની વસ્તુ માણસને કાંઈ દર્દ ન થતું હોય, તેના બધા શારીર અવયવો અને મન પણ સાધારણ રીતે બરાબર કામ કરતા હોય છતા પણ કેટલીક વાર ડાક્ટર મહાનુભાવો રક્તચાપ પરીક્ષાના યત્રની મદદ વડે એ રોગી છે એમ બતાવે છે અને અમુક વખત પછી એ માણસ ખરેખર રોગી દેખાય છે આવા અદ્ભુત યત્ર માટે ગર્વ ન થાય તો શુ વૈદ્યોની નાડી પરીક્ષા માટે ગર્વ થાય ? "

(આ દ કાર્તિક ૧૯૮૪)

ટુકામા ઉપર બ્લડપ્રેશર અને તેની પરીક્ષાના યત્રનુ મહત્વ સ્પષ્ટ દર્શાવ્યુ છે વળી એઓ સપાદક કહે છે તેમ અનેક વાર રોગી બ્લડપ્રેશર વિષે વૈદ્યોને પ્રશ્ન કરે એ સ્વાભાવિક છે એવે વખતે વૈદ્યો કતપ્રભ થઈ જાય, એ એને માટે શોભાસ્પદ નથી

વસ્તુત વૈદ્યકલ્પતરૂના બ્લડપ્રેશર અકનુ અવલોકન કરતા અને પ્હેલા પણ અનેક પ્રસગે મે જે કહ્યુ છે તે "બેય પદ્ધતિઓની નિદાન પ્રણાલી અને ચિકિત્સાશૈલી ભિન્ન છે, એનો સમન્વય થવો અસભવ પ્રાય છે" એ શબ્દોમા આરોગ્યદર્પણના સપાદક સ્પષ્ટ સ્વીકારે છે અને એથી આગળ વધીને કહે છે કે "છતા દાક્તરો દેશના શિક્ષિત લોકો અને સાધારણ જનતા સમવય કરવાનો બોજો વૈદ્યોને માથે છે એમ ગણે છે અને વૈદ્યો પણ આ બોજો સ્વીકારી લેતા જણાય છે બેય પદ્ધતિઓનુ જ્ઞાન હોય એ સારૂ છે પરતુ જેમ ડાકટરને આયુર્વેદનુ જ્ઞાન ન હોવા છતા તેઓ શરમાતા નથી તેમ વૈદ્યોએ પણ તેઓ સામે નિસ્તેજ ન થવું જોઈએ બ્લડપ્રેશર જેવા કોઈ રોગનુ નામ આયુર્વેદમા ન મળે તો એથી આયુર્વેદનુ ગૌરવ ઓછુ નથી થતું

આગળ ચાલતા બ્લડપ્રેશરની સમજણ એલોપથી અનુસાર આરોગ્યદર્પણમા આપી છે બ્લડપ્રેશર એટલે શુ? શરીરમા શુ ફેરફાર થાય છે અને માપવાના યત્ર વડે એ કેવી રીતે મપાય છે તેનુ સ્પષ્ટ વર્ણન 'વૈદ્યોનુ વાર્ષિક'મા ડા શ્રી શુકદેવ ભેનશકર ભટ્ટે કર્યુ છે (જુઓ પૃ ૨૦૦) તે ટુકામા સારૂ છે એટલે આગળની ચર્ચા સમજવામા સરળતા થાય એ ખાતર એમાથી 'હાઈબ્લડપ્રેશર'ના ચિહ્નો ઉતાર્યા છે આ ચિહ્નોનું વર્ણન આરોગ્યદર્પણમા તથા વૈદ્યક પતરૂના બ્લડપ્રેશર અકમા પણ છે

૧ માથુ ભારે લાગવુ અને દુખવુ, નોખા નોખા દરદીઓની દુખાવાની નોખી નોખી જગ્યાઓ બતાવશે કોઈને કપાળ દુખે છે, જ્યારે કોઈને તાળવા ઉપરજ દુખે છે જ્યારે કોઇને શિખાની જગ્યાએજ દુખે છે એમ કહેશે ઘણે ભાગે આની સાથે દરદીને ફેર પણ આવે છે

૨ શ્વાસ ભરાઈ આવવો એ બીજુ ચિહ્ન છે અને તે પણ ખાસ કરીને કોઇ પણ મહેનતનુ કામ કર્યા પછી કેટલીક વખત વારવાર જોર કરીને શ્વાસ ભરાઈ આવે અને દરદીને દમનુ દર્દ હશે એવા ખોટા નિદાન તરફ ચિકિત્સકોને પ્રેરે

૩ ઉંઘ ઉડી જવી અગર વાતો કરતા કે કામ કરતા પણ ઝોકા આવી જવા-તે દેખાવ બધાણીને આસાદ મળતો આવે

૪ કામ કરવાનું આળસ થાય અને દરદીનો દેખાવ નિરાશા ભર્યો હોય

૫ નાકમાથી લોહી નીકળવુ-નાકોડી ફુટવી, હાથ પગમા ખાલી ચડવી અને છાતીમા-હૃદયના ભાગમા દુખવું

૬ ઉચાળુ ચઢ્યા પછી-ગળાની રક્તવાહિનીઓના ધબકારા કાનમા તેમજ માથામા સભળાય-વાગે અને નિદાન કરનારને નજરે દેખાય

૭ વધારે દબાણ થવાથી કોઈવાર મગજની રક્તવાહિની તુટી જાય અને અર્ધાંગ થાય ”

હાઈબ્લડપ્રેશરમા શરીરની આ વિષયમા રક્ત સવહનની પ્રાકૃતિક સ્થિતિમા શો ફેરફાર થાય છે તેનુ પણ એજ લેખકે કરેલુ વર્ણન ૮ કામા પણ સ્પષ્ટ હોવાથી નીચે ઉતાર્યું છે —

“ આપણા શરીરમા હૃદય પોતાની મેળે સકોચાય છે અને પહોળુ થાય છે સકોચાય ત્યારે તેની અદરનુ લોહી કુદીને બ્હાર આવે છે અને હૃદયમાથી નીકળતી રક્તવાહિનીઓ દ્વારા શરીરમા ફરે છે અને પહોળુ થાય ત્યારે શરીરમાથી ફરીને પાછુ આવતુ લોહી તમા (હૃદયમા) દાખલ થાય છે હૃદય સકોચાય ત્યારે અદરના લોહી ઉપર દબાણ થાય છે અને તેથી તેની પિચકારી ઉડે છે (આ શબ્દ જોઈએ તેવા સારો નથી એમ મને લાગે છે પ્રત્યક્ષ શારીરના ગુજરાતી અનુવાદમા ધકેલાય છે' શબ્દ છે મૂળ સસ્કૃત પ્રત્યક્ષ શારીરમા પ્રણુદ્યતે શબ્દ છે તેથી આ વિ) જે પિચકારીનો થડકો રક્તવાહિનીઓની દિવાલ ઉપર લાગે છે તે નાડી રૂપે આપણે સ્પર્શી શકીએ છીએ આ લોહીનુ દબાણ તે 'બ્લડપ્રેશર' દરેક માણસના શરીરમા 'બ્લડ પ્રેશર' તો હોય જ તે વિના લોહી ફરે નહિ પણ બ્લડપ્રેશર વધારે છે કે ઓછુ છે તે જ જાણવાની જરૂર છે આ માણસને બ્લડપ્રેશર છે એમ કોઈ કહે તેનો વૈદ્યકીય નજરે અર્થ એવો થાય કે 'હાઈબ્લડપ્રેશર' લોહીનું દબાણ વધારે છે ”

એજ લેખકે 'હાઈબ્લડપ્રેશર'ના કારણો નીચે પ્રમાણે આપ્યા છે

“ કારણોના બે પ્રકાર છે (૧) શરીરનુ એ જાતનુ વલણ-તૈયારી, (૨) ઉશ્કેરનારા કારણો

(૧) પહેલો પ્રકાર—વારસામા જ શરીરનુ બધારણ એ જાતનું હોવુ તે છે પુરૂષોમા સ્ત્રીઓ કરતા વધારે થાય છે તેના કારણોમા ખોરાક અને સખ્ત મહેનત વગેરે છે

(૨) ઉશ્કેરનારા કારણો—બાદી થવી એ મુખ્ય કારણ છે નિરૂદ્યમી જીવનથી, અને 'નત્રિલ' કહે છે તે પદાર્થો વધારે પ્રમાણમા લેવાથી બાદી થઈ બ્લડપ્રેશર વધે છે શરીરમાથી જે ઝેરો ગુરદા-મૂત્રપિંડો મારફત બ્હાર નીકળે છે, તે ગુરદાના રોગમા ન નીકળી શકવાથી બ્લડપ્રેશર વધે છે ગાઉટ' તેમજ મીઠી પિશાબમા તે વધે છે ચિંતા-આઘાત અને નાણા વમન સુધીનુ માનસિક કાર્ય પણ પોતાનો ભાગ ભજવે છે શરીરમા પુષ્કળ લોહી ભરાવું, હૃદયનુ વધી જવુ, લોહીના રજકણો કોઈ પણ કારણસર વધી જવા

(જેને લીધે લોહી ઘટ્ટ થાય છે), હૃદયનુ જોરથી અને ઝડપથી કામ કરવું એ મર્વે અને કેટલાક ધાતુઓના દરદોમા બ્લડપ્રેશર વધી જાય છે"

'હાઈબ્લડપ્રેશર' લોહીનું દબાણ વધી જવાની સ્થિતિ જેમ છે તેમ એથી ઉલટી 'લો બ્લડપ્રેશર' લોહીનુ દબાણ ઘટી જવાની સ્થિતિ પણ છે

આગળ ચાલતા એજ લેખક કહે છે કે "બ્લડપ્રેશર વધવું ઘટવું તે નીચેની ત્રણ વસ્તુઓ ઉપર આધાર રાખે છે —

૧ હૃદયનો વેગ અને તેનું લોહી ઉપર દબાણ

૨ રક્તવાહિનીઓમા માર્ગમા લોહીને પડતું જોર

૩ હૃદયમાથી નીકળતો લોહીનો જથ્થો

જો હૃદય વધારે વેગથી અને વધારે બળપૂર્વક કામ કરે તો લોહીનું દબાણ વધે, તે રક્તવાહિનીઓમા પોતાનો માર્ગ કરતા લોહીને વિશેષ જોર વાપરવું પડે તો લોહીનું દબાણ વધે છે"

ઉપચારમા વૈદ્યોનુ વાર્ષિક'ના લેખકે દર્શાવેલ નીચેના ગણ્યા છે "હા!" બ્લડપ્રેશરમા નમક ખોરાકી, લોહીનો નિકામ બહાર કરી લોહીનો જથ્થો ઓછો કરવો આરામ, નિવૃત્તિ, હલકો અને પચી શકે તેવો ખોરાક અને ખાસ કરીને જુલાબ વિગેરે દબાણ ઓછુ કરે છે વિલાયતી ઔષધોનો ચેચ અને રક્તવાહિનીઓને વિસ્તૃત કરે તેવા ક્ષારો અને પોટાશ આયોડાઈડ પણ દબાણ ઓછુ કરે છે ગરમ સ્નાન, ટર્કીશ બાથ અને વીજળીની બત્તી પણ દબાણ ઓછુ કરવામા મદદ કરે છે" ઉપર બ્લડપ્રેશર વિશે લાબો ઉતારા કર્યો છે એનું એક કારણ હમણા એ રોગ ચર્ચાનો નામાંકિત વિષય છે, એ ઉપર ઘણુ છે બીજુ કારણ આયુર્વેદમા એ રોગ શું કહેવાય એની ચર્ચા પણ ઘણી ચાલે છે અને વૈદ્યકલ્પતરૂના બ્લડપ્રેશર અંકમા ભાઈ મણિશકરે જે કલ્પના કરી છે તેને આગળ આગળ વિચાર કરવા ઇચ્છનારને કામ લાગે એ છે

**આરોગ્યદર્પણ**નો ૧૯૮૮નો કાર્તિક અંક પણ બ્લડપ્રેશર અંક જણાય છે એમા સપાદકનો અગ્રલેખ બ્લડપ્રશર વિશે છે એ ઉપર નોધ્યુ છે પછી 'વૈદ્યકલ્પતરૂ કા બ્લડપ્રેશર સબધી ભ્રમ' એ મથાળાથી ઝાબુઆ સ્ટેટના રાજવૈદ્ય ભિષડમણિ પં જ્ઞાનપ્રકાશ શર્માનો લેખ છે જેમા લેખકે વૈદ્યકલ્પતરૂના બ્લડપ્રેશર અંકમા બ્લડપ્રેશર એટલે વાતરક્ત એવુ જે પ્રતિપાદન કરવામા આવ્યુ છે તેનુ વિસ્તારથી ખડન કર્યુ છે એ પ્રતિપાદન તો યથાર્થ નથી પણ તેની પદ્ધતિ અશાસ્ત્રીય છે એવો મારો મત આયુર્વેદ વિજ્ઞાનના કાર્તિક અંકમા મે દર્શાવ્યો છે હવે આ લેખકે વધારે વિગતવાર ખડન કર્યુ છે અને જેને એ આખુય જોવું હોય તેણે તો મૂળ લેખ જ જોવો

પણ વૈદ્યકલ્પતરૂ વાળા લેખની કેટલીક દલીલો કેવી ભ્રમપૂર્ણ હતી તે પ જ્ઞાનપ્રકાશ શર્માએ આપેલા એક બે દાખલાઓ બહુ મશોર રીતે દર્શાવે છે –

"લેખક (વૈદ્યકલ્પતરૂના) આગળ ચાલતા વાતરક્તના બે પ્રકાર અથવા સુશ્રુત અનુસાર બે અવસ્થાઓ તરફ આવે છે **त्वङ्मांसाश्रयमुत्तानं गम्भीरं त्वन्तराश्रितम्** વૈદ્યકલ્પતરૂના લેખકે 'સમજૂતી'મા આ શ્લોકનુ રહસ્ય નીચે પ્રમાણે સમજાવેલ છે *હાથપગની નાનીધમનીઓ જે માંસ અને ત્વચામા ફેલાયેલી છે તેમા થયેલો રોગ ઉત્તાન કહેવાય તેના અંદરના ભાગમા હૃદય વૃક્ક, મસ્તિષ્ક, યકૃત, પ્લીહા આદિ ગભીર અવયવોમા થયેલો રોગ તે ગભીર* (આરોગ્ય દર્પણમા આપેલી ટિપ્પણી) એ વચનનો સીધો અર્થ તો એટલો જ છે કે *ત્વચા તથા માંસ સુધી પોચેલો રોગ તે ઉત્તાન અને અંદર પ્હોચેલો* રોગ તે ગભીર હવે લેખક મહોદય સમજૂતીમા હૃદય, વૃક્ક, મગજ વગેરે ક્યાથી લઈ આવ્યા? મૂળ પાઠમા તો એનુ નામનિશાન નથી દેખાતુ કદાચ **अन्तराश्रित** શબ્દનો આવો અર્થ કર્યો હોય તો જો તેઓ જરા વિચાર કરી જોત તો તરત સમજાત કે *ઉપરના अन्तराश्रित શબ્દનુ તાત્પર્ય અવયવો નથી* પણ તેનો સીધો સબંધ ધાતુઓ સાથે છે મતલબ કે મેદ, અસ્થિ, મજ્જામા અસર થતા એ રોગ ગભીર કહેવાય છે આવુ વ થકારનુ વક્તવ્ય છે"

પ જ્ઞાનપ્રકાશ શર્માએ વૈદ્યકલ્પતરૂવાળા લેખકે ઉપર પ્રમાણે કરેલા વિચિત્ર અર્થ માટે તથા બીજી ભ્રમપૂર્ણ સમજૂતી માટે લેખકની ખૂબ મશ્કરી કરી છે અને મશ્કરી નથી સૂઝતી પણ દિલગીરી થાય છે અને તે આયુર્વેદ અને પાશ્ચાત્ય ઉભય વૈદ્યકની કેળવણીનુ આ પરિણામ જોઈને વૈદ્યક લ્પતરૂવાળા લેખકે આયુર્વેદના ગ્રથના વચનોનો અર્થ અન્ય ગ્રથોની પરિભાષાને કે સમગ્ર આયુર્વેદિક સાહિત્યના સમન્વયને ધ્યાનમા રાખીને નથી કર્યો પણ આયુર્વેદના શબ્દોનો અગ્રેજી પરિભાષાના એ શબ્દો હોય તો જે અર્થ થાય તે અર્થ કર્યો છે મતલબ કે ઉત્તાન અને ગભીર શબ્દ 'મેડીસીન'ના ગ્રથના ભાષાન્તરમા હોત તો એ શબ્દોનો જે અર્થ થાત તે અર્થ કર્યો છે અને મે એનુ અવલોકન કરતા લેખકની દૃષ્ટિ ખોટી છે એમ કહેલુ તેનો આ દાખલો છે

પ જ્ઞાનપ્રકાશ શર્માની વધારે ટીકા ઉતારવાની જરુર નથી તેઓ છેવટ કહે છે કે લેખકે "સ્થળે સ્થળે મૂળપાઠ અને તેના અર્થની ભારે ખેચ તાણ કરી છે જો એક એક શ્લોકનો વિચાર કરવામા આવે તો આખુ પુસ્તક થાય" "વળી બ્લડપ્રેશરને પરાણે વાતરક્તને ગળે બાધ્યા વગર ચાલે નહિ એવી તે લેખકને શી મુશ્કેલી આવી પડી હતી?"

આરોગ્યદર્પણના તત્રીએ પોતા તરફથી પણ આ ટીકામા થોડો ઉમેરો ટિપ્પણી દ્વારા કર્યો છે આરોગ્યદર્પણનો ૧૯ ૭નો ડિસેમ્બર અક-આ

અંકમાં ઉપરના શ્રી ૫ જ્ઞાનપ્રકાશના લેખનો જવાબ આપવાનો પ્રયત્ન વૈદ્યક પત્રના ૫-૬ઠ્ઠમેશ્વર અંકમાં ૫-૬મેદાર અને વાતરખાની એ તા કહેનાર શ્રી મણિશંકર પોપટલાલ ભટ્ટે કર્યો છે એ જવાબથી કશો વધાર પ્રકાશ પડતો નથી

**વૈદ્યક પત્રના ૧૯૩૮ના જાન્યુઆરી–ફેબ્રુઆરી અંકો—**વૈદ્યક પત્ર જનેવારી અંકમાં સ્વ વયરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીની જીવનરેખા એ માસિકના તંત્રી ભાઈશ્રી રવિશંકર જ ત્રિવેદીએ લખી છે અને ભાઈશ્રી બાપાલાલ ગ વૈદ્યે પોતાના ગુરુના સ્મરણો લખ્યા છે આ ભક્તિયુક્ત સ્મરણોમાંથી સ્વ સુ ભાઈના ઉદાત્ત સ્વભાવના બે દાખલા નીચે ઉતાર્યા છે ભાઈ બાપાલાલ લખે છે કે—

"આડેશ્વર દવાખાનામાં એક હરિજન દરદી દવા લેવા આવેલો તે વખતે હું નવો જ વિદ્યાર્થી હતો એ દરદીને ઉદર જેવું હતું અમૃતલાલ ભાઈએ આરોગ્યવર્ધની આપી અને દૂધ પર રહેવા સૂચના આપી "બાપુ દૂધ પર શે રહેવાય? દૂધના પૈસા મને ગરીબ માણસે ક્યાંથી કાઢવા?" હરિજને આર્તનાદ કર્યો અને તુરત જ પોતાના ગજવામાંથી બે રૂપીઆ ખણખણતા બારીમાંથી ફેંકાતા મેં જોયા અને આ બે રૂપીઆ ફેંકનાર વૈદ્ય મહીને ત્રીસ રૂપીઆ માંડ કમાતો હતો."

**બીજો દાખલો —**

'લીંબડીમાં એક ગરીબ દરદીને મુઠ્ઠી ભરીને સુવર્ણ વસંતમાલતિ આપવાનો મ્હને હુકમ થયો હું થોડીવાર થોભ્યો અને વિમાસણમાં પડ્યો આડેશ્વરથી લીંબડી આવ્યે માંડ ત્રણ ચાર મહિના થયા હશે દવાઓનો સંગ્રહ પૂરો હતો નહિ વસંતમાલતિ થોડી જ સ્ટોકમાં હતી દવાખાનાની દવાઓનું ખર્ચ વૈદ્યને શિરે હતું તેમની આર્થિક સ્થિતિથી હવે હું સારી રીતે વાકેફગાર હતો આથી મેં આંખ આડા કાન કર્યા, થોડીવારે તે પોતે ઉઠ્યા બાટલીમાં જેટલી સુ વસંતમાલતિ હતી તેટલી હાથમાં લઈ પડીકું વાળી દરદીને આપી દીધું હું ટગર ટગર જોતો રહ્યો"

'આવા તો કેટલાક સ્મરણો આલેખી શકું એમ છું" એમ ભાઈ બાપાલાલ કહે છે સાચી વાત છે એ પાવન સ્મરણોની પ્રસિદ્ધિ ઈષ્ટ જ છે

વૈદ્યકપત્રના ફેબ્રુઆરી અંકમાં **'બ્લડપ્રેશર ચર્ચા અને ખુલાસો'** મથાળાથી શ્રી મણિશંકર પોપટલાલ ભટ્ટે એક ટુંકો લેખ લખ્યો છે એ લેખમાં બ્લડપ્રેશર સંબંધમાં સ્વ સુ અમૃતલાલ ભાઈનો હવાલો આપતાં જે લખ્યું છે તેનો સાર એ છે કે ૧૯૭૫-૭૬માં પાટણના આયુર્વેદ મહાવિદ્યાલયમાં રા મણિશંકર ભણતા ત્યારે સુ અમૃતલાલભાઈ આચાર્ય હતા

અને વાતરક્ત એટલે શું તેની ચર્ચા ચાલતી તેમાં 'લેપ્રસી' અને 'ગાઉટ' એ મતો પ્રચલિત હતા "બહુ વાદ પછી પટ્ટણીજીએ જણાવેલું કે વાઝોમોટર ડીઝોર્ડર્સ જેવું મારું માનવું છે "

ખરી વાત છે કે અમે નાના હતા ત્યારે જામનગરના અગ્રણી વૈદ્યો લેપ્રસીના દરદને વાતરક્ત કહેતા પછી પ્રાચીન આયુર્વેદિક ગ્રંથોનો અભ્યાસ વધ્યો અને એ સાથે જ અર્વાચીન ગ્રંથોમાં કહેલાં લેપ્રસી અને ગાઉટના લક્ષણોનો પણ પરિચય થયો પછી મહાકુષ્ઠ તે લેપ્રસી અને ગાઉટ તે વાતરક્ત એવી માન્યતા પ્રચારમાં આવી હવે સ્વ. અમૃતલાલભાઈના મનમાં વાતરક્તના ગ્રંથોક્ત બધાં લક્ષણો ગાઉટને મળતાં છે એવી ખાત્રી નહોતી થઈ અને તેથી એમણે 'વાઝોમોટર ડીઝઓર્ડર્સ' કહ્યું હોય એ સંભવિત છે હું એ વર્ષોમાં પાટણ જતો અને સ્વ. સ્વ. ભાઈ સાથે આવા આ મર્મ વિષયક ચર્ચાઓ થતી અને પાશ્ચાત્ય વિજ્ઞાન સાથે તુલના થતાં જે નવા નવા તર્કો એમના મનમાં ઉઠતા તે સાંભળવાના મને ઘણા પ્રસંગો મળ્યા હતા કેટલીક બાબતમાં અમે એકમત નહોતા થઈ શકતા એ હું કબુલ કરૂં છું પણ તેઓએ વાતરક્ત વિષે અમુક દૃઢ નિશ્ચય કર્યો હતો એવો અર્થ ઉપરની વાતમાંથી નથી નીકળતો આગળ ચાલતાં શ્રી મણિશંકર જ કહે છે —

"ફેબ્રુઆરી (૧૯૩૭)ના મધ્યમાં મારે શ્રીરોગ ચિકિત્સાના કાર્યમાં નેવા રૂપ થવા લીંબડી જવાનું થયું ત્યારે કાચું લખાણ (બ્લડપ્રેશર અંકવાળું) પટ્ટણીજીને બતાવ્યું હતું તેમણે તે પૂરૂં વાંચ્યું વાતરક્ત એ લેપ્રસી કે ગાઉટ એ બે મુદ્દામાં તમારો ત્રીજો મુદ્દો ઉમેરાય છે "

ઉપના વાક્યમાં સ્વ સ્વ. ભાઈની મનોવૃત્તિ સ્પષ્ટ દેખાય છે અને વૈદકના વ્યવહારમાં નિશ્ચયાત્મક બુદ્ધિવાળા હોવા છતાં 'થીઅરેટીકલ' તાત્ત્વિક ચર્ચાની બાબતમાં આવી સંદિગ્ધવૃત્તિ એમની હતી એ પણ હું સ્વીકારૂં છું

પણ એમણે જે જવાબ શ્રી મણિશંકરનું નવું લખાણ વાંચીને આપ્યો તેમાં મારા વક્તવ્યનું રહસ્ય રહેલું છે એમણે કહ્યું છે કે લેપ્રસી અને ગાઉટ બે છે તેમાં આ ત્રીજો ઉમેરાય છે વાત સાચી છે પણ આ રીતે એક કરતા વધારે વિકલ્પ થવાનું કારણ શું? અતિસાર એટલે 'ડાયેરીઆ' એમાં કેમ શંકા નથી પડતી? વિકલ્પો ઉત્પન્ન થવાનું કારણ એ છે કે આયુર્વેદનું વર્ગીકરણ અને નામકરણ એલોપથીના વર્ગીકરણ અને નામકરણથી તદ્દન જુદા સિદ્ધાંતને અનુસરીને થયેલું છે પરિણામે આયુર્વેદના વાતરક્ત જેવા એક રોગમાં એલોપથીમાં જુદા ગણવામાં આવેલા બે ચાર રોગોનો સમાવેશ થયો હોય અને તેથી ઉલટું એલોપથીના એક રોગમાં આયુર્વેદોક્ત બેચાર રોગોનો સમાવેશ થયો હોય એ અસંભવિત નથી

પ્રસ્તુત લખાણમાં જુઓ વાત ક્ત માટે ત્રણ અથવા ચાર એલોપથિક નામો સૂચવાયા છે અને બ્લડપ્રેશર માટે વાતરક્તની સૂચના શ્રી મશ્રિશક૦ કરે છે જ્યારે આરોગ્ય ૫ ણના નવેમ્બર અંકમા શ્રી ગોપીનાથગુપ્તે વાત / શિર શૂલના લક્ષણો હાઈબ્લડપ્રેશરના બધ લક્ષણો સાથે મળે છે એમ કહ્યુ છે બ્લડપ્રેશરની અમુક અવસ્થામા ઘેતછા થાય છે તથા પક્ષઘાત થાય છે એ પ્રસિદ્ધ છે એટલે એ બે રોગો માથે પણ એકતા સાધી શકાય

ઉપરના કારણથી શ્રી ગોપીનાથ ગુપ્ત જે કહે છે કે "આયુર્વેદિક દૃષ્ટિમા બ્લડપ્રેશર કોઇ એક રોગ નથી પણ અનેક રોગોમા થતી અમુક સ્થિતિ છે" એ સાથે હુ મળતો છુ

છેવટે આ ચર્ચાનો ઉપસંહાર કરતા કહેવુ જોઇએ કે મારો મત બ ને વૈદ્યકની તુલના કરવાની વિરૂદ્ધ નથી તેનજ અવ્યવસ્થા મને ઇષ્ટ નથી પણ પ્રાચ્ય અને પાશ્ચાત્ય વર્ગીકરણનો તાત્વિક ભેદ ધ્યાનમા રાખીને તુલના કરવી અને નિદાનમા જે વસ્તુ તરત જોઇ અને સમજી શકાય એમ છે તે લક્ષણોની તુલનાને[1] માર્ગે સત્યની વધારે નજીક જઈ શકાશે એવો મા । ઘણા વખ તથી મત છે અન્યોન્ય પ્રાચીવાદનો આશ્રય લઇને જેના લક્ષણો, કારણો ચિકિત્સા વગેરે માટે ભાગે મળતા આવતા હોય તેને એક માનવામા વાધો નથી

---

## ' પદ્મા ?

(લેખ –વૈદ્ય શિવશંકર ના ન્યુ ન)

ભા ગીના ઘણા નામોમાનુ એક **પદ્મા** છે જ્યા સુધી આ ઝાડવુ નહોતુ જોયુ ત્યા સુધી તો એ વસ્તુ માની લીધી હતી પણ સહ્યાદ્રિમા મારા પરિ ભ્રમણ દરમિયાન વર્ષા ઋતુમા ભારગીના જ્યા । ઝાડવા અનેક ડુંગરોમા જોયા તેના ફૂલ તો પદ્મને કોઇપણ રીતે મળતા નથી એટલુ જ નહિ પણ તેનુ એક પણ અંગ પદ્મની સાથે સરખાવી શકાય એમ નથી ફૂલ ખૂબ નાના એક દાંડી ઉપર ઝુમખામા આવેલા હોય છે તેનો રંગ વાદળી હોય છે અને ડૉ. મ્હસકરે તેને નાઝકુસુમાન્વિત કહી છે એ વર્ણન બરાબર છે

તો **પદ્મા** નામ ભારગીનુ બીજા કયા કારણે પડયુ હશે ? અથવા તો તે બીજી કોઈ વનસ્પતિનુ નામ તો નહિ હોય ? વિદ્વાનો પ્રકાશ નાખશે કે ?

---

૧ વાતરક્તને સુપ્ત કુષ્ઠ જેવુ એટલે ચામડી ઉપર તેનુ ચિ દેખાવ જેવુ ૨દ ગણે છે (એ મળતાપણાથી જ લેપ્રસી જેવો ચામડીનો રોગ તે વાતરક્ત એવી મા યતા પ્રચારમા આવેલી) અને હાઇબ્લડપ્રેશરનુ તો ઘણીવાર એ માપવાના યંત્રથી જોવામા ન આવે તો કશુ ચિન્હ જ નથી આવુ એવી તદ્દન ન્હાની લાગતી વાત પણ શાસ્ત્રીય પ્રશ્નનો નિર્ણય કરવા ઇચ્છનારે વિચારવી જોઇએ

# આયુર્વેદીય ઔષધિસંશોધનની વ્યાપ્તિ અને દિશા

(લે૦ વૈદ્ય ચંતન્ય દેસાઈ, ભાઇદર)

(ગતાંક પૃષ્ઠ ૮૮ થી ચાલુ)

રસભસ્મ કલ્પો કેટલીક રીતના એલોપેથીના, તત્સમ ધાતવ કલ્પો સાથે મળતા છે પણ દ્રવ્યની શુદ્ધિ, ભાવનાદિક સંસ્કાર અને વનસ્પતિની સાથે મેળવી બાળી કરેલા લવણો કે જેને ભસ્મો નામ આપવામાં આવે છે, તેઓની પ્રક્રિયા એલોપેથીક લવણોથી બહુ ખટપટવાળી છે, તેવી જ રીતે તેથી વિલક્ષણ અને ઉત્તમ કાર્ય કરવાવાળા છે જેમ કે આયુર્વેદોક્ત શુદ્ધ ગંધક, અને ગંધક રસાયન, વળી તાંબાનો અને રૂપાનો ઓક્સાઈડ એક જ ધાતુમાં રહેલ જુદા જુદા ગુણોમાંથી દરેકનો એ બનાવટમાં ઉત્કર્ષ વિશેષ વનસ્પતિની ભાવના આપી સિદ્ધ કરવાથી થાય છે, જેમકે 'લોહસર્વસ્વ' ગ્રંથમાં લોહની ભસ્મના એવા અનેક પ્રકારો બતાવ્યા છે આથી ય વધારે ચમત્કૃતિજનક આયુર્વેદીય લવણકલ્પો તે છે કે જેઓને અત્યંત સૂક્ષ્મસ્વરૂપ આપી દેવાથી તેઓ કલ્પનાતીત કાર્ય કરે છે, એમ કહી શકાય જેમ કે અનેક પુટી અભ્રક અને કુપીસ્થ રસાયનો સ્વર્ણવંગ અને ચંદ્રોદય આવી વિલક્ષણ **અસરકારક અને કલાપૂર્ણ બનાવટો આગળ એલોપેથીની બનાવટો સ્થૂલ અને જંગલી જેવી લાગે છે** એલોપથીની બનાવટો દ્રવ્યવિજ્ઞાન અને માસ પ્રોડકશનની જરૂરિયાત એ બેયના આધારે ઉત્પન્ન થઈ હોવાથી યાંત્રિક તંત્ર અને ગણિતીય પ્રમાણબદ્ધતા છે પણ અગણિત સાંઈ નથી નિર્ણય તત્ત્વ છે પણ વિલક્ષણતા નથી, શાસ્ત્રીયતા છે પણ કલાત્મકતા નથી આયુર્વેદના કલ્પોમાં કલાત્મકતા છે, તેવી તેઓ બુદ્ધિની કક્ષાની બહાર જાય છે તેઓ ગણિતને, યંત્રોને અને વિરેચક બુદ્ધિને ચકડોળે ચઢાવે તેવા નિગૂઢ રહસ્યપૂર્ણ છે છતાં તેઓને માટે નિયમ અને શાસ્ત્ર પણ છે તેઓની પ્રક્રિયારીતિ અને ગુણકર્મ એનું અવતન પદ્ધતિવડે આપણે વિસ્તૃત વિવેચન કરી શાસ્ત્રીય સાહિત્ય રચી શકીએ તો આયુર્વેદને ફાયદો થાય અને તેજ શાસ્ત્રીય દષ્ટિ આપણને ઇન્જેકશનાદિ નવા સૂક્ષ્મ ઉપાયોના ગુણકર્મ જાણવા માટે શક્ત બનાવશે

ઇન્જેકશન જેવા કલ્પોની કોટીમાં આવી શકે તેવા બે કલ્પો આયુર્વેદ પાસે હતા, જે આજે નષ્ટપ્રાય થયા છે **નસ્ય** અને **ધૂમ્રપાન** આ તે બે કલ્પો આ ઉપચારોનો શરીરમાં કેવી રીતે પરિણામ થાય છે તે શોધી કહાડવુ જોઇએ નસ્યનો પરિણામ મુખ્યત મજ્જાતંતુઓ ઉપર થાય છે, ત્યાં ધૂમ્રપાનનો

પરિણામ સીધો લોહી ઉપર થાય છે, કેમકે દવાનો સૂક્ષ્મભાગ ધૂમ્રરૂપે શ્વાસમાર્ગ વાટે દેહમાંથી લોહીમા ભળી છે ઉપચારોની આ શાખા ઓનો ફરીથી પ્રચાર કરવો જોઇએ તેમજ વમન-વિરેચનાનુવાસનાદિ પચકર્મો પયોગી કલ્પો બાબતનું સાહિત્ય લખવુ જોઇએ, અર્થાત્ તે પહેલા તેવા ક પોનો ઉપયોગ જારી કરવો જોઇએ

ઈંજેક્શનકલ્પ નવો નથી, એમ હુ કહુ તો ઘણાયને તે દુરભિમાન યુક્ત કે અતિશયોક્તિ જેવુ લાગશે જૂના કાળથી કેટલાક વૈદ્યો વનસ્પતિના રસનો એક વિશિષ્ટ કલ્પ બનાવી સોઈવાળી નલિકાવડે લોહીમા દાખલ કરતા, એવી ચોક્કસ માહિતી મને મળી છે આ પ્રક્રિયાની રીતિ અને ઇતિહાસ એઓની શોધ હુ કરવા માગુ છુ આ ક પ તેવા વૈદ્યો ગુપ્ત રાખવા માગે છે ખરા અને આવી ગોપન બુદ્ધિથી આપણા ઘણા શાસ્ત્રો મૃતવત્ થઈ ગયા છે ઇંજેક્શનનો આયુર્વેદ પ્રસિદ્ધ બીજો પ્રકાર આ છે કે માથા ઉપર છેદ કરીને લોહીમા દવા ચોળીને મસળવી આ લખવા ઉપરથી કોઈ એવો અર્થ લેવાનો કુપ્રયત્ન ન કરે કે ઇંજેકશનને હુ ઉતારી પાડુ છુ, આયુર્વેદમા બધુ જ છે, એમ કદાગ્રહ ધરાવુ છુ?

સીરમથીરેપી કલ્પ પ્રાકૃતિક વિષપ્રતિકારક દ્રવ્યો (antibodies) ઉત્પન્ન કરી રોગઘ્ન થાય છે અને તેઓનો મોટો આધાર ક્રિમીશાસ્ત્ર ઉપર છે દરેક રોગ ક્રિમિજ ય છે એમ કેટલાક પાશ્ચિમાત્ય શોધકોનો દાવો છે પણ આ બાબતમા એવુ કહેવામા વધારે પડતું નહિ થશે કે વિશિષ્ટ વિકૃત શારીરિક અવસ્થા કૃમિઓને આમત્રણ આપે છે અને વિશિષ્ટ રોગ વિશિષ્ટ કૃમિને આભારી હોય છે સીરમકલ્પો અને ઇંજેકશન કલ્પો જૂના ક પોથી સાફ જૂદા પડે છે, તેથી તેઓના ગુણકર્મ શોધી કઢાડવાનુ બહુ કઠણ છે, એમ માનવાની જરૂર નથી દ્રવ્ય મોઢેથી લેવાથી જે પરિણામ બતાવે છે તેવી જ જાતનો પ્રભાવ અને કાર્ય ઘણે ભાગે ઇંજેક્ટેડ દ્રવ્ય કરશે સીરમથીરેપી અને અને ક્રિમિશાસ્ત્ર એલોપેથીમાથી લઈ સસ્કારિત કરી આયુર્વેદમા દાખલ કરવા જોઇએ

ક્રિમિઓ ઘણાખરા રોગોમા પ્રવર્તક કારણ હોય છે એમ અદ્યતન શાસ્ત્રશોધથી કબૂલ કરવુ પડે છે રોગોને કારણ એવા ક્રિમિ આ રોગોનુ નિમિત્ત કારણ, ત્રિદોષ આ ઉપાદાન કારણ અને આહારવિહાર-કાલ આ નથી એટલે સાધન કારણ એમ કહી શકાય આમ કૃમિ ઉપરાત ચામડીના લોહીના રોગ ઉત્પન્ન કરનાર કૃમિ આયુર્વેદમા વર્ણાયા છે વળી વિશિષ્ટ આહારથી મૂળ આમાશયમા ઉત્પન્ન થઈ આખા શરીરમા પ્રસરતા આહુક્રિમીનુ વર્ણન આયુર્વેદમા છે અને તેથી થતા રોગોમા જ્વર, પીનસ, સળેખમ આદિ

રોગ કહ્યા છે (चरक वि स्था अ ९- ८) આ ક્રિમિ આખા શરીરમા ફરે છે આ વાત વાગ્ભટમા કહી છે (वृद्धा सर्पति सर्वश ।) કફજ કૃમિ ઉપર શિરો વિરેચન, વમન અને સશમન ચિકિત્સા કહી છે, તે જોતા આમજ અને રક્તજ કૃમિ ઉપરાન્ત ઈતર કૃમિ કફજ કૃમિના વર્ગમા નાખવા જોઈએ એમ મને લાગે છે આ ત્રણેય વર્ગના કૃમિની ચિકિત્સાનું સૂત્ર દર્શાવતા આયુર્વેદ કહે છે —

पुरीषजेषु सुतरा दद्याद्वस्ति विरेचन ।
शिरोविरेक वमन शमन कफज मसु ॥३३॥
रक्तजाना प्रतीकार कुर्यात्कुष्ठचिकित्सितात् । (अ हृ चि २०)

કફ એટલે સીરમ સામાન્ય ધાતુ આ કૃમિનો આધાર છે આજના કૉલેરા, ટાઈફાઈડ, ન્યૂમોનિઆ, ટીટેનસ વિગેરે ઘણા ખરા કૃમિ આયુર્વેદ દૃષ્ટયા કફજ જ માનવા માટે તર્ક થઈ શકે કૃમિજ ય રોગો સાસર્ગિક હોય છે અને ઘણાખરા રોગો સાસર્ગિક છે એવી કલ્પના આયુર્વેદને હતી —

स्पर्शाहारशय्यादि सेवना प्रायशो गदा ।४१।
सर्व सचारिणो नेत्र त्वग्विकारा विशेषत । (अ हृ नि १४)

આયુવેદની કફજન્ય કૃમિની કલ્પના અને સર્વ રોગો સાસર્ગિક છે' આ કલ્પના આ બ નેનો સમન્વય કરતા રોગ કારણ તરીકે કૃમિનુ મહત્ત્વ આયુર્વેદને ઘણી સારી રીતે સમજાયું હતું અને તેઓના જનક આહાર અને ચિકિત્સાના સિદ્ધા તો આયુર્વેદે ખોળી કાઢયા હતા આ વાત અભિમાનાસ્પદ છે આ પદ્ધતિથી જ નવુ ક્રિમિશાસ્ત્ર આયુર્વેદમા દાખલ કરી શકાય

આ વિભાગમા મુખ્ય વિષય સાથે "ઔષધિ કલ્પ પ્રક્રિયામા કારખાનાઓનુ સ્થાન" અને "નવા ક પો" આ બે ગૌણ આનુષગિક વિષયોની ચર્ચા કરી

ઉપર ફાર્મસીઓ બાબતની ચર્ચા કરી તેમા કોઈ ઉપર ટીકા કરવાની દૃષ્ટિ કે હેતુ નથી માત્ર વસ્તુસ્થિતિ બતાવી છે વેપારમા કેટલીક બાબત અપરિહાર્ય હોય છે વળી વૈદ્યોમા અશિક્ષિતોની બહુ સખ્યા, ગ્રાહકોમા અણસમજૂ કગાલો આપણી ઘરવૈદકની ટેવ અને દવા બાબત વૈદ્યસભા કે સરકાર વડે થવા જેવા નિયત્રણનો અભાવ આ કારણોથી કાચી તથા પાકી દવાના વેપારથી આયુર્વેદનો ફાયદો કે ઉન્નતિ થવામા મદદ થઈ નથી પરિસ્થિતિ બદલાતા આગળ ઉપર તેમ થશે એમ માનવા માટે કારણો છે, એવી આશાઓ રાખવી સારી

---

# નાગપુરનુ અ ભા વૈદ્યસમેલન

નાગપુરના ૨૭ મા અખિલ ભારતીય વદ્યસમેલનની સ્વાગત સમિતિના વ્યવસ્થામંત્રી પ કાલીચરણદુબે વૈદ્યશાસ્ત્રી લખી જણાવે છે કે —

નાગપુરના ૨૭ મા અ ભા વદ્યસમેલનની સ્વાગત સમિતિએ સભાપતિ દેશભક્ત ગોવિંદદાસજી મલપાની આફ્રીકાથી આવી ગયા પછી, ઈસ્ટરના તહેવારોમા એપ્રીલમા સમેલન ભરવાનુ નક્કી કર્યુ છે માટે આયુર્વેદિક વિદ્યાલયોના અધ્યાપકોને તથા આયુર્વેદિક કામગીઓના સચાલકોને વિનતિ કે તેઓએ અહીંની ઓફીસ પાસેથી નિયમાવલિ મગાવી લેવી અને આયુર્વેદિક અધ્યાપકોના તથા આયુર્વેદિક ફાર્મસીના સમેલનોમા ભાગ લઈને આયુર્વેદના પ્રચારની વૃદ્ધિમા પોતાથી બનતી મદદ કરવી

નિબધ લેખકોને વિનતિ છે કે તેઓએ ૧૫ મી માર્ચ ૧૯૩૮ પહેલા પોચી જાય એ રીતે પોતાના નિબધો મોકલવા સ્વાગત સમિતિએ ૭૫ ઉપર ઉત્તમોત્તમ નિબધને સુવર્ણ ચદ્રક આપવાનુ નક્કી કર્યુ છે

ઉપરની મતલબના અગ્રેજી પત્ર સાથે આયુર્વેદ પ્રદર્શનીની નિયમાવલિની એક નકલ પણ મળી છે પણ એમા ખાસ વિશેષ ન હોવાથી એ છાપવાની જરૂર નથી જેને જરૂર હોય તેણે વૈદ્યસમેલન ઓફીસ નાગપુર લખીને નકલ મગાવી લેવી

### પ્રદર્શન સમિતિના અધિકારીઓ

અધ્યક્ષ—વૈદ્યરાજ ગગાધર વિષ્ણુશાસ્ત્રી પુરાણિક-શ્રી ધૂતપાપેશ્વર આર્યૌષધિ કારખાના, પનવેલ

સ્થાનીયમડળ—વૈદ્યરાજ ચતુર્ભુજદાસ રવજીમાલવિયા,
કવિરાજ લક્ષ્મીકાન્ત દામોદર પુરાણિક
પ કાલીચરણ દુબે વૈદ્યશાસ્ત્રી
વદ્યરાજ જગન્નાથરાવ માને
વૈદ્ય દિગમ્બરદાસ ગોવર્ધનદાસ ગુજરાતી

તા ક પાછળથી મત્રીશ્રી દુબેજી તરફથી ખબર મળ્યા છે કે વૈદ્યસમેલનની તારીખોનો છેલો નિર્ણય એપ્રીલની તા ૧૫ થી ૧૮ સુધીમા સમેલન ભરવાનો થયો છે

વળી વૈદ્યસમેલનના વિભાગીય પ્રમુખોનો પણ નિશ્ચય થઇ ગયો છે, અધ્યાપક પરિષદના પ્રમુખ કવિરાજ મ મ ગણનાથસેન સરસ્વતી અને ફાર્મસીસ્ટ પરિષદના પ્રમુખ શ્રી જુગતરામ શકરપ્રસાદ વૈદ્ય નક્કી થયા છે

---

## સ્વ અમૃતલાલ પ્રા પટ્ટણીનું સ્મારક

સ્વ અમૃતલાલ પ્રા પટ્ટણીના વિશાળ શિષ્યવૃંદને મળવાના ઉદ્દેશથી આ અપીલ હું બહાર મૂકું છું સ્વર્ગસ્થનું ઉચિત સ્મારક થાય તો ગૂજરાતની તેમા શોભા છે આ સ્મારક કયી જાતનુ હોવુ જોઇએ, તે માટે શુ પગલા લેવા જોઇએ વગેરે જે કોઈ સૂચવશે તે આભારથી સ્વીકારવામા આવશે મને પોતાને તો એમ લાગે છે કે તેમના જીવન ઉપર તેમના સમાગમમા આવેલ સૌ કોઈ લખે-એમના વિદ્યાર્થીઓ પણ લખે અને આ બધા લેખોમાથી યોગ્ય લાગે તે પ્રસિદ્ધ થાય તેમની મૃત્યુતિથિએ આ ગ્રંથનુ પ્રકાશન થાય અને બધા શિષ્યો એક જગોએ મળીને યોગ્ય વિધિથી તે ગ્રંથ સ્વર્ગસ્થના પત્નીને ચરણે ધરીએ આ એક વસ્તુ, બીજી વસ્તુ તેમના લેખો વ્યવસ્થિત ગોઠવીને છપાવવા આ બે કામ થાય તો આપણે કઇ કર્યું એમ મને પોતાને તો લાગે જ

આને માટે ફંડ લેવુ થવુ જોઈએ જેને જે ફંડ ભરવુ હોય તે મને અથવા આયુર્વેદ-વિજ્ઞાનના તંત્રી શ્રી દુર્ગાશંકર કે શાસ્ત્રીને ઠે ફ્રામજી મચાની રોડ, મુબઈ એ સરનામે મોકલી આપે 'આયુર્વેદ-વિજ્ઞાન'મા એ નામો પ્રસિદ્ધ કરવામા આવશે

આ સિવાય જે કઈ કરવા જેવુ લાગે તે સૌ કોઈ સૂચવે તો આભારી થઇશ મારા પોતાના ફાળા તરીકે હુ રૂા ૫૦) જાહેર કરૂ છુ

હાંસોટ)
જી ભરૂચ) લી સેવક
બાપાલાલ વૈદ્ય

ઉપરના સ્મારકમા રૂા ૫૦) મારા ફાળા તરીકે

દુ કે શાસ્ત્રી

---

## સદ્‌ગુરૂને સ્મરણાંજલિ

(લેખક વૈદ્ય શિવાનન્દ મણિશંકર યાજ્ઞિક)
કે મહાવીર-ફાર્મસી ગજેરા (હડાર ૬૨)

સારાએ બૃહત્ સૌરાષ્ટ્રના વૈદ્ય સમાજમા ઉચ્ચ સ્થાન ભોગવતા સદ્‌ગત પૂ ગુરૂવર્યશ્રી અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીનો દેહવિલય થતા ખરેખર સારાએ બૃહત સૌરાષ્ટ્ર વૈદ્ય સમાજ અને આયુર્વેદાનુરાગી અન્ય જન સમાજને ઘણી મોટી ખોટ પડી છે જેના નામથી બૃહત્ સૌરાષ્ટ્રીય આયુર્વેદ પરિવાર ગૌરવવંત હતો જેમના જન્મથી પ્રશ્નોરાનાગર જ્ઞાતિ સૌભાગ્યવતી હતી, જેઓ આયુર્વેદ જ્ઞાન સાગરના અણમૂલા મોતી હતા જેમની ઓજસ અને બ્રહ્મવર્ચસ યુક્ત મુખમુદ્રા પ્રતિ જોનાર સ્વાભાવિક રીતે વંદના કરી

હેતો જેઓના નામસ્મરણથી ઉપાધી વેગળા થયા છતા અમીઝરણા વહે છે જેમના ચરણ કમળે શિષ્યભાવે ચાર ચાર વર્ષની પળો આ શરીરે વીતાવી છતાય તેમની સેવાની ભૂખ હજુ શમીજ ન હતી જ્ઞાન પિપાસા પણ તૃપ્ત થઇ નથી ત્યા તો અમારો આયુર્વેદ સસારનો ભાનુ આથમી ગયો છતા પણ અમારા પ્રાતસ્મરણીય ગુરૂશ્રીને સ્મરણાજલિ અર્પતા અમને ધન્ય માનીએ છીએ

તેઓશ્રી શ્રેષ્ઠ શ્રેણીના વૈદ્યોમાના એક આદર્શ વૈદરાજ હતા તેઓશ્રીનુ અમૃતલાલ નામ બરાબર અમૃત સમાનજ હતુ ગુરૂશ્રી નિસ્વાર્થવૃત્તિ અને ત્યાગવૃત્તિથી પોતાનુ જીવન ગાળનાર એક ઋષિમુનિ સમા આર્ય વૈદ્ય હતા જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ, શિષ્યપ્રેમી અને બાળપ્રેમી હતા શિષ્યોપ્રતિ પુત્રવત્ વાત્સલ્ય તેઓશ્રી અખડ રાખતા હતા જ્યારે તે ગુરૂશ્રીનુ સ્મરણ થાય છે ત્યારે પુત્રવત્ માનેલા અમને શિષ્યોને એમની સદૈવની ખોટ અમારા હૃદયને ડખાવી મુકે છે

ખરેખર તેઓશ્રીએ આજીવન પોતાનુ શરીર આયુર્વેદના ચરણેજ ધરી દીધુ હતુ અર્થાત્ આખી જીદગી કેવળ આયુર્વેદની સેવામા ત્યાગ વૃત્તિથીજ અર્પણ કરી હતી અહા ધન્ય છે એ દૈવીગુણ વિભૂષિત એ ગુરૂશ્રીને કે જેણે આખી જીદગી પર્યંત વિદ્યાર્થીવ્રત ધારણ કરી પોતાના ઘર આગણે વિદ્યાદાનના અખડ સદાવ્રત બાધ્યા હતા એ અણમૂલા વિદ્યા દાનના અખડ સદાવ્રત બાધી વિદ્યાર્થીવર્ગને સન્માર્ગે ચડાવ્યા છે

પ્રથમ તેઓશ્રીએ ઝાડેશ્વરની ઝુપડીમા રહીને પણ ગુજરાતની કાઇ ઓછી સેવા નથી કરી ? ઝાડેશ્વર હતા ત્યારે તો તેઓશ્રીએ પોતાની ઝુપડીને એક આદર્શ ગુરૂકુળ સમાન બનાવી હતી ત્યા થોડા પગારમા પણ શિષ્યોને પોતાની ઝુપડીએ રાખતા ને વિદ્યાદાન દેતા હતા ત્યાર બાદ લીંબડી અને મુબઇ પણ સેવા કરી હતી પરતુ પાછળથી પાટણમા આયુર્વેદ વિદ્યામદિરની સ્થાપના થતા તે વિદ્યામદિરની વ્યાસપીઠે તેઓશ્રીની વરણી થઇ ત્યા પણ નિસકોચપણે વિદ્યાદાન દેતા હતા ત્યા આઠેક વર્ષ રહ્યા પછી પ્રકૃતિના કારણે લીંબડીના નામદાર ઠાકોર સાહેબની આજ્ઞાથી તેઓશ્રી પુન લીંબડી પોતાના મૂળ સ્થાને આવ્યા લીંબડીના નામદાર ઠાકોર સાહેબની તેમના ઉપર અને તેમના કુટુબ ઉપર ઘણીજ અમી નજર છે

નામદાર ઠાકોર સાહેબ ક્ષાત્રકુળને ઉજ્જવળ રાખનાર ધર્મનિષ્ઠ અને પ્રજાપ્રેમી રાજવી છે તેઓશ્રી આર્યધર્મ અને આર્ય સસ્કૃતિના પૂજક છે એટલે તેમણે લીંમડીમા સેવાયજ્ઞ કર્યો છે (ધર્માર્થ આયુર્વેદિક ઔષધાલય) તે યજ્ઞમા વૈદ્યરાજ પુન મુખ્ય ચિકિત્સક તરીકે સેવા કરતા હતા

નામદાર ઠાકોર સાહેબ અને આખા રાજ્ય કુટુંબના તેઓની ચિકિત્સક હતા તો પણ તેમના પવિત્ર જીવનમાં અભિમાનની આભડછેટ કદી પણ જોવામાં આવી નથી. તેમનામાં રહેલા બ્રાહ્મણત્વના અનુકરણીય આદર્શોથી તેમનો પરિચિત વર્ગ અજાણ નહિ હોય. તેઓશ્રી સનાતન આર્યધર્મ અને આર્ય સંસ્કૃતિને પ્રાણપ્રિય માનનારા હતા તો પણ ગાડરીયા પ્રવાહવાળી ભદ્રંભદ્ર જેવી આધુનિક અંધશ્રદ્ધાથી તેઓ દૂર રહેતા, તો પણ પંચદેવની પૂજા, રૂદ્રાભિષેક, અને ચંડીપાઠ કરતા ત્યાર પછીજ અન્ય પ્રવૃત્તિ ઉપર ચડતા. તેમનું સમુદ્રસમું વિશાળ આશય તેમના સમીપ જીવનને દીપાવતું અને જુદીજ ભાત પાડતું હતું.

બિચારા ગરીબ અને અનાથ દુઃખી દરદીઓના દુઃખ જલદી કેમ ટળે એ શુભ ભાવના તેમના પ્રત્યેક રૂંવાડે રૂંવાડે જણાઈ આવતી અર્થાત્ सर्वेसन्तु निरामया આ પવિત્ર ભાવનાને કદીપણ વિસારી ન હતી. ગરીબાઈના કે શ્રીમંતાઈના અદ્ભુત ભેદ તેમના માનસપટે કદી પણ પડયાજ નથી. દરદી ગરીબ હોય કે શાહુકાર હોય પણ તેમના ઉપરે તો સૌ સરખાજ હતા.

તેઓશ્રી ઘણી વખત બોલી જતા કે હું તો ગરીબોનોજ વૈદ્ય છું. મને ગરીબોનું વૈદું કરતા આવડે છે. પૈસાદારોનું વૈદું કરતા નથી આવડતું. એટલે અમે (વિદ્યાર્થીઓ) પૂછતા કે ભાઈ એમ કેમ ! ઉત્તર આપતા કે જુવો પૈસાવાળાને પુરી શ્રદ્ધા ન હોય બે ચાર દિવસ ખાય ત્યાં તો પાછા પૂછે કે વૈદ્યરાજ હજી કાંઈ ફેર નથી. કાંઇક ઉંચી દવા આપો અથવા ફેરફાર કરો. આવી રીતે કર્યા કરે જ્યારે ગરીબ માણસોને જે દવા આપીએ તે ખાધા કરે અને મટે પણ ખરૂં.

કોઈ વખત કોઈ દરદી દવા બદલવાનું કહેતા તો નામદાર ઠાકોર સાહેબ (લીંબડી)નો દાખલો આપતા કે માટે તો બાપુ જેવી શ્રદ્ધાવાળા દરદીઓ હોય તો મને બહુ મજા આવે. જુવો બાપુને મેં કેટલાક વર્ષો થયા સંચળ વિગેરે ખાવાનું કહ્યું છે તો બાપુ કાંઈ પણ શંકા વિના હજુ પણ દરરોજ જમે છે. વળી કોઈ દરદી આવે અને ઉંચું મન ભાળે તો કહેતા કે બાપુ આ ગામમાં માગ જેવા ઘણા પાટીયા મારીને બેઠા છે માટે પહેલા બધે ઠેકાણે ફરી આવો જો ક્યાંઈ ઠીક ન પડે તો આ ડોસો બેઠો છે તો ફરીથી આવજો.

શક્તિ વિનાના કે અનાથ ગરીબ દરદીઓમાં જરૂર પરત્વે ચંદ્રોદય સુવર્ણ વસંતમાલતી કે અભ્રક જેવી મોંઘી દવાઓ જરા પણ સંકોચ રાખ્યા વિના છુટથી વાપરતા તેમજ દરદ ઉપયોગી કોઈ દવા તૈયાર ન હોય તો તુરતજ નવી બનાવતા અને દરદીઓને આપતા. મને બરાબર યાદ છે કે એક

નિરાધાર બાઈના એકના એક પુત્રને ક્ષય જેવું હતુ વૈદ્યરાજે તેને સોનાના પાના પોતાના ખર્ચ અપાવ્યા હતા અને દવા કરતા પછી વૈદ્યરાજે તે દરદીની માતાને કહ્યુ કે બાપુ તુ એક બકરી ખરીદી લે હુ તને થશે તે પૈસા આપીશ પરતુ બાઈએ તેમ ન કર્યુ તો છેવટે વૈદ્યરાજે બકરીનુ દૂધ પણ દરરોજ આપવા માડ્યુ તેમજ એક ગરીબ વણીક દરદીને ઉર વ્યાધિ હતો તેને આરોગ્ય વર્ધની અને દૂધનો પ્રયોગ શરૂ કરાવ્યો થોડા દિવસમા દવા ખાધા બાદ ગરીબાઈના અગે દૂધનુ ખર્ચ ભારે પડવાથી તે દરદીએ દવા બધ કરી પરતુ વૈદ્યરાજને ખબર પડતા તે દરદીના ઘેર ગયા ઘરની સ્થિતિ જોઈ આખા ઘરનો આધાર બીમાર પડેલ વ્યક્તિ ઉપરજ હતો એટલે દયા આવી ફરી દવા ચાલુ કરવાનુ કહ્યુ એટલુજ નહિ પણ પોતાના ઘરનુ દરરોજનુ પ્રત્યેક શેર દૂધ આપવા માડ્યુ તેમજ એક શેઠીઆને તે દરદીની પરિસ્થિતિ સમજાવીને તેના દ્વારા બીજુ ખુટતુ દૂધ અપાવવુ શરૂ કર્યુ ને નિયમિત દવા ચાલુ કરાવી બોલો આવા સખી દીલના આર્ય વૈદ્યરાજ કેટલા સાપડી શકે તેમ છે?

દરદીઓ પુરતુ જ તેમનુ આ સખી દીલ હતુ તેમ નહિ પરતુ અન્ય કોઈ મનુષ્ય વ્યાવહારિક મુઝવણમા જકડાએલો હોય તો તેને પણ અવાર નવાર એક યા બીજી રીતે યથાશક્તિ મદદ કરતા એક બે વખત તો મે ઘરનાથી છાની રીતે પાચ દશ રૂપિયાની નોટ કવરમા બીડીને ધારેલ વ્યક્તિના ઠેકાણા સિવાય કાઈ પણ લખ્યા વિના નાના મ્હારાથી પહોચતી કરવામા આવી છે દેવા જતી વખતે મને કહેતા કે તમારે કોઈ પાડોશીના રમતા છોકરાના હાથમા કવર દેવુ ને જલદી પહોચાડી દેવાનુ કહેવુ અહા ! એ પુણ્યાત્માના સ્મરણ ચિત્રો આલેખવા બેસુ તો આવા કાગળના બે પાઉડે સરી શકે તેમ નથી ખરેખર ગુરૂશ્રીના આ દુખદ સમાચાર ચતુષ્કોણ પથરાએલ તેમના શિષ્ય પરિવારને આઘાત પહોડી તેઓને નયન સાવી કર્યા છે

અમારા તેઓશ્રી ગુરૂ હતા પરતુ કદી પણ ગુરૂતાનો મલીન ડાઘ પડવા નથી દીધો જીવનના અત પર્યત વિદ્યાર્થીવત્ જીવન ગાળીને અને પોતાની જાતનેવિદ્યાર્થી માનીને રહ્યા છે પુત્રવત્ માનેલા શિષ્યો સાથે હમેશા આનદથી રહેતા સવારથી સાજ સુધી શિષ્યસમુદાયમા જ જીવનના અત સુધી બધા એલા રહ્યા છે એમને એકલાપણુ કદી પણ ગમતુ જ નહિ ઘણી વખત બપોરના સુતા હોય ત્યારે ઘડીભર વિદ્યાર્થીઓ નજરે ન પડે તો તુરત જ બોલી ઉઠતા કે કેમ હજુ વિદ્યાર્થીઓ નથી આવ્યા?

સવારના પાચ વાગ્યાથી અમે એમના ઘેર ભણવા જતા અને ઉઠાડતા પછી સૌને ભણાવતા ચરક તેમનો ઉપાસ્ય ગ્રથ હતો, તેના તેઓશ્રી પરમ ભક્ત હતા પાઠ આપતી વખતે એક દિવસ એક વિદ્યાર્થીએ સ્હેજ કહ્યુ કે

ભાઈ આમાથી સારામારા પ્રયોગો કે આપે અનુભવેલા જે જે પ્રયોગો આવે તેના ઉપર સાઈન કરાવતા જવને ! ત્યારે વઘરાજે કહ્યુ કે આ આખા ચરકમા હુ આજથી તમને કહુ છુ કે બધુ સાઈન કરવા જેવુ છે માટે કરવી હોય તો સાઈન કરી લેવી તો પણ ઘણી વખતે તેમની જાતે જ તેઓશ્રી કહેતા કે આ દવા મેં એક દરદી ઉપર વાપરી જોઈ છે તેનાથી તેને સારૂ થયુ હતુ તમે વાપરી જોજો

એક દિવસ અમે પાચ વાગ્યે તેમના ઘેર ગયા પરતુ ઉજાગરાના લીધે વૈદ્યરાજને ન ઉઠાડયા પછી તેમની જાતે ઉઠ્યા ત્યારે મોડુ થઈ ગએલુ જોઇ અમને કહ્યુ કે મને કેમ ન ઉઠાડયો ? અમે તન કા ણુ જણાવ્યુ ત્યારે કહે એમા કાઈ હરકત નહિ માને તો કોઇ ભણના હોય તો મને અર્ધી રાતે પણ ખુશીથી ઉઠાડી શકે છે ભણનારને તો ઉ ગ ો કરીને અર્ધી રાતે પણ હુ તો ભણાવું છુ આ ઉદ્‌ગારો તો જીવ ના ના અત સુધી કાઢયા છે

સવાર બપોરે ભણીને અમારે સૌને તેમના સાથે જ ચા પીવાનો હોય કોઈ ચા ન પીવે તો સુઠ-તજ વિગેરે વસ્તુઓનો ઉકાળો પણ થતો વિનો દમા ચાને તેઓશ્રી "કળતરીયુ વશીકરણ" કહેતા, એક વખત બપોરના અમારે દવાખાને દવાઓ જલદી તયાર કરી દેવાની હતી તેથી સૌ દવાખાને રોકાયા હતા ચાનો વખત થયો એટલે તુરતજ માણસને તેડવા મોકલ્યો માણસ કહે કે મોટાભાઈ ચા પીવા બોલાવે છે, પરતુ દવાનુ કામ જલદી પતાવી લેવાનુ હતુ તેથી અમે કોઈ ન ગયા એટલે થોડી રાહ જોઈ ફરી વખત છોકરાને મોકલ્યો તો પણ અમે કહેવરાવ્યુ કે હવે થોડુ એક કામ બાકી છે તે પતાવીને આવીએ છીએ પછી છોકરાએ કહ્યુ કે થોડુ કામ પુરૂ કરીને હમણા આવશે આ સાભળી વૈદ્યરાજ રડી પડયા ને ત્રીજી વખત પાછો છોકરાને બોલાવવા મોકલ્યો એટલે અમે સૌ છેવટે કામ બાકી રાખીને પણ ગયા ત્યારે તેઓશ્રીએ ચા પીધો ને સૌ વિદ્યાર્થીઓએ પણ પીધો ચા પીતા પીતા પણ કાઇક ને કાઈક અનુભવની કે અલકમલકની જાણવા જેવી પ્રીતિજનક વાતો કરતા હતા

ભણાવતા ભણાવતા પણ પ્રસગોપાત્ત કાઈ સાભરી આવતુ ત્યારે નયન ભીના થઇ જતા તેમનુ નિમળ હૃદય એજ તેનુ કારણુ હતુ

અમદાવાદ પ્રાતીય સમેલનના તેઓશ્રી સભાપતિ હતા તે સમયે તેમને શિષ્યોએ માનપત્ર આપ્યુ હતુ તે વખતે ઉપસહારમા બોલતા બોલતા એકદમ તેઓશ્રી ગળગળા થઈ ગયા હતા તે વખતનુ તે દૃશ્ય તેમના સા દાન પુત્રોને પણ પિગળાવે તેવુ હતુ

બહુજ મગળ શૈલીથી શાતિપૂવક સૌને ભણાવતા ભણાવતી વખતે પણ બે પાચ બધબેસતા રમુજી ટુચકા કે બોધક ઉદાહરણ સભળાવતા ને

ગમ્મત સાથે જ્ઞાન આપતા ને આનદ કરાવતા આનદ તો તેમને બહુજ પ્રિય હતો દવાખાને બેઠા હોય અને રસ્તેથી કોઈ સાધુબાવો કે નાથબાવો નિકળે તો તેને બેસારતા અને ભાવતા ભજનો કે કાદુ એભલના રાસગ ગવરાવતા ને છેવટે ગજવામાથી બે ચાર આના આપી રજા કરતા

દવાખાનામા પણ સૌ દર્દીઓને ધ્યાનપૂર્વક સભાળતા દવાખાનામા છુટા છુટા વનસ્પતિ દ્રવ્યો રાખતા ને વાપરતા તેમજ તેના ગુણદોષ સમજાવતા તે ઉપરાત ચદ્રપ્રભા, યોગરાજ, આરોગ્યવર્ધની વિગેરે આયુર્વેદિક ઉત્તમ દવાઓ પણ વાપરતા અને અમારા હાથેજ તૈયાર કરાવતા અને શીખવતા શીખવતી વખતે કોઇ વખત બોલી જતા કે "ज्योतिष गारुडा विद्या पिता पुत्र न दीयते પરતુ વૈદ્યરાજ તે કલકથી સદાય દૂર રહ્યા છે અર્થાત્ તેમણે જીંદગી પર્યત કોઈ પણ વાત કે વસ્તુ વિદ્યાર્થીઓ પાસે ગુપ્ત રાખીજ નથી

સાજે ફરવા સૌને સાથે તેડી જતા તો ત્યા પણ અનુભવની વાતો કરતા રસ્તામા ચાલતા હોય તો પણ મગજમા કાઈ ને કાઈ વૈદ્યકીય વિચારનુ રટણ કર્યે જતા હોય કોઈ માણસને રસ્તામા જુવે તો કહેતા કે આને આવુ દરદ હોવુ જોઇએ આની ઉધરસ આવી જાતની છે વિગેરે

તેઓશ્રીએ આધુનિક વૈદ્ય સમાજવત્ કેવળ દ્રવ્યોપાર્જન કરવાનુજ ધ્યેય કોઇ દિવસ પણ રાખ્યુ નથી જગતના અન્ય વૈદ્ય સમાજથી તેમનુ ધ્યેય જુદુજ હતુ અને તે કેવળ નિષ્કામ ભાવે રોગપીડિત જીવતા જાગતા જન પિતૃઓની સેવા કરવી તે તેઓશ્રી ચચળ ધનની પ્રાપ્તિ મેળવવા કરતા અચળ વિદ્યાધન મેળવવાજ સદા પ્રયત્નશિલ રહેતા ઘણી વખત તેઓશ્રી કહેતા કે અર્થ પ્રાપ્તીનેજ મે લક્ષ્યબિંદુ રાખ્યુ હોત તો મારા ઘરના દરેક નળીયા હુ સોનાના કરી શકયો હોત

बालादपि सुभाषित ग्राह्य એ સૂત્ર તેમની રગેરગે તરી આવતુ કોઈ બાળક વિદ્યાર્થી કે અન્ય વૈદ્યભાઇ કાઇપણ જાણવા જેવી વાત કરે તો ધ્યાન દઇને સાભળતા અને તેને વધાવી લેતા

જ્યારે જ્યારે તેમની પાસે જોઈએ તો કાઈ ને કાઈ ચોપડી વાચતાજ હોય એવા તો વિદ્યાપ્રેમી હતા રાત્રે અગિયાર વાગ્યા સુધી લગભગ દરરોજ વાચતા પછીજ સુતા હતા વાચવા જેવુ કાઇ ન હોય તો ભાગવતના અધ્યાય વાચતા અને સૌને સભળાવતા વૈદ્યક સિવાયની બીજી માસુલીમા માસુલી ગુલબકાવલીની વાર્તા જેવી ચોપડી પણ જો હાથમા આવી જતી તો તે પણ આદ્યત સુધી વાચી જતા એટલુજ નહિ પણ કોણ કર્તા, કઈ આવૃત્તિ કયુ પ્રેસ ને શુ કિમત છે તે બધુ જોતા તે યાદ રાખતા અને વખત આવ્યે કહેતા પણ ખરા એવા તો કાર્યદક્ષ હતા એક વખતે તેમની નજરે ચડેલી ચીજ, વસ્તુ કે વ્યક્તિને તેઓ કદી પણ ભૂલતા નહિ એવી તો અવલોકન શક્તિ કેળવી હતી

ગાજે દવાખાને આવે ત્યારે ગજવામા ટીકડી કે આલુ જેવુ કાઇ કાઈ ખાવાનુ ભથુજ હોય દવાખાને આવવાનો સમય થાય ત્યારે અગાઉથીજ ચોટાના છોકરાઓ બાપુજીની (વૈદ્યગજની) રાહ જોઇને ટોળે વળીને ઉભાજ હોય વૈદ્યરાજ આવે એટલે બાપુજી ટીકડી એમ કરતા કરતા આખી વાનરસેના વધરાજને ઘેરી લેતી પછી સૌને ટીકડી વિગેરે ખાવાનુ આપતા ને બાળસેનાને રાજી કરતા આના તે બાળ પ્રેમી હતા આ ટીકડી ક્રમ તેઓશ્રીનો દરરોજનો હતો

અહા ધન્ય છે! એ પવિત્ર આત્માને! ગુરુજી આપના સ્નેહ સ્મરણો અત્યારે નયનસ્રાવ કરાવે છે ગુરુજી આપે તો અમૃત નામ ધારણ કરી જીદગીભર આયુર્વેદ જ્ઞાન સાગરનુ મથન કર્યું વિદ્યામૃત મેળવ્યુ, પીધુ, પાયું ને તે વિદ્યામૃતના પિયાવા અને પરબો પણ બાધ્યા

આયુર્વેદે આજે માનવતો લાડીલા પુત્રગી ગુમા યો છે લીબગીના રાજવીએ ખરૂ રાજરત્ન ગુમાવ્યુ છે વૈદ્ય સમાજે ખતીલો સ્વયસેવક ગુમાવ્યો સ્નેહી મિત્ર મડળે ભડભેરૂ ગુમાવ્યો શિષ્ય સમુદાયે સદ્ગુરૂની શીતળ વડછાયા ગુમાવી અને ઘર કુટુબીઓએ ઘર મોભ અને અધયષ્ટિકા ગુમાવી છે ગુરૂદેવ! આપનો મૃત્ત દેહ આજે મૃત છતા અમૃત જ છે અર્થાત્ અમરજ છે

આપના અગાધ જ્ઞાનસાગરમાથી અમે કદી પણ છુટી શકીએ તેમ નથી ગુરૂદેવ! સુર-સદને રહ્યા હ્યા સેવાવૃત્તિના જળબિદુઓ અમારા અત રપટે અખડ સિચજો ને અચળ પદેથી આપની અમૃતવેલીને અતરના આશીર્વાદ અર્પી અખડ અભીવૃધ્ધિ વર્ષાવજો इत्योम्

---

# સમાલોચના

**વૈદ્યોનુ વાર્ષિક**—ગ્રથ પહેલો વિ સ ૧૯૮૪ તત્રી શા પ્રતાપકુમાર પોપટભાઈ વૈદ્ય, વૈદ્યભુવન, ભૂલેશ્વર, મુબઈન ૨ કિંમત રૂ ૩ ટપાલખર્ચ જુદુ

ગુજરાતી ભાષાના વૈદક સામયિકામા એક નવા ઉત્સાહી બાળકને આવકાર આપતા આનદ થાય છે નામથી જ સૂચવાય છે તેમ આ નવુ સામયિક વાર્ષિક છે અને એ જ કારણથી એ દળદાર ગ્રથ જેવું છે વૈદ્ય કલ્પતરૂ દર માસે પાચ ફોર્મ અને આયુર્વેદ વિજ્ઞાન ચાર ફોર્મ એટલે વર્ષે ૪૮૦ અને ૩૮૪ પાના આપે છે આ વાર્ષિકમા ૩૭ પાના છે એટલે વાર્ષિક તરીકેનો દાવો વ્યાજબી છે આથી વધારે ઝીણવટવી સરખામણી કરવાની જરૂર નથી વળી વિદ્યા વિષયમા ક કે પાનાની સખ્યા મહત્વની વસ્તુ નથી

ગોઠવણી, દેખાવ, વગેરે બાહ્ય અંગની બાબતમા વૈદ્યોનુ વાર્ષિક શોભીતુ છે અને ઘણા જૂના સામયિકોને માગ શક વગેરે વાર્ષિકના તંત્રી ભાઈશ્રી પ્રતાપકુમારે લેખોની ગોઠવણી, છપાઇ, વિ ભાગોની યોજના વગેરે બાબતમા સારો શ્રમ લીધો છે પણ એ કરતા ઘણો વધારે શ્રમ તો તેઓએ લેખો મેળવવા માટે બાર મહિના સુધી લીધો છે

સ ૧૯૮૩ ની શરૂઆતથી પત્રિપત્રો અને પત્રો લખી લખીને તેઓએ લેખકોને એવા ભીડવ્યા ક અસાડ સુધીમા તંત્રી પાસે લેખોનો ઠીક સગ્રહ થઇ ગયો, અને છેવટ તો કેટલાક લેખોને પાછા મોકલવા પડયા વળી એકલા ગુજરાતી લેખકો પાસેથી એમણે લેખો મેળવ્યા છે એવું નથી બગાળ વગેરે પર પ્રાંતોના લેખકો પાસેથી લેખો મેળવી તેના ગુજરાતી અનુવાદો છાપ્યા છે આપાણુ શાસ્ત્રીય સાહિત્ય દૌબલ્ય કાઈક ઢાકવા માટે મ્હારના સારા લેખોના અનુવાદો આવશ્યક છે એવો મારો તો ઘણા વર્ષોના અનુભવથી મત બધાયો છે પરકેતર સાહિત્યમા પણ અનુવાદને સ્થાન છે તે જોવાથી કાઇક દુષ્ટ આશ્વાસન મળે છે

વળી ભાઇ પ્રતાપકુમાર 'થોડુક અગત"મા જે કહે છે તે ખોટુ નથી આ વાર્ષિક છે એટલે આ માગણીને તો સતોષો એવી કઈક વૃત્તિથી કે ગમે તે વૃત્તિથી પણ જેઓ ચાલુ વૈદક માસિકોમા ભાગ્યે જ લખે છે તેઓએ પણ વાર્ષિકમા કાઇક લખી મોકલ્યુ છે, ત્યારે પ્રસિદ્ધ વૈદક લેખકોને તો ભાઇ પ્રતાપકુમાર શેનાજ છોડે? ટુકામા અતિશય પરિશ્રમ લઇને ૪૨-૪૩ લેખકોનો સહકાર આ વાર્ષિક તૈયાર કરવામા એમણે મેળવ્યો છે

વાર્ષિક માટે દેખાડેલો ઉત્સાહ એ લેખકોમા ચાલુ રહે તો પણ એ મોટો લાભ ગણાય જો કે દિલગીરી સાથે કહેવુ પડે છે કે મને એ બાબતમા શકા છે છતા હુ ખોટો પડીશ તો ઘણો ખુશી થઈશ

ઉપર કહ્યુ તેમ ગુજરાતના તેમજ ગુજરાત મ્હારના લેખકોની આટલી મોટી સખ્યાનો સહકાર મેળવવા મહેનત કરવા ઉપરાત શ્રી પ્રતાપકુમારે મનન અને ચિંતનના ૩૪ જેટલા પાના લખ્યા છે જેમા સ્વર્ગસ્થોને અજલિ, ચાલુ બનાવોની ચર્ચા, આયુર્વેદ સેવક ગણ જેવી નવી યોજના વિષે પોતાના વિચારોની નોધ, વાર્ષિકના લેખકોનો ટુકો પરિચય વગેરે વગેરે વિષયો છે આ મનન અને ચિંતનમા આયુર્વેદ સેવક ગણની યોજના અને મહેનતાણું જેવા કેટલાક ચિંતનીય પ્રશ્નોને પણ છેડયા છે મહેનતાણાનો પ્રશ્ન ઘણો સામાન્ય છે અને વાર્ષિકના તંત્રીએ કૌમુદી, શરદ, મેડીકલ બુલેટીન વગેરે ભિન્ન ધોરણના સામયિકોના દાખલા આપ્યા છે તેઓએ કયુ ધોરણ ગ્રહણ કરવાનુ નક્કી કયુ તે ખબર નથી પણ એમ દાખલો આપવામા વાંધો નથી શરદ તો બધ થયુ પણ કૌમુદી, બુદ્ધિપ્રકાશ અને માનસિ મહેનતાણું આપે

છે અને પ્રસ્તા ા, વખત નથી આપતા, પણ હજી સુધી મહેનતાણુ આપનારા સામયિકોમા ન આપનારા સામયિકો કરતા સારા લેખો આવે છે, એવો અનુભવ આવ્યો નથી મતલબ કે ગુજરાતી સામયિ- જગતમા લેખોની ઉચ્ચાવચતા માટે મહેનતાણુ એ નિર્ણાયક તત્ત્વ અત્યારે તો નથી ભવિષ્યમા થાય તો જુદી વાત વળી આખો પ્રશ્ન ઘણી બાજુએથી ચર્ચવા યોગ્ય છે મહેનતાણાનુ ધોરણ વ્યાપક થાય એ જરૂર ઇચ્છવા યોગ્ય છે

વાર્ષિકના નનન ચિંતનની દરેક નોંધની અવલોકનમા નોંધી લેવી શકય નથી તેમ આવશ્યક પણ નથી

'વૈદ્યોનુ વાર્ષિક'મા પ્રગટ થયેલા લેખોની સખ્યા મોટી છે એ ઉપર નોંધ્યુ છે વળી લેખોમા વિવિધતા પણ છે આરોગ્યશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, દતવિદ્યા, આધિગુણધર્મશાસ્ત્ર, રસશાસ્ત્ર નગોનસબધ વિચાર, નિદાન, ત્રિદોષ વાદ વગેરે આ બધા લેખોના મૂલ્યા નનો પ્રયત્ન શક્ય નથી અને અમુક લેખ કાયમી મૂલ્યવાળો છે એવો નિ ગ પણ નથી કરી શકતો છતા વાચવા જેવી ઘણી સામગ્રી છે અને જેમાથી જ્ઞાન કે નવા વિચારો નહિ મળે તેવા કોઇ કોઇમાથી રમુજ થશે એટલે વાચનાર નિરાશ નહિ થાય એવી આશા છે તત્રી ભાઇશ્રી પ્રતાપકુમારને પુન અભિનદન આપવા સાથે તેઓ ભવિષ્યમા આથી પણ વધા ગુણવાળા અકો કાઢી તે દ્વારા ગુજરાતી વૈદ્ય જગતની સેવાકરવા સમર્થ થાવ એવી આશા રાખુ છુ

---

# વૈદ્યક સામયિકોમા ચાલતી ચર્ચા–અનુભૂત યોગો

ગુજરાતમાથી નીકળતા બે ગુજરાતી વૈદ્યક માસિકોના અમુક અકોનું અવલોકન પ્હેલા કરેલુ છે પ્રત્યેક અકમા સામયિકોના નવા અકોનુ અવલોકન હોય તો સારૂ ખરૂ પણ ઘણા કારણોથી એ નથી બની શકતુ એટલે બને ત્યારે સામટુ અવલોકન કરવુ પડે છે વળી એક વખત તો આખુ ચક્ર પૂરૂ કરી લેવુ એવી ઇચ્છા છે એ સ્થિતિમા લક્ષ્ય ચર્ચા યોગ્ય વિષયો ઉપર રાખવાથી એક પ્રકારની એક સૂત્રતા સધાશે અને ઉપયુક્તતા વધશે

ગુજરાતમા જેમ ત્રણ ગુજરાતી વૈદ્યક માસિકો નીકળે છે, ભાગ્યોદયનો મુખ્ય વિષય ધર્મચર્ચા છે અને ગૌણ વૈદ્યક છે એમ ગણીને ત્રણ જ ગણ્યા છે–તેમ એક હિંદી વૈદ્યક માસિક **આરોગ્ય દર્પણ** નામનુ નીકળે છે ઈ સ ૧૯૩૭ ના માગસરના અક સાથે એ માસિકને સાતવર્ષ પૂરા થયા

આરોગ્ય દર્પણ પણ વૈદ્યકલ્પતરુ, આયુર્વેદ વિજ્ઞાન અને આરોગ્ય સિન્ધુ પેઠે દેશી દવાઓ બનાવનારા કારખાના તરફથી પ્રકાશિત થાય છે આ વિ સિવાય બાકીના તરીયમા તે તે ફાર્મસીની જાહેર ખબર આવે છે

આરોગ્ય દર્પણના તંત્રી છે વૈદ્ય ગોપીનાથ ગુપ્ત નામના એક વિદ્વાન હિંદી વૈદ્ય ભાઇશ્રી ગોપીનાથ ગુપ્તને હુ મળ્યો છુ તેઓને જોતા જ સૌમ્યતાની છાપ પડે છે આરોગ્ય દર્પણ પણ હુ પહેલેથી જોઉ છુ સાતેય વર્ષ વિષે સામટુ વિધાન અશક્ય જ ગણાય વળી મારી સ્મૃતિ ઉપર એટલો વિશ્વાસ જ મને નથી એટલે વર્તમાન માસામાં જ છાપ છે તે જ નોંધુ છુ ભાઈ ગોપીનાથ ગુપ્ત અત્યંત આયુર્વેદ પ્રેમી છે પણ તેઓમા પ્રચારક વૃત્તિ કરતા શાસ્ત્રીય વૃત્તિનુ પ્રાબલ્ય મે ઘણી વાર જોયુ છે આ માસામાં જ છાપ છે એને દાખલાઓથી પુષ્ટિ આપવાની જરૂર નથી લાગતી છતા નીચેનો દાખલો બીજી રીતે પણ એ વસ્તુ નોંધવા યોગ્ય હોવાથી નીચે આપ્યો છે ૧૯૩૭ ના અકતૂબ્બર અંકમા 'નવ્યા વૈદ્યક' મથાળાથી કલકત્તાના જીવન વિજ્ઞાનના સપાદકનો એક લેખ છપાયો છે (જુઓ પૃ ૯) જેમા લેખકે આરોગ્ય દર્પણમા પ શ્રી દેવદત્ત શર્માના 'હ હેડ્રાઇ માઇકાવાલ' નામના અધનારી નટેશ્વર રસના ચમત્કારિક ગુણોના વર્ણન વાળા લેખ વિષે લખ્યુ છે કે "લેખ વાચવાથી એવુ લાગે છે કે લેખક મહોદયે આ રસનો અનેક વાર અનુભવ કરી જોયો છે અને શાસ્ત્રમા જે ગુણો લખ્યા છે તે લેખકના અનુભવમા આવ્યા છે પણ અમારો અનુભવ જુદો છે અને સત્ય વૈદ્યકની ઇચ્છાથી એ અનુભવ પ્રગટ કરી દેવા ઇચ્છુ છુ એ અધનારી નટેશ્વર રસ અમે પણ લગભગ ત્રણ વર્ષ પહેલા ખુબ ધ્યાન રાખીને વિધિપૂર્વક બનાવ્યો હતો અને તેના ગુણોનો અનુભવ કરવાનો સુયોગ પણ ઇમ્પીરીયલના આયુર્વેદ વિભાગના ઇ ડોરમા કેટલા દરદીઓ હોવાથી પણ મળ્યો છે અમે પણ વૈદ્યજીના વિધિ પ્રમાણે જ સેકડો વાર ઉપયોગ કર્યો છે પણ ક્યારેય ખાસ ચમત્કાર જોવામા ન આવ્યો, માટે લેખકોને સવિનય નમ્ર નિવેદન છે કે કેવળ પુસ્તકોમા વાચેલા યોગો પોતાના અનુભૂત છે એમ કહીને તેનો પ્રચાર કરવાની ચેષ્ટા કરવી યોગ્ય નથી એથી જનતાને કે વૈદ્યોને કશો જ લાભ નથી અનુભવ કર્યા વગર આવા યોગો પ્રકાશિત કરવાથી પબ્લિકની સેવાને બદલે તેની છેતરપીંડી થાય છે"

જીવન વિજ્ઞાનના સપાદકે સહયોગી પત્રોને પણ નિવેદન કર્યું છે કે તેઓએ પોતાના પત્રોમા જે પ્રયોગો માત્ર વૈદ્યોના હોય અથવા જેનો જાતે અનુભવ કર્યો હોય તેને જ સ્થાન આપવું

વાત સાચી છે આ લિપિ એ તો અનુભૂત યોગોની લાલચમા પડવાનો પહેલેથી મોહ રાખ્યો નથી એ મોહ કેટલો આકર્ષક અને વ્યાપક છે, તે તો ધ્યાનમા છે જ પણ એના ભયસ્થાનો ઘણા ઉગ્ર છે જીવનવિજ્ઞાનના સપાદકે એક ભયસ્થાન તરફ ધ્યાન ખેંચ્યુ એ ખુશી થવા જેવું છે આરોગ્યદર્પણ

સંપાદકે ઉપલા લેખને ઉતારવા ઉપરાંત તે ઉપર એક લાંબી ટિપ્પણી લખી છે જેમાંથી થોડો ઉતારો નીચે કર્યો છે

"જીવન વિજ્ઞાનના સંપાદકની વાત છે તો અત્યંત સત્યપૂર્ણ અને ઉપયોગી પરંતુ તે પ્રમાણે કાર્ય કરવું ઘણું કઠણ છે આ વસ્તુ મને આજથી નહિ પણ વર્ષોથી ખટકયા કરે છે અને તે કારણથી આરોગ્ય વિજ્ઞાનમાં અનુભૂત પ્રયોગો ખૂબ ચાળ્યા પછી પ્રકાશિત કરવામાં આવે છે વળી આ મુશ્કેલીને દૂર કરવા માટે ગયે વર્ષે એવો નિયમ કર્યો હતો કે પ્રયોગ પ્રાપ્ત થતાં તેને બનાવીને પરીક્ષા કર્યા પછી આરોગ્ય દર્પણમાં પ્રકાશિત કરવો પરંતુ પરીક્ષકોના અભાવને લીધે એ નિયમ લાંબો વખત નભી શકયો નહિ

"આ ધાંધલનો અંત જો આયુર્વેદિક પત્રકારો સંગઠિત રૂપમાં એક નીતિ ધારણ કરે તો આવી શકે હું મારી તુચ્છ મતિ પ્રમાણે અનુભૂત પ્રયોગોના પ્રકાશન વિષે કેટલાક નિયમો મારા સહયોગીઓ પાસે રજુ કરૂં છું જો વૈદ્યકપત્રનો મોટો ભાગ આ નિયમો સ્વીકારી લે તો આયુર્વેદ, વૈદ્ય સમાજ અને જનતાનું ઘણું હિત થાય

(૧) પ્રત્યેક પત્રમાં પ્રયોગોના બે વિભાગ રાખવા (૧) અનુભવ કરવા યોગ્ય પ્રયોગોનો અને બીજો અનુભૂત પ્રયોગોનો

(૨) અનુભવ કરવા યોગ્ય પ્રયોગોના વિભાગમાં આવેલા બધા અથવા તેમાંથી ચુંટેલા પ્રયોગો મોકલનારના અનુભવના સંક્ષિપ્ત વિવરણ સાથે છાપવા અને તેના મોકલનારનું નામ ન છાપવું એથી નામના માટે જ જે લોકો પ્રયોગો મોકલવા ઈચ્છતા હશે તેઓ શાંત રહેશે

(૩) અનુભવ કરવા યોગ્ય પ્રયોગોની જે સજ્જનો પરીક્ષા કરવા ઈચ્છતા હોય તેઓને પડતર કિંમતે એ પ્રયોગ તૈયાર કરાવી પૂરો પાડવાનો સંપાદકે યત્ન કરવો અને પરીક્ષાનો સાચો રિપોર્ટ પ્રકાશિત કરવાની પરીક્ષકની નૈતિક ફરજ ગણાવી જોઈએ

(૪) જો પરીક્ષા કરતાં અમુક પ્રયોગ મિથ્યા—ખોટો ઠરે તો પ્રયોગ મોકલનારને ફરી પૂછપરછ કરી જોવી અને ફરી પરીક્ષા કરી જોવી ફરી પણ પ્રયોગ ખોટો ઠરે તો પત્રમાં એ મહાનુભાવનું નામ પ્રગટ કરી દેવું જોઈએ અને તે પછી સર્વ પત્રોના સંપાદકોએ ઠરાવ કરવો કે આવા ખોટા પ્રયોગ પ્રેષકનો કોઈ લેખ કે પ્રયોગ ન છાપે અને અમુક પ્રયોગ મોકલનાર વિશ્વાસ પાત્ર નથી એ વાત વાચનારા પણ જાણી લે

(૫) અને જો પૂર્ણ પરીક્ષા પછી પ્રયોગ સત્યસિદ્ધ થાય તો એ પ્રયોગને અનુભૂત પ્રયોગોના વિભાગમાં છાપવો અને કરેલી પરીક્ષાનું સંક્ષિપ્ત વિવરણ પરીક્ષકોના નામો સાથે છાપવું એ સાથેજ પ્રયોગ મોકલનારનું શુભ નામ પ્રકાશિત કરવું અને તેનું દરેક રીતે સન્માન કરવું જે મહાનુભાવના

પ્રયોગો વારવાર સાચા સાબીત થાય છે તેનુ ચિત્ર પત્રમા છાપવું અને સભવ હોય તો તેને કાઈક પુરસ્કાર આપવો બધા પત્ર સચાલકો મળીને એક બે પદવીઓ નક્કી કરે અને આખા વર્ષ દરમીયાન સર્વોત્તમ પ્રયોગ મોકલનારને એ પદવી આપે તો એ પણ સારૂ છે અથવાત્ત પદવી કોને આપવી તેનો નિર્ણય કોઇ પણ એક સપાદક નહિ પણ સપાદકમડળ કરે અને આવી પદવી આ ભા આયુર્વેદ મહામડળના વાર્ષિક અધિવેશન સમયે અપાય તો સારૂ ગમે તે પોતાની મેળે આવી પદવી ધારણ ન કરી શકે માટે તેને રજીસ્ટર્ડ કરવી

આ કાયમા સૌથી મોટી મુસ્કેલી પ્રયોગ પરીક્ષકોની ન્યૂનતામાથી ઉદ્ભવે છે એટલે અનુભૂત યોગના વિભાગમા બહુ ઓછા પ્રયોગો આવી શકશે એ વાત ખરી છે પણ પ્રત્યેક આયુર્વેદિક પત્ર દર વર્ષે આ પ્રકારના એક બે પ્રયોગો પ્રકાશિત કરશે તો તે બીજા સેકડો પ્રયોગોથી વધારે મૂલ્ય વાળા હશે એ ચોક્કસ છે બીજા પત્રસપાદક મહાનુભાવો આ વિષયમા પોતપોતાનો મત પ્રગટ કરશે એવી આશા છે ”

નોધ—આરોગ્ય દર્પણના સપાદકની ઉપની માગણીનો શો જવાબ મળ્યો તે મારા જાણવામા નથી પણ આશાજનક જવાબ મળવાનો સભવ થોડો છે વળી સપાદકે જે સૂચના કરી છે તે દેખીતી ઠીક લાગે છે પણ વ્યવહારમા મુકતા ઘણી મુશ્કેલીઓ ઉત્પન થવાનો સભવ છે દાખલા તરીકે નોધુ છુ અમુક પ્રયોગ સાચો છે કે ખોટો એનો અર્થ તો એમ્લોજ કે એ પ્રયોગ મોકલનારે એના જે ગુણો વર્ણવ્યા હોય તે ગુણોનો બીજા પરીક્ષકોને અનુભવ આવે છે કે નથી આવતો હવે પ્હેલુ તો સપાદક કહે છે તેમ પરીક્ષકોજ મળવા મુશ્કેલ છે કોઈ હા પાડે તો પ્રયોગ મોકલ્યા પછી એ પ્રયોગ વાપરવા યોગ્ય કોઈ દરદી નથી આવ્યો એવુ મહીનાઓ કે વર્ષો સુધી કહ્યા કરે જે દરદીને દવા આપી તે પાછો ન આવ્યો એટલે અનુભવ ન આવ્યો એમ કહે, અને આપણી પાસે પરીક્ષકોને ફરજ પાડવાની કશી સત્તા ન મળે અરે સત્તા હોય ત્યા પણ આવુ કામ થવુ ઘણુ મુશ્કેલ છે ચાળીશ વર્ષ પહેના હિંદી સરકારે ઇંડીજીનસ ડ્રગ્સ કમિટી નીમી હતી એ કમિટીએ આ દેશની અમુક અમુક વનસ્પતિઓના ટીંચરો બનાવી જુદી જુદી ઇસ્પીતાલોને મોકલ્યા પણ એ ઇસ્પીતાલોના દાકતરોએ જે જવાબો આપ્યા છે, તે વાચવા જેવા છે કેટલાકે તો આવેલા ટીંચરો ૭–૭ મહિનાઓ સુધી વાપર્યા વગર મુકી રાખ્યા હતા મતલબ કે પરીક્ષક થવાની કોઈ હા પાડે તો પણ તેઓ પાસેથી ચોક્કસ જવાબની આશા દુરાશા છે વળી ઇસ્પીતાલો વગેરે સાથે અનુભવ આવવો લગભગ અશક્ય આ સ્થિતિમા પરીક્ષકોના રિપોર્ટોજ મળવા મુશ્કેલ છે પણ કદાચ મળે એમ

ધારો તો પછી બીજી બાજુથી મુશ્કેલી ઉભી થવાનો સંભવ પ્રયોગ સાચો છે એમ પરીક્ષક કહે તો તો મોકલનાર ખુશી થાય એટલે બીજો કોઈ પરીક્ષક પહેલાના અનુભવનો વિરોધ ન કરે ત્યાં સુધી પરંતુ પણ જો પરીક્ષકો પ્રયોગને ખોટો કહે તો મોકલનાર ચીડાય પરીક્ષકોની યોગ્યતા ઉપરજ આક્ષેપ મુકે છેવટ એનું નિદાન બરાબર નહિ હોય, દરદીએ કુપથ્ય કર્યું હશે વગેરે આક્ષેપો કરે ટુંકામાં આ સૂચનાનો વ્યવહાર મુશ્કેલ છે બાકી પ્રયોગો મોકલનારા પોતાની ખ્યાતિ માટે પ્રયોગો મોકલે છે અનુભૂત પ્રયોગો વિરલ હોય છે, જેને અનુભૂત કહેવામાં આવે છે તે અનુભવ કરેલા નહિ પણ સાંભળેલા કે વાંચેલા મોટે ભાગે હોય છે એટલી વાતમાં મારી પૂર્ણ સંમતિ છે

અનુભૂત પ્રયોગોનો મોહજ સમાજમાંથી ઓછો થઈ જાય એજ મને શ્રેયસ્કર લાગે છે

તંત્રી આ. વિ.

---

# અમદાવાદ જીલ્લા વૈદ્ય પરિષદ

**દેશી વૈદ્યકીય કાયદામાં જોઇતા સુધારા સૂચવતો અગત્યનો ઠરાવ**

શ્રી વૈદ્યસભા આમંત્રિત શ્રી અમદાવાદ જીલ્લા વૈદ્ય પરિષદ તા ૨૪-૩-૩૮ને ગુરૂવારના રોજ બપોરે એક વાગે અમદાવાદ મણિનગર-કુંજગલી બંગલા નં. ૫માં મુંબાઈ ઇલાકાના સરકારી ગેઝેટમાં તા ૧૭-૩-૩૮ના રોજ જે દેશી વૈદકને અંગેનું બિલ બહાર પાડવામાં આવ્યું છે તેના પર વિચાર કરવા એક સભા મુંબાઈવાળા શ્રી વૈદ્યરાજ યાદવજી ત્રીકમજી આચાર્ય આયુર્વેદ માર્તંડના પ્રમુખપણા નીચે મળી હતી જેમાં મુંબાઈ ઈલાકા સરકાર તરફથી જે બિલ ગેઝેટમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તેમાં નીચે પ્રમાણેની કલમોમાં સુધારા કરાવવા સહુ એકમત થયા હતા

પૃષ્ઠ કલમ ૧ પેટા ૧ દેશી વૈદક શાસ્ત્રને ઉચિત રીતે ઉત્તેજન આપવા

કલમ ૨ દેશી વૈદકની પદ્ધતિ અનુસાર વૈદકીય ધંધો ચલાવનારાઓની લાયકાતનું નીયમન કરવા તથા

૩ તેમની નોંધણી બાબત ઠરાવ કરવા બાબતના આકટનો મુસદ્દો એમ લખવું

ભાગ ૧ લો

૭૧૮ ૧ ૧ "મુંબઇનો વૈદકીય ધંધો ચલાવનારાઓ બાબતનો આકટ કહેવો" તેમ નહિ પરંતુ "મુંબઇનો દેશી વૈદકીય ધંધો ચલાવનારાઓ બાબતનો આકટ" કહેવો

## ભાગ ૨ જો

૨૧૮ ૨ ૨ "દેશી વૈદ્યકીય પદ્ધતિ" એ મજ્ઞાનો અર્થ સિદ્ધ સુદ્ધા, આયુર્વેદિક અને યુનાની તીબ્બી કે કની પદ્ધતિઓ થાય છે એમ લખવુ

૨૧૯ ૩ ૭ સદરહુ બોર્ડ ૧૩ સભ્યોનુ ન બનાવતા ૨૧ સભ્યોનુ બનાવવું અને ૧-૨-૩ આ સર્વે સભ્યો આયુર્વેદીય અને યુનાની ધધાદારીઓએ ઇલેક્ટેડ કરેલા હોવા જોઇએ ને પ્રારભિક બોર્ડ ગુજરાત, મુબઇ અને મહારાષ્ટ્રની આયુર્વેદિક અને યુનાની સસ્થાઓ તરફથી ચુટાએલા પ્રતિનિધિઓમાથી ઉભુ કરવુ અથવા ના સરકાર વદ્યો અને હકીમોનુ લીસ્ટ તૈયાર કરીને તેને જાહેર કરીને તે લીસ્ટના વૈદો તથા હકીમો માથી આ બોડની ચુટણી કરે અને પ્રમુખ પણ બોડે ચુટેલા હોવા જોઇએ ને જો ના સરકાર કદાચ નોમીનેટેડ સભ્યો નીમે તો તે વૈદો તથા હકીમો નેજ નીમે પ્રતિનિધિ મડળની સુચના બોડની અદર જે નોમીનેટેડ સભ્યો નીમાય તો ૧-૩ ભાગનાજ હોવા જોઈએ અને ૨-૩ ભાગના ચુટાએલા હોવા જોઈએ

૨૨૦ ૪ "પ્રાતિક સરકાર પોતાને યોગ્ય લાગે તેવા ધધા ચલાવનારાઓને નિયુક્ત કરવાને મુખત્યાર છે" ત્યા "દેશી નિષ્ણાત વૈદક ધધો ચલાવનારાઓને" ગમે તે ધધો ચલાવનારાઓને નહિ એમ લખવુ

૨૨૦ ૬ હોદ્દો ધારણ કરવાની મુદત આ બાબતમા હોદ્દાની મુદત પાચ વર્ષ નહિ પરતુ શરૂઆતમા ૨ વષ અને પાછળથી ત્રણ ત્રણ વર્ષે ચુટણી કરવાનો નિયમ રાખવો

૨૨૦ ૮ સભ્યોના રાજીનામા બાબતમા બોડ જે તારીખે રાજીનામું મજુર કરે તે તારીખથી અમલમા મુકવુ

૨૨૧ ૧૩ ૨ મીટીંગનુ કોરમ ૧-૩ મેબરથી ગણવામા આવશે તેમ લખવુ

૨૨૧ ૧૩ બોડની મીટીંગમા કામ કરવાની રીત આ બાબતમા ત્રીજી પેટા કલમ વધારીને જણાવવુ જે બોડની સભા વખતે રજીસ્ટર થએલા વૈદોને અને હકીમોને પ્રેક્ષક તરીકે હાજર રહેવાની મજુરી આપવી

૨૨૨ ૧૫ ૪ "કાનુનોથી ઠરાવવામા આવે તે ફી આપવામા આવે તે સિવાય" તેને બદલે કાનુનોથી ઠરાવવામા આવેની રજીસ્ટ્રેશન ફીની ૧-૩ તેની ફી રાખવી જોઈએ

૨૨૨ ૧૫ ૫ રજીસ્ટાર જે નોધેલા ધધો ચલાવનાર વૈદ હકીમોને જે પત્રો લખે તે રજીસ્ટડ કરે અને તેનો જવાબ છ મહીનાની અ ૨ ન મળે તો તેનુ નામ રજીસ્ટર પરથી દુર કરવું આ બાબતમા "સદરહુ કાગળનો

જવાબ ન મળે" તેને બદલે "સદરહુ રજીસ્ટર્ડ કાગળનો જવાબ ન મળે" તેમ લખવું

૨૨૩ ૧૬ ૧ લાયકાતની પરીક્ષા પસાર કરનાર દરેક શખસને રૂ ૧૦ ફી આપેથી પોતાનુ નામ રજીસ્ટરમા નોધાવવાનો અધિકાર છે એમ કરવું

૨૨૩ ૧૬ ૨ નોધણી ૨ પેટા કલમ ૧ને બ લે નીચેની કલમ મુકવી જે તારીખે કાયદો અમલમા મુકવામા આવે તે તારીખ સુધીના પ્રેકટીસ કરનાર સર્વ વૈદ હકીમોને રજીસ્ટર કરવા અને પાચ વર્ષથી પ્રેકટીસ કરતા વૈદોને રજીસ્ટ્રેશનમા નોધવા તથા ગુરૂ પાસેથી ત્રણ વર્ષ સુધી અભ્યાસ કર્યો હોય અને કોઈ પણ સસ્થાની પરીક્ષા પાસ કરી હોય તેવાઓને રજીસ્ટ્રેશનમા દાખલ થવાનો હક છે એમ સમજવુ

૨૨૪ ૧૭ ૩ રજીસ્ટારના નિર્ણય ઉપ બોર્ડને અપિલ-આની પેટા ૩મા જણાવેલુ છે કે "કોઈ પણ સખસની અરજી ઉપરથી તે નોધ રદ કરવાને" બદલે "કોઇ પણ સખસની અરજી ઉપરથી બોર્ડ ખાત્રી કરીને તે નોધ રદ કરવાને, તેમ કરવુ

૨૨૪ ૧૮ કલમ ૧૬મા બતાવ્યા પ્રમાણે સર્વે વૈદ્યો અને હકીમોને રજીસ્ટર કરવાનો ફેરફાર સુચવેલો હોવાથી આ કલમની જરૂર રહેતી નથી જેથી આ કલમને કાઢી નાખવી

૨૨૪ ૧૮ બ આ પ્રાતમા વૈદકને, શસ્ત્રોપચારનો અથવા પ્રસૂતિ વિદ્યાનો અથવા તેના કોઈ પણ ભાગનો કોઈ પણ દેશી પદ્ધતિ પ્રમાણે નિયમિત ધધો ચલાવે છે તો દરેક તે સખસને રૂ ૧૦ આપેથી સદરહુ યાદીમા તેનુ નામ દાખલ કરવું અને તે પછી પાચ વરસ પ્રેકટીસના પુરા થયે રજીસ્ટરમા દાખલ કરવુ એમ રાખવુ

૨૨૫ ૨૧ નોધણી કરવામા આવે તે પહેલાની પરીક્ષા આ બાબતમા જણાવ્યુ છે જે "આ આકટ અમલમા આવે તે તારીખથી એક વર્ષ વીતે એટલે" તેને બદલે આ આકટ અમલમા આવે તે તારીખથી ત્રણ વર્ષ વીતે એટલે એમ લખવું એટલે એક વરસને બદલે ત્રણ વર્ષ

૨૨૫ ૨૨ ૧-૨-૩ લાયકાત માટેની જે લખ્યુ છે તેને બદલે બોર્ડ આયુર્વેદીય અને યુનાની શાસ્ત્રીય ગ્રથોના આધારે દરેક વિષય કેવલ કાય ચિકિત્સા, અથવા કાય ચિકિત્સા, પ્રસૂતિ શાસ્ત્ર અને શલ્ય શાસ્ત્રનુ શિક્ષણ તથા પરીક્ષાની લાયકાત તથા અભ્યાસક્રમનુ ધોરણ નક્કી કરવુ આ કલમ રાખવી અને તે પ્રમાણે તેની પદવીઓ નક્કી કરવી

૨૨૮ ૪૦ ૧ આ કલમમા "કોઇ પણ હેતુઓને અમલમા મુકવા માટે અગાઉથી પ્રસીદ્ધ કરીને" લખ્યુ છે તેના બદલે "કોઇ પણ હેતુઓને અમલમા મુકવા માટે લોકમત જાણવા માટે અગાઉથી પ્રસિદ્ધ કરીને" એમ લખવુ.

૨૨૯ ૩૭ આ કલમમા "અને પોતાને યોગ્ય લાગે તેવા સખસ માર ફતે" છે તેને બદલે 'અને પોતાને યોગ્ય લાગે તેવા આયુર્વેદ નિષ્ણાત સખસ મારફતે" તેમ લખવુ

ભાગ ૩ જો

૨૨૯ ૩૩ બોર્ડે નક્કી કરેલી ધધાદારીની લાયકાત ધરાવનાર માણસ જો ઇચ્છા હોય તો રજીસ્ટર થાય, તેવાઓને માટે રજીસ્ટ્રેશન ફરજીઆત ન હોવુ જોઈએ

**અનિરૂદ્ધપ્રસાદ એમ મ્હેતા**
**શશિકાન્ત બી પડયા** — મ ત્રીઓ
**જાદવજી ત્રીકમજી આચાય** — પ્રમુખ
અમદાવાદ જીલ્લા વૈદ્ય પરિષદ

---

## મુબઈ ઉપનગર અને થાણા જીલ્લાનુ વૈદ્યસમેલન

મુબઈમા ત્રી ત્યાગમા વૈદ્યોહકીમોના રેજીસ્ટ્રેશનના બિલનો વિરોધ કરવા માટે વૈ પ કૃષ્ણશાસ્ત્રી કવડેના પ્રમુખપદ નીચે જે જી વા વૈદ્યસમેલન ભરાયું હોવાની માગશરના અ કમા ફક્ત નોધ જ કરી હતી તેનો સવિસ્તર હેવાલ મરાઠી 'આયુર્વેદ' માસિકમા છપાયો છે આ સમેતનમા મુબઈના, પરાઓના થાણાજી લાના તથા બીજા પણ ઘણા વૈદ્યો હાજર હતા ઉપરાત બૅરિસ્ટર જમનાદાસ મ્હેતા, આયુર્વેદપ્રેમી પરૂળેકર, હૉ કોલેજના પ્રી સીપાલ નાના સાહેબ ધારપુરે વકીલ, રા બ પરાડે રિ ડી જજ નાગપુર, રાવસાહેબ રૂપચદ મોતીરામ લાઠી, શ્રીમત શેઠ લચ્છીરામ રૂઈયા શ્રી તાત્યા સાહેબ સાઠુ, વગેરે ગૃહસ્થો પણ હાજર હતા સમેલનનો આરભ બરાબર સાડા આઠ વાગે થઈ ધોરણ પ્રમાણે ઈશસ્તવન થયા પછી પનવેલના શ્રીમત નાના સાહેબ પુરાણિકે સમેલનનુ ઉદ્‌ઘાટન કરતા ટુકા ભાષણમા કહ્યું કે ધારાસભામા કોગ્રેસ મ ત્રી મડળે દાખલ કરેલુ બિલ તેમાની હદની તથા શિક્ષાની કલમોને લીધે અત્યત ભયકર છે ના ડૉ ગીવ્હર એલોપથી માટે ઘણો ભારે ખર્ચ કરવા દતા દેશી વૈદ્ય માટે કશુ જ ખર્ચ કરવા તૈયાર નથી આ સ્થિતિ ધ્યાનમા આવવાથી આખો વૈદ્યવર્ગ શકાશીલ થઇ ગયો છે આટલુ કહીને એમણે પોતાનું ભાષણ પૂરૂ કર્યું

એ પછી સ્વાગતાધ્યક્ષ સુપ્રસિદ્ધ જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ વૈદ્ય પ્રાણાચાર્ય વાસુદેવ શાસ્ત્રી ઐનાપુરેએ સવ વૈદ્યોનુ હૃદયપૂર્વક સ્વાગત કરતા મુબઇમા આયુર્વેદ સબધી ચળવળ કેવી રીતે શરૂ થઈ તેનો ઇતિહાસ કહ્યો કે ઈ સ

૧૮૭૦ મા શેઠ લ્હમરાજ, તારખેડકર અને દામોદર શાસ્ત્રી વગેરે વદ્યોના પ્રયત્નથી વૈદ્યસભા સ્થાપન થઇ પછી તેનુ જ પુનરુજ્જીવન થઇને ઈ સ ૧૮૯૦ મા સ્વ વૈદ્ય પદે શાસ્ત્રી, વડ ગૈનાપુ વગેરેના યત્નથી જે વૈદ્યસભા સ્થાપન થઈ તે હજી ચાલે છે એ વખતે ગુજરાતી વૈદ્ય મદ્દગત પ્રભુરામ જીવનરામ (આયુર્વેદ માસિકમા જીવનરામને બદલે આનંદરામ છપાયુ છે તે ભૂલ છે તેની આ વિ) તેઓના પ્રયત્નથી આયાર્ય ન વિદ્યાલય પ્હેલવહેલુ મુબઇમા નીકળ્યુ કે પરે શાસ્ત્રીએ પણ આયુર્વેદ મહામંડળ અને આયુર્વેદ વિદ્યાપીઠ નામની બે સસ્થાઓ કાઢી હતી અને હમણા આયુર્વેદ સરક્ષક મડળ પણ મુબઇમા જ સ્થાપના થઇને ડોગ્રેસના આ ા ય મત્રી ા ગી ડરના માર્ક વૈદ્ય નિયત્રણ બિલ વિરુદ્ધ ચળવળ આયુર્વેદના રક્ષણ માટે જ્હેરેથી ઉપાડવામા આવી છે માટે આજના આ સમેલનમા એ બિલનો માગોપાગ વિચાર થઇને તેનુ ઘાતકપણુ લોકોની નજર આગળ આણીને તે બિલને હાંકી કાઢવુ જોઇએ અને એમ થશે તો જ આયુર્વેદનુ અને વૈદ્ય હકીમોનુ રક્ષણ થશે એમ કહીને ભાષણ પૂરૂ કર્યુ

પછી સ્વાગતમડળના કાર્યાધ્યક્ષ વૈદ્ય આપ્પાનાશ્રી સા૦એ વૈ પ કૃષ્ણશાસ્ત્રી કવડે ને પ્રમુખ પદ સ્વીકારવાની દરખાસ્ત મુકી અને એ સૂચનાને આ મા યાદવજી ત્રિ આચાર્ય, શ્રી તાત્યાસાહેબ ભાઇ ચેબુર, શ્રીવ, રાજવૈદ્ય હીરજી જીવરામ, ડૉ પોપટ પ્રભુરામ હકીમ અબદુલ ગફારખાન, વૈદ્ય ધામણકર શાસ્ત્રી, થાણાના દત્તોપત ક યાણના જોશી વૈદ્ય શાતિલાલ વગેરેએ અનુમોદન આપ્યા પછી, વૈ પ કૃષ્ણશાસ્ત્રી કવડે એ પ્રમુખસ્થાન સ્વીકાર્યું પણ પ્રમુખની દરખાસ્તને ટેકાનુ ભાષણ થતુ હતુ ત્યા ડા ગીલ્ડર સભામા આવ્યા અને પ્રમુખે પોતાનુ સ્થાન સ્વીકાર્યા પછી ના ડૉ ગીલ્ડર ખુલાસારૂપ ભાષણ ક વા ઉઠયા તેઓએ ખુલાસો કરતા કહ્યુ કે હુ કૉગ્રેસ મ ત્રીમડળમાનો એક છુ બિલ પ્રસિદ્ધ થયા પછી લોકમત જાણવા માટે અમુક વખત જાહેરમા રાખ્યા પછી જાહેર થયેલા લોકમતનો વિચાર કરીને ધારા સભામા મુકવામા આવશે રજીસ્ટ્રેશનમા સખ્તાઈની જરૂર હોવાના કારણોમા તેઓએ કહ્યુ કે "ધા ાકે એકાદ વાળદ લોકલબોર્ડના દવાખાનામા વૈદ્ય તરીકે બેસી જાય અથવા કોઇ વૈદ્યના પડીકા વાળનાર કપાઉડર કે વૈદ્ય તરીકે ધધો કરવા માડે તો આવા લોકોને વૈદ્ય બનતા રોકવા માટે સખ્તાઈની કલમોની જરૂર છે" આના જવાબરૂપે એ વખતે સભામાથી અવાજ આવ્યો કે "વાળદને કે કપાઉડરને વૈદ્યક આવડતુ હોય તો તેને વૈદ્ય તરીકે કબુલ કરવા અમે તૈયાર છીએ" આ જાતનુ ભાષણ ચાલતુ હતુ ત્યા વચ્ચે જ ચારે તરફથી નામદાર ડા ગી ડર ઉપર પ્રશ્નોનો મારો ચાલ્યો

નજર આગળ રાખીને આયુર્વેદ વિભાગ સાથે શિષ્ટાચારને અનુરૂપ સમાન દૃષ્ટિ રાખવી

**ઠરાવ નં ૫**—કોંગ્રેસનું તથા આ સંમેલનનું ધ્યેય પૂર્ણ સ્વરાજ્યનું હોવાને લીધે વૈદ્ય પં કૃષ્ણશાસ્ત્રી કવઠેની અધ્યક્ષતા નીચે ભરાયેલા મુંબઈ, ઉપનગર અને થાણા જીલ્લાના વૈદ્ય હકીમ સંમેલન મુંબઈ કોંગ્રેસ સરકારને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે કે સરકારે પોતાના ખાતામાં (મ્યુનિસિપાલિટી તથા લોકલ બોર્ડોના ખાતામાં પણ) નીચેની વૈદ્ય કમિટીની સલાહને અનુસરી સ્વદેશી આયુર્વેદીય ઔષધો વાપરવાં કમિટી (૧) અધ્યક્ષ–વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે, (૨) વૈદ્ય પં કૃષ્ણશાસ્ત્રી કવઠે, (૩) વૈ પં હરિપ્રપન્નજી, (૪) વૈ પં ગુણેશાસ્ત્રી (૫) તપસ્વી પગજપે, ( ) શ્રી નાનાસાહેબ પુરાણિક, (૭) વૈદ્ય નાનલશાસ્ત્રી, (૮) વૈ ભૂ દાતારશાસ્ત્રી, (૯) વૈ ભૂ ગણેશશાસ્ત્રી જોશી, (૧૦) વૈ ભૂ શામાચાર્ય ઘળમાસી, (૧૧) વૈ અ વિ ગુર્જર, (૧૨) વૈ પં વિ ા પટવર્ધન, (૧૩) વૈ શ– ગો ગુણે, (૧૪) આ વાસુદેવ શાસ્ત્રી ઐનાપુરે (૧૫) રાજવૈદ્ય એસ એમ શર્મા, (૧૬) આ મા યા વજી ત્રિ આચાર્ય, (૧૭) રાજવૈદ્ય હીરજી જીવરામ મ ની વૈ મજેઠર અને પુનમચંદ અ પરીખ

**ઠરાવ નં ૬** મુંબઈ, ઉપનગર અને થાણા જીલ્લાના વૈદ્ય હકીમોની પરિષદ ઠરાવ કરે છે કે દેશી વૈદક સંબંધી બિલ ધારાસભા આગળ રજુ કર્યા પહેલાં તેમાં નીચેની કલમોનો વિચાર કરવો (૧) રજીસ્ટરમાં નોંધાયેલા વૈદ્ય હકીમોને ધંધો કરવાની પહેલાં પ્રમાણેજ છુટ રાખવી અને તેઓને ઉપર નવા વધારે બંધનો નહિ પડે એવું જાહેર આશ્વાસન આપવું નીચેની સૂચનાઓ બિલમાં દાખલ કરી તે પ્રમાણે બિલ તૈયાર કરવામાં આવે તો જ તે બિલને વૈદ્ય હકીમોએ, ધારાસભાના સભ્યોએ તથા જનતાએ ટેકો આપવો પણ જો નીચેની સૂચનાઓ બિલમાં દાખલ કરવામાં ન આવે તો તે ઘાતક બિલનો વિરોધજ કરવો એવો આ પરિષદનો મત છે

(૩) (અ) આ દેશના વૈદક (આયુર્વેદ અને યુનાની)ને શાસ્ત્ર તરીકે માન્યતા આપવી (આ) દેશી વૈદ્ય નું બિલ ધારાસભા આગળ રજુ કર્યા પહેલાં ત્રણ મહિના સુધી લોકમત જાણવા માટે જાહેર કરવું (ઇ) દેશી વૈદકશાસ્ત્ર માટે મુંબઈ ઈલાકામાં એક મધ્યવર્તી મંડળ સ્થાપવું, અને તેમાં રજીસ્ટર થયેલા વૈદ્ય હકીમોમાંથી જેઓ આયુર્વેદ અને યુનાની શાસ્ત્ર પ્રમાણે વૈદક ધંધો કરનારા તદ્વિદ હોય તેવા સભાસદોની ચુંટણી કરવી (ઈ) આયુર્વેદીય શાસ્ત્રીય પ્રશ્નોનો નિર્ણય વૈદ્યોએ તથા યુનાની પ્રશ્નોનો નિર્ણય હકીમોએજ કરવો

(અપૂર્ણ)

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विरुद्रभिद्र-धन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्त्रग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૧ મુ ] ફાગણ ૧૯૯૪ [ અંક ૫

## દેશી વૈદ્યોની યોગ્યતાના નિયંત્રણ માટેનુ તથા તેઓના રજીસ્ટ્રેશન માટેનુ મુબઈ સરકારનુ બિલ

૧૩૩૮ના લે એ બિલ ન ૧૦ ગુરૂવાર ૧૦મી માચ ૧૯૩૮ને રોજ મુબઈ સરકારી ગેઝીટમા પ્રસિદ્ધ થયુ છે આ બિલની મરાઠી ગુજરાતી, કાનડી અને ઉર્દુ નકલો પણ છપાઇ છે અને જેને જોતી હોય તેને મુબઈના સરકારી પ્રેસ પાસેથી મળી શકે છે એટલે એ બિલ આખુ ગુજરાતીમા અહીં ઉતારવાની જરૂર નથી વળી આરોગ્ય સિ ધુના ૧૯૩૮ના માચના વૈ ક ના એપ્રીલના અકમા ગુજરાતી નકલ આખી છાપી છે

પણ આ બિલ ૧૯૩૮ના માર્ચની ૨૮મી તારીખે આરોગ્ય મ ત્રી ડા એમ ડી ગીલ્ડર તરફથી મુબઈની લેજીસ્લેટીવ એસેમ્બ્લીમા રજુ થયુ હતું અને બીજે દિવસે પ્હેલીવારના વાચનમાથી પસાર થઈ સીલેક્ટ કમિટીને જુલાઇની પ્હેલીએ પાછુ આપવાની સૂચના સાથે સોપાયુ છે

આ બિલ સરકારી ગેઝીટમા છપાયા પછી તરત અમદાવાદમા આયુર્વેદ માર્તંડ જાદવજી ત્રિ આચાર્યની અધ્યક્ષતા નીચે વૈદ્યોની જીલ્લા પરિષદ મળી હતી અને એમા આખા બિલને તપાસી કલમવાર સુધારાઓ સૂચવવામા આવ્યા હતા જે આ માસિકના ગયા અકમા છપાયા છે (એ સુધારાઓની જે ગુજરાતી ટાઈપ કરેલી નકલ મળેલી તેમા જોડણીની અશુદ્ધિઓ હતી, જેમાની કેટલીક છપાઈમા પણ ઉતરી છે પણ તેથી કેવી જાતના સુધારા એ પરિષદે કઇ ગણ્યા છે તે સમજવામા મુશ્કેલી નહિ પડે)

હવે પોતાનુ બિલ ધારાસભા આગળ રજુ કરતા આરોગ્ય મત્રીએ જે ભાષણ કર્યું હતું તેથી કેટલોક ખુલાસો થાય છે, પણ એ ભાષણની નોધ કે એનું અવલોકન કર્યા પ્હેલા વૈદ્ય સમાજમા એ બિલ પરત્વે જે માનસિક વલણ લેદ છે તેની નોધ કરવાની જરૂર છે

મુબઈ ઇલાકાના વૈદ્યસમાજમા ત્રણ વલણ હોય એવું દેખાય છે (૧) અમુક વૈદ્યો આ નવા બિલને એ ગમે તેવું હોય પણ વધાવી લેવાના

પક્ષના છે આ વર્ગ ઉપર સામા પક્ષ તરફથી જે આક્ષેપો મુકવામા આવ્યા છે (જુઓ 'આયુર્વેદ' માસિક–મરાઠી વર્ષ ૨૪ અ ૧૧મા પહેલો લેખ) તેમા ઉંડા ઉતરવાની જરૂર નથી

બીજો પક્ષ કેટલાક સુધારાવધારા સાથે પસાર થાય તો આ બિલથી વૈદ્યોને એકદર લાભ છે એવુ માનનારો જણાય છે વૈદ્યોની જે સભા મુબઈમા વૈદ્ય પચાનન ગુણે શાસ્ત્રીના પ્રમુખપદ નીચે વૈદ્ય હકીમોનુ રજીસ્ટ્રેશન સરકાર પાસે માગવાનો ઠરાવ કરવા માટે મળી હતી તેના અથવા અમદાવાદમા મળેલી ૭ ના પરિષ નુ આ વલણ છે ત્રીજો પક્ષ બિલનો અથવા ખરી રીતે શુદ્ધ આયુર્વેદ ઉપરના બાહ્ય આક્રમણનો કટ્ટર વિરોધી છે મુબાઈ થાણા ઉપનગર વૈદ્ય પરિષદમા થયેલા ઠરાવોની પછવાડે એ ત્રીજા પક્ષનુ માનસ છે સરકાર પાસેથી આર્થિક મદદ તો આ પક્ષને જોઈએ છીએ, પણ સરકારનુ નિયત્રણ નથી જોતુ

મતલબ કે ઉપર કહેલા ત્રણમાના મધ્યમ પક્ષને યે જો કે પૂરો સતોષ આપે એવુ તો ડા ગી ડરનુ ભાષણ નથી પણ કદાચ થોડો ખુલાસો થશે અને તે પછી યોગ્ય રીતે સીલેક્ટ કમિટીના મેમ્બરો સાથે વાટાઘાટ કરીને થોડાક સુધારા કરાવી શકાય તો આ બિલની અગ્રાહ્યતા ઓછી થાય હજી પણ આ બિલનો વિરોધ કરનારે એક વસ્તુ સ્થિતિ ધ્યાનમા રાખવાની જરૂર છે અને તે એ કે બિલનો પહેલો ખરડો ટાઈમ્સ ઓફ ઇંડીઆમા પ્રસિદ્ધ થયો ત્યારે એના તરફ જે વૈદ્યેતર સજ્જનોએ સ્પષ્ટ વિરોધ દર્શાવેલો તેમાના ઘણાએ બિલ ગેઝીટમા પ્રસિદ્ધ થયા પછી તેમા થયેલા ફેરફારોથી સતુષ્ટ થઈને વિરોધ છોડી દીધો છે એટલુ જ નહિ પણ ડા ગી ડરને અભિનદન આપેલ છે અને જેના મતની આ વિષયમા કાઈક કિંમત છે તે ધારાસભાના સભ્યોમાથી તો કેટલાક કોમેમ વિરોધી સભ્યોએ પણ ડા ગીલ્ડરને અનુમોદન આપ્યુ છે અને બીજા સભ્યોએ મક્કતાઈ વધારવાની ભલામણ કરી છે આ પરિસ્થિતિને ધ્યાનમા રાખીને વૈદ્ય હકીમોએ ભવિષ્યની યોજના ગોઠવવાની છે

આરોગ્ય મત્રી ડા ગી ડરે નવુ બિલ ધારાસભા આગળ રજુ કરતા કહ્યુ કે આયુર્વેદ અને યૂનાનીને ઉત્તેજન આપવાની સરકારની ઈચ્છા છે એવુ જે વચન આગલી બેઠકમા આપેલુ તે પૂર્ણ કરવા માટે આ બિલ રજુ કર્યુ છે આ બિલના ત્રણ ભાગ છે, જેમાનો ત્રીજો ભાગ સામાન્ય રીતે ચિકિત્સકોને લાગુ પડે છે

બિલનો બીજો ભાગ દેશી વૈદક પદ્ધતિ માટે ૧૯૧૨ના બોમ્બે મેડીકલ એકટના ધોરણે બોર્ડ સ્થાપવાને લગતો છે દેશી વૈદક પદ્ધતિનો અર્થ અહીં આયુર્વેદિક (સિદ્ધ સાથે) અને યૂનાની એવો છે પછી આધુનિક વિજ્ઞાનના જે અશો ઉમેરવાનો બોર્ડ વખતો વખત નિશ્ચય કરે તે અશોથી એ દેશી

વૈદક પરિવર્ધિત હોય કે ન હોય આ વ્યાખ્યા બગાળમાથી શબ્દશ લીધેલી છે ત્યા આ વિષયમા કોઈ જાતનો કાનૂન ન હોવા છતા સરકારી ઠરાવ અમલમા છે

શસ્ત્રચિકિત્સા અને પ્રસૂતિશાસ્ત્ર આયુર્વેદ અને યૂનાનીમા કયા છે એવો પ્રશ્ન ઉઠયો હતો પણ આયુર્વેદના અગોમા એ શાસ્ત્રો પણ છે એમ સિદ્ધ કરવામા આવ્યુ છે

આવતા વર્ષના બજેટમા આયુર્વેદિક અને યૂનાની ચિકિત્સકોની સહાય અર્થે એક લાખ રૂપીઆની ગોઠવણ કરવામા આવી છે અને એ માટે યોગ્યતા વાળા ચિકિત્સકો મળશે એવી આશા છે

આગળ ચાલતા આરોગ્ય મ ત્રીએ કહ્યુ કે પોતાની આખી જીદગી દરમીયાન જેટલાને મળ્યા હતા તે કરતા વધારે દેશીવૈદ્યોને પોતે છે ના છ મહિનાઓમા મળ્યા હતા બીજા પ્રા તોના આકડાઓના અભ્યાસથી પોતાના જાણવામા આવ્યુ છે કે દેશી વૈદકની શાળા પાઠશાળાઓમા શસ્ત્રચિકિત્સા (Surgery) અને પ્રસૂતિવિદ્યા (Midwifery) શીખવાય છે મુંબઈમા ૧૫ આયુર્વેદની શાળાઓ છે કોઈ યુનાની વર્ગની શાળાના પરિચયમા પોતે આવી શકયા નથી જો કે તાજેતરમા બે યૂનાની શાળાઓ ઉઘડયાનુ જાણવામા આવ્યુ છે

દેશી શિક્ષણ સસ્થાઓને સ્વીકારવી સસ્થાઓ માટે પાઠયક્રમ નક્કી કરવો, અને ચિકિત્સકોની નોધણી રાખવી એ બોર્ડનુ કામ છે કેટલીક સસ્થાઓમા તે તે પદ્ધતિનુ વશપરપરાથી જેઓએ જ્ઞાન પ્રાપ્ત કર્યુ તેઓ શિક્ષણ આપે છે કેટલા વર્ષથી ધધો કરતો હોય તેને કબુલ રાખવો એ બાબતમા પ્રા ત વાર ભિન્ન ભિન્ન ધોરણ છે દાખલા તરીકે વડોદરામા આઠ વર્ષની પ્રેકટીસ આવશ્યક ગણી છે સયુક્ત પ્રા તમા એ વર્ગ માટે પાચ વર્ષ અને બીજી વર્ગ માટે દશ વર્ષ રાખ્યા છે મદ્રાસમા દશ વર્ષ છે મુંબઈ માટે ૯ વર્ષ ઠીક ગણ્યા છે

મતલબ કે કાયદો અમલમા આવવાની તારીખથી એક વર્ષની અદર બૉર્ડને[1] સતોષકારક રીતે પોતે ઓછામા ઓછા દશ વર્ષથી ચાલુ અને નિયમિત વૈદક ધધો કરે છે એમ રજીસ્ટ્રેશન માટે અરજી કરનાર ચિકિત્સકે સાબીત કરવુ પડશે

ચિકિત્સકોના અન્તેવાસી ઉમેદવારો માટે અપવાદ—પરીક્ષાથી કે દશ વર્ષના ધધાથી જેઓ નોધને પાત્ર ન હોય પણ કોઈ ચિકિત્સકના હાથ નીચે ઉમેદવારી કરી હોય, અથવા કોઈ વર્ગીય સસ્થામા તાલીમ લીધી હોય અથવા કોઈ પરીક્ષા પસાર કરી હોય તેવા દરેક શખ્સનુ, જો બૉર્ડનો અભિપ્રાય એ ઉમેદવારી, તાલીમ કે પરીક્ષાને ધધા માટે પુરતું ગણવાનો થાય તો રૂ ૧૫ ની ફી લઈને રજીસ્ટરમા નામ નોધાશે

---

૧ બિલમા રજીસ્ટ્રાર શબ્દ છે પણ રજીસ્ટ્રાર બોર્ડની વતી કામ કરશે ત આ ટિ.

આ ઉપરાંત જેઓ આ કાયદો પસાર થાય ત્યારે ધંધો કરતા હોય તેનો ધંધો બંધ ન થાય માટે ૧૯૩૮ના માર્ચની દશમી તારીખે પોતે ધંધો કરતા હોવાનું એક વર્ષની અંદર બોર્ડને સંતોષકારક રીતે જેઓ સાબીત કરે તેઓ આ કાયદા અનુસાર અથવા ૧૯૧૨ના મેડીકલ એક્ટ અનુસાર રજીસ્ટર થવાને યોગ્ય ન હોય તો પણ તેઓના નામ રૂા ૧૫ આપ્યેથી આ શખ્સોની યાદીમાં દાખલ કરી શકાશે. નવો કાયદો પસાર કરતી વખતે આવી છુટ રાખવામાં આવે છે. મતલબ કે દશ વર્ષથી ઓછી પ્રેક્ટીસવાળો ચિકિત્સક રજીસ્ટર્ડ નહિ થઈ શકે પણ ધંધો કરી શકશે.

આગળ ચાલતા આરોગ્ય મંત્રીએ જેઓમાં ઘણા ઉંટવૈદો છે તે હોમીઓપથિક ડાક્ટરોની ચર્ચા કરી છે જે આપણે છોડી દેશું.

પછી ડા. ગીલ્ડર ઓછામાં ઓછા ધોરણ (સ્ટાન્ડર્ડ)ની ચર્ચા કરતા કહે છે કે આ બિલનો ત્રીજો ભાગ પોતાને આયુર્વેદિક અથવા યૂનાની ચિકિત્સક કહેવરાવનાર પણ ખરી રીતે અશિક્ષિત અથવા અર્ધશિક્ષિત લોકોને ધંધાના ક્ષેત્રમાંથી દૂર કરવાનો છે. બિલનો હેતુ છેવટ તો જેમ એક તરફથી સાચા આયુર્વેદિક અને યૂનાની ચિકિત્સકોને ઉત્તેજન આપવાનો છે, તેમ બીજી તરફથી ઉંટવૈદોથી સમાજને બચાવવાનો છે.

આ સબંધમાં આરોગ્યમંત્રીએ કહ્યું કે જાહેર આરોગ્યના મંત્રીઓની પરિષદમાં ઠરાવ થયો હતો કે વૈદકની ગમે તે પદ્ધતિને ઉત્તેજન આપવું પણ યોગ્યતાનું ઓછામાં ઓછું કાંઈક ધોરણ નક્કી કરવું. અને એ ઠરાવને અમલમાં મુકવાનો મુંબઈ સરકારે પહેલ વહેલો પ્રયાસ કર્યો છે. ઉંટવૈદોનો ધંધો બંધ કરવાની સરકારને રહેલી મુંબઈની મ્યુનિસિપલ કોર્પોરેશનને ભલામણ કરી છે. માટે આ બિલમાં ઉંટવૈદની વ્યાખ્યા સ્પષ્ટ ન લાગતી હોય તો સીલેક્ટ કમિટીમાં સ્પષ્ટ કરી શકાશે.

૨૮મી કલમમાં જેઓને ડીગ્રી કે ડીપ્લોમા આપવાનો હક નથી તેઓને નિયમોમાં લેવાનો પ્રયત્ન છે. છેવટ આરોગ્ય મંત્રીએ કહ્યું કે આયુર્વેદ કે યૂનાનીને નામે ઉંટવૈદોનું ચાલવા દેવામાં આવે તો વિજ્ઞાનની પ્રગતિ ન થાય માટે નિયંત્રણને લગતી કલમની જરૂર છે (ટાઈમ્સ ઓફ ઈંડિઆ ૩૦ મી માર્ચ ૧૯૩૮ માંથી)

**નોંધ**—બિલનો કાચો મુસદ્દો પ્રગટ થયો ત્યારે 'સર્જરી' અને 'મીડવીફરી' એ વિષયોનું મેડીકલ કોલેજોમાં જેટલા પ્રમાણમાં શિક્ષણ અપાય છે તેટલા પ્રમાણમાં શિક્ષણ રજીસ્ટ્રેશન માટે આવશ્યક રહેશે એવો ભ્રમ ઉત્પન્ન થયો હતો. હવે આયુર્વેદ અને યૂનાનીમાં એ વિષયો છે, હાલમાં આયુર્વેદની શાળાઓમાં શીખવાય છે એમ જે શ્રી ગીલ્ડરે ભાષણ કહેલું છે તથા દેશી વૈદકની જે વ્યાખ્યા આપી છે તે ઉપરથી એવો સ્પષ્ટ અર્થ નીકળે છે કે

બોર્ડ જ્યા સુધી આધુનિક વિજ્ઞાનના અમુક અંશોને અભ્યાસક્રમમા ઉમેરવાનો નિશ્ચય ન કર્યો હોય ત્યા સુધી એવા અંશો વગરનો આયુર્વેદિક કે યૂનાનીનો પૂરતો અભ્યાસ રજીસ્ટ્રેશન માટે પૂરતો ગણાશે

જેઓ આયુર્વેદ કે યૂનાની શિક્ષણના પક્ષપાતી છે તેઓને આમા કાંઇ ખોટુ નહિ લાગે પણ મને હજી એક સ્પષ્ટતા નથી થતી કલમ ૧૧ (૩) મા યોગ્યતા આપનારી પરીક્ષામા નિપુણતાનુ જે ધોરણ આવશ્યક ગણ્યુ છે તેમા કાયચિકિત્સા (મેડીસીન) શસ્ત્રચિકિત્સા (સર્જરી) અને પ્રસૂતિવિદ્યા (મીડવાઇફરી) ના કાર્યસાધક વ્યવહારુ માટે આવશ્યક જ્ઞાન અને કુશળતા ઉમેદવારે મેળવેલા હોવા જોઈએ એમ કહેલુ છે તાત્પર્ય કે મલમપટા કરાવી શકે અથવા શસ્ત્રક્રિયા થોડી પણ કરી શકે એટલી આવડતની પરીક્ષા આપ્યા પછી જે પદવી મળશે તે રજીસ્ટ્રેશનની લાયકાત આપશે પણ ઉપરના ત્રણમાથી પાછલા બે વિષયોનુ પુસ્તકીયા નહિ પણ વ્યવહારુ જ્ઞાન આપે એવી આયુર્વેદિક યૂનાની શાળાઓ કયા છે? હવે ઉપર ઉતારેલા ભાષણમા ડા ગીલ્ડરે મેડીસીન અથવા સર્જરી અથવા મીડવાઇફરી એ રીતે શબ્દો વાપર્યા છે એનુ તાત્પર્ય એવુ હોય કે કેવળ કાયચિકિત્સાનો ધંધો કરવા ઇચ્છનાર બાકીના બે વિષયોમા પ્રવીણ ન હોય તો પણ કેવળ કાયચિકિત્સાની બોર્ડ ઠરાવેલી પરીક્ષા પસાર કરી હોય તો રજીસ્ટર્ડ થઈ શકે તો તો કાંઈ વાંધો નહિ પણ એવો અર્થ સ્પષ્ટ નથી ત્રણે વિષયોનુ જ્ઞાન આવશ્યક છે એવો અર્થ હોય તો બોર્ડની શરૂઆતમા ધોરણ ઉચુ ન રાખી શકાય દેશી વૈદકના જ્ઞાન ઉપરાંત સર્જરી, મીડવાઇફરીનુ એમ બી બી એસ કે એલ સી પી એસ ના ધોરણ જેટલુ જ્ઞાન પ્હેલેથી આવશ્યક ગણાતા આવશે એવુ તાત્પર્ય આખુ બિલ અને ભાષણ જોતા લાગતુ નથી તો સ્પષ્ટતા થાય એ ઇષ્ટ છે અમદાવાદની જીલ્લા પરિષદના ઠરાવમા બિલની ૧૧ મી કલમ, ઉપર સૂચવેલો વાંધો નડે નહિ એ રીતે તદ્દન નવેસરથી સુધારીને જે રૂપમા મુકવાની સૂચના કરી છે, એ મને સારી લાગી છે બાકી અત્યારે નહિ તો કાળક્રમે આધુનિક વિજ્ઞાનનો ઘણો અંશ દેશી વૈદકના અભ્યાસક્રમમા દાખલ થશે એવુ દેખાય છે સરકારી દબાણ આવ્યા પ્હેલા શિક્ષિત વૈદ્યોએ સ્વેચ્છાથી જ આ દિશામા પગલા માંડયા છે હવે ગતિમા વેગ આવશે આ દિશામા ગતિથી આયુર્વેદના સ્વત્વને હાનિ થશે એવુ માનનારો એક પક્ષ છે એ દિશામા આવી ગતિ મને તો અનિવાર્ય દેખાય છે

બિલની બાકીની કલમોમા રજીસ્ટ્રેશન અથવા તે યોગ્યતાની પરીક્ષા ધંધા માટે ફરજીઆત છે કારણ કે ડા ગીલ્ડરે કહેલો ઉંટવૈદ્યોથી પ્રજાનુ રક્ષણ કરવાનો સરકારનો હેતુ છે એટલે આ દેશની પરિસ્થિતિ અને કોમેસનું તથા ધારાસભાનુ વલણ જોતા એટલુ ફરજીઆતપણુ રહેશે એમ લાગે છે

જેલની શિક્ષા નીકળી ગઈ છે, અને દંડની શિક્ષા કાંઇક હળવી થાય તો

ભલે પણ નીકળવી મુશ્કેલ છે ગામડાઓમા અજાણ્યા માણસોને પીડવામા વખતે એ કલમનો ઉપયોગ થાય એટલુ ભય છે

બાકીમા રજીસ્ટ્રેશનની ફી રૂા ૧૫ રાખી છે તે ગામગના વૈદ્યોને ભારે પડે એટલે અમદાવાદ જી લા પરિષદે દશ સૂચવ્યા છે તે ઠીક છે

બોર્ડના બધારણમા વૈદ્યોની માગણી પ્હેલેથી ૨૧ સભ્યો રાખવાની છે જ્યારે બિલમા ૧૩ છે વૈદ્યોની માગણી પ્રમાણે બૉર્ડ ૨૧ સભ્યોનું જેમા પ્રમુખ પણ ચુટાયેલો હોય એમ થાય તો ઉત્તમ છે બિલમા ૭ ચુટાયેલા સભ્યો અને પ્રમુખ તથા બીજા ૭ સરકાર તરફથી જેમા બે દેશી વૈદક સબધી સસ્થાઓ સાથે સબધવાળા હોવા જોઇએ એવો નિયમ છે આ નિયમથી વધઘ્રીઓની બહુમતિ માડ માડ થશે વળી બાકીના ચાર કોણ આવશે તે સ્પષ્ટ નથી થયુ અને પ્રમુખ સરકાર તરફથી નીમાશે પણ તે કોણ હશે એ નથી કહેવાતું બોર્ડનુ બધારણ એ ઘણી અગત્યની વસ્તુ છે આ બિલથી દેશી વૈદકને ઉત્તેજન મળશે કે હાનિ થશે તેનો આધાર બોર્ડ ઉપર રહેશે મતલબકે બોર્ડ માટેની કલમમા ચુટણીનુ તત્ત્વ હજી વધે અને પ્રમુખ સરકારે નીમેલોજ રહે એ અનિવાર્ય હોય તો એ તટસ્થ હોય-સયુક્ત પ્રાતમા પ્હેલા ચાયાધીશ હતો તેમ અને જે કોઇ નીમાય તે આયુર્વેદ પ્રેમી નીમાય એવો સુધારો કરાવવાનો પ્રયત્ન થવાની જરૂર છે

બિલની કલમ ૨૧ મા આ કાયદો અમલમા આવ્યાને એક વર્ષ પૂરૂ થયા પછી યોગ્ય પરીક્ષા આપવાની નક્કી કરેલી પદવી ન લીધી હોય તેને રજીસ્ટરમા નોધવામા નહિ આવે એવી કલમ છે આ કલમમા અમદાવાદ જીલ્લા પરિષદે એકને બદલે ત્રણ વર્ષની મુદત રાખવાની સુચના કરી છે હવે બિલની કલમ ૧ ૧૮ અને ૨૧ સાથે વાચતા એવો અર્થ નીકળે છે કે ૧૯૩૮ ના માર્ચની દશમી તારીખે જેઓ દશ વર્ષથી ધધો કરતા હશે અથવા જેઓ બોર્ડે નક્કી કરેલી પરીક્ષા આપી નક્કી કરેલ પદવી મેળવશે તેઓ તો રજીસ્ટર્ડ થઈ શકશે અને તેઓને વૈદક ધધો કરવાની છુટ મળવા ઉપરાત દાક્તરો જેવા બિલની ભા ૩ ની કલમ ૩૪ મા કહેના હક્કો તથા કલમ ૧૮ મા કહેલી તકો મળશે એવી ઓછી મુદતના ધધાદારીઓ ધધો કરી શકશે પણ આ હક્કો કે તકો નહિ મેળવી શકે અને ૧૯૩૮ ના માર્ચની ૧૦ થી ૧૯૩૯ ની તે તારીખ સુધીમા કોઈ નવો વૈદ્ય બોર્ડે ઠરાવેલ પદવી મેળવ્યા વગર થશે તો તેને ૧૯૩૯મા ધધો બધ કરવો પડશે અથવા પરીક્ષા આપવી પડશે હવે જીલાપરિષદે એકને બદલે ત્રણ વર્ષ સૂચવ્યા છે તેમા વૈદ્યોને પોતાની યોગ્યતા સાબીત કરવા માટે વધારે વખત મળે એ ફાયદો છે અજાણપણામા કે બેદરકારીમા અન્યાય થવાનો સભવ ઓછો કરવાનો હેતુ છે

આ ઉપરાત બિલની કલમોમા અમદાવાદ જી ના પરિષદે ઝીણાઝીણા સુધારાઓ સૂચવ્યા છે તેમા સામાન્ય રીતે મારી સમતિ છે

---

# મુંબઈ, ઉપનગર અને થાણા જીલ્લાનુ વૈદ્યસંમેલન

[અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૨૮ નુ ચાલુ]

૪ (અ) આ મંડળના કામ માટે આવશ્યક હોય તેઓ નિધિ, પૂરતી સરકારી આર્થિક મદદ, ધર્માદા સંસ્થાઓ વગેરે મારફત મળતા દાનો વગેરે આ મંડળને સરકારે સોંપવું

(આ) સરકાર ત કૂવી અંદાજ પત્રકમા આરોગ્ય ખાતા માટે જે રકમ નક્કી કરવામા આવે તેમાથી દેશી વૈદ્યકના ઉત્તેજન માટે ઓછામા ઓછી એલોપથી જેટલી રકમ કાઢવી અને ક્વિ‹ મા ‹‹પ વપ્ર તા જવી, (ઇ) આ મંડળે શુદ્ધ દેશી વૈદ્યકનુ જ શિક્ષણ આપવા માટે તે તે શાસ્ત્રના સિદ્ધાન્તાનુસાર શિક્ષણ આપનારા વિદ્યાલયો સ્થાપીને ચલાવવા આ વિદ્યાલયો અને મહાવિદ્યાલયો સાથે રુગ્ણાલયો અને ભિન્ન ભિન્ન પ્રયોગશાળાઓ સ્થાપવી (ઇ) શુદ્ધ દેશી વૈદ્યક શાસ્ત્ર પ્રમાણે શિક્ષણ આપનારા પરંપરાગત ગુરૂઓજીને પણ ઉત્તેજન આપવા માટે સરકારે પહેલા તો આર્થિક વગેરે મદદ આપવી તેમજ શુદ્ધ દેશીવૈદ્યકના રૂગ્ણાલયો, ધર્માર્થ ઔષધાલયો અને મહાવિદ્યાલયો વગેરેને આ મંડળે આર્થિક વગેરે મ‹ ‹ી

૫(અ) આ મંડળ કેવળ શુદ્ધ દેશી વૈદ્યકનો જ શિક્ષણક્રમ નક્કી કરશે અને મંડળે નિશ્ચિત કરેલો શિક્ષણક્રમ (આયુર્વેદ-યુનાની) દેશી વૈદ્યકના વિદ્યાલયોને શિક્ષણક્રમ સ્વીકારવાની ભલામણ કરવી

(આ) વિદ્યાલયો અને મહાવિદ્યાલયોના શિક્ષણ ઉપર દેખરેખ રાખવા માટે આ મંડળે એક કમિટી નીમવી મ‹ ‹ ‹ કર્ણાટક, ગુજરાત, મુંબઈ શહેર અને ઉપનગર આ ચાર વિભાગવતી સ્તમર ચુંટાયેલા પ્રતિનિધિઓના વિચાર પ્રમાણે આ મધ્યવર્તી મંડળ આયુર્વેદીય અને યુનાની સંસ્થાઓ ચલાવે અને આ વિદ્યાલયોની પરીક્ષાઓ લેવાનુ ધ‹‹ અને તપાસવાની પદ્ધતિ એ બધુ આ ચાર પ્રાન્તોના પ્રતિનિધિઓની સલાહોને અનુસરી નક્કી કરવુ

૬ (અ) દેશી વૈદ્યક મંડળે એક પરીક્ષા મંડળ નીમવું

(આ) આ નીમાયેલા પરીક્ષામંડળે પરીક્ષા લેવી, પદવી આપવી, પરીક્ષાની ફી ઠરાવવી, અને દેશી વૈદ્યક વિદ્યાલયો અને મહાવિદ્યાલયોની પરીક્ષા સબંધી બધી વ્યવસ્થા ‹રવી

૭ (અ) આ મધ્યવર્તી મંડળે મુંબઈ ઇલાકાના વૈદ્યોની અને હકીમોની ઐચ્છિક નોંધ લોકમત અનુકૂળ હોય તો રાખવી

અગ્રેજી અભ્યાસ કરવાનો વિચાર માડી વાળ્યો અને ઈ સ ૧૯૦૧ મા મેટ્રીકમાથી રાજકોટની લક્ષ્મણમહેશરામ કેમીકલ લેબોરેટરીમા જામનગરની સ્કોલરશીપ સાથે દાખલ થયા એ અભ્યાસક્રમના અંગે વર્ષ સુધી શ્રી જુગતરામ શકરપ્રસાદ વૈદ્ય, ભગવાનલાલ ભાઇ, એનો હાનો ભાઈ નૃસિંહપ્રસાદ અને હુ અમે ચારેય સાથે હતા રાજકોટમા નિર્દોષ આનદમા ગાળેલો એ સમય હજી યા આવે છે ભગવાનલાલ ભાઈને ક્સરતનો અને રમતગમતનો શોખ હતો એમના પ્રયત્નને પરિણામે અને પ્રી સીપાલ સાહેબની સક્રિય સહાનુભૂતિથી અમારી એક ક્રિકેટ કલબ પણ સ્થપાઇ હતી જો કે એ લાબુ જીવી નહોતી એ રાજકોટની લેબોરેટરીના પ્રી સીપાલ લૌ સાહેબ એક સજ્જન અગ્રેજ હતા તેઓનો વિદ્યાથી પ્રેમ હજી યાદ આવે છે તેઓ થોડા વખત પ્હેલા વિલાયતમા સ્વગવાસી થયા એમ સાભળ્યુ છે

ભગવાનલાલ ભાઇએ લક્ષ્મણમહેશરામ લેબોરેટરીની છે ની પરીક્ષા હજી નહોતી આપી ત્યા એમના દાદા પ્રેમજી ભટ્ટનો કચ્છમા સ્વગવાસ થયાના ખબર મળ્યા અને એ ખબરથી ભગવાનલાલ ભાઈના મન ઉપર ભારે અસર થઈ એમને એમ થઇ ગયુ કે દાદાના જવાથી આખા કુટુબનો ભાર ઉપાડવાની હવે પોતાની ફરજ છે અને એ આવેશમા થોડા દિવસ માટે છેલ્લી પરીક્ષા આપ્યા વગર, તેઓ સર પટ્ટણીસાહેબની આર્થિક મદદ લઇને એકદમ રગુન ગયા સ્વ લેડી પટ્ટણીના બેન સ્વ સૌ ભાગીરથી તે ભગવાનલાલ ભાઈના પ્હેલી વારના પત્ની થાય એ હકીકત અહીં નોધવી જોઇએ પણ આ રગુનના સાહસથી કાઇ મોટો લાભ મેળવવાનુ એમના નસીબમા નહોતુ બરાબર સ્મરણ નથી પણ રગુન ગયે ભગવાનલાલ ભાઈને પૂરૂ વર્ષ પણ થયા પ્હેલા જામનગરમા વૈદ્ય અમૃતલાલ પટ્ટણીના ચારિત્રમા જેનો નિર્દેશ કર્યો છે તે ભયકર મરકી ફાટી નીકળી અને તેમા એનો જુવાન હાનો ભાઈ હોમાયો રાજકોટનો સહાધ્યાયી અને મિત્ર નૃસિંહપ્રસાદ (ઉર્ફે ભાયો) એક વિધવાને પાછળ મુકી પરલોકવાસી થયો ભગવાનલાલ ભાઇને તોને રગુનથી જામનગર આવવુ પડયુ ત્યા એના સૌથી નાના ભાઈ કેશવલાલને પણ મરકી થયેલી એ ભાઇ બચી તો ગયો પણ એની ચાકરી કરવા ભગવાનલાલ ભાઈને લાબા વખત સુધી દેશમા રોકાવુ પડયુ પછી ભગવાનલાલના પત્ની એક બાળક પુત્રને મુકી સ્વગવાસી થયા વળી રગુનમા કાઇક આર્થિક નુકશાની પણ ગઇ પરિણામે ભગવાનલાલ ભાઇએ રગુન છોડયુ અને ઈ સ ૧૯૦૪ મા મુબઇમા આવી વૈદક ધધો શરૂ કર્યો તે જીવનના અ ત પયત ચાલુ હતો

ભગવાનલાલ ભાઈની જીંદગી મુંબઈના વૈદ્યવર્ગને તથા એમના દરદી તથા સ્નેહી પરિચિત વર્ગને જાણીતી છે છેલ્લા ૩૩ વર્ષથી ભગવાનલાલ ભાઈ સાથે જ એમના નાના ભાઇ કેશવલાલ તો રહે છે અને મોટા ભાઈ પ્રાણલાલ ભાઇ લાંબો વખત મુબઇમાં જ રહ્યા હતા જો કે ધંધો વૈદકનો નહિ પણ પુરાણીનો કરતા અને મુંબઈમાં જ સ્વર્ગવાસી થયા ભગવાનલાલ ભાઇને મુંબઇમાં વૈદક ધંધો શરૂ કરવામાં એમના દાદા પ્રેમજી ભટ્ટ સાથે પરિચય વાળા ખાસ કરીને જામનગર કચ્છના ગૃહસ્થોના કુટુંબો તરફથી ઉત્તેજન મળ્યું અને સ્વ ભગવાનલાલ ભાઇની વૈદ્ય તરીકેની પ્રતિષ્ઠા ધીમેધીમે વધવા લાગી નિદાન ચિકિત્સામાં નજર સાથે દરદી ઉપર લાગણી અને ઘણીવાર આવશ્યકતા લાગતા દરદીની કરેલી સેવા એ ગુણોએ ભગવાનલાલ ભાઇને થોડા વખતમાં લોકપ્રિય બનાવ્યા

ભગવાનલાલભાઇને મુંબઇના વૈદ્યો સાથે તેવા દાક્તરો સાથે મળવાનો પ્રસગ શ્રીમન્ત દરદીઓને ઘેર વારવાર મળતો અને આ પ્રસગોને પરિણામે દાક્તરી વૈદકના પ્રવાહોથી તેઓ જાણીતા રહેતા રાજકોટની લેબોરેટરીમાં લીધેલી જે કેળવણીનો ઉપર નિર્દેશ કર્યો છે તે કેળવણીને લીધે તેઓને વૈજ્ઞાનિક પદ્ધતિથી જાણીતા થવું મુશ્કેલ નહોતું અને નવું નવું જાણવાના ઉત્સાહવાળો સ્વભાવ પણ ખરો

સ્વ ભગવાનલાલભાઈ જેમ ઉત્સાહી તેમ ઉદ્યોગી હતા વૈદ્યક ઉપરાંત એમણે બીજા ધંધાઓ પણ કર્યા હતા રૂના સટ્ટા જેવું બીઝનેસ જે બીજા ધંધામાં પડેલા ઘણા લોકો દાક્તરો, વકીલો મોટા સરકારી નોકરો વગેરે પણ કરે છે તે ભગવાનલાલભાઈ પહેલા કરતા પણ એને ન ગણીએ તો સમય અને શ્રમનો ઘણો ભોગ માગે એવું એક છાપખાનું કાઢ્યું હતું આ 'સુબોધિની પ્રેસ' કેટલા વર્ષ સુધી ચાલ્યું એ બરાબર ધ્યાન નથી, પણ છેવટ એ વેચી નાખ્યું પણ 'સુબોધિની પ્રેસ ના કામને ઓછું કર્યા પહેલા એમણે ધન્વન્તરિ આરોગ્ય મંદિરની ઇ સ ૧૮૨૫માં સ્થાપના કરી અને બાર વર્ષ સુધી એ સસ્થાનો ધન્વતરિ નર્સીંગ હોમ, ધન્વતરિ હોસ્પીટલ, સૂતિકાગૃહ હોમ, બોરીવલીમાં બાલાશ્રમ અને ઇનવેલીડ હોમ, ધન્વતરિ ઔષધાલય, વગેરે શાખા પ્રશાખાઓથી ખૂબ વિસ્તાર કર્યો આ સસ્થાદ્વારા ઘણું લોકોપયોગી કાર્ય થતું હતું એ ચોક્કસ છે અને વાર્ષિક રૂ અગીઆરથી બાર હજાર જેટલા જુદીજુદી સસ્થાઓ તથા શ્રીમત ગૃહસ્થો પાસેથી દાનો દ્વારા કેવળ સ્વ ભગવાનલાલભાઈની વગ અને મહેનતથી મળતા હોવા છતાં સસ્થાને એક હજાર જેટલી ખોટ દરવર્ષે હતી અને છેવટ એમના સ્વર્ગવાસ વખતે મડળના સભ્યોને આશ્ચર્ય સાથે માલુમ પડ્યું કે ધન્વતરિ આરોગ્ય

મન્દિર મડળને છે લા બાર વર્ષમા ૨૬ હજાર જેટલી મોટી ખોટ આવી હતી અને મડળને સ્વ ભગવાનલાલભાઈએ / એ મોટી રકમ આપી હતી મતલબ કે આ મડળદ્વારા પોતે ઉભા ક ના ખાતાઓ ચલાવવા માટે સ્વ ભગવાનલાલભાઈ દરવર્ષે અગીઆર-બારહજાર જેટના રૂપીઆ પોતાની અગત લાગવગ અને પોતાની મહેનતથી લઈ આવતા અને એમ છતા એક હજારની જે ખોટ આવતી તે પોતે આપતા

છેવટના વર્ષોમા વધ ભગવાનલાલભાઈની પ્રવૃત્તિ આ ધ વન્તરિ આરોગ્ય મ િર માથે શુ થાઈ ગ ઇ હતી અલબત્ત એ સ સ્થાના સ્થાપનાર ભગવાનલાલભાઈ, એને ચલાવનાર ભગવાનલાલભાઈ અને એના પ્રાણ પણ તેઓજ ભગવાનલાલ ભાઈના પ્રાણ ગયા અને એ સ સ્થા પણ સુઈ ગઈ આ વી સ સ્થાની મુ બઈમા આવશ્યક્તા છે એ ઘણું લોકોપયોગી કામ ક છે જન સમાજની સેવા કરે છે વગેરે ઘણીવાર સાભળ્યુ પણ એનો ભાર ઉપાડવા કોઈને તૈયાર ન જોયુ અને તયાર થાય કોણ? એમા લાભ નહોતો, ઉલટુ નુક્સાન હતુ ત્યાર સ્વ ભગવાનલાલભાઇએ કમ એ ચલાવ્યુ? એ પ્રશ્નનો ઉત્તર મુશ્કેલ છે માનસશાસ્ત્રીય અથવા પ્રારબ્ધ ગતિનો એ એક કોયડો છે એમના સ્વર્ગવાસ પછી એમના અતિશય પરિચિત મિત્ર જેવા એક લક્ષાધિપતિ કે કદાચ કોટિપતિ શેઠીઆએ કહ્યુ કે અમે ત્રણચાર મિત્રો મુ બઈમા સાથે આ યા છીએ પણ તેમા સૌથી વધારે મહેનત કરી ભગવાનલાલભાઇએ અને સૌથી ઓછા નશીબદાર પણ એજ બાકીના અમે પ્રારબ્ધાનુસાર સારો પૈસો કમાયા જ્યારે ભગવાનલાલની સ્થિતિ એની એ જ રહી પણ સ્વર્ગસ્થને એનો ખેદ નહોતો પોતે સારૂ કામ કરે છે અને યથાશક્તિ બીજાઓને પોષે છે એવુ એમને અભિમાન હતુ વાત સાચી છે માણસની કિંમત આકવામા પૈસો ઘણી ગૌણ વસ્તુ છે

સ્વ ભગવાનલાલભાઇએ આયુષ્યના છે લા ૩૩-૩૪ વર્ષ વૈદ્યકમા જ ગાળ્યા છે અને વૈદ્ય તરીકે એમના ચરિત્રને જોઇએ તો ઘણા ગભીર રોગના દરદીઓ એમને હાથે સારા થયા હતા કેટલાક ગરીબ દરદીઓને ધ વન્તરિ આરોગ્ય મ દિરની ઇસ્પીતાલ આશીર્વાદરૂપ થઈ છે

વળી ધ વતરિ આરો ય મ દિરની ઇસ્પીતાલમા શસ્ત્રચિકિત્સાના દરદીઓ આવતા જ અને એને અગે સ્વ ડા જે ડી ધ્રુવ, ડા ડી જી દવે, ડૉ નાનુભાઈ, ડૉ મેંગલે વગેરે અનેક દાક્તરોની મદદ તેઓએ લીધી છે અને આ દાક્તરોએ સારો સહકાર આપ્યો હતો અને ઇસ્પીતાલ માટે દાક્તરી વૈદ્યની આવશ્યકતાનો સ્વીકાર કર્યો છતા ભગવાનલાલ ભાઇનો અતરાત્મા તો દેશીવૈદ્યનો જ હતો એમ ।। છે લા મદવાડમા એક

દિવસ હુ જોવા ગયો હતો એમનુ શરીર તદ્દન અશક્ત થઈ ગયુ હતુ પથારીમાથી ઉઠવાની શક્તિ નહોતી શ્વાસ લીધે જતા હતા અને મોટો અવાજ કાઢીને બોલી શકે એમ નહોતા ત્યા પણ મને કહ્યુ કે આ કોઇને આયુર્વેદ ઉપર શ્રદ્ધા નહિ, શુ કરવુ ? બાકી હમણા એન્ટરને મૂત્રાશયના દરદથી પેશાબ બધ થઈ ગયો હતો દાક્તરાએ કાઈ ઉપાય થઇ શકશે નહિ એમ કહીને ઇસ્પીતાલમાથી રજા આપી આપણે એને આપણી ઇસ્પીતાલમા રાખ્યો અને પુનર્નવાદિકવાથ અદર બાળે તોલા પુનર્નવા ઉમેરીને આપવા માડયો દવાને અભડાવવી નહિ એવો મારો મત હોવાથી સાથે અંગ્રેજી દવા આપવાનો બીજાનો મત હતો પણ ન આપી અને પુનર્નવાથી પેશાબ આવવા માડયો અને તદ્દન સાજો થઇ ગયો

સ્વ ભગવાનલાલ ભાઈ પેઠે આયુર્વેદની સસ્થાઓ બધા ન કાઢી શકે પણ એમના જેવી શ્રદ્ધાથી આયુર્વેદની નિદાન ચિકિત્સાના અનુભવો લઈ શકે તથા તેને પ્રગટ કરી શકે તો ઘણુ છે

---

# મહારાષ્ટ્ર પ્રાન્તીય વૈદ્યસમેલન અને દેશીવૈદ્ય હકીમોના રજીસ્ટ્રેશનનુ બિલ

મહારાષ્ટ્ર પ્રાન્તીય સમેલન ચાળીસ ગામમા ભરાયાની નોધ માગશરના અકમા કરીજ હતી હવે એ સમેલન વિષે સવિસ્તર ખબર છપાયા છે ખાનદેશના વૈદ્યોએ મોટી હોશ અને પુષ્કળ પરિશ્રમ લઈને ઘણી તયારી કરી હતી આ સમારભ માટે મુબઇથી ખાસ મુબઇની ધારાસભાના પ્રમુખ દાદા સાહેબ માવળકર આવ્યા હતા વૈદ્યહકીમોના રજીસ્ટ્રેશનના બિલની તરવાર વદ્યોના માથા ઉપર લટકતી હોવાથી વૈદ્યોના ચિત્ત ઉત્કંઠિત થઇ ગયા હતા મહારાષ્ટ્રના અગણી અને પ્રસિદ્ધ વૈદ્યો લગભગ બધા જ હાજર હતા એટલુ જ નહિ પણ આ જાતની જાહેર પ્રવૃત્તિમા કદિ પણ ન પડનાર વૈદ્યો પણ પોત પોતાની શિષ્યમડળી સાથે આવ્યા હતા વૈદ્યોની સખ્યા ત્રણસો ચારસોની હોવાની બિરજ્ઞિવાસમા અટકળ કરી છે

ચાળીશ ગામના પણ સર્વ જ્ઞાતિના અને સર્વ પ્રકારના લોકોએ મદદ કરી હોય એમ લાગતુ હતુ ગામના સમાપુમા પ્રતિનિધિઓને ઉતરવાની સગવડ, સમેલન ભરવાની સગવડ વગેરે વ્યવસ્થા ઘણી સારી હતી આખા ખાનદેશમાથી પૈસાની મદદ મળી હતી ચાળીસ ગામના પ્રાતિક વૈદ્ય

મ મેલનના પ્રમુખ વૈદ્ય પચાનન ગગાધર શાસ્ત્રી ગુણે—જેઓ આ વર્ષે નિ ભા વૈદ્ય સમેલનના પણ પ્રમુખ છે તેઓ હતા

દાદા સાહેબ માવલક ભાષણ કરતા પોતાની ધારાસભાના સ્પીકર તરીકેની જવાબ ારી ધ્યાનમા રાખીને જે મયમિત ભાષણ કર્યું તેમા પણ વૈદ્યોને આશ્વાસન તો આપ્યુ જ કે રજીસ્ટ્રેશનનુ બિલ વૈ ા હકીમોને હાનિકારક નીવડવાનો સભવ નથી કારણકે કોગ્રેસ સરકાર એ લોકોથી ચુટાયેલ અને લોકોની જ સરકાર છે રાષ્ટ્રની મસ્કૃતિનુ અને રાષ્ટ્રના સ્વત્વનુ રક્ષણ કરવું એ કોગ્રેસનુ ધ્યેય છે જૂની મસ્કૃતિને રક્ષીને તેના પાયા ઉપર જમાનાને અનુકૂળ જે કાઇ સુધારા કરવાની જરૂર લાગશે તેજ કરવામા આવશે આયુર્વેદ એ પણ આપણી મસ્કૃતિનુ અગ્ર ા શાસ્ત્ર છે તેના રક્ષણ અને વિકાસ દ્વારા તેની ઉપયોગિતા વધારવાનો પ્રયત્ન જરૂર કરવામા આવશે

અલબત્ત ઉપરનુ આશ્વાસન આમા ય છે વળી શ્રી માવલ ર સ્પીકર હોઇને બિલ આવે ત્યારે એના ઉપરની ચર્ચામા સીધો ભાગ તો સ્પીકરને લેવાનો હોતો નથી એટલે એ સીધી અસર ન કરી શકે પણ સરકારી મત્રી મડળના ગૃહસ્થો સાથે ખાનગી ચર્ચામા પોતાનો અભિપ્રાય જરૂર કહી શકે અને તેને યોગ્ય વ ન પણ મળે પછી ચાળીસ ગામ પ્રાતીય સમેલના પ્રમુખ વૈદ્ય પચાનન ગુણે શાસ્ત્રીનુ ભાષણ ભિષગ્વિલાસના ૧૯૩૮ ના જાનુઆરી અકમા છે અને તેનો અનુવા આ અ મા આપ્યો છે

ચાળીસ ગામના વૈદ્ય મમેલનમા ચ ર્ચાનો મુખ્ય વિષય હતો રજીસ્ટ્રેશન બિલનો એટલે સ્વાભાવિક રીતે જ વિષયવિચારિણી સમિતિમા ને ખુલ્લી બેઠકમા વધા વ મત એ બિલની ચર્ચામા જ ગયો વિષયવિચારિણી સમિતિએ આઠ—નવ કલાક એ પ્રશ્ન ઉપર ગાળ્યા બિલ રીતસર પ્રસિદ્ધ થયા પહેલા આ બધી મહેનત છાશ વલોવ્યા જેવી કોઈ ને લાગવાનો સભવ છે પણ એમા વ દ્યોનો ઉપાય નહોતો ગયા અકમા જણાવ્યુ છે તે પ્રમાણે બિલનો કાચો ખરડો ામે તે રીતે પણ બ્હાર પડયા પછી કાઇ કર્યા વગર હાથ જોડીને વૈદ્યો બેસી રહે અને પછી વિઘાતક બિલ ધારાસભામા આવ્યા પછી ચળવળ માટે પૂરતો વખત ન રહે તો વૈદ્યોનો પ્રમાદ જ ગણાય એટલે ભલે કોઇને ઉતાવળ કે અધીરાઈ લાગે પણ મહારાષ્ટ્રી વૈદ્ય ભાઇઓએ જે ભારે ચળવળ ઉપાડી છે, તે યોગ્ય જ કયુ છે

ચાળીસ ગામથી મમેલનના પ્રમુખે આરોગ્ય મત્રીને તાર કર્યો હતો અને તેનો જવાબ એ બેઠક દરમિઆન જ આવી ગયો કે "બિલ હજી તૈયાર નથી, અને તેની ગમે તે રીતે પ્રસિદ્ધ થયેલી નકલ અધિકારયુક્ત (ઑફીશીઅલ) નથી" પણ આ જવાબથી ઘણા લોકોના મનનું સમાધાન ન થયું

ચાળીસ ગામના વૈદ્યસમેલનમા એક "અનુભૂત ચિકિત્સા પરિષદ" ભરવામા આવી હતી જેના પ્રમુખ હતા પુનાના વૈદ્યભૂષણ ગણેશશાસ્ત્રી જોશી અને "નિદાનનો ચિકિત્સામા ઉપયોગ" એ નામની બીજી પરિષદ ભરવાના આવી હતી જેના પ્રમુખ હેતા, ભિષગાચાર્ય નબકશાસ્ત્રી આપટે

## ચાળીસ ગામના મહારાષ્ટ્રીય પ્રાન્તીય વૈદ્ય સમેલનમા પસાર થયેલા ઠરાવો

૧ મહારાષ્ટ્ર પ્રાન્તીય વૈદ્ય મડળ એ નામનુ મડળ સ્થાપવામા આવે છે અને આ મડળની ઘટના તથા તેની નિયમાવલિ યોજવા માટે એક પેટા સમિતિ નીમવામા આવે છે

૨ મુબઈની ધારાસભા આગળ રજુ કરવાના રૂપે જે બિલ પ્રસિદ્ધ થયુ છે, તે આયુર્વેદને ઉપકારક નથી પણ સંપૂર્ણ રીતે ઘાતક છે એવો આ પરિષદનો સ્પષ્ટ મત છે

આયુર્વેદને ઉત્તેજન આપીને તેની ઉન્નતિ કરવાની સરકારની ઇચ્છા હોય તો મુબઇ ઇલાકાના વૈદ્યોએ વૈ પ ગગાધર શાસ્ત્રી ગુણેની અધ્યક્ષતા નીચે ભરાયેલા સમેલનમા જે ધોરણ અને જે મત દર્શાવ્યો છે અને જે નામદાર આરોગ્યમત્રીને મળેલા ડેપ્યુટેશને એમને સ્પષ્ટ સમજાવ્યો છે તેને અનુસરીને બિલ તૈયાર થવુ જોઇએ સબબ બિલ પ્રસિદ્ધ થયા પછી તેનો વિચાર કરીને મહારાષ્ટ્ર પ્રાન્તીય મત વ્યક્ત કરવા માટે નીચેના સદ્ગૃહસ્થોની એક કમિટી નીમવામા આવે છે

(૧) વૈ પ ગગાધર શાસ્ત્રી ગુણે (૨) વદ્યભૂષણ વામનશાસ્ત્રી દાતાર (૩) પ્રાણાચાર્ય કૃષ્ણશાસ્ત્રી કવડે, (૪) વદ્યનીથ અપ્પાશાસ્ત્રી સાઠે, (૫) વૈદ્ય કાગેગાવકર, (૬) વદ્ય ભૂષણ ગણેશશાસ્ત્રી જોશી, (૭) શ્રીમત નાના સાહેબ પુરાણિક, (૮) વૈદ્ય તાણવેકર, (૯) આયુર્વેદાચાર્ય પુરૂષોત્તમ શાસ્ત્રી નાનલ (૧૦) ભિષગાચાર્ય નબકશાસ્ત્રી આપટે, (૧૧) વૈદ્ય ગદાધર શાસ્ત્રી (૧૨) હકીમ મહમદ સાલીમ (નશીરાબાદ)

૩ મહારાષ્ટ્રના વૈદ્યોએ ઠેકઠેકાણે આરાગ્યકેન્દ્રો ઉઘાડવા અને ગ્રામ સુધારણાનું કામ પણ હાથમા લેવુ ઉપરના બેય કાર્યો વડે જનતાના આરોગ્ય અને સુસ્થિતિ સાધીને લોકોની સહાનુભૂતિ મેળવીને ગ્રામપચાયતોથી ધારાસભા સુધીના જે રાજ્યસત્તા મેળવવાના સ્થાનો હોય તેમા પ્રવેશ કરીને તે દ્વારા આયુર્વેદની ઉન્નતિ કરવી

૪ બહુમતિથી ઠરાવ થયો કે કોગ્રેસનુ તથા આ સમેલનનુ ધ્યેય પૂર્ણ સ્વદેશીનુ હોવાથી આ સમેલન મુબઇની કોગ્રેસ સરકારને આગ્રહપૂર્વક વિનતિ કરે છે કે સરકારે પોતાના ખાતાઓમા નીચેની વદ્ય કમિટીની સલાહને

અનુસરી આયુર્વેદીય ઔષધો વાપરવા, કમિટી—(૧) વૈદ્યતીર્થ અપ્પાશાસ્ત્રી સાઠે (અધ્યક્ષ) ( ) વ પ ગ ાધર શાસ્ત્રી ગુણે, (૩) વ પ હરિપ્રપન્ન શર્મા, (૪) તપસ્વી ગાળા સાહેબ પરાંજપે, (૫) શ્રીમત નાના સાહેબ પુરાણિક, ( ) વૈ પુ ગ નાનલ (૭) વ ભૃ વામનશાસ્ત્રી દાતાર, (૮) વ પ કૃષ્ણશાસ્ત્રી કવડે (૯) વ ભૃ ાણેશશાસ્ત્રી જોશી, (૧૦) વદ્ય શ્યામાચાર્ય ઘળશાશી, (૧૧) વદ્ય ગુર્જર (મુંબઇ), (૧ ) વ શ ગો ગુપ્તે (૧૩) વ પ દિગબર પટવધન, (૧૪) વદ્ય મળેકર (મ ની) (૧૫) વદ્ય પુનમચદ પરીખ

૫ મ્વ હકીમ અજમલખા દ્વારા સ્થાપિત આયુર્વેદિક અને તીબ્બી કોલેજ દી ીમા આયુર્વેદ વિભા ાને જે અ યાય થાય છે તે આયુર્વેદ વિઘાતક છે એવો આ સભાનો સ્પષ્ટ ાત છે આ અન્યાયને પરિણામે ત્યા ા આયુર્વેદિક વિદ્યાર્થીઓએ બે મહીનાથી હડતાલ પાડી છે આયુર્વેદને યોગ્ય ભાગ મળે એ માટે જે વિદ્યાર્થીઓ પ્રયત્ન કરે છે તેઓ તરફ આ સમેલનની પૂણ સહાનુભૂતિ છે તે જ પ્રમાણે આ નેતાઓની ઉપેક્ષા તરફ આ સમેલન તીવ્ર નાપસદગી દર્શાવે છે અને એ કોલેજમા ચાલતા અ યાયને દૂર કરી યો ય સમાધાન કરવા માટે પ્રયત્ન કરવાની દીલ્હીના કોંગ્રેસ નેતાઓને તથા કોલેજના બોડને આ સમેલન વિનતિ કરે છે

૬ નિઝામ સરકારે આ વર્ષે આયુર્વેદના ઉત્તેજન માટે સક્રિય મદદ તરીકે રૂા ૭૫ હજાર આપવાનુ જાહેર કર્યુ છે તે માટે આ સમેલન તેઓને અભિનદન આપે છે વળી આ રકમની નિઝામરા યમા યોગ્ય ઉપયોગ થાય એવી પૂરતી તજવીજ રાખવામા આવશે એમ આ સમેલન આશા રાખે છે

૭ શ્રી ગ ાધર ગોપિ વદ્ય સ્વર્ગશી ઔષધિ પ્રચાર સમિતિના સભાસદ તરીકે આપેલુ રાજીનામુ આ સમેલન અ યત દિલગીરી સાથે મજુર કરે છે અને તેની જગાએ વ શ ગો ગુપ્તેની નીમણુક કરવામા આવે છે

૮ યેવલાના ડો વિ મ ભટ્ટ બી એ એમ બી બી એસ એમણે લખેલુ પ્રસૂતિ ત ત્ર નામનુ પુસ્તક નિ ભા આયુર્વેદ મહા મ ડળના શિક્ષણ ક્રમમા પાઠ્યપુસ્તક તરીકે દાખલ કરવાની આ સમેલનની મહામડળને તથા વિદ્યાપીઠને આગ્રહ ભરેલી સૂચના છે

૯ આવતા વર્ષનુ ા તીય વદ્ય સમેલન અહમદનગરમા ભરવાની ત્યાના અધિકૃત પ્રતિનિધિ શ્રી પા શ તરફે શાસ્ત્રીએ કરેલી વિનતિ સર્વાનુમતે મજુર કરવામા આવી

૧૦ વૈદ્યો અને હકીમોનુ જે રજીસ્ટ્રેશન બિલ થવાનુ તે નીચે પ્રમાણે હોવું જોઇએ દેશી વૈદ્યોના રજીસ્ટ્રેશનનું બિલ ધારાસભામા દાખલ કર્યો પહેલા ત્રણ મહિના સુધી તેના ઉપર લોકમત જાણવા માટે જાહેર કરવુ

અને લોકમતને અનુસરી બિલની રચના કરવી (૨) વૈદ્યક ધધો કરનાર કોઇ પણ વૈદ્ય હકીમ માટે દડ અને સજાની કલમ ન હોવી જોઇએ તેમજ સખ્તાઇ ન હોવી જોઇએ (૩) હજારો વર્ષથી આયુર્વેદ અને યૂનાની પદ્ધતિ પ્રમાણે ચિકિત્સા કરનારા કાયચિકિત્સકોના વર્ગ માટે બોર્ડ એક પરીક્ષા રાખવી અને તે પરીક્ષા પાસ કરનારનુ નામ રજીસ્ટર કરવુ આમા પાશ્ચાત્ય શલ્યતન કે પ્રસૂતિ શાસ્ત્રની આવશ્યકતા રાખવી નહિ (૪) રજીસ્ટ્રેશનની ફી પાચ રૂપીઆથી વધારે ન રાખવી (૫) બિલ પાસ થાય તે તારીખ સુધીમા જેઓ વૈદ્યક ધધો કરતા હોય તેને એમને એમ રજીસ્ટર કરવા (૬) બોર્ડમા આયુર્વેદ અને યૂનાની પદ્ધતિ પ્રમાણે વૈદ્યક શીખનારાઓની બહુમતિ રાખવી (૭) આયુર્વેદને શાસ્ત્ર તરીકે માન્યતા આપવી

૧૧ પૂનાના દાનશૂર અને આયુર્વેદાભિમાની નગરશેઠ રાવબહાદુર હનમતરાવ રામનાથ ગયે વર્ષે પક્ષઘાત રોગથી સારા થયા એ માટે આ સભા આનદ પ્રદર્શિત કરે છે અને પૂનાની શેઠ તારાચદ રામનાથ ધર્માર્થ આયુર્વેદિક હોસ્પીટલને તેઓએ હમણા સુધીમા આપલા સવા લાખ રૂપીઆ સુધીના દાન માટે તેઓને ધન્યવાદ આપે છે

૧૨ મહારાષ્ટ્રની શિક્ષણ આપનારી સસ્થાઓના પદવીધરોને આચાર્ય પરીક્ષામા બેસવાની સમતિ આપવા માટે નિ ભા આ મડળને ભલામણ કરે છે

---

## વિરોધી સભાઓ

વૈદ્યો અને હકીમોના રજીસ્ટ્રેશનના બિલનો જે કાચો ખરડો છાપાઓ મારફત જાણવામા આવ્યો તેની ઘાતકતા વૈદ્યોના ધ્યાનમા તરત આવી જવાથી એની વિરૂદ્ધ જે ચળવળની જરૂરત હતી તે મહારાષ્ટ્રી વૈદ્યોએ મહા રાષ્ટ્રી સ્વભાવ અનુસાર જોરથી શરૂ કરી દીધી છે ચાળીસગામ અને મુબઇ ઉપનગર થાણા એ બે વૈદ્ય સમ્મેલનના હેવાલની નોધ કરી છે આ વિશિષ્ટ પ્રયોજનથી ભરાયેલા વૈદ્યસમેલનોમા થયેલી ચર્ચાઓ તથા થયેલા ઠરાવોનુ સામાન્ય સ્વરૂપ એક સરખુ હોવાથી વિશેષ હેવાલ નોધવાની આવશ્યકતા નથી વળી મરાઠી માસિક આયુર્વેદના સપાદક વૈદ્ય અપ્પાશાસ્ત્રી સાહેબના પ્રયત્નથી આયુર્વેદ સરક્ષક મડળ સ્થપાયેલ છે અને 'આયુર્વેદ'મા ઉપરના હેતુથી ભરાયેલ સભાઓના રિપોર્ટો જ નહિ પણ બિલ વિરોધદર્શક પત્રો પણ છપાયા છે એટલે પૂના, અહમદનગર, સુરત વગેરે શહેરોના સભાઓ થઈ છે, અને સતારા પ્રાતનુ વૈદ્યસમેલન વૈદ્ય અપ્પાશાસ્ત્રી સાહેબના પ્રમુખપણા નીચે જ ભરાઈ ગયુ છે, એટલી નોધ જ પૂરતી ગણી છુ

---

# ચાળીસ ગામના મહારાષ્ટ્ર પ્રાન્તીય વૈદ્યસંમેલનના પ્રમુખ વૈદ્યપચાનન ગગાધર શાસ્ત્રી ગુણેનુ ભાષણ

ॐ तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै
ॐ शान्ति शान्ति शान्ति

નામદાર નાવળકર સાહેબ, સ્વાગતાધ્યક્ષ, સ્વાગત સમિતિના પ્રતિનિધિ બધુઓ, વૈદ્ય મહાશયો અને બીજા ભાઇ બહેનો

અત્યારના આ અત્યત મહત્ત્વના સમયે તમે મહારાષ્ટ્ર પ્રા તીય વૈદ્ય સમેલનનો સભાપતિ મને ચુટયો એ માટે હુ આપનો અત્યત આભારી છુ આ માન મને વ્યક્તિ તરીકે નથી પણ આયુર્વેદનો હુ સેવક છુ અને તે શાસ્ત્ર માટે આજ સુધી મારાથી જે કાઈ સેવા થઇ શકી તે સેવા યજ્ઞનુ આ સન્માન છે, એમ હુ સમજુ છુ આજના સમયનુ મહત્ત્વ મારે બતાવવુ પડે એમ નથી કોગ્રેસે રાજ્યનો અધિકાર સ્વીકાર્યો છે, કેટલાક પ્રાતોમા મત્રી મડળો કોગ્રેસે નીમેલા છે મુબઇના મત્રી મડળે આરોગ્ય મત્રીદ્વારા આયુર્વેદને તથા યૂનાની વૈદકને ઉત્તેજન આપવાની ઘોષણા કરી છે આ પ્રસગે આપણે સહુએ, વૈદ્ય હકીમોએ, છેવટ આપણે વૈદ્યોએ તો જરૂર એકત્ર થઈને, અમુક ધોરણ નક્કી કરીને એક અવાજે કોગ્રેસ મત્રી મડળ આગળ આપણો કેસ રજુ કરવો જોઇએ છેલ્લા બે મહિનાથી મુબઇ ઇલાકાના આયુર્વેદીય જગતમા નિરાશાનુ વાતાવરણ જામ્યુ છે વૈદ્યો અને હકીમોના બિલનો જે ખરડો પ્રસિદ્ધ થયો છે તે અત્યત પ્રતિઘાતી રૂપનો છે તેનો વિરોધ આખા મુંબઈ ઈલાકામા થયો છે તે ખરડામાથી હાનિકારક કલમો નીકળી જવી જોઇએ એવો પ્રયત્ન કરવામા આવ્યો છે અમારે તો રજી સ્ટ્રેશન કે સરકારી મા યતા જ નથી જોતી એવો પક્ષ જોરમા આવતો જાય છે આવા કટોકટીના વખતે આપણે આપણો પક્ષ સરકાર પાસે તથા જનતા પાસે રજુ કરવાનો છે આપણે સમતોલપણાથી નક્કી કરેલુ ધોરણ જાહેર કરવું જોઇએ અને તે અમલમા આવે એવો પ્રયાસ કરવો જોઈએ

આયુર્વેદમા તે શુ છે? નકામા "આયુર્વેદ આયુર્વેદ" કરીને શું બરાડા પાડો છો? એવો પ્રશ્ન અને તે પણ પ્રમાણિકપણે પૂછનારો એક મોટો વર્ગ છે આયુર્વેદને ઉતારી પાડવા માટે તિરસ્કારપૂર્વક આવો પ્રશ્ન કરનારા લોકો પણ છે મતલબ કે પ્રશ્ન પૂછનારા ગમે તે વૃત્તિથી પ્રશ્ન પૂછતા હોય પણ આયુર્વેદના સ્વરૂપનો સાચો ખ્યાલ તેઓને આપવાની

આયુર્વેદના સેવક તરીકે આપણી ફરજ છે અને આયુર્વેદ એ શાસ્ત્ર છે અને એ શાસ્ત્ર ઉપર આધાર રાખનાર વૈદ્યક એક કળા છે એ સિદ્ધ થયા વગર કોઈ આપણને મદદ કરશે નહિ માટે આયુર્વેદમા શુ છે? તેનુ શાસ્ત્રીય સ્વરૂપ શુ છે? આધુનિક વૈદ્યકમા અને આયુર્વેદમા શો તફાવત છે વગેરે બાબતોનો પહેલા વિચાર કરવો જોઈએ

આયુર્વેદ એટલે જ જીવનનુ શાસ્ત્ર (Science of life) જીવન અથવા આયુષ્ય એ નદીના પ્રવાહ જેવુ છે જન્મથી મરણ સુધી જીવનનો પ્રવાહ એક સરખો ચાલ્યા કરે છે (૧) શરીર (૨) ઇન્દ્રિયો (૩) સત્ત્વ-મન અને (૪) આત્મા એટલાના સહકારથી આયુષ્યનો પ્રવાહ ચાલે છે આનો વિવિધ ક્રિયા વ્યાપાર એનુ જ નામ જીવન અને જીવનના હજારો પાસા, ક્ષણે ક્ષણે દેખાતી તેની ક્રિયાઓ અને તજજન્ય વ્યાપાર, તેનુ સ્વરૂપ અને તેનો કાર્ય કારણ સબધ એ વિષયની મીમાસાનું નામ વૈદ્યકશાસ્ત્ર (વૈદ્યકશાસ્ત્રની આ વ્યાખ્યા 'બાયોલોજી'ની વ્યાખ્યા જેવી વધારે લાગે છે તત્રી આ વિ)

જગતના અનેકવિધ પદાર્થોનું વિવરણ કરીને તેનું વર્ગીકરણ કરનાર ન્યાય વૈશેષિક દર્શન, એટલે આપણા પ્રાચીન કાળનુ પદાર્થ વિજ્ઞાન અને રસાયનશાસ્ત્ર તેમા જગતના અનેકવિધ પદાર્થોની સગતિ બેસાડવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે

જગતમા મળી આવતા અનેકવિધ દ્રવ્યો, તેમા રહેલા ગુણો, તેના કાર્યોના નિયમો વગેરેનો ઉત્તમ ઉહાપોહ આ શાસ્ત્રોમા કરેલો છે છતા જગતમા દેખાતા જડ અને ચેતન પદાર્થો વચ્ચે શો સબધ છે એ પ્રશ્ન અનુત્તર રહેવાથી તેનો વિચાર સાખ્ય અને યોગ એ શાસ્ત્રોએ ઉત્તમ રીતે કર્યો છે જડ અને ચેતન (સેન્દ્રિય અને નિરિન્દ્રિય) પદાર્થોમા મૂળથી જ પુરૂષ અને પ્રકૃતિ એ પ્રમાણે બે સ્વતંત્ર પદાર્થો છે અને તે પદાર્થોમાંથી અનેકવિધ સૃષ્ટિ અને મનુષ્યો વગેરે ઉત્પન્ન થયા છે, એવો સાખ્ય અને યોગનો સિદ્ધાન્ત છે જીવ અને જગત્ એ બેનો પરસ્પર સબધ સ્પષ્ટ સમજવામા આ સિદ્ધાન્ત ઘણો સહાયક છે

ન્યાય, વૈશેષિક, સાખ્ય અને યોગ એ આયુર્વેદના પૂર્વશાસ્ત્રો છે (આ ચાર જ શા માટે? વેદાન્ત શા માટે નહિ? તત્રી આ વિ)

આયુર્વેદે આ પૂર્વશાસ્ત્રોના તત્ત્વો, સિદ્ધાન્તો અને તેની પ્રણાલીના પાયા ઉપર આયુર્વેદશાસ્ત્ર રચાયું છે અને આ પૂર્વશાસ્ત્રોના સારા અભ્યાસ વગર આયુર્વેદના સિદ્ધાન્તોનુ હાર્દ ગ્રહણ થવુ કઠણ છે પદાર્થશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર વગેરે પૂર્વશાસ્ત્રોના પાયા ઉપર જેમ આધુનિક વૈદ્યકશાસ્ત્ર રચાયેલું છે, તેમ આયુર્વેદનો પાયો ઉપર કહેલા પૂર્વશાસ્ત્રો છે આધુનિક વૈદ્યકશાસ્ત્રની રચના

કેવળ જડ પદાર્થ રસાયન વગેરે શાસ્ત્રો ઉપર છે ત્યારે આયુર્વેદની રચના ન્યાય, વૈશેષિક, સાંખ્ય અને યોગ એ જડ-ચૈતન્ય વિવેચક શાસ્ત્રો ઉપર છે બે વચ્ચે મોટો ફેર છે અને આ ફરક તેમના આગળના વિભાગમાં પણ દેખાય છે

**આયુર્વેદનું શારીરશાસ્ત્ર**—આમાં શરીરના અવયવોનું અને શરીરના અવયવોના ઘટક પરમાણુ (ધાતુ)નું વર્ણન આપેલું છે આ વર્ણન ચિકિત્સકોને જેટલું આવશ્યક અને ઉપયુક્ત છે તેટલું આપેલું છે આધુનિક વૈદકમાં શારીર ઘણું વિગતવાર છે શરીરના અવયવોના વર્ણનો અત્યંત વિસ્તારથી ભૂગોળના નકશા પ્રમાણે અતિશય બારીક વિગતોવાળા આપેલા હોય છે શરીરના સચેતન પરમાણુઓનું વર્ણન પણ અત્યંત વિગતવાર મળે છે હાડકાં, સ્નાયુઓ, શિરા, ધમનીઓ, અવયવસમૂહ, ભિન્નભિન્ન ધાતુઓ ઈત્યાદિનું વર્ણન પણ ઘણુંજ વિગતવાર આપેલું છે પરંતુ આ સવ વિગતોમાં સચેતન પરમાણુ તેનાથી બનેલા અવયવ સમૂહો, અવયવ સમૂહોથી બનેલા મંડળો મંડળોથી બનેલી સંસ્થાઓ એ બધામાં ચૈતન્ય શી રીતે આવ્યું તેની ક્રિયા સ્વયં સ્ફૂર્તિથી કેમ ચાલે છે? એનો પત્તો નથી આયુર્વેદે પોતાની શારીરિક મીમાંસામાં આ વસ્તુનો ઘણો ઉત્તમ ઉહાપોહ કર્યો છે અને ચેતન ગુણવાળા આત્માના સાન્નિધ્ય વડે શરીરના વિભાગોને સચેતનપણું પ્રાપ્ત થયું છે એવું સિદ્ધ કર્યું છે આયુર્વેદીય શારીર આવું છે

**શારીર પ્રમાણેજ ઇંદ્રિયવિજ્ઞાન શાસ્ત્ર**—આધુનિક વૈદકમાં ઇંદ્રિય વિજ્ઞાનશાસ્ત્ર ઘણું જ વિસ્તૃત અને વિગતવાર આપેલું છે સચેતન પરમાણુઓની ક્રિયાઓથી આરંભી છેક સહસ્રાર (Brain) નાડીચક્રો, વાતવહમંડળો વાતવાહિનીઓ, બીજા અનેકવિધ અવયવો, તેમાં ચાલતું રૂધિરાભિસરણ, પાચન ઉત્સર્ગ, વાતવહ આદિ મંડળ અને સંસ્થાની ક્રિયાઓ વગેરેના સંપૂર્ણ અને વિગત વાર વર્ણનો કરેલા છે આ વર્ણન કેટલીકવાર એટલા બધા વિગતવાર અને સંપૂર્ણ જણાય છે કે તેમાંથી શું ધ્યાનમાં રાખવું અને શું છોડી દેવું એજ સમજાતું નથી આધુનિક વિદ્વાનોમાંથી ઘણાનો મત અમે આપ્યો છે તેવો છે કેટલાક વર્ષો પહેલાં ફીઝીઓલોજીકલ કોંગ્રેસના અધ્યક્ષપદેથી ડૉ. શેર્જર્મે ઇંદ્રિય વિજ્ઞાન શાસ્ત્રનું ચાળણ કરી તેમાંથી ઉપયુક્ત ભાગ રાખી બાકીનો ભાગ એમાંથી એટલે કે શિક્ષણક્રમમાંથી કાઢી નાખવો જોઇએ એવો મત મોટા આગ્રહથી આપ્યો હતો આજ ન્યાય બીજા શાસ્ત્રો (Ologis)ને લાગુ પાડવો એવો ધ્વનિ એક સુપ્રસિદ્ધ ડાક્ટરે દર્શાવ્યો હતો ડૉ રોબર્ટ હચીસને પ્રેક્ટીશનરના અંકના અંકમાં નીચે પ્રમાણે લખ્યું હતું—

It is responsible for the cluttering up of the medical curriculum

with all sorts of ologies most of which the student forgets as soon as he has passed the examination ( Practioner P 314 ) આટલી બધી વિગતો હોવા છતા ઈન્દ્રિયવિજ્ઞાન શાસ્ત્રમા મન અને તેના કર્યો તથા શરીર ચૈતન્ય સબધી માહીતીનો પત્તો નથી સચેતન શરીરના પડભાવ આપીને આ શાસ્ત્ર સુપ્ત થાય છે જ્યારે આયુર્વેદોક્ત ત્રિધાતુ–ત્રિદોષમીમાસા પ્રકૃત અને વિકૃત શારીરનુ મૂળ હોઈ ને તેના સમ્યક્ વ્યાપાર ઉપર ધારણ પોષણ વગેરે ક્રિયાઓ ટકી રહેલી છે આ ત્રિધાતુ અત્યન્ત સૂક્ષ્મ, સચેતન કાર્યકારી છે આ સૂક્ષ્મ અને સચેતન દ્રવ્યો શરીરના અત્યન્ત સૂક્ષ્મ અને સચેતન પરમાણુઓમા રહેલ છે શરીરભગ્મા છે ત્રિધાતુ બીજમા પણ હોવાની દેહની ઉત્પત્તિ તેનાથી છે બાલ્યાવસ્થાથી મરણ પર્યત શરીરનુ સધારણ તેનાથી જ થાય છે નાજને રોજ વિવિધ ખાનપાન ખાવાપીવાથી તથા શ્વાસોચ્છ્વાસ વડે શરીરમા ગ્રહણ કરેલા દ્રવ્યો વડે ત્રિધાતુનુ ઉપબૃહણ થાય છે શરીર સધારક રસરક્તાદિમા બાહ્યદ્રવ્યોનુ રૂપાતર થવા માટે આ ત્રિધાતુ જ કારણરૂપ થાય છે એમ શરીરની પ્રત્યેક ક્રિયાને એનો આધાર છે એવો આયુર્વેદનો દૃઢ મત છે આ દ્રવ્યો અત્યન્ત સૂક્ષ્મ હોવાથી એની ક્રિયાઓ પણ અત્યન્ત સૂક્ષ્મ છે એને લીધે સૂક્ષ્મ અને સ્થૂલ શારીર વ્યાપારો ચાલે છે એટલુ જ નહિ પણ માનસિક અને આધ્યિક વ્યાપારો પણ ચાલે છે, એટલા તે વ્યાપક છે આધુનિક ઈન્દ્રિય વિજ્ઞાનશાસ્ત્રને હજી આ દ્રવ્યોની કલ્પના આવવાની બાકી છે એ શાસ્ત્ર હજી ત્યા સુધી પહોચ્યુ નથી સુપ્રસિદ્ધ મદ્રાસ કમિટીના રિપોર્ટમા કહેલુ છે કે The Ayurvedic physiology begins where modern physiology ends ત્રિધાતુ મીમાસાનુ ઘણુ પોષણ માનસશાસ્ત્રથી થયુ છે શારીરિક ક્રિયાઓ અને માનસિક ક્રિયાઓ અને તેઓની પરસ્પર અસર એનાથી જ જાણવામા આવે છે આયુર્વેદની ત્રિધાતુ ઉપપત્તિ આવી મરમ ચોકસની છે

વિકૃતશારીર અથવા સમ્પ્રાપ્તિશાસ્ત્ર–શારીર ધારક અને પોષક ત્રિધાતુ સેન્દ્રિય, સચેતન સર્વદેહવ્યાપી અને સૂક્ષ્મ હોઈને તેને લીધે જ બાલ્યથી મરણ પર્યંતના શરીરના સર્વ વ્યાપારો ચાલે છે તેમા જ વૈષમ્ય ઉત્પન્ન થવાથી ત્રિધાતુનુ સામ્ય બગડે છે એને જ ત્રિદોષ કહે છે સમ હોય ત્યારે ત્રિધાતુ અને વિષમ થતા ત્રિદોષ અને દોષ અત્યન્ત પ્રકુપિત થતા એ જ મળ કહેવાય છે તેજ પ્રમાણે શરીરને પીડાકર તથા શરીરને નિરૂપયોગી દ્રવ્યો પણ મળ કહેવાય છે ત્રિદોષના યોગથી રસરક્તાદિ દુષ્ટ થાય છે અને શરીર પણ બગડે છે અને પછી રોગ થાય છે રોગના કારણો બહારથી ગમે તે હોય પણ તેની શરીરના ત્રિધાતુ ઉપર પહેલા અસર થાય છે ત્રિધાતુ

વિષમ થાય છે વિષમ થાય એટલે દોષપણુ ઉત્પન્ન થાય છે અને પછી રોગ ઉત્પન્ન થાય છે, એવો આ બાબતમા આયુર્વેદનો ચોક્કસ સિદ્ધાત છે ત્રિધાતુના સમત્વથી આરોગ્ય જળવાય છે અને વિષમતાથી એટલે ત્રિદોષપણાથી રોગ ઉત્પન્ન થાય છે રોગની આ ઉપપત્તિ ઘણી સમર્પક અને સુંદર છે રોગકારણોનો વિચાર કરતા આયુર્વેદે પણ કૃમિ, ઝેર, જતુ અને બીજા આગતુક કારણોનો વિચાર કર્યો જ છે સૂક્ષ્મ જતુ અથવા કૃમિ રોગના કારણરૂપ હોય તો પણ તે નિશ્ચિત કારણ નથી સમવાયી અથવા નિશ્ચિત કારણ ત્રિદોષ જ છે બ્હારથી શરીરમા પ્રવેશ કરનારા જતુઓ એ બીજ જેવા છે જે ક્ષેત્રમા આ બીજ પડે તે ક્ષેત્રની બીજ ધારણની પાત્રતા હોય તો જ ત્યા બીજની વૃદ્ધિ થાય છે મતલબ કે રોગ કેવળ જતુઓને અથવા કૃમિને લીધે ઉત્પન્ન થતા નથી, પણ કૃમિ અથવા જતુની વૃદ્ધિ શારીરિક દુષ્ટ પરિસ્થિતિને લીધે થાય છે અને તેને પરિણામે રોગ ઉત્પન્ન થાય છે આધુનિક વૈદ્યક રાગ બીજનો વિચાર કરે છે ત્યારે આયુર્વેદ જે ક્ષેત્રમા તે બીજની વૃદ્ધિ થાય છે તેનો વિચાર કરે છે વિકૃત શારીરનો આ મૂલગ્રાહી સિદ્ધાત છે આધુનિક વૈદ્યકનો ઇતિહાસ જોઈએ તો અતિ પ્રાચીન કાળમા હીપોક્રીટીસના સમયમા શરીરમા રહેલા દ્રવો ( Humors ) એજ રોગકારણ છે, અને તેના યોગથી શરીરમા જુદા જુદા ફેરફારો થઈ આવે છે, એમ સમજણ હતી તે પછી શરીરના અવયવો તેના ઘટકો, મડળો અને સસ્થાઓ વગેરમાથી કયો ભાગ વિકૃત થયો છે અને કયા સ્થાનમા રોગોત્પત્તિ થઈ છે તે વિચારવાનુ ધોરણ આવ્યુ જતુ શાસ્ત્ર અને તે સાથે બીજા શાસ્ત્રોનો વિકાસ થતા વિકૃત શારીરશાસ્ત્રના અને રોગ કારણશાસ્ત્રના મતોમા પણ ફેરફારો થયા, અને જતુજન્ય વિષો અને તેથી રોગોત્પત્તિ એ સિદ્ધાન્ત આધુનિક વૈદ્યકમા આગળ આવ્યો હમણા હમણા જતુઓ અને જતુજન્ય વિષો રોગકારણ એ તત્ત્વ પાછળ પડવા લાગ્યુ છે જીવનરસાયન શાસ્ત્ર, અતસ્રાવી ગ્રન્થીઓનો વિચાર અને માનસશાસ્ત્ર એનુ જોર આધુનિક વૈદ્યક વિચારોમા વધતુ જાય છે રોગકારણનો વિચાર કરતા શરીર, તેની વિવિધ ક્રિયાઓ અને માનસિક વ્યાપાર એનો વ્યાપક રીતે વિચાર કરવાની જરૂર વધારે વધારે લાગતી જાય છે વાતવહ મડળ અને અતસ્રાવ એનો રોગોત્પત્તિના કારણોમા વધારે વધારે વિચાર થવા લાગ્યો છે લક્ષણ સમુચ્ચય તરફ તથા રોગીની મનઃસ્થિતિ તરફ દરેક રોગમા ધ્યાન આપવું જોઈએ આ પ્રકારનો વિચાર પ્રવાહ રોગોત્પત્તિ શાસ્ત્રમા આગળ આવતો જાય છે આ વિચાર જોતા આયુર્વેદના વલણ તરફ ધીમે ધીમે આયુર્વેદશાસ્ત્ર જતું જાય છે એ સિદ્ધ થાય છે જેને નીઓ હીપોક્રેટીઝમ્ કહે છે તે ઉત્પત્તિ

અને ત્રિદોષની ઉપપત્તિ હવે ઘણી નજીક આવતી દેખાય છે એટલુ જ નહિ પણ ત્રિદોષની ઉપપત્તિ ઉપર આક્ષેપ કરતા કરતા આધુનિક શાસ્ત્રને તથા તેના અનુયાયીઓને અણગમતા મનથી પણ ત્રિદોષમીમાસાનો આગળ પાછળ આશ્રય લેવો પડશે કે શુ એવો સશય પડે છે એટલી આ દિશામા પ્રગતિ થઈ છે

આયુર્વેદના વિકૃતિશાસ્ત્ર કે સપ્રાપ્તિ શાસ્ત્રને આધારે નિદાનશાસ્ત્ર અથવા રોગપરીક્ષા શાસ્ત્ર રચાયુ છે રોગપરીક્ષા કરતા દોષ કયો? દૂષ્ય શુ? કયાસ્થાનમા કઈ જાતનો બગાડ થયો છે તેથી કયા રોગનક્ષણો ઉત્પન્ન થયા છે, લક્ષણો અને ભાવના કેવી છે વગેરેનો અત્યત સુદર સપૂર્ણ વિચાર આયુર્વેદમા થયો છે અષ્ટ વિધ પરીક્ષા કરીને રોગ નક્કી કરવો, રોગ વિનિશ્ચય કરતા પ્રત્યેક રોગીની પ્રકૃતિ ભિન્ન હોવાથી કેવળ એ-જ ઢાળાનો રોગી મળવો મુશ્કેલ છે પ્રત્યેક રોગીમા અત્યત સ્વતત્ર લક્ષણો જોવામા આવે છે માટે લક્ષણોની અતિશય બારિક પરીક્ષા કરીને રોગ નિદાન નક્કી કરવું એમ આયુર્વેદે સ્પષ્ટ કહેલુ છે આધુનિક વૈદ્યકે અતરગ પરીક્ષા કરતા તથા રૂગ્ણ લક્ષણ પરીક્ષા કરતા બાહ્ય સાધનો વડે રોગ પરીક્ષાને ઘણુ મહત્ત્વ આપ્યુ છે પરિણામે રૂગ્ણવિજ્ઞાનશાળા અને તેમા થયેલી વિવિધ પરીક્ષા એનુ જ હાલમા વિશેષ જોર છે તેનુ પરિણામ એવુ થયુ છે કે પ્રત્યક્ષ રૂગ્ણ પરીક્ષા તરફ સારા સારા પણ બેધ્યાન થતા જાય છે An exagerated importance to be attached to laboratory methods and reports of one short and another to the neglect of ordinary clinical observation એ ડૉ હચીન્સનના ઉદ્ગારો તદ્દન યથાર્થ છે

આયુર્વેદનુ રસશાસ્ત્ર, વનસ્પતિનો તથા બીજા ઔષધિ દ્રવ્યોનો નિઘટુ, ઔષધિગુણ ધર્મશાસ્ત્ર, વૈદ્યકતત્ત્વો અને ચિકિત્સાશાસ્ત્ર ઇત્યાદિ વિવિધ શાસ્ત્રની રચના ત્રિદોષ મીમાસાના પાયા ઉપર થઇ છે આ સર્વ શાસ્ત્રોમા એક પ્રકારની વિશિષ્ટતા દેખાય છે અને બીજા વૈદ્યક કરતા જે ફેરફાર આયુર્વેદમા જોવામા આવે છે, તે એને લીધે જ છે દ્રવ્ય ગુણ કર્મનુ વિવેચન આ તત્ત્વ ઉપર કરેલુ હોવાથી તેનો પ્રકાર જુદો પડે છે દ્રવ્યના રસ, વીર્ય અને પ્રભાવ વર્ણવતા તેની ત્રિદોષ ઉપર શી અસર થાય છે એ કહેવું પડયું છે નિઘટુઓમા ઔષધિ દ્રવ્યોના ગુણ વર્ણવતા ત્રિદોષ ઉપર તેની શી અસર થાય છે એ કહેવુ પડયુ છે ચિકિત્સાશાસ્ત્રમા પણ ત્રિદોષપણુ જઈને ત્રિધાતુપણું કઈ પદ્ધતિ વડે સ્થાપિત થાય એ આયુર્વેદે પ્રતિપાદન કર્યું છે સ્વસ્થવૃત્ત અથવા આરોગ્યના સરક્ષણ માટે રોગપ્રતિબધક શાસ્ત્રમા પણ ધાતુસામ્ય ટકાવી રાખવાના નિયમો અને

સિદ્ધા તો વર્ણવેલા છે આ રીતે ત્રિધાતુ-ત્રિદોષમીમાંસાના મજબુત પાયા ઉપર ઉભેલો રહેલો આયુર્વેદ એ સ્વતંત્ર, ઉત્કૃષ્ટ અને સાંગપૂર્ણ વૈદ્યકશાસ્ત્ર છે, એમાં બિલકુલ શંકા નથી

આધુનિક શાસ્ત્રમા આ સર્વ શાખોપશાખાની વૃદ્ધિ પુષ્કળ થઇ છે પરંતુ પ્રત્યેક યુગમા તેના મૂળતત્ત્વમા ફેરફાર થયેલા હોવાથી તેના વિકાસમા એક સૂત્રધાર નથી વળી શાસ્ત્ર-શાસ્ત્રીયજ્ઞાન વધતુ હોવા છતા શાસ્ત્રને આધારે રચાયેલ રોગહરણ કળા શાસ્ત્રશુદ્ધ રીતે કહેલે અંશે વધે છે અને રોગના ઉપચાર મા તેનો કેટલો ઉપયોગ થાય છે એ વિષે ઉત્તમોત્તમ શાસ્ત્રજ્ઞોને પણ શંકા છે આ બાબતમા નીચેનુ વાક્ય ધ્યાનમા લેવા જેવું છે —

That the Science of Medicine is rapidly advancing can not be disputed For every year new resources both diagnostic and therapeutic are put at the disposal of the practioner The use of these in the defence of the Individual patient against disease constitues the art of Medicine and it is here that the progres is more doubtful For medicine in practice is not yet so scientific as many like to pretend (R Hutchinson)

આયુર્વેદના ચિકિત્સાશાસ્ત્ર અનેકળાના આઠ અંગો છે (૧) કાયચિકિત્સા (૨) બાલચિકિત્સા, (૩) ગ્રહ અથવા માનસરોગ ચિકિત્સા (૪) શલ્ય કે શસ્ત્રકર્મચિકિત્સા (૫) દંષ્ટ્રા અથવા વિષ ચિકિત્સા (૬) ઉર્ધ્વાંગ ચિકિત્સા અથવા શાલાક્ય તંત્ર (૭) વાજીકરણ (૮) રસાયન કે જરાહરણ ચિકિત્સા કાયચિકિત્સામા ઉમ્મરમા આવેલ સ્ત્રીપુરૂષના દર્દોની ચિકિત્સાનો વિચાર કર્યો છે ગ્રહ ચિકિત્સામા માનસ રોગોની ચિકિત્સા ખાસ કહેલી છે શલ્યચિકિત્સા એટલે સર્જરી તેમા શસ્ત્રકર્મથી રોગકારક શલ્ય કાઢી નાખવામા આવે છે આ ચિકિત્સા આધુનિક વૈદકના સતત પ્રયત્ન અને સંશોધનને પરિણામે ઘણી ઉન્નત સ્થિતિએ પહોચી છે સંમોહક ઔષધોની શોધ નિર્જંતુક અને જંતુઘ્ન તત્ત્વો તથા ઔજારો અને એકળાનો ઉત્કૃષ્ટ વિકાસ એટલા થયો છે કે આંખોને ઝાંખપ આવી જાય તેમા વળી 'એક્સ' કિરણોએ ભાર તેજ કેલા યુ છે

આયુર્વેદોક્ત શસ્ત્રક્રિયા આજ અતિ અલ્પ પ્રચારમા રહેલી છે જૂના કાળમા શલ્યતંત્ર ઉત્કૃષ્ટ રૂપમા પ્રચારમા હતુ હાના હાના શસ્ત્રકર્મો તો કરવામા આવતા જ પણ આંતરડા ઉપર શસ્ત્રક્રિયા, પથરી કાઢવી મૂઢ ગર્ભ, શલ્ય હરણ ક્રિયા વગેરે જેવા મોટા મોટા શસ્ત્રકર્મો પણ વદ્યોને હાથે થતા તેમજ આંખનો મોતીઓ કાઢવો નાક, કાન, ગળુ વગેરેના કુશળતાથી કરવા પડે એવા નાના મોટા શસ્ત્રકર્મો આયુર્વેદીય ધન્વંતરીઓને

હાથે થતા વળી આ કર્મો મોટી કુશળતાથી કરવામા આવતા જીવક અને બધુક એ બે ભાઇઓએ પાટલીપુત્રના રાજાનુ પેટ ચીરી ફરી શીવી લીધાનો ઉલ્લેખ રાજ તરગિણીમા છે સમોહક અને સજીવક ઔષધોનો પણ ઉલ્લેખ છે પણ આજે એમાથી કશુ પ્રચારમા નથી પરરાજ્ય અને આપણા સમાજમા આળસનુ જોર એનુ આ પરિણામ છે આમ છતા આયુર્વેદીય વ્રણોપચાર વિધાન આધુનિકોએ પણ ગ્રહણ કરવા યોગ્ય છે વ્રણ થયા પછી દોષ અને દૂષ્યનો વિવેક કરીને યોજેલા શાસ્ત્રમા કહેલા વ્રણ શોધક અને વ્રણ રોપક યોગો ઘણા ઉત્તમ છે એમ અમે ચિકિત્સા મદિરમા અનુભવ લઇને સિદ્ધ કર્યુ છે લગભગ અગીઆરસેથી તેરસે જેટલા રોગીઓની ત્રિદોષ તત્ત્વને અનુસરી ચિકિત્સા કરી છે પણ તેમાથી એક પણ રોગીનો જખમ બગડયો નથી ઉલટુ જલદી વ્રણ રૂઝાવામા–વ્રણ અ દ ી ભ ાઇ જવામા આ ચિકિત્સા ઘણી સફળ નીવડી હોવાનો અનુભવ આવ્યો છે

દષ્ટ્રા અથવા વિષ ચિકિત્સામા ભિન્ન ભિન્ન વિષોથી થતા રોગોની ચિકિત્સા કહેલી છે આ બાબતમા યે ત્રિદોષનો વિચાર કરવો પડે છે ઉર્ધ્વાગ ચિકિત્સા શાલાક્યતત્ર નામથી પ્રસિદ્ધ છે એના સ્વતત્ર તદ્વિદો હશે અને તે આજના આખ, કાન, નાક, ગળુ વગેરેના સ્પેશીઆલીસ્ટો પ્રમાણે કાન, નાક, આખ વગેરેના રોગોની ચિકિત્સા કરતા હશે આ ચિકિત્સામા સળી (शलाका) જેવુ સાધન વધારે ઉપયોગમા આવતુ હોવાથી એ શાલાક્ય તત્ર નામથી પ્રસિદ્ધ થયુ જરાહરણ અને વાજીકરણ આજના 'ઓકાસા' કરતા વધારે સારી રીતે આયુર્વેદીય યોગોથી થતુ

ટુકામા આ રીતે આયુર્વેદશાસ્ત્ર ત્રિદોષ ઉપર રચાયુ હોઇને તેનુ ચિકિત્સા સૂત્ર આ છે —

याभि क्रियाभिजायन्त शरीरे धातव समा ।

सा चिकित्सा विकाराणा कर्म तद्भिषजा स्मृतम् ॥

અને આ શાસ્ત્રનો રોગ નિવારણમા પ્રત્યક્ષ ઉપયોગ કરવાની બાબતની કલામા યે ત્રિદોષનો જ અર્થાત્ દોષ પ્રત્યનીક ચિકિત્સાનો જ આયુર્વેદે આધાર લીધો છે અને તેને લીધે જ આયુર્વેદ એ અત્યત સ્વતત્ર વૈદ્યક પદ્ધતિ બનેલ છે

આવા ગુણોથી આયુર્વેદ ઉપર આ જમાનામા પુષ્કળ આક્ષેપો થયા છે પહેલુ તો અગ્રેજી તેટલુ સારૂ અને આપણુ જૂનુ તેટલુ ખરાબ એવી વિચારસરણી રાજકર્તાઓએ તથા તેના હિતચિતક લોકોએ આ દેશમા ચલાવી, પછી સસ્કૃતિના આક્રમણની તેમજ રાજસ્થૈર્યની દૃષ્ટિથી આવુ ચાલે છે પ્રાચીન આર્યસસ્કૃતિનુ ચમકદાર રત્ન તે આયુર્વેદ આયુર્વેદની ઉપયુક્તતા અને શાસ્ત્રીયતા અતિશય વિપરીત પરિસ્થિતિમા સુદ્ધા–ત્યા દોઢસો વર્ષોના પ્રહારો સહન કર્યા છતા પણ ટકી રહેલ છે આ પ્રહારા

શરૂઆતમા ઉપહાસરૂપે શરૂ થયા પછી ટીકા થવા માડી અને છેવટ ઉપેક્ષા શરૂ થઈ અને એ પરપરા હજી ચાલુ છે એકદમ મોટી પદવીવાળા સાહેબથી આરભી તાલુકાના દવાખાનાના 'દાદા' સુધીના સહુ આધુનિક વૈદ્યક જાણકારો "આયુર્વેદમા શુ છે ? એ તો મૃત શાસ્ત્ર છે" વગેરે મહેના વાગ્બાણોની આયુર્વેદ તથા આયુર્વેદીયો ઉપર વૃષ્ટિ કરે છે હમણા તો આ પ્રવાહની ભરતી આવી છે વતમાનપત્રમા એકપણ દિવસ એવો નથી જતો આયુર્વેદ વિષે કાઇક ન હોય એમ આયુર્વેદ વિરૂદ્ધ લખાણોનો પ્રવાહ છેક બ્રિટિશ મેડીકલ કાઉન્સીલથી શરૂ થયો છે અને પછી તો ખાવિંદ ચરણાદવિંદમા મિલિંદાયમાન સ્વયભૂ સેવકો તેનો જ અનુવાદ કરતા જોવામા આવે છે બીજી તરફથી આયુર્વેદના પક્ષનુ લખાણ પણ હાલમા પુષ્કળ પ્રસિદ્ધ થાય છે તેમા પણ સ્પષ્ટ કે પ્રચ્છન્ન ટીકા આયુર્વેદ ઉપર હોય છે તેમાથી ખરેખર પ્રમાણિક બુદ્ધિથી કરેલી ટીકાનો ઉત્તર આપવો એતો આયુર્વેદની ઉન્નતિની દૃષ્ટિથી આપણુ કર્તવ્ય છે

'આયુર્વેદમા કાઈ નથી' એનો તો ઉપર અમે કરેલા વિવરણમા સમર્પક ઉત્તર આવી ગયો છે આધુનિક વૈદ્યકના સર્વ શાસ્ત્રોપશાસ્ત્રો આયુર્વેદમા છે અત્યત સ્વતત્ર શાસ્ત્ર થવાને આયુર્વેદ લાયક છે, એટલો જ અમારો ઉપરના આક્ષેપનો ઉત્તર છે નવીન-આધુનિક શાસ્ત્રની દૃષ્ટિથી પણ આયુર્વેદ કીમતી છે આધુનિક શાસ્ત્રના સિદ્ધાતો અને પદ્ધતિ પ્રત્યક્ષ પ્રમાણપર રચાયેલ હોવાથી અત્યત શાસ્ત્રીય અને શુદ્ધ છે આર્યોના શાસ્ત્રો પણ પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ પ્રમાણને આધારે રચાયા છે અમારો તો એવો મત છે કે આર્ય શાસ્ત્રો જેટલા પ્રામાણિક શાસ્ત્રો આજે પણ મળવા મુશ્કેલ છે

प्रत्यक्षतो हि यद्दृष्ट शास्त्रदृष्ट च यद्भवेत्

समासतस्तदुभय भूयो ज्ञानविवर्धनम ॥

એવી પ્રતિજ્ઞા કરીને તથા —

नात्मार्थं नापि कामार्थ मथ भूतदया प्रति ।

એ ધ્યેય નજર આગળ રાખીને લખેના શાસ્ત્રો પ્રામાણિક નથી એમ કહેવુ એ વસ્તુસ્થિતિથી વિરૂદ્ધ છે માત્ર હાલની શાસ્ત્રો લખવાની પદ્ધતિ અને આર્યોની શાસ્ત્ર લખવાની પદ્ધતિ એ બે વચ્ચેનો ફેર સમજી લેવો જોઈએ એટલે આર્યોના શાસ્ત્રો અને આયુર્વેદમા જે સિદ્ધાત પ્રણાલી છે તે સમજાશે

આયુર્વેદની કફ-વાત-પિત્ત ત્રિધાતુ ત્રિદોષ મીમાસા કાલ્પનિક હોવાથી તેના આધારે રચાયેલો આયુર્વેદ પણ કાલ્પનિક એમ કેટલાક કહે છે પણ હમણા હમણા આ મતનુ જોર ઘણે ભાગે ઓછુ થયુ છે ત્રિદોષ-ત્રિધાતુ સમજાતા નથી એ મત વધારે જોવામા આવે છે આધુનિક વૈદ્યકનુ વિવરણ, વિચારસરણી અને લખાણ એ સમજાવવાની વસ્તુ હોવાથી પૂર્વશાસ્ત્રોની ઉત્કૃષ્ટ માહિતી

જરૂરની છે આયુર્વેદની પણ એવી જ સ્થિતિ છે પાયારૂપ શાસ્ત્રોનુ જ્ઞાન સારૂ હોય તો તેને આધારે રચાયેલ શાસ્ત્રની સજ્ઞાઓ બરાબર સમજાય તે શિવાય કેમ સમજાય? પરિણામે તેના ઉપર કાલ્પનિકતાનો આરોપ આવે પણ અમે તો કહીએ છીએ કે શાસ્ત્રીય પ્રમાણુ વડે ત્રિધાતુ-ત્રિદોષ મીમાસા સ્વચ્છ, સ્પષ્ટ, શાસ્ત્રીય અને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સિદ્ધ કરી શકાય એમ છે અને આયુર્વે પણ સચ્છાસ્ત્ર છે

આયુર્વેદના શિક્ષણમા બ્હારથી શારીર, ઇન્દ્રિયવિજ્ઞાન, શલ્યતત્ર પ્રસૂતિતત્ર, સ્ત્રીરોગવિજ્ઞાન, નેત્રચિકિત્સા, સ્વસ્થવૃત્ત ઇત્યાદિ વિષયો તમે દાખલ કરો અને ફક્ત ચિકિત્સા તથા ઔષધો આયુર્વેદીય વાપરો તો એ શુદ્ધ આયુર્વેદ ન થયો આયુર્વેદ પ્રતિપાદિત સિદ્ધાતો ઉપર જોર જ ન રહ્યુ એ શિક્ષણ આયુર્વેદિક કહેવાય જ શી રીતે? અને જે અધ્યયનની સ્થિતિ તે લખાણુની અને વાડમયની આ શિક્ષણ પ્રકારથી આયુર્વેદનુ કલ્યાણ નહિ પણ અકલ્યાણ થાય છે આવો પણ એક પક્ષનો આક્ષેપ છે આ આક્ષેપ જેવો તેવો નથી તેમ એ આક્ષેપ કરનારાઓની પ્રમાણિકતા વિષે પણ શકા નથી પણ આ રીતે આયુર્વેદની બે તરફના આઘાતો વચ્ચે ઘણી ખરાબ સ્થિતિ થઇ છે શુદ્ધ આયુર્વેદીય શારીર જે શીખવા જાય તેને તમે આ શિરા, ધમની, કલા વગેરે શુ નકામા શીખવો છો? આધુનિક શારીર જૂઓ કેટલુ વિસ્તૃત છે એ જ શા માટે નથી શીખવતા? એવો પ્રશ્ન થાય છે અને એ શીખવો એટલે તમારૂ જૂનું શારીર સપૂર્ણ નથી માટે આ નવુ શીખવો છો એવો બીજી તરફથી આક્ષેપ આવે છે આ રીતે આયુર્વેદીયોની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી છે પણ હુ તો કહુ છુ કે શારીર ઇન્દ્રિયવિજ્ઞાન વગેરે બ્હારથી શીખવ્યા છતા આયુર્વેદ કાયમ જ રહે છે આ શારીરના વિસ્તૃત વિવરણનુ જ્ઞાન ભૂગોળના નકશાના જ્ઞાન જેવુ છે ભૂગોળના ગમે તેટલા નકશા દોરવામા આવે અને તે ગમે તેટલા વિસ્તૃત હોય તો પણ તે ભૂપ્રદેશમા રહેનારા લોકોના વ્યવહાર, કળા, રીતભાત વગેરે ઉપર તે પ્રદેશનુ સાચુ મહત્ત્વ છે અને તેજ રીતે વૈદ્યકનુ મહત્ત્વ વિસ્તૃત શારીર વિવેચન ઉપર કે વિસ્તૃત ક્રિયાવ્યાપાર વર્ણન ઉપર નથી એ શાસ્ત્રો તો પાછળથી ભૂલી પણ જવાય છે પણ વૈદ્યકનુ મહત્ત્વ તેમા રહેલા શારીરિક મીમાસા તથા રોગ હરણુ મીમાસા ઉપર રહેલુ છે ડૉ મેન્યુઅલ બટલરના નીચેના ઉદ્ગારો ધ્યાનમા રાખવા યોગ્ય છે—

A physician's physiology has much the same relation to his power of healing as a clerk's divinity has to his power of influencing conduct

મતલબ કે આ જમાનામા અગ્રેજી વિદ્યાથી વિભૂષિત વિદ્યાર્થીઓને

શીખવવા માટે આધુનિક વૈદકમાંથી થોડાં શાસ્ત્રો વૈદ્યો લીએ છતાં જ્યાં સુધી તેઓ આયુર્વેદીય ત્રિધાતુ-નિદાનભૂમિકામાં અને તે પાયા ઉપર રચાયેલી ચિકિત્સા પદ્ધતિનું અધ્યયન કરે ત્યાં સુધી તેઓ આયુર્વેદ જ શીખે છે એમ માનવામાં વાંધો નથી હોમીઓપથીના અભ્યાસ માટે જોકે આધુનિક શારીરાદિ શાસ્ત્રો શીખવવામાં આવે જ છે છતાં તે ચિકિત્સા પદ્ધતિ હોમીઓપથી જ ગણાય છે અને જ્યાં સુધી ચિકિત્સા પદ્ધતિ હોમીઓપથીક છે, ત્યાં સુધી તેની શિક્ષણ પદ્ધતિ પણ હોમીઓપથીક ગણાય છે એક બીજો મુદ્દો પણ છે જે આટલું બધું શિક્ષણ લીધેલા આક્ષેપકારોના ધ્યાનમાં કેમ નથી આવતો એ જ સમજાતું નથી તે મુદ્દો એ છે કે આયુર્વેદ અથવા હોમીઓપથી આધુનિક શારીર અથવા ઇંદ્રિયવિજ્ઞાન શીખવે છે, તેનું કારણ એ છે કે તે શાસ્ત્રો અતિશય વિગતવાર તૈયાર છે તો વિગતો શીખવવામાં બગડી શું ગયું? વિસ્તૃત વર્ણન જાણવામાં આવ્યું એટલો ફાયદો થયો હું તો એમ કહું છું કે આધુનિક શાસ્ત્રોને કહેવાતું વૈદક પણ આયુર્વેદ અને હોમીઓપથીની હારમાં બેસવા જેટલું આ બાબતમાં દોષિત છે શારીર વર્ણન, પ્રસૂતિતંત્ર, શલ્યતંત્ર, નેત્રચિકિત્સા વગેરે શાસ્ત્રો સામાન્ય ચિકિત્સાના ઉપકારક શાસ્ત્રો છે પણ ચિકિત્સાશાસ્ત્ર અથવા વૈદક પદ્ધતિ જેને કહીએ છીએ તેના મૂળમાં કાંઈક જાતની ઉપપત્તિ હોવી જોઈએ કે જે ઉપપત્તિને આધારે એ આખી પદ્ધતિ ઉભી થઇ હોય, જે ઉપપત્તિને અનુસરીને જ એ પદ્ધતિનો વિકાસ થયો હોય, અને જેને અનુસરીને જ ઔષધોપચારની પણ યોજના હોય

At all periods medicine has been influenced by some underlying doctrine or theory which has directed its practice and determined for the time the lines of its advance The Hippocratic theory of humours the cellular theory theory of infection theory of individual or constitutional element medicine with aspects of anatomical physiological and psychological constitution and in diagnosis it works far syndromes rather than for dry and cut disease

આ ઉતારામાં આધુનિક વૈદકની ભિન્ન ભિન્ન કલ્પનાઓ આપેલી છે રોગ પરીક્ષા અને રોગ ચિકિત્સા આવી કલ્પના અથવા ઉપપત્તિના આધારે રચાયેલું છે આધુનિક વૈદક એમાં અપવાદરૂપ નથી, આધુનિક વૈદકમાં ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન કલ્પના ઉદ્ભવી છે પરંતુ આયુર્વેદનું તત્ત્વજ્ઞાન સર્વ કાળમાં એક જ રહ્યું છે હોમીઓપથીની પણ એ જ સ્થિતિ છે શારીર ઇંદ્રિયવિજ્ઞાન વગેરે શાસ્ત્રો શરીરની પ્રત્યક્ષ દેખાતી રચના તથા તેના કાર્યોનું વિવરણ કરનારાં શાસ્ત્રો છે તેમાં કાંઇ ફેરફાર થતો નથી અને આવાં વર્ણનાત્મક તથા વિવાદ રહિત શાસ્ત્રો શીખવવામાં આયુર્વેદ કાંઈ ગુનો કરે

છે એમ અમને લાગતુ નથી અને ગુન્હો કરતુ હોય તો આધુનિક વૈદ્યક અને હોમીઓપથી વગેરેના અનુયાયી સુદ્ધા એજ ગુન્હો કરે છે, હમણા સુધી કરતા આવ્યા છે પછી આયુર્વેદીયોને જ આયુર્વેદ કને કયા રહ્યો? એમ પૂછવામા શુ તાત્પર્ય છે? કાલ સવારે કોઈ હ્યુમરતત્ત્વવાદી, જંતુજ વિકવાદી, પ્રકૃતિવાદી અગર લક્ષણ સમુચ્ચયવાદી આધુનિક એલોપથીક શાસ્ત્રના જ્ઞાતાને પૂછે કે તમે શારીરાદિ શાસ્ત્રો શીખનો છો તો તમારી તત્ત્વમીમાંસા કયા રહી? તો એનો ઉત્તર શુ છે? આયુર્વેદની એજ સ્થિતિ છે જ્ઞાન ઉપર સહુનો સરખો હક્ક છે બધા સામાન્ય જ્ઞાન વાપરી શકે છે, શાસ્ત્ર ઉપર પણ સર્વનો સરખો હક્ક છે પછી આયુર્વેદ શા માટે ચિંતિત? જ્યા સુધી શારીરાદિ શાસ્ત્રો શીખવ્યા છતા ત્રિધાતુ-ત્રિદોષમીમાંસા અને પદ્ધતિને વળગી રહે ત્યા સુધી આયુર્વેદ ઉભો જ છે અને મજબુત પાયા ઉપર ઉભો છે, એ સ્પષ્ટ છે તત્તમાજ લોકશક્તિ છાપામા શાસ્ત્રાભિમાની તખલ્લુસથી એક લેખ આવ્યો છે જેમા એ લેખકની વિચારસરણી એવી છે કે ત્રિધાતુ-ત્રિદોષમીમાંસા ગ્રાહ્ય રાખીને શાસ્ત્રનુ અધ્યયન અધ્યાપન થવુ જોઈએ માત્ર આયુર્વેદીય ઔષધો વાપરવા એટલુ બસ નથી હોમીઓપથી વગેરે ચિકિત્સાપથો સ્વતંત્ર પ્રણાલી ઉપર રચાયેલા છે અને તેની વિચાર પ્રણાલી દૂર રાખીને ચિકિત્સા કે ઔષધોનો ઉપયોગ થઈ શકતો નથી એજ રીતે આયુર્વેદીય ઔષધો એકલા વાપરવાથી કે તેનો સમાવેશ એલોપથિક વૈદ્યકમા કરવાથી આયુર્વેદની ઉન્નતિ શક્ય નથી આ વિચારસરણી માન્ય છે પણ શાસ્ત્રાભિમાનીએ જૂના શાસ્ત્રીઓને **योद्धारो मत्सरग्रस्ता** ગાળ આપી છે અને શારીર ઇન્દ્રિય વિજ્ઞાનાદિ શાસ્ત્રોનો તથા તુલનાત્મક જ્ઞાનનો પોતાની શિક્ષણ પ્રણાલીમા ઉપયોગ કરનારાઓ ઉપર **प्रभवो स्मयदूषिता** એ રીતે પ્રહાર કર્યો છે છેવટ સ્નેહ ભૂલી તારાચંદ રામનાથ રૂગ્ણાલયનો ઉલ્લેખ કરી તુલનાત્મક પદ્ધતિનુ શ્રેષ્ઠત્વ અને આવશ્યકત્વ કબુલ કર્યુ છે

"તારાચંદ રામનાથ રૂગ્ણાલયમા બે પદ્ધતિના રોગ લક્ષણો અને નિદાન જુદા જુદા નોંધ્યા પછી ઔષધ ચિકિત્સા ફક્ત આયુર્વેદીય જ રાખવાનુ સંચાલકોએ ઠરાવ્યુ છે, અત્યંત આવશ્યક અને સ્તુત્ય છે આ પદ્ધતિનુ યોગ્ય પરિપાલન થઈને ત્યાના રાગીઓના નિદાન ચિકિત્સાનો અનુભવ પ્રસિદ્ધ કરતા રહેવાથી શાસ્ત્રનો સારો વિકાસ થશે" આ વાક્યો તુલનાત્મક પદ્ધતિને માન્યતા આપનારા છે (આવી આગળ લોકશક્તિના ઉપર કહેલા લેખના જવાબ રૂપ ભાષણનો થોડો ભાગ છોડી દીધો છે ત આ વિ)

હવે આક્ષેપકનો એક વર્ગ બાકી રહ્યો તે વર્ગનો આક્ષેપ ઉપર ઉપરથી વિચાર કરનારને ઘણો સમર્પક લાગે એવો છે તેમજ તેઓની બીજી વિચાર સરણી પણ ઘણી સમર્પક લાગે એવી છે આ વર્ગમા આયુર્વેદનો તથા

આધુનિક વૈદ્યકનો અભ્યાસ જેણે કર્યો છે એવા મહારાષ્ટ્રના મોગ મોગ વિદ્વાનો છે તે વર્ગમા અમારા પોતાના પરમસ્નેહી અને હિતચિંતક છે આજ સુધીમા આયુર્વેદના કાર્યને અનેક પ્રકારે મદદ કરનાર વિદ્વાનો છે એટલે તેઓના આક્ષેપનુ મહત્ત્વ વધાર છે અને તેનો ઉત્તર આપવો તેટલે અંશે મુશ્કેલ છે

આ વર્ગનો પ્રમાણિક મત એવો છે કે ત્રિધાતુ ત્રિદોષ વિષે એટલી ગડબડ થઈ છે કે તે મીમાંસા સમજવી જ મુશ્કેલ છે આયુર્વેદીયોને પણ આ મીમાંસા સમજાતી હશે કે નહિ તે વિષે શંકા છે મતલબ કે ત્રિદોષની પચાત કરવામા કાંઈ સાર નથી એની પછવાડે વ્યર્થ શ્રમ ન કરતા આયુર્વેદમા ઔષધો છે તેટલા લઈ લેવા તે ઔષધોનુ આધુનિક પદ્ધતિ પ્રમાણે સશોધન કરવુ તેનો નિઘંટુ તૈયાર કરવો અને એ ભાગનો આધુનિક વૈદ્યક વિજ્ઞાનના અભ્યાસક્રમમા સમાવેશ કરવો બહુ બહુ તો આયુર્વેદના એક સ્વતંત્ર વિષય તરીકે આધુનિક વૈદ્યક વિદ્યાલયોમા આ વિષયને દાખલ કરવો એટલે આયુર્વેદનુ કાર્ય વશે આપણા દેશમા ઉત્પન્ન થતી અને સસ્તી ઔષધિઓ આયુર્વેદમા પુષ્કળ છે અને સ્વદેશી તરીકે આયુર્વેદ નહિ પણ આયુર્વેદીય ઔષધો ગ્રાહ્ય છે એ રીતે આ વર્ગના વિદ્વાનો દલીલ કરે છે -

That if a chair on the ancient Indian system of medicine be instituted in the medical colleges it would undoubtedly be in the best interests of medical education and research and consequently of medical science

આટલો ઉપર કહેલા વર્ગની વિચારસરણીનો સાર છે આ વર્ગ આયુર્વેદ માટે આટલુ કરવા તૈયાર છે પણ આથી આગળ કશુ પણ કરવાની તેઓની મરજી નથી (Thus far and no further)

ત્રિદોષ-ત્રિદોષમીમાંસા સમજાતી નથી એનો અર્થ એ છે કે આ આધુનિક વિદ્વાનોને આધુનિક શાસ્ત્રીય પરિભાષામા તે મીમાંસાનો અર્થ બોધ થતો નથી આધુનિક પરિભાષા અને આયુર્વેદિક પરિભાષા ભિન્ન છે માટે ત્રિદોષ સમજવા સારુ આયુર્વેદીય પરિભાષા સમજી લેવી જોઈએ હાલની કોઈ તત્ત્વમીમાંસા સમજવા માટે જેમ હાલની શાસ્ત્રીય પરિભાષા સમજવી જરૂરની છે તેવુ જ આ છે

આયુર્વેદીયોને તો આ મીમાંસા સમજાય છે એટલુ જ નહિ પણ તેઓ દોષ પ્રત્યનીક ચિકિત્સા પદ્ધતિથી તેનો વ્યવહારમા પ્રત્યક્ષ ઉપયોગ કરે છે ત્રિદોષ મીમાંસા વગર આયુર્વેદને તો ચાલે જ નહિ માટે આયુર્વેદીય ઔષધો લેવાથી કે તેનુ આધુનિક પદ્ધતિ પ્રમાણે સશોધન કરવાથી આયુર્વેદની ઉન્નતિ થવાની નથી પણ એ રીતે આધુનિક વૈદ્યકના નિઘંટુની વૃદ્ધિ થાય ખરી જેમ ચીનમાથી ઈફેડ્રા અને આફ્રીકામાથી સીંકોના લઈને આધુનિક વૈદ્યકનો

વધારો થયો છે, તેવી જ સ્થિતિ આ થાય આયુર્વેદ શીખવવાની સ્વતંત્ર તજવીજ થયા વગર ત્રિધાતુ ત્રિદોષ મીમાંસા, તે ઉપર આધાર રાખનાર નિઘંટુ, તે ઉપર ઉભેલી ચિકિત્સા પદ્ધતિ, અને તેને આધારે રહેલ ગુણધર્મ શાસ્ત્ર તથા બીજા શાસ્ત્રો એના શિક્ષણની સ્વતંત્ર વ્યવસ્થા કર્યા સિવાય આયુર્વેદ ટકશે નહિ અને રોગહરણ કળામાં પણ વધારો થશે નહિ ઉપર સૂચવેલા ઉપાયો જેવા ઉપાયોથી આયુર્વેદની ઉન્નતિ તો નહિ જ થાય પણ તેની હાનિ થશે ખરી

આને માટે જ અમારી સર્વ વૈદ્ય વર્ગને વિનતિ છે કે "અત્યાર સુધી તમે આયુર્વેદની ઉપેક્ષા કરી તેટલી ઘણી થઈ પણ હવે ઉઠો જાગો, આયુર્વેદ ઉપર કેવા કેવા આઘાતો થાય છે તે જુઓ અને મરણપર્યંત મતનો આગ્રહ રાખી આયુર્વેદ શાસ્ત્રના ઉદ્ધાર માટે પ્રયત્ન કરો.

આપણા વડિલોએ આપણને આયુર્વેદશાસ્ત્ર રૂપી મોટા રત્નભંડાર આપી રાખ્યો છે એ ભંડારનું રક્ષણ કરવું-શાસ્ત્ર ઋણ અને પિતૃ ઋણ અદા કરવું એ આપણી મોટી ફરજ છે આયુર્વેદશાસ્ત્ર અને તેની પદ્ધતિ જ આપણને ખરે વખતે રોગહરણના કાર્યમાં કામ લાગશે તે આપણા દેશની પદ્ધતિ છે આપણા ગામોના પાદરમાં તેમાં વપરાયેલા ઔષધો મળે છે તે વાપરવાની પદ્ધતિ આપણને વિદિત છે પરદેશી ઔષધો માટે એવું નથી છેલા યુદ્ધ વખતનો અનુભવ ધ્યાનમાં રાખીને ભરતખંડમાં ઉત્પન્ન થનારા ઔષધો અને તેના ઉપયોગનું શાસ્ત્ર એને જીવાડવાનો વૈદ્યોએ તથા બીજા તદ્વિદોએ પણ ખૂબ પ્રયત્ન કરવો જોઈએ આયુર્વેદની નકામી ઠેકડી કરવાથી કાર્ય થવાનું નથી આયુર્વેદના શિક્ષણની સ્વતંત્ર વ્યવસ્થા આ માટે તો જરૂરી છે

આયુર્વેદનું શિક્ષણ પ્રત્યક્ષ પૂર્વક આપવું જોઈએ તે માટે રુગ્ણાલયો, ચિકિત્સા મંદિરો, મહાવિદ્યાલયો ઠેકાણે ઠેકાણે ઉઘાડવા જોઈએ આપણા મહારાષ્ટ્રમાં હમણાં આ બાબતમાં મોટો પ્રયત્ન થાય છે પણ એટલાથી આપણો હેતુસિદ્ધ થવો મુશ્કેલ છે એ કરતાં વધારે મહેનત કરવાની જરૂર છે ઉત્તમ શિક્ષિત અને દૃઢકર્મ કાર્યકુશળ વૈદ્યોને તૈયાર કરવા જોઈએ અને તેઓને હાથે જનતાની સેવા થાય એવી સગવડ કરવી જોઈએ ઠેકાણે ઠેકાણે આરોગ્ય કેન્દ્રો ઉભા કરીને જનતાના આરોગ્ય રક્ષણનું કાર્ય આપણે સ્વયં સેવાથી કરવું જોઈએ અને એમ કરવું એ જ આપણો, આપણા આયુર્વેદનો અને તેની ચિકિત્સા પદ્ધતિનો તરણોપાય છે

મુંબઈ સરકારે આયોગ નમીને મોટે આયુર્વેદને ઉત્તેજનની ઘોષણા કરી, એ માટે આપણે તેનો આભાર માનીએ છીએ પરંતુ જે બીલ આવવા માટે તૈયાર થયું છે તે જો એ જ સ્વરૂપમાં આવે તો કોઈને પણ માન્ય થવાનો સંભવ નથી સરકારને અમારી અત્યંત નમ્ર અને આગ્રહભરી સૂચના છે કે સરકારે ધ્યેયવાદના આવેશમાં આવું બીલ પાસ ન કરવું જનતામાં

અને વૈદ્યોમા મત્પ્રવૃત્તિ ઉત્પન્ન થશે જ થશે એમા ગકા નથી તે ઉપર શ્રદ્ધા રાખી દ ડની તથા રજીસ્ટ્રેશનની સખ્તાઈની કલમો ખીલમાથી કાઢી નાખવી અને શિક્ષણક્રમ નક્કી કરવાનું કામ મેડીકલ બૉર્ડ ઉપર ખવું એ મેડિકલ બૉર્ડ વૈદ્યોનુ જ રાખવુ વૈદ્યોમાથી જ તેના સભાસદોની ચુ ટણી કરવી, સરકારે એમા સભાસદો નીમવા નહિ વળી માન બીલ પાસ કરવાથી કશુ વળવાનું નથી અને બીલની સખ્તાઇની કલમોથી વૈદ્યોને દબાવીને કશુ નહિ થઈ શકે બિલ કાઉ સીલમા દાખલ કરવા સાથે જ સરકારે પોતાના તરફથી મહા વિદ્યાલય સ્થાપવાની તથા જે વિદ્યાલયો ચાલુ છે તેને મદદ આપવાની તૈયાર કરવી જોઇએ અને એમ થાય તો જ રેશી વૈદ્યકને ઉત્તેજન આપવાની સરકારની જાહેરાત પ્રમાણિક હતી એવુ સાબીત થાય

પૈસા નથી એવુ બ્હાનુ કાઢી નિ કારણ શિક્ષણની અગવડનુ કાય ચાલુ રાખવાથી જનતામા તથા વૈદ્યકવર્ગમા સરકારની શુભેચ્છા માટે શ કા ઉત્પન્ન થશે એ સર કારે જરૂર ધ્યાનમા રાખવુ આધુનિક વૈદ્ય માટે લાખો રૂપિયાનુ ખર્ચ થાય છે ત્યારે સામાન્ય જનતામા અત્યત ઉપયુક્ત કાર્ય કરનારા આયુર્વેદ માટે પૈસા નથી એમ કહેવુ યુક્તિયુક્ત નથી

જનતાને અમારી અત્યત લાગણી વાળી અને નમ્ર વિનતિ છે કે અત્યાર લોકોએ સ્વસ્થ બેસી રહેવુ નહિ જ્યારે આપણા દેશ બાધવો મેલેરીઆ સાન્નિપાતજ્વર રાજયક્ષ્મા વગેરે રોગોથી હજારો અને લાખોની સખ્યામા મરે છે તથા દુ ખી થાય છે આને વખતે રોગીઓને ઔષધોપચાર મળ્યા કરે એ બહુ જરૂરનુ છે એ માટે સરકાર સ્થાનિક સ્વરાજ્ય સસ્થા બીજી સસ્થાઓ વગેરેની પાછળ આપણે લાગવુ જોઇએ અને તેઓ દ્વારા જે આપણી ઇચ્છાનુસાર કામ ન થતુ હોય તો આપણી ખાનગી સસ્થાઓ કાઢીને સ્વત ત્રપણે આવું કાય કરવુ જોઈએ યુવાન સ્ત્રી પુરૂષોએ પોતાના દેશની આ દુ ખી સ્થિતિ તરફ આખ મીંચીને બેસી રહેવુ યોગ્ય નથી સ્વયસેવક થઈને ગામડાઓમા ફરીને રોગી પીડિત, દુ ખી, દરિદ્ર એવા આપણાજ બાધવોની સેવા કરીને તેઓને આરોગ્ય યુક્ત અને સુખી કરવાનો પ્રયત્ન કરવો જેના જેવુ બીજુ પુણ્ય કાય નથી चिकित्सितात्पुण्य तम नास्तीतिकिंचिन એ સત્ય છે પુણ્ય, યશસ્ક અને આયુવૃદ્ધિ દાયક આયુર્વેદનો ટેકો લઇને જનતા જનાર્દનની સેવા કરવી એ પરમ ધર્મ છે પરમ પુણ્ય પણ એમા જ છે વધારે શુ કહેવુ ?

सग च्छ ध्व सवद ध्व स वो मनांसि जानताम् ।

देवा भाग यथा पूर्व सजानाना उपासते ॥

આ તત્ત્વ હૃદયમા રાખીને સેવાનો નિશ્ચય કરો એજ મારી તમારી પાસે માગણી છે

# આયુર્વેદના વિદ્યાર્થીઓએ અવશ્ય સંગ્રહવા યોગ્ય આયુર્વેદનો અમુલ્ય ગ્રંથ

# પ્રત્યક્ષ શારીર

## નો

## ગુજરાતી અનુવાદ



હમણાં જ બહાર પડેલો આ અમૂલ્ય ગ્રંથ આયુર્વેદના વિદ્યાર્થીઓ તેમજ વૈદ્યોએ અવશ્ય સંગ્રહવા યોગ્ય છે કારણ કે શારીરનું પ્રત્યક્ષ જ્ઞાન એ વૈદ્ય વિદ્યાનો પાયો છે મ. મ. કવિરાજ ગણનાથસેન સરસ્વતી એમ. એ. એલ. એમ. એસ. કૃત સંસ્કૃત પ્રત્યક્ષ શારીરના પહેલા તથા બીજા ભાગનો ભાનુકૃષ્ણ અમરજી પાઠક એમ. બી. બી. એસ. એમણે કરેલો આ શોધિતવર્ધિત ગુજરાતી અનુવાદ છે ગુજરાતી ભાષામાં આ વિષયનું આ પહેલું જ પુસ્તક છે

પાકા પૂઠાના છસો પાનાના સચિત્ર પુસ્તકની કિંમત માત્ર રૂ ૮-૦-૦

આયુર્વેદના વિદ્યાર્થીઓને ગુરૂનું પ્રમાણપત્ર બતાવવાથી ર ગાનમાં મળશે

# અનુક્રમણિકા

નિષય — પૃષ્ઠ



---

## — વિનતિ —

આ માસિકની આ અનુક્રમણિકા જોઈને વાચકને ખાત્રી થશે કે આ માસિક આપણા દેશશાસ્ત્રના જ્ઞાનપ્રચાર માટે કેટલું કામ કરી રહ્યું છે. આ માસિકનું આ ૨૧ મું વર્ષ ચાલે છે. શરૂઆતથી જ આ માસિકમાં આવા ને આવા જ લેખો આવે છે. વડોદરા રાજ્યે ત્યાંની લાયબ્રેરીઓ માટે આ માસિક મંજુર કર્યું છે. અમને આશા છે કે દેશની વિદ્યાના પ્રચારમાં જ દેશનો ઉદ્ધાર સમાએલો છે એમ સમજી દરેક વાચક આ માસિકના ગ્રાહકો વધારવાની કે છેવટ પોતાના ગામની લાયબ્રેરીઓ દ્વારા પણ આ માસિકનું વાચન થાય તેવી કોશિશ કરશે.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી
તંત્રી

---


મુદ્રણસ્થાન આદિત્ય મુદ્રણાલય રાયખડ રો—અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી એ

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૧ મુ ] ચૈત્ર ૧૯૯૪ [ અંક ૧


## નાગપુરના ૨૭મા નિ ભા વૈદ્ય સમેલનમા સિદ્ધૌષધિ નિર્માણશાળા (ફાર્મસી) ઓના અધ્યક્ષોના સમેલનના અધ્યક્ષપદેથી

## શ્રી જુગતરામ શંકરપ્રસાદ વૈદ્યે આપેલુ ભાષણ

આયુર્વેદિક ઔષધક્રિયામા રસ લેનાર સજ્જનો,

નાગપુરના આ ૨૭મા નિખિલ ભારતવર્ષીય વૈદ્ય સમેલનની સ્વાગત કારિણી સમિતિએ આ વર્ષે નવા જ યોજેલા વિભાગના અધ્યક્ષસ્થાને મને શા માટે મુકયો એ હુ બરાબર સમજી શકતો નથી અને એકદમ નીમણૂકનો તાર કરવાને બદલે મારી ઇચ્છા પૂછી હોત તો હુ ના પાડત પણ આયુર્વેદિક ઔષધો તૈયાર કરનારા–ફાર્મસીઓની એક પેટા પરિષદ ભરવાના સ્વાગત સમિતિના આ પગલાની ઇષ્ટતા હુ સ્વીકારૂ છુ એટલે કર્તવ્ય બુદ્ધિથી સ્વાગત સમિતિની આજ્ઞા પણ કબુલ કરી છે પણ મને બોલવાનો નહિ પરંતુ કામનો અભ્યાસ છે અને મારૂ ચાલે તો હવે આપણે શુ કરવાનુ છે એનો વિચાર કરવાની વિનતિ કરીને જ બેસી જાઉં પણ એવા ઉગ્ર પ્રણાલિકાભંગથી આપ સૌનો રોષ વ્હોરી લેવાની અથવા મને દૂરથી બોલાવનાર સ્વાગત સમિતિને નિરાશ કરવાની મારી ઇચ્છા નથી એટલે અતિશય ટુંકામા મારા વિચારો આપની આગળ રજુ કરીશ આ બાબત મારી પાસેથી આપને કાંઈ નવુ મળે નહિ તો તેમા દોષ મારો નથી પણ મને આ સ્થાને મુકનારાનો છે એટલુ સ્મરણમા રાખવાની વિનતિ કરૂ છુ

આયુર્વેદિક દવાઓ મોટા જથામા બનાવવાના ધંધાને આ દેશમા ખીલવવામા મારા પિતામહ પ્રાતઃસ્મરણીય ઝંડુ ભટ્ટજીએ પહેલો મહા પ્રયાસ કર્યો હતો અને મને વારસામા મળેલા એ અનુભવને આગળ વધારવાનો લગભગ ત્રીસ વર્ષથી યથાશક્તિ યથામતિ પ્રયાસ કરી રહ્યો છુ, એ આપ સૌના જાણવામા છે અને આ પ્રસંગે જે જે શબ્દો હુ બોલવા માંડુ છુ તે આ અનુભવના સાર શિવાય બીજુ કશુ નથી

## ઔષધ ક્રિયાનો ઇતિહાસ

ઔષધિ ક્રિયાના ઇતિહાસની ટુકી રૂપરેખા મારા મિત્ર શ્રી દુર્ગાશકર કે શાસ્ત્રીને અનુસરી આપની આગળ રજુ કરૂ છુ એ ઇતિહાસનો આરભ આ દેશમા તો છેક વેદ કાળથી થયો છે માણસ કાઈ પશુ પેઠે ઝાડમાથી પરબારા પા ા, ફુલ, ફળ વગેરે ખાઇ શકતુ નથી, કદાચ અતિ જૂના કાળમા–જ્યારે નર અને વાનર વચ્ચે ઝાઝો ફેર નહતો ત્યારે ખાતું હોય એમ માનીએ તો એ વખતે ઔષધક્રિયા નહતી એ કબુલ કરવું પડે પણ જ્યારે ખોરાક તરીકે લેવાતી વસ્તુઓ દાણા વગેર બે પથ્થર વચ્ચે વાટીને તથા પાછળથી પકાવીને લેવા માડી ત્યારથી કે કાઈક તે પછીથી દવા તરીકે પણ પાન કે મૂળીઆને વાટીને લેવા માડયા અને એ રીતે પ્રાથમિક ઔષધ ક્રિયા શરૂ થઈ, એમ કહી શકાય પછી સુધરેલા જમાનામા આવતા આપણા પ્રાચીનતમ સાહિત્ય વેદમા આયુર્વેદને લગતા ઘણા ઉલ્લેખો છે સો ક તા વધારે વનસ્પતિના નામો છે કઠ ગુગળ, પીપર જેવી પાછળથી ખૂબ વપરાયેલી વનસ્પતિજ ય ઔષધિઓનો રોગો ઉપર ઉપયોગ થયો છે પણ એની કેવી બનાવટો વપરાતી એ નોધ ક્યાય મળતી નથી પણ જે સોમલતાનો વૈદિક સમયમા ઘણો ઉપયોગ થતો અને જેને હવે આપણે 'એફીડ્રાવ ગેરીસ, માનીએ છીએ–જો કે એ છે લો નિર્ણય નથી તેનો રસ કાઢવાની વાત વારવાર ઋગ્વેદમા પણ આવે છે સોમને ખાડીને તેનો રસ કાઢવામા આવતો એટલુ જ નહિ પણ એ રસને ગાળીને એમને એમ વૈદિક ઋષિઓ માદક પીણા તરીકે પીતા અથવા દૂધ દહી કે જવ સાથે મેળવીને પણ પીતા

સોમના દાખલાથી એમ કહી શકાય કે મોટે ભાગે તાજી વનસ્પતિના રસો અર્થાત્ સ્વરસો વૈદિક કાળમા મુખ્યત્વે વપરાતા હશે પણ ક્વચિત્ સૂકા મૂળીઆનુ કે તેની છાલનુ ચૂર્ણ પણ વપરાતુ હોય એવો સભવ છે કારણ કે દળવાની વાતનો વૈદિક સાહિત્યમા ઉ લેખ મળે છે

## ચરક સુશ્રુતના યુગનો વિકાસ

વૈદિકકાળ વિષે આથી વધારે આપણે જાણતા નથી પણ પછી ચરક સુશ્રુતના જમાનામા ઔષધક્રિયાનો ઘણો વિકાસ થયો હતો સ્વરસ, ક ક, કવાથ, શીત અને ફાટ એ પચવિધકષાય કલ્પના તથા આસવ ક પના ચરકમા છે, અને તેલ, ઘી ચૂર્ણ, ગોળી, અવલેહ, વગે બનાવટો વપરાયેલી છે વળી સુશ્રુતમા સ્નેહપાકવિધિ માન પરિભાષા સાથે આપેલ છે ચરકમા આ પ્રકરણ દ્ઢબલે ઉમે લા ભાગમા છે એ જોતા સુશ્રુતના વખતથી ઔષધક્રિયાનુ શાસ્ત્ર ચોક્કસ થયુ એમ માનવામા વાધો નથી સુશ્રુતના સમયથી ઘૃત, તેલ, કવાથ વગેરે બનાવટોના વિષયમા જે નિયમો થયા તેમા પાછળથી

તાત્ત્વિક ફેરફાર થોડો જ થયો છે અલબત્ત અનુભવથી બનાવટની વિગતો નક્કી થાય એ સ્વાભાવિક છે આ કવાથ, ચૂર્ણ, ગોળી, ઘૃત, તેલ, આસવ વગેરે બનાવટો છેક સુશ્રુતના વખતથી દેશી વૈદકમા પ્રચલિત છે પણ ભસ્મ અને કુપ્પીપકવ રસોની બનાવટો પાછળથી રસવૈદ્યકના વિકાસ સાથે વિકાસ પામી છે

આયુર્વેદિક ઔષધક્રિયાના ઇતિહાસની ઉપર સામાન્ય રૂપરેખા આપી છે એથી વધારે ઇતિહાસમા ઊંડા ઉતરવાની જરૂર મને લાગતી નથી મારે વધારે તો વર્તમાન સ્થિતિ અને ભાવિ કર્તવ્યની બાબતમા કહેવાનુ છે પણ વર્તમાન સ્થિતિની વાત કરતા નજીકના ભૂતકાળની થોડી વાત કરવી પડશે

## આયુર્વેદિક દવાઓના કારખાનાઓ

આધુનિક રીતે મોટા પાયા ઉપર દવાઓ બનાવવાની તથા વ્યાપારી રીતે તેનો પ્રચાર કરવાની પ્રવૃત્તિ આ દેશમા શરૂ થયે લગભગ પોણોસો વર્ષ થયા અને છેલ્લા ત્રીસ વર્ષથી તો આધુનિક યત્રોની સહાયથી આયુર્વેદિક ઔષધો તૈયાર કરવાની દિશામા એટલી પ્રવૃત્તિ અને પ્રગતિ થઈ છે કે ચિકિત્સાના ધધાથી ઔષધ બનાવનારના ધધાને જુદો પાડવાની આવશ્યકતાની ચર્ચા કરવાની હવે જરૂર રહી નથી એ તો સિદ્ધ વસ્તુ છે એલોપથિક દવાઓ બનાવનારાઓ પણ આયુર્વેદિક દવાઓ બનાવીને વેચવા લાગ્યા છે એ હકીકત જ આયુર્વેદિક દવાઓની લોકપ્રિયતા કે આકર્ષકતાનો પુરાવો છે

હજી પ્રાચીન પરપરાના કેટલાક વૈદ્યોને ઔષધક્રિયા આવડે છે અને તેઓ પોતાના ઉપયોગ પુરતી જાતે બનાવી લે છે, પણ નવા આયુર્વેદિક વિદ્યાલયોમા વૈદ્યક શીખેલા અને લોકલ બૉર્ડ, મ્યુનિસિપાલિટી વગેરેના ધર્માર્થ દવાખાનાઓમા કામ કરતા નવા વૈદ્યો ઔષધક્રિયાનો અભ્યાસ વિદ્યાર્થી અવસ્થામા કરેલો હોવા છતા અવકાશના અભાવના કારણે કે એ પોતાનુ કાર્ય નથી એમ ગણીને પણ મોટે ભાગે તૈયાર દવાઓ બહારથી મગાવીને વાપરે છે છતા હજી આયુર્વેદિક ઔષધો બનાવનારાઓના માલનો મુખ્ય ગ્રાહક વર્ગ જનતા છે, એ હકીકત સ્વીકારવી પડશે જેમ એલોપથિક દવાઓ—પેટટ નહિ પણ શાસ્ત્રીય (બી પી, બી પી સી) દવાઓના દાક્તરો મુખ્ય ગ્રાહક છે તેમજ આયુર્વેદિક દવાઓના વૈદ્યો ગ્રાહક હોય એમ શા માટે ન બને? વૈદ્યો ધીમે ધીમે તૈયાર દવાઓ લેતા થયા છે એ સ્વીકારવા છતા વૈદ્ય વર્ગમા વધારે પ્રચાર કરવો હોય તો તેઓનો પૂર્ણ વિશ્વાસ મેળવવાની જરૂર છે પોતાના ઉપયોગ પૂરતી થોડી દવા તૈયાર કરવામા કડાકૂટ-તકલીફ છે એ તો દેખીતુ છે એટલે જો એલોપથિક દવાઓ પેઠે જ વિશ્વાસપાત્ર અને અસરકારક આયુર્વેદિક દવાઓ મળવાની ખાત્રી હોય અને આયુર્વેદિક દવાઓ સબધમા પણ કાઈક પરીક્ષાની યોજના થઈ

શકે તો વૈદ્યો પણ શા માટે તૈયાર દવાઓ કારખાનાવાળાઓ પાસેથી ન મગાવે એ હુ સમજી શકતો નથી

આ વિષયમા આગળ ચાલતા વિસ્તારથી ચર્ચા કરવાનો છુ પણ પ્હેલા આ ધધાની મુશ્કેલીઓનો થોડો ખ્યાલ આપી દઉં આયુર્વેદિક દવાઓના કારખાના કાઢનારાઓને પોતાની દવાઓનુ વેચાણ ચાલુ કરતા કેવી મુશ્કેલીઓ પડી જાહેર ખબર અને સૂચીપત્રોમા કેવા કેવા ફેરફારો કરવા પડ્યા વગેરે વિગતોનુ વર્ણન કરવાની મને જરૂર લાગતી નથી આપ સૌને એ બધી બાબતો જાણીતી છે પણ વર્તમાનમા કયા ઉભા છીએ એ જોઈને આગળ ચાલીએ દવાઓના ગુણોના જાહેર ખબરને લાયક લાબા વર્ણનોને બદલે સક્ષેપમા શાસ્ત્રીય પદ્ધતિનુ ગુણ ઉપયોગનુ વર્ણન અને દવાના પાઠનો સ્પષ્ટ ઉલ્લેખ કરીને તે તે દવામા કઇ કઈ વસ્તુઓ છે અને ગ્રથોમા એના શુ ગુણો લખ્યા છે તેનુ સૂચન કરવાની આવશ્યકતા તો હવે લગભગ સર્વમાન્ય થઇ છે આવા ઉલ્લેખને પરિણામે ગુજરાત મહારાષ્ટ્રના કારખાનાની દવાઓ મદ્રાસ પજાબમા વપરાવામા કશો વાધો આવતો નથી પણ જેમ જેમ ઈતર પ્રાન્તો સાથે વ્યવહાર વધતો જાય છે તેમ તેમ એક મુશ્કેલીનો વિશેષ ખ્યાલ આવતો જાય છે આ વિશાળ દેશના ભિન્નભિન્ન પ્રાન્તોમા ભિન્નભિન્ન ગ્રથોના પાઠો વિશેષ વપરાય છે દાખલા તરીકે ગુજરાતમા શાર્ઙ્ગધર-ભાવ પ્રકાશનો, મહારાષ્ટ્રમા યોગરત્નાકરનો, બગાળામા ભૈષજ્ય રત્નાવલિનો મદ્રાસમા વૈદ્ય ચિંતામણિ સહસ્રયોગ વગેરેનો વિશેષ પ્રચાર છે અલબત્ત આ જમાનામા પુસ્તકો છપાઈ જતા તથા વૈદ્યોના સમ્મેલન વગેરે દ્વારા પરસ્પર પરિચય વધતા જૂની ઘણી દિવાલો તુટી છે અને હજી તુટતી જાય છે વળી રસયોગ સાગર અને ભારત ભૈષજ્ય રત્નાકર જેવા સગ્રહ ગ્રન્થોદ્વારા ઉપર કહેલી પ્રાન્તીય ભેદની દિવાલો તુટે છે પણ રસયોગસાગર જેવા ગ્રથથી એકજ નામ હોવા છતા પાઠો એક કરતા વધારે હોવાની વિચિત્રતા અતિ જ્વલત રૂપમા દેખાય છે દા ત અગ્નિકુમાર રસના રસયોગ સાગરમા અડતાલીશ પાઠ છે એકજ ગ્રથમા પણ એક નામના એક કરતા વધારે પાઠ મળે છે અને અગ્નિકુમાર નામ અમુક પાઠનુંજ રાખવું એવો કશો નિર્ણય કોઈ સમ્મેલનમા કે બીજા કોઇ પ્રસગે વૈદ્ય મડળે કર્યો નથી પરિણામે કોઇ એક પાઠ પ્રમાણે અગ્નિકુમાર બનાવે અને કોઈ બીજા પાઠ પ્રમાણે બનાવે એ સ્થિતિ છે અને એક વૈદ્ય પોતાના વપરાશ માટે બનાવે ત્યા તો આ સ્થિતિથી કશો હાનિ નથી પણ એક કારખાનામા એક પાઠ પ્રમાણે અને અને બીજામા બીજા પાઠ પ્રમાણે બને ત્યારે ગ્રાહકને જુદા જુદા કારખાના પાસેથી જુદા જુદા રૂપરગની જુદી જુદી કિંમતની અને

અસરમાં પણ ફેરફારવાળી દવા એકજ નામથી મળે એવી સ્થિતિ થાય છે આ સ્થિતિ બીલકુલ ઇચ્છવા યોગ્ય નથી આવી દવાઓ બનાવનાર ઉપર લોકોને અવિશ્વાસ આવવાનો સભવ છે તેને ગૌણુ ગણીએ પણ આયુર્વેદની અપ્રતિષ્ઠા થાય છે, વિરોધીઓને "તમારૂ આયુર્વેદનુ તે કાંઇ ધોરણ છે?" એમ ગાળ દેવાની તક મળે છે એ સ્થિતિ સુધારવાની પૂરેપૂરી જરૂર છે

## ફાર્માકોપીઆની આવશ્યકતા

આ અનિષ્ટ સ્થિતિનો ઉપાય એકજ છે કે જેમ એલોપથિક દવાઓ માટે બ્રિટીશ ફાર્માકૉપીઆ જેવા ગ્રંથો છે તેમ આયુર્વેદિક ફાર્માકોપીઆ તૈયાર થવી જોઇએ અને તે સર્વમાન્ય થવી જોઇએ આયુર્વેદિક ફાર્માકોપીઆની આવશ્યકતા તો વૈદ્યોના ધ્યાનમા ઘણા વખતથી છે એ સબધી વૈદક માસિકોમા લખાણો આવી ગયા છે અને વૈદક સમેલનોમા ઠરાવો થઈ ગયા છે પણ હજી દિલ્હી દૂર છે! એક સર્વમાન્ય આયુર્વેદિક ફાર્માકૉપીઆ તૈયાર થતા કેટલા પગથીઆ ચઢવા પડે અને કઇ જાતના વિઘ્નોને દૂર કરવા પડે એનો વિચાર કર્યા પહેલા બ્રિટીશ ફાર્માકોપીઓનો ટૂંકો ઇતિહાસ એક ઉદાહરણ તરીકે આપની આગળ વર્ણવવા ઇચ્છુ છુ બ્રિટીશ ફાર્માકૉપીઆનો ટુકા ઇતિહાસ—છેલ્લી બ્રિટીશ ફાર્માકૉપીઆની આવૃત્તિ ઇ સ ૧૯૩૪મા પ્રગટ થઈ છે, પણ એ ઉપરથી પહેલી આવૃત્તિ કેવી હશે તેની કલ્પના ન આવે એટલી પ્રગતિ છેલ્લા બસો વર્ષમા થઈ છે બસો વર્ષ પહેલા તો બ્રિટીશ ફાર્માકૉપીઆ નામ પણ પ્રચલિત ન હતું ઇ સ ૧૭૪૯મા 'ફાર્માકૉપીઆ કૉલેજી રીગેલીસ મેડીકોરમ લંડીનેન્સીસ' નામનો ગ્રન્થ અગ્રેજીમા નહિ પણ લાટીન ભાષામા છપાયેલો છે આપણે ત્યા જેમ શિષ્ટ ગ્રન્થો સસ્કૃત ભાષામા લખાતા તેમ યુરોપમા પણ બસો વર્ષ પહેલા લાટીનમા શાસ્રીય ગ્રંથો લખવામા આવતા હતા આ જૂના ગ્રથમા ઇગ્લડના રાજાને લડનની કોલેજના ઔષધક્રિયા શાસ્ર (જેને એ વખતે Physic કહેતા) શાખાના પ્રમુખે કરેલી અરજી અગ્રેજીમા છાપી છે આ અરજીમા ફાર્માકૉપીઆના વિષય અને પ્રયોજન બને સ્પષ્ટ કહ્યા છે દવાઓ બનાવવાની રીત અને જે વજનમા અને માપમા પાઠની વસ્તુઓ લેવી જોઇએ તે વજન અને માપ આ ફાર્માકૉપીઆમા દર્શાવવામા આવે છે અને આ ગ્રથમા કહેલી રીતથી જુદી રીતે કે જુદા વજન માપ લઈને તે તે દવા કોઇ ન બનાવી શકે એવો રાજ્યમા હુકમ કરવાની વિનતિ છે આ વિનતિના જવાબમા થયેલા રાજ્યના હુકમથી ફાર્માકૉપીઆને માન્યતા મળી

આ પછી પાછો લાબો સમય પસાર થયો જે દરમિયાન વિજ્ઞાનની જુદી જુદી શાખાઓમા ઘણો વિકાસ યુરોપમા થયો હતો અને બીજી

તરફથી બ્રિટીશ સત્તાનો પણ વિકાસ થતો હતો ૧૮મી સદીમા હજી લાટીન ભાષા ઉપર જોયુ તેમ શિષ્ટ ભાષા ગણાવાનો યુગ હતો જ્યારે ૧૯મી સદીમા લાટીન ભાષા પદભ્રષ્ટ થઈ ગઇ હતી અગ્રેજી આદિ ભાષાઓનો અસાધારણ વિકાસ થઇ રહ્યો હતો અને આ બધી અસર નીચે ઇ સ ૧૮૬૪મા બ્રિટીશ ફાર્માકૉપીઆની પ્હેલી આવૃત્તિ પ્રગટ થઈ તે પ્હેલા ઇગ્લડ, સ્કૉટલડ અને આયર્લૅડ એ ત્રણ દેશની જુદી જુદી ફાર્માકૉપીઆ પ્રચલિત હતી અને તે કૉલેજ ઑફ ફીઝીશ્યન્સ તરફથી તૈયાર થઇને બ્હાર પડતી હતી આ ત્રણે ય ફાર્માકૉપીઆમા નામ, વજન, માપ વગેરે બાબતમા કેટલોક તફાવત હતો, પણ ઇ સ ૧૮૫૮મા પાર્લામેટમા પસાર થયેલા મેડીકલ એક્ટને અનુસરી ધ જનરલ કાઉસિલ ઑફ મેડીકલ એજ્યુકેશન અને રેજીસ્ટ્રેશન ઑફ ધી યુનાઇટેડ કીંગ્ડમ એ સસ્થાએ પુષ્કળ શ્રમ લઈને તથા પ્હેલા પ્રચલિત ત્રણે ય ફાર્માકૉપીઓનુ તારણ કરીને બ્રિટીશ ફાર્માકૉપીઆ નામનો ગ્રથ બ્હાર પાડયો આ ગ્રથમા બે વિભાગ છે (૧) મેટીરીઆ મેડીકા અને ( ) પ્રીપરેશન્સ અને કપાઉડ્સ પ્હેલા વિભાગમા વસ્તુનુ શાસ્ત્રીય અથવા લાટીન નામ, અગ્રેજી નામ, રૂપવર્ણન, બનાવટોનો નિર્દેશ, અને પરીક્ષા એટલુ હોય છે આ ૧૮૬૪ની આવૃત્તિમા માત્રા નથી પછી બીજા વિભાગમા બનાવટનુ લાટીન નામ, અગ્રેજી નામ, તે તે બનાવટમા આવતી વસ્તુઓના વજન કે માપ અને તૈયાર કરવાની રીત એટલુ છે આમા માત્રા નથી તેમજ પરીક્ષા પણ નથી ૧૮૬૪ પછી ૧૮૬૭મા બીજી આવૃત્તિ બ્હાર પડી પછી ઇ સ ૧૮૭૧મા એનો વધારો બ્હાર પડયો અને ૧૮૮૫મા ત્રીજી આવૃત્તિ બ્હાર પડી જેમા મેટીરીઆ મેડીકા અને પ્રીપરેશન્સ એવા બે ભાગો કાઢી નાખવામા આવ્યા, માત્રા ઉમેરવામા આવી અને પરીક્ષામા કાઇક ઉમેરો થયો પણ તે પછીના પચાસ વર્ષમા ભાગ્યે–કલ્પી ન શકાય એટલી પ્રગતિ થઈ ૧૮૮૫ કરતા ૧૮૯૮ની આવૃત્તિમા મોટા ફેરફારો થયા, ૧૮૯૮ કરતા ૧૯૧૪ની આવૃત્તિમા અને ૧૯૩૪ની આવૃત્તિમા એથી પણ વધારે ફેરફારો થયા છે પરીક્ષાની પદ્ધતિ વધારે સૂક્ષ્મ અને વધારે ચોક્કસ થઇ છે એ ખાસ જોવાનુ છે બીજી વસ્તુ જે ફાર્માકોપીઆના આ ઐતિહાસિક અવલોકનમાથી આપણને દેખાય છે તે એ છે કે ઘણી જૂની દવાઓ વપરાશમાથી નકામી અથવા ઓછી ગુણકારી લાગવાથી નીકળી ગઈ છે અને ઘણી નવી તદ્દન અશ્રુતપૂર્વ વસ્તુઓ દાખલ થઈ છે

## ફાર્માકાપીઆની પૂર્વ તૈયારી

હવે આપણે ફાર્માકૉપીઆની આવશ્યકતા સ્વીકારીએ અને મને લાગે છે કે એ બાબતમા તો મતભેદને અવકાશ જ નથી, તો આપણે પૂર્વ

તૈયારી શું કરવી પડશે તે વિષે મારા વિચારો હું આપને જણાવીશ અલબત્ત આ અને આ સબંધી બીજી બાબતોનો છેવટનો નિર્ણય સંમેલનને નીમેલી કમિટી દ્વારા જ થઈ શકે મારા આ વિચારો તો માર્ગદર્શક થઈ શકશે તો મને સંતોષ થશે

## દ્રવ્યગુણશાસ્ત્ર અને ફાર્માકોપીઆ

બ્રીટીશ ફાર્માકોપીઆનો જે ટુંકો ઇતિહાસ કહ્યો તે ઉપરથી એ રસ્તે ચાલવામાં આપણને પ્હેલી મુશ્કેલી કઈ નડશે તેનો ખ્યાલ આવશે જૂની ફાર્માકોપીઆમાં જે મેટીરીઆ મેડીકાનો વિભાગ પાડેલ છે તે વિભાગ એટલે દ્રવ્યગુણશાસ્ત્રનો વિભાગ પ્હેલો નિશ્ચિત થવો જોઇએ એમાં પણ જૂના નિઘંટુઓમાં એક દ્રવ્યના અનેક નામો મળે છે અને એક જ નામના અનેક અર્થ થાય છે, એ સ્થિતિના ઐતિહાસિક કારણોમાં ઉંડા ઉતરવાની અહીં જરૂર નથી પણ હવે આપણે એક દ્રવ્યનું એક જ નામ એનો નિર્ણય કરી એક કમિટી દ્વારા નિઘંટુઓમાં કહેલા અનેક નામોમાંથી કયું રાખવું એનો નિશ્ચય કરવો જોઇએ પ્હેલું પગથીયું જ એ છે નિઘંટુઓમાં અનેક નામો છે તે ભલે રહે એ નામોનો તે તે દ્રવ્યની ઓળખાણમાં જે ઉપયોગ છે તે ઉપયોગ ભલે થયા કરે પણ ભાવિ પ્રગતિ માટે એક દ્રવ્યનું એક નામ અને એ નામથી એ શિવાય બીજું દ્રવ્ય ન ઓળખાય એવો નિર્ણય કરવો પડશે આથીયે વધારે અઘરી વાત તો દ્રવ્યો ના નિર્ણયની છે રાસ્ના આદિ અતિ વપરાતા દ્રવ્યો પણ હજી સંદિગ્ધ ગણાય છે સંદેહના કારણોમાં ઉંડા ઉતરવાની જરૂર નથી પરંતુ પ્રાંતિક ભેદ મોટું કારણ છે ગમે તેવા વિઘ્નોને પણ દૂર ખસેડીને આપણે આયુર્વેદિક ચિકિત્સામાં વપરાતા દ્રવ્યોને નિશ્ચિત કરવા પડશે વનસ્પતિ દ્રવ્યો અને ખનિજ દ્રવ્યોના નમુનાઓ એકઠા કરી આ નમુનાની વસ્તુ તેજ હવે અખિલ ભારતીય વૈદ્યોની રાસ્ના અને અમુક નમુનાનો ખનિજ પદાર્થ તેજ રસક-ખાપરીયું એવો નિર્ણય કરવો પડશે જૂના નિઘંટુઓમાંથી કેટલા દ્રવ્યો અસંદિગ્ધ અને ચોક્કસ અસરકારક હોવાથી સંગ્રહવા અને કયા સંદિગ્ધ હોવાના કારણથી કે અસરકારક ન હોવાના કારણથી આ નવા ફાર્માકોપીઆ માટેના નિઘંટુમાં ન લેવા તેનો નિર્ણય કરવો પડશે વળી જૂના નિઘંટુઓમાં ન હોવા છતાં ગ્રામ્ય લોકોમાં કે જંગલી લોકોમાં કોઈપણ પ્રાંતમાં વપરાતા અતિ ઉપયોગી દ્રવ્યો તથા અન્ય પદ્ધતિઓમાંથી અનિવાર્ય આવશ્યકતાવાળા લાગતા દ્રવ્યો કયા કેટલા લેવા તેનો પણ નિર્ણય કરવો પડશે અને આ રીતે જેટલા દ્રવ્યો લેવાના ઠરે તેના સ્વરૂપનું તથા પરીક્ષાનું બરાબર લાગુ પડતું વર્ણન લખવું પડશે

આ રીતે દ્રવ્યગુણશાસ્ત્રવાળો વિભાગ તૈયાર થયા પછી જ યોગસંગ્રહનો વિભાગ તૈયાર થઈ શકશે એ આ વિષયના વિચારકોએ ભૂલવાનુ નથી

## યોગ સંગ્રહના સામાન્ય નિયમો

યોગસંગ્રહમા પણ એક નામનો એક જ યોગ એ નિયમ તો આવશ્યક છેજ અત્યારે એક નામના અનેક પાઠો એ સ્થિતિ હોવાથી એક જ નામની દવા પણ જુદી જુદી દામસીમાથી ભિન્ન ભિન્ન રૂપ રંગ અને સ્વાદવાળી અને કિંમતમા મોટા ફેરવાળી મળે છે એ અનિષ્ટ દૂર કરવા માટે ૫ કે ૫૦ પાઠો એક નામના ગ્રંથોમા હોય પણ તેમાથી આ ગ્રંથમા એક જ પાઠ લેવો જોઈએ બાકીના પાઠ તે તે જૂના ગ્રંથોમા અથવા ભ્ યોગ સાગર જેવા ગ્રંથોમા ભલે રહે પણ આ સંમેલન સંપાદિત યોગ સંગ્રહમા તો એક નામનો એક જ પાઠ પછી દરક યો । નીચે એની બનાવટની રીત લખવી જોઈએ આ વિષયમા જરા વિસ્તારથી કહેવાની મારે ઇચ્છા છે

સામાન્ય રીતે દવા ખાઈ શકાય એવી, સહેલાઈથી પચે તેવી, વા લેવામા નડે નહિ એવા સ્વાદવાળી અને બને તેટલો લાંબો વખત ટકી રહે એવી હોવી જોઇએ, એમ કહી શકાય આથી પણ આગળ વધીને દવાને સ્વાદિષ્ટ બનાવી શકાય તો વધારે સારુ દવાઓના નવાહી રૂપો શરીરમા તે તે દવાનુ ગુણકારી તત્ત્વ સહેલાઈથી મળી જાય એ હેતુથી યોજાયા છે ત્યારે ગોળી, ટીકડીની યોજના દવાનુ પ્રમાણ સહેલાઈથી જાળવી શકાય અને ખાવામા ઘણીવાર ગળી જવામા સહેલુ પડે એ હેતુથી થઈ છે આપણા આસવો, ભસ્મો વગેરે જૂના થાય તો પણ તેનો ગુણ જળવાઇ રહે છે એ પ્રસિદ્ધ છે

## ફાર્માકોપીઆના કાર્યની રૂપરેખા

આયુર્વેદમા જુના કાળથી ચૂર્ણ કવાથ, ગુટિકા અવલેહ, આસવ, ભસ્મ, વગેરે બનાવટો પ્રચલિત છે તે દરેકની જૂના ગ્રંથોમા જે પદ્ધતિ મળે છે તથા અત્યારે જુદા જુદા પ્રાંતોમા—જુદી જુદી દામસીઓમા જે પદ્ધતિ પ્રચલિત હોય તેનો વિચાર કરીને એક કમિટિદ્વારા પ્રસ્તુત ગ્રંથ માટે સામાન્ય પદ્ધતિ નક્કી કરવી પડશે, અને પ્રત્યેક યોગની બનાવટ વિગતવાર આ ગ્રંથમા લખવી પડશે અને આવા વિષયમા તર્કથી નિર્ણય થઈ ન શકે એટલે જેટલા યોગો આ સંગ્રહમા લેવાનુ ઠરાવવામા આવે તેટલા યોગો નમુના દાખલ તૈયાર કરી જોવા પડશે અલબત્ત આ પદ્ધતિ અત્યારે આપને ઘણી દીર્ઘસૂત્રી અને અતિ શ્રમસાધ્ય લાગશે પણ બ્રીટીશ ફાર્માકોપીઆ આ રીતે તૈયાર થયેલ છે વળી પહેલીવાર ઘણી મુશ્કેલીઓ નડશે ડગલે ને પગલે મતભેદો ઓળગવા પડશે પણ એકવાર એ બધુ થઈ ગયા પછી સરલતા થઇ જશે

## ચાલુ બનાવટોમા ફેરફારનો વિચાર

આ બાબતમાયે એક બે મોટી બાબતો અહીં ચર્ચવા ઇચ્છુ છુ બાકી વિગતોની ચર્ચા તો કમિટીમા થાય એજ યોગ્ય છે એક બાબત તો ચાલુ બનાવટોમા ફેરફારના વિચારની છે દાખલા તરીકે ગુટિકા–ગોળીના પ્રકારમા જે ગોળીઓમા ગુગળ, સાકર કે કાથો કે એવુ કાઇ હોય તે ગોળીઓ તો બરાબર બને છે પણ જેમા એવુ કાઇ ન હોય તે જલદી ભાગી જાય છે આ માટે જે ગોળીઓમા ગ્રન્થોક્ત પાઠમા એવુ કાઈ ન હોય તેમા ગોળી બનાવવા માટે જ શુ ઉમેરવુ તેનો સામાન્ય નિર્ણય આપણે કરવો પડશે બીજો દાખલો ઘૃત તૈલોનો—ઘૃત અને તેલમા કેટલાક ખાવાના છે અને કેટલાક ઉપર લગાડવાના છે જે ઉપર લગાડવાના છે તેની બનાવટ ગ્રન્થોમા ખાવાના ઘૃત તલથી જુદી જાતની ભલે ન હોય પણ એ દવાઓની અસરનો વિચાર કરીને એમા થોડો ફેરફાર કરવો જોઇએ એવો મારો મત છે પ્રાત સ્મરણીય ઝંડુ ભટ્ટજીએ જામનગરમા નીચેનો ફેરફાર કર્યો હતો તેઓએ જાત્યાદિ ઘૃતમા પાઠના બધા દ્રવ્યોનુ બારિક ચૂર્ણ કરી ઘીમા મેળવી લીધુ હતુ પણ એ ઘીને પકાવ્યુ નહતુ હવે શાર્ઙ્ગધરમા જાત્યાદિ ઘૃતમા વસ્તુઓનો કલ્ક મેળવી પકાવવાનુ લખ્યુ છે, પણ કાસીસાદિ ઘૃતમા પકાવવાનુ નહિ પણ તડકામા રાખી મુકવાનુ લખ્યુ છે અને ઝંડુ ભટ્ટજીએ કાસીસાદિઘૃતવાળી રીત જાત્યાદિ માટે પણ અસરકારક માની તથા તે પછી એ રીત જ ચાલુ રહી છે

મારી કહેવાની મતલબ એ છે કે વૃદ્ધ વૈદ્યોને હાથે આવા ફેરફારો થયા છે અને થાય છે આ ફેરફારોનો પૂરો લાભ આપણે લેવો જોઇએ એટલુ જ નહિ પણ આપણે કયા કેવો ફેરફાર કરવાની જરૂર છે તે પણ વિચાર કરવો જોઇએ એક દાખલો આપુ છુ શાર્ઙ્ગધરોક્ત નારાયણતેલમા દુધ પુષ્કળ છે આ દુધનો ગુણ જે પદ્ધતિ તેલ કરવા માટે ગ્રન્થમા કહી છે તે પદ્ધતિ પ્રમાણે તયાર કરવામા વધારે જળવાય છે કે કોઇ બીજી રીતે એ જોવુ જોઇએ

ઘી તેલના પાક વિષે જે સૂચનો ગ્રન્થોમા છે તેનો વિચાર કરી તથા અનુભવીઓના અનુભવનો લાભ લઇ નિર્ણય કરવો જોઇએ

એજ રીતે આસવ અરિષ્ટને કયારે બરાબર તૈયાર થઈ ગયા ગણવા તેમજ યોગ્ય રીતે તૈયાર થયાની પરીક્ષા શુ? કયા આસવને બગડી ગયેલો ગણવો અને આસવ તરીકે ન વાપરવો વગેરે પરીક્ષા નિશ્ચિત કરવાની જરૂર છે તેમજ અવલેહના ઘણા પાઠોમા ગળપણ હોય છે અને તેને લીધે ઘણા અવલેહો, હાલમા જે રીતે બનાવાય છે તે રીતે બનાવતા અમુક વખત

પછી બગડી જાય છે કે તેના ઉપર ફુગ ચડે છે અવલેહો બગડે નહિ એટલો ફેરફાર ચાલુ રીતમા કરવાની જરૂર છે જ

રસો (કુપ્પીપક્વ નહિ) પારદ ગધક કે રસસિંદુર-ચન્દ્રોદય મેળવીને તૈયાર કરવામા આવેલા ચૂર્ણરૂપ કે ગોળીરૂપ યોગોને રસયોગ કહીએ છીએ આ યોગોમા જે પારં છે, તે તેના યોગવાહી ગુણને લીધે છે એવો એક ખુલાસો છે પણ મને ઔષધક્રિયાની દૃષ્ટિથી જોતા એમ લાગે છે કે વનસ્પતિજ ય ઔષધોના મિશ્રણો અમુક વખતે સડી જાય છે પણ જો એ સાથે પારો મેળવ્યો હોય તો એ ચૂર્ણ સડે નહિ અને તેનો ગુણ જળવાઈ રહે આ રીતે જોતા લાબો વખત સુધી ગુણ જાળવી રાખવા માટે આ યોજના કદાચ કરી હોય એવો મારો તર્ક છે

ભસ્મોનો પ્રશ્ન ઘણો વિકટ છે શતપુટી, સહસ્રપુટી ભસ્મોના ભાવમા ઘણો ફેર હોવા છતા અમુક શતપુટી છે કે સહસ્રપુટી, એની પરીક્ષા કાઈ નથી પુટ સખ્યાના પ્રશ્નને બાજુ ઉપર રાખતા પણ ભસ્મની પરીક્ષા શી? ભસ્મ નિરૂત્થ હોવી જોઇએ એવી માન્યતા છે પણ નિરૂત્થ એટલે શું? આધુનિક વિજ્ઞાનની મદદથી આ નિરૂત્થ પરીક્ષાનુ સ્પષ્ટીકરણ કરવુ પડશે વારિતર પરીક્ષા પણ અસદિગ્ધ નથી વળી ભસ્મીકરણ માટે અનેક વિધિ ગ્રથોમા કહેલ છે તેમાથી અમુક એકને શ્રેષ્ઠ ઠરાવી યોગ સગ્રહમા એક ધાતુની ભસ્મ માટે અમુક એકનો જ સ્વીકાર કરવો પડશે ઉપલબ્ધ ગ્રથોમા કાળક્રમે નવી નવી પ્રક્રિયાઓ દાખલ થઈ છે, અને હજી પણ કોઈ તદ્દન નવી પ્રક્રિયાને અવકાશ છે કે નહિ તે પ્રશ્ન પણ વિચારવો પડશે

કુપ્પીપક્વ રસો માટે પણ અગ્નિનુ માપ, તૈયાર રસની પરીક્ષા, મકરધ્વજ વગેરેના સુવર્ણનુ શુ કરવું? વગેરે વિચારણીય પ્રશ્નો છે

અર્ક-યુનાનીમા આ બનાવટ વધારે છે આયુર્વેદમા કદાચ એમાથી દાખલ થઇ છે હવે અર્ક ખેચવાની ક્રિયાથી બધા દ્રવ્યોમા સરખુ પરિણામ નથી આવતુ જે દ્રવ્યોમા ઉડે એવા તેલો હોય તેમાથી પાણી સાથે તેલ નીકળી આવે પણ બીજામા માત્ર પાણી મળે આ વસ્તુ ઉપર વિચાર કરીને અર્કો કયા રાખવા કયા ન રાખવા એ વિચારવાની જરૂર છે દારૂમાથી અર્ક ખેચવાના પ્રશ્નની તો અહીં ચર્ચા કરવાની જરૂર નથી, સરકારી એકસાઇઝ કાયદાની મર્યાદામા એ પ્રશ્ન આવે છે

આયુર્વેદિક સવ બનાવટોનુ અવલોકન કરવાની ઇચ્છા કે આવશ્યકતા નથી જેમા મને થોડી નમુના રૂપ સૂચના કરવાની જરૂર લાગી તેનું જ દિગ્દર્શન કર્યું છે બાકી તો મે સૂચવેલી કમિટીમા ઘણી વિગતવાર ચર્ચા કરવી પડશે

ઉપર નમુના દાખલ કહ્યું છે તેમ ચાલુ બનાવટોની રીતોનો પાઠોના પ્રમાણનો અને સૌથી વધારે તો તૈયાર દવાની પરીક્ષાનો વિચાર કરવો પડશે

**નવી બનાવટો દાખલ કરવા સંબંધી વિચાર**

આ ઉપરાંત નવી બનાવટો કાંઈ દાખલ કરવી કે નહિ એ પ્રશ્ન વિચારવાનો છે જૂના કાળમાં વૈદ્યોએ આ દિશામાંયે નવા માર્ગો ગ્રહણ કર્યાં છે, એ તો ઐતિહાસિક હકીકત છે વળી ટીકડીનું વર્ણન જૂના ગ્રન્થોમાં નથી છતાં અમારે ત્યાં જામનગર રસશાળામાં લાકડામાં પાડેલા ખાડાઓમાં ઢાળી પાચનની ટીકડી કે થેપવી બનાવતા વળી કેટલીક બનાવટો તો લોક વ્યવહારમાં ચાલુ થઈ ગઈ છે દાખલા તરીકે શરબતો તો હવે આપણે નવા યોગ સંગ્રહમાં **શરબતો** શા માટે દાખલ ન કરવાં?

અહીં મને જે બનાવટો દાખલ કરવાની જરૂર લાગે છે તેની યાદી રજુ કરૂં છું, અલબત્ત છેવટનો નિર્ણય તો કમિટી દ્વારા થશે

**મલમ**–આયુર્વેદમાં બહારના ઉપયોગ માટે ઘી તેલ જ વપરાય છે પણ યૂનાનીમાં અને એલોપથીમાં મલમો છે લોકોમાં પણ મલમો પ્રચલિત છે મુંબઈમાં એક હકીમ એના મલમોથી જ પ્રખ્યાત છે

**લીનીમેન્ટ**–તેલ ઘી જ લીનીમેંટ તરીકે પણ વપરાય છે પરંતુ એ બનાવટને મલમ પેઠે જુદું સ્થાન આપવું યોગ્ય છે

**સોગઠી**–(સપોઝીટરી)–આ બનાવટ પણ લોકપ્રચલિત છે ગુદામાં રાખવાની યોનીમાં રાખવાની સોગઠીઓ પ્રચલિત છે આ બનાવટને પણ સ્થાન આપવું પડશે

**વટી–લોઝન્જીસ**–જે ટીકડી સ્વાદથી ખાઈ શકાય અથવા મોઢામાં રાખી જેનો રસ ઉતારી શકાય તેવી બનાવટ લોઝેન્જીસ ઉધરસની લોઝેન્જીસ આવે છે એ પ્રસિદ્ધ છે આપણે એ પ્રકારને પણ અપનાવવો જોઈએ

**રસક્રિયા**–રસક્રિયાનો વિધિ ગ્રંથોમાં છે પણ ગળો–ગુડૂચીની રસક્રિયા બનાવીને તેની ગોળીઓ બજારમાં મુકવાનું કાર્ય તો મારા ધારવા પ્રમાણે જામનગર રસશાળાએ શરૂ કર્યું આ રીતે બીજી વસ્તુઓની પણ રસક્રિયા થઈ શકે જામનગર રસશાળાનો આ દિશામાં પ્રયત્ન સફળ ન થયો પણ આપણે નવેસરથી વિચાર કરવાની જરૂર છે

**સત્ત્વ**–અત્યારે ફક્ત ગળોનું સત્ત્વ પ્રચલિત છે આ સત્ત્વમાં ગળોના ગુણો કેટલે અંશે આવે છે એ પ્રશ્ન પણ વિચારણીય છે વળી બીજા કોઈ દ્રવ્યો સત્ત્વ કાઢવા યોગ્ય છે કે નહિ એ પ્રશ્ન પણ વિચારવા યોગ્ય છે એલોપથીની રીતે કાઢેલા સત્ત્વો આલ્કોઈડનો આયુર્વેદિક ઔષધિ સંગ્રહમાં સમાવેશ કરવો કે નહિ એ પણ વિચારવું જોઈએ

**ક્ષારો અને દ્રાવો**—આ પણ મોટુ ક્ષેત્ર છે ગ્રંથોમા ક્ષારોનો જેટલો ઉપયોગ છે તેટલો અત્યારે વ્યવહારમા નથી વળી અત્યારે જે રીતે આપણે બનાવીએ છીએ તે રીતે તૈયાર થતા જુદા જુદા દ્રવ્યોના ક્ષારોમા શુ ફેર છે તેની તપાસ થવી જોઇએ અને એ રીતમા કાઈ ફેરફાર કરવાની જરૂર છે કે નહિ તે વિચારી જોવુ જોઈએ દ્રાવનો પણ થોડો ઉપયોગ પાછળના ગ્રંથોમા થયો છે અને શખદ્રાવ તો ઠીક પ્રચલિત છે પણ દ્રાવનુ વિશાળ ક્ષેત્ર હજી અણખેડાયેલુ છે

ભાઈઓ, આપણા ધંધાની પ્રગતિની બાબતમા મને જે વિચારો આવે છે તે ટુકામા અને નમુના દાખલ આપની આગળ રજુ કર્યા છે મે તો ફક્ત દિશા જ દર્શાવી છે અને તે પણ એક જ વિષયમા જે બનાવટો જૂના કાળથી આયુર્વેદિક વૈદ્યકમા પ્રચલિત છે તેમા કેવા ફેરફારો કરવાની જરૂર મને લાગે છે, અને કઈ કઈ નવી બનાવટો વ્હેલી મોડી પણ આપણે દાખલ કરવી જોઇએ એની સૂચના મે કરી છે એ ઉપરાત બ્રીટીશ ફાર્માકોપીઆ જેવો પ્રમાણભૂત ગ્રંથ તયાર કરવાની જરૂર છે એ બાબતમા બ્રીટીશ ફાર્માકોપીઆનો ઇતિહાસ ટુકામા મે આપને કહ્યો હવે આપણે પ્હેલા પ્રાતીય યોગ સગ્રહો તૈયાર કરવા અને દશેક વર્ષના અનુભવ પછી અખિલ ભારતીય યોગ સગ્રહ તૈયાર કરવો કે પહેલેથી જ અખિલ ભારતીય યોગ સગ્રહની તૈયારી કરવી એનો આપણે નિર્ણય કરવો પડશે ફાર્માકોપીઆ માટે દ્રવ્યોની યાદી તૈયાર કરનારી અને યોગોની યાદી તૈયારી એવી બે કમિટી તો શરૂઆતમા જ નીમવી જોઈએ

પછી ભિન્ન ભિન્ન બનાવટનો વિધિ નિશ્ચિત કરનારી કમિટી અને પરીક્ષા શોધક કમિટી નીમવી પડશે પણ આ વર્ષે કેટલુ કામ કરવુ અને આવતા વર્ષ માટે શુ રાખવુ એનો વિચાર કરીને પચ વાર્ષિક કે એવી કાઈ યોજના કરીને કામ શરૂ કરશુ તો જ આપણે કાઇક કરી શકશુ, નહિ તો વાતો તો ઘણા વર્ષોથી થાય છે

અહીં એક ખુલાસો પણ કરવા ઈચ્છુ છુ ફાર્માકોપીઆ જેવા પ્રમાણભૂત ગ્રંથ પ્રમાણે બધી દવાઓ બનવા માડે અને એના પાઠો તો સર્વને સુલભ હોઈને સહુ એ દવાઓ બનાવી શકે પછી એમા કમાણી શુ ? એવો પ્રશ્ન આપણા જેવા ઉદ્યોગ અને વ્યાપારમા પડેલા માણસો માટે સ્વાભાવિક છે પણ બ્રીટીશ ફાર્માકોપીઆ આટલા વર્ષોથી પ્રસિદ્ધ હોવા છતા એ પ્રમાણે તૈયાર થતી દવાઓને ફાર્મસીઓ બનાવે છે અને વેચે છે મતલબ કે થોડો પણ નફો રહેજ, અને એ ઉપરાત જેમા વધારે નફો હોય છે એવી પેટટ દવાઓ તદ્દન બધ થવાની નથી બ્રીટીશ ફાર્માકોપીઆ હોવા છતા મોઘા એલોપથિક પેટટો પુષ્કળ વેચાય છે, તેમજ આયુર્વેદિક પેટટો પણ વેચાશે એટલુ જ નહિ પણ શાસ્ત્રીય દવાઓ

જેના તરફથી ખાત્રી લાયક મળશે તેની પેટન્ટ દવાઓ તરફ પણ લોકો વિશ્વાસની નજરે જોશે મારી કહેવાની મતલબ એ છે કે ફાર્માકોપીઆથી ધધાને નુકસાન થવાની બીક પણ કોઈએ રાખવાની જરૂર નથી

હવે આપનો વધારે વખત લેવાની ઇચ્છા નથી શરૂઆતમા જ મે કહ્યુ છે તેમ મને બોલવાની નહિ પણ કામ કરવાની ટેવ છે છતા આપે સૌએ મને ધીરજથી સાભળ્યો એ ને હુ આપની મહત્તા માનુ છુ અને આશા રાખુ છુ કે આપણે સૌ ધધાદારી વ્યવહારૂ માણસો છીએ તો આ પ્રસગે આપણા સ્વત્વને શોભે એ રીતે કાઈક કાર્ય કરીને અથવા ભાવિ કાર્યની સુઘટિત યોજના તૈયાર કરીને છુટા પડશુ અને એ રીતે આપણા ઉપર નિ ભા વૈદ્યસમ્મેલનની સ્વાગત સમિતિએ મુકેલા વિશ્વાસને સાથક કરશુ એવી આશા રાખુ છુ

છેવટ મને આ સ્થાને નિયોજવા માટે સ્વાગત સમિતિનો અને નિભાવી લેવા માટે આપ સૌનો ઉપકાર માનુ છુ અને આપણી આ પ્હેલી બેઠક સપૂર્ણ રીતે સફળ થાય એવી ભગવાન ધ વ તરિ પાસે પ્રાથના કરૂ છુ



# નાગપુરનુ ૨૭મુ નિ ભા વૈદ્યસમ્મેલન

ઈ સ ૧૯૩૮ના એપ્રીલની તા ૧૫ થી ૧૮મી સુધી નાગપુરનુ નિ ભા વૈદ્યસમ્મેલન ભરાઇ ગયુ એ સમ્મેલનનો જે કાર્યક્રમ પ્હેલા પ્રસિદ્ધ થયો હતો તે પ્રમાણે બધુ બરાબર પાર ઉતર્યુ

સમ્મેલનનો રિપોટ લેવાની સ્વાગત સમિતિ તરફથી ખાસ વ્યવસ્થા ન હતી મધ્ય પ્રાતના આરોગ્યમત્રી પ શ્રી દ્વારકાપ્રસાદમિશ્રના ઉદ્દ્ઘાટન પ્રસગના મગલ પ્રવચનનો સાર સ્થાનિકપત્રોમા તથા ક્રોનીકલ જેવામા છપાયો, તે મત્રીની વાણી હોવાને લીધે આ સિવાય સમ્મેલન કાર્યાલયના પ્રધાનમત્રી પોતાના સહાયકને રિપોટ લેવાનુ કહ્યા કરતા હતા, અલબત્ત એ સૂચનાનો કેવી રીતે અમલ થતો હતો એ મે જોયુ છે અને વધારે વિગતવાર રિપોટ લેવો એ શક્ય જ ન હોતુ આ સ્થિતિમા વૈ સ પત્રિકામા કે બીજા વૈદ્ય- સામયિકોમા કોઈની પ્રબલતર યાદ દાસ્તના બળથી વધારે વિગતો પ્રગટ થશે અને એમા કાઈ ઉતારવા જેવુ હશે તો પાછળથી એનો લાભ લેવાશે પણ અત્યારે તો નાગપુરના સમ્મેલનની જે છાપ મારા ચિત્ત ઉપર પડી છે તેનુ રગમા આછુ શબ્દ ચિત્ર રજુ કરીને સતોષ માનુ છુ

સાંભળવા પ્રમાણે સંમેલનમાં ત્રણસો પ્રતિનિધિઓ હતા, જેમાં મોટો ભાગ તો મધ્યપ્રાંત અને વરાડનો હતો. પણ બહારના પ્રતિનિધિઓની સંખ્યા પણ ઠીક ગણાય એવી હતી. પંજાબથી પતીઆલાના રાજવૈદ્ય સંમેલનના જૂના સ્તંભોમાંના એક શ્રી રામપ્રસાદજી તથા તેના પુત્ર શ્રી શિવશર્મા, મદ્રાસથી વૈદ્ય માધવ મીનન અને તેના સાથી, સિંધથી વનરાજ પં. સુખરામદાસ ટી. ઓઝા અને વૈદ્ય ગોપાળજી કુંવરજી ઠક્કુર, સંયુક્ત પ્રાંતમાંથી પ્રધાન મંત્રી કવિરાજ પ્રતાપસિંહ શર્મા અને તેના સહાયક તો હોય જ. પણ બીજાએ બેચાર હતા. નિઝામ સ્ટેટમાંથી આવેલા એક વૈદ્યની તો તેના ભાષણથી ઓળખાણ થઈ, બાકી વધારે હોય તો ખબર નથી. પણ મધ્ય પ્રાંત અને વરાડને બાદ કરતાં મહારાષ્ટ્ર અને ગુજરાત બે પ્રાંતોના વૈદ્યોની સંખ્યા ઠીક દેખાતી હતી. મધ્યપ્રાંતને ગુજરાત એટલો નજીક ન ગણાય છતાં અમદાવાદથી પાંચેક વૈદ્યો, વડોદરાથી એક, છેક પ્રાગપરા (કાઠીઆવાડ) થી એક અને સુરતથી ચાર પાંચ એ રીતે ગુજરાતીઓની સારી સંખ્યા હતી.[1] બંગાળાનો કોઇ પ્રતિનિધિ મારા જોવામાં નથી આવ્યો. મ. મ. કવિરાજ ગણનાથસેન અધ્યાપક સંમેલનના પ્રમુખ હોવાથી આવશે જ એવી આશા હતી. પણ છેલ્લી ઘડીએ તેઓના પગે વાગેલું હોવાથી નહિ આવી શકે એવો તાર આવ્યો અને કાશ્મીર, આસામ જેવા દૂરના ભાગોમાંથી કોઈ ન આવી શકે એ સમજાય એવું છે. છતાં ટૂંકામાં નાગપુરનું સંમેલન પૂરતું પ્રાતિનિધિક હતું એમ કહેવામાં વાંધો નથી. મતલબ કે ભારતના વૈદ્યોએ આ અખિલ ભારતીય મેળાવડામાં સારી હાજરી આપી હતી. અને આ હાજરી સંમેલનના ચારે દિવસ સુધી બેઠકના સમય દરમીયાન સભાસ્થાનમાં પણ મોટે ભાગે ચાલુ હતી એ જાગૃતિની દૃષ્ટિએ ખુશી થવા જેવું છે.

## બહારની વિરલ હાજરી

વૈદ્યો સિવાય સભાસ્થાનમાં સંભાવિત ગૃહસ્થોની હાજરી વિરલ હતી એમ કહેવું પડશે. કોઇ કોઈ સંમેલનમાં દા. ત. અમદાવાદના સંમેલનમાં ખાસ કરીને પહેલે દિવસે બહારની હાજરી મોટી હતી. પણ અહીં તો પહેલે દિવસેયે—જ્યારે મધ્ય પ્રાંતના ત્રણ મંત્રીઓ, કેળવણી વિભાગના મંત્રી, આરોગ્યમંત્રી અને પબ્લીકવર્ક્સ નામંત્રી હાજર હતા અને આરોગ્યમંત્રીનું મંગલપ્રવચન અને જબલપુરના શેઠશ્રી ગોવિંદદાસનું સ્વાગત પ્રવચન જેવો આરંભનો આકર્ષક કાર્યક્રમ હતો ત્યારે પણ બેક દાક્તરો જેમાંના એકને

૧ ગુજરાતના વૈદ્યોનાં નામો લખવાની ઇચ્છા રોકવી પડે છે. કારણ કે ત્યાં પૂછી ને લખી નથી લીધાં અને યાદદાસ્ત ઉપરથી લખવા જતાં કોઇ નામ ભૂલી જવાય એવો સંભવ છે.

તો મધ્યપ્રાન્તની સરકારે ત્યાં દાખલ કરવા ધારેલા રજીસ્ટ્રેશન બિલ માટે નીમેલી કમિટીમાં નીમાયા છે શ્રી વીરેન્દ્રરાય મહેતા નાગપુર ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના એન્જીનીઅર, જેઓ એક વિભાગના સ્વાગતાધ્યક્ષ હતા, જો કે એમની નિયમિત હાજરી તો એમની ભારતીય સંસ્કૃતિ વિષયક ઉંડી રસવૃત્તિ પ્રેરિત હતી અને ૫-૭ બીજા સંભાવિત ગૃહસ્થો, એટલી જ બહારની હાજરી હતી

ઉપરની હકીકત સ્વાગત સમિતિના પ્રચારકાર્યની ખામીની સૂચક જરૂર છે જો કે મે એ ત્રુટી દર્શાવવા એ હકીકત નોંધી નથી વળી બહારની હાજરી હમેશા ઉપકારક છે એમ પણ હું નથી માનતો, છતા જ્યારે પ્રાન્તના મંત્રીઓને બોલાવવામાં આવ્યા હતા ત્યારે શહેરના સંભાવિત ગૃહસ્થોની હાજરી આવશ્યક હતી પણ આ વિષયમાં ઉંડા ઉતરવાની જરૂર નથી વળી એગ્રીકલ્ચરલ કોલેજના જે હોલમાં સંમેલનની બેઠક રાખવામાં આવી હતી તે હોલ બહારની હાજરી વગર પણ પૂરો ભરેલો રહેતો હતો

## અમે નાગપુર પહોચ્યા

સંમેલનનો આરંભ તા ૧૫-૪-૩૮ ને રોજ પ્રાતઃકાળે આઠ બજે રાખવામાં આવ્યો હતો અને મુબઇથી નાગપુર જતી ગાડી સવારે નવવાગે નાગપુર પોચતી હતી વળી તા ૧૪ મી એ બપોરે આયુર્વેદ મહામંડળ તથા આયુર્વેદ વિદ્યાપીઠની કાર્યકારિણી સમિતિઓની બેઠક રાખવામાં આવી હતી એટલે અમે-શ્રી જુગતરામ શંકરપ્રસાદ વૈદ્ય જેઓ સિદ્ધૌષધિ નિર્માણ શાલાધ્યક્ષ સંમેલનના સભાપતિ હતા તેઓ અને હું, અમારા મુબઇના અગ્રણી આયુર્વેદમાર્તંડ વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય અને વૈદ્યરાજ વામન દીનાનાથ સાથે ૧૩મીની રાતે મુબઇથી નીકળ્યા વડોદરેથી વૈદ્યરાજ ચુનીલાલ રેવાશંકર પંડ્યા અમારી સાથે હતા અમદાવાદથી વૈદ્યરાજ રવિશંકર જટાશંકર ત્રિવેદી અને ગુજરાત પ્રાંતીય મંત્રી શ્રી મણિશંકર મૂળશંકર, પ્રાગધ્રેથી વૈદ્ય શ્રી વાસુદેવ મૂળશંકર દ્વિવેદી અને કરાચીના વૈદ્ય ગોપાળજી કુવરજી ઠક્કુર એજ ગાડીમાં હતા કલ્યાણથી પૂનાના વૈદ્ય ગણેશશાસ્ત્રી જોશી એજ ગાડીમાં આવ્યા હતા સંમેલનના પ્રમુખશ્રી વૈદ્ય પંચાનન ગંગાધર શાસ્ત્રી ગુણે પણ એજ ગાડીમાં ભેગા થયા નાગપુર સ્ટેશને નાગપુરમાં સંમેલન બોલાવનાર વૈદ્ય પં ગોવર્ધન શર્મા છાંગાણી તથા શ્રી વીરેન્દ્ર મહેતા આવ્યા હતા પ્રમુખનું સરઘસ કાઢવાની યોજના નહોતી, અમે બે ભાઈશ્રી વીરેન્દ્ર મહેતાના મહેમાન હતા પણ પ્રમુખ સહિત બાકીના સૌ મહેમાનોનો ઉતારો મહારાજ બાગમાં એગ્રીકલ્ચરલ કોલેજના મકાનોમાં હતો આ જગ્યા શહેરથી દૂર છે અને નાગપુરના સખત તાપમાં શહેરમાં જવા આવવાની અગવડનો

અભાવ પ્રતિનિધિઓને કષ્ટકારક હતો ઉતારામા હવા-પ્રકાશ-પાણી અને રહેવાની સગવડ સારી હતી પણ મહેમાનોના ખાવા પીવા માટેની વ્યવસ્થા વિષે ઘણી ફરિયાદ સાભળી છે આ જ અકમા એક વૈદ્ય ભાઈએ લખી મોકલેલા સમેલન-સ્મરણો છાપ્યા છે તેમા પણ આ ફરિયા છે

## વ્યવસ્થાની ખામી

અને એકદર ઘણી બાબતમા વ્યવસ્થાની ખામીની ફરિયાદ સાભળી છે આમા જેના ઉપર નાગપુરનું સમેલન ભરવાનો ખરો બોજો હતો તે શ્રી પ ગોવર્ધન શર્મા છાગાણીનો ગેપ હોય તે કરતા એમને યોગ્ય સહાયકો નહોતા મળ્યા, અથવા જે સહાયકો હતા તેઓને એમણે કાયની વહેચણી અને સોપણી નહોતી કરી અથવા સહાયકો તત્પર નહોતા એમ કાઇક કહેવુ પડશે ગમે તેમ હો પણ વ્યવસ્થાની ખામી હતી એ વાત સાચી ૨૭ વષનો સમેલન ભરવાનો અનુભવ મળ્યો છે એના ફળરૂપે સમેલન વ્યવસ્થાની ચોક્કસ યોજના આપણી પાસે હોવી જોઇએ અને યોજનાને યથાસ્થિત પાર ઉતારે એવા કાયકતાઓ સુલભ જોઇએ અને સ્વાગત સમિતિની દોરવણી મધ્યસ્થ કાર્યાલય તરફથી થાય તો આ વસ્તુ મુશ્કેલ નથી આ વર્ષે મહામડળને તથા વિદ્યાપીઠને સારા પગારના મત્રીઓ આપવાનો ઠરાવ થયો છે એટલે કાર્યાલયને આવા કાયનો બોજો માથે લેવામા હરકત નહિ પડે આ વષના પ્રમુખ વૈ પ ગુપ્તે શાસ્ત્રીને પોતાને પણ વ્યવસ્થાની ખામીનો કડવો અનુભવ થયો છે એ જોતા તેઓ પોતે આ બાબત ઉપર ધ્યાન આપશે અને આવતા સમેલનમા કાર્યાલય તરફથી દોરવણીની કાઇક નિશ્ચિત યોજના રજુ થશે એવી આશા રાખીએ

## ગામડાઓની સેવા અને વૈદ્યો

તા ૧૫ મી એ સવારે જાહેર થયેલા કાયક્રમ પ્રમાણે આઠે નહિતો સાડા આઠે કાય શરૂ થયુ મધ્યપ્રાતના આરોગ્યમત્રી પ દ્વારકાપ્રસાદમિશ્રે લગભગ પોણા કલાક સુધી હિંદીમા કાઇક ધીમા અવાજે પણ સ્પષ્ટ શબ્દોમા તથા સ્પષ્ટ વિચારોવાળુ મગળ પ્રવચન કર્યુ અત્યારે વૈદ્યહકીમોના રજીસ્ટ્રેશનનો જે પ્રશ્ન મુબઇ ઇલાકામા ઉગ્ર રૂપે ચર્ચાઇ રહ્યો છે તે પ્રશ્ન મધ્ય પ્રાતમા અથવા કહો કે કોગ્રેસ બહુમતિ વાળા સાતે પ્રાન્તોમા પ્રકટ અપ્રકટ ઉભો થયો છે અને એ સાતે પ્રાતોમા કોગ્રેસ પક્ષના પ્રધાનોની નીતિ જોતા એમ લાગે છે કે જે કાયદો એક પ્રાતમા પસાર થશે તેને મળતો તાત્વિક બાબતમા લગભગ ફેરફાર વગરનો કાયદો બધા પ્રાતોમા પસાર થશે બીજા પ્રાતોની ખબર નથી પણ મધ્યપ્રાતના આ આરોગ્યમત્રીએ વૈદ્ય હકીમોના રજીસ્ટ્રેશન સબધી વિચાર કરવા માટે એક કમિટી ગયા

ડીસેમ્બરમા નીમી છે જેમા ભિષક્કેમરી પ ગોવર્ધનશર્મા છાગણી, વદ્ય ભૂષણ શ્રી પ પુરૂષોત્તમશાસ્ત્રી હિલેકર, વૈદ્ય પ સુદરલાલજી શુક્લ, વૈ પ શ્રી ભિકાજી વિનાયક ઉગ્વેકર અને હકીમ મૌલવી ચિરાગુદ્દીન જેવા નામાકિત વૈદ્ય હકીમોની નીમણુ ક કરી છે (જુઓ નાગપુર વૈદ્ય સમેલનના સ્વાગતાધ્યક્ષ શેઠશ્રી ગોવિદ દાસજી માલપાણીનુ ભાષણ) સાભળવા પ્રમાણે આ સમિતિમા કર્નલ કુકડે જેવા દાક્તર પણ છે અને સમિતિ તરફથી મધ્ય પ્રાન્તના વૈદ્ય હકીમોનુ વસ્તીપત્રક તયાર થાય છે અને એ તૈયાર થયા પછી સમિતિનુ કાર્ય આગળ ચાલશે આ પરિસ્થિતિમા આરોગ્યમ ત્રી પાસેથી સમેલન જેવા પ્રસગે રાજ્યનીતિની જાહેરાતની લોકો આશા રાખે એ સ્વાભાવિક છે પણ રાજ્યમ ત્રીઓ ભોળા નથી હોતા પ દ્વારકાપ્રસાદ મિશ્રે ઉપર કહેલી કમિટીનો રિપોર્ટ ન મળે ત્યા સુધી આગળની નીતિ વિષે કશુ પણ ઉચ્ચારવાની ના પાડી પણ એક વાત વૈદ્યોને ઉદ્દેશીને ખાસ કહી અને તે એ હતી કે જો તમે વૈદ્યો અમારી પાસેથી મદદની આશા રાખતા હો તો તમારે અમને સામી મદદ કરવી પડશે અને કોગ્રેસનું ધ્યેય આ દેશના ગામડાઓની સેવા કરવાનુ છે એ તમે જાણો છો તો એ સેવામા તમે અમને મદદ કરો ભાગ-પ્રથમ પકિતના વૈદ્યો યશ અને અર્થથી આકર્ષાઈને શહેરોને જ પસદ કરશે એ હુ જાણુ છુ પણ તમે ગામડાની સેવા કરે અને ગામડાઓમા જે મળે તેથી સતુષ્ટ રહે ભલે યોગ્યતામા ઉતરતી કોટિના હોય, એવા વૈદ્યોને તેયાર કરો સ્વાગત સમિતિના સભાપતિના ભાષણમા પણ આ વસ્તુનો નિર્દેશ હતો અને પછી તો આરોગ્યમ ત્રીની સૂચનાની અસરથી એ વસ્તુ વાર વાર આવી તેમા સમેલનના સભાપતિ વૈ પ શ્રી ગુણેશાસ્ત્રીએ જે કહ્યુ તે નોધવા યોગ્ય છે એમણે કહ્યુ કે વૈદ્યોએ ગામડાઓમા જવુ જોઇએ એ સાચુ છે ગ્રામજનતાની સેવા કરવી એ અમારૂ કર્તવ્ય છે ઉતરતી કોટિના શા માટે ? શ્રેષ્ઠમા શ્રેષ્ઠ વૈદ્યોએ ગામડાઓમા જઇ જનતાની સેવા કરવી જોઇએ

વાત સાચી છે પણ એ બનશે ? મહાત્મા ગાધીજી શેગાવમા જઇને બેઠા છે એજ હેતુથી, પણ એનુ કેટલુ અનુકરણ થયુ ? ખરી રીતે તો આ દેશની લક્ષ્મી જ નહિ પણ બુદ્ધિ પણ વર્ષોથી ધીમે ધીમે ગામડામાથી નીકળી શહેરો તરફ વળી રહી છે ગામડાઓ પૈસે જ નહિ પણ બુદ્ધિ અને સસ્કારમાયે દિવસે દિવસે દરિદ્ર થતા જાય છે શહેરોમાથી ખોટા મોજશોખ અને રોગનો પ્રવાહ ગામડાઓ તરફ વહે છે દોઢ હજાર કે તેથીયે વધારે વર્ષો પહેલા જ્યારે બૌદ્ધો અને બ્રાહ્મણોની શ્રેષ્ઠ વ્યક્તિઓએ ગામડે ગામડે જઇને-અરે એથીયે આગળ જગલોમા જઇને તથા ત્યા સ્થાયી

થઇને આ દેશની ગ્રામીણ વસ્તીમા સસ્કારનું જે સિંચન કર્યું હતું તે દાખલો તો ઇતિહાસમા અપૂર્વ છે એ પ્રાચીન પ્રણાલિકા બ્રીટીશો આ દેશમા આવ્યા ત્યા સુધી લગભગ ચાલુ હતી બ્રાહ્મણો પોતાના ભવ્ય પૂર્વજો કરતા બુદ્ધિ, મૌલિક વિચાર અને વિદ્યામા ઉતરી ગયા હતા એ વાત જુદી પણ જે કાંઈ બુદ્ધિ શક્તિ હતી તે ગામગઓને સમર્પિત હતી વિદ્વાન સન્યાસીઓ, તપસ્વી સાધુઓ, સારા જોષીઓ, ઉંચી કોટિના વૈદ્યો, ઉત્તમ પુરાણીઓ અને શાસ્ત્રીઓ વગેરે ગામડાઓમા સતોષથી રહેતા અને ગામડાઓના શરીર અને મનને નીરોગી રાખવાની મહાન દેશસેવા કશા પણ ડોળ વગર કરતા એ ચા ગયેલો યુગ ફરી આવે એનો સભવ ફરી દેખાતો નથી છતા મહાત્માજી અને હમણા કોંગ્રેસ મત્રીમડળના પ્રયાસો ગ્રામજનતાની સેવાને લક્ષે છે જોઈએ કેટલુ ફળ આવે છે

પ્રસ્તુતમા પ્રમુખશ્રીએ ભલે શ્રેષ્ઠ વૈદ્યો ગામડાઓમા જશે એમ કહ્યુ અને એમની પોતાની પાસેથી આપણે એવી આશા જરૂર રાખીએ છીએ છતા સમેલનમા આ વિષયમા જે ઠરાવ થયો તે વિદ્યાપીઠ તરફથી લેવાતી ત્રણ પરીક્ષાઓમા ગામડાઓ માટે એક ચોથી ભિષકથી ઉતરતી કક્ષાની પરીક્ષા ઉમેરવાનો થયો

૧૫મી તારીખના કાર્યક્રમમા પ્રમુખની ચુટણીની દરખાસ્ત અને એને પ્રાતવાર ટેકો મળ્યા છતા એમનો પરિચય બરાબર કોઇએ ન આપેલો હોવાથી શ્રી પ દ્વારકાપ્રસાદ મિશ્ર—જેઓ થોડા વખત પ્હેલા અહમદનગરમા પ્રમુખના મહેમાન થઈ આ યા હતા, તેઓને આપવો પડયો

પછી પ્રમુખશ્રીએ પોતાનુ ભાષણ—'આધ્યક્ષ્ય વૈખરી' વાચવુ શરૂ કર્યુ આ ભાષણ સસ્કૃત અને હિદી બને ભાષામા જુદુ જુદુ છાપેલુ હતુ બેયની નકલો વહેચવામા આવી હતી પણ પ્રમુખે સભાસદોની મનોવૃત્તિને અનુસરી પોતાને હિદી ઉચ્ચારણમા મુશ્કેલી પડતી હોવા છતા હિદી ભાષણ જ વાચ્યુ ભાષણ લાબુ અને પૂરૂ સભળાતુ ન હોવા છતા દોઢ–પોણાબે કલાક ચાલ્યુ અને સૌએ શાતિથી સાભળ્યુ આધ્યક્ષ્ય વૈખરીનો મુખ્ય ધ્વનિ આયુર્વેદશાસ્ત્ર છે એવુ સિદ્ધ કરવાના પ્રયત્નરૂપ હતો ચાળીસ ગામના મહારાષ્ટ્રી પ્રાતીય સમેલનના પ્રમુખ તરીકે તેઓએ કરેલા ભાષણમાના કેટલાક વિચારોની આમા પુનરૂક્તિ હતી અને ચાળીસ ગાનવાળુ ભાષણ ગયા અકમા છપાઈ ગયુ છે છતા આમા વિશેષ ઉતારવા જેવો છે

### આધ્યક્ષ્ય વૈખરી-આયુર્વેદનુ શાસ્ત્રત્વ

આયુર્વેદને શાસ્ત્ર સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો પડે એ નવાઈ ગણાય

અને એનુ કારણ જાણવા જેવુ છે મદ્રાસ સરકારે ઈ સ ૧૯૨૦મા દેશી વૈદક વિષે રિપોર્ટ કરવા મ ત્રી ડા શ્રીનિવાસમૂર્તિના મ ત્રીપદવાળી કમિટી નીમી અને એ કમિટીએ આયુર્વેદ શાસ્ત્ર છે, અને દેશી વૈદક ઉત્તેજન પાત્ર છે એવો રિપોર્ટ કર્યો તથા તેને અનુસરી મદ્રાસ સરકારે ગવર્નમેન્ટ સ્કુલ ઓફ ઈ ડીઅન મેડીસીન સ્થાપી ત્યારથી આયુર્વેદના શાસ્ત્રત્વ વિષે શ કાનુ કારણ હોય એવુ નહોતુ મનાતુ સ યુક્ત પ્રાતે પણ ઇ ડીઅન મેડીસીન બોર્ડ સ્થાપી તથા દેશી વૈદકને વાર્ષિક ઉત્તેજન આપવાનુ ધોરણ દાખલ કરી આજ દિશામા પ્રગતિ સાધી પણ આ વર્ષે મુ બઈમા દેશી વૈદ્યહકીમોના રજીસ્ટ્રેશનના બીલની ચર્ચા શરૂ થતા વૈદ્ય હકીમોનુ જે શિષ્ટ મ ડળ આરોગ્યમ ત્રી ડા ગીલ્ડરને મળવા ગયેલુ તેને ડાક્ટર સાહેબે પણ ‘ આયુર્વેદમા છે શુ ? ” એવો પ્રશ્ન પૂછ્યો અને આ પ્રશ્નથી એકદમ વૈદ્યો જાગૃત થઈ ગયા પ્રમુખશ્રીએ એ પ્રશ્નનો જવાબ આપવા માટે આયુર્વેદ શાસ્ત્ર છે એવુ સિદ્ધ કરવાનો પોતાને પ્રયત્ન કરવો પડે છે, એવો સ્પષ્ટ ખુલાસો કર્યો પ્રમુખે છાપેલા ભાષણ ઉપરાત થોડુ લખી રાખ્યુ હતુ પણ તે વાચવાનો વખત નહતો એટલે મોઢેથી થોડુ હિંદીમા અને થોડુ મરાઠીમા બોલી ભાષણ પૂરૂ કર્યું

## પ્રદર્શનનો ઉપયોગ શો ?

સભાપતિના ભાષણની સમાપ્તિ પછી પ્રધાનમ ત્રીએ વિષય નિર્વાચન સમિતિની પ્રા તવાર ચુટણી કરવાની સૂચના કરી લગભગ બારનો સમય થયો હતો, એટલે અમે તો મુ બઇ શહેર તરફની ચુટણીનો વિચાર કરી નીકળી ગયા બપોરે વિદ્યાપીઠની કમિટીની સભા હતી પછી ચાર બજે પ્રદર્શનનુ ઉદ્ઘાટન રાખ્યુ હતુ એ પ્રસ ગે પ્રાર ભિક ભાષણ તથા સ્વાગત ભાષણ થયા પછી પનવેલના ધૂતપાપેશ્વર કારખાનાના માલીક વૈદ્યરાજ ગગાધર વિષ્ણુ પુરાણિકનુ અધ્યક્ષીય ભાષણ થયુ આ ભાષણ હિંદીમા છાપેલુ અને ટુ કુ હતુ અને શ્રીપુરાણિકે ઠીક વાચ્યુ પછી સભાના હોલમાથી ઉઠી સૌ નીચે પ્રદર્શન જોવા ગયા પ્રદર્શન ધોરણ પ્રમાણે હતુ શ્રી જા ગલે તરફથી સારો વનસ્પતિ સગ્રહ મુકવામા આવ્યો હતો પણ જોવાની કોઈને ફુરસદ નહોતી મુ વૈદ્યરાજ જાદવજીભાઇએ પ્રદર્શનમા ફરતા ફરતા કહ્યુ કે પ્રદર્શન માટે એક દિવસ રાખવો જોઈએ, એ સૂચના ખોટી નથી પૂનાના ઇ સ ૧૯૧૭ ના વૈદ્ય સ મેલનમા અમુક વખત રાખવામા આવ્યો હતો જ્યારે સ્વ જયકૃષ્ણ ઈ દ્રજી અને સ્વ ડૉ વામન દેશાઇ જેવા વનસ્પતિ શાસ્ત્રીઓ જિજ્ઞાસુઓને વનસ્પતિનો શાસ્ત્રીય રીતે પરિચય આપતા હતા સદિગ્ધ નિર્ણય માટે ચોક્કસ યોજના પૂર્વક વનસ્પતિ અને ખનિજ પરિચય

માટે આવતા સમ્મેલનમા વખત રાખવામા આવે તો પ્રદર્શન વધારે સાર્થક થાય આ વિષયમા નિષ્ણાતો તરફથી વ્યવહારૂ સૂચનાઓ કરવામા આવશે એવી આશા છે

## મધ્ય પ્રાન્ત વરાડનો ઝઘડો

તા ૧૫ મી એ જ રાતે સાડાઆઠે વિષય નિર્વાચન સમિતિની બેઠક રાખવામા આવી હતી શરૂઆતમાજ પ્રાન્તવાર ચુટણીનુ કાર્ય ચાલ્યુ અને તેમા મધ્ય પ્રાન્ત અને વરાડની ચુટણીનો ઝગડો શરૂ થયો આ ઝગડાનુ બાહ્ય સ્વરૂપ તો એ પ્રાન્ત બ્હારનાઓને સમજાતુ હતુ પણ મૂળ તો ન સમજાયુ તે છેવટ સુધી ન સમજાયુ અને બાહ્ય ઝગડાની નિસાર વિગતોનો વિચાર કરવાની જરૂર નથી પણ બે કલાક સુધી સામસામી આક્ષેપ યુક્ત દલીલો થયા પછી પ્રમુખને જે નિર્ણય આપવો પડયો તેથી નારાજ થઈને વૈદરાજ શ્રી હિર્લેકર વગેરે સ્થાનિક કાર્યકર્તાઓજ ઉઠીને ચાલવા માડયા એટલે તે દિવસની બેઠક પૂરી થઈ

## વૈદ્ય શ્રી શિવશર્માજી અને અ-સમ્મેલન

તા ૧૬ મીએ સવાર અધ્યાપક પરિષદ ભરાઇ અને તેના વરાયેલા પ્રમુખ મ મ કવિરાજ ગણનાથ સેન ન આવી શકેલા હોવાથી વૈદ્ય પ શિવશર્માને પ્રમુખ ચુટવામા આવ્યા એ સમ્મેલનના સ્વાગતાધ્યક્ષ શ્રી ટી જે કેદાર, નાગપુર યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલરનુ સ્વાગત ભાષણ થયુ અને પછી વૈદ્ય શ્રી શિવશર્માજીનુ લગભગ દોઢ કલાક સુધી મોઢેથી એક ધારુ હિંદી વ્યાખ્યાન થયુ શ્રી શિવશર્માજીને પોતાને પ્રમુખ ચુટવામા આવશે એમ આગલી સાજેજ ખબર પડી હતી એટલે તેઓએ આગળથી તૈયારી કરી નહોતી તો ભાષણ લખ્યુ તો કયાથી જ હોય ? પણ શ્રી શિવશર્માજીને તૈયારી વગર ભાષણ કરવાની સારી ફાવટ આવી ગઇ છે મે દશેક વર્ષ પ્હેલા એમને સાભળ્યા હતા તેમા અને આ વખતે સાભળ્યા તેમા ઘણી પ્રગતિ જોઈ એમના પિતા પ રામપ્રસાદજી વૈદ્ય સસારના સારા વક્તા છે પિતાનો વારસો પુત્રને મળ્યો છે એટલુ જ નહિ પણ પુત્રે એ વારસાને દીપાવ્યો છે નાગપુરના સમ્મેલનને તો શ્રી શિવશર્માજીના વિજયનુ સમ્મેલન કહી શકાય એટલો ભાગ એમણે સમ્મેલનમા લીધો અથવા એમને લેવો પડયો અને એટલી લોકપ્રિયતા મેળવી ખાસ કરીને જુવાન વૈદ્ય જગતના અતિપ્રિય નેતાનુ પદ એમને અનાયાસે મળી ગયુ એમ કહેવામા ખોટુ નથી અલબત્ત એની પાસેથી ઘણી આશાઓ રાખવાનુ વૈદ્ય જગતમા શરૂ થઇ ગયુ છે, એ એમણે યાદ રાખવાનુ છે

આવા ભાષણના મુદ્દાઓ યાદ રહેવાનો સભવ નથી પણ સ્વાગતાધ્યક્ષ વાઈસચૅન્સેલરે આયુર્વેદિક દવાઓના 'સ્ટા ડર્ડાઇઝેશન'ની વાત કરી અને તેના જવાબમા આયુર્વેદિક ત્રિદોષ સિદ્ધા તનુ તથા ઔષધ પ્રક્રિયાનુ રહસ્ય સ્ફુટ કરવાની પ્રમુખને એના પિતાજી તરફથી સૂચના થઇ એટલે અધ્યાપન વિષયને પાછળ રાખી શિવશર્માજીએ લગભગ એક કલાક સુધી ત્રિદોષસિદ્ધાન્ત અને આયુર્વેદિક ચિકિત્સા પદ્ધતિની વિશિષ્ટતા ઉપર વ્યાખ્યાન આપ્યુ મ મ ગણનાથસેને આયુર્વેદિક ચિકિત્સા 'ફુલપ્રુફ' (Fool–proof) છે એમ કહેલુ તે વસ્તુ દાખલાઓ આપી સ્પષ્ટ કરી અને એ સાથે આધુનિક પાશ્ચાત્ય ચિકિત્સાની અને વિજ્ઞાન સબધી લગભગ અદ્યતનીય સાહિત્યનો પરિચય તેઓ રાખે છે એમ સ્પષ્ટ દેખાયુ આ વ્યાખ્યાનને અગેજ એમણે લાહોરના એક શેઠીઆ (શેઠીઆનુ નામ યાદ નથી) એ આયુર્વે માટે થાડા વર્ષો પહેલા એક ટ્રસ્ટ કરેલુ જે વધીને ચાલીશ લાખનુ થયુ ત્યારે એનો ઉપયોગ પાશ્ચાત્ય પદ્ધતિની ઇસ્પીતાલ માટે થઇ જતો અટકાવી શ્રી શિવશર્માજીએ મૂળ ટ્રસ્ટની કલમ અનુસાર આયુર્વેદિક ઇસ્પીતાલ માટે એ મોટી રકમને વાળી લીધી અને હવે સારા પાયા ઉપર ઇસ્પીતાલ ચલાવે છે આ ઇસ્પીતાલ લાહોર જવાનો જેને પ્રસગ મળે તે વૈદ્યોએ જરૂર જોવી જોઇએ અને ત્યાની ચિકિત્સા પદ્ધતિને વધારે જાહેરાત મળવી જોઇએ

## શાસ્ત્રરક્ષા તો ઉત્તમકોટીના વૈદ્યોથી થાય

ઉપર કહેલા કારણથી ત્રિદોષ અને આયુર્વેદ ચિકિત્સાની વિશેષતા વિષે લાબુ વ્યાખ્યાન કર્યા પછી પોતે અધ્યાપક સમેલનના પ્રમુખ હતા એ યાદ કરીને અર્ધોએક કલાક અધ્યાપન વિષય ઉપર શ્રી શિવશર્માએ ભાષણ કર્યું હતુ અલબત્ત વિષય ખાસ અભ્યાસ અને વિચાર માગે એવો હતો અને પોતે એ વિષય ઉપર તૈયાર થઈને આવેલ નહિ એટલે સ્વાભાવિક રીતે ખાસ પ્રકાશક વિચારો આપી શકયા નહિ માત્ર એમનો એક વિચાર મને યાદ રહી ગયો છે એમણે કહ્યુ કે મને મધ્યમ કોટીના વૈદ્યો ઉત્પન્ન કરવાનો મોહ નથી જો થોડા ઉત્તમ કોટિના વૈદ્યો ઉત્પન્ન થઇ શકે તો બાકીનો મોટો ભાગ ભલે ત્રીજી પક્તિનો થાય કારણ કે શાસ્ત્રનુ રક્ષણ ઉત્તમ વડે જ થઈ શકે છે શ્રી શિવશર્માના શબ્દો મને યાદ નથી પણ એના કથનની મતલબ ઉપર પ્રમાણે હતી મને જો કે મધ્યમતાનો તિરસ્કાર નથી કારણ કે જગતમા મધ્યમતા છે એટલુ જ નહિ પણ મોટો ભાગ એનો જ છે, છતા એટલુ તો હુ યે માનુ છુ અને પ્રસગે કહેલ પણ છે કે વિદ્યાવિષયક જે સસ્થા ભલે થોડા–બે પાચ કે દશવર્ષે બે ત્રણ પણ પ્રથમ કોટિના વિદ્વાનો ઉત્પન્ન ન કરી શકે તે સસ્થા વિદ્યાને સજીવ રાખવામા સાધનભૂત થઇ શકતી નથી.

અને પરિણામે કાળક્રમે કાળધર્મને વશ થાય છે પ્રસ્તુત વિષયમા દાખલો આપીને કહેવુ હોય તો કહી શકાય કે જો હાલના આયુર્વેદિક વિદ્યાલયો અને મહાવિદ્યાલયો સ્વામી લક્ષ્મીરામજી વૈદ્ય પ હરિપ્રપન્નજી કે આયુર્વેદ માર્તંડ જાદવજી ત્રિકમજી આચાર્યની કોટિનો એક પણ વૈદ્ય ઉત્પન્ન નહિ કરી શકે તો એ વિદ્યાલયો આયુર્વેદનુ રક્ષણ નહિ કરી શકે

વિષય ઘણો ગહન છે અને સમેલન દ્વારા સવિસ્તર વિચાર માગે છે આ અધ્યાપક સમેલનમા કાઈએ વિચાર થઈ શકે એવુ હતુ જ નહિ, બાકી મહામડળે બે કે ત્રણ શ્રેષ્ઠ અધ્યાપકોનુ યુનિવર્સિટીઓ નીમે છે તેવુ કમીશન નીમી તેની પાસે અધ્યાપન વિષયક સુધારાઓની સૂચના માગવી જોઈએ

નાગપુરમા તો પ્રમુખનુ ભાષણ પૂરૂ થયા પછી થોડા બીજા બોલનારાઓએ આડીતેડી વાતોમા સમય લીધો ત્યા વખત ઘણો થયો હોવાથી બેઠક સ્થગિત રાખી બપોરે સાડાત્રણે અધ્યાપક સમેલનની બેઠક લબાવી

આગલી રાતે વિષયવિચારિણીમા ભગાણુ પડેલુ હોવાથી સમેલનની ખુલી બેઠક માટે ઠરાવો તૈયાર નહોતા એટલે બપોરે સાડાત્રણથી દોઢેક કલાક સુધી અધ્યાપક સમેલનનુ કાર્ય લબાવ્યુ અધ્યાપક સમેલનમા બોલનારાઓએ મુખ્યત્વે અધ્યાપન સબધી મુશ્કેલીઓની ચર્ચા કરવાની છે એ વસ્તુ પ્રમુખે તથા પ્રધાનમત્રીએ સ્પષ્ટ કર્યા છતા એ વિષયને વળગી રહીને બોલવુ સહેલુ નથી ફક્ત આ મા જાદવજી ત્રિકમજી આચાર્યે ખાસ માગી લઈને જે અર્ધો કલાક વ્યાખ્યાન આપ્યુ તે સારૂ પ્રકાશક હતુ મુ જાદવજીભાઈના મનમા નાગપુરમા દોઢેક કલાક સુધી ચૌદમીની રાતે ખાસ વ્યાખ્યાન આપવાનો વિચાર હતો અને તેઓએ પત્રદ્વારા એવી માગણી પણ કરી હતી પરતુ સમેલનના સચાલકો એ વ્યવસ્થા કરી શક્યા નહિ અને મુ જાદવજીભાઈને અધ્યાપક સમેલનમા મળેલા અર્ધા કલાકથી સતોષ માનવો પડયો તેઓ પાસથી ભાષણના મુદ્દાઓ લખેલા મળે તો આ વિ મા છાપવા ઇચ્છા છે

તા ૧૬ મીએ પાચવાગે ઉપર પ્રમાણે અધ્યાપક સમેલન પૂરૂ થયા પછી સમેલનની ખુલ્લી બેઠકમા શોકનો ઠરાવ વગેરે વિવાદ રહિત બે ત્રણ ઠરાવો પસાર થયા પછી બેઠક પૂરી થઈ અને રાતે નવ વાગે વિષયનિર્વાચન સમિતિ મળી ત્યારે આગલા દિવસનો મધ્યપ્રાતનો ઝગડો પતી ગયો હોવાથી ધીમે ધીમે થોડા ઠરાવો પસાર થયા પણ પાછો મધ્યપ્રાન્ત અને વરાડને એક ગણવા કે ભિન્ન એ ઉપર ઝગડો ચાલ્યો એના એ ઝગડનારા અને એને એ વાત છેવટ મત લેવાયા, પોલની માગણી થઇ, લેખી મત ગણત્રી થઇ અને છેવટ એક પક્ષ હાર્યો ત્યારે બીજે દિવસે ખુલ્લી બેઠકમા

વિરોધ કરવાનો પોતાનો હક્ક રાખી કામ આગળ ચાલવા દીધુ અને તા ૧૭મીએ બપોરે ખુલ્લી બેઠકમા વિરોધ કર્યો, શેઠ શ્રી ગોવિંદલાલની વિરોધ ખેચી લેવાની 'અપીલ' ન ગણી, ગતની મા ગણી કરી અને તેમા હારી જતા 'વોકઆઉટ' કર્યો આ રીતે અઢી દિવસ સુધી સમેલનનો વખત લીધા પછી મધ્યપ્રા ત વરાડ ઝગડો શાત થયો અને તે પછી સમેલનની ગાડી પણ વેગથી દોડવા લાગી

તા ૧૬મીની રાતે દોઢ વાગે થોડા ઠરાવો પસાર કરી વિષય નિર્વાચન સમિતિ ઉઠી થઈ તે પાછી ૧૭મીએ બપોરે મળી અને ઝપાટાબધ કેટલાક ઠરાવો પસાર કર્યા પછી ખુલ્લી બેઠક શરૂ કરી એજ ઠરાવો તેમા પસાર કર્યા

તા ૨૭ મીએ સવારે પાઠ્યક્રમ સભાના પરિષદ ૨ળી હતી જેમા વૈદ્યભૂષણ પુરૂષોત્તમ શાસ્ત્રી હિર્લેકરનુ અધ્યક્ષીય ભાષણ મુખ્ય હતુ પણ એ ભાષણ હુ બીજે ગયેલો હોવાથી સાભળી ન્હવી શક્યો એ ભાષણ છાપેલુ નહોતુ પણ આ વિષયમા એક ઠરાવ થયો છે

પછી તા ૧૭ મીની રાતે નવ વાગે વિષયનિર્વાચન સમિતિની બેઠક મળી ત્યારે મધ્યપ્રા ત વરાડનો ઝગડો શાત થઇ જવાથી વાતાવરણ શાત હતુ, રસ ઓછો થયો હતો, હાજરી પણ ઓછી હતી અને ઠરાવો પસાર કરવાનુ કાર્ય ઝડપભેર ચાલ્યુ હતુ

## ગુરૂ પરપરાની રક્ષાની આવશ્યકતા

તા ૧૮ મીએ સવારે યોજના અનુસાર સિદ્ધૌષધિનિર્માણ શાલાધ્યક્ષ સમેલન ભરાયુ જેમા મ ત્રી વૈદ્ય દિગમ્બરદાસ ગુજરાતીનુ પ્રાક્કથન થયા પછી સ્વાગતાધ્યક્ષ શ્રી વીરેન્દ્રરાય મહેતા બી એ, બી ઇ નુ સ્વાગત ભાષણ થયુ જે હિંદીમા છાપેલુ હતુ અને એમણે સારી છટાથી તથા મોટા અવાજથી વાચ્યુ શ્રી વીરેન્દ્રરાય મહેતા પહેલા વર્ગના એ જીનીઅર છે પણ તેઓએ એન્જીની અરીંગની અને સ્થાપત્ય કલાની દૃષ્ટિથી ભારતીય સસ્કૃતિનો સારો અભ્યાસ કર્યો છે અને સસ્કૃતિની દૃષ્ટિએ સ્થાપત્ય અને આયુર્વેદ સમાન કક્ષામા હોવાથી શા માટે અને શુ આયુર્વેદમા રક્ષણીય છે, તેને એમણે વિચાર કર્યો છે એમનુ ભાષણ-ગુજરાતી ઘણુ કરી આ વિ મા છપાશે પણ એમની સાથે ચર્ચામા એમણે જે એક વાત કરી તે ખાસ નોધવા યોગ્ય છે એમણે દાખલો આપીને કહ્યુ કે મકાનમા થાભલાઓ, ભાલો વગેરે જુદી જુદી વસ્તુઓ અમુક માપની શા માટે લેવી અને અમુક ગોઠવણ અમુક રીતે જ શા માટે કરવી વગેરે સિદ્ધાન્ત-થીયરી જ્ઞાન ન હોવા છતા વશપરપરાથી પોતાનુ કામ શીખેલો કડીઓ ઘણીવાર પાસ થયેલા એન્જીનીઅર કરતા મકાન સારૂ બાધી આપી શકે છે એ આમા ય સત્ય છે વૈદ્યક એ જેમ વિજ્ઞાન છે તેમ કળા પણ છે

ગુરૂ પરંપરામાં કેટલીક વૈદ્યક કળા સચવાઈ રહી હોવાનો સંભવ છે, જૂની પ્રણાલીના વૈદ્યો પાસે જુદી જુદી ચમત્કારિક ક્રિયાઓ સંગ્રવાઈ રહ્યાના દાખલાઓ પણ છે હવે જો રજીસ્ટ્રેશન બીલથી આ ગુરૂ પરંપરા તદ્દન બંધ થઈ જાય તો મોટી હાનિ થવાનો સંભવ છે તેઓની વાત સાચી છે વૈદ્યોના ધ્યાનમાં એ વસ્તુ છે અને આ કારણથી નાગપુરના વૈદ્ય સંમેલનના આ સંબંધી ઠરાવમાં ગુરૂપરંપરાની રક્ષાની માગણી છે

સિદ્ધૌષધિ નિર્માણશાલાધ્યક્ષ સંમેલનના સ્વાગતાધ્યક્ષનું ભાષણ પૂરૂં થયા પછી પ્રમુખ શ્રી જુગતરામ રામપ્રસાદ વૈદ્યનું હિંદીમાં છાપેલું ભાષણ થયું એ ભાષણ ગુજરાતીમાં આ અંકમાંજ છાપ્યું છે એટલે એના ખાસ મુદ્દાઓ અહીં નોંધવાની જરૂર નથી

સભાપતિનું ભાષણ પૂરૂં થયા પછી વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યે એજ વિષય ઉપર થોડું વિવેચન કર્યું જેમાં ભસ્મને કયા તૈયાર થઇ ગણવી વગેરે ઉપયોગી વાતો હતી વળી સભા આગળ નહિ પણ મારી સાથે વાત ચિતમાં ભસ્મની નિરૂત્થતા એટલે શું ? એ વિષે પોતાનું મત વ કર્યું કે જે ઉષ્ણુમાન ( ટેમ્પરેચર ) વડે ભસ્મ તૈયાર થઇ હોય તે ઉષ્ણુમાન અને મિત્ર પંચકથી જે ભસ્મની મૂળ ધાતુ ન થઇ શકે તે નિરૂત્થ ભસ્મ બાકી ગમે તેટલા ઉષ્ણુતામાનથી કે કોઈ પણ સાધનથી મૂળ ધાતુ ન થઇ શકે એવો અર્થ નથી પણ આ બાબતમાં તેઓ પોતે એકાદ લેખ આપે એ ઇષ્ટ છે

બીજા પણ ઘણા બોલવા ઇચ્છતા હતા એક ગૃહસ્થે અંતર્ધૂમ રસ સિંદુર કે ચંદ્રોદય તૈયાર કરવાનું યંત્ર બતાવ્યું પણ વીજળી પૂરતી નહોતી એટલે પ્રયોગ થઇ શકયો નહિ પછી એ ઉપર શંકાઓ થવા લાગી એક વૈદ્યે પૂછ્યું કે આ ક્રિયાથી સિદ્ધ થયેલ રસમાં જો પારદ ગંધક વગેરે લીધેલી વસ્તુઓનું પૂરૂં વજન મળતું ન હોય તો એ વજનનું શું થયું ? કારણ કે સાધારણ ક્રિયામાં તો ગંધક અને ઘણીવાર કેટલોક પારો પણ ધુમાડા રૂપે નીકળી જાય છે પણ આમાં તો ધુમાડો નીકળતો નથી જે વૈદ્ય આ અંતર્ધૂમ પ્રક્રિયાનું યંત્ર દેખાડવા લઈ આવ્યા હતા તેણે આવી બાબતનો કાંઈ વિચાર કર્યો નહતો એટલે તેઓ શું જવાબ આપે ? બીજાઓ પણ તેમ તેમ વાતો કરતા હતા પણ શ્રી વીરેન્દ્ર મહેતાએ તરત ખુલાસો કર્યો કે અતિશય દબાણથી ધુમાડો એટલો પાતળો થઈ નીકળે છે કે તે દેખી શકાય નહિ બાકી આ યંત્રની રચના હવા જઇ આવી શકે નહિ એવી નથી અને વજન પૂરૂં નથી મળતું એ ઉપરથી ધુમાડો નીકળી જાય છે એ નક્કી થાય છે

ઘણાને બોલવાની ઈચ્છા હતી પણ વખત થઈ ગયો હોવાથી બેઠક પૂરી કરવી પડી પછી બપોરે સમેલનની ખુ લી બેઠક શરૂ થઈ અને તેમા આગલી રાતે તૈયાર થયેલા ઠ રાવો ઝપાટાબધ પસાર કરવામા આવ્યા અને છેવટ ઔપચારિક ઉપકાર પ્રદર્શન, હારતોરા, પ્રમુખનો ઉપસહાર બધુ વિધિસર થઇને સાજે છ વાગે ગ્રુપ ફોટો લેવાયા પછી નાગપુરનુ વિવિધરગી વૈદ્ય સમેલન રગેચગે સમાપ્ત થયુ

## ઉપસ હાર

નાગપુરના વૈદ્ય સમેલનની આ લાબી નોધનો ઉપસહાર કરતા કહેવું જોઇએ કે નાગપુરના વૈદ્ય મમેલન વિષે નીચેની બાબતો ખાસ નોધવા યોગ્ય છે એક તો વૈદ્ય સમૂહમા તરવરતો જીવનનો ઝગડા નાગપુરના મમેલનમા મધ્યપ્રાન્ત વરાડનો ઝગડો ઘણો વ્યાપક હતો એ ઉપર નોધાઈ ગયુ છે આપણા રાજકીય જીવનની ચળવળ અને ધાધલે આપણા બીજા જીવનમા પણ કેટલો પ્રવેશ કર્યો છે એનુ દષ્ટાત એ ઝગડાએ આબાદ દર્શાવ્યુ પણ એ ઝગડાને બાદ કરતા યે તટસ્થ પણ જોઈ શકે એટલુ ચેતન ત્યા એકઠા થયેલા સમૂહમા તરવરતું હતુ અલબત્ત એ ઉત્સાહને યોગ્ય રસ્તે વાળવા માટે સુવિચારિત યોજના આવશ્યક છે વૈદ્ય મમેલનના કસાયેલા વૃદ્ધ નેતાઓએ માર્ગ કાઇક બાધ્યો છે અને જે ભાવિ કર્તવ્ય છે તે તેઓને હાથે કે તેઓની દોરવણીથી થશે એવી આશા રાખીએ

## સમેલનના અગ્રણીઓ

ત્રીસવર્ષ પહેલા સ્થપાયેલા આ વૈદ્ય સમેલનના તે વખતના સ્થાપકો અને નેતાઓમાથી કવિરાજ યોગીન્દ્રનાથ સેન, પ ડી ગોપાલાચાર્યુ વગેરે કેટલાક સ્વર્ગવાસી થયા છે ત્યારે મ મ કવિરાજ ગણનાથસેન, સ્વામી લક્ષ્મીરામજી, આ મા જાદવજી ત્રિ આચાર્ય, પ જગન્નાથપ્રસાદ શુકલ, પ રામપ્રસાદજી વગેરે નેતાઓ આ ધુરા વહેતા વહેતા વૃદ્ધ થયા છે છતા વૈદ્ય સમેલનની જાદવજી ત્રિ આચાર્ય તથા પ રામપ્રસાદજી જેવી એકનિષ્ઠ સેવા કરી રહ્યા છે એનુ નાગપુરનુ સમેલન નિદર્શન હતુ અહીં સમેલનના જે અગ્રણીઓના નામો ગણાવ્યા છે તે ઉપરાત જેઓએ વૈદ્યસમેલનની સારી સેવા ભૂતકાળમા કરી છે અને ભવિષ્યમા કરશે એવા બીજાઓ છે એ મારા ધ્યાનમા છે, પણ એમાથી યે ઘણાઓ વૃદ્ધ થયા છે

પણ આ વૃદ્ધ નેતાઓ જગ્યા લીએ તેવા જુવાન નેતાઓ કયા છે? કેટલા છે? એ જ આજના વૈદ્ય જગતનો મહા પ્રશ્ન છે જે સસ્થામા જૂનાની જગ્યા લેનારા નવાનવા કાળ ક્રમે ઉત્પ ન થયા કરે એજ સસ્થા

જીવતી રહે છે એ જીવનક્રમનું મહા સત્ય છે નાગપુરના સમ્મેલનમા મને તો બે જુવાન અગ્રણીઓ દેખાયા (૧) કવિરાજ પ્રતાપસિંહજી જો કે એમને તદ્દન જુવાન ન કહી શકાય છતા ઉપર ગણાવેલા વૃદ્ધોથી એ ઉમ્મરે ન્હાના છે, અને (૨) પં શિવશર્માજી તેઓ બધી રીતે જુવાન છે ઘણી રીતે સમર્થ છે અને જુવાનોને એનામા ઘણી શ્રદ્ધા છે વૈદ્ય સમ્મેલને પં શિવશર્માની શક્તિઓનો લાભ લેવાનું શરૂ કર્યુ જ છે અને હજી ઘણો લાભ સમ્મેલન લેશે એવી આશા છે

પણ વૈદ્ય સમ્મેલન જેવી સસ્થાને ઘણા વધારે જુવાન કાર્યકર્તાઓની જરૂર છે એટલુ જ નહિ પણ વૃદ્ધ નેતાઓ અને જુવાન કાર્યકર્તાઓની એક દિલ સગઠિત શક્તિની આવશ્યકતા છે

વૈદ્યસમ્મેલનને આવતા વર્ષ માટે મુબઇનુ આમત્રણ મળ્યુ છે

---

# સમ્મેલન વૃત્તાત

નિખિલ ભારતીય વૈદ્યોનું ૨૭મુ સમ્મેલન નાગપુર મુકામે તા ૧૫-૪-૩૮ ને દિવસે શરૂ થવાનું હતુ તે સમ્મેલન ઉપર અમારા મિત્ર એકનાથ રાવ સાથે તા ૧૫-૪-૩૮ ની રાતે બેતુલથી નીકળી, ને સવારે તા ૧૫મી એ નાગપુર આવ્યા જે વખતે સ્ટેશન ઉપર ઉતર્યા તે વખતે પ્રતિનિધિઓને લેવાને માટે સ્વાગત સમિતિ તરફથી બરાબર વ્યવસ્થા ન હતી જે વખતે અમો સ્ટેશનમા ઉતર્યા તે વખતે મુબઈ તરફથી શ્રી ગુપ્તે શાસ્ત્રી તથા શ્રી જાદવજીભાઈ વગેરે આવવાના હતા અને તેઓ માટે થોડી વ્યવસ્થા કરવામા આવી હતી ટાગો કરીને અમો બ ને જણા મહારાજ બાગમા એગ્રીકલચરલ કોલેજની હોસ્ટેલમા અમારો ઉતારો હતો ત્યા આવ્યા તે ઉતારામા માણુ સોની વ્યવસ્થાના અભાવે કયા ઉતરવુ તેની સમજ પડતી ન હતી અમોએ આપ મેળે અમારી વ્યવસ્થા કરી લીધી ત્યાર પછી તે દિવસે ખાસ કાર્ય પ્રવૃત્તિ ન હોવાથી સ્નાન વગેરે કર્યા પછી ભોજન માટે ગયા, જ્યા આગળ ભોજનની નાલાયક વ્યવસ્થા હતી ભોજન માટે કો ટ્રાકટ આપવામા આવ્યો હતો, કે એક દિવસના ભોજનના એક માણુસના સાડા સાત આના પ્રમાણે વ્યવસ્થા કરવામા આવી હતી જે અનિષ્ટ હતી અને ભોજન જે આપવામા આવતુ હતુ તે એક સાધારણ માણસ પોતાના ઘરમા જમે તેના કરતા ઘણે દરજ્જે ઉતરતુ હતુ પીરસવામા અત્યત અવ્યવસ્થા હતી જેની ખરી જવાબદારી સ્વાગત સમિતીની હતી રહેવાની વ્યવસ્થા સામાન્ય ઠીક હતી પાણી વગેરેની સગવડતા સારી હતી મહારાજ બાગ વસ્તી બહાર હોવાથી હવા

પાણીનુ સુખ હતુ, પણ વૈદ્યરાજોને શહેરમા જવા આવવાનુ દુખ હતુ અને સાથે જે લોકો ત્યા ભોજન કરી શકતા ન હતા તેઓને શહેરમા જઇને પોતાની ભુખ શાત કરવામા અડચણ પડતી હતી

તા ૧૫-૪-૩૮ સવારના આઠવાગે સમેલનનો ટાઇમ નક્કી હતો

શરૂઆત અડધો કલાક મોડુ થયા પછી થઇ હતી બાળાઓનુ ગીત પુરૂ થયા પછી, નામદાર દ્વારકાપ્રસાદ મીશ્રજી સી પી ના હેલ્થ અને મેડિકલ મિનીસ્ટર સાહેબે ઉદ્ઘાટનનુ ભાષણ કર્યુ, જે લગભગ એક કલાક ચાલ્યુ હશે હાલના રાજકીય અને આયુર્વેદીક સળગતા પ્રશ્નોનુ સારી રીતે સમાલોચન કર્યા પછી વૈદ્યો પોતાને કેમ સહાય થઇ શકે? સરકાર પાસેથી શુ લઇ શકે તેની મીમાસા કરી હતી ત્યાર બાદ શેઠ શ્રી ગોવિંદદાસજીએ સ્વાગત ભાષણ કર્યુ હતુ જે છપાએલુ હતુ છતા મોઢેથી જે કહેવાયુ હતુ તે સ્વાગત ભાષણ યોગ્ય હતુ ત્યાર બાદ શ્રીમાન વિદ્વાન અધ્યક્ષ શ્રી ગુણે શાસ્ત્રીજીએ પોતાનુ છાપેલુ ભાષણ હિ દીમા વાચ્યુ હતુ પણ પોતાને હિન્દી ભાષાનો પરિચય ઓછો હતો તેથી તેઓ બરાબર વાચી શકયા ન હતા જો કે તેમનુ ભાષણ માર્મિક અને ખુબ સશોધિત આયુર્વેદિક સિદ્ધાતોથી ભરપુર હતુ

સાજના ચાર વાગે પ્રદર્શનનુ ઉદ્ઘાટન હતુ જેમા શ્રી વાસુદેવ પુરાણિકનુ (રીટાયડ જ્યુડીશયલ કમીશ્નર) ભાષણે વૈદ્ય સમાજને સ્વાગત કરતુ હતુ અને ત્યાર બાદ પનવેલવાલા નાના સાહેબ ઉર્ફે ગગાધર વિ પુરાણિકનુ અધ્યક્ષ તરીકેનુ ભાષણ બિલકુલ સ્પષ્ટ અને સાદા શબ્દોમા છાપેલુ તેમણે વાચ્યુ જે ઘણા ભાઈઓને પસદ આવ્યુ હતુ ત્યાર બાદ ગરીબદાસ વૈદ્ય બીલાસપુરવાળા જેઓ અગ્નિસ્થાયી પારદ લઇને આવેલ તેમને બોલવાનો સમય આપવામા આવ્યો હતો તેઓનો પ્રયોગ ગુહ્ય હોવાથી તેઓને બોલતા બધ કર્યા હતા ત્યાર પછી સર્વે ભાઈઓ પ્રદર્શન જોવા માટે પધાર્યા હતા પ્રદર્શનમા ખાનદેશવાળા જગલે વૈદ્યરાજે પ્રદર્શન ઘણુ વ્યવસ્થાસર ગોઠવ્યુ હતુ પ્રદર્શનમા શરૂઆતમા ટેબલો ઉપર સુકી વનસ્પતિઓના નમુનાઓ હતા લીલીવનસ્પતિના પણ નમુનાઓ હતા અને રસાયનના નમુના, પુસ્તકો, ખરલો, અકના યત્રો અને ભિન્ન ભિન્ન દવાઓ પણ રાખવામા આવી હતી પ્રદર્શન જોયા પછી તે દિવસે રાત્રે વિષય નિયામક સમિતિનુ કામ ચાલ્યુ જેમા શ્રી છાગાણીજી, ડગ્વેકરજી અને ઉમરાવતીના વૈદ્યોને અદરા અદર મહાન ઝગડો ચાલતો હતો જે ઘણો જ ચાલ્યો જેના યુવાન વૈદ્યોએ સારો ભાગ લીધો હતો ઘણા જ પ્રયત્ન પછી સ્વાગતાધ્યક્ષ શ્રી ગોવિંદદાસજીએ બીજે દિવસે સમાધાન કરાવ્યુ હતુ

જીવતી રહે છે એ જીવનક્રમનું મહા સત્ય છે નાગપુરના સમેલનમા મને તો બે જુવાન અગ્રણીઓ દેખાયા (૧) કવિરાજ પ્રતાપસિહજી જો કે એમને તદ્દન જુવાન ન કહી શકાય છતા ઉપર ગણાવેલા વૃદ્ધોથી એ ઉમ્મરે નાના છે, અને (૨) ૫ શિવશર્માજી તેઓ બધી રીતે જુવાન છે ઘણી રીતે સમર્થ છે અને જુવાનોને એનામા ઘણી શ્રદ્ધા છે વૈદ્ય સમેલને ૫ શિવશર્માની શક્તિઓના લાભ લેવાનું શરૂ કર્યું જ છે અને હજી ઘણો લાભ સમેલન લેશે એવી આશા છે

પણ વૈદ્ય સમેલન જેવી સસ્થાને ઘણા વધારે જુવાન કાયકર્તાઓની જરૂર છે એટલું જ નહિ પણ વૃદ્ધ નેતાઓ અને જુવાન કાર્યકર્તાઓની એક દિલ સગઠિત શક્તિની આવશ્યકતા છે

વૈદ્યસમેલનને આવતા વર્ષ માટે મુબઈનુ આમત્રણ મળ્યું છે

---

# સમેલન વૃતાત

નિખિલ ભારતીય વૈદ્યોનું ૨૭મું સમેલન નાગપુર મુકામે તા ૧૫-૪-૩૮ ને દિવસે શરૂ થવાનું હતું તે સમેલન ઉપર અમારા મિત્ર એકનાથ નાર સાથે તા ૧૫-૪-૩૮ ની રાતે બેતુલથી નીકળી, ને સવાર તા ૧૫મી એ નાગપુર આવ્યા જે વખતે સ્ટેશન ઉપર ઉતર્યા તે વખતે પ્રતિનિધિઓને લેવાને માટે સ્વાગત સમિતિ તરફથી બરાબર વ્યવસ્થા ન હતી જે વખતે અમો સ્ટેશનમા ઉતર્યા તે વખતે મુંબઈ તરફથી શ્રી ગુણે શાસ્ત્રી તથા શ્રી જાદવજીભાઈ વગેરે આવવાના હતા અને તેઓ માટે થોડી વ્યવસ્થા કરવામા આવી હતી ટાગો કરીને અમો બ ને જણા મહારાજ બાગમા એગ્રીકલ્ચરલ કોલેજની હોસ્ટેલમા અમારો ઉતારો હતો ત્યા આવ્યા તે ઉતારામા માણસોની વ્યવસ્થાના અભાવે ક્યા ઉતરવું તેની સમજ પડતી ન હતી અમોએ આપ મેળે અમારી વ્યવસ્થા કરી લીધી ત્યાર પછી તે દિવસે ખાસ કાર્ય પ્રવૃત્તિ ન હોવાથી સ્નાન વગેરે કર્યા પછી ભોજન માટે ગયા, જ્યા આગળ ભોજનની નાલાયક વ્યવસ્થા હતી ભોજન માટે કોન્ટ્રાક્ટ આપવામા આવ્યો હતો, કે એક દિવસના ભોજનના એક માણસના સાડા સાત આના પ્રમાણે વ્યવસ્થા કરવામા આવી હતી જે અનિષ્ટ હતી અને ભોજન જે આપવામા આવતું હતું તે એક સાધારણ માણસ પોતાના ઘરમા જમે તેના કરતા ઘણે દરજ્જે ઉતરતું હતું પીરસવામા અત્યત અવ્યવસ્થા હતી જેની ખરી જવાબદારી સ્વાગત સમિતીની હતી રહેવાની વ્યવસ્થા સામાન્ય ઠીક હતી પાણી વગેરેની સગવડતા સારી હતી મહારાજ બાગ વસ્તી બહાર હોવાથી હવા

આવ્યો અને તે ઉપર કેટલોક ઉહાપોહ થયો હતો—ત્યારબાદ એક પજાબી જેવા દેખાતા વૈદ્યે લોઢાની ચરમાથી ડમરૂ યત્ર બનાવીને મકરધ્વજની ક્રિયા અતર્ધુમ કેમ થઈ શકે તે યત્ર બતાવ્યુ હતુ જેનુ વર્ણન બીજે આપવામા આવ્યુ છે જે યત્રથી મકરધ્વજ બની શકે છે એમ તેમણે કહ્યુ અને નમુના પણ બતાવ્યા હતા આજના અધિવેશનમા વિશેષ વિદ્યાપીઠ અને મહામડળનો કાર્ય ભાગ ઠરાવો અધ્યક્ષનુ ભાષણ વગેરેનો સમાવેશ હતો આ રીતે સમેલન ફોટાઓ લીધા બાદ ખતમ થયુ હતુ

હરિલાલ કાલિદાસ વૈદ્ય
બેતુલ (સી પી)

---

# સમ્મેલનના સસ્મરણો

ઈસ્ટરના તહેવારોમા નાગપુરમા ૨૭ મુ અખિલ ભારતીય વૈદ્ય સમ્મેલન ભરાયુ, એચિક ચરન કોલેજના મકાનમા ભિન્ન ભિન્ન પ્રાતીય વૈદ્યોના ઉતારા પ્રદર્શન તથા સમ્મેલનની બેઠકની યોજના કરવામા આવી હતી મહારાજ બાગમા ખુલ્લી હવાનો લાભ સારો હતો નાગપુરની ગરમી દેશભરમા વખણાયેલી છે ખરી ગરમી જો કે મે માસમા આવવાની છે સૂર્યોદયના પુરોગામી અરૂણની જેમ ઋતુની વાસ્તવિક ગરમીની પુરોગામી ગરમી સમ્મેલનના વાદવિવાદમા સુસ્પષ્ટપણે વ્યક્ત થતી હતી નાગપુર આવા પ્રકારની ગરમી માટે પકાયેલુ છે

સી પી ના નામદાર આરોગ્ય મત્રીશ્રી પડિત દ્વારકાપ્રસાદ મિશ્રના શુભહસ્તે સમ્મેલનો ઘાટન ક્રિયા થઈ શ્રી મિશ્રજીનો સુમધુર વાકપ્રવાહ સભાને મુગ્ધ કરે તેવો હતો, તેઓશ્રીના શબ્દેશબ્દમા રાષ્ટ્રપ્રેમ અને આયુર્વેદાનુરાગ સુવ્યક્ત થતો હતો ગ્રામ્ય જનતા સુધી આયુર્વેદ પહોચી શકે તેવો પ્રચાર કરવાની તેઓશ્રીએ ભલામણ કરી હતી અને તેને માટે ખાસ વિશિષ્ટ અભ્યાસક્રમની યોજના પણ પડિત શ્રી સુદરલાલ શુક્લે રજુ કરી છે

ત્યાર પછી સ્વાગતાધ્યક્ષ શ્રી ગોવિંદદાસજી એમ એલ એ નુ રાષ્ટ્ર ભક્તિ પૂર્ણ વ્યાખ્યાન થયુ તેઓશ્રીએ પણ આયુર્વેદની કાયચિકિત્સા માટે બહુ જ ઉચો અભિપ્રાય દર્શાવ્યો હતો પછી આ સમ્મેલનના ધુરધર નાયક –પ્રમુખશ્રી વૈદ્ય પચાનન ગગાધર ગોપાળ ગુણે શાસ્ત્રીનુ વિદ્વત્તાપૂર્ણ પ્રવચન શરૂ થયુ પ્રમુખશ્રીના ભાષણમા નિર્દોષવાદ આયુર્વેદની શાસ્ત્રીયતા, આયુર્વેદમા રોગોચ્છેદકર તથા સ્વાસ્થ્યાનુવૃત્તિકર વિભાગ, આયુર્વેદનુ નિર્દોષત્વ, જીવાણુ વાદ વિમર્શ, હઠયોગ, પ્રાણાયામ, માનસિક રોગ વિચાર, આહાર શાસ્ત્ર

વિગેરે અનેક મનન યોગ્ય વાનગીઓ સયુક્તિક પીરસાયેલી છે શ્રી ગુરુદે શાસ્ત્રીજીએ ખરખર પોતાનુ વૈદ્યપચાનનત્વ સિદ્ધ કર્યુ છે શ્રી ગુરુદેવ શ્રી વયોવૃદ્ધ તથા સુપ્રસિદ્ધ જ્ઞાનવૃદ્ધ છે, તે વાત નિર્વિવાદ છે યુવાન જેવ ઉત્સાહથી દેશભરમા આયુર્વેદના પ્રચાર કાર્યાર્થ ફરવાની ધગશ તેઓશ્રી દર્શાવે છે

સભાનુ કાર્ય પ્રથમ એક દિવસ તો બરાબર ન ચાલ્યુ રાત્રે સબજેક્ટ કમિટીમા પણ બિહાર તથા મધ્યપ્રાન્ત યુદ્ધ કૌશલ્યના પ્રદર્શન વિના બીજ કશુ થયુ જ નહિ અમને લાગ્યુ કે આ મહાભારત સમા યુદ્ધનો અ નહિ જ આવે, અને અમારે કાઈ પણ સગીન રચનાત્મક કાર્યક્રમ લેવા વિના એમને એમ જ પાછુ ફરવુ પડશે પ્રમુખશ્રી સૌનુ મન રાખવા પ્રયત્ન કરે એટલે અશે જરા શિથિલતા પૂર્વક કાર્ય લબાયુ પણ આખરે શ્રી ગોવિંદદાસજીના સાનિધ્યમા બીજે દહાડે ઠીક ઠીક ઠરાવો પાસ થઈ ગય સમેલનનુ વિગતવાર ઇતિવૃત્ત આપવાનુ આ લેખમા મેં ધાર્યુ નથી, અને એ કાર્ય છે પણ કોઇ તત્રીશ્રીનુ ફક્ત મેં તો કેટલાક પરિચિત વિદ્વાનોના સ્મરણ ચિત્રો આલેખવાનુ જ ધાર્યુ છે, એટલે આપણે ઠરાવો, સ્વાગત વિગેરેના ગુણદોષને છોડી દઈ, "સ્મરણ મુકુર"મા પ્રતિબિંબિત વિદ્વજ્જનોને જોઈશુ પ્રત્યેક કાર્યના અતે शास्त्रदध्मा प्रतापवान्–એ મુજબ એક મહાશય શખ શખધ્વનિ કરતા–એ આ સમેલનની એક વિશિષ્ટતા હતી

૧ લાહોરથી શ્રી શિવશર્માજી આવ્યા હતા મને તો મહાનુભાવનુ પ્રથમ દર્શન જ હતુ તેઓ પોતાના સુદર વક્તૃત્વથી સભાને મત્રમુગ્ધ કરી શકે છે, અને એલોપથી તથા આયુર્વેદનુ તલસ્પર્શી જ્ઞાન ધરાવે છે તેના આયુર્વેદીય કાયચિકિત્સા તથા શસ્ત્રચિકિત્સાના ખાસ પક્ષપાતી છે મ મ શ્રી ગણનાથસેન અનુપસ્થિત હોવાથી અધ્યાપક સમેલનના પ્રમુખ તરીકે પ શિવશર્માને બેસાડવામા આવ્યા હતા તે દહાડે કોઈપણ પ્રકારની પૂર્વ તૈયારી વિના બહુ સુંદર રીતે તેઓ બોલી શકયા હતા તેઓશ્રીનુ વ્યક્તિત્વ પણ બહુ જ સુદર છે શ્રી પતિયાળાના રાજ્યવૈદ્ય શ્રી રામપ્રસાદજીના તેઓ સુયોગ્ય પુત્ર છે ફક્ત તેત્રીશવર્ષના યુવાન પુત્રને જીવનમા આવી અપૂર્વ પ્રતિષ્ઠા અને સાફલ્ય સાપડે એવી કયા પિતાને ગર્વાનદ ન થાય? મુંબઈ પ્રાતીય રેજીસ્ટ્રેશન બિલના સબધમા સિલેકટ બોર્ડ પાસે જે પ્રતિનિધિમડળ જવાનુ છે, તેમા શ્રી શિવશર્મા નિયુક્ત થયા છે લાહોરમા મોટુ સાધન સપન્ન રૂગ્ણાલય ચલાવે છે અને આયુર્વેદનો વિજયધ્વજ બહાદુરીથી ફરકાવી શકે છે "સીસ્ટીમ ઓફ ઇન્ડીયન મેડિસિન" નામક ગ્રથના તેઓ કર્તા છે

૨ રાજ્યવૈદ્ય શ્રી રામપ્રસાદજી પણ બહુ જ અસરકારક રીતે બોલી શકે છે તેઓ ધારે તો સભાને રડાવી શકે છે, અને ધારે તો હસાવી શકે

ઉત્તેજીત કરી શકે છે તેમની વાણીમા સુદર સજીવની છે છેલ્લે દહાડે તેઓશ્રીએ સભાને કરૂણરસ નિમગ્ન કરી હતી, તે કોઇથી કયા ભૂલાય તેવુ છે?

૩ આયુર્વેદમાર્તંડ વૈદ્યરાજ શ્રી જાદવજીભાઇને આપણા રાજકીય આયુર્વેદ જગતના મહાત્માગાધીજી અને વૈજ્ઞાનિક આયુર્વેદીય જગતના અર્વાચીન આત્રેયજી કહુ તો જરાયે અતિશયોક્તિ નથી કરતો એવુ મને લાગે છે તેઓશ્રીની અસ્વસ્થ તબિયત તથા વૃદ્ધાવસ્થા છતા યે તેમની રગેરગમા આયુર્વેદનો પ્રેમ વ્યાપક છે, યુવાનને યે શરમાવુ પડે તેવા ઉત્સાહથી તેઓ આયુર્વેદના હિતના કાર્યો ખેચ્યે જાય છે

તા ૧૭–૪–૩૮ ની રાત્રે પ્રાતવાર મત્રીઓ નિયુક્ત કરવાના હતા, ભારતવર્ષના દૂર દૂરના અપરિચિત ખૂણે ક્યો વૈદ્ય છે? તેનો પરિચય, પૂર્ણ પત્તો વિગેરે શ્રી જાદવજીભાઈ આપ્યે જતા હતા, ત્યારે મને તથા શ્રી હરીશકર ભાઈને થયુ કે આ તો ભાઈ જીવન્ત, મૂર્તિમત એ સાઇકલોપીડિયા છે, પ્રત્યેક વૈદ્યનો પરિચય પ્રાપ્ત કરવામા તેઓશ્રીએ કેટલુ ખર્ચ્યું? કેટલા પ્રવાસો કર્યા હશે? આયુર્વેદના નિગૂઢરત્ન સમા અનેક ગ્રથોના પ્રકાશનમા તેઓશ્રીએ સારૂ યે જીવન વ્યતીત કર્યું છે ત્રણ દિવસના તેઓશ્રીના ભાષણથી તો તેમના પ્રત્યેનો મારો પૂજ્યભાવ તથા ભક્તિ અવિશેષ દૃઢતર થયા છે, જુઓ નીચેના થોડા મુદ્દાઓ તેઓશ્રીના તલસ્પર્શી જ્ઞાનનો સુદર પરિચય કરાવે છે

(૧) ભસ્મ પરીક્ષાના વિષયમા આપણે રેખા પૂર્ણત્વ તથા વારિતરત્વ એમ બે પ્રકાર માનીએ છીએ તે બન્ને પ્રકારો ભસ્મોના સૂક્ષ્મતમત્વ સૂચક છે, પણ ખરી પરીક્ષા તો જે ધાતુની ભસ્મ હોય, તેનો જરા યે સ્વાદ ભસ્મમા ન રહે, તેટલા અશે Neutral બને ત્યારે તે તૈયાર થઇ છે એમ માનવુ

(૨) આપણા કવાથો વિગેરેને લાબો વખત ટકાવવાની યોજના તે આસવો અને અરિષ્ટો તથા ટિંકચસ રૂપે ઔષધ વાપરવાનો નિર્દેશ ચરકસહિતાના કલ્પસ્થાનના બીજા અધ્યાયમા (जीमूतक कल्प) સ્પષ્ટ છે જુઓ—

आसुत्य च सुरामडे मृदित्वा घृत प्रपिबेत् ॥

અર્વાચીન ટિંચર્સની બનાવટ પણ સુરા (Alcohol) માત્ર થાય છે

(૩) હાલમા વપરાતી "આઇસબેગ"નો ખ્યાલ ચરકમા મદાત્યયની દાહ ચિકિત્સામા છે જુઓ —

हेमराजतकास्याना पात्राणा शीतवारिभि
पूर्णाना हिमपूर्णाना द्रतीना पद्मनाहता ॥

(૪) ઈ જેકશ સના સિદ્ધાન્તનો તથા ગોયને "સ્ટરલાઈઝ" કરવાનો સુંદર વૈજ્ઞાનિક ધ્વનિ રસરત્ન મમુચ્ચયના સૂચિકાભરણ રસમા છે જુઓ—

सूच्यातिसूक्ष्मया तोयस्विन्नयाऽतिप्रयत्नत ॥

આવી તો અનેક સૂક્તિઓનો સગ્રહ તેમની પાસેથી મળી આવે છે અમારા વૈદકમા બધુ યે છે એમ કહી ઇતિકત યતા માની બેસવાના મતના તેઓ નથી જ તેઓશ્રી સ્પષ્ટ કહે છે કે અમારા આત્રેયજી આ સમયે ઉપસ્થિત હોય તો જરૂર પોતાની ચરકસહિતામા આધુનિક નવીનતાઓ અપનાવીને ઉપબૃહિત કરત આ ઉપરાત સમેલનમા તેમની ઉપસ્થિતિથી કેટલીયે વાદ ગ્રસ્ત બાબતોનો સરળ અને યોગ્ય તોડ નીકળી શકે છે તેઓશ્રીનુ મક પબળ, તથા ધ્યેયપૂર્ણ અને નિયમિત જીવન આદર્શરૂપ છે

૪ શ્રી જુગતરામભાઈ—ज्ञात त्रयो भुवनविदित्ते એવા વિશ્વવિખ્યાત મહાત્મા, અને આયુર્વેદને મૃતમ જીવની આપનાર શ્રી ઝંડુભટજીના સુયોગ્ય પૌત્ર છે પોતાના આભિજાત્યને અનુરૂપ સદ્ગુણો તેઓશ્રીમા વિલસી રહ્યા છે પિતામહના પગલે ચાલી આયુર્વેદનો બહોળો શાસ્ત્રીય પ્રચાર કરી, દેશના પ્રત્યેક ખૂણે આયુર્વેદની જયઘોષણા પહોચાડી, આયુર્વેદને જીવતો રાખવામા તેમનો મોટો હિસ્સો છે પનવેલવાળા શ્રી પુરાણિકે ફાર્મસીની શરૂઆત મુબઈની ઝંડુફાર્મસીની પહેલા કરેલ, પણ જામનગરની શાખા તેથીયે પ્રાચીનતર છે વળી શ્રી જુગતરામભાઈ શાસ્ત્રીય ગુણો જાળવી રાખીને આપણી દવાઓને આધુનિક આકર્ષક સ્વાગ સુદર રીતે પહેરાવી જાણે છે તેમના ભાષણમા ઘણા અભિનવ કીમતી સૂચનો છે તથા યોગસગ્રહ (ફાર્મોકોપીયા) રચવાની ખાસ ભલામણ સમયસરની અને અત્યત ઉપયોગી છે

૫ શ્રી દુર્ગાશકર શાસ્ત્રીજી—એટલે વિદ્યાની કોઇ પણ શાખાના નિપુણ ઇતિહાસવેત્તા વૈદ્યકીય રહસ્યોને બહુ જ શાસ્ત્રીય ઝીણવટથી તેઓ સમજી શકે છે ન્યાય સાખ્ય આદિ દર્શનનો વ્યાકરણ તત્ર ધર્મશાસ્ત્ર, સાહિત્ય, આયુર્વેદ વિગેરે વિષયોની ચર્ચા અમારે થતી તે દરેક વિષયમા તેમનુ તલસ્પર્શી જ્ઞાન મને તો હરઘડીએ મુગ્ધ કરી રહ્યુ છે તેઓશ્રી સ્વભાવે બહુ જ આનદી છે કોઈ પણ ગ્રથ વાચતા વાચતા તરતજ તેના કાલનિર્ણયના મુદ્દાઓ તેઓ સરસ રીતે તારવી કાઢે છે તથા પ્રત્યેક વિષયમા તેમની અવગાહન શક્તિ (Penetrating Power) અજોડ છે

૬ કવિરાજ પ્રતાપસિહજી સભાના ક્ષુબ્ધ વાતાવરણને તરત જ અકુશમા લઇ શકે છે નિયામક તરીકેની તેઓની શક્તિ સુદર છે સુમધુર તથા પ્રાણવાન્ વાકપ્રવાહથી સભાને તેઓ સ્તબ્ધ કરી શકે છે, તથા ધાર્યુ કરી

જાય તેવા છે યકિતત્વ તો સારૂ છે જ ખનિજ શાસ્ત્રની ઘણીયે નવીન તાઓ તેમને આભારી છે

૭ બિહારના પ્રતિનિધિઓમા એક યુવાન મિત્ર મિ મરાઠે તથા બીજા એક ભાઈ બહુ સુદર દલીલો કરી શકતા હતા, આ બને યુવાનોની પોતાના પ્રાત માટેના અલગ પ્રતિનિધિત્વની લડત મને તો સાચી લાગી છે જો બને પ્રાતમા ભાષા અલગ અલગ હોય તો બિહારને ની ગી થી અલગ પ્રતિ નિધિત્વ અપાય તો ખોટુ શુ છે? તેમની સામેની દલીલોમા શ્રી હિંવકર તથા "તેમના મિત્ર" શ્રી દેશપાડે તેટલા જ તૈયાર હતા આ Constitutional યુદ્ધ જોવાની ભાર મજા પડી, અને કગળો પણ આવતો પણ આપણી રાષ્ટ્રીય કોંગ્રેસ કેવી સરસ રીતે મનુષ્યો તયાર કર્યા છે? એ જોઇને માતૃ ભૂમિની એ પનોતી ગારવાન્વિત સસ્થા તરફ માન થાય છે

૮ શ્રી દા ાણીજી આ બધા પ્રસગામા બહુ સ્વસ્થ દેખાતા નહતા તથા બધાના સ્વાગત અને વ્યવસ્થાનો બોજો તેમના શિરપર જ હતો, પહેલો એમ વિસ વીત્યા પછી તેઓ જરા ઠેકામા આવી ગયા હતા તેઓ એક કવિની પેઠે મધુર જોશ ાર અને ભાવનાપૂર્ણ ભાષા બોની શકે છે ઘણી ભાષાઓનુ જ્ઞાન તેઓ ધરાવે છે તથા શુદ્ધ આયુર્વેદના સારા નિષ્ણાત અને ભક્ત છે આપણા વૈદ્ય સમાજમા હજી કેટલાક પડિતો કેવળ સસ્કૃતમા જ અધ્યાપનના મતના છે તેઓમા તેમનો સમાવેશ કરી શકાય હુ માનુ છુ કે સસ્કૃત અધીન જ્ઞાન-વિતરણ હિન્દી મધ્યસ્થ દ્વારા થાય તો ખોટુ શુ છે?

૯ શ્રી ગણેશશાસ્ત્રી જોશી (પૂના) પણ એક સારા વિદ્વાન અને આયુર્વેદ ભક્ત છે આપણા પ્રાતીય રજીસ્ટ્રેશન બિલના વિરોધ માટેનુ પ્રચાર કાય તેઓશ્રીએ પૂનામા અને અ ત્ર ઠીક કર્યુ તે હુ ધારૂ છુ કે એક સાસિકના તેઓ તત્રીશ્રી છે

૧૦ મારા પરમમા ય ગુજ ાની ભાઇઓ વિષે વ્યક્તિગત લખવા કરતા ટુકામા થોડ પથક લખવુ યોગ્ય ધારૂ છુ તેઓ પ્રેમ રાખી સારી સખ્યામા પ્રત્યેક સમેલનમા જાય છે, તથા પ્રચાર કાય પણ સુદર કરી શકે છે, આયુર્વેદ પ્રત્યે પ્રેમ પણ સરસ ધરાવે છે, પણ પરસ્પરનુ આતરિક વૈમનસ્ય બહારના જગતને સ્પષ્ટ દેખાઈ જાય છે તેમ ન થવુ જોઈએ ઘરમા ગમે તેમ મતભેદ હોય પણ બહાર તો सदैनौभुनक्तु सर्वीर्य करवावहै — એમ જ હોવુ જોઇએ સામાજીક હિતને ખાતર આત્મીય હિત ત્યજવા જેવી ઉદારતા દાખવવી એ મહાન્ ગુણ ગણાય છે અમુક કાઠિયાવાડીઓ અને અમુક ગુજરાતીઓ—આવા ભેદ શા માટે? ખાસ સયો ાવશાત્ મહિયા

વાડ સમેલન ન ભરી શકે તેથી શુ થયુ ? આપણા સમેલનો કેવાક થાય છે કે **આપણા સર્વનુ વહાલુ નતન ભારતવર્ષ અને આ જ્ઞાતિ ભિષક્‌ની (તૃતીયા)** વિજ્ઞાનના ક્ષેત્રમા પ્રગતિ સાધવા માટે પ્રેરે કે જાતિભેદોના વાડા તોડી નાખી એકત્ર થઇને આયુર્વેદની ફરકાવવામાજ શોભા છે સૌરાષ્ટ્રના પનોતા પુત્રોનો આયુર્વેદ હિતાય ઓછો ફાળો નથી પૂજ્ય ઝંડુભટ્ટજી, શ્રી બાવાભાઈ, શ્રી જટાશંકર લીલ શ્રી વિશ્વનાથભાઈ, શ્રી જયકૃષ્ણભાઈ, શ્રી અમૃતલાલભાઈ પટણી એ સ્વર્ગસ્થ મૂલ્યવાન રત્નો સૌરાષ્ટ્રની ભૂમિના જ હતા અને શ્રી શ્રી જુગતરામભાઈ, ડૉ પાઠક શ્રી દુર્ગાશંકરભાઈ વૈદ્યરાજ બાપાલાલ એ સર્વ પણ સૌરાષ્ટ્રની ગરવી ભૂમિના જ રત્નો છે આ સર્વ વિદ્વાન તરફનુ ઋણ ગુજરાત કઇ રીતે અદા કરવા માગે છે !

સારાયે ભારત વર્ષના પ્રાણભ્યોઽપિપ્રિય મહાત્મા ગાંધીજી પણ સૌરાષ્ટ્રનાજ છે હું ઈચ્છું છુ કે—**ભૌગોલિક મર્યાદાઓ ભૂલાવીને આપણે એક જ દેશના તથા એક જ જ્ઞાતિના છીએ એમ માની અભેદ સાધીને આયુર્વેદના હિતાર્થે 'ઝંડા ઉંચા રહે હમારા' એવી ઉચ્ચ ભાવનાથી વિજ્ઞાનની પ્રગતિમા આગળ વધીએ**

અત્યાર તો વિષમે સમુપસ્થિતે—છેલ્લા શ્વાસ લેતા આયુર્વેદને અતસંજીવની આપવા માટે આયુર્વેદીય કૉલેજો સ્થાપવામા આપણી સર્વ શક્તિઓ કેંદ્રિત કરવાની બહુજ જરૂર છે મહારાષ્ટ્રમા કેટલા મહાવિદ્યાલયો છે ? મધુકરી માગીને પણ આયુર્વેદ પ્રચાર સાધવાની મહારાષ્ટ્રીઓની ઉચ્ચવૃત્તિ તથા કુરબાનીને ધન્ય છે

પંડિતજી શ્રી હરિપ્રપન્નજી, શ્રી બાપાલાલ ભાઇ ડૉ પાઠક તથા શ્રી અબાશંકર ત્રિવેદીની ગેરહાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી

નાગપુરનુ સમેલન કેટલે અંશે સફળ ગણાય ? તેનુ ઉત્તારોત્તર્ કઇ રીતે થઈ શકે ? હુ તો માનુ છુ કે—હાલમા આપણા સમેલનોમા Political તત્ત્વ વિશેષ હોય છે, ખાસ વિદ્યાનુરાગી સજ્જનોથી સમેલનોમા નિયમિત ન જવાય તો પૂ જાદવજીભાઈ, પં હરિપ્રપન્નજી, શ્રી દુર્ગાશંકર ભાઈ, અને શ્રી બાપાલાલભાઈ જેવા આયુર્વેદના જંગમતીર્થો પાસે પ્રતિવર્ષ થોડાદિન વ્યતીત કરી આવવા એટલે અનેકવિધ નવીનતાઓ મળી રહેશે ઇત્યલ્મ

ધ્રાંગધ્રા
તા ૨—૫—૩૮

લી
વૈદ્ય વાસુદેવ મૂ દ્વિવેદી

---

Regd No B 1319

નડીઆદ ગુજરાતની લાયબ્રેરીઓ માટે મંજુર થએલું

વૈદક સિદ્ધાંતોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી ચર્ચનારું વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

| | | |
|---|---|---|
| પુસ્તક ૧ | तस्यैव युक्तं भेषज्यं यदारोग्याय कल्पते। | વૈશાખ |
| અંક ૭ | स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥ | ૧૯૪ |

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી. તરફથી
૭ ભવાની શંકર રોડ મુંબાઈ-૧૪



શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
સમજણ શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારા જ મળશે

વાર્ષિક લવાજમ ૩-૦-૦ લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૧ મુ ]　　　વૈશાખ ૧૯૯૪　　　[ અંક ૭


## પ માલવીયજી અને કાયાકલ્પ

પ મદનમોહન માલવીયજી કાયાકલ્પનો પ્રયોગ કરે છે, એથી તેઓ વીશ વર્ષે જુવાન દેખાય છે, વગેરે વાતો પ્હેલા તપાસ પૂરી થયા વગર તથા એ પ્રયોગ પૂર્ણ થયા પ્હેલા છાપાઓમા આવી હતી અને એની ટુકી નોધ આ માસિકમા પોષના અકમા કરી હતી તે પછી તો એ પ્રયોગ પૂરો થઈ ગયો છે વળી વિવેકશૂન્ય લેખકોએ છાપાઓમા આયુર્વેદના રસાયન યોગોને કાયાકલ્પ ગણીને ગ્રન્થોમાથી એ યોગોની યાદીઓ છાપવા માડી છે દુનિયા ઝુકતીહૈ ઝુકાનેવાલા ચાહીએ એ કહેવત તો જૂના વખતથી ચાલે જ છે પણ આ છાપાઓના જમાનામા એ પ્રકારની આડે બીજુ દેખાતુ નથી

પણ આ કાયાકલ્પની માહિતી પ્રયોગસ્થળેથી મેળવીને જાહેર કરવાની વિનતિઓ કાશીના વૈદ્યોને જાહેર રીતે કરવામા આવેલી એને પરિણામે પણ પત્રોમા કેટલુક પ્રગટ થયુ છે તેમાથી ચૌજ નામના મરાઠી પત્રના તા ૨૩-૨-૩૮ ના અકમા શ્રીયુત દામોદર કૃષ્ણકેતકર નામના એક વૈદ્યે પ્રયાગથી જે લખી મોકલ્યુ છે તેનો સાર નીચે આપ્યો છે

શ્રી કેતકર આયુર્વેદના કુટીપ્રવેશવિધિ અને આ કાયાકલ્પને એક જ ગણે છે પણ મારો મત મે પોષના અકમા આપ્યો છે તે ફરી કહુ છુ કે કાયાકલ્પ સાથે કુટીપ્રવેશવિધિને ભલે કાંઈ કે સામ્ય હોય અથવા કુટીપ્રવેશ એ કાયાકલ્પનુ એક અગ હોય, એ ગમે તેમ હો પણ કાયાકલ્પ એ આયુર્વેદનો નહિ પણ સાધુ સપ્રદાયનો શબ્દ અને પ્રયોગ છે

શ્રી કેતકરે પ માલવીયજીને આ પ્રયોગ કરાવનાર સાધુનુ નામ બિશાનદાસજી અથવા તાપસી બાવા આપ્યુ છે અને એમનું થોડુ ચરિત્ર આપ્યુ છે જેનો સાર એવો છે કે આ તાપસી બાવા જો કે દેખાય છે કે ૪૦-૪૫ વર્ષના પણ છે ૧૭૭ વર્ષના સગીન પુરાવો ન મળે ત્યા સુધી આવી વાત મનાવી મુશ્કેલ છે અવણત્ત શ્રદ્ધાના બળથી જેને ગળે ઉતરે તેની વાત જુદી છે

આ તાપસી બાવાએ હિમાલયમા ઘણુ વર્ષો એકાતવાસ સેવ્યો છે વનસ્પતિઓ અને કદમૂળોનો પરિચય મેળવ્યો છે, યોગાભ્યાસ પણ કર્યો છે પણ પછી જ્યારે તેઓને વૃદ્ધાવસ્થાની અસર થવા માડી ત્યારે તેમને એક વૃદ્ધ તપસ્વી યોગીનો બ્રહ્મપુત્રા નદીને કાઠે સમાગમ થયો અને તે તપસ્વીએ ખવરાવેલી સાત ગોળીને પરિણામે તાપસી બાવા પોતે પાછા જુવાન થયા નવા દાત આવ્યા અને વાળ કાળા થયા આ પ્હેલા પ્રયોગ પછી પણ તાપસી બાવાએ બે ત્રણ વખત કાયાકલ્પનો પ્રયોગ કર્યો છે પ માલવીયજીને કાયાકલ્પને પરિણામે નવા દાત આવ્યાની વાત પાછળથી ખોટી ઠરે છે એ પુરાવો જોતા આમાથી કેટલુ માનવુ એ પ્રશ્ન છે

પણ હાલમા એ તાપસીબાવા વૃદાવન નજીક કોટણ ડમા રહે છે અને તેઓ પાસે કાયાકલ્પ ઉપરાત અનેક જાતની સિદ્ધિઓ છે એમ કહેવાય છે તાપસીબાવાના વિશ્વાસપાત્ર શિષ્ય શ્રી કૃષ્ણદાસજી અને રાજવૈદ્ય સ્વામી આનદજી એમ એ બે મિત્રો છે આ સ્વામી આનદે ગાઝીઆબાદમા કેટલાક વર્ષથી કાયાકલ્પકાનન સ્થાપેલ છે અને તાપસીબાવા દરવર્ષે ઘણા દિવસો સુધી ત્યા રહે છે કેટલાક વખત પ્હેલા અલાહાબાદના પ્રખ્યાત જ્યોતિષી પ્રો પ્રદ્યુમ્નનારાયણ જેઓ પ માલવીયજીને ગુરૂસ્થાને માને છે તેઓ તાપસીબાવાના દર્શનાર્થે ગયા હતા, ત્યારે તેઓએ તાપસીબાવાને પ માલવીયજીને મળવાની વાત કરી અને તાપસીબાવાને પ માલવીયજીના લોકોપકારક જીવનવૃત્તાતની ખબર હોવાથી તેઓએ તરત એ સૂચનાનો સ્વીકાર કર્યો અને મળવા ગયા ત્યારે પ માલવીયજીની દિવસે દિવસે વાર્ધ ક્યના ઝપાટામા આવતી જતી છતા ઉત્સાહથી કર્તવ્યમા લાગી રહેલી મૂર્તિને જોઇને તાપસીબુવાને આશ્ચર્ય થયુ અને એ મુલાકાત વખતે તાપસી બુવા, સ્વામી આનદજી અને પ માલવીયજી વચ્ચે ચર્ચા થઇ ને કાયાકલ્પનો પ્રયોગ કરવાનુ નક્કી થયુ

આ પ્રયોગમા જે ઔષધનો ઉપયોગ કરવામા આવતો હતો તે તૈયાર કરવાનુ કામ સ્વામી કૃષ્ણદાસજી અને સ્વામી આનદને માથે હતુ આ પ્રયોગમા મુખ્ય વસ્તુ છે **પલાશસ્વિન્ન આમલક રસાયન** અને ખોરાકમા કપિલા ગાયનુ દૂધ અને મધ ગાયના દૂધ માટે ખાસ જોઈને તદુરસ્ત કપિલા ગાયો માલવીયાજીની કુટી પાસે જ રાખેલી હતી આટલી હકીકત ઉપર કહેલા લેખમા શ્રીયુત દામોદર કૃષ્ણકેતકરે લખી છે અને પછી આયુર્વેદમાથી પ્રસ્તુત આમલક રસાયનનો વિધિ ઉતાર્યો છે

આ આમલક રસાયન પ્રયોગ કાઈ નવો નથી વાગ્ભટના ઉત્તરસ્થાનના ૨૯ મા અધ્યાયમા એ પ્રયોગ છે અને સુશિક્ષિત વૈદ્યોને સુવિદિત છે પચાસથી

વધાર વર્ષો પ્હેલા રસેશધર્માચાર્ય રસવૈદ્ય મણિશકર વિઠ્ઠલજીએ બરડાડુગરમા પર્યટન કરતા ડુગર ઉપર ખાખરાનુ ઝાડ કપાવી આ રસાયન તૈયાર કરવાનો પ્રયત્ન કરેલો જેનુ વર્ણન મહૂગત પ્રાણશકર પ્રેમશકર પટ્ટણી જેઓ એ મુસાફરીમા સાથે હતા તેઓએ વૈદ્ય કલ્પતરૂના ૧૯૦૫ના નવેમ્બર અકમા કર્યું છે પછી મહાત્મા ઝડુભટ્ટજીના કુટુબની સલાહથી મહામહોપાધ્યાય શ્રી હાથીભાઈ હરિશકર શાસ્ત્રીએ સ, ૧૯૭૪ના માગશર માસમા એ પ્રયોગ કરેલો અને તે પછી પણ એમણે બે ત્રણ વખત એજ પ્રયોગ કર્યો છે પણ ૧૯૭૪મા કરેલા એ પ્રયોગનુ વર્ણન એમણે જ મારી માગણીથી લખી મોકલેલુ અને જે એજ વર્ષના આ માસિકના ભાદ્ર અકમા છપાયેલુ તે અહીં ઉતાર્યું છે તેઓ લખે છે –' મેં ગયા માર્ગશીષમા આમળાનો પ્રયોગ કર્યો તે માટે *વૈદ્યરાજ વિશ્વનાથભાઇ ( સ્વ વિશ્વનાથ વિઠ્ઠલજી મોરબી )એ સ્વય પધારી* પીઠડીયામા એક ખાખરો કપાવી તેમા દ્રોણી કરાવી નડીઆદથી મગાવેલા એક મણ આમળા તેમા વાગ્ભટોક્ત પ્રકારથી સ્વિન્ન કરી મધમા નાખી લીધા[1] પછી ઘેર આવી હરડેનો એક દિવસ રેચ લઇ બીજે દિવસી રોજ

---

૧ વાગ્ભટમા આ પ્રયોગ નીચે પ્રમાણે છે—

गिरजार्द्रपलाशस्य छिन्ने शिरसि तत्सत ।
अन्तर्द्विहस्त गम्भीर पूर्यमामलकैर्नवै ॥
*आमूल वेष्टित दर्भे पद्मिनीपङ्कलेपित ।*
*आदीप्य गोमयैर्वन्ये निर्वात स्वेदयेत्तत ॥*

स्विन्नानि ता यामलकानि तृप्तया खादेन्नर क्षौद्रघृतान्वितानि ।
क्षीर घृत चानुपिबेद् प्रकाम तनैर वर्तत च मासमेकम् ॥
त्यजानि व र्यानि च तत्प्रयत्नात् स्पृश्य च शीताम्बु न पाणिनापि ॥
एकादशाहेऽस्य ततो व्यतीते पतन्ति केशा दशना नखाश्च ॥
अथा पकैरन दिनै सुरूप स्त्रीष्वक्षय कुजरतुल्यवीर्य ।
विशिष्टमेधाबलबुद्धि सत्त्वो भवत्यसौ वर्षसहस्रजीवी ॥

વાગ્ભટ ઉ અ ૩૯ શ્લો ૨૮ થી ૩૨

*અર્થ*—ઉધડા વગેરેથી બગડેલ નહોય તેવા નીરોગી લીલા ખાખરાના ઝાડનું માથુ કાપી નીચેના થડમા વચ્ચે બે હાથ ઉડો ખાડો કરી તેમા તાજા આમળા ભરી દેવા પછી તે ખાખરાના થડને મૂળથી ઉપર સુધી દર્ભ વીંટી તે ઉપર તળાવનો ગારો ચોપડી અડાયા છાણા આસપાસ મુકી પવન ન લાગે તે રીતે સળગાવવુ આ રીતે ખાખરાની અંદર આમળા બફાઈ જાય પછી એ આમળાને મધ અને ઘી સાથે તૃપ્તિ થાય તેટના ખાના અને તે ઉપર ગરમ કરેલુ દુધ ઇચ્છા પ્રમાણે પીવુ આ રીતે એક મહીના સુધી

પાચ સાત આમળા વાટી તેનો આકવી છણેલ માવો કે જે આશરે રૂ ૧૫ ભાર થતો તેમા દશ તોલા ઘી તથા આઠ તોલા મધ નાખી સવારમા છ બજે લેતો, તે ઉપર એ વખતે ૧૦ તોલા દૂધ લેતો અને તે પછી દશ બજે ગરમ દૂધ શેર એક (રૂ ૪૦ ભાર) તથા બાર બજે ૧ શેર, સાજે ૧ શેર અને રાતના દશ બજે ૧૦ તોલા ભાર લેતો, આ રીતે કુલ ૩ કેથી ચાર શેર દૂધ લેતો

જો કે આ ગ્રન્થમા ૧૧ દિવસ પછી જૂના નખ, દાત, વાળ, વગેરે પડી જઈ નવા આવવા લાગે એમ લખ્યુ છે પણ મને તેવુ કાઈ ન થયેલુ પણ વીશ દિવસ પછી આખા શરીરની ચામડી ભરભટી ગઇ અને ઉપરથી આદુના જેવી ફોતરી ઉતરતી ગઇ અને એકનીશ દિવસ પૂરા થયા પછી જેમ જેમ રોટલી વગેરે ચાલુ ખોરાક ઉપર આવતો ગયો તેમ તેમ શરીરના હાડકાના ગભ જેવા ગોઠણુ નજદીકના તથા મસ્તકના ગર્તોમા નવું માસ ભરાતું લાગ્યુ તેમ નવું રૂધિર પણ આવતું માલુમ પડયુ અને બે મહિને ચામડી સ્વચ્છ થઇ ફોતરો મટી ગઇ પ્હેલા ભાત દાળ જેવો ખોરાક ૧૫ કલાકે પચતો તેને બદલે ઉપર ધારનુ ચૂરમુ પણ બાર કલાકે પચવાનો અનુભવ થયો શરીરમા સ્ફૂર્તિ વિલક્ષણ દેખાઈ અને પ્હેલાની સુસ્તી તદ્દન નિર્મૂળ થઈ

પ્રયોગ અગાઉ બે દિવસથી તથા પ્રયોગ પૂરો કર્યા પછી ચાર દિવસ સુધી ઠડા જળનો મેં સ્પર્શ પણ કર્યો નહોતો સધ્યાદિ શિવપૂજન તપણાદિ કૃત્યો પણ ઉષ્ણોદકથીજ થતા પાણી પીવાની ઈચ્છાજ થતી નહિ અન્ન તથા જળ બ નેનુ કામ દૂધથીજ ચાલતુ છેલ્લા છ સાત દિવસ જરા અશક્તિ જણાઈ, તે પ્રયોગ સમાપ્ત થયા પછી એક અઠવાડીઆમાજ મટી ગઇ અને ત્રણુચાર મેલ ફરતા પણ થાક નથી લાગતો તેમજ મને જે દમનો વ્યાધિ હતો તે પણ છેક નિવૃત્ત થઇ ગયો ”

આ પ્રયોગમા ગ્ર થોક્ત પૂરૂ ફળ ન દેખાવાનુ કારણ આમળાની અપરિપકવતા, સ્વે નની ખામી વગેરે ખામીઓ સ્વ ગત વિશ્વનાથ વિઠ્ઠલજીને તથા મ મ હાથીભાઇ શાસ્ત્રીને લાગેલ તેથી એ દોષો ન આવે એ રીતે પછીની મોસમમા પણ એમણે એજ પ્રયોગ કરેલો ખાખરાના ઝાડની સુલભતા માટે પ્હેલીવાર જેમ પીઠડીઆ પસદ કરેલુ તેમ બીજી વાર ઉદેપુર પસદ કરેલુ

---

આ આમળા અને દૂધ ઉપર રહેવુ રસાયન વિધિમા કહેલ પથ્ય પાળવુ ગરમ પાણીને તો અડવુ પણ નહિ આ પ્રયોગથી ૧૧ મે દિવસે વાળ દાત અને નખ પડી જાય છે પછી થોડા દિવસમા આ પ્રયોગ કરનાર માણસ કાતિવાળો સ્ત્રીસંગમા અક્ષય વીર્યવાળો અને હાથી જેવા બળવાળો થઈને અને બુદ્ધિ સ્મૃતિ અને સત્ત્વ મેળવીને એક હજાર વર્ષ જીવે છે

પણ બે ત્રણ વખતના પ્રયોગથીયે ગ્રન્થમા કહેલો વાળ ખરી જવા વગેરે અનુભવ થયો નથી એટલુજ નહિ પણ દમનો વ્યાધિ જે પ્હેલા પ્રયોગ પછી નિવૃત્ત થયો હતો તે પાછો આવ્યો છે હમણા તેઓએ ઉપરનો આમલક પ્રયોગ કર્યો હોય એમ હુ જાણુતો નથી પણ સપ્તામૃત લોહનુ સેવન નિત્ય ચાલુ રાખે છે, એમ જાણુ છુ અને એ રસાયનના સેવનથી દમ અને સારણ જેવા ખરાબ રોગો વળગેલા હોવા છતા સામાન્ય તબીઅત સારી છે મ મ હાથીભાઈ શાસ્ત્રીનો જન્મ સ ૧૯૧૬મા છે, અર્થાત્ તેઓ પ માલવીયજીથી પણ બે વર્ષ મોટા છે

હવે પ માલવીયજીનો તથા તેની સાથે એજ પ્રયોગ કરતા શ્રી હરદત્ત શાસ્ત્રીનો પ્રયોગ પૂરો થઈ ગયો છે અને એ વિષે તા ૩ જીના ક્રૉનીકલમા ખબર છે કે પ માલવીયજીનુ શરીર કાયાકલ્પનો પ્રયોગ પૂરો થયા પછી દાક્તર બેનરજીએ તપાસ્યુ છે અને એ જુવાન થઇ ગયા છે એમ કહેવાય એવો કશો ફેરફાર થયો નથી માથાના વાળ કાળા થવાની તથા નવા દાત આવ્યાની જે વાતો આવેલી તે ખોટી છે ચામડી ઉપર પ્હેલાનીજ કરચલી છે વાળ ધોળાજ છે અને ઉમ્મર ૭૦ નીજ દેખાય છે અલબત્ત પાચન શક્તિ સુધરી છે તબીઅત વધારે તદુરસ્ત થઇ છે આખ સુધરી છે અને પ્હેલા કરતા ટટાર ચાલે છે કાયાકલ્પનો પ્રયોગ પૂરો કરીને ઉઠયા પછી લેવાયલો એમનો ફોટો છાપાઓમા છે એ ઉપરથી યે ધોળા વાળ અને કરચલીવાળી વૃદ્ધ અવસ્થા દેખાય છે

ટુકામા કહેવાનુ એટલુજ છે કે આટલો ફેરફાર સ્વાભાવિક છે રસાયન ઔષધ પ્રયોગકે પ્રાકૃતિક ઉપચાર પદ્ધતિ અથવા વૃદ્ધાવસ્થાને અનુકુળ ખાસ ખાસ વ્યાયામો, યોગવા પ્રયોગો, હવાફેર અથવા કેટલીક વાર તો કુદરતી રીતે એની મેળે જ શરીરમા વૃદ્ધાવસ્થામા પણ આવા આરોગ્ય દર્શક ફેરફારો થાય છે એમા કશુ આશ્ચર્ય નથી બાકી એથી વધારે સાચી જુવાની પાછી આવવી કે દોઢસો બસ્સો વર્ષ જીવવાની વાતો, અજ્ઞાનીઓને ફોસલાવવાની વાતો છે

આ વિષયની ચર્ચા પૂરી કરતા એક અરૂચિકર સત્યપણ કહી દઉં, ઉપર જેની વાત કરી છે તે આમલક રસાયનની ફલશ્રુતિમા હજાર વર્ષ જીવતા રહેવાની વાત છે ગ્રન્થોક્ત બીજા રસાયનોની નીચે પણ એવીજ હજાર-દશ હજાર વર્ષની ફલ શ્રુતિ છે આવી ફલશ્રુતિ ઉપર અવિશ્વાસ આ જમાનામા જ આપણામા આવ્યો છે, એવુ ઘણા માને મનાવે છે પણ એ ખોટુ છે પ્રાચીનોમા પણ જે વિચારશીલ વિદ્વાનો હતા તેઓએ આવી વાતોને કોઈ દિવસ માનીજ નથી દાખલા તરીકે દોઢ હજાર વર્ષ પ્હેલા

થઈ ગયેલા પૂવમીમાસા સૂત્રના ભાષ્યકાર શબરસ્વામીએ પ્રસ્તુત રસાયનોને ઉદ્દેશીને જ લખ્યુ છે ઙ

न रसायनामेतत्सामर्थ्यं दृष्ट येन सहस्रसवत्सर जावेयु ।

*જેનાથી હજાર વર્ષ જીવાય એવી રસાયનોમા શક્તિ નથી*

---

# પ માલવીયજીનો કાયાકલ્પનો અનુભવ

કાયાક પનો પ્રયોગ પૂરો થયા પછી પ માલવીયજી પોતાનો અનુભવ પ્રગટ કરશે એવુ તો પ્રયોગ દરમ્યાન જાહેર થયુ હતુ પણ પ્રયોગ થયા પછી પ માલવીયજીને તાવ આવવા માડયો અને તેથી તેઓ તરતમા પોતાનો અનુભવ પ્રગટ ન કરી શક્યા પણ પછી એપ્રીલ ૩૦ મીના બોમ્બે ક્રોનીકલમા પડિતજીએ લખી મોકલેલો કાયાકલ્પનો અનુભવ પ્રગટ થયો છે પ માલવીયજીએ કાયાકલ્પનુ વિવરણ કરતા આયુર્વેદના રસાયન વિધિનુ પણ વિવરણ કયુ છે ઉપર જે વદ્ય કેતકરના લેખમાથી ઉતારા કર્યો છે તેમા આ પ્રયોગને વાગ્ભટનો પલાશસ્વિન્નામલક પ્રયોગ કહ્યો છે તે સાચુ છે આ અને બીજી પણ હકીકત શ્રી કેતકરના લેખમા આવી ગયેલી પ માલવીયજીના લખાણમા જોઈ ને પુનરૂક્તિ દોષને ટાળવા માટે છોડી દીધી છે

પ માલવીયજી લખે છે કે—મારા કાયાક પ પ્રયોગે ઘણી ચર્ચા જગાડી છે મારા કુટીમાથી બ્હાર આવ્યા પછી મારા પ્રયોગની ઘણી જાહેરાત થઇ છે તથા તેના પરિણામ વિષે ઘણી અતિશયોક્તિવાળી આશાઓ રાખવામા આવી છે એવુ જાણીને મને દિલગીરી થઈ અનેક પરદેશોમાથી પણ પૂછપરછ થઈ છે એવુ મારા જાણવામા આવ્યુ છે પ્રયોગ વિષે તથા તેના પરિણામ વિષે સાચી હકીકત જાણવાની ઘણા લોકોની ઈચ્છા છે, એ હુ જાણું છુ અને એ ઇચ્છાને કાઇક અશે સતોષ આપવાનો આ મારો પ્રયત્ન છે વળી આ વિષય ઉપર લોકાનુ જે ધ્યાન દોરાયુ છે તેનુ કાઈક શુભ ફળ નિપજે અને પ્રયોગના ખોટા ઉપયોગથી કાઇ હાનિ ન થાય એ માટે મારે આ વસ્તુ જાહેરમા મુકવી આવશ્યક છે

પુનર્યૌવન (પ્રાચીન પરિભાષામા જરાવ્યાધિ નિવારણ) માટે કાયાકલ્પનો પ્રયોગ એ આયુર્વેદનુ એક અગ છે દેશી વદકના પ્રાચીનતમ ગ્રથ ચરકમા આ વિષય ઉપર કેટલાક અધ્યાયો છે એજ રીતે સુશ્રુત વાગ્ભટ અને બીજા ગ્રથોમા આ વિષયના અધ્યાયો છે આ કાય માટે વપરાતા ઔષધો રસાયન કહેવાય છે ચરકસુશ્રુતાદિ ગ્રથોમા અનેક રસાયન યોગો આપ્યા છે મૂળનો પ્રાચીન મહર્ષિઓની વૃદ્ધાવસ્થા દૂર કરવા માટે રસાયન યોગો યોજવામા આવ્યા હતા

ચરકાચાર્ય કહે છે કે[1]—જૂના વખતમા ચ્યવનાદિ મહર્ષિઓ જેઓ વૃદ્ધ થઇ ગયા હતા તેઓ આ કલ્યાણકર રસાયનોનું સેવન કરી દીર્ઘઆયુષ્યવાળા થયા અને તપ, બ્રહ્મચર્ય અને અધ્યાત્મ ધ્યાન મેળવી તે દ્વારા સ્વર્ગમા ગયા માટે આયુષ્ય વધારવા અર્થે સુખ અને જીવનની ઇચ્છાવાળાઓએ એકાગ્ર થઈને વિધિઅનુસાર રસાયન વિધિનુ સેવન કરવુ

બીજે સ્થળે ચરક જ કહે છે કે[2] આ રસાયનોના સેવનથી માણસ દીર્ઘાયુષી થાય છે સ્મૃતિ, મેધા, આરોગ્ય, યૌવન, કાંતિ, શરીરના વર્ણમા સુધારો, અવાજમા સુધારો, દેહ અને ઇન્દ્રિયોમા બળ, વાણીની સિદ્ધિ વગેરે મેળવે છે ”

અને રસાયન પ્રયોગથી કયા માણસોને વધારે ફાયદો થાય તે દર્શાવતા ચરકજ કહે છે કે[3]—

---

૧ નીચેના શ્લોકોનું તાત્પર્ય આ વાક્યોમા છે (તની આ વિ)

प्राणकामा पुरा जीर्णाश्च्यवनाद्या महर्षय ।
रसायनै शिवैरेतै बभूवुरमितायुष ॥
ब्राह्म तपो ब्रह्मचर्य तथाध्यात्मध्यानमेव च ।
दीर्घायुषो यथाकाम सम्भृत्य त्रिदिव गता ॥
तस्मादायु प्रकर्षार्थं प्राणकामै सुखार्थिभि ।
रसायनविधि सम्यो विधिवत्सुसमाहितै ॥

ચરક ચિ અ ૨ પા ૨ શ્લો ૨૦ થી ૨૨

૨ दीर्घमायु स्मृतिं मेधामारोग्य तरुण वय ।
प्रभावर्णस्वरौदार्यं देहेन्द्रियबल परम ॥
वाक्सिद्धिं प्रणतिं कान्तिं लभते ना रसायनात् ।

ચર ચિ અ ૧ પા ૧ શ્લો ૭-૮

૩ सत्यवादिनमक्रोध निवृत्त मद्यमैथुनात् ।
अहिंसकमनायास प्रशान्त प्रियवादिनम ॥
जपशौचपर धीर दाननित्य तपस्विन ।
देवगोब्राह्मणाचार्य गुरुवृद्धार्चने रतम् ॥
आनृशस्यपर नित्य नित्य करुणवेदिन ।
समजागरणस्वप्न नित्य क्षीरघृताशिनम ॥
देशकालप्रमाणज्ञ युक्तिज्ञमनहकृत ।

માણસોને રસાયન પ્રયોગ કરવા કરાવવાની બાબતમા ઉત્તેજન આપવુ ન જોઇએ

કેટલાક માણસો વારવાર કાયાક પનો પ્રયોગ કરે છે એ ખરૂ છે પણ કુટી પ્રાવેશિકવિધિનો વ્યવહાર સાધુઓ અને તપસ્વીઓમા જ જળવાઈ રહ્યો છે અને ગૃહસ્થોએ ભાગ્યે જ એનો લાભ લીધો છે અઢી વર્ષ પહેલા મથુરા જીલ્લાના કોટવનમા રહેલા વિષ્ણુદાસ ઉર્ફે તપસીબાવા નામના એક ઉદાસી સાધુએ ઈટાહ જી લાના સાકેતના રહેવાસી રાયઈન્દ્ર નારાયણે કરી આપેલી ગોઠવણ નીચે કુટી પ્રાવેશિક વિધિથી કાયાકલ્પ પ્રયોગ કર્યો હતો એ પ્રયોગ ઘણો સફળ થયો હતો ઘણા માણસોએ તપસી બાવાને એ પહેલા ૬૫–૭૦ વર્ષના અશક્ત અને વૃદ્ધ જોયેલા કેટલાકો તો એની ઉમ્મર ઘણી વધારે કહે છે[૧] પણ આ વૃદ્ધ તપસીબાવા ૪૦ દિવસનો પ્રવેશવિધિ પૂરો કરી બહાર નીકળ્યા ત્યારે એ ચાળીસ વર્ષથી વધારે ઘરડા નહોતા લાગતા પછી ગયા બે મહિનામા મથુરાના બે ગૃહસ્થોએ કાયાક પ પ્રયોગ કરવાની મને સૂચના કરી પણ મે તેઓને જે સાધુએ પ્રયોગ કર્યો છે તેને મારી પાસે લાવવાનુ કહ્યુ કારણ કે તેની સાથે વાત કર્યા વગર હુ નિશ્ચય ઉપર આવી શકુ એમ નહોતુ થોડા દિવસ પછી ગાઝીઆબાદના તપસીબાવા મને મળવા આવ્યા બાવા ખરેખર ૩૦–૪૦ વર્ષના જુવાન માણસ દેખાતા હતા અને તેઓને જોયાથી, તેઓની સાથે વાતો કર્યાથી અને તેના પ્રયોગો વિષે બીજાઓ પાસેથી ઘણી વાતો સાભળ્યા પછી મને એમ થયુ કે આ પુનર્યૌવનનો આશ્ચર્યકારક દાખલો છે અને મારે માટે આ પ્રયોગ કરી જોવા યોગ્ય છે મારી નબળી તબીઅતમા આવા સખત નિયમ વાળો પ્રયોગ હુ કરૂ એ સામે મારા નિકટના સગાઓ તથા મિત્રોનો સખત વાધો હતો અને તેઓને સમજાવવામા મને ઘણો શ્રમ પડયો છતા છેવટ પ્રયોગ કરી જોવાનો મે નિશ્ચય કર્યો બાબાજીએ પ હરદત્ત શાસ્ત્રીને પણ મારી સાથે પ્રયોગ કરવાની સલાહ આપી અને તેઓ પણ કબૂલ થયા

શીઆળાની ચાલુ મોસમમા એ પ્રયોગને યોગ્ય નવી કુટી બાધવા માટે સમય નહતો પણ અલહાબાદના મારા મિત્ર લાલા રામચરણદાસના સુયોગ્ય પૌત્ર લાલા મનમોહનદાસે શિવકોટિ ઉપરનુ પોતાનુ રામબાગનું મકાન આખુ અમને સોપી દીધુ અને બે મુખ્ય મકાનના વરડાઓમા ચરકોક્ત બધ કુટીને બને તેટલુ મળતુ કરવા માટે દીવાલો ભરાવી દીધી

[૧] પ માલવીયજી ૧૭૭ વર્ષની કે એવી વાત માનતાં શક ખાય છે એ દેખીતું છે

તન્ત્રી આ વિ

ઇ સ ૧૯૩૮ના જાનેવારીની ૧૬મી તારીખે પ્રયોગ શરૂ કર્યો અને ફેબ્રુઆરીની ૨૪મીએ પૂરો થયો પ હર ત્ત શાસ્ત્રી અને હુ અમારા જુદા એક બીજાથી લગભગ પચાસ ફુટ દૂર આવેલા મકાનોમા ચાલીસ દિવસ સુધી રહ્યા એ ભારે કસોટી હતી ચાલીસ દિવસ સુધી અમે સૂર્યને જોયો નથી એટલુ જ નહિ પણ બહાર વરડામા પણ ખુલ્લી હવામા નીકળ્યા નથી વખત કાઢવા માટે કોઈ વાર અમને વાચવાની છુટ હતી પણ એનોય વધારે શ્રમ લેવાની ના પાડવામા આવી હતી પણ મારા ઓરડાની બહાર એક તરફના વરડામા એક પડિત મ ત્રોચ્ચાર સાથે રુદ્રાભિષેક બપોર સુધી કરતા હતા અને બીજી તરફના વરડામા બીજા પડિત ભાગવતનો પાઠ કરતા હતા કવચિત્ એકાદ માણસને મળવા આવવાની છુટ મળતી પણ મોટે ભાગે બધો વખત અમે એકલા જ રહેતા હતા સ્નાન, ચપી અને કસરતની બધી કરવામા આવી હતી હજામતની પણ રજા નહોતી પ્રયોગ દરમીયાન માત્ર ઉનુ પાણી વાપરવાની છુટ હતી દિવસનો મોટો ભાગ અને રાત અમે અધારામા રહેતા હતા કવચિત્ જરૂર પડતા મીણબત્તીના કે વીજળીના પ્રકાશના લાભ લેતા અમારા ખોરાકમા માત્ર કાળીગાયનુ દુધ જેટલુ પી શકાય તેટલુ અમે પીતા હુ ( પ–માલવીયજી ) દોઢથી બશેર ( ત્રણથી ચાર રતલ ) દુધ પીતો

અમારે માટે જે ઔષધ તૈયાર કરવામા આવ્યુ હતુ તે વા ભગોક્ત રસાયન છે જેમા મુખ્ય આમળા છે ( આ આમલક સાયનનુ વર્ણન ઉપર કરેલુ છે ત ત્રી આ વિ ) પણ બાબાજીએ તેમા ચાર પ્રભાવશાળી વનસ્પતિઓ ઉમેરી હતી, જે ગ્રન્થોક્ત ઔષધની શક્તિ વધારે છે એમ બાબાજીએ કહ્યુ આ ઔષધિઓનુ રહસ્ય એમણે પોતાના વિશ્વાસપાત્ર શિષ્ય કૃષ્ણદાસજીને માત્ર બતાવ્યુ છે પણ પ્રયોગ પૂરો થયા પછી એમણે મને એ વનસ્પતિના નામો કહ્યા છે અને મને યોગ્ય લાગે ત્યારે પ્રગટ કરવાની છુટ આપી છે અમે જ્યા રહેતા હતા ત્યાથી ત્રીસમૈલ દૂર આવેલા ખાખરાના જ ગલમા વાગ્ભટોક્ત રીતે ઔષધ તયાર કરવામા આવતું અને હમેશા સવારે આઠ વાગ્યા પહેલા રેલવે રસ્તે અમે રહેતા હતા ત્યા લાવવામા આવતું એક વખતની માત્રા પદર તોલાની હતી જેમા પાચ તોલા આમળા, પાચ તોલા ઘી (મૂળપાઠમા ઘી છે માલવીયજીના લેખમા ' બટર ' શબ્દ છે ) અને લગ પાચ તોલા મધ આ પદર તોલાની મેળવણીની એક માત્રા સવારે અને એક સાજે અમારે લેવાની હતી દવા લેવા માટે અમને ઉત્સાહ આપવા બાબાજી હાજર રહેતા ઔષધની આવડી મોટી માત્રા–ખાસ તો ઘીની મોટી માત્રા રાજ લેવી એ રૂચિકર નથી મારા મિત્ર પ હરદત્ત શાસ્ત્રીએ એકપણ ટક પાડયા સિવાય પૂરા દિવસ સુધી પૂરી માત્રા રોજ લીધી પણ થોડા દિવસ

પછી મને એ પ્રમાણ ઘણુ વધારે થઇ પડયુ અને પ્રમાણ અધુ કરવાની મે બાબાજીને વિનતિ કરી

**મારો અનુભવ**—પ્હેલા ત્રણ અઠવાડીઆ સુધી તો મારી કુટીમા મને ઠીક લાગ્યુ શાસ્ત્રી હરદત્તજી શ્રીયત્રની પૂજા કરતા અને તેઓને સખ્યાબધ શ્લોકો તથા સ્તોત્રો મોઢે હતા તેઓ એમના માચી હતા મારી પાસેય મારુ ગોઠુ ભડોળ હતુ, જેનો હુ સમાગમ સાધી શકતો હતો મને પ્હેલા ત્રણ અઠવાડીઆમા તો દિવસે અને રાતે ઉઘ પણ પુષ્કળ આવતી હતી પણ પછી રાતે મારા સામાન્ય ધોરણથી ઉઘ ઓછી થઈ ગઈ અલબત્ત દિવસે એનો બદલો વળી રહેતો પછી વળી રાતની ઉંઘ વધારે વધારે ઘટવા માંડી અને છેવટના થોડા દિવસો તો એવા ગયા કે રાતની ઉઘ તદ્દન ઉડી ગઇ માત્ર દિવસે થોડી આવતી હતી એટલુ જ પ હરદત્ત શાસ્ત્રીને પણ ત્રણ દિવસો અનિદ્રાના ગયા એક દિવસ તો એમને કાઇ ભય લાગવા માંડયુ પણ છેવટ એ નબળાઇને તરી ગયા ઘનાનદ નામના એક આશાસ્પદ જુવાન વૈદ્ય એમની સેવા કરતા હતા જ્યારે મારો પુત્ર મુકુદ મારી સેવા કરતો હતો મારી અનિદ્રાએ મને બહુ મુઝવ્યો એથી મને નબળાઈ આવી આ સ્થિતિ પ્રયોગ પૂરો થયા પછી અને બહાર નીકળવાની રજા મળ્યા પછી દસ દિવસ સુધી રહી એકલા દુધ ઉપર ન રહેતા ખોરાક લેવાની મને સલાહ મળી ખોરાકથી મારો અવસાદ દૂર થશે અને ઉઘ આવશે એમ કહેવામા આવ્યુ મને ખોરાક તરફ અરૂચિ થઈ ગઈ હતી મારા માન્ય અને સ્નેહાળ મિત્ર પટણાના પ્રખ્યાત વૈદ્ય પ. વ્રજવિહારી ચૌબેને મારા પુત્રોએ મારી અનિદ્રાના ખબર લખ્યા હતા તેઓ કૃપા કરીને મને જોવાને આવ્યા અને અનિદ્રામાથી મને છોડવવામા મદદ કરવા માટે ત્રણ દિવસ સુધી મારી સાથે રહ્યા તેઓએ પણ તપસીબાવા પેઠે મને ખોરાક લેવાની સલાહ આપી પ હરદત્ત શાસ્ત્રીના શિષ્ય કવિરાજ કેદારનાથ કલકત્તેથી આવ્યા તેઓ પણ મારા અનિદ્રાવાળા દિવસોમા પણ બહુ આશાવાદી હતા મારા દાક્તર મિત્રોએ બને તેટલો વધારે ખોરાક લેવાની સૂચના કરી તપસીબાવા ફરીવાર આવ્યા અને એજ સલાહ આપી મે એ સલાહને અનુસરવાનો બનતો પ્રયત્ન કર્યો છે અને હવે મને ઉઘ આવે છે

**પ્રયોગનુ પરિણામ**—મારા મિત્ર પ હરદત્તશાસ્ત્રીને અને મને બેયને આ પ્રયોગથી ચોખ્ખો ફાયદો થયો છે પ હરદત્તશાસ્ત્રી જેઓ મારા કરતા ૧૪ વર્ષે ન્હાના છે તેઓની તબીયત ઘણી સુધરી છે પ્રયોગ શરૂ કર્યા પ્હેલા અને પૂરા થયા પછી લેવાયલા ફોટાઓથી સુધારો સ્પષ્ટ જોઇ શકાય છે મારા પણ પ્રયોગ પ્હેલાના અને પછીના ફોટાઓ જોવાથી ફાયદો સ્પષ્ટ દેખાય છે

મારૂ વજન નવ રતલ વધ્યુ છે મારી ચામડીના રગમા અને દેખાવમા સુધારો થયો છે મારો જૂનો અવાજ કાંઇક પાછો આવ્યો છે[1] મારા વાળ જોઇ શકાય એટલા કાળા થયા છે હાથનો કપ ઘણો ઓછો થયો છે સીધો ટટાર ચાલુ છુ નિરાધારતાની જે વૃત્તિ જામતી જતી હતી તેને બદલે આશા અને વિશ્વાસની વૃત્તિ જાગી છે હુ માનુ છુ કે જો મને અવસન્ન કરી દેનાર નિદ્રાની અનિયમિતતાથી અને નિદ્રાના અભાવથી જો હુ પીડાયો ન હોત તો મારૂ આરોગ્ય આથી પણ વધારે સુધર્યુ હોત પણ જ્યારે પ્રયોગ પ્હેલા હુ કેટલો બધો અવસન્ન અને નિબળ થઈ ગયો હતો એ યાદ કરૂ છુ અને તે સ્થિતિને હાલના આરોગ્ય સાથે સરખાવુ છુ ત્યારે ઉપકારની લાગણી મારા મનમા ઉભરાય છે વળી મને લાગે છે કે પચકર્મથી જો મે મારા શરીરની પ્રયોગ પ્હેલા શુદ્ધિ કરી હોત અને તે પછી પૂરતી શક્તિ આવ્યા પછી પ્રયોગ શરૂ કર્યો હોત તો જરૂર વધારે લાભ થાત મારા મતે આ પ્રયોગની સફળતા માટે પૂર્વ શુદ્ધિ અને પૂરતો આરામ આવશ્યક ગણવા જોઈએ પ્રયોગ કરનાર ચિતાઓ અને ઉપાધિઓ કુટીની બહાર છોડી દઇ પૂર્ણ નિશ્ચિત ચિત્તથી પ્રયોગ કરવો જોઇએ

**પ્રયોગ માટેની ઉમ્મર**—માણુસે કઈ ઉમ્મરે કાયાકલ્પ કરવો જોઇએ તેનો નિર્ણય યોગ્ય વૈદ્યે અથવા અપવાદભૂત દાખલામા અનુભવી માણુસે કરવો જોઈએ વાગ્ભટ તો કહે છે કે પૂવ કે મધ્ય વયમા માણુને રસાય નનો ઉપયોગ કરવો એટલે કે ૪૦ થી ૭૦ વચ્ચે પણુ તેનો ખરા આધાર માણુસના આરોગ્ય અને બળ ઉપર છે

હવે એક વસ્તુ નોધવાની રહે છે વાગ્ભટ કહે છે કે આ રસાયન સેવન કરનારને નવા દાત આવે છે, જૂના નખ ખરી જઈ નવા નખ આવે છે અને વાળ કાળા થાય છે પણ તપસીબાવાને ન્યાય મળવા ખાતર કહેવુ જોઈએ કે તેઓએ મને પ્હેલેથી કહ્યુ હતુ કે નવા દાત આવશે નહિ નવા નખ પણ નહિ આવે પરતુ વાળ ઘણે ભાગે કાળા થશે અને હુ તેથી વીશ વર્ષે ન્હાનો હોઉ એવુ મને પોતાને લાગશે તથા એવો દેખાઈશ મારા વાળ ખરેખર કાળા થયા છે અને શરીરમા થયેલો ફેરફાર ફોટોગ્રાફમા દેખાય છે

મારો નિર્ણય-રસાયન ચિકિત્સા આરોગ્યવાળુ પુનર્યૌવન આપે છે એટલી વાત નિર્વિવાદ છે આપણા ઘણા વૈદ્યોએ વારવાર કુટીપ્રાવેશિક અને વાતા તપિક બેય પ્રકારના રસાયન પ્રયોગો કરાવ્યા છે અને તેથી ઘણાઓને ફાયદો થયો છે પણ ચરકાદિ શાસ્ત્રકારોએ યુગો પ્હેલા આ ગ્રન્થો લખ્યા છે

---

[1] ૫ મદનમોહન માલવીયજી।। રૂપેરી ઘટડી જેવો પણુ દૂર સુધી સભળાતો ૨૫૪ અવાજ પ્હેલા બહુ વખણાતો એ પ્રસિદ્ધ છે

કેટલા થોડા દશકાઓ દરમીઆન નવી પદ્ધતિઓ પ્રચારમા આવી છે અમે રિકામા દુધના પ્રયોગના ચમત્કારો ખૂબ પ્રસિદ્ધ થયા છે ડા કેલોગે New Dietetics નામના ગ્રંથમા દુધના પ્રયોગનુ વર્ણન કર્યું છે મતલબ કે પ્રાચીન અને અર્વાચીન બ ને પદ્ધતિઓનો સભાળ ભર્યો અભ્યાસ થાય એ આવશ્યક છે જેથી એ પદ્ધતિનો ઉત્તમ રીતે ઉપયોગ થઇ શકે અને તેના દુરૂપયોગથી હાનિ થવાનો સભવ ન રહે વળી આ પ્રયોગને અગે ઘણી બાબતો વિષે અવેષણ અને સશોધન પણ કરવુ પડશે રસાયનચિકિત્સા સબધી આવા અને બીજા પ્રશ્નોની ચર્ચા માટે ઉત્તમ વૈદ્યો અને કાયાક પના અનુભવી સાધુઓની એક પરિષદ ભરાય એ ઇષ્ટ છે આવી પરિષ મનારસ હિન્દુ યુનિવર્સિટીમા આવતી શરદ ઋતુમા ભરાય એ મને તો ઠીક લાગે છે વળી રસાયન ઔષધ સબધી શોધખોળનુ ખાતુ ખોલવા માટે બનારસ હિ દ યુનિવર્સિટીને થોડા વખતમા સૂચના કરવાનો મારો ઇરાદો છે જે આયુ દિક પદ્ધતિની ઉત્તમતામા માને છે તે મો ઉપરના કાયને પાર પાડવામા પૂરો સહકાર આપશે એ નિ સદેહ છે છેવટ બાબા બિશનદાશ અને બીજાઓનો હુ અત કરણથી ઉપકાર માનુ છુ

નોધ—

આ લખાણ ઘણુ હેલુ છાપવાની મારી ઇચ્છા હતી પણ જ્યા લખાણ પૂરૂ કર્યુ ત્યા મને જણાયુ કે મારૂ સામાન્ય આરોગ્ય મને પ્રાપ્ત થયુ નથી અને ચાલુ કામકાજ કરી શકુ એમ નથી દશેક દિવસ સુધી મને થોડો તાવ આવી ગયો પણ હવે તાવથી લગભગ છુટો થયો છુ અને તરતમા સામાન્ય શક્તિ પ્રાપ્ત કરીને ચાલુ કામકાજ કરી શકીશ એમ એમ ધારૂ છુ આ રીતે મારી તબીઅતને જે ક્ષણિક હાનિ થઈ છે તેને કાયાક પના ફાયદાની કિમત ઓછી કરનાર ન ગણવી જોઈએ

## તત્રીની નોધ

આગલા—આ પ માલવીયજીનુ લખાણ ('સ્ટેટમે ટ') બહાર પાડયા પહેલા મહિના પૂર્વે લખી રાખેલા લેખમા છેવટ નોધ કરી છે તેમ કાયાક લ્પના ફાયદાની મર્યાદા પ માલવીજી અને તપસીબાબા સ્વીકારે જ છે તપસીબાવાની કહેવાતી ઉમ્મર વિષે મે ઉપર જેવી શકા કરી છે તેવી જ પ માલવીયજીએ પણ કરી છે, બામી તેઓ પડિતજી કહે તેમ ૬૫–૭૦ વર્ષની ઉમ્મરના હોય એ સભવ છે

આ કાયાકલ્પ એ આયુર્વેદિક રસાયન તત્રોક્ત કુટીપ્રવેશ વિધિવાળો રસાયન પ્રયોગ છે એ પ માલવીયજી કહે છે એટલે હવે એમજ માનવુ પડશે કે તાપસીબાવાએ આ કુટીપ્રવેશવાળા પલાશસ્વિન્નામલક પ્રયોગને કાયાકલ્પ નામ આપ્યુ છે

બીજું વીશ વર્ષ પહેલા મ મ હાથીભાઈ શાસ્ત્રીએ કુટી પ્રવેશ વગર એજ પ્રયોગ કરેલો અને તેઓને જે ફાયદો થયેલો તે એમના પોતાના શબ્દોમા આગલા લેખમા વર્ણવ્યો છે લગભગ તેટલો જ ફાયદો પં માલવીયજીને થયો છે એટલે આ પ્રયોગ વૃદ્ધાવસ્થામા અમુક પ્રકારનો ફાયદો કરે છે એ તો ચોક્કસ છે કેટલો ફાયદો કરે, કેવી પ્રકૃતિના માણસ ઉપર કેટલો ફાયદો કરે, કુટીપ્રાવેશિક વિધિથી કરવામા અને વાતાતપિક વિધિથી કરવામા ગુણમા શો ફેર પડે? રસાયન પ્રયોગ કરનાર પૂરનો આગમ લીએ અને નિશ્ચિંત શાંત રહે તો જ એનો ગુણ થાય એ તો સ્પષ્ટ છે પં માલવીયજી વિષે પણ હિન્દુ યુનિવર્સિટીમા જ રહેનાર અને એમના ખૂબ પરિચિત એક વધે હસતા હસતા "પં માલવીયજી ગર્ભવાસ વખતે શાંત નિષ્ક્રિય રહેલા અને તે પછી આ પ્રયોગ વખતે રહ્યા" એવુ કહેલુ મતલબ કે હમેશા શ્રમ કર્યા કરનાર માણસ વૃદ્ધાવસ્થામા પ્રકૃતિને જેની ઘણી જરૂર છે એવો આરામ લીએ તો તબીઅતને એ આરામથી જ ફાયદો થાય એ સ્વાભાવિક છે પાછળથી પંડિતજીની તબીઅત જરા લથડી એનુ પણ કારણ એમણે તરત શ્રમ લેવા માંડ્યો એ હોવાનુ સાભળ્યુ છે અલબત આથી આમલક પ્રયોગ નકામો છે અને આરામથી જ ગુણ થાય છે એમ હુ નથી કહેતો ઔષધનો ગુણ હોવો જ જોઈએ પણ ચરકસંહિતામા યે રસાયન પ્રયોગ કરનારને શ્રમ લેવાની ના પાડી છે (અનાયાસ પ્રશાન્ત) એ ધ્યાનમા રાખવાનુ છે પણ કેટલો ગુણ કેવળ આરામનો કેટલો એકલા દુધ ઉપર રહેવુ વગેરે પથ્ય પ્રયોગનો અથવા ઈશ્વર ભજનાદિ ધાર્મિક ક્રિયાનો છે અને કેટલો ઔષધનો છે એ સબધી સ્પષ્ટ જ્ઞાન તો માણસો ઉપર કરેલા પ્રયોગોથી જ મળી શકે વળી આમળાના આ સિવાય બીજા ઘણા પ્રયોગો છે એનો અનુભવ પણ લેવો જોઈએ પરતુ એ અનુભવ વૈજ્ઞાનિક પ્રયોગ પદ્ધતિથી લેવામા તથા જાહેર કરવામા આવે તો જ એથી શાસ્ત્રજ્ઞાનમા વધારો થાય અને તેનો લાભ પ્રજાને મળી શકે બાકી જાહેરખબરની પદ્ધતિથી તો શાસ્ત્રને હાનિ થાય છે પણ સામાન્ય માણસને શાસ્ત્ર કરતા જાહેરાતનો જ મોહ હોય છે, મુબઈ સમાચાર જેવા છાપામા રસાયન યોગોની હારમાળા પ્રસિદ્ધ થતી હતી એથી પ્રસિદ્ધ કરનાર વૈદ્યની જાહેરાત થઈ બીજો શો ફાયદો? સાભળ્યુ છે કે યુક્ત પ્રાન્તમા પણ પં માલવીયજી અને કાયાકલ્પને નામે ઘણી દુકાનદારી ચાલી છે ઠીક

છેવટ પં માલવીયજી બનારસમા આ વિષયની ચર્ચા માટે વૈદ્યો અને સાધુઓનુ સમેલન ભરવાની સૂચના કરે છે સારૂ છે, વિદ્વત્‌વૈદ્ય પરિષદના અનુભવથી ચોરી પરષિદ એ વખતના જેવી અનુકૂળ ઋતુમા ભરાય તો ફરી હુ ભગવાન કાશીવિશ્વનાથના, ભગવતી ગગામૈયાના અને પુણ્યચરિત પં માલવીયજીના દર્શન કરવા આતુર છુ

---

## સિદ્ધ ઔષધિ નિર્માણશાળા અધ્યક્ષ સમેલન (સત્તાવીસમા અખિલ ભારતીય વૈદ્ય સમેલન)ના સ્વાગતાધ્યક્ષ તરીકે નાગપુર ટ્રસ્ટ એન્જીનિયર શ્રીયુત વિરેન્દ્રરાય ચદ્રશકર મ્હેતા, બી એ બી ઈ નુ

# ભાષણુ

**સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો,**

આવા વૈદ્ય સમેલનમા જ્યારે આવવાનુ થાય ત્યારે કલ્પના ઉત્તેજીત બને છે અને એક દ્રશ્ય ખડુ થાય છે કદાવર, મમાલ ધારી અને કૃતનિશ્ચય સેવકોની મડળી આગે કુચ કદમ કરતી દેખાય છે તેના પગના ધીર અને ધીટ છે આદશની ખાત્રી અને આવડતનો વિશ્વાસ રહે્ તરવ્ છે આવા આયુવેદિક પ્રસ્થાન પાછળ નજર કરતા શરમ અને અભિમાનની ભેગી લાગણીઓ એકી સાથે ઉદ્ભવે છે શરમ એટલા માટે કે પોતાના જ જ મ સ્થાનમા પોતાનુ જીવન ટકાવવા માટે આયુર્વેદને અસખ્ય મુશ્કેલીઓ અને ભારે અડચણોનો સામનો કરવો પડે છે અભિમાન એટલા માટે કે તે મુશ્કેલીઓ અને અડચણો વટાવવામા આયુવેદ ફતેહમદીને પચે પરવરે છે

પ્રાચીન હિંદી શિલ્પશાસ્ત્ર અને કલાનો હુ વિદ્યાર્થી અને પ્રશસક છુ ખૂબ જ સ્વદેશ દ્રષ્ટિ ધરાવનારા હિંદીવાનોમા પણ એવી લાગણી અને માન્યતા છે કે શિલ્પના સબધમા તો હિંદે સઘળુ પશ્ચિમમાથી લેવાનુ રહ્યુ અને કાઈ પણ આપવાપણુ નથી, આવા એક હથ્થુ વિષયમા પણ મારો અભ્યાસ અને મારા જેવા બીજા ઘણાઓનો અભ્યાસ, એવુ ચોક્કસ રીતે પુરવાર કરે છે કે પૂર્વે પશ્ચિમને કેટલુક આપવાનુ છે એટલે જ નહિ પણ એ જીનિયરીંગ વિષયની કેટલીક એવી બાબતો છે કે જેમા પૂર્વ પશ્ચિમનો ગુરૂ અત્યારે પણ બની શકે છે એન્જીનીઅરીંગ જેવા વિષયમા જ્યારે આવો ન માની શકાય તેવો દાવો ભારપૂર્વક મુકી શકાય છે ત્યારે આયુર્વેદ પોતાનો દાવો નિર્વિવાદ બહુ જ મહેનાઈથી સાબીત કરી શકે છે ખસૂસ કરીને જ્યારે તે ચડતી પડતીમા પણ ઘણી સદીઓ સુધી પોતાનો ટકાવ જારી રાખી શકેલ છે આયુર્વેદ આજથી જ કોઇપણ પુરાવો પેશ કરવાનુ બધ કરે અને આ સમેલન જેવા પ્રચાર કાર્યો અટકાવી દે તો પણ ભારે અડચણો સામે સદીઓ સુધી પોતાની હયાતી નિભાવ રાખ્યાની અને સર્વ પરદેશી વૈદક પદ્ધતિના કુલ સરવાળા કરતા વધારે સખ્યામા દેશ વાસીઓની સેવા કર્યાની કૃતજ્ઞ નગ્ન હકીકત આયુર્વેદને જાહેર સ્વાસ્થ્યના એક અને અતૂટ સરક્ષક તરીકે ખડી કરવાને બસ થશે વૈદકીય ખાતાના સચાલકો આયુર્વેદ

તરફ કેટલીક વાર દયા–ઘૃણાની દ્રષ્ટિએ જુએ છે લેનાર અને દેનાર બન્નેના નર્યા મત્વને જ આ દયા–ઘૃણા હણી નાખે છે એવા સિદ્ધાંતમાં હું માનનાર છું માટે તો એવી સલાહ પડે કે આવી દયા–ઘૃણાથી વરસતી બાબતો આયુર્વેદ નકારે તેજ વધારે સારૂ છે ફાફળા ફાફળા થઈ આત્મ વિશ્વાસના અભાવે હાની ન્હાની વસ્તુઓ સ્વીકારી લેવી તેના કરતા રાહ જોવી અને આતરિક શક્તિના પ્રભાવે આપ મેળે આવે તેમ શક્તિ ખીલવવી એ વધારે સારૂ છે પોતાનો ગુણ નિર્વિવાદ રીતે સાબીત કરવાની નિર્મળ અને નીરોગી રીતિ અખત્યાર કરવાથી આયુર્વેદને અનેક રીતે ફાયદો થવાનો આટલી વાત આયુર્વેદ પક્ષને સબોધીને જે સત્તાવાળાઓ ડગલે અને પગલે દરેક પ્રવેશદ્વારે આયુર્વેદ પાસે 'પાસ' માગે છે તેને મારે નિર્દેશ કરવાની ફરજ પડે છે કે આ બાબતમા એક વિદ્યાર્થીને વિદ્યાપીઠ કે શાળાના દરવાજામા પેસવા જેટલી પણ તક ન ઉત્પન્ન કરી લેવી અને છતા તેને ઉત્તર સ્નાતકના અભ્યાસમાથી સવાલો પુછવા જેવુ થાય છે આયુર્વેદની કિંમત ઓછી આકવી તેનો મોભો ઘટાડવો તેમ કરી તે ધધામા દેશના ઉત્તમ યુવકોને સારી સખ્યામા જતા અટકાવવા, બીજી પદ્ધતિઓને અપાય છે તેટલી સગવડ ન આપવી અને છતા આયુર્વેદને કહેવુ કે તારી આવડત બતાવ તે નર્યું ગેર વ્યાજબીપણું છે જે વૈદકીય પદ્ધતિએ સદીઓ સુધી જીવન ટકાવ્યું જેણે દુનિયાના કઇક દેશોને શિક્ષણ આપ્યુ, જે અનેક મુશ્કેલીઓ વચ્ચે હજુ પણ જીવે છે અને સૌથી વધારે જે પ્રજાના ઘણા ભાગની હજુ પણ સેવા કરી રહેલ છે તે પદ્ધતિનો દાવો થોડી સૈદ્ધાતિક અગર વિવાદી દલીલોથી બાજુપર ખસેડી શકાશે નહિ અને જાણ છે ત્યા સુધી કાઠીઆવાડના એક રાજ્ય ગોડલમા હિંદુસ્તાનના કોઈ ભાગ કરતા એકમ ક્ષેત્રફળ દીઠ સૌથી વધારે વૈદકીય સસ્થા છે ત્યા પણ વૈદને કાઢી શકાય એમ નથી હજુ તે પ્રજાના અનેકોને પહોચે છે ગમે તે દૃષ્ટિએ ગમે તે મહોદેશની ગરીબીને કારણે હો કે રૂઢી ચુસ્તતાને કારણે અગર પદ્ધતિના આતરિક ગુણને લીધે હો કે વૈદ્ય સસ્થાના સાદા જીવનને લીધે અને ધીર જેવા પરપરાને લીધે હો કે આ સઘળા કારણો હો કે તે પૈકીના અમુક હો હકીકત સ્વીકાર્યા વિના છુટકો નથી કે વૈદ્ય જીવે છે અને તેનુ કામ ચાલુ છે

દેશી પદ્ધતિઓની મદદ સિવાય હિંદની આમ પ્રજાને પહોચી શકાશે નહિ, તેથી વાસ્તવિક દૃષ્ટિબિંદુથી સવાલ વિચારવો રહે છે કે ગ્રામીય હિંદને વૈદકીય મદદ પહોચાડવી છે કે નહિ? જંગી ખર્ચ સિવાય દૂર દૂરના ગામડાઓને પરદેશી પદ્ધતિઓ પહોચી વળે તેવો સભવ નથી જે દેશી પદ્ધતિ દૂર દૂરના ગામડાઓને કાયમ પહોચી વળી છે અને જે પહોચી વળવાની શક્યતા હજુ પણ પ્રદર્શિત કરે છે તે પદ્ધતિની જરૂરિયાત સ્થાપિત થયેલી

સમજવી જોઇશે આવી સ્થિતિમા હિંદી વૈદકીય પદ્ધતિ સલાહ ભરેલી છે કે કેમ તે મૂળ ભૂત સવાલ જ ઉપાડવો, તે નથી વાસ્તવિકતાની નીતિ તેમ નથી સાચો સિદ્ધાત વાદ જેને ભાગે આ સબધી સત્તા આવેલ છે તેણે આ અચળ પ્રાથમિકતા સ્વિકારવી જ રહી, અને તે સ્વીકારીને જ્યા જ્યા દેશી પદ્ધતિમા અસરકારકતા કે તાલીમ બદ્ધતાની ખામી હોય તે સુધારવાની કોશીષ કરવી રહી આયુર્વેદિક ચળવળ એવે તબક્કે પહોચે છે કે જ્યારે તેણે વખતસરનો અને જગી પ્રયાસ કરવો જોઇએ જેથી તેની લાયકાત અને માગણી સુસગત બને, સશય ભાવ અને નિષ્ક્રિયતાના બે વીરોધી બળોને તેણે જીતવા જોઈશે અત્યારે સમય અનુકળ છે અને અત્યારના આયુર્વેદના પ્રયાસ ઉપર તેના ભવિષ્યનો આધાર હોઈ એવું પણ બને કે આ સમય જ આયુર્વેદની જીતવીર્યતા કે હતવીર્યતા નક્કી કરે

હિંદી સ્થિતિ સજોગો સાથે આયુર્વેદને મેળ છે એ વિષયમા તો શકાને જરાએ સ્થાન નથી ટુકાણમા પણ સચોટ રીતે કહીએ તો એક દાખનો બસ થશે એક ગ્રામવાસી 'મેગ સલ્ફ'ના રેચ કરતા મીંઢીના રેચને વધારે સમજી શકશે એલોપથીના સૌથી વધારે ઉત્સાહી પ્રવર્તક માટે પણ કોઈ ગામડાના દરેક રહેવાસીને મીઢીને બ લે 'મેગ સલ્ફ' ઘરગથ્થુ બનાવવા અસખ્ય દાયકાઓ લેશે જે હિંદ ગામડામા જ વસેલુ છે તેને માટે પાશ્ચાત્ય વૈદક શાસ્ત્રમા શિક્ષિક થયેલ ડોકટર દેશના ખરા હા ‘ને પહોચે તે કલ્પવુ મુશ્કેલ છે બે આકારોનું દ્દશ્ય ખડુ કરો એક ડૉકટર શુટ અને બુટનો પોશાક ધારણ કરેલા, ગળામા સ્થેથોરકોપ, કાડે ઘડીઆળ, ગજવામા થર્મોમીટર અને મગજમા લોહી પરીક્ષા, પાચન પ્રક્રિયા અદ્દશ્ય કિરણોની તસ્વીર અને એવી અદ્યતન તરકીબોથી સજ્જીત બીજો એક વૈદ્ય આસપાસના વાતાવરણ અને સયોગોને અનુરૂપ વસ્ત્ર અને ઉપવસ્ત્રથી અધ ઢકાયેલ અને પરપરાગત વાતાવરણ અને પ્રણાલીથી વિકસિત, તેમજ લોહી સાથે ઉતરી આવેલ ચપળ અને ચુબક ધારી આગળીઓ ગૂઢ અવલોકન કરતી દૃષ્ટિ અને સગીન સાધારણ સમજ સિવાય બીજા કોઈ સાધન રહિત આ બે આકારો આપ સમક્ષ ખડા કરો અને પછી આપ જાતે કહો કે ખરા હિંદ ગામડામા કોને મોકલવા અને તમે કોને મોકલી શકશો દલીલની ખાતર એલોપથીક પદ્ધતિ આયુર્વેદીક પદ્ધતિ કરતા ત્રણગણી અસરકારક હોય એમ કબુલ કરવામા આવે (અગર જો કે તે ઘણુ શકાસ્પદ છે) તો પણ તેનો વાસ્તવિક શકયતાનો અભાવ તે પદ્ધતિને હિંદમાની વૈદકીય મદદ તરીકે સમગ્ર અને અનન્ય પદ્ધતિ તરીકે ઉડાવી દે છે

આથી જોઇ શકાશે કે જે લોકો હિંદના દરેકે દરેક ગામડામા મદદ પહોચાડવાની ઈચ્છા ધરાવે છે તેની દેશી પદ્ધતિના સુધારા માટે મહેનત

કરવાની ખાસ ફરજ થઈ પડે છે દર્દ નિવારણની હિંદી કલાની આ ખાસ સ્થિતિ તેના પ્રવર્તકો ઉપર એક ભારે જવાબદારી નાખે છે કોઇપણ વિજ્ઞાન કે કલા જ્યા સુધી તે હરહમેશ, પ્રગતિશાળી વહનપૂર્ણ અને સત્વ સપૂર્ણ હોય નહિ, ત્યા સુધી સમષ્ટિની સેવા કરી શકે નહિ હાલના આવા શાસ્ત્રોના મળધમા કહી શકાય તેમ ધ્યાન એથે તેવા પ્રગતિના લક્ષણો આયુર્વેદે બતાવ્યા નથી તેની ના કહી શકાય તેમ નથી તે ખરૂ છે સામી બાજુ સપૂર્ણ કારણો સહિત કહી શકાય કે પ્રગતિના અભાવની આયુર્વેદ ઉપરના ટીકા કરનાર એક વિલોમ વમળમા ભમે છે તમે તેની કીમત ઓછી આકો યોગ્ય સગવડો આપો નહિ, પોષણના મુળનો હ્રાસ કરો પ્રગતિ જે માગ શકય છે તે માર્ગો બધા બધ કરો અને પછી આયુર્વેદને એક બાજુ ખસેડી દ્યો કારણકે તેણે પ્રગતિ કરી નથી તમે કહો કે આયુર્વેદ પ્રગતિ શાળી નથી તેથી તે મ દનો દાવો કરી શકે નહિ તે પ્રગતિ કરી શકે તેમ નથી કારણકે તેને મ દ મળી શકે તેમ નથી આ રીતે વીલોમવમળ નિરતર ચાલ્યા જ કરે

આવી અડચણો હોવા છતા આયુર્વેદ પોતાના પગ ઉપર ઉભેલ છે તે ખરેખર ધ ન્યવાદને પાત્ર છે વણાટ, ધાતુકારી, કુભકારી, શિલ્પ, સુતારી અને એવા ઘણા દેશી હુનરકળા કે શાસ્ત્રો નાબુદ થઇ ગ ા અને પોતાના અસ્તિત્વની લડાઇ લડી શકયા નહિ આયુર્વેદ કદાચ આવા સેંકડો દેશી શાસ્ત્ર કે કળા માહેનુ એક જ છે કે જેણે અસ્તિત્વની લડાઈ લડી લીધેલ છે અને હવે આ ાળ વધવાના રસ્તા ઉપર ઠીક પ્રમાણમા આવી રહેલ છે તર્કબદ્ધ રીતિઓ અખત્યાર કરવાથી આયુર્વેદ જરૂર એક ફતેહથી બીજી ફતેહ તરફ પ્રગતિ કરશે આવી ફતેહ આતરિક શક્તિના પરિણામ રૂપ છે કે કોઈ બીજા પરિણામરૂપ તે સવાલ સ્થાને નથી પ્રસશાની પાત્રતા તેની પોતાની છે અને ખુશખુશાલ તે સેંકડો અને હજારો વૈદ્યોને ફાળે જાય છે જેમાનો ઘણા શ્રેષ્ઠો અહિં એકત્રિત થયેલ છે

આ રહ્યુ તેનુ પ્રમાણપત્ર એ જેવી તેવી વ્યક્તિનુ નહિ પણ આખા હિંદના વૈદકીય ખાતાના મુખ્ય સૂત્રધાર સર પારડી લ્યુકીસનુ છે તેણે કહ્યુ છે "હુવે ઘણા ભારપૂવક કહેવાને ઇચ્છુ છુ કે વૈદામા જે કઈ સારૂ છે તે તમામ એલોપથી કે પાશ્ચાત્ય વૈદકીય પદ્ધતિના વાડામા આવી રહેલ છે એવો વિચાર નહિ કરી બેસતા હિંદમા હુ જેમ વધારે રહુ છુ, દેશ તથા લોકોને જેમ હુ વધારે નિહાળુ છુ તેમતેમ મારી વધારે ખાત્રી થાય છે કે વૈદો તથા હકીમોની દ નિવારણની અનુભવ જ ય રીતિઓ પૈકીની ઘણી રીતીઓ બહુ જ કીંમતી છે તેમા શક નથી હાલ જેને નવી શોધો તરીકે પેશ કરવામા આવે છે તેમાની ઘણી તેમના બાપ

દાદાઓ જમાનાઓ પહેલા જાણતા હતા” બીજા પ્રસગે તેજ અમલદારે કહ્યુ કે “આપણે પોતે જ અનુભવના ખાડામાથી હજુ નીકળતા આવીએ છીએ ફક્ત થોડા વખત અગાઉ મેલેરીઆ ગદી હવાને કારણે છે એમ માનતા હતા જે મા અતા તેના નામમા સમાયેલી છે મેડીકલ ટ્રેડ યુનીઅનની ભાવનાની સામે મારા વિરોધ હુ જોરથી જાહેર કરૂ છુ” આવા ભાવથી પ્રેરાઈ હાલના ઘણા ડોકટરો વૈગે તવા હકીમોને ઉંટવૈદ્ય કે ધુતારા તરીકે ગણાવી બેસાગે છે કહેવાતી શોધખોળોમાની ઘણી પ્રાચીનોને સદીઓ પહેલા જાણ હતી અને તેવી બાબતો ફક્ત પુન શોધ જ છે સેડલર સમીતિએ પણ કહ્યુ છે કે “આ પ્રાચીન પદ્ધતિ અનુભવ જ ય જ્ઞાન અને શાસ્ત્ર સિદ્ધ જીતોનો ભવ્ય ખજાનો ધરાવે છે જે હાલના ઝડપી પ્રગતિના જમાનામા પણ સહી સલામતીથીકોરે મુકી શકાય તેમ નથી”

ધુતારાઓને હાંકી કાઢવા માટે આયુર્વેદી અને યુનાની ધધાર્થીઓની ફક્ત નોધ કરવા માટે બોર્ડ ઉભી કરવાનો કાઇ અથ ાથી ઉંટવૈદ્યોને ઉખેડી નાખવાનો પ્રશસનીય ઉદ્દેશ દેશી પદ્ધતિને ગર્ભિત શ્રાપરૂપે થઇ પડે? ઉંટવૈદાની પાછળની ધમાલમા સમાજને ઉપયોગી ધધાર્થીઓ પણ ઉપડી ન જાય તે જોવાની સત્તાવાળાઓની ફરજ થઈ પડે છે ભુસાને ઉડાડવામા રહ્યાસહ્યા દાણાઓ ઉડી ન જાય તે જોવુ જોઇશે બાપદાદાઓથી અગર ગુરૂશ્રેણીથી વારસામા મેળવેલ પરપરાગત પ્રણાલી પદ્ધતિ ા રખેવાળ કહેવાતા અશિક્ષિત ધધાર્થી પૈકી ઘણાઓમા દેશી પદ્ધતિની આશા રહેલી છે ઉંટ વૈદ્યની એક સમગ્ર અને અન ય વ્યાખ્યા આયુર્વેદને મ દરૂપ કરતા હાનિ રૂપ થવાનો વધારે સભવ છે ફાધરએ ીને જગની પ્રજાને સસ્કારી બના વવાની ક્રિયામા ઘણી ઘણી સાવચેતી રાખવાની જરૂર અનેક વખત બતાવી છે તેવી રીતે અને લગભગ તેવાજ કારણુસર આ પૌર્વાત્ય પદ્ધતિના સસ્કરણમા ઘણી ઘણી સાવચેતીની જરૂર છે કાઇ નહિ તો આવતા થોડા વર્ષો માટે કે દરમ્યાન જરૂર જેટલુ સારૂ અને સગ્રાહ્ય છે તેટલાનુ યોગ્ય રીતે સરક્ષણ થઈ શકે બીજી બાજુ ઉંટ વૈદાની હાકણી એ નકારાત્મક પગલુ છે, દેશી પદ્ધતિને જો ખરેખર મદદ કરવાની ધારણા હોય તો રચનાત્મક પગલુ લેવુ જોઇએ અને સસ્કરણ અને પ્રગતિ બ ને માટે નાણા ફાજલ પાડવા જોઇએ

ગ્રામ પ્રજાના ઉદ્ધાર માટે રાજ્યની ઘણી શકિતઓ એકતનિત, થવી જોઇએ ગ્રામીય નીતિ અખત્યાર થઈ હોય ત્યા વહેલા મોડુ કર વધારવાની અગર હોય તેટલી રાજ્ય મદદનો અમુક ભાગ ગામડા તરફ વાળવાની જરૂરીઆત ઉભી થશે કે જેથી દેશી વૈદક પદ્ધતિને જોર મળી શકે અવકાશના અભાવે હિંદી પદ્ધતિને પ્રગતિ વધારવાને માટે શુ શુ રસ્તાઓ અને ઉપાયો લેવાવા જોઇએ તેનુ વિસ્તીર્ણ વિવરણ શકય નથી છતા એવા શકય ઉપાયોમાના કેટલાકની અહીં ફક્ત નોધ લઇનેજ સતોષ માનવો રહ્યો

क દેશના મુખ્ય મથકોમા પૌર્વાત્ય પદ્ધતિના અભ્યાસ માટે વિદ્યાલયો
ख ઇસ્પીતાલો અને દવાખાના વિદ્યાલયો સાથે જોડાએલા
ग વૈદકીન વનરાજી
घ હાલની સસ્થાઓમા દેશી દવાના ઉપચાર ખડો
च વિશ્વાસપાત્ર દવા બનાવવાના કારખાનાઓને ઉત્તેજન
छ ખાનગી સ્થાપિત શાળાઓને ફત્તેહમદ વિદ્યાર્થી દીઠ મદદ
ज શિષ્ય વૃત્તિઓ
झ પ્રાચીન લખાણોનો સગ્રહ, સસ્કરણ અને પ્રકાશન
ट પ્રાતીય સશોધન સસ્થાઓ
ठ ખાસ સશોધન શિષ્યવૃત્તિઓ
ड દેશભરમા પથરાએલ હસ્તી ધરાવતી નિષ્ણાતતાને ઉત્તેજન તથા પ્રેરણા
ढ નીવડેલા અને અસરકારક ઉપાયોને વધારે જાણીતા અને સહેજે મેળવી શકાય તેવા કરવા
ण જેની અસરની ખાત્રી થઈ છે તેવી ગૂઢ અને ગુપ્ત દવાઓની રીતી મેળવવી કે ખરીદવી
त ખાનગી કે જાહેર વૈદકીય ગુણો ધરાવતા ઘરગથ્થુ રોપાઓ વાવવાની રીતિનો પુનરૂદ્ધાર
थ પ્રચાર સાહિત્યનો વિસ્તીર્ણ ફેલાવ

નાણા સબધમા દેશી પદ્ધતિની તરફેણમા એક સરસ બાબત છે આ પદ્ધતિ સબધમા એક વિચારપૂર્ણ યોજના અને કાયક્રમ અખત્યાર કરી સાવચેતીથી પરતુ સગીન રીતે આગળ ધપાવવામા આવે તો ખર્ચનો બચાવ થાય તે એટલે સુધી કે હિદી પદ્ધતિના ઉત્તેજન માટે સસ્થા કે તેનુ કઇ સ્થાપન કર્યાનો ખચ ખુશીથી નીકળી જાય આ રહ્યા કેટલાક આકડાઓ મદ્રાસમાના એન સી નાનકરના આયુર્વેદિક દવાખાના અને બ્યોલીઆ નાયડુ દવાખાના (પાશ્ચાત્ય પદ્ધતિ)ના જણ દીઠ દૈનિક ખર્ચની સરખામણી કરતા દેશી પદ્ધતિ કરતા પરદેશી પદ્ધતિ છ ગણી વધારે ખર્ચાળ માલુમ પડેલી છે ૧૯૨૧મા મદ્રાસના આયુર્વેદિક રૂગ્ણાલયમા અદરના દર્દી દીઠ સાત આના ખર્ચ આવેલ જ્યારે બે ચાલુ ઇસ્પીતાલમા ૧૦ અને ૪ રૂપીઆ અનુક્રમે આવેલ તિરૂપતિના આયુર્વેદિક દવાખાનામા દર્દી દીઠ સરેરાશ ખર્ચ ૧ ૨૧-૨૨મા ૧૧ અગીઆર પાઈ આવેલ આયુર્વેદીય વિદ્યાલયના દવાખાનામા દર્દી દીઠ ૯ પાઇ થયેલ ચૂલાયના આયુર્વેદીય દવાખાનામા જણ દીઠ દૈનિક ખર્ચ ૧૯૨૨મા ૬ પાઈ હતો આ આકડા નિશ્ચિત રીતે સાબીત કરે છે કે દર્દી દીઠના ખચમા જગી બચાવથી બીજો પ્રગતિ ખર્ચ નીકળી રહે છતા વખતે વધે અગર વૈદકીય મદદનો વિસ્તાર ઘણોજ

મોટા પ્રમાણમા વધારી શકાય જો દેશી પદ્ધતિ દાખલ કરવામા આવે તો પોતાના ફાજલ નાણામાથીજ વિદ્યાલયો, સશોધન સસ્થાઓ અને એવી બાબતોનો ખર્ચ આ પદ્ધતિ કાઢી શકે છે તો ઓર સુખરૂપ સયોગ ગણાય

સ્વાભાવિક રીતે સવાલ થાય કે દર્દીઓના કેટલા ટકા સુધરે અને ઉપચાર કેટલા પ્રમાણમા અસરકારક નીવડે આ સબધમા પણ દેશીપદ્ધતિ હાલની પદ્ધતિથી પાછળ રહે તેમ નથી તેવા આકડાઓના ઢગલા પડયા છે આકડાઓ કટાળો ઉપજાવે એટલે તે નહિ લેતા આપણે ઉતારો જ લઈએ બડાતબીબ સર પારકી લ્યુ ઈસ કહે છે કે 'દાખલા તરીકે ડ્રોપ્સીના કીસ્સાઓમા તદ્દન અલુણુ ખાણુ ઉપર દર્દીને રાખવાથી સૌથી વધારે ફાયદો થાય છે તે જાણીતુ છે આમા કાઈ નવુ નથી પૌર્વાત્યોને હજારો વર્ષ પહેલા આ હકીકત જાણીતી હતી અને વાઇડલ્વે અને જાવલે એ અખતરાઓ કર્યા તે અગાઉ ઘણા વખત પહેલા કોઈપણ હકીમ કહી શકત કે ડ્રોપ્સીના દર્દોમા મીઠુ વિરોધી છે આજ રીતે યક્ષ્માના દર્દોમા પશ્ચિમની બકરીના ઉપચારની પદ્ધતિ નીચેના શ્લોકમા સ્હેજે જણાઈ આવે છે

छाग मास पय छाग छाग सर्पि सशर्करम् ।

छागोपसेवा शयन छागमध्ये तु यक्ष्मणुत् ॥

એ હકીકત જાણીતી છે કે એલોપથી જે દવાઓ વાપરે છે તેને કેમીકલ વિવેક ઉપર તેનો આધાર રહે છે જ્યારે આયુર્વેદ વધતા ઓછા પ્રમાણના નૈસર્ગિક રૂપો ઉપર મદાર બાધે છે અને તેની ચિકિત્સા અનુભવ જન્ય વિવેક ઉપર અવલબે છે દાખલા તરીકે—રસસિંદુર અને મકરધ્વજ બે જુદા જુદા સિદ્ધયોગો છે તેનુ રાસાયણિક પૃથક્કરણ કરીએ તો બ નેમા પારો અને ગધકનુ પ્રમાણ એક સરખુ જોવામા આવશે ખરી રીતે બને પારાના-સલ્ફાઈડ છે પરતુ મકરધ્વજ રસસિંદુર કરતા મનુષ્ય શરીર ઉપર અસર કરવામા ઘણો જ ચડી જાય છે દવા બનાવવાની પદ્ધતિ કે રીતમા ફેરફાર થાય તો તેની અસરકારકતામા પણ ફેરફાર થાય છે આયુર્વેદ આવી ઝીણી વિગતોથી ભરપૂર છે અને સમજનુ તે સુચિહ્ન છે કે આયુર્વેદની શાસ્ત્રોક્ત રીતે દવાઓ તૈયાર કરતા કારખાનાઓ કેટલીક જગોએ સ્થપાયેલા છે દેશી વૈદકીય પ્રસ્થાનમા દવા બનાવવાની પ્રગતિમા પોતાનો ભાગ આપવામા આપણા પ્રમુખ મહાશય સુવિખ્યાત છે શ્રીયુત જુગતરામ વૈદ્ય જે આજના મચોની દોરવણી કરનાર છે તેણે દવા બનાવવાની કારીગીરીને તાલીમ બદ્ધતા અને પ્રગતિના ઉંચા શિખરે પહોંચાડેલ છે

ખરૂ જોતા દરેક વૈદ્યે પોતાની દવા પોતાની મેળે બનાવવાની પ્રથા હોવી જોઈએ અને છે પરતુ જમાનાના ફેરફાર અને સ્થિતિ સયોગોના અગે એવી સ્થિતિ ઉપસ્થિત થયેલ છે કે કેટલીક જગ્યાએ તો દવાઓ બહારથીજ લેવાની

રહે છે આવી સ્થિતિમા કાર્યવાહીમા સગીન અને ઉદ્દેશમા સેવાપૂર્ણ એવા રસ્તે જેનુ સચાલન થતુ હોય એવા દવાના કારખાના દેશાવરમા પથરાય તે ડહાપણભરેલુ ગણાય

ઉપરોક્ત મોટી મોટી ધારણાઓ આશાઓ કે સૂચનાઓના અમલનો આધાર ખરેખર સગીન અને વિવેકી જાહેર મત ઉપર રહે છે જેનો વળી આધાર નેતાઓ ઉપર છે જ્યાર વિચારના દોરનારાઓ અ ો સમાજના નેતાઓ સમાજને માઠા પથે લઈ જવાની પોતાની ફરજ ચુકે છે અને જ્યારે પોતાના દાખલા તથા ઉપદેશથી સમષ્ટિના નૈસર્ગિક વિકાસ અને પ્રસ્થાનને અનુરૂપ વાતાવરણ પેદા કરવામા ગલતી કરે છે ત્યારે અનેક સામાજીક ક્ષેત્રોમા નિષ્ક્રિયતા તથા અનેક જાતની ભૂલોનો ઢગલા થઇ પડે છે જુના જમાનાના મોટા વૈદ્ય ચરક લખે છે કે "દેશ, શહેર, કે ગામડાના મુખી કે રાજ્યકર્તા સત્યતાનો પથ છોડી દે છે ત્યારે તેના અનુયાયીઓ સમગ્ર પ્રજા દુર્ગુણને પથે પરવરે છે, વળી આવો દુર્ગુણ લડાઇનુ કારણ પણ બને છે કામ ક્રોધથી હિંસાયુક્ત બનેલ સઘળાઓ નિર્બળને દબાવે છે અને એક બીજાઓ ઉપર હુમલો કરે છે ત્યારે ઇશ્વરી બળોથી પોતાના દુષ્કૃત્યોને કારણેજ નિર્મૂળ થઇ જાય છે" આવા ભવિષ્ય ભાખી વૈદ્યશાસ્ત્રને અનુસરવુ તે ફક્ત ડહાપણ જ નથી પરતુ સલામતી પણ છે આપણે આશા રાખીએ, વિશ્વાસ ધરીએ અને પ્રાર્થના કરીએ કે તેના અનુયાયીઓ સશય ભાવ નિષ્ક્રિયતા તેમજ રૂઢીચુસ્તતા અને રૂઢીલજ્જકતાના વિરોધી બળોનો સામનો કરી કટીબદ્ધ થઇ આદર્શ તરફ પ્રસ્થાન કરશે હિંદી ઉન્નતિ અનુસાર ઉપચાર કરવાના શાસ્ત્ર અને કળાની આગે કૂચ દરેક શાખાઓમા કરવાની જરૂર છે સિદ્ધઔષધી નિર્માણ વિભાગમા પ્રગતિને માટે સમ્મેલન શ્રીયુત જુગત રામજી કરતા વધારે લાયક વ્યક્તિની ભાગ્યે જ પસદગી કરી શકેલ હોત તેઓશ્રી એક એવા કુટુબમાથી આવે છે કે જેનો વૈદક સાથેનો સબધ લાબા સમયનો છે સ્વાગત સમિતિ તરફથી હુ આપ સર્વને અને તેઓશ્રીને હાર્દિક આવકાર આપુ છુ અને તે એવી આશા અને વિનતિ સાથે કે આવતા વર્ષમા તેઓશ્રી પ્રગતિના વિરોધી બળોની ધાર બુઠી બનાવી દે

પ્રાતીય સરકારોએ દેશી વૈદ્યનો સવાલ હાથ ધરેલ છે આ સમ્મેલન જે દિશાસૂચન કરશે તે પૌર્વાત્ય વૈદકીય પદ્ધતિઓના ભવિષ્યનો નિર્ણય કરશે કારણ કે સમ્મેલનની દોરવણી ઉપર પ્રાન્તીય સરકારોના નિર્ણયોનો આધાર રહે આવી પડેલ સવાલ જબરદસ્ત છે અને વિશાળ નજર, ઉડી દીર્ઘદ્રષ્ટિ, અગાધ જ્ઞાન અને પ્રમાણબદ્ધતાનો સપૂર્ણ ખ્યાલ એ માગી લે છે આ જમાના પાસે આ ગુણોનુ ભડોળ કેટલુ હતુ તે ભવિષ્યની પ્રજા નક્કી કરશે આયુર્વેદને તેના યોગ્ય સ્થાને સ્થાપિત કરવામા જેને નેતૃત્વ લેવાની ફરજ પડી હોય તેને ઇશ્વર સહાય થાવ

—o—

# ક્ષયરોગ સામે સરકારી મોરચો

હાલના હિંદુસ્તાનના વાઇસરોયની પત્ની લેડી લીલીથગ્લોએ ક્ષયને આ દેશમાથી નાબુદ કરવા માટે એક જાહેર અપીલ થોડા વખત પ્હેલા બ્હાર પાડી હતી આવે મોટે સ્થાનેથી અપીલ બ્હાર પડી એટલે નાણાનો ઢગલો થતા તો શુ વાર લાગે ? પણ આવડા મોટા દેશમા આવી પ્રવૃત્તિ ઉપાડવી એ કામ કાઈ સાધારણ નથી એ કાય કેવી જાતનુ એનો કાઈક ખ્યાલ આવે તે માટે મુબઈ ઈલાકામા જે યોજનાનો વિચાર ચાલે છે તેને અ ગે મુંબઇના ગવર્નરે આ ઈલાકા માટે બ્હાર પાડેલી અપીલનો નીચે ટુક સાર ઉતાર્યો છે

મુંબઇના ગવનર કહે છે તેમ મુબઇ ઈલાકામા દર વર્ષે લગભગ ૨૪૦૦૦ માણસો ક્ષયથી મરે છે અને એક મરે છે ત્યારે દશ ક્ષયના દરદી હોવાનો સ ભવ છે એમ ગણતા ૨૪૦૦૦૦ માણસો ક્ષયથી પીડાય છે એવુ અનુમાન નીકળે

આટલા મોટા પ્રમાણમા ગામડાઓ તથા શહેરોમા ફેલાયેલા દરદ સામે ઉપાય યોજવામા પ્હેલુ તો ક્ષયના દરદીઓ માટે સવ ત્ર દવાખાનાઓ અને રૂગ્ણાલયો (ઇસ્પીતાલો) ઉભા કરવા અને યોગ્ય સ્થળે ક્ષયના સેનીટોરિયમો ઉભા કરવા એ પ્હેલુ કામ છે ઉપર કહ્યુ છે તેટલી સખ્યાનો જ્યા પ્રશ્ન હોય ત્યા આ દવાખાનાઓ, રૂગ્ણાલયો અને ઇસ્પીતાલોમા જ કેટલો પૈસો જોઇએ એ કલ્પના કરી લેવી ઈ ગ્લન્ડમા ક્ષયના દરદીઓ માટે ઈસ્પીતાલોમા ૬૭૫૦ ખાટલાઓ છે અને ૨૨૦૦૦ ખાટલાઓ સેનીટોરિયમોમા છે, જ્યારે એ દેશથી એકતૃતીયાશ વસ્તીવાળા આ મુબઈ ઈલાકામા ઈસ્પીતાલોમા ક્ષયના ૨૦૦ ખાટલાઓ છે અને તેનુ પરિણામ સ્પષ્ટ છે કે ઇગ્લન્ડમા છેલા પચીશ વષમા ક્ષયજન્ય મૃત્યુ પ્રમાણ અધુ થઈ ગયુ છે

પણ ક્ષયની બાબતમા એ રોગના પજામા સપડાયેલા દરદીને સાજા કરવાના પ્રયત્ન કરતા પણ મોટુ કામ તો ભવિષ્યમા પુરૂષ સ્ત્રી બાળકોની એ રોગની પાત્રતા ઓછી કરવી એ છે અને એ રોગની પાત્રતાનુ એક મોટુ કારણ હીનપોષણ છે આ દેશની વસ્તીના મોટા ભાગમા આબાલવૃદ્ધને હીન પોષણ મળે છે એ નિઃસન્દેહ છે અને આ પ્રયત્નમા બાળકોને તથા સગર્ભાસ્ત્રીઓને દુધ પૂરૂ પાડીને તથા બીજી રીતે પોષણ વધારવાના પ્રયાસો કરવા પડશે

યૂરોપના છેલા મહાયુદ્ધ પછી જમનીમા પોષણહીનતાને પરિણામે ક્ષયજન્ય મરણપ્રમાણ સાઠ ટકા વધી ગયુ હતુ

અત્યારે આખા મુબઈ ઈલાકામા ક્ષયના વીશ દવાખાનાઓ છે એટલે કે વીશ લાખ માણસે એક દવાખાનુ છે જ્યારે ખરી રીતે દોઢ લાખ માણસે એક દવાખાનુ આવશ્યક છે આ ઉપરાત ઈસ્પીતાલો વગેરેનો હિસાબ કરતા ગવર્નરે વીશ લાખ રૂપીઆ ક્ષયરોગનિવારણ માટે દાન તરીકે માગ્યા છે આ ઉપરાત લોકલ બોર્ડો મારફત ખચ થશે તે જુદો અને પ્રજાએ દા ત રસ્તા ઉપર થુકવુ નહિ વિ૦ અનેક આરોગ્ય નિયમો પાળીને જે સહકાર આપવો પડશે એ જુદો રાજ્યના આરોગ્ય ખાતા સાથે પ્રજાના સહકારથીજ ક્ષય જેવા રાજરોગ સામે લડી શકાશે

# મુબઈના વૈદ્યહકીમોના રજીસ્ટ્રેશન બીલ સબંધી નાગપુરના વૈદ્યસમેલનમા થયેલો મહત્ત્વનો ઠ૨ાવ

નાગપુરના વૈદ્યસમેલનમા ઠરાવો તો પુષ્કળ થયા છે પણ એની નકલ મારી પાસે નથી એટલે વૈ ગ પ મા એ ઠરાવો છપાઇ ગયા પછી આ વિ મા છપાશે પણ રજીસ્ટ્રેશન બીલનો ઠરાવ ઘણો મહત્ત્વનો છે અને મારી પાસે એની નકલ છે એટલે એ ઠરાવ નીચે આપ્યો છે

અખિલ ભારતવર્ષીય ૨૭ મા વૈદ્યસમેલન નાગપુર, તરફથી દેશી વૈદ્યો માટેની સરકારી નોધણીના કાય । પરત્વે નીચે મુજબ સુધારા સૂચવતો ઠરાવ પસાર કરવામા આવ્યો છે

(૧) કેવળ કાયચિકિત્સા (Medicine) જાણનારને પણ સરકારે રાજ્ય માન્યતા દેવી

(૨) કેવળ ગુરૂ પાસે રહીને જે વિદ્યાર્થીઓએ આયુર્વેદનો (system of Indeginous Medicine) અભ્યાસ કર્યો હોય તેઓ શલ્યતત્ર (અર્જરી) તથા પ્રસૂતિતત્ર (મિડવાઈફ્રી)નુ પ્રત્યક્ષ જ્ઞાન મેળવી શકે તે માટે હોસ્પિટલો કે મા ય મેડિકલ સસ્થાઓમા તેમને સરકારે સગવડ કરી આપવી, અને પછી બોર્ડ તેની પરીક્ષા લઈને માન્ય કરે એમ ઠરાવવુ

(૩) જ્યા સુધી બિલ મુજબની યોગ્યતા પ્રાપ્ત કરવા માટેની કોલેજો કે પુરતી શાળાઓ સ્થપાય નહીં ત્યા સુધી આ રજીસ્ટ્રેશનનો કાયદો ફરજીયાત ન કરવો, અને દડની કલમો કાઢી નાખવી, અર્થાત્ ૩૩ અને ૩૫ મી કલમો કાઢી નાખવી

(૪) રજીસ્ટ્રેશન બીલની પુસ્તિકા પૃષ્ઠ ૨૭૩ પર "સ્ટેઇટમેટસ ઑફ ઓબજેક્ટસ એન્ડ રીઝન્સ" મા આયુર્વેદના વિકાસ અને ઉત્તેજનાર્થે (For the the development and encurragement of Ayurved) એટલા શબ્દો ઉમેરવા

(૫) પ્રથમ નોમીનેટેડ બોર્ડની મુદત ફક્ત બે વર્ષની જ રાખવી (પાચ વર્ષની નહિ)

(૬) બોર્ડ ઓફ ઇ ડીયન મેડિસિનમા ચૂટાયલા કે નીમાયેલા સવ સભ્યો દેશી વૈદ્યકના વિદ્વાન્ (તજ્જ્ઞો) હોવા જોઇએ, અને તેમા ચુટાયેલા સભ્યોની બહુમતિ હોવી જોઇએ

(૭) ઓલ ઇન્ડિયા આયુર્વેદિક પરિષદ ના મોક નિખિલ ભારતવર્ષીય આયુર્વેદ વિદ્યાપીઠની પરીક્ષાઓને માન્ય રાખવી અને તેને રાજ્ય મા યતા દેવી

(૮) સીલેકટ કમીટીની પાસે આ વિષયના પ્રતિપાદન માટે હાજર રહેવા આ સ મેલન નિમ્નલિખિત મહોદયોને પ્રતિનિધિ તરીકે નીમે છે

(૧) પ ડિત શિવશર્મા—લાહોર
(૨) વૈદ્યરાજ જાદવજી ત્રિ આચાય—મુબઈ
(૩) વૈ પ ગ ગાધર ગો ગુણે—અહમદનગર
(૪) શ્રી ગણેશશાસ્ત્રી જોશી—પુના
(૫) ડૉ બાલકૃષ્ણ અ પાઠક—અમદાવાદ
(૬) શ્રી માધવપ્રસાદ ના શાસ્ત્રી—અમદાવાદ

અને નામદાર આરોગ્યમ ત્રીને આ સ મેલન પ્રાથના કરે છે કે બીલની ચર્ચા ચાલતી વખતે પણ ઉપરોક્ત પ્રતિનિધિઓને હાજર રહેવા દેવા

---

## રામેઠા

(No 6 Thymelœaceæ)

મરાઠી—રામેઠા

લેખક વૈદ્ય શિવશંકર પ્રા શુક્લ

લાસિયોસીફોન ઇરિયોસિફેલસ Dene

(**Lasiosiphon Eriocephalus**)

Syn , Speciosus

આ નાનુ ઝાડ દક્ષિણ હિંદમા જ થાય છે× મહારાષ્ટ્રમા ખાસ કરીને માળવામા, અને ઊ ચા ઘાટોમા ભીમાશકર, ખડવા, માથેરાન, મહાબળેશ્વર, સિંહગઢ, કોકણના ઘાટ, સુપા ઘાટ વગેરે સ્થાનોમા તે ઠીકઠીક પ્રમાણમા થાય છે સિંહગઢ ઉપર તો તે ઢગલાબ ધ ઊગે છે

તે બહુ મોટુ ઝાડ થતુ નથી છાતી સમાન ને બહુબહુ તો માથોડુ ઊચુ વધે છે પાન કરેણના પાનને મળતા હોય છે તે ઝેરી હોય છે

ફૂલ નવે બરથી ફેબ્રુઆરી સુધીમા આવે છે તે કઇક પીળાશ પડતા

× It seems in India to be confined to the Peninsula Deccan) *Nairne*

હોય છે, લાબી રૂછાળ પાખડીઓથી દોરાયેલા હોય છે, કેનો વાળ જેવા, રેશમી ને નુવાળા હોય છે

મૂળ નાચ અમેરિકાના આવે છે

પાદડા તીખા ને ઝેરી જલાય છે એની અન્દર માણસો તેમજ માછલીઓ ઉપર થાય છે પાદડા તેનજ છાલનો ઉપયોગ માછલીઓને ઝેર દેવાને કરવાના આવે છે આનો દવા તરીકે ખાસ ઉપયોગ થતો નથી*
કેટલેક ઠેકાણે પાદડાને સોજા ને મૂઢ માર ઉપર બહારથી ચોપડવામા આવે છે

એમ કહેવાય છે કે તેના ડાળખાનુ દાતણ કરવાના આવે તો દાત પડી જાય છે એ વિષે ગમોતાની ખ્યાતિ બધે જાણીતી છે, પણ કેટલાકના એવા અનુભવ મળ્યા છે કે દાત પડી જતા નથી પણ હાલી જાય છે આ વિષે પ્રયોગો કરી જોઈ તથ્ય શુ છે તે જાણવુ જોઈએ અને જો સાચે જ તેના અમ્લ તત્ત્વમા એવો ગુણ હોય તો તેમાથી કઈક ઔષધ પણ ખોળી શકાય પણ એ ક્ષેત્ર રસાયનશાસ્ત્રીઓનુ છે

સિલોનમા ખાસ કરીને યુગન્ પ્રાતમા ગમોતા સારા પ્રમાણમા થાય છે, અને ત્યા તેનો ઉપયોગ તેની છાલમાથી રેસા કાઢવામા (એમાથી સારા રેસા નીકળે છે) માછલીઓને ઝેર દેવાના અને કાગળો માટે માવો બનાવવામા અને બાહ્યોપચાર ઔષધ તરીકે થાય છે

ગમોતાની છાલનુ રસાયણિક પૃથક્કરણ કરનારાઓને એમ માલમ પડયુ છે કે છાલમા જે ચીકણો પદાર્થ રહેલો છે તે ઘણો ઉત્તેજક છે અને તેને સુંઘવાથી ચામડી પર લગાડતા ફોલા ઉઠી આવે છે આને જ લીધે છાલ ને પાદડા ઝેરી અસર ઉપજાવતા હશે, અને દાત પણ તેથી જ હાલી ઊઠતા હશે

ઉલ્લેખો —Indi Modi Plants (1 st Edn) p 1110
Hodke vol V p. 197
Dymock p 674
Smith p 35
Brandis p 206

---

* A powerful vesicant but very uncertain in its action "
+ (Ura)

કલાકમા એક માસો ગધક અ તરધુમ રીતે બળતો, અને એ પ્રમાણે મકર ધ્વજને અ તરધુમ ગધક જારણ કરવામા આવતું તો બાર કલાકે એક તોલો ગધક બળે તેમ તે મહાશય કહેતા હતા

(૧૨) એક બીનાસપુરવાળા વૈદ્યરાજ પારાનુ રીવલીંગ વનસ્પતિના યોગથી બનાવીને લાવ્યા હતા તેની ભસ્મ પણ તેઓ કરે છે તે પારદ અગ્નિ સ્થાયી હતો તેમ તેઓ કહેતા હતા, અને તે પાર ભસ્મથી મગણા મ ન મનુષ્યોને આપીને ફાયદો થયાની વાત તેઓ કરતા હતા પણ વૈદ્યોના કલહને લીધે તેમને બોલવામા પ્રોત્સાહન મળ્યુ નહિ

(૧૩) એક ભીમસેન જેવા મહાકવિ વૈ રાજ પધારેલા તેઓનો ક્રોધાગ્નિ કાટી નીકળતો ત્યારે તો સભામા વિજળીના કડાકા પડતા હોય એમ લાગતું અને તેઓ સભાના પ્રતિનિધિરૂપે સારૂ વક્તવ્ય કરવા પ્રયત્ન કરતા

(૧૪) ઉમરાવતીના મહારાષ્ટ્રીય વૈદ્યોએ વરાડને જુદો પાડવા અને પોતાનુ પ્રતિનિધિત્વ કાયકરણીમા લાવવા માટે અથાગ પરિશ્રમ કર્યો હતો જેમા બે ભાઇઓ બોલવામા બહુજ ભાગ લેતા અને સભાને પોતાનો મુદ્દો રજુ કરવામા કાયર કરી નાખતા હતા

(૧૫) મદ્રાસવાળા વૈદ્યરાજ માધવ મેનને સસ્કૃત ભાષામા ભાષણ કરીને વૈદ્યકની મૂળભુત સસ્કૃતિ જાળવવાનો પ્રયત્ન કર્યો હતો

(૧૬) નામદાર ડી પી મિશ્રજીએ વૈદ્યકનુ શિક્ષણ હિન્દીમા અપાય તે માટે જોરદાર અપીલ કરી હતી અને આ ગ્રામ્ય સુધારણાના જમાનામા ગ્રામ્ય વૈદ્યો ઉત્પન્ન કરવા શુ કરવુ તેની મીમાસા માગી કરી હતી

(૧૭) શ્રી ગણનાથસેનની પ્રણાલિકાના વિરોધી અને ત્યા શિક્ષણ પ્રાપ્ત કરેલ એક યુવાન વૈદ્યે બીલકુલ સાફ ભાષામા વિરોધ કર્યો હતો કે હમાલા એ વૈદ્યક નકો! જે સ્મરણમા રહે તેવો હતો

(૧૮) સમેલન પ્રસગે કેટલાક અસાધ્ય બિમારોને જોવાનો પ્રસગ ઉપસ્થિત થાય છે પણ તેની સ્વાગત સમિતિએ કઇ પણ ગોઠવણ કરી ન હતી, તે પણ દુખની વાત છે જનતાના માણસો લાખે લાખેથી પોતાના સગાસબધીઓને બોલાવવા માટે આવેલા હતા તેમને યોગ્ય લાભ સગવડના અભાવે મળ્યો ન હતો તેની જવાબદારી સ્વાગત સમિતિ ઉપર હતી

(૧૯) વૈદ્યોને પોતપોતાના અનુભવો પ્રગટ કરવા માટે દરરોજ રાતના સભાઓ થવી જોઇતી હતી જેમા રોગનિદાન અને ચિકિત્સા પદ્ધતિ જે વૈદ્યકનો મુખ્ય વિષય છે તેને વિસારે પાડવામા આવ્યો હતો વૈદ્યોને આ અનુભવ ખાસ મહત્વનો છે તે સભાઓ સ્વાગત સમિતિથી બની શકતી ન હોય તો પ્રધાન મત્રી–શ્રી વૈદ્ય સમેલને કરવી જોઇતી હતી

હરિલાલ કાલીદાસ વૈદ્ય
ખેતુનગંજ સી પી

# પૂજ્ય મોટાભાઈ (અમૃતલાલભાઈ પટણી)ને સ્વર્ગમાં સુખ હજો !

એમનો પરિચય આ સેવકને સને ૧૯૭૫ના નવેમ્બર ડીસેમ્બર હુ વિદ્યાર્થીદશામા ખરી વિદ્યાની જીજ્ઞાસાથી પાટણ કોલેજમા શિક્ષા લેવા માટે ગએલો ત્યારે થયો હતો અદૃષ્ટની ઇચ્છાથી ત્યાની વિદ્યા સપાદન કરવાનો યોગ અમારા ભાગ્યમા નિર્માણ ન હતો તેથી અમુક મતલબોને લઈને મારે મારા મુકામે પાછા આવવુ પડેલ તે વખતે પાટણ કોલેજમા બે માસ વીતાવેલ તે વખતે પૂજ્યપાદ્ ગુરૂવર્ય અમૃતલાલભાઈનો સારો પરિચય થયેલો જો કે બે માસ પયત તેમના ચરક ઉપરના વ્યાખ્યાનો સાભળેલ—અને તેમની વિદ્વત્તા અને ઉંડા જ્ઞાનનુ સ્મરણ હજુ સુધી અમારા અતરના ઊંડાણમા ચિરસ્થાયી છે એમનુ જ્ઞાન આધુનિક અને પુરાતન વૈદકનુ સમિશ્રિત હોવા છતા પુરાતન એજ શ્રેષ્ઠ અને સિદ્ધ કરવા હમેશા એમનો પ્રયત્ન ચાલુ હતો, કે કેમ આયુર્વેદનો ઉત્કર્ષ થાય ? એમનો સ્વભાવ જરા તીખો અને સહજ ઉતાવળીઆ નિર્ણયવાળો હતો છતા સામા તરફ બીલકુલ તિરસ્કારની દૃષ્ટિ ન હતી એમનુ વૈદક વિદ્યાનુ જ્ઞાન અગાધ હતું અને ચરકના પુરા ભક્ત હતા છતા અન્ય ગ્રથો તરફ એમની ઉપેક્ષાવૃત્તિ ન હતી, એમણે ધર્માર્થ સસ્થાઓમા કાર્ય કરીને ભારે સેવા બજાવી છે જો કે અમુક મતલબે ને લીધે એમને પાટણ કોલેજમાથી નિવૃત્તિ લેવી પડી હતી, છતા તેમની અધ્યક્ષતામા જે કાર્ય તેમણે કરેલ તે જ્વલત અને કીર્તિવત છે એમણે એમની જીદગીમા સેકડો વિદ્યાર્થીઓને આયુર્વેદનુ જ્ઞાન આપ્યુ હતુ અને એમ કરીને વૈદકની પૂર્વ પ્રણાલીમા કૃતકૃત્યતા મેળવી ગણાય, આજે તેમના વખાણ કરીએ તેટલા ઓછા ગણાય એમની જીદગીના છેલ્લા ભાગમા આયુર્વેદ પાઠશાળા ચલાવી હતી અને પોતાની જીદગીમા બધારણીય સિદ્ધાતોને કાયમ કાર્યમા રાખેલ એ એમની લીંબડીની શાળાનો નમુનો છે વૈદ્ય સમાજે અમદાવાદ મુકામે પ્રમુખ તરીકે પસદ કરીને પોતાનુ ઈષ્ટ કર્તવ્ય બજાવ્યુ હતુ—જીદગીના છેલ્લા ભાગમા એમના એકના એક પુત્ર ગુણાઢ્યભાઈનુ અવસાન એ એમનો મહાન દુખદ પ્રસગ એમના આત્માને પરમ કૃપાળુ પરમ શાતિ આપે એ પ્રાર્થના સાથે વીરમુ છુ

લી૰ હરિલાલ કાળિદાસ વૈદ્ય
બેતુલગજ, સી પી

---

# ભાવનગર વૈદ્યસભા

શ્રી ભાવનગર વૈદ્ય સભાની એક સામાન્ય સભા તા ૪-૫-૩૮ મંગળવારના રોજ સાજના ૫-૩૦ કલાકે શેઠ જીવણદાસ પ્રભુદાસ આયુર્વેદ પાઠશાળાના મકાનમા સભાના હોલમા ભરવામા આવી હતી આજની સભાના પ્રમુખ તરીકે શ્રીયુત વૈદરાજ રામજીભાઈ નરોતમદાસની વરણી થયા બાદ સભાનુ કામકાજ શરૂ કરવામા આવ્યુ હતુ જેમા હોદ્દાઓની સર્વાનુમતે નીચે મુજબ ચુટણી જાહેર કરવામા આવી હતી

પ્રમુખ { રાજવદ્ય અગાલાલ માધવજી

ઉપપ્રમુખ { વૈદ્યરાજ રામજીભાઈ નરોત્તમદાસ<br>વૈદ્યરાજ નમદાશકર જટાશકર

મત્રી { વૈદ્યરાજ મજુભાઈ નાનુભાઈ ઓઝા<br>વૈદ્યરાજ અનતરાય લક્ષ્મીશકર શાસ્ત્રી<br>વૈદ્યરાજ હરિસિંહ રામસિંહ પરમાર

ત્યારબાદ દશ સભ્યોની કાર્યવાહક કમિટી તેમજ શ્રીમાન શેઠ જીવણદાસ પ્રભુદાસ આયુર્વેદ પાઠશાળા માટે એક વ્યવસ્થાપક કમિટિની ચુટણી કર્યા બાદ મત્રી તરફથી રજુ કરવામા આવેલ બીજા પરચુરણ કાર્યોનો ઉકેલ કરી પ્રમુખ વગેરે અન્ય સભ્યોનો મહપ ઉપકાર માની સભા ધન્વતરિ ભગવાનની જય ઘોષણા સાથે વિસર્જન કરવામા આવી હતી

હરિસિંહ રા વૈદ્ય

---

## ગામડાઓમા વૈદ્યકીય મદદ

તા ૨-૫-૩૮ ના ક્રોનીકલમા ખબર છે કે મુબઈ સરકારે ગામડાઓમા ચિકિત્સકોને સ્થાયી થવામા ઉત્તેજન મળે એ હેતુથી બારસો કે ટ્રોમા સ્થાનિક ચિકિત્સકોને સહાય આપવાનો ઠરાવ કર્યો છે તેમા જો ચિકિત્સક એલોપથિક દાક્તર હોય તો તેને વાર્ષિક હજાર રૂપિયા અને દેશીવૈદ્ય હોય તો તેને રૂ ૬૦૦ વાર્ષિક આપવાનો ઠરાવ કર્યો છે મદદ દશી વૈદ્યને આપવી કે દાક્તરને તેનો નિર્ણય સ્થાનિક લોકોની ઇચ્છા જોઈને કરવામા આવશે આ પ્રયોગ જો સફળ થશે તો તેને વિસ્તારવામા આવશે

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલુ

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દ્રષ્ટિથી તથા
અનુભવની દ્રષ્ટિથી, ચર્ચનારૂં વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૧ | અંક [illegible] | જેઠ ૧૯૯૪

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
ઠે. સયાની રોડ    મુંબાઇ-૧૪



શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
સબંધનું શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂા ૨-૦-૦    લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૨ મુ ]    જૂન ૧૯૩૮    [ અંક ૮


# મુંબઈ સરકારની મદ્યનિષેધ યોજના અને દ્રાક્ષાસવ

હિંદુસ્તાનના સાત પ્રાંતોમા મહાસભા (નેશનલ કાગ્રેસે) એ હોદ્દાઓ સ્વીકાર્યા પછી મહાસભાએ વારવાર જાહેર કરેલી નીતિને અમલમા મુકવાનો જુદા જુદા પ્રાન્તોના પ્રધાન મડળોએ પ્રયત્ન કરવા માડયો છે એ આ દેશના રાજકીય ક્ષેત્રે જાણીતી પ્રસિદ્ધ હકીકત છે મહાસભાની નીતિમા મદ્યનિષેધને મુખ્યસ્થાન છે એ પણ સર્વવિદિત છે હવે મુંબઈ સરકારે મદ્યનિષેધનો પહેલો પ્રયોગ અમદાવાદમા અજમાવવાનો નિર્ણય કર્યો છે અને મુંબઈ સરકારના આરોગ્ય મત્રી ડૉ ગીલ્ડરે મદ્યનિષેધની જે યોજના પ્રગટ કરી છે તેમા મેડીકેટેડ વાઈન સાથે દ્રાક્ષાસવ અને તેના જેવા બીજા એ શબ્દોથી દ્રાક્ષાસવ આદિ આસવો ઉપર પણ અકુશ મુકવાનો ઠરાવ જાહેર કર્યો છે

દ્રાક્ષાસવ આદિ આસવો એ આયુર્વેદની અતિસામાન્ય વપરાશનો ઔષધકલ્પ છે અને દ્રાક્ષાસવનો તો ઘણો મ્હોટો ખપ છે પરિણામે મુંબઈ સરકારના ઉપના ઠરાવથી વૈદ્યો અને આયુર્વેદિક તથા જેઓ દ્રાક્ષાસવનો વેપાર કરે છે તેવા એલોપથિક દવા બનાવનારાઓ ભડકી ગયા છે અને આત્મરક્ષણની સ્વાભાવિક પ્રેરણાથી આ આગતુક ભય સામે બચાવના ઉપાયો શોધી તથા યોજી રહ્યા છે અને હજુ વધારે ચળવળ તો જ્યા તલવાર ઘણી નજીક લટકી રહી છે ત્યાં—અમદાવાદમા થઈ છે—થાય છે પણ મુંબઈમાથીયે એલેમ્બીક કેમીકલ વર્ક્સ ઝેનિથ કેમીકલ વર્ક્સ ઝડુ ફાર્મસી ધૂતપાપેશ્વર ઔષધાલય સાડુ બ્રધર્સ સિંધ આયુર્વેદિક ફાર્મસી વગેરે કારખાનાવાળાઓ તથા આયુર્વેદમાર્તંડ જાદવજી ત્રિકમજી આચાર્ય આદિ પ્રતિષ્ઠિત વૈદ્યોની સહીવાળી એક અરજી નામદાર ડૉ ગીલ્ડર ઉપર મોકલવામા આવી છે

પણ અમદાવાદમા અમદાવાદ આયુર્વેદિક ફાર્મસી એસોસીએશન સ્થપાયેલ છે અને તે એસોસીએશન તરફથી સારી ચળવળ ઉપાડવામા આવી છે એ એસોસીએશન તરફથી એક ડેપ્યુટેશન તા ૧-૬-૩૮ને રોજ નામદાર ડૉ ગીલ્ડરને મળવા ગયુ હતુ અને અરજી આપવા ઉપરાત રૂબરૂ ચર્ચા પણ કરી હતી પણ એ ચર્ચા પ્રસગે ડા ગીલ્ડરે કોઈ પણ જાતના આસવ વેચવાને લાઇસન્સ તો લેવુ જ પડશે એવો જવાબ આપવાથી તા ૨-૬-૩૮ને રોજ એસોસીએશને એક પત્ર ડા ગીલ્ડરને લખ્યો હતો

આ ઉપરાત એસોસીએશનના સભ્યોના પ્રયાસથી વિરમગામ વગેરે ગુજરાતના બીજા શહેરોમા વૈદ્યોની સભાઓ થઈ તે તરફથી વિરોધના ઠરાવો તથા એસોસીએશને સૂચવ્યા પ્રમાણે તારો પણ ગયા છે ટુકામાં આ વિષયમા ઠીક ચળવળ થઈ છે

મહાસભા (કાગ્રેસ)ની મદ્યનિષેધની નીતિ માટે વૈદ્યોને કશો જ વાંધો નથી વૈદ્યોએ કરેલી અરજીઓમાં એ વાત સ્પષ્ટ કહેવામાં આવી છે પણ દ્રાક્ષાસવ એક ઔષધ તરીકે વપરાય છે કવાથ જેવાં પ્રવાહી ઔષધને લાંબો વખત ટકાવી શકવા માટે વૈદ્યો પાસે આસવ કરવાનો એક જ માર્ગ છે નાગપુર વધર્મમેનનમા માનનીય આયુર્વેદમાર્તંડ જાદવજી ત્રિકમજી આચાર્યે આ વાત સ્પષ્ટ કહી છે (જુઓ આ વિ ૧૯/૪ ચૈત્ર પૃ ૧૯૧) મતનમકે મેડીકેટેડ વાઈ સના વર્ગમાં મુખર્જીના આરોગ્ય મંત્રીએ આસવોને ગણ્યા છે પણ ટીંકચર્સની પેઠે જુદા જુદા રોગો ઉપર વાપરવા માટે અનેક જાતના આસવો દા ત ઉધરસ વગેરે ઉપર વાસકાસવ બનાવાય છે વળી આસવોથી દારૂ પેઠે નીશો ચડવાના દાખલા નથી એવો વૈદ્યોનો દાવો છે

આ ઉપરાંત આસવોને મદ્યનિષધની બંધીમાથી મુક્ત રાખવા માટે જુદી જુદી અરજીઓમાં જે કારણો દર્શાવવામા આવ્યા છે તેમાથી મુખ્ય નીચે ઉતાર્યાં છે

૧ મદ્રાસ સરકારે મદ્યનિષેધની પહેલી શરૂઆત કરી છે એ પ્રસિદ્ધ છે અને મદ્યનિષધનો પહેલો પ્રયોગ મદ્રાસ સરકારે સાલેમ જીલ્લામા કર્યો છે પણ ત્યા દ્રાક્ષાસવને મદ્યમા ગણવામાં આવેલ નથી તો પછી મુંબઈ સરકારે મદ્રાસની નીતિથી જુદા પડવાનું શુ કારણ છે?

૨ કેટલાંક વર્ષો પહેલા[1] મુંબઈ સરકારના આબકારી ખાતાએ આવક વધારવાના હેતુથી દ્રાક્ષાસવને આબકારી માલની દારૂની વ્યાખ્યામા પકડવાનો પ્રયત્ન કર્યો હતો એ હેતુથી દ્રાક્ષાસવના નમુનાઓ જુદા જુદા બનાવનારાઓ પાસેથી મગાવી તેની પરીક્ષા કરાવી હતી ઉપયુક્ત આંકડાઓ અને હકીકતો એકઠી કરી હતી પણ છેવટ એ વિચાર પડતો મુક્યો હતો

૩ અશોકારિષ્ટ વાસાસવ વગેરે આસવો જુદા જુદા રોગ ઉપર દવા તરીકે વપરાય છે

૪ રોગ વગર પીણા તરીકે વપરાય ત્યારે પણ કેફ માટે નહિ પણ શરબત પેઠે સ્વાદિષ્ટ તરીકે દ્રાક્ષાસવ પીવાય છે

૫ દ્રાક્ષાસવ પણ અરૂચિ ઉધરસ શરદી વગેરે ઉપર દવા તરીકે તથા ટોનિક તરીકે વપરાય છે

૬ દ્રાક્ષાસવમાં કે બીજા આસવોમા ડીસ્ટીલ્ડ સ્પીરીટ નથી કુદરતી આથાની ક્રિયાથી જે કાંઈ થોડો આલ્કોહોલ ઉત્પન્ન થાય તેજ આસવોમા હોય છે અને આ આલ્કોહોલનું પ્રમાણ પણ વધારેમા વધારે પથી ૭ ટકા હોય છે જુદા જુદા દ્રાક્ષાસવોમા આલ્કોહોલનું કેટલું પ્રમાણ હોય છે તેના આંકડા આબકારીખાતા પાસે છે

૭ ઉપરના કારણથી દ્રાક્ષાસવને મેડીકેટેડ વાઈન્સમા ન ગણવા જોઇએ કારણ કે મેડીકેટેડ વાઇ સમા સાધારણ રીતે વીશ ટકા આલ્કોહોલ હોય છે અને તે પણ ડીસ્ટીલ્ડ આલ્કોહોલ

૮ દ્રાક્ષાસવ કેફી-માદક પીણુ નથી કારણ કે પહેલુ તો એમા આલ્કોહોલનું પ્રમાણ ઓછુ છે અને એ પ્રમાણ વધારે થાય એટલા જથ્થામા દ્રાક્ષાસવ પી શકાય નહિ એટલુ બધું ગળપણ એમાં હોય છે કેફની સ્થિતિ સુધી પહોચવા પહેલા ગળપણના ભારથી માણસ છોડી દીએ અને વધારે પીવાથી કેફની અસર થવા કરતા દસ્ત માફ આવવાની અસર થાય છે

---

૧ અમદાવાદ એસોસીએશનની અરજીમા ઇ સ ૧૯૧૬ની સાલ છે એનેમીક કેમીકલ વર્કસના સવાલની તપાસમાથી J P Brander આબકારી કમિશ્નર હતા ત્યારે તપાસ થઈ હતી એમ નીકળ્યુ છે ઝંડુ ફાર્મસી પાસેના પત્રવ્યવહારમા ૧૯૧૪-૧૫ની સાલ છે

૯ દ્રાક્ષાસવમાંથી કોઈ દારૂ ખેંચે એ તો સંભવ જ નથી કારણ કે સ્પીરીટ કરતા એ ઘણો મોંઘો પડે

ઉપરના મારણોનો તટસ્થપણે વિચાર કરનાર તો આસવોને નીશો લાવનાર મદ્યમાં ગણવા ન જોઈએ એવો જરૂર નિર્ણય કરે એમ અમને લાગે છે છતાં અમદાવાદ એસોસીએશનનું જે પ્રતિનિધિમંડળ ડૉ. ગીલ્ડરને મળવા ગયેલું તેને તો આરોગ્ય મંત્રીએ કોઈ પણ જાતના આસવ વેચવા માટે લાઈસેંસ તો લેવું જ પડશે એમ જવાબ આપ્યો હતો (જુઓ એસોસીએશનની પત્રિકા) આરોગ્ય મંત્રી આસવોમાં આલ્કોહોલ છે માટે એ બીવરેજ તરીકે વાપરી શકાય એમ કહે છે

હવે મદ્યનિષેધની જે યોજના મુંબઈ સરકાર તરફથી જાહેર થયેલી તેમાં દ્રાક્ષાસવ અને તેના જેવા બીજા આસવો માટે નીચે પ્રમાણે નિયમો આપેલા છે —

(૧) લાઇસેંસવાળા વેચનાર પાસેથી મળી શકશે
(૨) વૈદ્યક પ્રીસ્ક્રીપ્શનથી જ મળી શકશે
(૩) દ્રાક્ષાસવ ચાલીશ આઉંસથી વધારે ન ખરીદી શકાય
(૪) પચાસ આઉંસથી વધારે દ્રાક્ષાસવ કોઈથી રાખી ન શકાય

પણ છાપામાં જે છેલ્લા ખબર છપાયા છે તે ઉપરથી સ્થિતિ આટલી ભયંકર નથી લાગતી વૈદ્યો અને કારખાનાવાળાઓની અરજીઓનું ન્યાયીપણું ધ્યાનમાં આવવાથી કે અમલ કરવામાં વ્યવહારૂ મુશ્કેલીઓ દેખાવાથી ગમે તે કારણથી પણ દ્રાક્ષાસવાદિ આસવોની બાબતમાં રજીસ્ટર્ડ વૈદ્ય કે દાક્તરના પ્રીસ્ક્રીપ્શનથી જ આસવ મળે અને આસવ વેચનારે લાઇસેંસ લેવું પડે એટલો જ અંકુશ છેવટ નક્કી થયો હોય એમ છાપામાં પ્રગટ થયેલા છેલ્લા ખબરથી જણાય છે વૈદ્યોનું રજીસ્ટ્રેશન અમલમાં નહિ આવે ત્યાંસુધી બધા વૈદ્યો આસવ માટે સર્ટીફિકેટ આપી શકશે એમ લાગે છે

—o—

## આયુર્વેદના વિદ્યાર્થીઓ માટે છાત્રવૃત્તિ

શ્રી મુંબઈ આયુર્વેદિક સોસાઈટીની વ્યવસ્થાપક સભાએ કરેલા નિર્ણયને અનુસરી વૈદ્યો અને પંડિતોને સૂચિત કરવામાં આવે છે કે ઓછામાં ઓછી બનારસ કિંગ્સ કોલેજની વ્યાકરણ મધ્યમામાં અથવા બંગાલ એસોસીએશનાદિ સરકારી પરીક્ષાલયોની તીર્થાદિ પરીક્ષાઓમાં ઉત્તીર્ણ વિદ્યાર્થીનો આ સંસ્થામાં સ્વીકાર કરવામાં આવતાં તેને માસિક રૂ દશની છાત્રવૃત્તિ આપવામાં આવશે. અને બનારસ કિંગ્સ કૉલેજની વ્યાકરણ પ્રથમામાં અથવા બંગાળ એસોસીએશનાદિ સરકારી પરીક્ષાલયોની મધ્યમામાં ઉત્તીર્ણ વિદ્યાર્થીને આ સંસ્થામાં ભણતો હશે તો માસિક રૂ ૫ છાત્રવૃત્તિ આપવામાં આવશે

નિયમાદિ એક આનાની ટિકિટ બીડીને સોસાઈટીના મંત્રી પાસેથી મંગાવી લેવા પ્રવેશની અરજી લેવાની છેલ્લી તારીખ ૧૫મી મે ૧૯૩૮

**નોંધ** —પ્રવેશાર્થીઓ પાસે તે તે પરીક્ષાઓના પ્રમાણપત્રો હોવા છતાં અમારી સંસ્થામાં એક સાધારણ વ્યુત્પત્તિબોધક લેખી પરીક્ષા લેવામાં આવશે કે જેમાં ઉત્તીર્ણ ન થનાર અવ્યુત્પન્ન વિદ્યાર્થીને અમારી સંસ્થામાં દાખલ કરવામાં નહિ આવે

નિવેદક **વૈદ્ય પં હરિપ્રપન્ન**

અધ્યક્ષ—શ્રી મુંબઈ આયુર્વેદીય પાઠશાળા,

ઠે ગોવર્ધનભુવન, ડૉ દેશમુખ લેન, વિ ભા પટેલ રોડ, મુંબઈ નં ૪

# ચર્ચાપત્ર

'સમેલન ગરમ છે' નામવાળા આ નિ ના એનના અકમા છપાયેલા લેખના પેરા દશ સંબધી મારે ખુલાસો આપવો એ યોગ્ય ધારૂ છુ

માગ મિત્ર વધગજ વાસુદેવભાઈએ થોડુ પથ્ય લખ્યુ છે તે ખરા શુદ્ધ હ યથી અને વિવેક બુદ્ધિથી જ લખ્યું છે પણ આની બા તતમા પથ્ય લખના કરતા પણ લઘનરૂપી મૌન સે યુ હોત તો તે વધારે ઠીક હતુ કે જેથી મારે લખવાનો પ્રસગ ન મળત

કોની કોની છે ગુજરાત એ કવિ નર્મ ની કવિતા મારે તેમને યા કરાવવાની ના હોય!

અમુક કાઠિયાવાડીઓ અને અમુક ગુજરાતીઓ આવા ભે શા માટે? એમ આપ પુછો છો? આવો ભેદભાવ આપને મન નહોત તો નાગપુરના વૈદ્યસમેલનના પ્રમુખની દર ખાસ્તને ગુજરાત તરફથી ટેકો અપાયા બા આપે તે દરખાસ્તને કચ્છ કાઠિયાવાડ તરફથી ટેકો આપના માટેની સ્લીપ શુ કામ મોકલી હતી?[1] એટલુ જ નહી પર તુ મુબઈ ઇલાકાના મેડિકલ રજીસ્ટ્રેશન એક્ટ સબધીના ડેપ્યુટેશન માટેની કમિટીમા કચ્છ-કાઠિયાવાડ તરફથી એક પ્રતિનિધીનું નામ આપવા કેમ ઉભા થયા હતા!

ખાસ સજોગવસાત્ કાઠિયાવાડ સમેલન ન ભરી શકે તેથી શુ થયુ? આમ પ્રશ્ન પુછવાની જરૂર જ ન હોય! જ્યાં જ્યા સમેલનો નથી ભરાતા ત્યા ત્યાના વૈદ્યરાજોને કોણે બાંધી માર્યા વૈદ્યસમેલન ભરવાની આયુર્વેદનો પ્રચાર થાય એટલુ જ નહિ પણ જુ । જુ । દેશો અને શહેરો જોવાના મળે વળી આપણા વૈદ્યો પોતાની કમાણી મુકી ખાસ દેશો જોવા ભાગ્યે જ જાય એટલે આવા સમેલનો ભરાય તો તેઓને તે તે દેશો જોવા મળે આ એક મોટો લાભ થાય અને સૌરાષ્ટ્રની ભૂમિમા જ મોટા વૈદ્યરત્નોના જ મ સ્થાનોના દર્શન થાય

સમેલનો ભરવાથી તે કેટલા સફળ થાય છે એની પણ મારા વિદ્વાન મિત્રને છ છ સમેલનો ભરાયા છતા શ । કહે છે એજ નવાઈ લાગે છે આપણે એકબીજાને ઓળખતા થયા એકબીજાના વિચારોની આપ લે કરતા થયા લોકોને આયુર્વેદમા રસ લેતા કર્યા અને ડીસ્ટ્રીક્ટ લોકલબોર્ડો તેમજ મ્યુનિસિપાલિટી પાસે આયુર્વેદિક દવાખાના ખોલાવ્યા આ મોટામા મોટા લાભો સમેલનો ભરવાથી જ થયા છે

જો સમેલન ભરવાથી લાભ ન દેખાતો હોય તો પછી સમેલનમા જવાની પણ શુ જરૂર છે?

ફક્ત સારાષ્ટ્રના પનોતા પુત્રોએ જ આયુર્વેદ ની સેવાઓ કરી છે અને ગુજરાત સુપ્ત જ રહ્યુ છે એમ સમજવાની ભૂલ આપ રખે કરતા! સૌરાષ્ટ્રના વૈદ્યો કહો ચાહે તો ગુજરાતના વૈદ્યો કહો પણ એ બધાય ગુજરાત વડે રૂડા દખાયા છે મુબઈ અમદાવા ઝાડેશ્વર વગેરે સ્થળોના વસવાનુ જ એ પરિણામ છે માથુ રાખે પાઘડીને અને પાઘડી શોભાવે માથાને આમા વધાર ઉંડા ઉતરવામા સાર નથી

ગ નિગ્રહના કર્તા વૈદ્યરત્ન મોહન વગેરે અને જયપુરના રાજ્યવૈદ્ય તરીકે રહી પ્રતિષ્ઠા મેળવનાર શ્રીકૃષ્ણરામ કુ નજી અને તેમના વડીલો વગેરે તથા તેમના આ ત મિત્ર

---

૧ સ્લીપ શ્રી વાસુદેવભાઈએ નહોતી મોકલી એમ એ પોતે કહે છે (તત્રી આ નિ)

રાજારામ બાપુજી કે જેમની પાસે ૧૦૦ શિષ્યો રહેતા અને ભણતા પૂ ર નક્ષ્મીરામજી સ્વામી પણ આમના જ શિષ્ય હતા સ્વામીજીએ તો લખ્યુ પણ છે કે એવો કોઈ દેશ નહિ હોય કે જ્યા શ્રીકૃષ્ણરામના શિષ્યો નહિ હોય અમદાવાદના પુષ્કરણા બ્રાહ્મણ વદ્યરાજ ગણેશ ોડનાનભાઈ તથા વૈદ્યરાજ બાપાનાન હરિશ ભાઈ કે જેમની આયુર્વેદ પ્રત્યેની સેવાઓ પેઢી પરપગથી ચાલી આવે છે નડીઆદના ધનસાગભાઈ વૈદ્ય સુરતના વદ્યરાજ તનસ્ય ભાઈ ડૉ બાળકૃષ્ણ પાઠક (મારા પિતાજીના શબ્દોના હું તો ગુજરાતના ગણુ ાયસેન) વૈદ્યરાજ બાપાનાનભાઈ વૈદ્યરાજ સુરલાલ નાથાનાન વગેરેએ આયુર્વેદ માટે શુ નથી કર્યું અને શુ નથી કરતા ? સાગષ્ટ્રના વદ્યોને ગુજરાતમા વદ્યસમેલનનો ભરીને અને તેઓને પ્રમુખ પદે બેસાડીને ગુજરાત ઋણ મુક્ત જ થયુ છે

એક હાથે તાળી નથી પડતી એ હું બરાબર સમજુ છુ આ લખવુ ન જોઇએ છતા ન છુટકે લખુ છુ કે જ્યારે જ્યારે આયુર્વેદાનતિના કાર્યો હાથ ધરવામા આવ્યા છે ત્યાર ત્યારે સાથી વધારે આર્થિક ફાળો ગુજરાતે જ આપ્યો છે

છેલ્લો શ્વાસ ખેચતા આયુર્વેદને મૃતસજીવની પાના ગુજરાત મહમારની જ રાહ જુએ છે એક બીજા મતભેદો ભૂલ્યા હોત અને મહમાર માપ્યો હોત તો આજે ક્યારની એ આયુર્વેદિક કોલેજ શરૂ થઈ ગઈ હોત ! પણ ના છે એ ભાવના ! અને ક્યા છે શુદ્ધ હૃદયનો સહકાર ! બધાના હ ર સાગષ્ટ્રના જ મહાત્મા ગાધીજી જેવા હોત તો સ્વરાજ્ય ક્યારનુંય મળી ગયુ હોત અને સરદાર વલ્લભભાઈ જેવા પાર્લામેન્ટરી બોર્ડના પ્રમુખની જરૂર પણ ન રહેત

કડવા ઘુટડા પાવા રહેવા છે પીવા મુશ્કેલ છે છ પણ આપની માફી ચ્હુ છુ કે **એ ભાવ ભૂલો અને ઉચ્ચાદર્શોને કેળવી બેસીને જ્હો કે જે ગુજરાતી બોલે તેની તેની છે ગુજરાત**

નિ વૈદ્ય સમાજનો નમ્ર સેવક

**માધવપ્રસાદ નારાયણશંકર શાસ્ત્રી**

**તત્રીની નોધ —**

ભાઈ વાસુદેવે સમેલનના જે મરમરણો લખ્યા છે તે શુદ્ધ બુદ્ધિથી લખ્યા છે એમ હું નિસશય માનું છુ અને ભાઈ માધવપ્રસાદ પણ સ્વીકારે છે એમણે સુગાષ્ટ્રના આયુર્વેદની સેવા કરનારા થોડાક વદ્યોના નામ ગણાવ્યા છે તે ગુજરાતના વૈદ્યોએ આયુર્વેદની કાઇ સેવા નથી કરી એવુ સૂચવવાના આશયથી નથી છતા તેના જવાબમા ભાઈ માધવપ્રસાદે ગણાવેલા ગુજરાતના માગ વૈદ્યોના નામો નોધવાનો પ્રસગ મળ્યો એ લાભ થયો એ નામો કાઇ અજાણ નથી છતા પુનઃ સ્મરણ તો જેટલુ થાય તેટલુ સારૂ આ ચર્ચાપત્ર લીધુ એનું એક કારણ એ નામો છે નહિ તો આ ચર્ચાપત્રને પડતુ મુકવાની મેં વિનતિ કરી હોત અને ભાઈ માધવપ્રસાદ મારી વિનતિ માનત એવો મને વિશ્વાસ છે

આ રીતે ગુજરાત અને કાઠિયાવાડના વદ્યોના જુદા જુદા નામ ગણાવવા—એ રીતે ભેદ પાડવો એજ મને તો ઇષ્ટ નથી મેં તો હમેશા ખાનગીમા તેમજ જાહેરમા કચ્છ—કાઠિયાવાડ ગુજરાતમા જ ગણેલ છે ગુજરાત પ્રાતીય વૈદ્ય સમેલન એ નામ બદલીને ગુજરાત—કચ્છ—કાઠિયાવાડ વદ્યસમેલન નામ પાડવાની ચર્ચા થઈ ત્યારે પણ મેં મારો

---

૧ જુઓ સિદ્ધભેષજ મણિમાળા

મત ' ગુજરાત મા કચ્છ કાઠીઆવાડનો સમાવેશ થાય જ છે અને જેમ ગુજરાતના ભરૂચ સુરત અમદાવાદ વગેરે જીલ્લાઓનો ગુજરાતમા સ્વાભાવિક સમાવેશ થઇ જાય છે તેમજ કચ્છ કાઠીઆવાડનો થાય છે એ રીતે સ્પષ્ટ વ્યક્ત કર્યો હતો પણ ખાનગીમા મારો મત સાંભળીને જ આવા અગત્યના વિષયમા મને સતોષ ન થયો એટલે મ ૧૯૮૯ના કાર્તિકના આયુર્વેદવિજ્ઞાનના અગ્ર લેખમા આ નામ ફેરવવાની બાબતમા મેં જે લખ્યુ હતુ તે નીચે ઉતારૂ છુ

કચ્છ કાઠિયાવાડનુ જુદુ સમેલન ભરવાનો વિચાર કેટલાક કારણોથી કાઠિયાવાડમાં ઉદ્દભવ્યો છે અને ગુજરાત વૈદ્ય સમેલન એ નામમા કચ્છ કાઠીઆવાડનો સમાવેશ નથી થતો એવી તકરાર આવી છે આ તકરાર અર્થ વગરની લાગે છે છતા ઘણા ભાઈઓની ઇચ્છાને માન આપી સઘશક્તિ જાળવવાના હેતુથી શ્રી ગુજરાત કચ્છ કાઠિયાવાડ વૈદ્ય સમેલન એવુ નામ રાખવાનો ગુજરાત વૈદ્ય મડળે ઠરાવ કર્યો છે નામ જેવી વાતમા કોઈ પણ આગ્રહ ધરવો એ અબુદ્ધિમત્તા છે એમ માનીને નામ ફેરવવાના પક્ષમા મ પણ મત આપેલો પણ આ રીતે નામ ફેરવ્યુ એનો અર્થ ગુજરાત શબ્દ મા કચ્છ કાઠિયાવાડનો સમાવેશ નથી થતો એમ કોઈ કહે તો એ માનવા હુ તૈયાર નથી આ રીતે દરેક જીલ્લો પોતાનુ નામ અદર આવવુ જોઇએ એમ આગ્રહ કરે તો પરિણામ કેવુ બેહુદુ આવે? સુરત ભરૂચ વડોદરા અમદાવાદ પચમહાલ કચ્છ કાઠિયાવાડ વૈદ્ય સમેલન એવુ લાબુ નામ રાખવુ એમ કોઇ કહે તો કેવુ હાસ્યાસ્પદ લાગે?

(આ વિ પુ ૧૨ પૃ ૧)

નવ વર્ષ પ્હેલા ઉપર પ્રમાણે સ્પષ્ટ ભાષામા દર્શાવેલા મારા વિચારો આજે પણ એના એ જ છે એ કે વાની જરૂર નથી અહીં આ ઉતારો કરવો પડે છે એ પણ કોઈ યુવાનોના ધ્યાનમા આ જૂની વાત ન હોય માટે

નામ શા માટે ફેરવવુ પડયુ? ફેરવવાથી શુ લાભ થયો? વગેરે જૂના ઇતિહાસમા અત્યારે ઉંડા ઉતરવાનો પ્રસગ નથી જેને જિજ્ઞાસા હોય એ મડળની ઓફીસમાથી અથવા આ વિ વગેરેની ફાઇલોમાથી જોઈ શકશે?

આ ગુજરાત-કાઠિયાવાડને લગતો જ એક મુદ્દો કાઠીઆવાડમા સમેલન હજી સુધી નથી ભરાયુ એ છે હજુ સુધી કાઠિયાવાડમા એકેય સમેલન ભરાયુ નહિ એ માટે કોઈ તરફથી આક્ષેપ થયો હતો ' કોના તરફથી એ મારા ધ્યાનમા નથી તેમ એ નક્કી કરવાની જરૂર પણ નથી વાત સાચી છે એની કોઇથી ના પડાય એમ નથી ભરાયુ હોત તો સારૂં હતું ન ભરાયુ એ કાઠિયાવાડી વૈદ્યો માટે શોભાસ્પદ નથી એ હુ સ્વીકારૂ છુ હુ ધારૂ છુ કે ભાઈ વાસુદેવ પણ સ્વીકારે છે પણ એ સ્થિતિ માટે ક્ષમા માગતા હોય તે રીતે ખાસ સજોગ વશાત કાઠિયાવાડ સમેલન ન ભરી શકે તેથી શુ થયુ? એમ તેઓએ લખ્યુ છે એ શબ્દો માટે પણ ઉપના લેખમા વાંધો લેવાયો છે પણ એ શબ્દોમા ખરી રીતે ઉદાર દષ્ટિથી આ બાબી તરફ જોવાની વિનતિ છે અને એ પછીના વાક્યો પણ એ જ ભાવથી વચાવા જોઇએ એવો મારો મત છે

સમેલનથી આપણે બધા ઇચ્છીએ છીએ એટલો લાભ જો કે નથી થતો એ ભાઈ વાસુદેવની વાત સાચી છે પણ પરસ્પર મેળાપ અને જાહેરમતની કેળવણી વિદ્યાપીઠ જેવી સસ્થાની સ્થાપના વગેરે લાભો જરૂર થયા છે અને એવો કાઈ લાભ ન હોત તો ત્રીશ

ત્રીશ વર્ષ સુધી એ સંસ્થા જીવતી જ ન રહેત તેમ આપણા વિદ્વાન અને બુદ્ધિમાન અગ્ર ણીઓ પૈસા અને સમયનો વ્યય કરીને સમેલન ભરવાનો કે જના ભાર ત્યાં જવાનો શ્રમ જ ન લેત પણ સમેલનના આ લાભો ભાઈ વાસુદેવને કબુલ છે એમ હું ધારૂ છુ ઉપરના ચર્ચાપત્રમા મુખ્ય મુદ્દા આ બે જ છે પણ એક ત્રીજી વાતનો પણ અહીં જ ખુલાસો કરવા ઇચ્છુ છુ ભાઈ માધવપ્રસાદના ચર્ચાપત્રમાથી થોડો ભાગ એની અનુમતિથી મે પડતો મુક્યા છે પણ મારા ઉપર એક બીજાય ચર્ચાપત્ર આવેલુ જેમા મુદ્દાની વસ્તુ એજ હોવાથી પુનરુક્તિ દોષ ટાળવા છાપ્યુ નથી છતા ખુલાસો ન કરવાથી ગેર સમજ થવાનો સભવ છે માટે ટુકામા પુનરુક્તિ દોષ વ્હોરીને પણ જે મેં મૂળ લેખમાં કહ્યુ જ છે તે વધારે સ્પષ્ટ કરીને કહુ છુ—

વાત એમ છે કે નાગપુરના સમેલન વિષે જે નોંધ ચૈત્રના અકમા કરી છે તેમાં અમુક ગુજરાતી વૈદ્યોના નામ લખ્યા છે અને અમુકના નથી લખ્યા હવે જેના નામ નથી લખ્યા તેને મેં અન્યાય કર્યો છે અને હેતુપૂર્વક કર્યો છે એ મતલબનો સ્પષ્ટ કે અસ્પષ્ટ આક્ષેપ છે જવાબમા જેને વિશ્વાસ ન હોય તેને તો કશુ જ કહેવાનું નથી જેને વિશ્વાસ હોય તેને એટલો જ ખુલાસો કરવાનો છે કે અમે મુબઇથી ગાડીમા બેઠા ત્યારે જે જે ભાઇઓ સાથે હતા તેનો સહવાસ લાંબો વખત રહેવાથી એ નામો યાદ રહી ગયા અને રેલ ગાડીમા કોણ કોણ સાથે હતા એ ગણાવતા વૈદ્યરાજ ચુનીલાલ રેવાશકર પડયા વૈ રવિશકર જટાશકર વગેરે નામો ગણાવ્યા છે ગુજરાતી સાથે દક્ષિણી નામો પણ છે પણ જ્યારે આ તવાર નામો યાદ કરવા માડયા ત્યારે બધા ગુજરાતી નામો યાદ હોય એવુ ન લાગ્યુ અમારો ઉતારો જુદો હતો એ પણ એક કારણ ખરૂ બધા નામો યાદ ન આવે તો ભાઈ માધવપ્રસાદ કે ભાઇ વાસુદેવ જેવા જેની સાથે મારે સારો સબધ છે તે નામો તો યાદ આવે જ પણ કોઇ ઓછા પરિચયવાળા ગુજરાતી ભાઈને ભૂલી જઈશ એવી બીક લાગી એટલે કોઇના નામ ન લખ્યા અને નીચે ટીપ ઉમેરી કે ગુજરાતના વૈદ્યોના નામો લખવાની ઇચ્છા રોકવી પડે છે કારણ કે ત્યા પૂછીને લખી નથી લીધા અને યાદદાસ્ત ઉપરથી લખવા જતા કોઈ નામ ભૂલી જવાય એવો સભવ છે

મુસાફરીમા જે સાથે હતા તેના નામોમા અમુક ગુજરાતી વૈદ્યોના નામો આવ્યા એટલે પ્હેલા નામો ન લખ્યા તે હેતુપૂર્વક હશે એવી શકા ઉત્પન થઇ હશે બાકી મુસાફરીના સાથીઓ ગણાવતા વૈદ્યરાજ શ્રી ચુનીલાલ રેવાશકર પડયાનું નામ છે અમે એક જ ખાનામા હોવાથી એ ચારે નામ પ્હેલા જ આવ્યા છે એ જો ધ્યાનમા લેવામા આવશે તો હેતુપૂર્વકની શકા ઉડી જશે ઇત્યલમ દુ કે શાસ્ત્રી

તા ક આ ચર્ચા અહીં જ પૂરી થાય છે જાહેર ચર્ચાનો સામાન્ય નિયમ છે કે મૂળ લેખકને પોતાના લખાણ ઉપરની ચર્ચાનો જવાબ આપવાનો હક છે અને વિગતવાર ચર્ચા ઉપરની નોંધમા નથી કેવળ મુદ્દાઓનુ જ સ્પષ્ટીકરણ છે છતા ભાઈ વાસુદેવને એ હકનો લાભ આપવા નથી માગતો તેઓ પ્રસન્નતાથી એ હકક જતો કરશે એવી આશા રાખુ છુ ઉપર લાબી નોધ કરી છે એનું એક કારણ ચર્ચાને અહીં જ પૂરી કરવાની ઇચ્છા છે બાકી મારા મતે વિગતો અને વ્યક્તિઓ હમેશા ગૌણ છે

તન્ત્રી આ વિ

———o———

# પ્રભુરામ આયુર્વેદ કૉલેજ

## ડૉ પોપટ યુનિવર્સિટી ઓફ આયુર્વેદ

### ૧૯૩૬-૧૯૩૭ના પારિતોષિકો અને ઇનામો

૧૯૩૬ અને ૧૯ ૭ દરમિયાન સંસ્થા તરફથી લેવાયેલી જુદી જુદી પરીક્ષાઓના પરિણામો ઉપરથી નીચના પારિતોષિકોની જાહેરાત કરવામા આવે છે આ પારિતોષિકો સંસ્થાના હવે પછીના પદવીદાન સમારંભ વખતે જણાવેલા વિદ્યાર્થીઓને આપવામા આવશે

બાઈ ... પારિતોષિ

૧૯૩૬ વૈદ્ય પ્રમોદચ માધવલાલ પાલણપુર
૧૯ ૭ નગરશેઠ મનુભાઈ નાથાભાઈ મ ાસન

શેઠ દેવકરણ નાનજી પારિતોષિક ન ૧

૧૯ ૬ પટેલ ડાહ્યાભાઈ ગોકુળભાઈ આમરખા
૧૯ ૭ નથી અપાયુ

શેઠ દેવકરણ નાનજી પારિતોષિક નં. ૨

૧૯૩૬ ઠેડા રતનશી વીરજી મુબાઈ
૧૯૩૭ શાહ શાંતિલાલ મગનલાલ ખંભાત

શેઠ દેવકરણ નાનજી પારિતોષિક ન ૩

૧૯૩૬ છેડા રતનસી વીરજી મુ ાઈ
૧૯ ૭ પારેખ ગોરધનભાઈ ગીરધરભાઈ વડોદરા

શેઠ દેવકરણ નાનજી નૈપુણ્ય-રૌપ્ય-પદક

૧૯૩૬ છે । રતનસી વીરજી મુ ાઈ
૧૯૩૭ પારેખ ગોરધ ભાઈ ગી ધરભાઈ વડોદરા



# પ્રભુરામ આયુર્વેદિક કૉલેજ

## ડૉ પોપટ યુનિવર્સિટી ઓફ આયુર્વેદ

આ સંસ્થા તરફથી એપ્રિલ ૧૯ ૮ દરમિયાન લેવામા આવેલી જુદી જુદી પરીક્ષાઓના પરિણામ નીચે મુજબ છે

દ્વિતીય જી પી એ સી ભિષગ્વર પરીક્ષા

ભાગ બીજો

(આખી પરીક્ષામા પસાર)

ભટ્ટ માણેકરાય ઉમીઆશંકર પેટલાદ

(ફક્ત સૂતિકા શાસ્ત્રમા પસાર)

વૈદ્ય પ્રમોદચંદ્ર માધવલાલ પાલણપુર

ભાગ પહેલો

(આરોગ્યશાસ્ત્ર અને ચા ા વૈદ્યકમા પસાર)

વીમાવાળા ચંપકલાલ છગનલાલ કઠોર

વચનર તપાસ

સાકુ રામકૃષ્ણ હરી ચેંબુર
સાકુ શકર વાસુદેવ ચેંબુર
ડીસુઝા રીમાન્ડીઆઓ એ ટોનીઓ દાદર

પ્રથમ જી પી એ સી ભિષગ્વર પરીક્ષા

ભાગ બીજો

(આખી પરીક્ષામા પસાર)

શાહ મણીલાલ પાનાચંદ દેવગઢ બારીઆ
વીમાવાળા ચંપકલાલ છગનલાલ કઠોર

ભાગ પહેલો

(આખી પરીક્ષામા પસાર)

શાહ મોહનલાલ શીવલાલ કઠોર
જોશી અનંત સખારામ વસઈ

(ફક્ત શારીર શાસ્ત્રમા પસાર)

દનાની દામોદર વ્રજમોહનદાસ મુબઈ

(ફક્ત ઉપવૈદ્યમા પસાર)

વૈદ્ય હરિલાલ ગુલાબદાસ સુરત

સંસ્થાની હવે પછીની પરીક્ષાઓનું સત્ર તા ૨૫ મી ઓગસ્ટ ૧૯૩૮ને દિને શરૂ થશે

# "ગુદવલિઓના સમન્વયની પ્રમાદપૂર્ણતા"

"तत्र स्थूलान्त्रप्रतिबद्धमर्धपञ्चाङ्गुलं गुदमाहुः ।
तस्मिन् वल्यस्तिस्रोऽध्यर्धाङ्गुलान्तरसम्भूता प्रवाहणी विसर्जनी
संवरणी चेति ॥ सु स नि अ २

મોટા આંતરડાને લાગેના સાડાચાર આગળના ભાગને ગુદા કહે છે, તેમાં ત્રણ વલિઓ દોઢ દોઢ આગળનું અંતર રાખી રહેલી છે, પ્રવાહણી, વિસર્જની સંવરણી એ એમના નામો છે

હરસ—Piles તથા હરસ પ્રકારના મસાંકુરો જેમને માટે વિશાનાર્થ અશ પદ આચાર્યોએ રાખ્યુ છે તેમને અંકુરિત થવાનું ક્ષેત્ર ગુદા—ગુદવલિઓ છે જુઓ ભગવાન આત્રેયનો ઉપદેશ

सर्वेषां चार्शसां क्षेत्रम्—गुदस्याध्यर्धपञ्चाङ्गुलेऽवकाशे त्रिभागान्तरास्तिस्रो गुदवल्यः क्षेत्रमितिदेश ॥ च स चि अ १४

પૂર્વ અને પશ્ચિમના રોગવિજ્ઞાનની યથામતિ તુલના કરીને તેમને અવિસંવાદિ ઠરાવવા ભારતીય સમન્વય બુદ્ધિ પ્રશંસનીય પ્રયત્નો કરતી આવી છે તેને અંગે ગુદવલિ એટલે Transverse folds called Houston's Valves એની એક સમન્વય જ્ઞાનપ્રમાદની વાનગી આપણને પીરસાઈ છે એને આરોગવા અગાઉ જરા તપાસીએ

આયુર્વેદીય ગુદ જ ગુદપ્રદેશમાં સાડાચાર આગળ—સવાચાર ઇંચની ઉંચાઈ સુધીમાં થાય છે એટલે હવે આધુનિક વિજ્ઞાનમાં તેટલી ઉંચાઈ સુધીમાં મહાસ્રોતના કયા કયા ભાગો આવેલા છે તે જોઈએ

The anal canal extends upwards from the margin of the true skin for a distance of about an inch

*Thomson & Miles*
Vol III Ch IX

બાહ્યત્વચાના પ્રાન્તપ્રદેશથી આરંભાતી ગુદનલિકા એક ઇંચ આશરે ઉંચાઈવાળી છે

The anal canal is the terminal portion of the large intestine and is about an inch or an inch and one-half (2 5 to 3 8 c m) in length

*Kimber & Gray*

ગુદનલિકા સ્થૂલાન્ત્ર પ્રતિબદ્ધ હોઈ એક કે દોઢ ઇંચ (૨ ૫થી ૩ ૮ સે મી)ના આશરે એની લંબાઈ છે

The anal canal is 2 to 3 c m long

*Henry Gray* F R S F R C S

ગુદનલિકા બે થી ત્રણ સે મી લાંબી છે

આમ વિજ્ઞાનયુગના આ પ્રત્યક્ષવાદાનુગામી વિદ્વાનો પણ મતભેદથી પર રહ્યા લાગતા નથી એઓના મત પ્રમાણે તો ગુદા ઓછામાં ઓછી બે સે મી (આશરે દોઢ આગળ)થી શરૂ થઈને ૩ ૮ સે મી (ત્રણ આગળ) જેટલી લંબાઈએ પહોંચેલી છે

આયુર્વેદમાં તો ગુદાને સાડાચાર આગળ લાંબી લખી છે એટલે અર્વાચીન ગુદનલિકા (Anal canal) તો આખી ઉપરાંત મનાશય (Rectum)નો પણ હોંગથી ત્રણ આગળનો અધોભાગ આદ્ય આચાર્યોએ ગુદા તરીકે ગણી લીધેલો હોવો જોઈએ સૂક્ષ્મ શારીરની દૃષ્ટિ ભલે તેમને જુદા જુદા પણ અર્શના ક્ષેત્ર તરીકે સાથે ગણવામાં તો આધુનિકોને પણ કયાં બાધ છે?—

Hœmorrhoids or Piles consist in varicose condition of the veins surrounding the anus and lower inch or two of the rectum

*Ro e & Carless*

The term Piles or Hœmorrhoids is applied to a varicose and hypertrophied condition of the veins of the anal canal and lower part of the rectum

*Thomson & Miles*

વળી નિષ્ક્રિય અવસ્થામાં મનાશયનો નીચનો પ્રદેશ ગુદનલિકા જેવો જ માર્ગ બની રહે છે મનોત્સર્ગના સમય સિવાય સ્વભાવથી જ ગુદમાર્ગ મલરહિત રહે છે એજ પ્રકાર મનાશયના નીચના ભાગમાં હોય છે

Paterson considered the lower portion of the rectum to be just as much a duct as the narrower anal canal bellow and maintained that under normal conditions it does not contain fœces except during the act of defœcation

*Journal of Anatomy and Physiology*
Vol XIII

આ પ્રમાણે રોગોત્પત્તિના ક્ષેત્ર તરીકે દેખાવમાં સામ્ય જોવાથી મલના જમાવના અભાવના આધારે અને ઉપચાર ઉપર સૂક્ષ્મ શારીરિક ભેદોનું પ્રાય ઉપકાર કરવાપણું ન હોઈને Anal canal (ગુદનલિકા) અને Rectum (મનાશય) જેવા ભેદો ન પાડતા અર્થગ્રાહી આયમાનસ સાડાચાર આગળના નામા આખાય પ્રદેશને ગુદ નામથી પતાવી દે તો એમાં અજુગતુ શું?

અર્થાત્ ગુદનલિકા બધી અને ॥ થી ૧॥ ઇંચ જેટલો મનાશયનો નીચનો ભાગ તે આયુર્વેદોક્ત ગુદાનુ પ્રમાણ એવા સ્પષ્ટ પ્રામાણિક વિચાર સાથે હવે આગળ ધપીએ

વિદ્વાનોએ સાધેલ મર્મ ગ્રંથથી આપણે જાણતા થયા છીએ કે ગુદવલિઓ એટલે આધુનિક દૃષ્ટિએ દર્શાવેલા Houston s Valves (હુસ્ટનના પડદા)

સાડાચાર આગળની નિશ્ચિત કરેલી ગુદમર્યાદામાં જો હુસ્ટનના તે પડદાઓ સમાઈ શકતા હોય ગુદવલિઓની સંખ્યા સાથે તેમની સંખ્યાની સમાનતા જો મચરાઈ રહેતી હોય અને ગુદવલિઓના કાર્યો જેવા જ તેમના કાર્યોનું જો પશ્ચિમના પંડિત પ્રવરોએ વર્ણન આપ્યું હોય તો તે પડદાઓને ગુદવલિઓ ગણવે મે મત રહેજ નહિ પ્રાચીન અર્વાચીન વિચારોનું કેટલે દરજ્જે ઐકય અથવા અનૈક્ય છે તે હવે જોવું રહ્યું

ગુનામા ગુદવલિઓ અને હુસ્ટનના પ૨ ૧ કયા ?

"रोमा तेभ्यो यवाध्यर्धा गुदौष्ठ परिकीर्तित ॥' સુ મ નિ અ ૨

પ્રથમ દૃષ્ટિએ જ દૃષ્ટિગોચર થનો અને વાળના ગીમાભાગથી શરૂ થતો જે અડધા આગળનો પ્રદેશ તે ગુદોષ્ઠ—(Anus)

અને ત્યાથી આગળ એક આગળ પથ ત પ્રથમાવલિ—

"प्रथमा तु गुदौष्ठादङ्गुलमात्रे ॥" સુ મ નિ અ ૨

એ વલિ તે સવરણી

Houston s Valves—હુસ્ટનના પડદાની અહીં કહીંથી શરૂઆત થતી જોઈએ પણ તેનું વર્ણન મળી શકતુ નથી

વિસર્જની તે બીજી વલિ સવરણીની સીમાના અનથી એની અર્ધનો આરભ દા આગળની ઉંચાઈ સુધી એનો શ હુસ્ટનના એક પડદાએ તો એટના ભાગમા ક્યાક રહેવુ પડેને ? પણ ક્યા કોઈ અર્વાચીન વૈજ્ઞાનિક એવુ કહે છે ?

ત્રીજી વલિ તે પ્રવાહણી વિસર્જનીથી જ્યાથી વિરમે ત્યાથી પ્રવાહણી પ્રાગ્ભાગ પ્રમાણમા તો તેનો દેશ પણ વિસર્જની સમોવડ જ ઉચો આ સ્થળે પણ હુસ્ટનના પ ાનુ અસ્તિત્વ આવશ્યક તો ખરુ જને ? પણ એની કલ્પના કરવી નિરર્થક છે

હુસ્ટનના પડ ાઓની સખ્યા અનિશ્ચિત છે તે તો આગળ સપ્રમાણ કહેનારો પણ સામાન્ય રીતે તે ત્રણ હોવાનુ કહેવાય છે અને તે મલાશયના ઉપરના ભાગમા રહેલા છે

There are certain permanent transverse folds (Plicæ trans verse recti) of a semilunar shape known as Houston s Valves'

*Henry Gray*

In the upper part the mucus membrane is arranged in horizontal folds they constitute distinct and permanent valves—the transverse folds or valves of Houston

*Thom on & Miles*

હવે ગુદાનુ પ્રમાણ જે સાડાચાર આગળ છે તે તો પાચ ઇચની લબાઈવાળા મલાશયના નીચના અર ભાગના ફક્ત પોણા ઇંચથી દોઢ ઇંચ સુધીમા જ આવી જાય છે એ તો દીવા જેવુ છે કે ઉત્તર નરના રાગીને ક્ષિણ ગોનાર્ધના વાસી ન જ કહી શકાય

એક અપવાદ

ત્રણ સ્રતા પડ ૧ હો ૧ છે ત્યારે એક પ ડ ગુ વનિકાથી એક જ ઇંચ છેટો રહેતો હોવાનુ કહ્યુ છે પરતુ ગુ વનિ ૧—Anus જે સામા ન્ત ૧।। ઈંચ ગણાય છે તે ન લેતા એમ અથવા પોણા ઇચ જેવુ માપ સ્વીકારાય તો જ તે પડદો મલાશય—Rectum—ના નીચના ભાગ (પ્રવાહણી વલિની ના મર્યા ૧ છે તેમા) દેખી શકાય પણ આવા અપવા ની કેટલી વજુ હોય તે સૌ વિચારકો વિચારી શકે તેમ છે

સારાશ કે હુસ્ટનના પડદા સવરણી વલિથી શરૂ થઇને પ્રવાહણી વલિ સુધીમા સમાતા નથી એટલુ જ નહિ કિ તુ તેમાનો એ પણ પડદો સામા ૧ રીતે વલિઓની મર્યાદામા હોતો નથી ઉલટુ તે પડદાઓ તો મલાશયના ઉપરના ભાગમા હોય છે જેને આપણે ગુદા તરીકે ગણતા નથી

શુદ્વલિ અને હુસ્ટનના પડદાની તુલનાને આટલુ સ્થાનપરત્વે નડતું બાધક તત્ત્વ

**સંખ્યાસામ્યસમીક્ષા**

શુ વલિઓની સંખ્યા ત્રણ છે અપવા રૂપે પણ તે સંખ્યામા કદી ઓછા વધતાપણુ ઘુસતું નથી તેમના વિશિષ્ટ કાર્યો જ એવા છે કે જો એક પણુ વલિનો અભાવ હોય તો મનુષ્યની સ્વાસ્થ્ય મરવાને નિ ન નડતર થાય

Houston s Valves—ની સંખ્યા પ્રાય ત્રણ છે સંખ્યા વધવે ઘટવે અપવાદને સ્થાન છે કોઈની કાયામા કવાક બે પણુ હોય અને કવાક કોઈની કાયામાં ચાર પાચ પણુ હોય સંખ્યા વધે અગર ઘટે એને અગે સ્વાસ્થ્યને રોપવાપણુ રહેતું હોય એમ જણાતુ નથી

*There are usually three of these transverse folds but some times four or five, and occasionally only two are present*

*Henry Gray*

three or four of which are specially well marked

*Thomson & Miles*

આમ સંખ્યા સરખાવતા પણ ઉભયનું પાર્થક્ય જ નજરે તરે છે

**કાર્ય પરત્વેનુ સામ્ય કેવું છે ?**

શુ વલિઓના ત્રણેના કાર્ય પૃથક્ પૃથક્ છે એક પણ વલિ એનું કાર્ય ન કરી શકે તો વ્યાધિ થતા વાર નહિ વલિઓના નામ જ અર્થબોધક છે છતા સરલતા સારૂ સ્પષ્ટતા કરી દેવી તે ઠીક જાણે

૧ પ્રવાહણી—મલને બહાર કઢાડવા વાસ્તે જોર કરે છે

૨ વિસર્જની—મલને બહાર કઢાડે છે

૩ સંવરણી—મલ નીકળ્યા બા મલદ્વારને બંધ કરે છે

Houston s Valves ના દરેકના કાર્ય પૃથક્ પૃથક્ છે નહિ એકજ કામ સૌએ મળી કરવાનું હોઇ એ દ પડ નો વધારો ઘટાડો વા કાર્ય કરવે શક્તિમાદ્ય થતા શુ વલિના વિષયમા સંભવે છે તેમ રોગ ઉપજતો નથી, તેમનું કામ તો છે સંચિત મલને મલાશયમા રોકી રાખવાનું વાચો

*Their use seems to be to support the weight of the fœcal matter and prevent its urging towards the anus*

*Henry Gray*

આ રીતે જ્યારે વલિઓના કાર્યો વિભિન્ન છે અને સૌ પડદાનું કાર્ય એક જ છે ત્યારે પરસ્પર નિર્બળ સામ્યથી નહિ મળતા પદાર્થોનો સમન્વય શી રીતે થઈ શકે ?

કદાચ શઙ્ખાવર્તનિભા અને Semilunar in shape એ બે લક્ષણોનું સામ્ય જોઇ શુદ્વલિઓ અને Houston s Valves ને સમન્વિત કરવાનું મન થયુ હોય ! એ તો આદિનમ વાચકને પુછ્યે ખબર

શાસ્ત્રીવિશ્વનાથ પ્રહ્લાદજી વ્યાસ
સાહિત્યમહોપાધ્યાય
ઊંઝા

# નાગપુરના નિ ભા ૨૭મા વૈદ્યસમ્મેલના અધ્યક્ષ વૈદ્યપચાનન શ્રી ગગાધર શાસ્ત્રી ગુણેનું ભાષણ

ॐ नम कृष्णाय

ॐ भद्र कर्णेभि शृणुयाम देवा भद्र पश्येमाक्षभिर्यजत्रा ।
स्थिरैरगैस्तुष्टुवास्तनूभि र्व्यशेम देवहित यदायु ॥

સ્વાગતાધ્યક્ષ મહાશય સ્વાગતકારિણીના સભાસ વૈદ્ય ડૉક્તર અને બીજા ભાઈબહેનો

આજના ભારતીય વૈદ્યોના તથા આયુર્વેદાભિમાનીઓના પ્રતિનિધિરૂપ આયુર્વેદ મહામડળ જેવી સસ્થાએ નિ ભા વદ્ય સમ્મેલનના અધ્યક્ષપદે મને મુકીને મને ભારે માન આપ્યુ છે અને એ માટે હું અત્યત આભારી છુ પણ આ સન્માન મને અગત છે એવુ હું નથી સમજતો કિંતુ ભારતીન ભિષગ્વરોએ મેં સ્વલી આયુર્વેદ સસ્થાને આ માન આપ્યુ છે એમ સમજુ છુ અને આદરપાત્ર જનોની આજ્ઞા ઉલ્લઘ્વાન નહિ એવુ ગણીને સભાપતિનુ પદ સ્વીકારતા હું સમજુ છુ કે શ્રી ભર્તૃહરિએ —

परगुणपरमाणू पर्वतीकृत्य नित्य निजहृदि विकसन्त सन्ति सन्त कियन्त ।

કહ્યુ છે તેમ મારૂ નામ આ પદ માટે સૂચવનાર તથા તેને ટેકો આપનાર વૈદ્યગણે અને મિત્રોનું સૌહાર્દ ઉદારતાથી ભરેલુ છે એ નિ સશય છે

ગયે વર્ષ પુણ્યનગરી વારાણસીમા ભરાયેલા અ ભા વૈદ્ય સમ્મેલનના અધ્યક્ષ સ્વનામ ધન્ય શ્રી નારાયણશકર દેવશકર પ્રાણાચાર્ય મહોદય હુ નથી અત્યારે સ્વર્ગમા બીરાજે છે એ આયુર્વેદીય સંસારને મોટી હાનિ થઈ છે એ વૈદ્યરાજના ગીર્વાણભાષા ઉપરનું પ્રભુત્વ આયુર્વેદ શાસ્ત્રમા પ્રવીણત્વ ચિકિત્સામા કૌશલ વક્તૃત્વશક્તિ વગેરે ગુણો પ્રખ્યાત હતા આયુર્વેદીય સમાજ આજે એમના જેવાથી રહિત થયો એ અતિશય શોચનીય છ

આ નિ ભા વદ્ય સમ્મેલનમા મારા પરમપૂજ્ય ગુરુતુલ્ય કૈલાસવાસી વે શાસ્ત્રસપન્ન રઘુનાથ શાસ્ત્રી દાતારકર ગુરુકલ્પ ક વા વે શા સ બાલશાસ્ત્રી લાગડુકર વડોદરાના વે શા સ ઘનશ્યામ બાપુભાઈ વૈદ્ય અને મને અત્યારે યાદ ન આવતા અનેક વિગત વિદ્વાન વૈદ્યોનું સ્મરણુ આ પ્રસંગે સ્વાભાવિક છે આ નખ્યાત મહાભાગ પુરૂષોના પ્રયત્નો વડે જ આયુર્વેદશાસ્ત્રનું જ્યોતિ આયુર્વેદના શાસ્ત્રીયત્વને અને જનતાના આરોગ્ય પથને પ્રકાશતું હજી સુધી પ્રકાશે છે તેઓના પ્રયત્નો ન હોત તો આજે આયુર્વેદની ઝાખી થતી પણ મુશ્કેલ હતી એ ચોક્કસ છે આ મહાનુભાવોએ જ ભગીરથ પ્રયત્ન કરીને રક્ષા કરેલ તથા સુક્ષેત્રમા વાવેલ બીજમાથી ફાલેલો આ પગમસુગધી આયુર્વેદ વૃક્ષ આજે આયુર્વેદીઓના હૃદયને પરમ આનદ આપતો દેખાય છે માટે આ આયુર્વેદોદ્ધારક ગુરુકલ્પ મહાત્માઓનું પુણ્ય સ્મરણ કરીને તેઓને સ્તુતિ કુસુમાજલિ અર્પણ કરવાનુ આપણુ કર્તવ્ય છ

તત્ત્વમીમાસાના ભેદ ને લીધે વૈદ્યશાસ્ત્રોમા ભેદ જોવામા આવે છે બાકી શરીર સબધી જ્ઞાન તો મોટે ભાગે સામાન્ય અને સરખા જ છે પરતુ શરીરના આરોગ્યની રક્ષા શાથી થાય છે અને વિવિધ વ્યાધિઓ શાથી ઉત્પન્ન થાય છે એની અનેક પ્રકારની ઉપપત્તિ પ્રતિપાદન

જવામાં આવે છે અને તેને અનુસરીને વૈદ્યશાસ્ત્રમાં પણ વિવિધતા જોવામાં આવે છે સમચિકિત્સાનો ચેતનવાદ વ્યાધિ હજાર ઔષધ ચાર ચિકિત્સાનો અણુપરમાણુવાદ આધુનિક શાસ્ત્ર કહેવાતા વૈદકનો નીઓહિપોક્રેટિક હ્યુમરલ સચેતન પરમાણુ તથા અવયવ સમૂહ વા જંતુના વ્યક્તિગત પ્રકૃતિ અને તેને અનુસરીને શારીર અને ઇન્દ્રિય વિજ્ઞાનમાં તેમજ માનસમાં થતા ફેરફારો એ રોગકારણ છે એવો પ્રકૃતિવાદ, અંતસ્રાવી પિંડોના સ્રાવો એજ આરોગ્યનું તથા રોગોનું પ્રધાન કારણ છે એવો અંતસ્રાવપિંડવાદ વગેરે વાદો છે તેમાં હમણા હમણાં નવી શાસ્ત્રોનું ધ્યાન લક્ષણસમુચ્ચયવાદ (Theory of Syndromes) ઉપર ખેંચાયું છે થોડા વખત પહેલાં નાટ મેડીકલ કોલેજના વિદ્યાર્થીઓ આગળ એડીન્બરો યુનિવર્સિટીના ઈન્સ્ટીટ્યુટ ઓફ એનીમલ જીનેટીક્સના ડાયરેક્ટર પ્રો એફ એ ઇ ક્રુએ કહેલા પારપર્યવાદથી પણ આ વાત સિદ્ધ થાય છે આધુનિક વૈદક શાસ્ત્રીય વાદોનું વિવેચન કરતા ડૉ રોબર્ટ હચી સને મેડીકલ ન્યૂઝ લેટરના એક અંકમાં કહ્યું છે કે—

At all periods medicine has been influen ed by some under lying doctrine of theory which has directed its practice and determined for the time the time of its advance The Hipocratic theory of Humors—the Cellular theory—the element of infection—individual or constitutional medicine with aspects of anatomical physiological and psychological constitution—and in dia nosis it works for Syndromes rather than for dry and cut disease

પ્રો ક્રુએ પોતાના ભાષણમાં કહ્યું છે કે રોગના કારણો શરીરગત અને શરીરબાહ્ય એ રીતે બે પ્રકારના હોય છે અને તેનું પરિણામ જેવી પ્રકૃતિ હોય છે તેવું થાય છે—

The causes of dis ase—would be found inside the individual and within the same environment constitutional defects were hereditory almost without exception (Times of India 18-2-37)

આ વાક્યો નવા તત્ત્વવાદની દૃષ્ટિથી અત્યંત મહત્ત્વના છે

તાત્પર્ય એ છે કે ગયા એક બે શતકો દરમીઆન સ્વાસ્થ્ય તથા રોગોત્પત્તિ સંબંધી જુદા જુદા અનેક વાદો (Theories of doctrine) પ્રચલિત થયા છે તેજ રીતે આયુર્વેદનો અતિ પ્રાચીન ત્રિધાતુ કે ત્રિદોષવાદ વેદકાળની પૂર્વેથી આજ સુધી એકસરખો સર્વથા રહેલો દેખાય છે આ વાતને સિદ્ધ કરવા માટે અનેક માણસોએ સંસ્કૃત ભાષામાં દેશી ભાષામાં તથા અંગ્રેજી ભાષામાં અનેક નિબંધો લખ્યા છે તથા ગ્રંથો પણ લખ્યા છે પ્રસિદ્ધ મદ્રાસ રિપોર્ટમાં વિદ્વાન કેપ્ટન જી શ્રીનિવાસ મૂર્તિએ આ ત્રિધાતુ કે ત્રિદોષતત્ત્વનું વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે શ્રીમંત નાનાસાહેબ પુરાણિકની અધ્યક્ષતા નીચે એકઠા થયેલા મહારાષ્ટ્ર પ્રાંતના વૈદ્યોએ નિમેલી એક સમિતિએ લખેલો ત્રિધાતુ ત્રિદોષ મીમાંસા નામનો વિસ્તૃત નિબંધ થોડા વખતમાં છપાઇને બહાર પડશે બીજા વિદ્વાનોના પ્રસિદ્ધ થયેલા આ વિષયના ગ્રંથો તો આપે જોયાજ હશે એટલે ત્રિધાતુ ત્રિદોષ મીમાંસાના તત્ત્વવાદને આગમપ્રામાણ્યથી મારે સિદ્ધ કરવાની જરૂર રહી નથી કારણ કે આ બધો ગ્રંથના આગમ પ્રામાણ્ય ઉપરજ થઈ છે અને જેને શબ્દ પ્રમાણ માન્ય છે તેઓને એ પ્રમાણથી પ્રસ્થાપિત

ત્રિધાતુ મીમાંસા પણ માન્ય હોવી જોઇએ પણ પ્રત્યક્ષ પ્રમાણથી ત્રિધાતુ–ત્રિદોષની સિદ્ધિ થઈ શકે કે નહિ એ પ્રશ્ન ઉઠે છે અને આજકાલના પ્રત્યક્ષ પ્રમાણવાદી વિદ્વાનો પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થયા પછીજ માને છે હાલના ઉપર સત્યવેના વાદો અથવા તેમાના કેટલાક પ્રત્યક્ષ પ્રયોગ અને અનુભવવડે સિદ્ધ થયા પછીજ વિદ્વન્માન્ય થયા છે પરન્તુ ત્રિધાતુત્રિદોષ મીમાંસાની સ્થિતિ એવી નથી બ્રીટીશ રાજ્યના આરંભથી આજસુધી જે વિદ્વાનો ત્રિધાતુ મીમાંસાને સમજ્યા વગર પણ એને કાલ્પનિક કહે છે તેનું કારણ પણ એજ છે પ્રાચીન શાસ્ત્રીય પરિભાષામા ત્રિધાતુ–ત્રિદોષ વિષે પુષ્કળ સાહિત્ય છે પરન્તુ એ પરિભાષાને ન જાણવાને લીધે આધુનિક શાસ્ત્રવિદ્વાનો આયુર્વેદીઓને કહે છે કે આધુનિક પ્રત્યક્ષ પ્રયોગ સિદ્ધ પરિભાષામા જ્યાંસુધી તમે અમને સમજાવો નહિ ત્યાંસુધી તમારો ત્રિદોષના અમે માનીએ નહિ આના જવાબમા પ્રાચીન સાહિત્યના ઉતારા બતાવ્યા છે તેમ આની શાબ્દિક ચર્ચા પણ નકામી છે પ્રત્યક્ષ અનુભવ આપી શકે એવી પ્રયોગશાળાજ આ પ્રશ્નનો ખુલાસો કરી શકે એ ચોક્કસ છે પ્રયોગશાળામા પ્રયોગો વડે અને અનુભવથી વિશ્વાસ ઉત્પન્ન કરાવવો સહેલો છે ડૉ વા સર જગદીશચન્દ્ર વસુના દેહાન્તથી આ દેશને અપરિમિત હાનિ થઇ છે એ વિદ્વદગ્રગણ્ય મહાભાગે પોતાની પ્રયોગશાળામા અત્યન્ત સૂક્ષ્મગ્રહણ શક્તિવાળા યન્ત્રોની મદદ વડે કરેલા પ્રયોગોથી વનસ્પતિમા ચૈતન્ય રહેલું છે એ પ્રત્યક્ષ સિદ્ધ કર્યું હતું વનસ્પતિઓને સુખદુઃખનો અનુભવ થાય છે એ પણ પ્રત્યક્ષ બતાવ્યુ હતું અને એ પ્રયોગો જોઇને બીજા આધુનિક વિદ્વાનોએ એ સિદ્ધાન્ત મંજુર કર્યો હતો જેકે—**अन्तःसंज्ञा भवन्त्येते सुखदुःखसमन्विता** । ઇત્યાદિ આ સિદ્ધાન્તના પ્રતિપાદક વાક્યો પ્રાચીન ગ્રંથોમા મળેજ છે આ પ્રકારનો બીજો દાખલો ડૉ ... નામના પ્રખ્યાત વિદ્વાનનો નીચે પ્રમાણે છે હોમિઓપથિક નામના વૈદ્યકશાસ્ત્રમા ૧૨ એમ પ્રમાણથી આગળ મૂળ દ્રવ્યો (metals) હોતા નથી મતલબ કે ફક્ત દુગ્ધશર્કરા (મીલ્કસુગર) વાપરીને શાસ્ત્રના બહાનાથી લોકોને છેતરે છે એવો આક્ષેપ કરનારાઓનો આક્ષેપ પ્રત્યક્ષ પ્રયોગથી ખોટો સિદ્ધ કરીને ડૉ બડે આક્ષેપકોના મોઢા બંધ કર્યા હતા એ ઇતિહાસ પ્રસિદ્ધ છે આ પ્રયોગ નીચે પ્રમાણે કરવામાં આવ્યો હતો ૨ ... મરમરોથી સમ્માર્જિત (Potentised) સુવર્ણ લઈ ને પાણીમાં નાખ્યુ અને રસશાસ્ત્ર (કેમીસ્ટ્રી)ના પ્રયોગથી એ પાણીમા બિલકુલ સુવર્ણ નથી એવો નિર્ણય થયા પછી સ્પેક્ટ્રમ (રંગ વિચ્છેદ યન્ત્ર) વડે સુવર્ણની છાયા દેખાડીને સિદ્ધ કર્યું હતુ કે અતિ સૂક્ષ્મરૂપમા એમા સુવર્ણ છે ખરું અને એ રીતે પ્રતિપક્ષીઓના આક્ષેપને દૂર કર્યો હતો એજ રીતે આયુર્વેદ પ્રતિપાદિત ત્રિદોષ સિદ્ધાન્તનું પ્રત્યક્ષ રીતે સ્પષ્ટીકરણ કરીને આપણે તેના ઉપરનો આક્ષેપ દૂર કરવો જોઇએ એવો અમારો મત છે ત્રિદોષ પ્રતિપાદક સાહિત્ય તો પુષ્કળ છે પણ એને પ્રયોગ અનુભવથી પ્રત્યક્ષ સિદ્ધ કરવાની આવશ્યકતા છે અને એજ આધુનિકોને એ વાત સમજાવવાનો રસ્તો છે એવો અમારો નિશ્ચિત અભિપ્રાય છે ત્રિદોષ ત્રિધાતુનું પ્રત્યક્ષીકરણ મુશ્કેલ નથી પણ સહેલુ છે

નિ ભા આયુર્વેદ મહામંડળે તથા બીજી એ હેતુવાળી સંસ્થાઓએ આ વિષયમા ધોરણ નક્કી કરીને પ્રયોગશાળા ઉભી કરવી જોઇએ અને વિદ્વત્ પરિષદમાં પ્રયોગ પદ્ધતિ નક્કી કરવી જોઈએ અને તેને અનુસરી પ્રયોગદ્વારા ત્રિદોષ ત્રિધાતુતત્ત્વનુ પ્રત્યક્ષ પ્રમાણથી પ્રતિપાદન કરીને એ સિદ્ધાન્તને સ્થિર સ્થાપવા એ હાલમા આયુર્વેદીઓનું મહાકર્તવ્ય છે આ

નિપર પ્રત્યક્ષ પ્રયોગથી પ્રતિપા ન કરવા યોગ્ય છે એ બાબતમાં તો મારે વધારે વિવેચન કરવાની જરૂર નથી

આયુર્વેદનું શાસ્ત્રીયત્વ શું ? એની વ્યાપ્તિ કેટલી ? આયુર્વે । તગત કેના શાસ્ત્રો છે ? મનુષ્ય જાતનાં જીવિત વિષે આયુર્વે ની રીતે ઉપયોગી થઈ શકે ? વગેરે ઘણા મહત્ત્વના વિચારણીય પ્રશ્નો છે આયુર્વ ઉપપત્તિ પૂર્ણશાસ્ત્ર છે અને માનવજીવનની વિવિધ અવસ્થા ઓમા ઉપયોગી છે એવો ઉપરના પ્રશ્નનો ઉત્તર આપી શકાય

શ્રી ચરકાચાર્યે શાસ્ત્રની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે —

**सुमहद्यशस्वि धीरपुरुषसेवित । अर्थबहुलमाप्तजनस्य पूजितम् । त्रिविध शिष्यबुद्धिहितम् । अपगतपुनरुक्तदोषमार्षम् । सुप्रणीतसूत्रभाष्यसंग्रहक्रमम् । स्वाधारम् । अनवपतितशब्दम् । अकष्टशब्दम् । पुष्कलाभिधानम् । क्रमागतार्थं तत्त्वनिश्चयप्रधानम् । संगतार्थम् । असंकुलप्रकरणम् । आशुप्रबोधकम् । लक्षणवच्चोदाहरणवच्च ।** ( ચ વિ અ ૮ )

આધુનિક શાસ્ત્રોમા શાસ્ત્રની વ્યાખ્યા આ પ્રમાણની જોવામા આવે છે જેમકે —

Scientific medicine must confirm to at least three requirements

(1) It must be based on facts

(2) It must be rational that is logical

(3) It must be demonstrably true

Science is erected upon a foundation of facts principles and laws Science is related systemetised knowledge

(Stuart Close M D )

શ્રી ચરકાચાર્યની ઉપર આપેલી શાસ્ત્રની વ્યાખ્યામા અને આધુનિક વ્યાખ્યામા તત્ત્વત સામ્ય છે શાસ્ત્ર આધાર યુક્ત (Based upon facts and demonstrably true) હોવુ જોઈએ એ તો સર્વનો અભિપ્રાય છે **शास्त्र सुप्रणीतसूत्रभाष्यसंग्रहक्रम** અને **क्रमागतार्थतत्त्वनिश्चयप्रधानम्** ( Is related systemetised knowledge and logical ) ચરકાચાર્યે બીજા શાસ્ત્ર લક્ષણો પણ કહ્યા છે આયુર્વે આ લક્ષણોથી યુક્તશાસ્ત્ર છે એટલે આધુનિકોની વ્યાખ્યા પ્રમાણે પણ આયુર્વે નુ શાસ્ત્રીયત્વ સિદ્ધ થાય છે આયુર્વેદ સ્વાધાર છે એટલે કે શુદ્ધ શાસ્ત્રીય પ્રમાણો નિશ્ચિત પ્રમાણો અને સત્યસિદ્ધાંતો ઉપર ઉભો છે એની તત્ત્વ પ્રણાલી સ્વતંત્ર પ્રમાણિત તથા સ્વતંત્ર છે આયુર્વે ના નિયમો પણ સ્વતંત્ર છે આયુર્વેદ પ્રતિપાદિત સિદ્ધાંતો પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે પ્રત્યક્ષીકરણને યોગ્ય છે ન્યાય વૈશેષિક સાખ્યયોગ વગેરે આયુર્વેદના આધારરૂપ પૂર્વશાસ્ત્રો છે સામાન્ય રીતે સૃષ્ટિ વિજ્ઞાનનો આધાર લઈને પ્રાચીનોએ પોતાની ખાસ ઉપપત્તિથી આયુર્વે ની રચના કરી છે અને આયુર્વેદ સગતાર્થ છે ન્યાયવૈશેષિક પ્રતિપાદિતતત્ત્વ અનુસાર ક્રમાગતાર્થતત્ત્વ નિશ્ચયનું પ્રાધાન્ય આયુર્વે શાસ્ત્રમા છે ( Rational and logical ) આ રીતે પ્રાચીન તેમજ નવીન વ્યાખ્યા અનુસાર પણ આયુર્વેદ ઉત્તમ શાસ્ત્ર છે એમા સદેહ નથી સક્ષેપમા પ્રતિપાદિત આ તત્ત્વ વિસ્તારથી વર્ણવવામા આવે તો વિચારવાન મનને સંમત થાય એમ અમે નિ શંક માનીએ છીએ આયુર્વેદના બે મુખ્ય વિભાગ છે (૧) રોગોચ્છેદક અને

(૨) સ્વાસ્થ્ય સાચવનાર પહેલા વિભાગમા રોગોની ઓળખાણ અને તેના ઉપાયો વર્ણવેલ છે જ્યારે બીજા વિભાગમા રોગો ઉત્પન્ન જ ન થાય સ્વાસ્થ્ય અખડિત જળવાઈ રહે શરીર, ઇન્દ્રિયો અને મનના પૂર્ણસ્વાસ્થ્યવાળુ વૃદ્ધાવસ્થા વગરનું દીર્ઘાયુષ્ય મળે એવા ઉપાયો સારી રીતે વર્ણવેલા છે

બીજા વૈદ્યકશાસ્ત્રો પેઠે આયુર્વેદમા પણ શરૂઆતમા જ શારીર ઇન્દ્રિયવિજ્ઞાન વગેરે શાસ્ત્રોના વર્ણનો બોધ થઈ શકે એવી રીતે આપેલા છે ભૂગોળના નકશા પેઠે તથા ભૂગોળના વર્ણન પેઠે આ શરીર વગેરે શાસ્ત્રો શરીરના અવયવોનું તથા તેના વ્યાપારોનું જ્ઞાન આપે છે પણ એટલાથી કાંઈ પૂરૂ જ્ઞાન નથી મળતું માટે આયુર્વેદમા સાખ્ય પ્રતિપાદિત તત્ત્વોને અનુસરી શરીરાન્તર્ગત ચૈતન્ય અથવા સ્વયભૂત ભવે નોત્પન્ન એમ તત્ત્વ અને જેમાથી શરીરના અવયવ સમુદાયની ઉત્પત્તિ થાય છે તે બીજુ તત્ત્વ એ રીતે બે વિભાગો સ્વીકારેલા છે ચેતનાધિષ્ઠાનભૂત પુરુષ કે ન્યાયદર્શન મતાનુસાર આત્મા અને પચભૂત વિકાર સમુદાયાત્મક (ત્રિધાતુઓ પ્રતિમૂ ધાતુઓ ઉપધાતુઓ મળો વગેરે) બીજો વિભાગ એ રીતે બે વિભાગવાળુ શરીર આયુર્વેદમા વર્ણવાયુ છે સાખ્ય પ્રતિપાદિત પુરુષ અને પ્રકૃતિ જેવા આયુર્વેદે વર્ણવેલા આ બે વિભાગો છે શરીરાન્તર્ગત ભાવો આત્મા સાથે સબધ રાખે છે (निर्विकार परस्त्वात्मा सत्वभूतगुणेन्द्रिय ये । चेतन्ये कारण पर १-१-५५) આત્માના સાન્નિધ્યથી જ પચભૂતવિકારાત્મક દ્રવ્યોના અચેતનપણુ મટાવે છે પાચ ભૂતોમાથી બનેલું જ શારીરદ્રવ્યોમા સ્વરૂપાન્તર થાય છે તેજ આયુર્વેદોક્ત વાત પિત્ત અને કફ છે આ જાતના ત્રણ અચેતન સેન્દ્રિયદ્રવ્યો શરીરના અધિષ્ઠાનભૂત છે તેઓની સમ અવસ્થા (સામ્ય) હોય ત્યારે શરીરનું સ્વાસ્થ્ય જળવાઈ રહે છે અને તેઓનુ વૈષમ્ય (વિષમત્વ) ઉત્પન્ન થતા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે પણ શરીરાન્તર્ગત આત્મા જાતે તો અકર્તા છે તે તો ફક્ત શારીરદ્રવ્યોના અચેતનપણામા કારણભૂત થાય છે આત્મા મન ઇન્દ્રિયો અને શરીર (ત્રણ ધાતુઓ પ્રતિમૂત ધાતુઓ ઇત્યાદિ) વગેરે મળીને જીવનનો પ્રવાહ ચાલે છે શરીરની ક્રિયાઓ આના આધારે જ ચાલે છે આમા આત્મા ચૈતન્યપ્રદ છે મન મનોવ્યાપારનું અધિષ્ઠાન છે (मनो मनोर्यो बुद्धिरात्मा च इत्यध्यात्मद्रव्यगुणसग्रह ) મનોય અને બુદ્ધિનો એમા સમાવેશ થાય છે ઇન્દ્રિયો બાહ્યજગતનું જ્ઞાન ગ્રહણ કરનાર છે પણ શરીરને ધારણ કરનાર તથા શરીર ચલાવનાર મુખ્યત્વે તો ત્રિધાતુઓ છે એ પ્રમાણે આયુર્વેદ શાસ્ત્રમા દેહક્રમ વર્ણવ્યો છે સ્વાસ્થ્ય જાળવવામા તથા રોગને દૂર કરવામા આ દેહક્રમને જ આયુર્વેદમા અધિષ્ઠાન માનેલ છે

સ્વસ્થાતુરપરાયણ અનતપાર આયુર્વેદના ત્રણ સ્કધો છે જેમકે (૧) હેતુ (૨) લિંગ અને ( ) ઔષધ

અસાત્મ્યેન્દ્રિયાર્થસંયોગ પ્રજ્ઞાપરાધ અને પરિણામ એ ત્રણ હેતુઓ છે આમાથી અસાત્મ્યેન્દ્રિયાર્થસયોગ અને પ્રજ્ઞાપરાધનો અન્તર્ગત હેતુ (Inside the Individual)મા અને કાળનો બાહ્યહેતુ (outside the Individual)મા સમાવેશ થાય છે કૃમિ-ત્રિદોષ વગેરે આભ્યન્તર બાહ્ય અથવા અભ્યન્તરથી ઉત્પન્ન કારણોનો આ ત્રણ કારણોમા સમાવેશ થઈ જાય છે આ પ્રકારના કારણોની અસરથી શરીરની અંદરના ધાતુઓ વિષમ થાય છે અને તેથી વ્યાધિ ઉત્પન્ન થાય છે આયુર્વેદીય રોગસંપ્રાપ્તિશાસ્ત્રનો આ મનોરમ સિદ્ધાન્ત

ત્રિકાલાબાધિત છે વળી રોગના હેતુઓના બાહ્ય અને આભ્યન્તર તથા સન્નિકૃષ્ટ અને વિપ્રકૃષ્ટ એવા પણ બે ભેદ પડે છે, અને ન્યાયશાસ્ત્રાનુસાર રોગ કારણના મુખ્ય બે ભેદ પડે છે (૧) સમવાયિકારણ અને (૨) નિમિત્તકારણ

આધુનિક શાસ્ત્રોમાં કારણો અનિશ્ચિત છે અને તેનું જુદી જુદી રીતે પ્રતિપાદન કરવામાં આવે છે ઉપર પ્રતિપાદિત બાહ્યાભ્યન્તરાદિ કારણોને આધુનિક શાસ્ત્રપ્રણેતાઓએ પણ સ્વીકાર્યાં છે કિન્તુ (૧) ચેતનાત્પત્તિવાદ (૨) જન્તુવાદ (૩) અન્તસ્રાવક ગ્રંથિવાદ (૪) પારંપરવાદ વગેરે વાદોના પ્રચારથી રોગ કારણના નિર્ણયમાં અનિશ્ચિતપણું આવ્યું છે હાલમાં વળી લક્ષણ સમુહથી શારીરદ્રવો (Hormones)ની વિકૃતિથી રોગવિજ્ઞાનનું પ્રતિપાદન કરનારાઓની પરંપરા જોવામાં આવે છે જુદા જુદા જન્તુઓથી જુદા જુદા રોગો થાય છે એવો જન્તુકારણવાદ હાલના શાસ્ત્રજ્ઞોમાં બીજા વાદો કરતા વધારે દૃઢ અને વધારે સંમત છે એમ જણાય છે જન્તુજન્ય રોગોમાં તે તે જન્તુઓ જ મૂળકારણ છે એવું જન્તુ શાસ્ત્રજ્ઞોનું સિદ્ધાન્ત સૂત્ર છે અને તે રીતે સર્વ રોગોમાં જન્તુઓ હોવા જોઇએ એવો અભિપ્રાય તેઓમાં પ્રવર્તે છે ઘણા રોગોમાં રોગીઓના લોહી મૂત્ર ગળફા વગેરેમાં જન્તુઓ જોઇને એ જ રોગ કારણ છે એવો આ લોકોએ નિર્ણય કર્યો છે પણ આ બાબતમાં નીચેની બાબત વિચારણીય છે જો જન્તુઓ રોગ કારણ છે એવો નિશ્ચય કરવામાં આવે તો જન્તુયુક્ત સર્વ શરીરો રોગયુક્ત હોવા જોઇએ કિન્તુ શ્લેષ્મસન્નિપાત (ન્યુમોનીઆ) ઉત્પન્ન કરનાર જન્તુઓ શરીરમાં હોવા છતા ઘણા નર રોગથી રહિત જોવામાં આવે છે એ કેમ સંભવે ? રાજ ક્ષયના જન્તુઓ સેંકડે ૮૪ માણસોમાં હોવાનું પરીક્ષાથી જણાય છે છતા એ બધા માણસો રાજયક્ષ્માથી પીડાતા જોવામાં આવતા નથી શારીરવૈગુણ્યનો અભાવ હોય ત્યાં સુધી રોગોત્પાદક જન્તુઓની અભિવૃદ્ધિ નથી થતી અથવા તેઓ રોગને ઉત્પન્ન કરી શકતા નથી શરીરમાં રહેલી પ્રતિકારિણી શક્તિ રોગને અટકાવનાર પ્રધાન સાધન છે અને પ્રતિકારનું સામર્થ્ય ક્ષીણ થતા રોગ જન્તુઓ વધી જઇને રોગને ઉત્પન્ન કરે છે મતલબ કે પ્રતિકારશક્તિસંપન્ન શરીરો રોગોત્પાદક જન્તુઓનો પ્રતિકાર કરીને સ્વસ્થ રહે છે આ પ્રતિકારશક્તિના શાસ્ત્રજ્ઞોએ અનેક પ્રકારો વર્ણવ્યા છે એ પ્રકારનું વર્ણન આ વિવેચન માટે આવશ્યક નથી રોગજન્તુઓની અભિવૃદ્ધિ માટે કેવી શરીરસ્થિતિ અનુકૂળ તેનું સુસ્પષ્ટ વર્ણન મળતું નથી જન્તુઓ બીજરૂપ છે અને શરીર ક્ષેત્રરૂપ છે ક્ષેત્રની અનુકૂળતા હોય ત્યારે બીજની વૃદ્ધિ થાય છે નહિ તો પથરા ઉપર પડેલા બીજ પેઠે આ બીજ પણ નાશ પામે છે આયુર્વેદ શાસ્ત્રમાં બીજ વિચાર કરતા ક્ષેત્રનો વિસ્તારથી વિચાર કરેલો છે જ્યારે આધુનિક શાસ્ત્રોમાં ક્ષેત્ર કરતા બીજનો વિચાર ઘણો કરેલો છે માટે જ આધુનિક શાસ્ત્રોમાં રોગોત્પત્તિ કારણોનો વિચાર સંદિગ્ધ દેખાય છે જેમકે —

Cholera Bacillus is realy capable of producing true Cholera when right conditions exist

રોગકારણવિનિશ્ચય સંબંધી ઉપરના વાક્યમાં પરિસ્થિતિ અનુકૂળ હોય ત્યારે એ શબ્દો ખાસ ધ્યાનમાં લેવા જેવા છે

The bacilius is the proximate cause of Cholera but it is not the Cholera nor the sole cause of Cholera Individual susceptibility was an essential condition (Stuart close)

આ અવતરણમા રાગજ તુઓ ક્ષયરોગનું નિમિત્ત કારણ નથી ક્ષયરોગના જન્તુઓની અભિવૃદ્ધિના શરીરની સ્થિતિ અગત્યનું કારણ છે એ વાક્ય ખાસ ધ્યાન આપવા યોગ્ય છે

રોગ જન્તુઓ નિમિત્ત કારણ છે એવો આયુર્વેદનો સ્પષ્ટ અભિપ્રાય છે જેમ બીજા નિમિત્ત કારણો છે તેમ રોગ જન્તુઓ નિમિત્ત કારણ છે પ્રધાન કારણ નથી આ પ્રમાણનાં નિમિત્ત કારણો શરીરની અન્દરના દોષોને દૂષિત કરીને રોગોને ઉત્પન્ન કરી શકે છે સ્વતન્ત્ર રીતે નથી કરી શકતા એ ખાસ નોંધવા યોગ્ય છે ધાતુ સામ્યવાળી શરીરની અવસ્થામાં શરીરમા પેઠેલા જન્તુઓ પણ વૃદ્ધિ નથી પામી શકતા કે રોગને ઉત્પન્ન નથી કરી શકતા ધાતુ વૈષમ્ય ઉત્પન્ન થતા વૃદ્ધિ પામેલા જન્તુઓ રોગોત્પાદન કરી શકે છે માટે જન્તુઓ રોગના મુખ્ય કારણ નથી પણ શરીરમા રહેલા વાત પિત્ત, કફ એ ત્રણે દોષો રોગ કારણ છે એવો આયુર્વેદનો સિદ્ધાન્ત છે કોલેરામા ઝાડામા તથા ઉલ્ટીમા જન્તુઓ મળે છે એ સાચી વાત છે પણ તેઓજ કોલેરાને ઉત્પન્ન કરે છે એ ખોટુ છે આતરડામા રહેલું પિત્ત દુષ્ટ થવાથી કોલેરા થાય છે એ ચોક્કસ છે કોલેરા ફાટી નીકળે ત્યારે પણ જેઓનું પિત્ત વિકૃત થયુ હોય તેઓને જ કોલેરા થાય છે બીજાઓને થતું નથી

એજ રીતે આન્ત્રિક જ્વર વિષમજ્વર શ્લેષ્મિકજ્વર શીતપૂર્વકજ્વર વગેરે જન્તુઓથી ઉત્પન્ન થતા રોગો પણ શરીરગત તાત્કાલિક દોષોના વૈષમ્યથી ઉત્પન્ન થાય છે પણ જન્તુઓથી ઉત્પન્ન નથી થતા મતલબ કે રોગોનુ સમવાયિ કારણ શરીર વૈષમ્ય એટલે શારીરદોષ વૈષમ્ય છે જ્યારે નિમિત્ત કારણ અનેક જાતના જન્તુઓ છે

પ્રયોગશાળામા રોગ જન્તુઓના વૃદ્ધિ અને વિનાશ પ્રત્યક્ષ જોવા એ સહેલુ છે પણ વ્યક્તિના શરીરમા રહેલા રોગ જન્તુઓનો વિનાશ કરવો અથવા એજ રોગનુ પ્રધાન કારણ છે એમ પ્રતિપાદન કરવુ એ સહેલુ નથી કારણો અનેક હોય છે એકનુ સ્વીકાર્યા છતા જન્તુઓના વૃદ્ધિનાશ કેવી રીતે અને શાથી થાય છે એ ગૂઢજ રહે છે માટેજ કહીએ છીએ કે જન્તુઓ બીજરૂપ છે અને દોષો ક્ષેત્રરૂપ છે શરીરમા દોષોની વિકૃતિ થઈ હોય તો જ જન્તુઓની અભિવૃદ્ધિ અને રોગોનો ઉદ્ભવ થાય છે નહિ તો નથી થતો ખરી રીતે રોગોનું સમવાયિ કારણ વિકૃત થયેલા દોષો છે અસમવાયિ કારણ દોષદૂષ્ય સંયોગ છે અને નિમિત્ત કારણ જન્તુઓ છે એવો આયુર્વેદ પ્રતિપાદિત સિદ્ધાન્ત આધુનિક શાસ્ત્ર પ્રણાલી અનુસાર સિદ્ધ થાય છે

વ્યાધિ—હેતુવિજ્ઞાનમા અથવા વ્યાધિકારણમીમાંસામા દોષોનું જ પ્રાધાન્ય છે ધાતુ સામ્યથી સ્વાસ્થ્ય, અને ધાતુ વૈષમ્ય કે દોષદુષ્ટિથી રોગોત્પત્તિ થાય છે —

> विकारो धातुवैषम्यं साम्यं प्रकृतिरुच्यते ।
> रोगस्तु दोषवैषम्यं धातुसाम्यमरोगता ॥

આયુર્વેદીય સિદ્ધાન્તો ત્રિધાતુવાદિત હોવાથી આ વાતનું મતલબ ત્રિવિધ અનુમાનથી પિંડાદિજ્ઞાનના તત્ત્વને અનુસરીને પણ સિદ્ધ કરી શકાય કારણ કે અનન્તાણુપિંડો પણ ત્રિધાતુની સમસ્થિતિજ પોતાનુ કામ કરી શકે છે ત્રિધાતુ વિકૃત થતા અનન્તાણુપિંડોમાં પણ વિકૃતિ થાય છે અને રોગો ઉત્પન્ન થાય છે એ શરીર ધાતુઓની વ્યવસ્થા ટૂંકમાં ઉપર પ્રમાણે રોગ હેતુનો સંક્ષેપમા વિચાર કર્યો

હવે લક્ષણ વિજ્ઞાન જેને આયુર્વેદમા લિંગસ્કધ કહે છે તેનો વિચાર કરીએ ધાતુ વૈષમ્ય થતા ધાતુસામ્ય સ્થાપના માટે ત્રિધાતુનો જે પ્રયત્ન તેનું નામ લક્ષણ અમાત્મેન્દ્રિયાર્થ પ્રજ્ઞાપરાધ અથવા કાળ જેવા બાહ્ય કે આભ્ય તર કારણની શરીરાન્તર્ગત તદ્ગુણ ભૂયિષ્ટ ધાતુઓ ઉપર અસર થાય છે કારણમા રહેના અમુક ગુણો શરીરમા રહેલા ધાતુઓના સમાન ગુણોને વધારે છે અને એ રીતે વૈષમ્ય ઉત્પન થાય છે દૂષ્યો ધાતુઓ અને મળોમા પણ વૈષમ્ય ઉત્પન થાય છે આ રીતે એક તરફ દોષવૈષમ્ય અને દોષદૂષ્ય સયોગ અને બીજી તરફ ત્રિધાતુઓ એ બેયના પ્રયત્નોનો સ્વકાર્ય સિદ્ધિ માટે પરસ્પર સઘર્ષ થાય છે અને સામ્ય રક્ષણ માટે પ્રયત્ન પણ ત્રિધાતુઓ દોષદુષ્ટિના તથા દોષદૂષ્ય સયોગના પરિહાર માટે પોતાની સઘશક્તિ ખર્ચે છે આ પ્રયત્ન સ્વાભાવિક છે ઉત્પન્ન થયેના દોષ વૈષમ્યનું નિરાકરણ અને દોષોના સામ્યનું સ્થાપન એ તેઓનો સ્વભાવ જ છે

જે દૂષ્યમા અને જે સ્થાનમા દોષો જાય છે તે દૂષ્ય તથા તે સ્થાનના વિશેષને અનુસરી પોતાના ગુણ વિશેષનો આવિ કાર કરે છે એ ગુણોના તે તે સ્થાન અને તે દૂષ્યમા પ્રતિભાસ પ્રકારનું જે દસ્વરૂપ તેનુ નામ લક્ષણ લક્ષણોના ઘણા ભે છે પણ બે મુખ્ય છે (૧) લક્ષણો અને (૨) લાગણીઓ આમાથી લાગણીઓને તો રોગી પોતેજ અનુભવી શકે છે અને લક્ષણોને બહારથી જોઈ શકાય છે લક્ષણ વિજ્ઞાન સબધી ઉત્તમ સગતિ આયુર્વેદે બેસારી છે જેથી શાસ્ત્રીય યથાકત લક્ષણોથી જુદા લક્ષણ સમૂહો પણ દોષ દૂષ્ય સયોગ સ્થાન વગેરે અનુસાર ઘડી શકે છે અને રોગ પરીક્ષા થઈ શકે છે લક્ષણોનો વિસ્તાર સમપદ્ધતિ–હોમીઓપથીમા વધારે છે પાર એલોપથીમા લક્ષણો ટુકામા ક્યા છે સમ પદ્ધતિમા તો લક્ષણ વિસ્તાર એટલો છે કે લક્ષણ વિસ્તર વિના એ પદ્ધતિમા એક ડગલુ પણ આગળ ભરવુ મુશ્કેલ છે એલોપથીમા આધુનિક પ્રયોગશાળાઓ (લેબોરેટરીઓ)ના વિવિધ સાધનો તથા પદ્ધતિઓનો રોગ પરીક્ષા માટે એટલો આધાર લેવામા આવે છે કે વિદ્વાનોનુ રોગ લક્ષણો તરફ જેટલુ ધ્યાન જવુ જોઈએ તેટલુ નથી જતુ અને પ્રયોગશાળાઓની પરીક્ષણ પદ્ધતિ સર્વ માટે સુલભ નથી તથા સર્વદા શક્ય નથી કારણ કે એ અતિ ખર્ચાળ છે અને તેથી શ્રીમતોને અથવા શ્રીમોને ધર્માદા હૉસ્પિટાલોમાજ સુલભ છે વળી એ પદ્ધતિથી સર્વદા હિત રોગનિવારણ થાય છે એવુ પણ નથી દરદીની પાસે રહેલા ચિકિત્સકોએ સાવધાનતાથી રોગલક્ષણો જોઈને રોગીનો તથા તેની અવસ્થાઓનો નિશ્ચય કરવો જોઈએ એમ અનેક શાસ્ત્રજ્ઞોએ કહેલુ છે સર જેમ્સ મેકેન્ઝી નામના વિદ્વાને આ વિષય ઉપર એક ગ્રથ લખ્યો છે અને સર ઓકલેન્ડ ગેડીસનુ નીચેનુ વચન આ બાબતમા ધ્યાન આપવા યોગ્ય છે—So many come to the sick room thinking of themselves as men of science fighting disease and not healers with a little knowledge helping nature to get a sick man well

કેવળ શાસ્ત્રદષ્ટિથી પ્રયોગશાળાઓમા યોગ્ય સાધનો વડે કરેલી પરીક્ષા અપર્યાપ્ત હોય છે લક્ષણ સમૂહોનો સાચો બોધજ રોગનુ જ્ઞાન આપે છે આયુર્વેદ શાસ્ત્રમા રોગ નિશ્ચય પદ્ધતિ સહેલી છે અને લક્ષણ સમૂહ પદ્ધતિ પણ નક્કી કરેલી છે અને તેથી સમ ચિકિત્સા પદ્ધતિ (હોમીઓપથી) જેવા અતિ વિસ્તારની આવશ્યકતા નથી તેમજ આધુનિક વૈદ્યકનાં અનેક સાધનોની આયુર્વેદને જરૂર નથી તેમજ ફળમા શ્રેય પ્રાપ્તિનો સભવ નથી

शास्त्र ज्योति प्रकाशार्थं दर्शन बुद्धिरात्मन ।

એ વાકયને અનુસરી વૈદ્યોએ શાસ્ત્રાધ્યયનથી તથા સૂક્ષ્માભ્યાસથી પોતાની બુદ્ધિનું ઉપ ૧હણ કરવુ જોઈએ સૂક્ષ્મ અવલો ન શકિતવાળી બુદ્ધિથી લક્ષણોનુ અવલો । રવાથી રોગનો મ ગહિત નિશ્ચય થાય છે અને ચિકિત્સામા સરળતા થાય છે માટે હનાસુઓએ આયુર્વેદશાસ્ત્રને અનુસરી જ ર લક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ

લાગણી અને નક્ષણો એવા બે ભે હોવાનુ પ્હેલા જ કહેવુ છે લાગણી—વે ના એ એક પ્રકાર છે વેદના અને સવેદના એ બે દ્વારા શરીર અને માનસ રોગની અમુક અવસ્થાઓનુ જ્ઞાન થઈ શકે છે ટનાક માનસરોગમા તો મને નાનો અભ્યાસ રવો પડે છે

वेदनानामधिष्ठान मनोदेहश्च सेन्द्रिय ।
स्पर्शनेन्द्रियसस्पर्शं स्पर्शो मानस एव च।
द्विविध सुखदुःखाना वेदनाना प्रवर्तक ।
सतीन्द्रियाणि सत्यथा रोगो न च न चास्तिरुक् ॥
न सुख कारण तस्माद्योग एव चतुर्विध ।
नेन्द्रियाणि न चैवार्थ सुखदुःखस्य हेतव ॥

ચરકસહિતા શારીરસ્થાન

ઉપર ટાકેના વચનોમા વેના અને સવેનાની ઉત્પત્તિ કઈ રીતે થઈ છે એનુ સુસગત વિવેચન મળે છે મન ઇન્દ્રિયો અને દેહ એ વેનાના અધિષ્ઠાન છે ઈન્દ્રિય સસ્પર્શ અને માનસ સસ્પર્શ વેનાનો પ્રવર્તક છે ઇન્દ્રિયો અને ઇન્દ્રિયાર્થો સાથે સયોગ વેનાનુ કારણ છે આ સયોગનો અભાવ હોય ત્યારે વેદનાનો પણ અભાવ હોય છે

Every human being and animal can only feel by means of his nerves—man s whole life is nothing but a series of collisions between the sensation of his ego and the contradictory laws of outside world Man s ensation of his ego is only the final result of millions of eternally changing external and internal conditions

( Dr Forane is Volgyesi M D T message to the neurotic world )

શ્રી ચરકાચાર્યે કરેલુ વેનાસવેનાનુ આપેલી વિવેચન આધુનિકશાસ્ત્ર પ્રતિપાદિત સિદ્ધાત સાથે સુસગત છે એટલુ ઉપર ાથી સમજાય છે આ વિષયમા વિસ્તૃત વિવેચન સુકર હોવા છતા અત્રે સ્થળની મર્યાદાને લીધે અત્રેમાજ તાત્પર્ય કહું છુ વેના સવેનાના લક્ષણો તથા ઇચ્છા દ્વેષ સુખ દુ ખ ભય ક્રોધ ઇત્યાદિનું વિવેચન આયુર્વેદ શાસ્ત્રમા સપૂર્ણ સુસ્પષ્ટ, સુવિસ્તૃત અને સુસગત મળે છે પણ યોગ્ય અધ્યયનના અભાવે એનો જેવો જોઇએ તેવો બોધ થતો નથી

—o—

# " ન્યુમોનીયા "—તેનુ નિદાન અને ચિકિત્સા

( લેખક — વૈદ્ય નાથુરામ મૂળશંકર દ્વિવેદી—નાગધ્રા )

આયુર્વેદમા ભિન્ન ભિન્ન પ્રકારના ઘણા જ્વરો વર્ણવ્યા છે પણ ન્યુમોનિયા ટાઈફોઈડ વગેરે કેટલાક વ્યાધિઓ સ્પષ્ટતાથી વર્ણવ્યા નથી સમયના વહન સાથે કેટલી નવીનતાઓ મળતી ગઈ તે નવીનતાઓ પુરાણગ્રથોમા ન સાપડે તો તેથી આયુર્વેદિક ચિકિત્સકે મુઝાવાનું નથી સમુત્થાન વિશેષથી દૂષિતથયેલા દોષો અન્ય સ્થાનમા જતાં અનેક રોગો ઉત્પન્ન કરે છે તે પ્રત્યેક રોગનુ નામ કદાચ ઘડીભર ન મળે તો આપણે તો દોષ પ્રત્યનીક ચિકિત્સા કરવાની છે એટલે વ્યાધિનુ સ્થાન પ્રકૃતિ ઋતુ રોગોત્પત્તિનું કારણ વિગેરે પરથી દાષોની અશાશ કલ્પના કરી તે પ્રમાણે ચિકિત્સા કરવાથી જરૂર સફળતા પ્રાપ્ત થશે તોપણ **विकारनामाकुशल** વિગેરે ચરકોક્ત શ્લોકોને વિશેષત આપણી અજ્ઞાનતાના છાદન તરીકે જ વાપરતા રહી સતોષ માનવો અને નવીનતાઓને અસ્પૃશ્ય માનવી એ આ યુગમા ઘણુ જ ભયાવહ છે હુ તો દૃઢતાપૂર્વક માનુ છુ કે-જે જે નવીનતાઓ આપણુને પ્રતિદિન પ્રાપ્ત થાય તે તે ઉદારતાથી ગ્રહણ કરી પચાવીને આપણા જ્ઞાનભંડોળને સમૃદ્ધ કરતા રહીશુ તોજ દરેી વૈદ્યક માટેના આ કપરા કનિદાનમા આપણાથી ટકી શકાશે આપ સર્વ જાણો છો કે ભાવપ્રકાશ કે આજથી ત્રણસો વર્ષો પૂર્વે પણ દ્વીપાન્તરથી આવેલ ફિરગ રોગને અપનાવીને ગ્રહણ કરવામા જરાયે ક્ષોભ નહોતો અનુભવ્યો ફિરગરોગની નવી ગણના સ્વીકારવામા પણ જરાયે આનાકાની કરી નથી

વિજ્ઞાન તથા વૈદ્યકમા ઉદાર બુદ્ધિથી જ આગળ વધી શકાય છે જે કાંઈ નવુ મળે તે સ્વીકારવુ જ જોઇએ આથી વિશેષ વિષયાતર નહિ કરતા પ્રસ્તુત વિષય પર આવીએ

આયુર્વેદમા પ્રાય પ્રત્યેક વ્યાધિના નામ તત્તત્ વિકૃત અવયવો પરથી પાડતા નથી પાશ્ચાત્ય વૈદ્યકમા ફેફસામા સોજો થવાથી જે વિકૃતિ થાય છે તે સ્થિતિને ન્યૂમોનીયા એવી સંજ્ઞા આપવામા આવી છે ફ્રેકેનના ન્યુમોકોક્સ જતુઓ આ વ્યાધિના ઉત્પાદક તરીકે ગણાય છે

મ મ શ્રી ગણનાથસેને આ પરથી **श्वसनयत्राक्रमणाच्च श्वसनकसज्ञा निष्पत्ति** શ્વસન જ્વર એવુ અભિનવ નામાભિધાન કર્યું છે જે મને યથાર્થ લાગે છે શ્રી ભગસેન ભાવમિશ્ર વિગેરે વિદ્વાનોએ કર્કટ સનિપાતના જે લક્ષણો વર્ણવ્યા છે તે પરથી કર્કટ સન્નિપાત તથા ન્યુમોનીયાને ઘણુ સાદૃશ્ય હોય તેમ લાગે છે એટલે કેટલાક વિદ્વાનો તેને કર્કટ સન્નિપાત માનવા પ્રેરાય છે કોઈ તેની સાથે અભિન્યાસ સન્નિપાતનું સાદૃશ્ય માને છે કોઈ તેને રક્તષ્ઠીવી કહે છે જ્યારે શ્રી ભાનુકિએ વપુવેન વિનુકાસ્યૂ નામના સન્નિપાતના કેટલા લક્ષણો પણ ન્યૂમોનીયાને મળતા આવે છે

સનિપાતના ઘણાએ પ્રકારો છે તે પકી પ્રત્યેકના થોડા ઘણા લક્ષણો એક બીજાને મળતા આવેજ એટલે પ્રાચીનોએ માનેલો કયો સનિપાત અર્વાચીન ન્યૂમોનીયા હોઈ શકે એ નક્કી કરવુ કઠિન તો છે જ તેથી આ બધી ઝંઝટ કરવા કરતા તેને શ્વસનક જ્વર કફ પ્રધાન સનિપાત અથવા ન્યૂમોનીયા જ કહેવાનું હુ ઉચિત ધારૂ છુ આ વ્યાધિમાં મુખ્યત કફદૂષિત થાય છે કફના પાચ સ્થાનો પૈકી મુખ્ય સ્થાન છાતી છે, અને તે સ્થાન પરજ આ વ્યાધિમા પ્રથમ આક્રમણ થાય છે

સર્વ સનિપાતો Septicimia જ છે એટલે વિશિષ્ટ પ્રકારના વિષાભિષંગથી જ થાય છે, તે પર પણ લક્ષ રાખવાનું છે

હવે આપણે તેનાં લક્ષણો ટૂંકમાં વર્ણવીશું આ એક તીવ્ર સકામક જ્વર છે

**સામાન્યત** જે વ્યાધિમાં રદી ઞળતા જેવું (લાક્ષારસાભમ્) થુંકે અને સાથે જ્વર શ્વાસ ફેફસાના તળીયાનું ઘનત્વ થયેલું હોય તેને શ્વસનક જ્વર ગણવો

**પ્રકાર**— ન્યુમોનીયાના ઘણા પ્રકારો છે પણ મુખ્યત બે પ્રકાર છે (૧) લોબર ન્યુમોનીયા કે ક્રુપસ ન્યુમોનીયા અને (૨) લોબ્યુલર ન્યુમોનીયા કે બ્રોંકો ન્યુમોનીયા

(૧) જેમાં એક કે બે ફેફસાનો મોટો ભાગ ઘનત્વ પામે છે તેને લોબર ન્યુમોનીયા કહે છે, આને પ્લુરો ન્યુમોનીયા પણ કહે છે

(૨) અને જેમાં જુદા જુદા પચીઝ હોય તેને બ્રોંકો ન્યુમોનીયા કે લોબ્યુલર ન્યુમોનીયા કહે છે

લોબર ન્યુમોનીયાને શ્વસનક જ્વર તથા ખંડીય ફુફ્ફુસપ્રદાહ બ્રોંકો ન્યુમોનીયાને પ્રણાલીય ફુફ્ફુસપ્રદાહ એવા નામો અર્વાચીન વિદ્વાનોએ આપ્યા છે

**લક્ષણો**—આ વ્યાધિના રદી અચાનક સપડાય છે અને શિરોરુજ પૃષ્ઠરુજ ઠંડી લાગવી એ પ્રથમ લક્ષણો દેખાય છે તાવ શરૂઆતમાં ૧૦૩° કે ૧૦૪° અંશ જેટલો ચઢી જાય છે અને એના અઠવાડીયું તેટલો રહે છે જે પડખે જે ખંડ (lobe)મા સોજો હોય ત્યાં શૂળ નીકળે છે ખાંસી વારંવાર આવે છે શ્વાસની ગતિ ત્વરિત રહે છે અને ત્રીજે કે ચોથે દહાડે લાક્ષાભાભમ્' (Rusty) એટલે કાથા જેવા કાળા લાલ રંગના કફના બળખા દરદી કાઢે છે ક્વચિત્ શુદ્ધ લાલરંગના બળખા પણ જોવામાં આવે છે અને ક્વચિત્ બળખામાં લોહી ન પણ આવે **નાડી અને શ્વાસની ગતિનું પ્રમાણ આ વ્યાધિના નિદાનમાં બહુ ઉપયોગી છે** સામાન્ય સ્વસ્થ અવસ્થામાં નાડી તથા શ્વાસ ગતિનું પ્રમાણ ૪ ૧ નું હોય છે જ્યારે આ વ્યાધિમાં તે ૨ ૧ નું થાય છે

स्वेदमूत्रपुरीषाणां चिराद् दर्शनमल्पशः ।

પેશાબ થોડો તથા રક્તવર્ણ આવે છે અને તેમાં Chlorides (ક્લોરાઇડ્ઝ)નું પ્રમાણ ઘટી જાય છે દરદી વધારેને વધારે ગભરાતો જણાય છે થોડા દહાડામાં જ સાથે ચિત્તવિભ્રમ (Delirium) શરૂ થાય છે અને સાથે હૃદય પણ નબળું પડતું જાય છે રદીને પ્રલાપ મોહ કકકૂજન ગાનાવસ્થા અનિદ્રા વિગેરે લક્ષણો જણાય છે સાતમે કે આઠમે દહાડે સાધ્ય કેઈસમાં જ્વર અચાનક ઉતરી જાય છે દરદી ટાઢો પડી જાય છે પ્રસ્વેદ છૂટે છે આને વ્યાધિ સીમાન્ત (crisis) કહેવાય છે અનુકૂળ કેઈસમાં જ્યારે અકસ્માત જ્વરમુક્તિ થાય છે ત્યારે શ્વાસ તથા નાડીની ગતિનું પ્રમાણ ક્રમશ આરોગ્યાવસ્થાના જેવું થાય છે અને બીજી રીતે પણ સુધારો જણાય છે પણ પ્રતિકૂળ કેઈસમાં—નાડી તથા શ્વાસગતિનું પ્રમાણ નિયમિત થતું નથી તથા બીજા પણ સુધારાના ચિહ્નો જણાતા નથી

ઘણે ભાગે આવો ક્રાઈસીસ એકી દિવસે એટલે પાંચમે સાતમે નવમે કે અગિયારમે દિને થાય છે જુઓ—

सप्तमे दिवसे प्रायश्चाष्टमे नवमेऽथवा
अकस्माज्ज्वरमुक्तिः स्यात् स्वेदप्राचुर्यमेवच ।
प्राणा वा तत्र मुच्यन्ते रोगोवा तत्र मुच्यते ॥

આવી માદગી બેથી ત્રણ અઠવાડીયા ચાલે છે અને જો તે વધારે ચાલે તો ૬ ઠી કદાચ ક્ષયમા પણ ઘમડાઈ જવાનો ભય છે

**પરીક્ષા**—ઘણે ભાગે પ્રથમ જમણું ફેફસુ જ પકડાય છે અને તેમાં પણ તેનો અધભાગ (Base) ક્વચિત્ બને ફેફસા પણ વ્યાધિગ્રસ્ત થાય છે વ્યાધિગ્રસ્ત ફેફસને અંગુલીથી પરીક્ષા કરતા ધ્વનિ ઘન (Dull) જણાય છે શ્રવણયંત્રથી સાભળતા નાલી ધમનદૃધ્વનિ Tublar breathing તથા बुद्बुदोद्गमध्वनि સભળાય છે

**સપ્રાપ્તિ** — ન્યુમોનિયા બધી ઉમરના સ્ત્રી પુરુષ તથા બાળકોને થાય છે એને કોઈ વય કે જાતિનો બાધ નથી પણ યુવાનોના જીવનનો આ રાક્ષસ વિશેષ શોખ છે ન્યુમોકોકસ નામના સૂક્ષ્મ જીવાણુઓના વિષાભિષગથી આ વ્યાધિ થવાનું પાશ્ચાત્ય વિદ્વાનો માને છે અર્વાચીન એ જેરોથી તેના ચાર પ્રકાર મનાય છે પણ સામાન્યત બે જ પ્રચલિત છે આ સક્રામકશીલ વ્યાધિ છે सन्तामन्ति नरान्नरम् એ સૂત્રાનુસાર આ વ્યાધિ પણ દર્દીના પરિવારને ઘણીવાર લાગુ પડતા જોવામા આવે છે

શરદીના પંઝામા સપડાયેલા માણસોને આ રોગ જલદી પકડે છે આશ્ચર્ય સાથે ખેદની વાત છે કે દેખીતી રીતે ઘણા તંદુરસ્ત માણસો જ આના પંઝામા પડેલા આવે છે અને તેને શરણ થાય છે

વૃક્કામય (Brights disease) કેંસર (દુષ્ટાર્બુદ) હૃદ્રોગ અને તેવા બીજા ઘણા જીર્ણ વ્યાધિઓમા ન્યુમોનીયા છેલ્લે શત્રુ રહે છે જેમ સૂર્યાસ્ત પહેલા અરુણ આવે છે તેમ મૃત્યુના આગમન પહેલા ન્યુમોનીયા લાગુ પડે છે ઇન્ફ્લ્યુએન્ઝા ટાઈફોઈડ જેના જ્વરમા પણ ન્યુમોનીયા આગળ જતા સહાય કરે છે

ગ્રેટબ્રીટનમા આ વ્યાધિ માર્ચ એપ્રિલ અને મે માસમા વધારે જણાય છે આપણે ત્યા પણ

हेमन्ते निचित श्लेष्मा वसन्ते च प्रकुप्यति ।

એ પ્રમાણે વસતમા ઘણે ભાગે આ સનિપાતના ઉપદ્રવ જણાય છે શિયાળામા તથા ચોમાસામા પણ આના કેસ જોવામા આવે છે જેમ બીજા વ્યાધિઓની ઋતુપરત્વે પ્રાકૃત તથા વૈકૃત ગણાય છે તેમ આની પણ ગણના કરવી

**નિદાન** (૧) સજળ પ્લુરસી (Plurisy with effusion)માથી ન્યુમોનીયાનું નિદાન કરવુ આવશ્યક છે પ્રતિઘાત પરીક્ષા શ્રવણયંત્ર પરીક્ષા દર્શન સ્પર્શન વિગેરેથી ફેફસાનુ નક્કરપણુ અને તેના પડમા નસાડીનો નિર્ણય થઈ શકે છે

(૨) ઘા કા ન્યુમોનીયામા વિશિષ્ટ લક્ષણો જ હોય છે અને એના ચિહ્નો બને ફેફસામા ફેલાયેલ હોય છે

(૩) આ ન્યુમોનીયાની આકસ્મિક શરૂઆત સખત ટાઢિયો કરતાનો તાવ અને મસુરિકાજ્વરને મળતી છે પણ નાડી તથા શ્વાસગતિના વિશિષ્ટ પ્રમાણથી ન્યુમોનીયા તે બધાથી જુદો પડે છે

(૪) તીક્ષ્ણ ક્ષય (Acute pulmonary T B) જ્વર પણ ન્યુમોનીયાને મળતો છે તેને ન્યુમોનીક થાઇસીસ કહે છે બળખો તપાસવાથી બન્નેના ભેદનો નિર્ણય તથા ન્યુમોનીયાનો તાવ જેમ ક્રાઇસીસથી ઘટે છે તેમ આમા થતું નથી અને ઘણા અઠવાડિયા સુધી દર્દ લબાય છે

(૫) ન્યુમોનીયાના આરંભ કાલમા થતા પાર્શ્વશૂળને પ્રથમ દરદી પેટનો દુખાવો હોવાનું માને છે કારણ કે પ્રથમ દિને ફેફ્સાના લક્ષણો નિદાન સ્પષ્ટ ન પણ જણાય

આ બધામાથી ન્યુમોનિયાના લક્ષણો બરાબર જણાતા હોય તો તેને સ્પષ્ટ રીતે પારખી શકાય છે

બ્રૉન્કો ન્યુમોનીયાથી લોબર ન્યુમોનિયા સ્પષ્ટતાથી પારખવા માટે નીચેનું કોષ્ટક ઉપયોગી છે જુઓ —

| લોબર ન્યુમોનીયા | બ્રૉન્કો ન્યુમોનીયા |
|---|---|
| આરંભ—આકસ્મિક તથા ઠંડી સાથે | ધીમો–પૂર્વકાળમા ખાસી જણાય |
| જ્વરગતિ—સતત | વધઘટ થયા કરે |
| જ્વરમુક્તિ—સાતમે દીને (*by crisis*) | ક્રમશ ધીમે ધીમે ત્રણ ચાર અઠવાડિયા (by crysis) |
| પ્રતિઘાત—એક ફેફ્સામા ઘનત્વ (સ્થાનત્વ) ખાસ કરીને અધભાગ | બને ફેફ્સામા જુદા જુદા ચેપીઝ |
| શ્રવણપરીક્ષા—(અ) સૂક્ષ્મ કર્કધ્વનિ (ઘ) મહતિભાવના લક્ષણ એક કે બે દહાડામા જણાય | સ્થાનપ્રદેશ (Dull area)મા બધે સૂક્ષ્મ ધ્વનિ અને ઘનત્વ સાથે Bronchitis Rales વધારે જણાય |
| બળખો—લાક્ષારસાભમ | ફીણવાળો કફ |
| શ્વાસગતિ—૨ ૧ | ખાસ નિયમ નથી |

(Savil પરથી)

**સાધ્યાસાધ્ય વિચાર**—જો વ્યાધિ એક જ ફેફ્સામા હોય તાવ અતિ તીવ્ર ન રહ્યા કરતો હોય દરદીનુ બળ ટકી રહ્યુ હોય ભિષક દરદી અને ઉપસ્થાતા આ ત્રણે પાદ સારા હોય તો દરદ સુખસાધ્ય ગણાય

(૨) બને ફેફ્સા પર વ્યાધિનુ આક્રમણ હોય વ્યાધિ વૈકૃત હોય શ્વાસ ખૂબજ હોય તથા શ્વાસ લેતા નાકના ફોરણા ચાલતા હોય પ્રસ્વેદ સાથે મદ પ્રલાપ કરતો હોય કાઈ ચીજ લેતા કે અમસ્તા પણ હાથ પગ કપતા હોય અને દુર્નિવાર અતિસાર હોય તો તે દરદીનુ જીવન ટકવુ મુશ્કેલ છે

(૩) આ વ્યાધિમા ઘણે ભાગે હૃદ્યાવસાદ થી મૃત્યુ નીપજે છે માટે હૃદયબળ ટકી રહે તે ખાસ જોતા રહેવુ

(૪) વૃદ્ધ મદ્યપાન કરનાર અને નિર્બળ મનુષ્યને થતો ન્યુમોનીયા વધારે ગભીર છે

૫ થી ૧ વર્ષના બાળકો પણ ઘણે ભાગે સારા થઈ જાય છે પણ બચ્ચાઓના ફેફ્સાના ઉપરના ખડથી (Apex) શરૂ થતો આ વ્યાધિ બહુ કષ્ટ સાધ્ય મનાય છે વળી અનેક બિચારા આશાભર્યા યુવાનોના અમૂલ્ય જીવનો ઝડપી જવાનું પણ આ કારણ કાળને બહુ ગમે છે

(૫) જો આ રોગની સાથે મસ્તિષ્કાવરણશોથ તથા હૃદયની વિકૃતિનો સહકાર થાય તો તે વધારે ગભીર ગણાય છે

કમળો આધ્માન તથા હોજરીનું વિસ્તૃત થવુ એ લક્ષણો પણ તેના ભેગા મળે છે

**ચિકિત્સા**—આ વ્યાધિ માટે ખાસ વિશિષ્ટ ઉપાય નથી એમ પાશ્ચાત્ય તજ્જ્ઞો માને છે અને ચિકિત્સા મોટે ભાગે લાક્ષણિક કરવી પડે છે

દરદીને અંધારા ઓરડામા-પટારામા પૂરી તેમ—ગોંધી રાખવો ઇષ્ટ નથી હવા અજવાળાનો અવરજવર ઠીક ઠીક હોય તેવા સ્થળે તેને રાખવો પણ પવનના ઝપાટા લાગે તેમ નહિ સૂર્યના કિરણોમા ન્યુમોકોકસ મરી જાય છે એ ભૂલવાનું નથી દરદીને બિછાનામા સુઈ રહેવા કહેવુ ગરમ કપડા પહેરાવવા તથા ગરમ ઓઢવાનુ કહેવુ ગરમ પાણીમા મીઠુ નાખી કોગળા કરાવવા લીસ્ટરીન કે ગ્લાયકોથાયમોલીનના કોગળા કરાવવા મોઢું ખાસ સાફ રખાવવુ

શેક-લેપ —વરાળનો શેક કરાવવો હિતાવહ છે ઘણા વિદ્વાનો તેથી વિરુદ્ધ હોય છે અને બરફ લગાડીને દરદીની ચિકિત્સા કરે છે પણ યુરોપ જેવા પ્રદેશમા અગર હોસ્પીટલ્સમા ખાસ દેખરેખ નીચે તે સફળ થાય દેશ કાળ પ્રકૃતિ વગેરે જોતા આપણા દરદીઓને શેક વધારે અનુકૂળ આવે છે જે સૂક્ષ્મ કેશવાહિનીઓ (કેપીલરીઝ)મા કફનો જમાવ થયો હોય તેને શેક લાગતા વિસ્તૃત થાય છે અને તેથી કફ સરળતાથી છૂટવા લાગે છે થોડુ ટરપેન્ટાઇન લગાડીને વરાળનો શેક કરવો અગર રબરની પોટીસ વગરથી ગરમ થાય ત્યારે તેનાથી શેક કરતા જવુ કેટલીક વખત એંટિફ્લોજેસ્ટાઇન (કે બીજી તેની બનાવટ)નો લેપ લગાવાય છે પણ આપણા દરિદ્ર દેશ માટે લેપ કરતા શેક હજારગણો સારો અને સોઘો છે

પાણી —**पानीय प्राणधारणम्**—એમ હું તો માનુ છુ માટે ઉકાળેલુ પાણી દરદીને વારંવાર પીવા આપવુ સાથે થોડુ થોડુ મધ અવારનવાર અપાય તો દરદીના હૃદયને સારો ટેકો મળશે એ દિ બે વખતે ગરમ પાણીમા થોડુ મીઠુ નાખીને પણ આપવુ

ખોરાક —**ज्वरादौ लंघनं कुर्यात्**—એ સૂત્રાનુસાર લંઘન કરાવવુ એ શ્રેષ્ઠ છે પણ દરદી **સ્થિતબલ** રહે તે પ્રમાણે જ લંઘન હિતાવહ છે અર્વાચીન વિદ્વાનો જ્વરમા કેવળ નિરશનના મતના નથી ચરકે જ કહ્યુ છે કે **बलाधिष्ठानमारोग्य आरोग्यार्थ क्रियाक्रम** ॥ અતિલંઘનથી દરદીને ક્ષીણ બલ થવા દેવો એ અત્યંત ભયાવહ છે ઘણાએ દરદીઓ લંઘનના અતિયોગથી ક્ષયમા ધકેલાઈ ગયા છે

**दोषाणा सैव हि शक्ति लंघने या सहिष्णुता**
**नहि दोषक्षये कश्चिद् लंघनं सहते महत्** ॥

ભાવાર્થ —દરદી લંઘન સહન કરી શકે—તૃપ્તિ જ લાગ્યા કરે—તેને દોષોનું પ્રાબલ્ય ગણાય છે અને દોષ ક્ષીણ થઈ ગયા બાદ કોઈ પણ રુગ્ણ લંઘન સહન કરી શકતો જ નથી એટલે રુગ્ણ કાંઇ પણ લેવાની વૃત્તિ કે રુચિ ન બતાવે ત્યારે પણ તેને ખોરાકના સ્વરૂપમા કાંઈ ને કાંઇ આપ્યે જ જવુ હિતાવહ નથી પણ જ્યારે તે કાંઈ પણ લેવાની રુચિપૂર્વક ઇચ્છા કરે ત્યારે તેને આ કોફી દૂધ ( આદુ કે સૂઠ નાખેલા ) આપવામા જરાયે હરકત નથી મગનું પાણી પણ આપી શકાય ઓવલટાઇન પણ યોગ્યતા પ્રમાણે અપાય આ ઉપરાંત પાણી પુષ્કળ આપતા જવુ સાથે અવારનવાર મધ ઉમેરવા ન ચૂકવુ મોસંબીનો રસ પણ આપી શકાય પણ બચ્ચાઓને ઘણે ભાગે આ રસ પ્રતિકૂળ નીવડે છે એમ મારો અનુભવ છે ટુંકામા દરદીનુ બળ ટકી રહે તોજ આપણી ચિકિત્સા સફળ થવાની છે એ ભૂલવુ નહિ અને યોગ્યતા મુજબ આહાર નિયમન કરતા રહેવુ

હૃદયાવસાદ —આ વ્યાધિમા પ્રાય મૃત્યુ હ નાવસાદથી થાય છે માટે હ વનુ બળ ટકી રહે તે તરફ ખાસ ધ્યાન આપવુ અને તેના માટે પૂર્ણચંદ્રો ન તથા કસ્તુરી ભૈરવનો ઉપયોગ હિતાવહ છે કપૂરની બનાવટ યોગ્યમાત્રામા ઉપયોગી છે હૃદયચૂર્ણ (ડિજીટેલીસ પત્રની બનાવટ છે) પણ દેવાય અને ફાવે તો કમ્ફરઓઇલ આઇન કોરામાઇન કાડીયેઝોન ડીજીટેલીસ સ્ટ્રીમ્નીન પીચ્યુટરીન કેફીનસોડી બે ઝોએટ વિગેરેમાથી જરૂર તથા યોગ્ય લાગે તે દવાનો ઈ જેકશન તરીકે ઉપયોગ કરવો

બ્લા ડી પણ અપાય છે સોલ્યુશન એડ્રીનન કલોરાઇડ (૧ ૧ ) પણ સુ દર કામ આપે છે ઓક્સીજન પણ દેવાય છે

વનિ —વમિ માટે શાર્ઙ્ગધરોક્ત મજીવની વટી વાપરવી સાથે ગતિ બે રતિ નવસાર ઉમેરી દેવો અને કાળજાના ભાગપર રાઇનું પ્લાસ્ટર લગાવવુ

અનિદ્રા —દરદીનો રૂમ સ્વચ્છ તથા શાંત વાતાવરણવાળો રાખવો ઉંઘ ને બહુજ અગત્યની ગણવામા આવે છે માટે આ વ્યાધિમા ની ન ઉડતી હોય તો ઉંઘ લાવવા માટે પાદસ્નાન જેવા નિર્દોષ ઉપચાર કામમા લેવા ઉપરાંત બ્રોમાઇડ મિશ્રણ આપવુ અગર કાઈ નિર્દોષ નિ દ્રાપ્રદ ઔષધ દેવુ

કબજીઆત —ઘણા વૈદો મન પાકયા પહેલા કોઈપણ વિરેચન દેવાય જ નહિ એમ માને છે પણ તે ભૂલ છે એમ હું તો માનું છુ એરડ તૈલ કે તેલ સાદા જુલાબ અથવા ગ્લીસરીનની પીચકારી દેવામા જરાયે હરકત નથી ઉલટુ તેથી દરદીને રાહત મળશે મળને આતરમા જ જમા રાખી તેનુ વિષ પાછુ રૂધિરાભિસરણમા જવા દેવુ જોખમકારક છે

અતિસાર —ક્વચિત્ દરદીને ઝાડા થતા હોય તો કનકસુદર રસ આનંદભૈરવ સ્વર્ણપર્પટી પચામૃતપર્પટી સુવરસ (ગ્રેપાઉડર) સેનોન ઇન્દ્રજવ વિગેરેમાથી યોગ્ય ઔષધ યોજના કરવી આફરી જણાય તો પેટે ટરપે ટાઇન તૈલ લગાવવુ

બુદ્ધિભ્ર શ પ્રલાપ —પ્રલાપ તથા બુદ્ધિભ્ર શ માટે બરફ લગાવવો બ્રોમાઇડ મિશ્રણ પણ દેવાય છે અને યોગ રત્નાકરમા (પૃ ૮૫) કહેલ નીચેનો તગરાદિ કષાય બહુ ઉપયોગી માલુમ પડેલ છે

तगरतुरगगंधा पर्पटोशमपुष्पी
निशवितिपित्ता भारतीभूतकेशी ।
जन्धरहतमाल श्वेतकीगोस्तमीभ्या
सह हरति कषायो मस्तुपानात्प्रलापम् ॥

દુઃખમા ઉપર પ્રમાણે આ વ્યાધિની ચિકિત્સા ઉપર કહી છે તે પ્રમાણે વૈદ્યથી ઉપચાર કરવામા આવે તો સફળતા મળશે આ ઉપરાત સીરમ તથા મીકસ્ડ વેકસી સથી પણ આ વ્યાધિની ચિકિત્સામોના હીમાયતીઓ છે બીજા એલોપેથીક ઔષધોમા ક્રીઓઝોટ પોટ આયોડાઇડ એમોનીયમ કા વિગેરે ઉપયોગમા લેવાય છે

જ્યા જે ઈ સારૂ લાગે તે લેવા તથા પચાવવાના મતનો હું છુ તેથી આ લેખમા સીરટમ ઓફ મેડીની ન મેડિસીન (સેવિન)માથી ઘણા તર મીતે સુધારા વધારા સાથે કેટલોકભાગ લીધો છે આશા છે વિદ્વ જનો સાર ગ્રહણ કરશે इत्यलम्

જ્યારે મોડર્નથિઅરી પણ માને છે કે —

Audaka gunas are those of Kledaka Kafa (gastric juice) which contains nearly 99 5 p c of water

The process of digestion and absorption begins here in stomach A profuse quantity of this gastric juice gets mixed up with the *food and then it passes from the mixture thus obtained to chyle* (રસધાતુ) and thence to blood Through blood to various other places in the body where similar other mucous membranes exist. Thus it causes the secretions according to the general rule.

આ પ્રમાણે કે કફનો ગુણ ઉદક ગુણ છે ૯૯.૫ ટકા પાણીનો ભાગ ક્લેદક કફમા રહેલો છે જેને અંગ્રેજીમા ગેસ્ટ્રીકજ્યુસ નામે ઓળખાવે છે રસ ચૂસવાની તથા પાચનની પ્રથમ ક્રિયા હોજરીમા શરૂ થાય છે અને આ કફનો અમાંશ ઘણા પ્રમાણમા આહાર સાથે ભળે છે અને તે રસધાતુમા પરિણમે છે રસધાતુમાથી રક્ત થાય છે રક્ત આખા શરીરમા નાની નાની અનેક (mucous membranes) દ્વારા જાય છે આ પ્રમાણે તે અમીરસ પ્રવાહને સામાન્ય નિયમ પ્રમાણે વહેવડાવે છે અને એ પાચનક્રિયાઓનું કાર્ય કરે જાય છે

સુશ્રુત પણ કહે છે કે—स तत्रस्थ एवस्वशक्त्या शेषाणा श्लेष्म स्थानाना शरीरस्य च उदककर्मणा अनुग्रहं करोति।

ક્લેદક કફ આમાશય (હોજરી) મા રહી બીજા કફ સ્થાનોનો પણ તેના ઉદક કર્મથી એટલે અમીરસથી અનુગ્રહ કરે છે વળી તે સ્વસ્થાનમા રહી આત્મશક્તિથી બીજા કફોને પણ સ્વકાર્ય કરતા કરે છે આપણે હમણા વાચી ગયા કે રસનુ રક્ત બને છે તે એ પ્રમાણે કે રસ ગ્રહણીમા આવે છે ત્યા તે યકૃત અને પ્લીહામાથી નીકળતા પિત્ત સાથે મળે છે આ પિત્ત રસને રંગ આપવાનું કામ કરે છે અહીં ક્લેદક કફનુ સ્થાન નથી છતા પણ રસનુ રક્ત બનાવવામા તેનો ફાળો ઓછો નથી તે અન્તર્ગત રહી આત્મશક્તિથી ઉપયોગી થઇ પડે છે જો આ ક્લેદક કફ પ્રકૃતિસ્થ સ્થિતિમાથી વૃદ્ધિ પામે કે વ્યાપ પામે કે ક્ષીણ થાય તો તે અનેક પ્રકારના ઉપદ્રવો ઉભા કરે કફદોષની દુષ્ટિને લીધે અન્ય દોષો પણ બગડે જો ધ્યાન ન રાખીએ તો શરીરને વિનાશના પથ ઘસડી જાય માટે જ્યારે કફની દુષ્ટિ થાય ત્યારે શુ કરવુ?

वमनं तु सर्वोपक्रमेभ्यः श्लेष्मणि प्रधानतमं मन्यन्ते भिषजः। तद्धि आदित एव आमाशयमनुप्रविश्य केवलं वैकारिकं श्लेष्ममूलमपकर्षति। तत्र अव जिते श्लेष्मणि शरीरान्तर्गता अपि श्लेष्मविकाराः प्रशान्तिमापद्यन्ते। यथा भिन्ने केदारसेतौ शालियवषष्ठिकादीन्यभिष्यन्दमानान्यम्भसा प्रशोषमापद्यन्ते तद्वदिति। ચરક શ્રી ડૉ ગરેકરજીના ભાષણમાથી

કફના સર્વ પ્રકારના ઉપદ્રવોમા વઘરાજોએ વમનને સૌથી ઉત્તમ ઉપચાર માન્યુ છે તો વમન કરે એવા ઔષધો કફ દુષિત થયેલા મનુષ્યને આપવા આ વમન કરનાર ઔષધો આમાશય (હોજરી) મા પ્રવેશીને કેવળ દુષિત થયેલા કફ દોષને ખેંચીને મુખ દ્વારા બહાર લાવે છે આમાશય એ કફનું મુખ્ય સ્થાન છે તેથી આમાશયમાથી કફ દોષની

દુષ્ટિ નીકળી જતા અન્ય કફ સ્થાનોના વિકારો આપો આપ શાંત થઈ જાય છે જેમ ચોખાના ખેતરમા ખૂબ જ પાણી હોય તે પાણી ચોખાના મૂળીઆ સડી દે તેવુ લાગે ત્યારે પાળ બાંધી હોય તે તોડી નાખતા પાણી બહાર ચાલ્યુ જાય અને ભેજ નાશ પામે તે પ્રમાણે કફ દોષનુ વિકાર મૂળ વમનદ્વારા બહાર નીકળતા તે પ્રકૃતિસ્થ અવસ્થામા આવી જાય. વૃદ્ધિગત થયેલા કફ દોષો કેવી રીતે પ્રકૃતિસ્થ અવસ્થામા લાવવો તે તો આપણે જાણ્યુ ક્લેદક કફનું કાર્ય પણ આપણે જાણ્યુ ક્લેદક પોતે શુ છે તે આપણે જાણવુ જોઈએ કારણ કે સર્વ કફના પ્રયોગમા ક્લેદક કફ મુખ્ય સ્થાન છે તે હોજરીમા રહી પાચન ક્રિયાનું અગત્યનુ અગ છે તેથી તે વિષે પણ પ્રકાશ પાડવો જરૂરી ગણાશે

શ્રી ડૉક્ટરજી કહે છે કે —The gastric juice flows spontaneously as soon as the food is thrown in the mouth is proved from the following passage from Halibartan's Physiology The following are main results

Increase in the quantity of food given causes an increase *in the amount of gastric juice secreted*

The increase is most abandant in the early period of digestion वयो अहो रात्रि भुक्तानां ते त मध्यान्तिमा क्रमात् is a statement which clearly states us that कफ is most abundant in the Adi part i e early period of digestion but it continues to be secreted (उदीयते) as long as any food remains to be dealt with When there is no food given there is no juice but some feeding or chewing will cause it to flow

*The salvia is the first digestion* juice to come into contact with food The gastric juice is clean and colour-less It has specific gravity of 1003 to 1006 It contains Q p c. of Hcl When the juice remains in the stomach this is *in part neutralised by* food and saliva and also by pancreatic juice which enters the stomach from duodenum Thus the mixture of gastric juice is what we call क्लेदक कफ, स्निग्ध शीतोगुरुर्मृदु श्लेष्णा मृत्स्न स्थिर कफ

The action of Saliva is two-fold physical and chemical (i) Physical use of saliva consists in moistoning the mucou membranes of the mouth assisting the soluble substances in food and in virtue of its mulin lubricating of the Boles of food to facilitate the swalloing (ii) *The chemical action of saliva is due* to its chemical principal plygaline

આપણે મુખમાર્ગમા ખોરાક નાખીએ છીએ એ કે તુરત જ તેનો સ્વાદ જેમ ખબ પડે છે તે આપણે રસીકાવના ગ્રીઝીબેલ્નોના ખારાની પ્રમાણ દરીખ્ ...

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલુ

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી, ચર્ચનારૂ વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૧ — અષાડ
અંક ૯ — ૧૯૪

तन्वेव युक्त भषज्य यदारोग्याय कल्पते।
स चेव भिषजा श्रेष्ठो रोगेभ्यो य प्रमोचयेत्॥

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
૩ સયાની રોડ મુંબાઇ-૧૪



શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
મળવનુ શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે

લવાજમ રૂા ૨-૦-૦ — લાયબ્રેરીઓ માટે ૧-૮-

# આયુર્વેદ વિજ્ઞાન

નમો ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૧ મુ ] અષાડ ૧૯૯૪ [ અંક ૯

## ૧૯૩૦-૩૧ની ડ્રગ્સ ઈન્કવાયરી કમિટીની દેશી વૈદ્યકની દવાઓ વિષે ભલામણ

૧૯૩૦ મા હિંદી સરકારે લે ક આર એન ચોપ્રા એમ એ એમડી (કેંટબ)ના પ્રમુખપણા નીચે એક કમિટી નીમી હતી જે ચોપ્રા કમિટી નામથી પણ પ્રસિદ્ધ થઈ છે આ કમિટીને ખોટી અને ભેળસેળવાળી દવાઓ ખાસ કરીને બ્રીટીશ ફાર્માકોપીઆની દવાઓ વિષે તપાસ કરીને તથા ખોટી દવાથી લોકોના રક્ષણ માટે કાંઈ નિયંત્રણની જરૂર છે કે નહિ તે વિષે સૂચનાઓ કરવાનુ કામ સોંપ્યુ હતુ એ કમિટીનુ મુખ્ય કામ વિલાયતી દવાઓ વિષે જ તપાસ કરવાનુ હતુ એવુ તો સરકારે એ કમિટી નીમતી વખતે કરેલા ઠરાવના શબ્દો ( Terms of reference ) થી સ્પષ્ટ છે છતા આ કમિટીએ ખાસ વિશાળ દૃષ્ટિથી તપાસ કરી હતી જેમા બીજી ઘણી તપાસ સાથે દેશી વૈદકની દવાઓ ઉપર ઉપરનાજ હેતુથી કાંઈ નિયંત્રણ મુકી શકાય કે નહિ તેનો પણ સમાવેશ કર્યો હતો છેવટે એ કમિટીએ ૧૯૩૧ મા સરકારને રિપોર્ટ કર્યો જે છપાઈ ગયો છે એ રિપોર્ટ સાત વરસથી હિંદી સરકાર પાસે પડ્યો છે હજી એની ભલામણોનો કશો અમલ કર્યો નથી પણ હવે કાંઈક વિચાર ચાલે છે એમ સંભળાય છે એ સાચુ હો કે ન હો પણ એમા દેશી વૈદક વિષે જે સંક્ષિપ્ત ભલામણ છે તે નીચે ઉતારી છે —

### *Medicine made from Indigenous drugs*

(462) The Crude single drugs as well as the compounded medicines used in the indigenous systems of treatment should be brought under control

(463) The control of such drugs and preparations should for the present be kept entirely separate from that of Western drugs and preparations

(464) The introduction of a uniform curriculum for the instruction and training of indigenous practitioners should precede the exercise of any system of control

(465) The practive of Indian medicine should be restricted to properly trained qualified and registered practitioners

(રિપોર્ટ પૃ ૧૯૯)

અનુવાદ —

(૪૬૨) દેશી વૈદક ચિકિત્સામા વપરાતા મૂળી ઝુગ દ્રવ્યો અને તેના યોગો એ બેયને પણ નિયંત્રણ નીચે મુકવા જોઈએ

(૪૬૩) હાલમા આના ઝુગ દ્રવ્યો અને તેના યોગોનુ નિયત્રણ પાશ્ચાત્ય ઔષધીય દ્રવ્યો અને તેના યોગોના નિયત્રણથી સ્વતત્ર રાખવુ

(૪૬૪) કોઇ પણ જાતના નિયત્રણને અમલમા મૂકવા પ્હેલા દેશી ચિકિત્સાને તયાર કરવા માટે એ સરખા પાઠ્યક્રમની તથા તેના શિક્ષણની વ્યવસ્થા થવી જોઈએ

(૪૬૫) દેશી વૈદક ધધો કરવાની છૂટ યોગ્ય રીતે શિક્ષિત અને યોગ્યતાવાળા રજીસ્ટર્ડ ચિકિત્સકોને જ રહેવી જોઈએ

નોધ

છેલ્લી ભલામણ પ્હેલી અમલમા મુમબઈ ઇલાકામા તો આવશે જે વિપરીત ક્રમ દેશી વદક વધાને મોઈ નુકસાન કરે એ સ્વાભાવિક છે

(તની આ વિ)

---

# મેલેરીઆની આધુનિક ચિકિત્સા અને ક્વીનીન

મેલેરીઆની જગપ્રસિદ્ધ દવા ક્વીનીન છે એમા શકા નથી ક્વીનીનને બદલે કોઈ બીજી દવા ચાલે કે નહિ એ તન જુદો છે પણ ઘણા લોકો જાતે કોઈ વદ્ય દાક્તરના બતાવ્યા વગર ક્વીનીનનો મેલેરીઆ ઉપર ઉપયોગ કરે છે તેમ કટના વધા પણ બીજા ગો સાથે મેળવીને કે એ લુ જેન નામથી કે પ્ર ગ્ન નામથી ક્વીનીન વાપરે છે વળી મેલેરીઆ તાવ વિરુ ક્વીનીનને બદલે એટીબ્રીન અને પ્લેસ્મોક્વીનીન પણ કોઇ વાપરતા હોય એ સભ્ય છે એ પરિસ્થિતિમા તદ્વિદોનો છેલો મત શો છે તે ટુકામા જાણવુ ઉપયોગી થશે

પાવા ચિકિત્સા પદ્ધતિમા મેલેરીઆની ચિકિત્સા પચાસ વર્ષ પ્હેલા ચાલુ હતી તે પાછી હા ચાલુ થઈ છે આ પદ્ધતિ એટલે ટુકામા ૧૫ થી ૧૮ ગ્રેન ક્વીનીન મેલેરી આના દર્દ તાવ ન અટકે ત્યા સુધી આપવુ

ઈ સ ૧૮૮ મા લોહીમા મેલેરીઆના જતુની શોધ થયા પછી ટાઢીઆ તાવના ઉથલાનુ કારણ ક્વીનીન ચિકિત્સા પછી જે થોડા મેલેરીઆ જતુઓ જીવતા રહી જાય તે માનવામા આવતુ

અને ક્વીનીન એ જન્તુનુ મારક છે એવી માન્યતાને પરિણામે પ્રતિદિન વધારે ક્વીનીન આપવાથી તથા લાબા વખત સુધી ક્વીનીન ચાલુ રાખવાથી મેલેરીઆના છેલ્લા

જ તુઓ પણ નાશ પામે અને એ તાવ નિમૂળ થાય એવી કલ્પનાને આધારે લા ા વ મત સુધી ક્વીનીન આપવાની પ્રથા ચાલી હતી

હાલમા સાસર્ગિક રાગો વિષે એવી માન્યતા દૃ થતી જાય છે કે જેમ પ્લાગ જન્તુઘ્ન ઔષધથી જ તુમુક્ત પ્રયોગે જ તુ ગતિ રી રાય છે તેમ મેલેરીઆ જેવા રોગોમા કરી શકાતુ નથી પણ ઔષધો વડે જ તુઓ નિર્બળ થાય છે અને તે નિર્બળ જ તુઓ માનુષ શરીરની સ્વાભાવિક રોગહર શક્તિવડે નષ્ટ થાય છે ક્વીનીન વિષે નિષ્ણાતોનો એવો મત છે કે એની જ તુઓ ઉપર સાક્ષાત્ અસર નથી પણ શરીરની ધાતુઓ (cells) ઉપર અસર કરીને અમુ સ્રાવો ઉત્પન્ન કરે છે જેથી રાગીની સ્વાભાવિ રાગ પ્રતિ ાર શક્તિ વધ છે અને તેથી મેલેરીઆના જ તુઓને મારવાનુ શરીરમા સામર્થ્ય આવે છે

હવે મેલેરિઆના સર્વ જન્તુઓને મારવા માટે થોડા દિવસ સુધી થો ા નમાણમા કવીનીન પુરતુ છે ક્વીનીન અઠવાડીઆઓ સુધી કે મહીનાઓ સુધી ચાલુ આપ્યા કરવાથી મેલેરીઆ ઉથલા ન જ માર એવુ બનતુ નથી વીશથી ચાળીશ ગ્રેનની કવીનીનની માત્રા મેલેરીઆના ઉથલાને અટકાવવામા વધારે સફળ થાય એમ બનતુ નથી રાજ ૧૫ થી ૨ ગ્રેન કવીનીન થોડા દિવસ સુધી આપવાથી એટલો જ કે ાસ વધારે ફાયદો થાય છે ક્વીનીન બધ કર્યા પછી તાવ ઉથલો મારે તો ફરી એજ ચિકિત્સા કરવી કવીનીનની મોટી માત્રાથી કે લાંબો વખત ચાલુ આપવાથી વિશેષ ફાયદો નથી એ સિદ્ધ થયુ છે વળી મોટી માત્રાથી અને ચાલુ લાંબો વખત આપવાથી જે નુકસા થવાની બી છે તે ઉપરની રીતમા નથી ઉપર કહેલી મધ્યમ માત્રામા ક્વીની બલ્ય-ટૉનિ તરીકે કામ કરે છે

લીગઓફનેશ સના મેલેરીઆ કમીશને ૧૯ ૩ મા ભલામણ કરી છે કે મેલેરીઆ ઉપર હમેશા ૧૫ થી ૧૮ ગ્રેન કવીનીન ૫-૭ દિવસ સુધી આપવુ, તાવ ઉતર્યા પછી કાઇ ઉપચાર કરવાની જરૂર નથી અને ઉથલો માર તો એજ રીતે ફરી ક્વીનીન આપવુ ૧૯ ૭ મા છપાયેલા મેલેરીઆ ઉપરના લીગ ઓફ નેશ સના ચોથા રિપોર્ટમા પણ ઉપર કહેલ ઉપચાર પદ્ધતિની મજબુત ભલામણ ક ી છે

**સગર્ભાવસ્થા અને કવીનીન**—સગર્ભાવસ્થામા ક્વીનીન અપાય નહિ એવી માન્યતા ઘણે ઠેકાણે જોવામા આવે છે પણ આ વિષયના જાણકારોનો મત એવો છે કે સગર્ભાવસ્થામા લાંબો વખત અથવા સખત રૂપમા મેલેરીઆ તાવ આવે તો એથી કસુવાવડ થવાનો સભવ છે અને ક્વીનીનની યોગ્ય માત્રા વડે મેલેરીઆ તાવ કાબુમા આવે તો કસુવાવડનુ ભય ઓછુ થાય છે મૅગ્રો ચોના, મેન્સન બા વગેરે વિદ્વાનોનો ચોક્કસ મત મળે છે કે ક્વીનીનથી નહિ પણ મેલેરીઆથી સગર્ભાઓને જોખમ છે વળી ક્વીનીનમા વેણ લાવવાનો ગુણ નથી પણ વણ શરૂ થયા પછી તેને વધારવાનો ગુણ છે —

**મેલેરિઆનો ઉથલો**—મેલેરીઆના બધા પ્રકારોને ઉથલો મારવાની ટેવ છે ઉથલાને ચોક્કસ રીતે અટકાવે એવી તો કોઈ દવા જ નથી મેલેરીઆ જવાનો ખરો આધાર શરીરની અંદરની પ્રતિરોધક શક્તિ ઉપર છે એ કહ્યુ જ છે વળી અમુક પ્રદેશમા મેલેરીઆ ચાલતો હોય ત્યારે એમ વાર તાવ ઉતર્યા પછી અમુક અઠવાડીઆ કે મહીનાઓ બાદ મેલેરીઆ પાછો આવવા લાગે ત્યારે એ તે જૂનાના અવશેષો ઉત્પન્ન છે કે નવો ચેપ છે એ નક્કી કરવુ

મુશ્કેલ છે છતા ઉપર ક્વીનીન ઉપચારની જે રીત કહી છે તેથી ઉથલાની બીક ઘણી ઘટી જાય છે બગેરીઆમા મેલેરીઆનો અભ્યાસ કરીને ડા કોલી સ કહે છે કે મેલેરીઆના ૧૬૨ દરદીઓને ૩ થી ૪ દિવસસુધી રોજના ૧૫ ગ્રેન પ્રમાણે ક્વીનીન આપ્યા પછી ૮૪ દરદીઓ (૫૨ ટકા) તો તદ્દન સારા થઈ ગયા ત્યારે ૭૮ દરદીઓમા તાવે ઉથલો માર્યો આ ઉથલાના દરદીઓને ૩–૪ દિવસ સુધી ફરી ક્વીનીનનો ઉપયોગ કરવાથી ફક્ત ૨૯ (૧૮ ટકા) દરદીઓ એવા રહ્યા જેમા તાવે પાછો ઉથલો માર્યો અને તેઓને ફરી એજ રીતે ક્વીનીન આપ્યા પછી સાત દરદીઓ (૪ ટકા) ઉથલા વાળા રહ્યા

બીજા નિષ્ણાતોનો પણ આજ અનુભવ છે કે મોટી માત્રા અને લાંબા વખત સુધી ચાલુ ક્વીનીન આપ્યા કરવા કરતા ઉપર કહેલી હાની ૧૫ થી ૧૮ ગ્રેનની માત્રામા ૫–૭ દિવસ સુધી જ ક્વીનીન આપવુ અને તાવ ઉથલો મારે તો ફરી એજ પ્રમાણે ક્વીનીન આપવુ એજ મેલેરીઆના ઉથલાનો સારો ઉપાય છે

મેલેરીઆના જુદા જુદા પ્રકારોમા એકાતરા તાવનો જે પ્રકાર છે તે ઉથલાની બાબતમા ખરાબ છે જોકે તાવ ચડે ત્યારે એકાતરો બીજા સતત આદિ જેવો સખત નથી હોતો પણ ઉથલાનો ડર એ પ્રકારમા વધારે હોય છે ૫ થી ૭ દિવસના ક્વીનીનના ઉપચાર પછી ૪૫ ટકા દરદીઓમા એકાતરીઓ તાવ ઉથલો મારે છે ક્વીનીન સાથે પ્લેસ્મોક્વીન (Plasmoquine) ચૌં દિવસ ચાલુ આપવાથી ઉથલાની બીક ઓછી થાય છે પણ પ્લેસ્મોક્વીનના વિષની અસરનું ભય છે અને લીગ ઓફ નેશન્સના મેલેરીઆ કમીશનના ત્રીજા રિપોર્ટમા આ ભય તરફ ખાસ ધ્યાન ખેચ્યુ છે ટુકામા એમ કહી શકાય કે ક્વીનીનનુ સ્થાન લઈ શકે એવુતો પ્લેસ્મોક્વીન નથી જ તેમજ ચિકિત્સકની નજર બહાર લઈ શકાય એવુ નિર્ભય પણ નથી છતા જેને ક્વીનીન માફક ન હોય તેને માટે ખાસ કરીને એકાતરીઆ તાવમા ક્વીનીન સાથે પ્લેસ્મોક્વીન ચિકિત્સકની દેખરેખ નીચે આપી શકાય છે

**મેલેરીઆના ઉથલા ઉપર એટેબ્રીન**—મેલેરીઆ તાવ ઉપર એટેબ્રીનનો ઉપયોગ શરૂ થયો એ એટેબ્રીન ઉપચારમા ઉથલાનુ પ્રમાણ ઓછુ આવે છે એવા લખાણો રજુ થવાથી પણ પાછળથી સારા દાક્તરોએ બહોળો અનુભવ લઈને એટેબ્રીનનો એ ગુણ ક્વીનીનની સરખામણીમા જરાય વિશેષ–એટેબ્રીનને ક્વીનીન કરતા ઉથલો અટકાવવાની બાબતમા ચડીઆતુ ઠરાવે એવો નથી એવો સ્પષ્ટ મત આપ્યો છે કોલોમ્બોની ઇસ્પીતાલમા ૬૪૭ દરદીઓની તુલનાત્મક પરીક્ષા કર્યા પછી ફર્નાડો અને સ ડરસગર તો કહે છે કે ક્વીનીન ઉપચાર કરતા એટેબ્રીન ઉપચારમા બમણાથી વધારે ઉથલાના કેસો થયા છે

**ક્વીનીન અને બ્લૅક વાટર જ્વર**–ક્વીનીનના ઉપચાર પછી કેટલીકવાર બ્લૅક વૉટર જ્વર લાગુ પડે છે એવો આક્ષેપ છે પણ ડા–ચોપ્રા જેવા નિષ્ણાતનો સ્પષ્ટ અભિપ્રાય છે કે બ્લૅક વૉટર જ્વરનુ કારણ ક્વીનીન નથી વળી પ્લેસ્મોક્વીન અને એટેબ્રીનના ઉપચારથી બ્લૅક વૉટર જ્વરનો ભય નથી એવુ પણ સિદ્ધ થયુ નથી એટલે બ્લૅક વૉટર જ્વર સાથે મેલેરીઆની અસર છે એવુ માલુમ પડે તો ક્વીનીન આપવામા કાઈ વાધો નથી એવો એક મત છે બીજો મત એવો છે કે બ્લૅક વૉટર જ્વરના દરદીઓ તથા જેઓ ક્વીનીનથી કંટાળેલા હોય તેઓ તથા જેઓમા ક્વીનીન હીમોગ્લોબીનુરીઆને ઉત્પન્ન

કરે તેઓ માટે એટેબ્રીન ઠીક છે વળી એટેબ્રીન પ્લેઝ્મોકીન જેટલુ જોખમી નથી એમ ડા નોના કહે છે (જુઓ ડા નોનાનુ A hand book of Tropical Therapeutics p 608) એ સાચુ છતા સગર્ભા સ્ત્રીઓને તથ ન્હાના બચ્ચાઓને એટેબ્રીનના ઇન્જેક્શન આપતા સભાળવાનુ છે કોઈવાર એટેબ્રીનના ૪ે જે ગ્રેન નબળા બચ્ચાને નાણઘાતક નીવડયાના દાખના નોધાયા છે (Lancet ii 1935 1056)

છેનટ લીગ ઓ. નેશન્સના મેલેરીઆ કમિટીને સૂચવેલી મેલેરીઆ ચિકિત્સાનો સાર નીચે Cતાર્યો છે

ક્વીનીન હાઈડ્રોક્લોરાઈડ રોજ ૧૫ થી ૧૮ ગ્રેન અથવા કવીનીન સલ્ફેટ વીશ ગ્રેનની માત્રામા ૫ થી ૭ દિવસ આપવુ ઉથનો મારતો એજ પ્રમાણે ફરી ક્વીનીન આપવુ મેલીઆની મોસમમા રાજે ૭ ગ્રેન ક્વીનીન રોગને અટકાવનાર તરીકે લેવુ

ઉપચાર દરમીયાન આરામ લેવો રોજની માત્રા દિવસમા ત્રણ વખતે આપવી ૧૮ ગ્રેન મોટા માણસની માત્રા છે બાળકને તેના પ્રમાણમા આપવુ બનતા સુધી કવીનીન મોઢેથી આપવુ

---

# નડીઆદમાં ખુલ્લુ મુકાયલુ આયુર્વેદ મહાવિદ્યાલય

## શ્રી દાદુભાઈ દેસાઈ બી એ એમ એલ સીના હસ્તે ખુલ્લુ મુકવામા આવ્યુ

### ભવ્ય સમારભ પ્રાતના પ્રત્યે જનતાની હાજરી અને સહાનુભૂતિ

તા –૬–૩૮ ના રોજ મહાગુજરાત આયુર્વેદીક મેડિકલ સોસાઈટી અને વિદ્યાપીઠ તરફથી આયુર્વેદ મહાવિદ્યાલયની ઉદ્ઘાટન ક્રિયા માટેનો સમારભ સાજના ૫–૦૦ થી ૭–૩૦ સુધી રાખવામા આવેલો હતો શ્રીમાન સરદાર શ્રી વલ્લભભાઈ સાહેબના હસ્તે મહાવિદ્યાલય ખુલ્લુ મુકાવાની વકી હતી પરતુ અગત્યના કારણોને અગે તા ૩૦મીએ છૂટા થઈ શકે તેમ ન હોવાથી વ્યવસ્થાપક સમિતિએ નડિઆદના સુપ્રસિદ્ધ મહાસભાવાદી આગેવાન શ્રી દાદુભાઈ દેસાઈના હસ્તે Cદ્ઘાટન ક્રિયા કરવાનુ ઠરાવ્યુ હતુ

નડિયાદ સતુરુ બજાર પોલીસ ગેટ સામે મહાવિદ્યાલયનો ભવ્ય હોલ ખુબ ભાવપૂર્વક ધ્વજાઓ આસોપાલવના તોરણો વનસ્પતિઓના ચિત્રો અને શરીરરચનાની વિવિધ આકૃતિઓથી સજાવવામા આવ્યો હતો સભાસદોથી સભાસ્થાન ચિક્કાર ભરાઈ ગયુ હતુ મહાગુજરાતના ખુણેખુણામાથી વદ્યોએ હાજરી આપી હતી

બરાબર ૫–૦ વાગતાં નડિઆદના સુપ્રસિદ્ધ કવિ મગનમધુરની મનોહર કલમથી આલેખાએલી ધન્વતરી સ્તવનની ગાયનવિધિમાને યુવાન અને ઉત્સાહી સંગીતકાર શ્રી ઘનશ્યા મભાઈએ પોતાના મધુર કંઠથી આવાજ પરપરાગત ખીલવી હતી

બાદ પ્રમુખસ્થાન શ્રી દાદુભાઈ દેસાઈને આપવા માટેની દરખાસ્ત નડિયાદ મ્યુનના પ્રમુખ શ્રી ગોપાળદાસ દામોદરદાસ તલાટી તરફથી સુયોગ્ય શબ્દોમા મુકવામા આવી હતી

# નાગપુરના નિ ભા વૈદ્ય સમેલનના અધ્યક્ષ વૈદ્ય પચાનન શ્રી ગગાધર શાસ્ત્રી ગુણેનુ ભાષણ

(ગતાકથી ચાલુ)

આયુર્વેદનો ત્રીજો સ્કધ કે વિભાગ તે ઔષધિ વિજ્ઞાનનો છે ઔષધિવિજ્ઞાનમા વનસ્પતિ શાસ્ત્ર પ્રાણિશાસ્ત્ર નિઘટુઓ ગુણ ધર્મશાસ્ત્ર વગેરે વિવિધ શાસ્ત્રનો સમાવેશ થાય છે સર્વ શાસ્ત્રોનુ ફળ છેવટ તો સફળ ચિકિત્સાવડે નિશ્ચિત આરોગ્ય આપી શકે એવી ચિકિત્સા પદ્ધતિ નક્કી કરવી એ છે આ વિષયમા તો આયુર્વેદશાસ્ત્ર સર્વ ચિકિત્સા શાસ્ત્રોનુ મુકુટમણિ છે એટલી વાતમા તો આક્ષેપકોને પણ મતભેદ નથી ત્રણહજાર વર્ષનો અનુભવ આયુર્વેદિક ચિકિત્સા પદ્ધતિની પીઠવાડે છે આ લાબા કાળ દરમીઆન ગયો અને સામ્રાજ્યો ઉગ્યા તથા આથમ્યા ક્રાતિઓ પણ થઈ તે તે સામ્રાજ્ય શાસકોએ પ્રજાહિત હેતુથી પ્રજાના આરોગ્ય માટે અને વ્યાધિ વિનાશ માટે અનેક ઉપાયો યોજ્યા હતા કનિષ્કના સામ્રાજ્યમા શ્રી ચરક આદિ પ્રતિભાશાળી અને તેજસ્વી વૈદ્યો થઈ ગયા આ પૂજ્ય વિદ્વાને પ્રત્યક્ષ પ્રયોગ અને અનુભવથી પ્રમાણિક અનેક ગ્રથો રચ્યા છે ચદ્રગુપ્તના અને અશોકના સામ્રાજ્યમા વિશાળ સભાગૃહવાળા અનેક ચિકિત્સા મદિરો હતા જેમા આયુર્વેદાનુસાર ચિકિત્સાનો લાભ મેળવીને હજારો રોગીઓ સાજા થતા હતા ચરક અને વાગ્ભટે ચિકિત્સકો સાથે વિચાર અને સવાદ કરીને ચિકિત્સા પદ્ધતિના સિદ્ધાતો નક્કી કરીને સહિતા ગ્રથો લખ્યા છે આ રીતે આયુર્વેદીય ચિકિત્સા પદ્ધતિ પ્રત્યક્ષ પ્રયોગોથી અનુભૂત સિદ્ધાતો ઉપર સુપ્રતિષ્ઠિત છે એ ચોક્કસ છે

માણસો ઉપર અનુભવ કરેલ પ્રયોગો વડે સિદ્ધ થયેલા ઔષધો અને ઉપચારોનુ પશુઓ ઉપર પ્રયોગો દ્વારા ફરી સશોધન કરવુ એ નિરર્થક છે પશુ વગેરે ઉપર કરેલા પ્રયોગો માણસોમા સપૂર્ણ રીતે સફળ નથી થતા કારણ કે બન્નેની પ્રકૃતિમા ભેદ છે માત્ર દિશાનુ સૂચન થાય એટલુ જ ફળ થાય છે પશુઓ ઉપર અનુભવ કરેલા ઔષધોનો ફરી માણસો ઉપર રોગી સ્થિતિમા અનુભવ કરી જોવાની જરૂર રહે જ છે

કારણ કે મનુષ્યની પ્રકૃતિ ઇન્દ્રિય મન જ્ઞાન વેદના પ્રદર્શન વગેરે પશુઓથી ભિન્ન છે અને તે કારણથી તેના ચિકિત્સાના અનુભવમા પણ ભિન્નત્વ આવે છે એટલુ તો આધુનિક સશોધકોએ પણ સ્વીકારવા યોગ્ય છે જૂના આયુર્વેદાચાર્યોએ અનુભવ કરીને પ્રતિપાદન કરેલા પ્રયોગોને સ્વીકારીને જ્યા ચિકિત્સા કરી જોવામા આવે છે ત્યારે ચિકિત્સા મદિરનો અનુભવ આયુર્વેદીય પ્રયોગોના યશને સ્થાપિત કરે છે મદ્રાસ લાહોર ત્રાવણકોર મહીસૂર પુના નગર વગેરે સ્થાનોના ચિકિત્સા મદિરોમા આયુર્વેદીય ચિકિત્સાની સફળતા દર્શાવવા માટે પર્યાપ્ત સખ્યામા રોગીઓની ચિકિત્સા થાય છે આયુર્વેદીય ચિકિત્સા મદિરોમા આયુર્વેદની પ્રત્યક્ષ પ્રયોગો વડે અનુભૂત ચિકિત્સા પદ્ધતિ શાસ્ત્રશુદ્ધ જ છે એવુ નક્કી કરવામા શો વાધો છે !

ચિકિત્સા તત્વના પ્રતિપાદનમા પણ આયુર્વેદ ત્રિદોષમીમાસાને અનુસરે છે ત્રિદોષના વૈષમ્યને દૂર કરી ધાતુસામ્ય ઉત્પન્ન કરવુ એ આયુર્વેદીય ચિકિત્સા સૂત્રનુ પ્રધાન સૂત્ર છે

याभि क्रियाभिर्जायन्ते शरीरे धातव समा ।
सा चिकित्सा विकाराणा कर्म तन्भिषजा स्मृतम् ॥

કારણાનુરોધથી કારણ હેતુવૈષમ્ય થતાં દેહ ધાતુઓમાં પણ વૈષમ્ય થાય છે અને પરિણામે રોગ થાય છે

जायन्ते हेतुवैषम्यात् विषमा देहधातव ।
हेतुसाम्यात् समास्तेषा स्वभावो परम सदा ॥

શરીરમાં ધાતુસામ્યનું સ્થાપન કરવા માટે રોગકારણ દૂર કરવું એ પ્રશસ્ત વિધિ છે

त्यागात् विषम हेतूना समाना चोपसेवनात् ।
विषमा नानुबध्नन्ति जायन्ते धातव समा ॥ ચરક ૧-૧૬-૬

ચરકના ઉપરના વચનને અનુસરી વિષમ હેતુઓને છોડીને સમહેતુઓનું સેવન કરવું જોઈએ અહીં સમ અને વિષમ શબ્દોથી સામ્યોત્પાદક તથા વૈષમ્યોત્પાદક હેતુઓ સમજવાના છે

નિર્દોષ પ્રયોગથી દુષ્ટ શરીરમાં જન્તુઓ વૃદ્ધિ પામે છે અને નિર્બળ નષ્ટ થતા તથા ધાતુસામ્ય સ્થાપિત થતા જન્તુઓ નાશ પામે છે મતલબ કે જન્તુઓના નાશ માટે જન્તુવિનાશક સ્વતંત્ર ક્રિયાની જરૂર નથી હાલમાં જન્તુનાશ તરીકે પ્રસિદ્ધ ઔષધો પણ શરીરની પ્રતિકાર શક્તિ વધારીને કાર્ય કરે છે અતિ પ્રસિદ્ધ ક્વીનીનનો દાખલો આપશું આ ઔષધથી વિષમજ્વરને ઉત્પન્ન કરનારા જન્તુઓ સાક્ષાત્ મરણ પામતા નથી પણ તે જન્તુઓની વૃદ્ધિ ન થાય અથવા તેઓ મરી જાય એવી શરીરની પ્રતિકાર શક્તિ વધે છે એમ પ્રત્યક્ષ પ્રયોગોથી સિદ્ધ થયું છે—

This experiment shows that quinine in therapeutic concentrations does not kill malaria parasites in vitro Antimalarial remedies must be regarded as adjuvants to the natural defence mechanisms of the body (Clerk s applied pharmacology 102-104)

મતલબ કે બ્લાગના ઔષધિ યોગમાં જન્તુઘ્નપણાનો ગુણ નથી પણ શરીરના પ્રતિકાર સામર્થ્યમાં એ ગુણ છે એ જેમ ૮ મા નમન અથવા નીઓમ્યા નમન નામના પ્રખ્યાત ઔષધોમાં પણ ઉપરના જન્તુઓ જીવે છે મરતા નથી—

Instead of being distroyed in this concentrated solution of salvarsan more vigourously about live and even generate on it salvarsan can no longer be regarded as a bactericide the effect of salvarsan can only be considered as a stimulant which assists and sharpens the natural defensive capacity of the human organism

(F Volgyesi Message to the neurotic world)

ઉપર પ્રમાણે જોતા એ પ્રકારના આરોગ્ય પ્રતિકાર શક્તિના આધારે જ તે પ્રતિકાર શક્તિને વધારીને જન્તુનાશક થાય છે એ જ રીતે વેક્સીન સેરમ ગ્લીસરીન ઇમરમેટીન અને નવું પ્રચારમાં આવેલું પ્રોન્ટોસીલ વગેરે શરીરની પ્રતિકાર શક્તિને વધારીને કામ કરે છે કેવળ જન્તુઘ્ન ઔષધ ઉત્પન્ન થયું નથી જો કેવળ જન્તુઘ્ન હોય તો શરીર સચેતન પરમાણુઓનું પણ નાશ થાય કે નહિ એ ચિંતનીય વિષય છે મતલબ એ છે કે જન્તુઘ્ન ઔષધો પણ શરીર ધાતુઓની શક્તિ વધારીને કામ કરે છે એ દેશના

ધન્યતની વર્ણવવા માટે મારી ક્ષમ અશક્ત છે અને મારુ શબ્દજ્ઞાન અપૂરતુ છે એટલે મ તક નમાવીને આગળ ચાલુ છુ

નારથ્યલગુનના ક્રમગમા પ્રાણાયામના ઉપયોગન ખાસ વિસ્તારથી વિવેચન કરવુ જોઈએ કિ તુ મા ાસરોગોમા પ્રાણાયામથી ખાસ લાભ થાય છે ધાતિ બસ્તિ ઇત્યાદિ પ કર્મો ન ાધ ાુ ખાસ મ ન ર છે ત્યારે પ્રાણાયમ સ ામનરૂપે રોગને શાંત કરવામા સાધનરૂપ થાય છે ધાતિ બસ્તિ વગેરે ષટ્કર્મ વિગેરે વિષે હઠયોગ પ્રદીપિકામા ક ુ છે કે —

**षमषट्कर्मिद ाप्य घटशोधनकारकम् ।**

**विचित्रगुणसधायि पूज्यते मुनिपुगवै ॥** (૨ યો પ્ર ૨-૨ )

એજ રીતે પ્રાણાયામથી સર્વ રોગનો ક્ષય થાય છે—**अरोगता वि ुजयो ग्निदीपनम्** વગેરે શબ્દોમા પ્રાણાયામનુ ગુણગાન ઠેર ઠેર ભરેલ છે યોગશાસ્ત્રમા પ્રતિપાદિત ક્રિયાઓનુ તથા પ્રાણાયામનુ સ્વરૂપ આધુનિક શાસ્ત્રની પ તિથી તથા પ્રયોગ પદ્ધતિદ્વારા સશોધન કરવામા આ ય ુ છે યોગ ાસ્ત્ર હમણા હમણા વૈજ્ઞાનિકોના વિચારક્ષેત્રોમા આ ય ુ છે ભારતીય યોગશાસ્ત્ર અમેરિકા જર્મની ઑસ્ટ્રિઆ વગેરે દેશોના વૈદ્ય શાસ્ત્રમા પારગત પડિતોના વિચારનો અને સશોધનનો વિષય બ ય ુ છે એ અભિમાન લેવા યોગ્ય છે રોગોને દૂર કરવા માટે તથા આરોગ્ય નગરના માટે યોગચિકિત્સા પા ાત્ય દેશોમા વધારે ને વધારે ઉપયોગમા આવતી જાય છ માનસરા ાચિકિત્સામા તો પ્રાણાયામની ઉપયોગિતાની પાશ્ચાત્ય પડિતો મુક્તકંઠે સ્તુતિ રે છ શારીરમાનસરોગો ઉપર યોગશાસ્ત્રોક્ત પ ક્રર્મોનો તથા પ્રાણાયામનો ઉત્તમ ઉપયોગ થાય છે આ રીતે દુનમા િ ાન થયું છે આયુર્વેદીય વધાએ આ વિદ્યાનો રોગોને અટકાવવા માટે તથા નિવારવા માટે જરૂર ઉપયોગ કરવા જોઈએ

અ યમૂત ( ા ત્યનો વ રપાશ્રય નામનો એક બીજો ભેદ પણ આયુર્વેદમા વર્ણ યો છે મત્ર મગળ બલિ હોમ પ્રાયશ્ચિત્ત ઉપવાસ સ્વસ્ત્યયન આશીર્વાદ ગ્રહણ મણિઔષધાદિનું ધારણ વગેરેનો આમા સમાવેશ થાય છે ગ્રહચિકિત્સાનો પણ આમા અતર્ભાવ થાય છે ગ્રહરોગો અ મોટે ભાગે માનસરોગો છે થાઇ ઘેનછા અને ગ્રહગ્રસ્તતા એ રોગોની અસર મનોવ્યાપાર ઉપર પહેલી થાય છે અને પછી શરીર ઉપર અસર થાય છે રજોગુણ અને તમોગુણરૂપ મનોદોષોની શરીરના ધાતુઓ ઉપર અને શારીર વાતપિત્ત કફ દોષોની મન ઉપર અસર થાય છે શરીર પેઠે મનોદેશ પણ રોગોનુ સ્વતત્ર ક્ષેત્ર હોઈ શકે આયુર્વેદમા મનનુ વર્ણન સારી રીતે કરેલુ છે વે કાળથી માનસશાસ્ત્રની પ્રવૃત્તિ જોવામા આવે છે

**सुषारथीरश्वानिव य मनुष्यान्नेनीयते**

**भाशुभिर्वाजिन इव हृत्प्रतिष्ठ यदजिर ज विष्ठ**

**तन्मे मन शिवमकल्पमस्तु ।** (વા ય -૪-૬ )

આ મત્ર વાજસનેયી સહિતામા છે એ મત્રમા શરીરને મનોમત્રનો આધાર છે એમ કહેલુ છે મનનુ સ્થાન હૃ યમા તાવ્યુ છે મનના સક પને અનુસરીને શરીર ક્રિયા કરે છે એવુ પ્રતિપા ન કરીને મન શિવ સકલ્પવાળુ થાય એવી પ્રાર્થના કરી છે ભેલસહિતામા મનથી ચિત્ત જુદુ છે એમ હેલુ છે —

**शिरस्तालवतगत सर्वेन्द्रियपर मन ।**

**कारण सर्वबुद्धीना चित्त हृदयसश्रितम् ॥**

આ રીતે મન અને ચિત્તનુ સ્થાન તથા કાર્ય ભિન્ન છે એમ કહેલુ છે આ પછીના

ાળમા ભારતીય માનસ ાસ્ત્રનો સ્વત ત્ર રીતે વિકાસ થયો છે તત્રશાસ્ત્ર યોગશાસ્ત્ર મનવિદ્યા વગરેમા આ વિકાસ જોવામા આવે છ સર માનસશાસ્ત્રની પ્રવૃત્તિ મનને મર્મ્મગથી કેળવીને એને યો ય માર્ગે વાળવુ એ છે

મનઃ માનસસ્વચ્છ માટે ઉપયોગી છે મના તગત આગ્રહે અને મનનુ વિધાન મ ઉપર સૂચનાત્મક અસર (Autosuggestion) ર છે સુગત અને ઉત્પત્તિ શુદ્ધ આ શાસ્ત્રની ઉપેક્ષાથી માનસ રોગ ી ચિકિત્સાને ભારે હાનિ થઈ છે

વળી આ આધુનિ ચિકિત્સામા માનસરોગના નિવારણ માટે શુ સાધન છે? માનસ રોગો શારીરથી સ્વતત્ર છે અને તેના ઉપાયો પ ત્ સ્વતત્ર હોવા જોઈએ એવો વિચાર હમણા પ્રચારમા આવ્યો છે પણ હજી નિશ્ચિત રૂપમા નથી આ પૈ શરીરાન્તર્ગત શરીરના અવયવસમૂહની અમુક રચનાની રચના એ મનોવ્યાપારનુ કારણ છે એવુ કેટલા માનસ શાસ્ત્રીઓ માને છે આ રચના-ત્રિોસવાદીઓ (Structural school) વી જુ ા પડીને બીજા ક્રિયાવાદીઓ (Functional School) છે જેઓ મનોવ્યાપારનુ કારણ શરીરની અમુક પ્રકારની રચના છે એવુ નથી માનતા પણ મનો વ્યાપારને ક્રિયાને છે એમ માને છે સરળના માટે માનસક્રિયાનુ ભિન્નત્વ માનવુ સારુ છ એવો તો સર્વનો અભિપ્રાય છે

The department of the human mind abstracted by psychology from continuum of consciousness are for many purposes convenient
( Price-Practice of Medicine p 1790 )

સ લતાના ગુણવી માનસશાસ્ત્રનો ભીમાર ભ્રમ એવો ગાઢનો અભિપ્રાય છે

પરતુ હાલમા માનસશાસ્ત્રનો વિસ્તાર માનસરોગ વિજ્ઞાન અને માનસરોગની સૂચનાત્મક ચિકિત્સા વગેરે માનસશાસ્ત્રના વિષયનો ઘણો વિસ્તાર થયો છ અને થયો જાય છે ડૉ ફ્રૉઇડ યગ એડ્લર હ સન મેક્ડુગલ એ બધાની શોધથી તથા એ મર્મ શોધોનો સમ ન્વય સાધીને માનસવિકારાની શાસ્ત્રાનુસાર નિ ાન ચિકિત્સાના તત્ત્વ ડૉ વાલગાયેસીના ગ્રન્થો એ આ શાસ્ત્રને ઘણુ સમૃદ્ધ કર્યુ છે ા વાલગાયેગીના ગ્ર થમા યોગ ાસ્ત્ર ( ખાસ તો પ્રાણાયામ )ને અનુસરી બે ત્રણ ગ્રંથો લખાયેલા છે તેમા લખ્યુ છે કે—

All the e psychological problems which we are only just begining to investigate although for thousands of years past they have been elucidated and grouped in Rajayoga

આ રીતે રા યોગનો પ્રયાસાપૂર્ણ ઉલ્લેખ કર્યા પછી એ પ્રકરણને અન્તે નીચેની હૃદયવેધક ભાષામા સબોધન કર્યું છે —

In public interest *I appeal to you nervous men of old young,* oppressed rich poor healthy sick or unhappy

You do not know the power of your own souls you do not know *the ability for happiness hidden in your* souls

Neither you nor the official science of the west yet know anything of the indicated Mahatmas of the *far* east ancient and modern

( Dr Valgayeva a message to the Neurotic world p 290 )

ભારતીય માનસશાસ્ત્ર અને માનસરોગ ચિકિત્સિન પશ્ચિમીઓની નામના મેળવી શકે એટલા નથ અને તેથી જ ઉપેક્ષા કરવા યોગ્ય નથી એવી ભારતીય વૈદ્યવિદ્યાના જાણકારોને મારી પ્રાર્થના છે આ શાસ્ત્રને વધારીને તેનો અ ભૂતચિકિત્સામા ઉપયોગ કરવો જોઇએ બીજા શાસ્ત્રનો આનો ઉપયોગ કરે જ છે પાશ્ચાત્ય શાસ્ત્રોમા પણ ઘણા માનસશાસ્ત્રના ઉપદેશનો વ્યવહાર કરે છે યોગશાસ્ત્રની ક્રિયા ન ધી ખોટા પૂર્વગ્રહને છોડી દઇને આપણા આ શાસ્ત્રને અપનાવી લઈ તેનો પ્રત્યક્ષ અનુભવ લઈ જોવા માટે મારી પ્રાર્થના છે

[ સંપૂર્ણ ]

---

# વૈદ્યો અને હકીમોના રજીસ્ટ્રેશન બીલ વિષે

## છેલ્લા ખબર

મુબઇ સરકારે વૈદ્યો અને હકીમોના રજીસ્ટ્રેશન માટે જે બીલ ઘડ્યુ છે અને જે સીલેક્ટ કમિટી આગળ છે તેમા યોગ્ય સુધારા એ કમિટીને સૂચવવા માટે નાગપુર વૈદ્યસંમેલને એક કમિટી નીમી હતી એ કમિટીના એક સભ્ય મુબઈના લગાજ ભાઈ વામન દીનાનાથે તા ૧–૭– ૮ને રોજ આ બીલ વિષે એ અપીલ બહાર પાડી છે જેમાથી એ બીલ બધી છે ની માહીતી નીચે ઉતારી છે

ડા ગીલ્ડરને મળવા માટે આ ડેપ્યુટેશન ગયેલુ તેમા વૈદ્યો અને હકીમોનો એ બીલ વિષે શો અભિપ્રાય છે તે આરોગ્યમત્રીને જણાવવુ તથા તે બીલની કેટલીક કલમો તરફ કેટલો ભારે અને સખત વિરોધ હતો એ પણ દર્શાવવુ એવો હેતુ હતો

ડા ગીલ્ડરે આ બાબતમા પોતાના અધિકારની મર્યાદામા રહીને શકય હોય તેટલો સમભાવ પોતાને છે એમ કહ્યુ પણ એ સાથે જ એમણે જણાવી દીધુ કે જો અખિલ ભારતીય વિરોધ ન કરે તો સરકાર બીલને પડતુ મુકશે આનો અર્થ એવો થાય કે જો આ બીલથી મળતા લાભો વૈદ્ય હકીમોને જોઇતા હોય તો એની નડતર વાળી કલમો સહન કરવી

ડેપ્યુટેશને પહેલી સૂચના મત્રીને એવી કરી કે રજીસ્ટ્રેશનના બીલની પ્રસ્તાવનામા દેશી વૈદકને ઉત્તેજન આપવાનો હેતુ છે એવા શબ્દો દાખલ કરવા પણ આરોગ્યમત્રીએ જવાબમા કહ્યુ કે બીલનો હેતુ કેવળ રજીસ્ટ્રેશન–નોધણીનો છે અને ઉત્તેજન શબ્દ ત્યા અસ્થાને છે

આ બીલમા ભલે ઉત્તેજન શબ્દ અસ્થાને હોય પણ વૈદો હકીમો કોંગ્રેસ પ્રધાનમડળ પાસેથી મહાવિદ્યાલયો ઇસ્પીતાલો વગેરે દ્વારા ઉત્તેજનની આશા જરૂર રાખે છે આ દેશની આ પ્રાચીન વિદ્યાને ઉત્તેજનની ઘણી જરૂર છે એમા બે મત નથી

ડેપ્યુટેશને બીજી વાત પાઠ્યક્રમ તથા તેના ધોરણ વિષે કરી તેના જવાબમા મત્રીએ કહ્યુ કે એ વસ્તુ બોર્ડના હાથમા રહેશે અને અત્યારે એ વિષયની ચર્ચા અકાળે છે આ વાત તો ઠીક છે પણ કાયચિકિત્સા અને શસ્ત્રચિકિત્સાને વિભક્ત રાખવાની તથા જેને કેવળ કાય ચિકિત્સક થવુ હોય તેને માટે શસ્ત્રક્રિયા અને પ્રસૂતિતત્રનું શિક્ષણ ફરજીઆત ન રાખવાની ડેપ્યુટેશને સૂચના કરી તે મત્રીને ગળે ઉતરી હોય એમ ન લાગ્યુ

પછી બોર્ડના બધારણ વિષે ડેપ્યુટેશને જે દૃષ્ટિબિંદુ રજુ કર્યું તેનો વિચાર કરવાનું

નિશામારક વસ્તુઓ નથી પણ ઉત્તમોત્તમ અસરકારક ક્ષાય નાળી ઔષધીઓજ છે ' આવો ભાવપૂર્વક સ્પષ્ટ ઉત્તર આપી શ્રી ગજે ાાગુરો મરશીપણાનો અને આયુર્વે પ્રત્યેનો પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો છે તે મ ન આજની આ સભા શ્રી ગ ? માણુને અનેક ધન્યના અર્પે છે અને અત કરણથી તેમનો આભાર માને છે

ઠરાવ ૪ થો—જ્યા સુધી સરકાર આસવારિષ્ટો જેવી નિર્દોષ દવાઓને મદ્યનિષધમાથી મુક્ત ન કરે ત્યા સુધી વૈદ્યો અને કામસીવાળાઓએ તે બનાવવા વાપરવા કે વેચવા માટે લાઇસન્સ લેવુ નહિ અને પોતાની પાસેના જથ્થાનુ આસમરી ખાતા દ્વારા સીલ કરાવી લેવુ આ ઠરાવ વિરૂદ્ધ કોઇ વૈદ્ય અથવા કામસી અગર એ // વર્તન કરે તો તેનો લડત ચલાવનારી કમિટી નિર્ણય કરો જે માણસો ટીંચર અને વિલાયતી દારૂઓ વેચે છે તે લાઇસન્સ લેશે પરંતુ આસર અરીષ્ટ ઉપર લ ત ચલાવનારી કમિટીને સીલ મારો લ ત ચલાવનારી મિ ટિના નામ વૈદ્ય સભા નક્કી કરો

ઠ ાવ ૫ મો ની અમુક વળીનોને રોકવાનો નિર્ણય કર્યો છે

ઠરાવ ૬ ઠ્ઠો—મદ્યનિષેધના ાય દામા વિલાયતી દારૂઓનુ જે લીસ્ટ છાપવામા આવ્યુ છે તેમાની માત્ર થોડી ઘણી દારૂઓનોજ હમેશ ઉપયોગ થતો જોવામા આવે છે બાકીની દવાઓ પૈકી કોઇ જ દવા વચીનજ વપરાય છે કારણ કે ઘણી કિંમતી દારૂઓ જથુના પ્રિસ્ક્રીપ્શનોમા વાપરવાનુ દાક્તરોને માટે ઘણુ મોઘુ પડી જાય એવુ હોવાથી તેઓ વાપરતાજ નથી તેમ કહીએ તો ચાલે વળી બ્રિટીશ ફાર્માકોપીયામા તો ઘણા ટીંચરો લખાયેલા છે અને જેમના ઘણા ખરા તો રોજની વપરાશમા માલમ પડે છે આના ટીંચરો તદ્દન મદ્યયુકત હોવા છતા તેમના નામ નિશાન પણ નિષેધના લીસ્ટમા જણાતા નથી અને તેથી આ સભા માને છે કે દા નિષેધનો કાયદો ઘડનાર ઑનરેબલ પ્રધાન સાહેબ પોતેજ પાશ્ચાત્ય ચિકિત્સક હોઇને પાશ્ચાત્ય ચિકિત્સાને અડચણ ન આવે અને લોકો માની લે કે ડૉક્ટરોના ટીંચરો ઉપર પણ અંકુશ મુકવામા આવ્યો છે એવો આ ાય દામા યુક્તિવાદ લ ો છે આ જાતનો જે પક્ષપાત ઑનરેબલ પ્રધાન સાહેબે ો છે તે તરફ આ સભા સખ્ત અણગમો જાહેર રે છે

ઠરાવ ૭ મો— ા નિષેધ ાય દામા પરદેશથી આવતી નવાઇની પેટન્ટ દવાઓ પકી કેટ લી મા પાચથી આ ર ટ ા કેટલો ા ાલ્કોહોલ હોય છે છતા તેની ગણનાજ કરવામા આવી નથી તેમજ ક્રાઇપ વોટર જે ત ન રિઝિટિનીજ બનાવટ છે તેને પણ મુ ત કરવામા આવ્યુ છે વળી હોમીઓપેથીના ટી રોને તો તદ્દન છુટી ર ામા આ ા છે ત્યારે બીન નિશા મારક અને તદ્દન આરોગ્યોપયોગી આસવારિષ્ટોને મદ્ય સમાન ણી તેના ઉપર અંકુશ મુકાય છે સરકારના આ રોગ્ય ઢળી અને ઉતાવળીઆ પગલા સામે પોતાનો અસંતોષ અને એ પ્ર ટિત કરે છે અને આ ન્યાયને દુર કરવા વિનતી રે છે

ઠરાવ આઠમાથી કે રાવનનો વિરોધ ો છે

નમ્ર નિવે ક —

વૈદ્ય અનિરૂદ્ધપ્રસા માણેકલાલ
વૈદ્ય શશિક ત ભુનાભાઈ
મત્રીઓ વૈદ્યસભા અમ ાવા

રસાયનાચાર્ય ઉમિયાશંકર મોતીરામ
પ્રમુખ વૈદ્યસભા અમદાવાદ

# આવતુ નિ ભા વૈદ્યસંમેલન

**નાગપુરમા** વૈદ્યસમેલનને મુબઈ તરફથી આમત્રણ આપવામા આવ્યુ હતુ એટલે સ્વાભાવિક રીતે મુબઈ પાછા આવ્યા પછી મુબઈના વૈદ્યોએ આવતા વૈદ્યસમેલન માટે તૈયારી કરવાની શરૂઆત કરી પણ પહેલી સભાથી જ વિઘ્નના દેખાવો જાગૃત થઈ ગયા જણાય છે એક પછી એક અનેક સભાઓ રાતના બાર અને એક સુધી બે ત્રણ વાર મળ્યા છતા હજી તા ૨ જાનારી સુધી તે ગાડી પાટે ચડી નથી લાગતી આ ઝઘડામા ઉંડા ઉતરવામા અમો સાર લાગતો નથી તેમ જ ઉંડા ઉતરવાની અમારી ઈચ્છા નથી વળી આયુર્વેદ નામના મરાઠી માસિકમા એ પક્ષી લખાણુ આવ્યુ છે સામા પક્ષની રજૂઆત ગોઈત રૂપથી ક્યાય હજી સુધી પ્રસિદ્ધ થઇ નથી અને મસ્ત પ્રસિદ્ધ થવાની જરૂર છે એટલે આયુર્વે માસિકમા જે લખાણુ આવ્યુ છે તેમાથી જે મુદ્દાઓ ઝગડાના મધ્યબિંદુ તરીકે પકડી શકાય છે તે ટુકમા નીચે લખ્યા છે

આયુર્વેદ માસિકના વર્ષ ૨૫ના ત્રીજા ચૈત્રના અકમા મુબઈત ટોળાચે અ ભા વૈદ્યસમેલન એ મથાળાથી જે લખાણુ છે—જેમા આરભથી સામા પક્ષ ઉપર ગુપ્ત કારથાન કરનાર સ્વાર્થ સાધનાર જાહેરાત વાળી ટોળી વગેરે આક્ષેપો ભરેલા છે પણ એમાથી સાર એટલો જ નીકળે છે કે ડીસેમ્બરમા મુબઈમા ભરાનાર વૈદ્ય સમેલનમા વૈદ્ય આપ્પા શાસ્ત્રી સાઠે અને એમના અનુયાયીઓ ખાસ ભાગ લઈને વૈદ્યનિમત્રણ બિલ આયુર્વે નુ મિશ્ર શિક્ષણ વગેરે બાબતમા પોતાના વિચારોને અનુકૂળ ઠરાવો કરાવી જાય એવી બીકે વૈદ્યનિયત્રણ બિલને તથા મિશ્રશિક્ષણને ટેકો આપનાર પક્ષે ભારે ખટપટ કરીને મુબઈમા બધી સભાઓ ભરી છે લાબા લચક લખાણનો ટુકો સાર આ છે આ વિરોધીઓ કોણ છે તે સ્પષ્ટ કર્યુ નથી પણ જાહેરાતવાળા કપૂ કારસ્થાની મડળી વગેરે મોઘમ આક્ષેપ નિર્દેશ છે એક આક્ષેપ એવો છે કે આગળથી સ્વાગતાધ્યક્ષ મત્રી વગેરે નક્કી કરવામા આવેલ છે અને જેને સ્વાગતાધ્યક્ષ બનાવવાના છે તેની પાસેથી રૂ પાચ હજાર લેવાના ઠર્યા છે મતલબ કે પૈસાથી માન મેળવવાનો જાહેરાતવાળી ટોળી (કપૂ) જેને મીલમજુર—(ગિરણી કામગાર) સમજીએ છીએ તેનો આ પેચ છે

વળી મહારાષ્ટ્રી મડળનો અદર અ રનો આ મતભેદ છે એવો ખુલાસો એક સભામા આ મા જ વૈદ્ય ત્રિ આચાર્યે કર્યો હોવાનુ આયુર્વે ના ઉપર હેવા અકમા લખેલુ છે પણ તેની નીચે જ લેખકે ખુલાસો કર્યો છે કે આ તો બિલ અનુકૂળ પક્ષ અને બિલ વિરોધી પક્ષ એવા જ બે પક્ષો છે આ આક્ષેપોના ઉત્તરમા સામા પક્ષ તરફથી એ વસ્તુ કહેવામા આવ્યાનુ સાભળ્યુ છે કે આ વખતે મિશ્ર શિક્ષણ અને વૈદ્યનિયત્રણ બીલના વિરોધના બ્હાનાથી વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે વૈદ્યસમેલન માટેની તૈયારીને પહેલે પગથીએ જ નડે છે પણ આટલા વર્ષો સુધી વૈદ્યનિયત્રણ બીલ ક્યા હતુ ? ત્રીસ વર્ષથી વૈદ્યસમેલન તો ચાલે છે એમા વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠેએ શો ભાગ લીધો છે ? અથવા કેવો ભાગ લીધો છે ?

ટુંકામા મુંબઈમા વૈદ્યસમ્મેલન ભરવા માટે વિચાર કરવા માટે પ્હેલી સભા થઈ ત્યારથી ઝગડો શરુ થયો છે એ ઝગડાનુ ખરૂ રૂપ તો એ સભામા હાજર રહેવાથી સમજાય પણ હાજર ન રહેનારને પણ આયુર્વેદના અંકોમા એ બાબતી જે લખાણો આવ્યા છે તે વાંચવાથી પણ કાંઇક ખ્યાલ આવશે પણ અહીં તો એ લડાઈના મુદ્દા ઉપર નજર છે એટલુ જ અતિ ટુંકામા બતાવ્યુ છે છેલી સ્થિતિ શી છે એ કહેવુ જરૂરનુ છે પણ તા ૨૮–૬– ૮ને રોજ વૈદ્ય વાસુદેવ શાસ્ત્રી સૈનાપુરે વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે વગેરેની અનેક સહીઓવાળો એ પત્ર આયુર્વેદ મહામંડળના મત્રીને મોકલવામા આવ્યો છે જેની મતલબ એવી છે કે તા ૫ મી જૂન ૧૯૩૮ને દિવસે આગળથી કોઈ સમાચાર પત્રોમા જાહેર કર્યા વગર જે નીશ માણસોની સભા મળી હતી અને તેમા આ વર્ષે મુંબઈમા ભરવાના સમ્મેલનની જે પ્રાથમિક કમિટીની ચુંટણી કરી છે તે વિષે તા ૧૧ જૂન ૧૯૩૮ને રોજ મુંબઈના બધા સમાચાર પત્રોમા જાહેર કરીને આર્યસમાજ હોલમા વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠેના પ્રમુખપણા નીચે જે સભા ભરવામા આવી હતી તેમા નીચેનો ઠરાવ થયો છે

તા ૫મી જૂનવાળી ૩ વ્યક્તિઓની સભામા પ્રાથમિક કમિટીની જે ચુંટણી થઈ છે તે તદ્દન ખોટી અને નિયમ વિરૂદ્ધ છે એ સભાજ નહોતી ખાનગી બેઠક હતી

મુંબઈમા જે અખિલ ભારતીય વૈદ્યસમ્મેલન થશે તે શુદ્ધ આયુર્વેદનો પુરસ્કાર કરીને વૈદ્યનિયત્રણ બીલ આસ વાણિજ્ય બધી વગેરે જે આપત્તિઓ આયુર્વેદ ઉપર આવી પડી છે તેનો પ્રતિકાર કરવા માટે થશે માટે તેના કામ માટે બધા ન્હાના મોટા ગરીબ આયુર્વેદ પ્રેમી સમ્મિલિત થઈ શકે એવી કમિટી બનાવવી જોઈએ

અને તેવી કમિટી બનાવવા માટે આ સભાના અધ્યક્ષ વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠેને જાહેર કરવામા આવ્યા છે તેઓ કમિટી બનાવીને કામ આગળ ચલાવે

આથી વધારે ઉતારો આપવાની જરૂર નથી વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે અને તેઓના અનુયાયીઓ શુ ઇચ્છે છે એ દીવા જેવુ સ્પષ્ટ છે આયુર્વેદ મહામંડળના મત્રી તરફથી શુ જવાબ મળ્યો તે જાણવામા નથી બાકી મહામંડળના તથા વિદ્યાપીઠના મત્રીઓએ બીજાં જ કારણોથી રાજીનામા આપ્યાની વાત બ્હાર આવી છે ઠીક પણ ઉપર કહેલી કમિટી વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠેએ બનાવી કે નહિ? અને તેણે શુ કામ કર્યું? એ પ્રશ્ન છે બીજી તરફથી જેને વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે વાળી સભા નિયમ વિરુદ્ધ કહે છે તેની સભાઓ વારવાર ભરાય છે અને બે પક્ષ વચ્ચે સમાધાનના પ્રયાસો થાય છે એમ સભળાય છે જો કે જુલાઈની પચીશમી તારીખ સુધી તો કાંઈ સમાધાન થયુ જણાતુ નથી ઉલટુ તા ૨૬–૨૮ મે અને ૫મી જૂન ૧૯૩૮ની સભાઓના એજડા મિનિટ બુક વગેરેની નકલ ચોવીશ કલાકમા મોકલી આપવાની સોલીસીટરની નોટીસ આયુર્વેદ સ્વાગત કાર્યકારિણીના અધ્યક્ષ અને મત્રીને મોકલી છે સાભળવા પ્રમાણે એ નોટીસની પરવા ન કરવાનો નોટીસ મેળવનારનો વિચાર છે

બીજી તરફથી તા ૨૮–૫–૩૮ને રોજ સ્થાનિક વૈદ્યોની જે એક બેઠક મળી

૧ તા પોપટ પ્રભુરામને ત્યા ભરાયેલી સભામા ૩ માણસો હતા તો આર્યસમાજ હોલમા ભરાયેલી સભામા કેટલા માણસો હતા? એ નોંધવુ જોઈએ ના?

સભા નીમનામા આવી હતી તેણે નીચેને ધોરણે સ્વાગત સમિતિના સભ્યો બનાવના માટે પ્રયત્ન આરભી દીવો છે

**સરક્ષ- સભ્ય**—રૂ ૨૫૧ કે તેથી વધારે આપે તે

**આશ્રયદાતા**—જે રૂ ૧૦૦ કે તેથી વધારે આપે તે

**વૈદ્ય સભાસદ** જે રૂ ૫ આપે તે

**વધેતર આયુર્વેદ પ્રેમી**—જે રૂ ૫૧ આપીને સ્વાગત સમિતિના સભ્ય થાય તે

એમ બીજા ઢગવથી મુમ્બઈ પ્રાન્તના મહારાષ્ટ્ર કર્ણાટક ગુજરાત અને કાઠીઆવાડ વગેરે સ્થાનોના વૈદ્યાને પણ સ્વાગત સભ્ય બનાવવાનો નિર્ણય કર્યો છે

અને તા ૨૫-૭-૩૮ને રોજ ભરાયેલી જાહેર સભામા થયેલા ઠરાવ પ્રમાણે તા ૧૨-૮-૩૮ ને રોજ સ્વાગત પ્રમુખ આદિ અધિકારીઓની ચુટણી કરવા સ્વાગત સમિતિના સભ્યોની સભા મળવાની છે

મત્રીઓ—વૈદ્ય રઘુનાથશાસ્ત્રી તામસેકર આયુર્વેદાચાર્ય
વૈદ્ય કન્હૈયાલાલ શર્મા
વૈદ્ય દલપતરામ જીવરામ યાજ્ઞિક ધામળીકર

———o———

# આયુર્વેદીય ઔષધિ સંશોધનની વ્યાપ્તિ અને દિશા

( લેખક વૈદ્ય બાપાલાલ ગ દેસાઈ )

( પુ ૨૨ પૃ૦ ૧ ૫ થી આગળ )

***સશોધનમા વૈદ્યો અને શિક્ષણસસ્થાઓ શુ કરી શકે ?***

ઔષધિ સંશોધન આ એક વ્યક્તિનુ કે સાધારણ સસ્થાનુ કામ નથી તેના કરી વૈદ્યો આમા બહુ થોડુ જ કરી શકે મુમ્બઈ અમદાવાદ કલકત્તા જેવા મોટા શહેરોમા લક્ષાધીશ વૈદ્યો છે પણ તેઓએ વ્યવસ્થિત રીતે એકાદ સંશોધનાત્મક સસ્થા ચલાવી હોય યા તેવો પ્રયત્ન કર્યો હોય તેમ બિલકુલ જોવામા આવતુ નથી પૈસાથી પૈસાનો લોભ વધે છે દરદીઓ લબ્ધપ્રતિષ્ઠ વૈદ્યની પાસે પડેલાજ રહે છે આવા પ્રકારના કારણો આમા હોઈ શકે ઔષધિ ગુણધર્મનુ સશોધન કરવા માટે વળી ખાલી આયુર્વેદનુ યા નિદાન-ચિકિત્સાનુ ઉત્તમ જ્ઞાન પણ એકલુ કામ નથી આવતુ વનસ્પતિશાસ્ત્ર પેથોલાજી ફાર્માકોલાજી વિગેરે અનેક આધુનિક શાસ્ત્રોનુ જ્ઞાન પણ જોઈએ ઉત્તમ આયુર્વેદજ્ઞ હોવા સાથે આ અનેક શાસ્ત્રોના તજજ્ઞોનો સહકાર થાય તોજ આવુ મપૂર્ણ શાસ્ત્રીય સશોધન થઈ શકે ત્યાસુધી આયુર્વેદના શાસ્ત્ર ભણી તેની ઉપર ખૂબ વિચાર કરેલા અને અનુભવી પ્રતિભાશાલી અને **સંશોધનશીલ વૈદ્યો** પોતાના વ્યવસાયમા શક્ય તેટલા પ્રયોગો કરી નવા શોધ કરી જુના ભર ચોના પ્રસિદ્ધ ગુણોનો અનુભવ અને અપ્રસિદ્ધ નવા ગુણાવગુણ નક્કી કરી શકે દ્રવ્યના સસ્કારનુ મહત્ત્વ યા આવશ્યકતા અને ભિન્ન યોગોના ભિન્ન ગુણાવગુણ એઓનુ ઠીક જ્ઞાન તેઓ મેળવી શકે એવા પ્રાચ્ય દેશ ચિકિત્સકો સશોધનની બાબતો આપસમા પહેલેથી ઠરાવી લે અને વરસમા

એકાદ બે વાર ભેગા થઈને વિચાર વિનિમય કરે તો કેટલીક મહત્ત્વની સંશોધનની નોંધ થઈ શકે અને એવી નોંધોની પરંપરામાંથી નવસંસ્કારિત અને જીવતું શાસ્ત્ર રચી શકાય. નવી સારી દવા યા ઉપયોગો જાણવાની, અનુભવ લેવાની અને ચર્ચા કરવાની તમન્ના હમણાં વધવા લાગી છે તે શુભ ચિહ્ન છે. હમણાં આપણાં આયુર્વેદ માસિકોમાં ચાવલની સપેદી ઉપરની ચર્ચા—આ એક એનો દાખલો આપી શકાય. સમાચારપત્રોમાં રોડિયા સુધીના લોકોએ આ ચર્ચા ઉપાડી લીધી. વળી એમાં બે હકીમો યે કૂદી પડ્યા. આનું પરિણામ સરગવાના ગુણધર્મો મશ્કરારૂપ બનવામાં આવ્યું. શાસ્ત્રનો શાસ્ત્રીય રીતે સંશોધન નહિ કરે ત્યાંસુધી આવી જ દશા થવાની છે. ઈતરેજનો (એમેચ્યુઅર) થી એ બન્ય નથી. આયુર્વેદના માસિક પત્રોના સંચાલકોના અને શોધક વર્ગના ધ્યાનમાં આ વાત જેટલી જલદી આવે તેટલું સારું. કેવળ નવી બાબતોનો ઉમેરો કરી સેન્સેશનથી માસિકોનો ફેલાવો વધારવાની જાહેરાત-વૃત્તિ આપણાં આયુર્વેદના માસિક પત્રોમાં દેખાય છે. ફાર્મસીવાળાઓ માસિકપત્રો ચલાવે ત્યારે તેમની જાહેરાતની દૃષ્ટિ મુખ્ય હોય એ સ્વાભાવિક છે. માસિકપત્રો આ સામાજિક વા [illegible] વિકાસના અહેવાલ છે અને આપણાં માસિકોનું લોકપ્રિય સ્વરૂપ તથા ઈતર ગ્રંથ નિર્મિતિ પણ જોતાં એવું કહેતાં ખેદ થાય છે કે શાસ્ત્રીય સાહિત્યમાં રસ લેનારા વાચકોની સંખ્યા હજી બહુ જ ઓછી—નહિ જેવી છે. શાસ્ત્રીય દૃષ્ટિવાળા માસિકોને લેખક અને વાચક આ બન્નેની ઊણપ છે. આ સ્થિતિ જ એમ બતાવે છે કે શાસ્ત્રીય સંશોધનના પ્રદેશથી આપણે હજી બહુ દૂર છીએ. છતાં આ બાબતમાં શરૂઆત તરીકે આટલું થાય તો ઘણું છે કે આપણાં માસિકપત્રો આવે તેવા લેભાગુ વૈદ્યો અને ફેરીવાળાઓના અનુભવો અને રોગ પ્રસિદ્ધ કરવાનું બંધ કરી દે અને સેન્સેશન માટે વિનોદી ચટકાઓ કે ચટપટીવ વાર્તાઓથી પાનાં ન ભરે. 'વિજ્ઞાન' માટે નિકળી પડેલું એક હિંદી છાપું આમજ કરે છે.

**આયુર્વેદીય શિક્ષણસંસ્થાઓ** પણ સંશોધનકાર્યમાં ઘણું કરી શકે. આ દૃષ્ટિથી ભિન્ન ભિન્ન પદ્ધતિની આયુર્વેદ પાઠશાળાઓ બધી નકામી છે અને તેઓથી આયુર્વેદનું કોઈપણ રીતે હિત છે કે કેમ? આ એક સવાલ છે. આખા હિંદુસ્તાનમાં હવે ત્રણ ચાર સંસ્થાઓ એવી રીતની છે કે જેમાં પ્રયોગશાળા અને દવાખાનાઓની સારી ગોઠવણ કરવામાં આવી છે. આ પ્રયોગશાળામાં કોઈ ધ્યેય વગર જેમ તેમ પ્રયોગો કોઈ કોઈ વાર કરવામાં આવે છે. આ બધી સંસ્થામાં એકાદ સંશોધનની બાબત સંમતિથી ઠરાવી બધી પ્રયોગશાળાઓ સંઘટિત રીતે પ્રયોગો કરે તો ઘણી વખતે એક એક બાબત ઉપર સારું અજવાળું પાડવામાં તેઓ ફાવી શકે.

ડૉ. ચોપ્રા અને મેટસકર જેવા એલોપેથીના સંશોધકોએ કેટલીક વનસ્પતિના ગુણકર્મો પ્રયોગથી નિર્ણીત કરેલા આપણી આગળ છે. આ પ્રયોગોનું પરીક્ષણ કરવાનું આ સ્થાન નથી અને તેટલી શક્તિ પણ મારામાં નથી. પણ તેમના સંશોધનનું વાઙ્મય આપણી આગળ છે તે તેમ જ તેઓની સંશોધનની પદ્ધતિ અને તેનું પરિણામ એટલે ફલ જોતાં એટલું નિશ્ચયથી કહી શકાય છે કે તેઓનું મહાન્ અને ઉત્તમ સંશોધન આયુર્વેદને બહુ ઉપકારક નથી. તેનાં કારણો આ છે કે (૧) આયુર્વેદે પોતાની પરિભાષામાં જે ગુણકર્મો લખી રાખ્યા છે તે સમજવામાં આ સંશોધનથી મદદ થતી નથી (૨) આ સંશોધનથી

# સિદ્ધભેષજ મણિમાલા

[ રાજવૈદ્ય ભટ્ટ શ્રી કૃષ્ણરામ શર્મા કૃત ]

અનુવાદ કર્તા —બાપાલાલ ગ. વૈદ્ય

## ॥ अथ हरीतक्यादि वर्णन नाम द्वितीयो गुच्छ ॥

स्फुरत्प्रभामण्डलमण्डिताङ्गीं पुण्यैकगम्या दुरितापह त्रीम् ।
शूलिप्रिया पवननामपर्णा महौषधिं कामपि भावयामि ॥ १ ॥

દેદીપ્યમાન પ્રભામણ્ડલથી જેનુ અગ મણ્ડિત થયુ છે, જે એક ફક્ત પુણ્યથી જ પ્રાપ્ત થઈ શકે છે જે વિઘ્નોને હરનાર છે શૂલરોગીને જે પ્રિય છે જે પવત પર્જ થાય છે–ઊગે છે જે પાન નગરની છે એવી કોઈ મહાન ઔષધિની હું પૂજા કરુ છુ–સ્તુતિ કરુ છુ

મહૌષધિના બે અર્થો થાય (૧) સોમલતા અને (૨) ભગવતી દેવી સોમલતા પર્વત ઉપર થાય છે એને પાન નથી હોતા એટલે અપર્ણા એની છે મ થાન હેરવ આગમમા કહ્યુ છે— **सोमवल्लीव निष्पत्रा कज्जलाभरसान्विता । अपर्णाऽसौ भवेद्विन्ध्ये नात्युच्चा रसवर्धिनी** ॥ સુશ્રુતના ચિકિત્સિત સ્થાનના નિવૃત્ત સતાપીય અધ્યાયમા

'निष्पत्रा कनकाभासा मूल द्व्यङ्गुलमिता ।
सर्पाकारा लोहितान्ता श्वेतकापोतिरुच्यत ॥'

એટલે આ સોમલતાની સ્તુતિ છે (વધુ માટે જુઓ નિઘટુ આદર્શ)

द्रव्ये गुणा यत्र समीरिता ये त एव तस्यावयवेऽपि दृष्टा ।
भेदे विकारेऽपि ततोऽत्र कुया द्रव्यप्रभेदैः किमु तुन्दिलत्वम ॥ २ ॥

જે ગુણો દ્રવ્યમા હોય છે તેજ ગુણો દ્રવ્યના અવયવમા પણ હોય છે (મૂલ ત્વક્ પત્ર વગેરેમા) વળી મૂલ દ્રવ્યમાજ નહિ પરતુ તેના ભેદોમા અર્થાત્ નાના મોટા સૂક્ષ્મ લાલ પીળા ફૂલ વગેરેમા પણ તે ગુણ જણાય છે વળી અવિકૃત દ્રવ્યમા જ નહિ પરતુ તેના વિકારોમા–સ્નેહ લેહ ક્વાથ કલ્ક વગેરેમા પણ તેજ ગુણો હોય છે

द्रव्य यत्पित्तकफौ यस्तसमस्तौ न हन्ति नो कुरुते ।
शुद्ध वा मिश्र वा निहन्ति वात तदस्ति **वातघ्नम्** ॥३॥

જે દ્રવ્ય શુદ્ધ કે મિશ્ર કફને કે પિત્તકફને નથી હણતુ કે નથી જન્માવતુ કિંતુ કેવલ વાતને જ હણે છે તે દ્રવ્ય વાતઘ્ન–વાયુને હણનારુ કહેવાય છે

शुद्ध निहन्ति वात शुद्ध मिश्र करोति वा पित्तम् ।
**वातघ्न पित्तल** तद् द्रव्यमिदं द्रव्यवेदिभि विदितम् ॥ ४ ॥

જે દ્રવ્ય શુદ્ધ વાતને હણે છે અને શુદ્ધ વા મિશ્ર પિત્તને કરે છે તે દ્રવ્ય વાતઘ્ન **પિત્તલ** છે એમ દ્રવ્ય વેત્તાઓ કહે છે

वातघ्नपित्तलमिव शेषभेदद्वय यथा ।

वातघ्नश्लेष्मकृत् वातजित्पित्तश्लेष्मवर्धनम् ॥ ५ ॥

વાતઘ્ન પિત્તન માફક વાતઘ્નશ્લેષ્મન અને વાતઘ્ન પિત્તશ્લેષ્મન (વાતને હણે પણ કફને કરનાર તે વાતઘ્નશ્લેષ્મન વાતને હણનાર પણ પિત્ત અને કફને કરનાર તે વાતઘ્ન પિત્તશ્લેષ્મલ) આમ દ્રવ્યના બે ભેદો પડે છે

शुद्ध वा सान्वय पित्त न करोति न हन्ति यत् ।

वात निहन्ति वातघ्न पित्तोदासीनमस्ति तत् ॥ ६ ॥

જે દ્રવ્ય શુદ્ધ વા મિશ્ર પિત્તને કરેય નહિ તેમ તેને હણેય નહિ પરતુ કેવળ વાતને જ હણે તેને વાતઘ્ન પિત્તોદાસીન દ્રવ્ય કહેવાય

एवमेव समीरघ्न श्लेष्मोदासीनमौषधम् ।

वातघ्नमितरद्वन्द्वोदासीन चापि कीर्तनम् ॥ ७ ॥

આવી રીતે જે દ્રવ્ય શુદ્ધ વા મિશ્ર કફને ઉત્પન્ન પણ ન કરે તેમ હણે પણ નહિ પરતુ કેવલ વાતને હણે તે દ્રવ્ય વાતઘ્ન શ્લેષ્મોદાસીન કહેવાય જે દ્રવ્ય વાતને હણે પિત્તને ઉત્પન્ન કરે પરતુ કફ (શુદ્ધ વા મિશ્ર) ને ઉત્પન્ન પણ ન કરે કે હણેય નહિ તે દ્રવ્યને વાતઘ્ન પિત્તલ શ્લેષ્મોદાસીન કહેવાય

वातघ्न श्लेष्मल पित्तोदासीन पुनरष्टमम् ।

वातघ्न पित्तल श्लेष्मोदासीन नवम स्मृतम् ॥ ८ ॥

વાતઘ્નશ્લેષ્મલપિત્તોદાસી અને વાતઘ્નપિત્તલશ્લેષ્મોદાસી—આવા પણ દ્રવ્યના ભેદો પડે છે આમ વાતઘ્ન દ્રવ્યના નવ ભેદો પડયા છે

पित्तघ्नस्य कफघ्नस्य भेदा वातघ्नवन्नव ।

वातपित्तापह द्रव्य त्रिप्रकारमुदीरितम् ॥ ९ ॥

વાતઘ્નના નવ ભેદો પ્રમાણે પિત્તઘ્ન દ્રવ્યના નવ ભેદો અને કફઘ્ન દ્રવ્યના નવ ભેદો પડી શકે છે વાતપિત્તઘ્ન દ્રવ્ય પણ ત્રણ પ્રકારનુ કહેવામા આવ્યુ છે

જેમકે —

वातपित्तापह वातपित्तघ्नश्लेष्मल तथा ।

वातपित्तापह श्लेष्मोदासीन चेति भेदत ॥ १० ॥

૧ વાતપિત્તઘ્ન (૨) વાતપિત્તઘ્ન શ્લેષ્મલ અને (૩) વાતપિત્તઘ્ન શ્લેષ્મોદાસીન

मारुतपित्तापहवत् वात श्लेष्मघ्नपित्तकफभित्ता ।

दोषत्रुदेक दोषत्रितयोदासीनमप्येकम् ॥ ११ ॥

વાતપિત્તઘ્ન માફક વાતશ્લેષ્મઘ્ન પિત્તકફઘ્નના પણ ત્રણ ત્રણ ભેદો પડે છે એટલે આવી રીતે દ્વદ્વઘ્ન ભેદો નવ થાય છે દોષઘ્ન એક અને ત્રિદોષોદાસીન એ એમ મળી કુલ અગીઆર બીજા ભેદો ફલિત થાય છે

यद्द्रव्य पित्तकफौ यस्तसमस्तौ न हन्ति नो कुरुते ।

शुद्ध वा मिश्र वा करोति वात तदस्ति वातकरम् ॥ १२ ॥

જે દ્રવ્ય શુદ્ધ વા મિશ્ર કફ અને પિત્તને હણતુ નથી કે તેમને જ માલવુંય નથી પરતુ કેવળ શુદ્ધ વા મિશ્ર વાયુનેજ ઉત્પન્ન કરે છે તે દ્રવ્ય વાતલઃ વાત કરનાર કહેવાય છે

शुद्ध वा सा वय पित्त न करोति न हन्ति यत् ।

वात सूते परनल पित्तोदासीनमेव तत् ॥ १३ ॥

જે દ્રવ્ય શુદ્ધ વા મિશ્ર પિતને કરતુ નથી કે હણતુય નથી પરતુ કેવળ વાયુનેજ કરે છે-ઉત્પન્ન કરે છે તે દ્રવ્યને વાતલ પિત્તોદાસીન કહેવાય છે

एव वातकर श्लेष्मोदासीनमवगच्छत ।

चतुर्थं वातल श्लेष્मपित्तोदासीनमित्यपि ॥ १४ ॥

વાતલપિત્તોદાસીન માફક વાતલ શ્લેષ્મોદાસીન વાતલપિત્તશ્લેષ્મોદાસીન-એવી રીતે વાતલદ્રવ્યના ચાર ભેદો થયા

पित्तकृत् श्लेष्मकृत् द्रव्य वातकृद्वच्चतुर्विधम् ।

द्रव्याणि द्वन्द्वकारीणि द्विद्विभेदानि म मह ॥ १९ ॥

વાતલ માફક પિત્તલ અને શ્લેષ્મલના પણ ચાર ચાર ભેદો પડી શકે દ્વન્દ્વલ દ્રવ્યના બબ્બે ભેદો પડી શકે જેમકે વાતપિત્તલ વાતપિત્તલશ્લેષ્મોદાસીન વાતશ્લેષ્મલ વાતશ્લેષ્મલપિત્તોદાસીન પિત્તશ્લેષ્મલ પિત્તશ્લેષ્મલ વાતોદાસીન—આવી રીતે છ દ્વન્દ્વલ ભેદો થયા નિદાપન (ત્રિદોષને કરનાર)નો એક ભેદ એમ મળી કુલ સત્તાવન દ્રવ્ય ભેદો થયા

## આ સત્તાવન દ્રવ્યભેદના ઉદાહરણોની યાદી

| | |
|---|---|
| ૧ વાતઘ્ન | ટિંમરુ કપાસ એખરો એરડાના ફળ ઇત્યાદિ |
| ૨ વાતઘ્ન પિત્તલ | ખાટી છાસ અને તેમાં પકાવેલા પુડા વગેરે |
| ૩ વાતઘ્ન શ્લેષ્મલ | હાડસાંકળ સ્વાદુ પાલેવત[1] પૌઆ વગેરે |
| ૪ વાતઘ્નપિત્તશ્લેષ્મલ | મેંથા બદામ અખરોટ કરજ ફ્લો ઇત્યાદિ |
| ૫ વાતઘ્નપિત્તોદાસીનમ્ | લાજનો સાથવો ખાટી છાસ સાથે ખાવો |
| ૬ વાતઘ્ન શ્લેષ્મોદાસીનમ્ | પૌઆ ગરમપાણી અને ઊંટડીના દૂધ સાથે ખાવા ગરમ પાણી અને ઊષ્ટ્રીદુગ્ધ વાતને હરે છે પૌઆ વાતઘ્નશ્લેષ્મલ છે આ બન્નેનો યોગ થતા એટલે શ્લેષ્મઘ્ન શ્લેષ્મલતર એ બન્નેનો યોગ થતા ઉદાસીનતર |

૧ મૂળમા સ્વાદુ પાલેવત છે પરતુ સિદ્ધમન્ત્રમા પારેવત છે બોપદેવની ટીકામા स्वादुपारेवत द्विविधम् । तथाहि पारेवत मधुरमम्लमिति द्विधा स्यात् । स्यात्सिन्दुकाकृति फल लघुपाण्डुपुष्पम् । नीत्र छदादच्रि गदित तु परेवताख्य तत्पुष्करायमसमीपवने प्रसिद्धम् इति આવો પરિચય પારેવતનો આપવામાં આવ્યો છે

| | |
|---|---|
| ૭ વાતઘ્ન પિત્તશ્લેષ્મોદાસીનમ્ | મસૂર ઘઉ ઞગથી મગનો યૂપ વગેરે |
| ૮ વાતઘ્નશ્લેષ્મન પિત્તોદાસીનમ્ | દુગળી પાકી કેરી એલચી વગેરે |
| ૮ વાતઘ્નપિત્તલ શ્લેષ્મો ।સીનમ્ | તલનુ તેલ વગેરે |
| ૧ પિત્તઘ્નમ્ | ચદન કેગ કાસડો વામકપૂર વગેરે |
| ૧૧ પિત્તવાતલમ્ | ગુન્દ્રા અને વશિરના ફલો અને તનાવનું પાણી વગેરે |
| ૧૨ પિત્તઘ્નશ્લેષ્મલમ્ | શીમળો જલમા પકેની ડાગર ઊકાળીને ઠડું મ્રેલુ દૂધ વગેરે |
| ૧૩ પિત્તઘ્નવાતશ્લેષ્મલમ્ | માણુકદ બટાટા સીંઘોડા કસેરુ વગેરે |
| ૧૪ પિત્તઘ્ન વાતોદાસીનમ્ | તલાવના પાણીમા ભીંજવેની લાજની ધાણી તલાનજલ પિત્તઘ્નવાતન અને લાજશકતુ વાત પિત્તહર આથી એના મયોગથી ઉ ।સીનત્વ |
| ૧૫ પિત્તઘ્ન શ્લેષ્મોદાસીનમ્ | ઘીનોડા |
| ૧૬ પિત્તઘ્નવાતશ્લેષ્મોદાસીનમ્ | ટેક ઉંમરડીના ફલ |
| ૧૭ પિત્તઘ્ન શ્લેષ્મન વાતોદાસીનમ્ | સીંગોડા અને કસેરુ દૂધ કે ઘી સાથે ખાવા |
| ૧૮ પિત્તઘ્ન વાતશ્લેષ્મોદાસીનમ્ | પાનખની ભાજી વગેરે |
| ૧૮ શ્લેષ્મઘ્નમ્ | શાન સમડી (ખીજડી) મ્દમ સીસમ મીંઢગ ધતુરો લતાકસ્તૂરી (કસ્તૂરિભિંડો) વગેરે |
| ૨ શ્લેષ્મઘ્નવાતનમ્ | રાતાફુલના સરગવાના ફુલ અને કુળા પાન ઘોડીનું દહીં વગેરે |
| ૨૧ શ્લેષ્મઘ્નપિત્તનમ્ | લાગની (દૂધીયો વઝનાગ) મ્સુ મો ક્ષારો વગેરે |
| ૨૨ શ્લેષ્મઘ્નવાતપિત્તનમ્ | કૂમો કુવાડીયો નાસના બીજ ટકણખાર વગેરે |
| ૨૩ શ્લેષ્મઘ્ન વાતોદાસીનમ્ | સ્નિગ્ધસિદ્ધ મૂનક (મૂળો) અને ઘોડીનુ દહીં |
| ૨૪ શ્લેષ્મઘ્ન પિત્તોદાસીનમ્ | ઘેટીનુ ઘી |
| ૨૫ શ્લેષ્મઘ્ન વાતપિત્તોદાસીનમ્ | અરીઠા |
| ૨૬ શ્લેષ્મઘ્ન પિત્તનવાતોદાસીનમ્ | ઔદ્દાલ મધુ (ગફડાનું મધ) મધ્વાસવ વગેરે |
| ૨૭ શ્લેષ્મઘ્ન વાતલપિત્તોદાસીનમ્ | જગલી કોદરા જવની ડાડીઓ જલ પ્રદેશમાં થતો સામો શેરડીના આસવો વગેરે |
| ૨૮ વાતપિત્તઘ્નમ્ | સાગ જેઠીમધ શતાવરી ઘઉના વગેરે |
| ૨૯ વાતપિત્તઘ્ન શ્લેષ્મનમ્ | અષ્ટવગ વિદારીક કેળા નાળિયેર વગેરે |
| ૩ વાતપિત્તઘ્ન શ્લેષ્મોદાસીનમ્ | ફાનસા શીવણ ઘઉં સાકર વગેરે |
| ૩૧ વાતશ્લેષ્મઘ્નમ્ | દેવ ।ર કાયફળ થોર ગુગળ રાસ્ના વગેરે |
| ૩૨ વાતશ્લેષ્મઘ્નપિત્તનમ્ | વાયવરણો અગર સરગવો આકડો નાકછીંકણી નાગરવેલના પાન વગેરે |
| ૩૩ વાતશ્લેષ્મઘ્ન પિત્તોદાસીનમ્ | બીલી આદુ ખાટા દાડમ વગેરે |
| ૩૪ પિત્તશ્લેષ્મઘ્નમ્ | જાંબુ ખેર પીપળો ગુલર ભૂજ ઇત્યાદિ |

| | |
|---|---|
| ૩૫ પિત્તશ્લેષ્મઘ્નવાતનમ્ | લિમડો અગથીઓ અરડૂસી ખડમથીયો સૂરણ ગરમાળો વગેરે |
| ૩૬ પિત્તશ્લેષ્મઘ્ન વાતોદાસીનમ્ | મરેલા બેગ કેળનો * મધ વગેરે |
| ૩૭ ત્રિદોષઘ્નમ્ | બ્રાહ્મી રીંગણું ગળોયો રાગ્મ અશોક ગળો ભોન આમળી ઇત્યાદિ |
| ૩૮ દોષત્રયોદાસીનમ્ | મધ નાખેલું દહીં ઠંડુ પાણી સરબત ખાંડવ વગેરે |
| ૩૯ વાતલમ્ | તનનું શાક વાન વટાણા વગેરે |
| ૪૦ વાતનપિત્તોદાસીનમ્ | અપક્વ ફણસના ફલ સાથે વેંગ |
| ૪૧ વાતલશ્લેષ્મો ાસીનમ્ | ચણા વગેરે કરોળ ઘોડીના દહીં સાથે |
| ૪૨ વાતન પિત્તશ્લેષ્મોદાસીનમ્ | |
| ૪૩ પિત્તનમ્ | ગમડીના ફલ (શિંગો) તેનમા પકાવેલું માસ વગેરે |
| ૪૪ પિત્તન વાતોદાસીનમ્ | વેંગ અને ખાટી છાસ |
| ૪૫ પિત્તનશ્લેષ્મોદાસીનમ્ | કુવા કે વાવનુ પાણી[1] |
| ૪૬ પિત્તન વાતશ્લેષ્મોદાસીનમ્ | મરસીયા તેનમા સિદ્ધ કરેલી ગાઈ અને હિંગ |
| ૪૭ શ્લેષ્મલમ્ | મોચરસ[2] મથાર (ઘી અને દૂધથી બનાવેલ ઘઊંનુ ખાદ્ય) દૂધપાક વગેરે |
| ૪૮ શ્લેષ્મન વાતો ાસીનમ્ | મધુર દહીં ચીનાક સાથે |
| ૪૯ શ્લેષ્મન પિત્તો ાસીનમ્ | શેળાને ુ ખરલ દૂધ સાથે યવકાન્ન |
| ૫૦ શ્લેષ્મલ વાતપિત્તો ાસીનમ્ | ફાણિત અને માખણનો સંયોગ |
| ૫૧ વાતપિત્તનમ્ | કાચી કેરી ફણસના ફૂટેલા ઘા ેા વગેરે |
| ૫૨ વાતપિત્તનશ્લેષ્મોદાસીનમ્ | મધુ કોળું વામનના ફણગા |
| ૫ ાતશ્લેષ્મનમ્ | કરે ણની ાડ નિર્ગુંડી (ભીંડા?) પુત્રજીવક વગેરેના ફલ |
| ૫૪ વાતશ્લેષ્મન પિત્તો ાસીનમ્ | પાતુ । (એક જાતની ભાજી અથવા મયૂરશિખા) અને સુરચના (સુરજમુખી?) વગેરે |
| ૫૫ પિત્તશ્લેષ્મનમ્ | મોગી માની કેરી ખાબોચીયાનું પાણી શાપકાકી (?) વગેરે |
| ૫૬ પિત્તશ્લેષ્મન વાતોદાસીનમ્ | કરંજીનું તેલ |
| ૫૭ ત્રિદોષલમ્ (ત્રણેય દોષ કરનાર) | સુ મનનુ શાક બગમર નહિ જામતા દહીં । દો । ચરેલુ દહીં દહીં ફાણિત વગેરે* |

---

૧ ક્ષુદ્રી એટલે સ્વયંશીણુ ાિલાશ્રમ અને ક્ષુદ્રી એટલ કૃત્રિમ જળાશય બે

૨ મૂળમા શાલ્મલીવષ્ટ છે મોચ ર અને રોધ્ર એવા બે અર્થો થાય છે

* ચરક સંહિતામા સૂત્રસ્થાનના ૬ મા અધ્યાય 'આત્રેય ભદ્રકાપ્યીયમ્'માં દ્રવ્યભેદ અને રસભેદની સારી ચર્ચા કરવામા આવી છે દ્રવ્ય શું દ્રવ્યના ત્રિષષ્ટિવિધવિકલ્પો

अस्ति पवनपित्तकर श्लेष्मोनासीन वातपित्तकरम् ।

एव वातश्लेष्मल पित्तश्लेष्मल पदार्थभेदो स्त ॥ १६ ॥

વાતપિત્તકર અથવા વાતપિત્તન વાતપિત્તશ્લેષ્મા ાસીન વાતશ્લેષ્મલ વગેરે પ ાચના ભેદો થાય છે

एक दोषलमित्येत सप्तपचाशन्मीरिता ।

अनन्ता स्यु पुनरमी तारतम्यादि भेदत ॥ १७ ॥

ત્રિદોષન અથવા ત્રણેય દોષોને કરનાર એક દ્રવ્ય છે આવી રીતે સત્તાવન દ્રવ્યભેદો થાય છે રસ અનુરસ વગેરેની કલ્પનાથી તેમજ તર અને તમ (મધુર મધુરતર મધુરતમ)ના ભેદોથી હજી પણ આ સખ્યા અનત ગણી વધી શકે એમ છે[1]

कासश्वासविशोषशूलजठरा मानव्रणार्शोऽग्निरक्

वैस्वर्यज्वरकामलाप्रहाणकाहिक्काप्रमहापहा ।

गुल्मप्लीहहृदामयादिशमनी दोषत्रयोन्मूलिनी

चक्षुष्याऽतिरसायनी लघु सरा मेध्या शिवायुप्रदा ॥ १८ ॥

હરડેના ગુણ—

ખાસી દમ વિબધ (મૂળમા વિશેષ છે પણ તેનો અર્થ સ્પષ્ટ નથી વળી શોષમા હરડે નિષિદ્ધ છે એટલે મેં વિબધ શબ્દ રાખ્યો છે) શૂળ ઉદરરોગ આફરા વ્રણ હરસ અગ્નિસાદ (જઠરાગ્નિનુ તદ્દન મદ પડી જવુ) સ્વર બેસી જવો તાવ કમળો સગ્રહણી હેડકી પ્રમેહ (પેશાબના રોગો) ગોળો બરોળ હૃદયના રોગો વગેરેનો હરડે નાશ કરે છે હરડે ત્રિદોષઘ્ન છે આખને હિતકર છે મહા રસાયન છે લઘુ છે રેચક છે બુદ્ધિ વર્ધક છે અને આયુષ્ય વધારનાર છે

केश्य कषाय नयनामयघ्न

स्पर्शे हिम भेदि हित स्वरेऽपि ।

वीर्योष्णरूक्ष मधुर विपाके

बिभीतक पित्तकफप्रमाथि ॥ १९ ॥

---

(દ્રવ્ય દેશ કાળ પ્રભાવ વગેરેથી થતા) અને રસ સખ્યાથી પડેલા દ્રવ્યના ૬૩ ભેદો વગેરેની ચર્ચા ત્યા ઠીક કરવામા આવી છે ચરકે પણ સયામા षष्ठपञ्चाशत् कल्पना तु त्रिषष्टिधा । रसाना तत्र योग्यत्वात् कल्पिता रसचिन्तके ॥ સૂ સ્થા અ ૨૬ શ્લો ૨૨

વૈદ્યવર શ્રી કેશવવિરચિત સિદ્ધમત્ર મા આ વિષય ઉપર સરસ ઊહાપોહ કરવામા આવ્યો છે દ્રવ્યગુણ-વિચાર પર વિચાર કરનારાઓ માટે આ નાનકડો પરન્તુ અતિમૂલ્યવાન ગ્ર થ અભ્યાસયોગ્ય છે સિદ્ધભેષજ મણિમાલાના કર્તાએ સિદ્ધમત્રનુંજ શરણુ લીધુ છે ગ્ર થમા જ્યા જ્યા ઉદાહરણ નથી આપેલા તે મેં સિદ્ધમત્રમાથી ઉમેર્યા છે

૧ સિદ્ધભેષજમણિમાલા ઉપર શ્રી લક્ષ્મીરામ સ્વામીએ ટીકા લખી છે અને તે લખે છે કે આ તરતમાદિ ભેદના ઉદાહરણો જોવા હોય તો સિદ્ધમત્ર પ્રકાશ જોવો (પૃ ૭)

**બહેડાં** કેશ્ય (વાળ વધારનાર) છે કષાય (તુરો) રસયુક્ત છે આંખના રોગોને હણનાર છે સ્પર્શમાં (બાહ્યોપચારમાં) ઠંડા છે ભેદિ છે સ્વર માટે હિતકર છે (જેનો ઘાંટો બેસી ગયો હોય તેને માટે બહેડાં સારાં છે) ઉષ્ણ વીર્ય છે રૂક્ષ છે વિપાકમાં મધુર છે બેહા પિત્ત અને કફનો નાશ કરનાર છે

हरीतकीवामलकीफलं मतं परं तु पित्तापहरं विशेषतः ।
अपि त्रिदोषी मथनं त्रिदोषनुत् प्रसिद्धं तद् तद्गुणयोग दर्शनात् ॥ २० ॥

હરડેના જેવાજ આમળાના ગુણ છે વિશેષમાં આમળા પરમ રક્તપિત્તહર છે આમળા ત્રિદોષને હણનાર છે (અમ્લરસને લઇ તે વાતને હણે છે મધુર અને શીત હોવાથી તે પિત્તને હણે છે રૂક્ષ અને કષાય હોવાથી કફને હણે છે આવી રીતે આમળા ત્રણેય દોષને હણનાર છે)

योज्याऽभयैकेन विभीतकौ द्वौ फलानि चत्वारि तथामलक्याः ।
नेत्रार्तिमेहज्वरकुष्ठपित्तकफार्तिहृत् त्री त्रिफलेयमुक्ता ॥ २१ ॥

ત્રિફળાની બનાવટ—૧ હરડે ૨ બહેડા ૪ આમળા ત્રિફળા આંખની પીડા પ્રમેહ જ્વર, ચામડીના રોગો પિત્ત અને કફની પીડા વગેરેનો નાશ કરનાર છે

उष्णा विपाकमधुरा कटुकापि वृष्या
स्निग्धा लघु स्वरहिता रुचिदाऽस्ति शुण्ठी ।
दुर्नाममारुतवमिशूलविबन्धकास—
श्वासामवातकफशोफहृदामयघ्नी ॥ २२ ॥

સુંઠ ઉષ્ણ છે વિપાકમાં મધુર છે કટુ હોવા છતાં વૃષ્ય છે સ્નિગ્ધ છે લઘુ છે સ્વરને હિતકર છે રુચિર છે હરસ અગ્નિમાંદ્ય ઉલટી શૂળ કબજીયાત કાસ શ્વાસ આમવાત કફજન્ય સોજો અને હૃદયના રોગ વગેરેને હણનાર છે

(ना)रायण(ग)ज(र)म्भा प्रथमाक्षरनिर्मितस्य नियूहं ।
प्रथमतृतीयानङ्ग हर्ति निहन्ति द्वितीयसखं ॥ २३ ॥

નારાયણ ગજ અને રમ્ભા—આ ત્રણ શબ્દોના પહેલા પહેલા અક્ષરો લેવાથી **નાગર** બને છે નાગર એટલે સુંઠ સુંઠનો ક્વાથ લેવાથી વાત કફ અને પિત્ત (દ્વિતીય સખ) નાશ પામે છે

रामठलवणविलोडितदधिलुठितानां तपन शुष्काणाम् ।
मृदमाज्यभर्जितानां विश्वदलानां गुणा न कैः कथिता ॥ २४ ॥

હિંગ અને સિંધાલુણ દહીંમાં નાખી તે દહીંમાં સુંઠના ગાંગડા બોળી રાખવા પછી તે સુંઠના ગાંગડાને તડકામાં સૂકવી નાખવા પછી ઘીમાં તેને સારી રીતે સેકી લેવા આ જાતની સુંઠના ગુણો કોઇએ હજી સુધી કહ્યા નથી અર્થાત્ આ જાતની સુંઠના ગુણો અવર્ણનીય છે

शुण्ठी धुनोति न शिरस्तां स्तावि श्वागुणान्नरः ।
गतादिवर्णविभ्रम साक्षात्म विबुधै स्मृत ॥ २५ ॥

સુંઠના આ બધા ગુણો સાભળીને જે પોતાનું માથુ ધુણાવતો-હલાવતો નથી તે માણુસને વિદ્વાનો મડ। જેવોજ લેખે છે

विश्वविदार्द्रं तु गुरु प्रभेदि पटुप्रपन पवनप्रकम्पि ।
पथ्य परं भोजनपूर्वकाले विनोधि जिह्वागलयो मनोज्ञम् ॥ २६ ॥

સુંઠની માફક આદુ પણ મ ધન માથે ખાવાથી વાયુને હઠાવનાર છે દોષોને ભેદનાર છે આદુની ચુમર સિંધવ નાખીને ખાધા પડેલા ખાવાથી જીભ અને ગળાનું શોધન કરે છે અને ખૂબજ મારુ માફક આવે છે

लघुर्वृष्या तुष्णा निष्कफहरा पाकमधुरा
कटु कासश्वास ज्वरजठरमेहामप्रमथिनी ।
धणार्द्रापि स्निग्धा कलयति कफ शीतमधुरा ।
गुडोन्मिश्रा जीर्णारुचिकमनपाण्ड्वादिषु हिता ॥ २७ ॥

પીંપર લઘુ છે વૃષ્ય છે સ્હેજ ગરમ છે વાત અને કફને હરનાર છે વિપાકમા મધુર છે સ્વાદમા તીખી છે ખાસ શ્વાસ જ્વર ઉદરરોગ પ્રમેહ અને આમને હણનાર છે પીંપર સુકી હોય તો પણ તે સ્નિગ્ધ છે કફને હણે છે શીત અને મધુર છે લીંડીપીપર ગોળ સાથે લેવાથી અજીર્ણ અરુચિ ખાંસી પાડુરોગ વગેરેમા ગુણકારી છે

कृमिहित मरिच कटुपित्तल श्वसनशूलहर कफवातजित् ।
मधुरमाद्रमिद न च पित्तल न च कफ कुरुते बलिन गुरु ॥ २८ ॥

મરી કૃમિ ઉપર હિતકર છે કટુ અને પિત્તલ છે શ્વાસ અને શૂળને હરનાર છે કફ અને વાયુને જીતનાર છે લીલા મરી મધુર છે પિત્ત કરનાર નથી સ્હેજસાજ કફને કોપાવનાર છે અને ગુરૂ છે

व्योष विदु विश्वकणोषणानि सदीपन पीनसगुल्मनुत् तत् ।
सश्लीपदश्वासकफप्रमेह त्वग्रोगमेद कृमनानि हन्ति ॥ २९ ॥

વ્યોષ (ત્રિકટુ) એટલે સુઠ મરી અને પીંપર (સરખા ભાગે)નું ચૂર્ણ ત્રિકટુ દીપન છે પીનસ અને ગુલ્મને હણનાર છે હાથીપગાને શ્વાસને કફને પ્રમેહને, ચામડીના રોગોને મેદને અને ખાસીને હણનાર છે

शमयति कफवातौ पाचयत्य नमग्नि द्विगुणयति कटुत्व लाघव च व्यनक्ति ।
श्वसनजठरगुल्मप्लीहजं तुभ्ययार्ति क्षपयति मगधाया मूल मारोग्यमूलम् ॥ ३० ॥

પીંપરીમૂળ કફ અને વાયુને શમનનાર છે અન્નનું પાચન કરનાર છે જઠરાગ્નિને ખૂબજ તેજ કરનાર છે તીખા છે હલકા છે શ્વાસ ઉદર ગુલ્મ બરોળ કૃમિ ક્ષય વગેરે રોગોનો સંહાર કરે છે પીંપરીમૂળનું સેવન કરવાથી આરોગ્ય સારુ રહે છે

Regd No B 1319

વડા ગ ગ ત્યની લાયબ્રેરીઓ માટે મંજુર થએલુ

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી, ચર્ચનારૂ વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્ત- ૨૧ तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते। શ્રાવણ
અં- ૧૦ स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥ ૧૯૫૪

તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
ઠે. ભવાની રોડ મુંબાઈ-૧૪





લવાજમ રૂા ૨-૦-૦ લાયબ્રેરીઓ માટે ૧-/-

# અનુક્રમણિકા



## — વિનતિ —

આ માસિ ની આ અનુક્રમણિકા જોઈને વાચકને ખાત્રી થશે કે આ માસિક આપણા વૈદકશાસ્ત્રના જ્ઞાનપ્રચાર માટે કેવુ કામ કરી રહ્યુ છે આ માસિકનુ આ ૨૧ મુ વર્ષ ચાલે છે શરૂઆતથી જ આ માસિકમા આવા ને આવા જ લખો આવે છે વડોદરા રા ત્યે ગ્રન્થની લાયબ્રેરીઓ માટે આ માસિ મજુર ક્યુ છે અમને આશા છે કે દેશની વિદ્યાના પ્રચારમા જ દેશનો ઉત્કર્ષ સમાએલો છે એમ સમજી દરેક વાચક આ માસિકના ગ્રાહકો વધારવાની કે છેવટ પોતાના ગામની લાયબ્રેરીઓ દ્વારા પણ આ માસિકનુ વાચન કરાવે તેવી કોશિશ કરશે

દુર્ગાશકર કે શાસ્ત્રી
તંત્રી


મુદ્રણસ્થાન આદિત્ય મુદ્રણાલય રાયખડ રોડ-અમદાવાદ
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી એ.

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विवलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૧ મુ ] શ્રાવણ ૧૯૯૪ [ અંક ૧૦


## મુંબઈના અઠ્ઠાવીશમા નિ ભા વૈદ્યસમેલનની સ્વાગતસમિતિના અધિકારીઓ

તા ૧૨-૮-૩૮ને રોજ અઠ્ઠાવીશમા નિ ભા વૈદ્ય સમેલનની સ્વાગત સમિતિના લગભગ દોઢસો સભ્યોની એક જનરલ સભા શ્રી વૈદ્યરાજ હિમતરામ અમૃતલાલ મુનિજીના પ્રમુખપણા નીચે ભરાઈ હતી જ્યારે સ્વાગતસમિતિના નીચેના અધિકારીઓની ચુટણી કરવામા આવી છે

**સ્વાગતાધ્યક્ષ**—આ મા વૈદ્યરાજ પ શ્રી જાદવજી ત્રિકમજી આચાર્ય મુબઈ

**ઉપાધ્યક્ષ**—૧ શ્રી રાજવૈદ્ય એમ એમ શર્મા મુબઈ
૨ વૈદ્યરાજ શ્રી શિવશંકર બાવાભાઈ મુબઈ
૩ વૈદ્યરાજ શ્રી નાનાસાહેબ પુરાણિક પનવેલ
૪ વૈદ્યરાજ શ્રી જુગતરામ શંકરપ્રસાદ વૈદ્ય મુબઈ
૫ વૈદ્યરાજ શ્રી આબાસાહેબ સાઠે ચેબુર.
૬ વૈદ્યરાજ પ શ્રી સાગરમ નજી મુબઈ
૭ વૈદ્યરાજ હિમતલાલ અ મુનિ મુબઈ

**પ્રધાનમંત્રી**—શ્રી વૈદ્યરાજ પ કન્હૈયાલાલ શર્મા આયુર્વેદાચાર્ય

**સહકારીમંત્રીઓ** ૧ શ્રી પ વિદ્યાપ્રસાદ વ્યાસ આયુર્વેદાચાર્ય
૨ વૈ પ શ્રી પ્યારેલાલ શર્મા આયુર્વેદાચાર્ય
૩ વૈ પ શ્રી રઘુનાથ શાસ્ત્રી તામ્હેકર આયુર્વેદાચાર્ય
૪ વૈ પ મણિનાથ નાનાશંકર ત્રિવેદી આયુર્વેદાચાર્ય
૫ વૈ સોમેશ્વર મયાશંકર ભટ્ટ આયુર્વે વિશારદ
૬ વૈ પ શિવપ્રસાદજી શર્મા વૈદ્યભૂષણ

**કોષાધ્યક્ષ**—૧ શ્રી વૈદ્યરાજ પ જુગતરામજી* (ઝંડુ ફાર્મસી)
૨ વૈદ્યરાજ નાનાસાહેબ પુરાણિક (શ્રી ધૂતપાપેશ્વર ઔષધાલય પનવેલ)

**ઑડીટર**—૧ શ્રી વૈદ્યરાજ વામનરાવ દીનાનાથજી વૈદ્યભૂષણ
૨ વૈદ્યરાજ ગોપાળજી કુવરજી ઠક્કુર સિ ધ આ ફાર્મસી

આ ઉપરાત ચાળીશ સભાસદોની વ્યવસ્થાપક સમિતિ બનાવવામા આવી છે

---

* શ્રી. વૈદ્યરાજ જુગતરામ શંકરપ્રસાદ વૈદ્યનુ નામ ઉપાધ્યક્ષમા તથા કોષાધ્યક્ષમા તો છે પણ મંત્રીઓમા પણ વૈ સ પ. મા છપાયુ છે તે ભૂલ છે માટે અહીં નથી છાપ્યું તંત્રી આ વિ

## એક ખુલાસો

આયુર્વેદ મહામડળના પ્રધાનમત્રી કવિરાજ પ્રતાપસિંહજી વ સ ૫ ના અકમાં ભ્રમ નિવારણ શીર્ષક નીચે લખે છે કે —

આયુર્વેદ વિદ્યાપીઠની પરીક્ષાઓનુ પરિણામ વિલબથી પ્રકાશિત થવાને લીધે કાર્યાલયની વ્યવસ્થા વિષે વૈદ્યજગતમા કાઈ ભ્રમ પેદા થયો હતો એમ અનેક પત્રોના અવલોકનથી જણાય છે માટે હુ સ્પષ્ટ કરી દેવા ઇચ્છુ છુ કે પરીક્ષાઓન પરિણામ મોડુ પ્રકાશિત થવાનુ કારણ અનેક પરીક્ષક મહાશયો પાસેથી પરિણામ મોડુ મળ્યુ એ છે રાજવૈદ્ય ૫ શ્રી કિશોરીદત્તજી શાસ્ત્રી પોતે એક પરીક્ષકનુ પરિણામ પત્ર લઈને ૧૩મી જુલાઈએ બનારસ પધાર્યા હતા અને મહારાષ્ટ્રનુ પરીક્ષાફલ કાર્યાલયમા ૧૧મી ઑગસ્ટે પહોચ્યુ આ સ્થિતિમા કાર્યાલય નિરૂપાય હતુ આથી (ઑગસ્ટની ૧૪મીથી) કૈનુ પ્રકાશિત થવુ અશક્ય હતુ ૧૫મી જુલાઈ કે જેટલુ પરીક્ષાફલ મળ્યુ હતુ તેટલુ પ્રકાશિત કરવામા આવ્યુ હતુ અધ્યાપકો અને વિદ્યાર્થી સમૂહ આ અનિવાર વિવશતા માટે ક્ષમા કરશે તથા ભ્રમાત્મક વિચારોને દૂર કરવાનો પ્રયત્ન કરશે એવી આશા છે કાર્યાલય સારી રીતે ચાલી રહ્યુ છે (વૈ સ ૫ ઑગસ્ટ ૧૯ ૮)

ઉપરના ખુલાસાથી મહામડળના તથા વિદ્યાપીઠના મત્રીઓના ગજીનામા પાછા ખેચી લેવામા આવ્યા જણાય છે

તત્રી આ વી

## નિ ભા આયુર્વેદ વિદ્યાપીઠની પરીક્ષાઓનુ પરિણામ

વૈદ્યસમેલન પત્રિકાના જુલાઈ અકમા આયુર્વેદાચાર્ય પરીક્ષાનુ અને ઑગષ્ટ અકમા વિશારદ તથા ભિષક્ પરીક્ષાઓનુ પરિણામ પ્રકાશિત થયુ છે પત્રિકામા એનુ તારણ નથી આપ્યુ પણ ગણી જોતા નીચે પ્રમાણે જણાય છે આચાર્ય પરીક્ષામા કુલ ૨૨૬ પરીક્ષાર્થીઓ બેઠા હતા તેમાથી ૪૪ પાસ થયા છે વિશારદ પરીક્ષામા ૪૭૫ બેઠા હતા તેમાથી ૧ પાસ થયા જ્યારે ભિષક પરીક્ષામા ૧૨૨૬ બેઠા હતા જેમાથી ૩૪૫ પાસ થયા છે આ રીતે કુલ ૧૯ ૯૫૨ વિદ્યાર્થીઓ આયુર્વેદ વિદ્યાપીઠની પરીક્ષામા બેઠા હતા પરિણામ લગભગ પચીશ ટકા આવ્યુ છે

આવતા વૈદ્યસમેલન માટે પ્રમુખની ચુટણીની તૈયારી અત્યારથી ચાલે છે પણ ડીસે બરમા નિયમ પ્રમાણે આવતુ સમેલન ભરાશે તો હાલના પ્રમુખને કામ કરવા માટે પૂરા આઠ મહિનાયે મળશે નહિ એ જોતા તો વૈદ્યસમેલન એપ્રીલમા ભરવામા આવે અથવા તો એજ પ્રમુખને ફરી ચુટવામા આવે તો જ એની પાસે આખા દેશમા ફરીને આયુર્વેદના પ્રચારની જે ધારણા રાખી હતી તે સફળ થવાનો સભવ છે

## પ્રાન્તીય વૈદ્યસમેલન

એક મિત્ર તરફથી સૂચના આવી છે કે અમદાવાદમા જેમ નિખિલ ભારતીય સાથે પ્રાતીય પણ ભરવામા આવ્યુ હતુ તેમ મુબઈમા પણ નિ ભા સાથે ગુજરાત પ્રાન્તીય પણ ભરવામા આવે તો સારૂ સૂચના ખોટી નથી ગુજરાત પ્રાતીય સમેલનના ચલાવનારાઓ વિચાર કરશે એવી આશા છે

# નાગપુરનું વૈદ્ય સમેલન તથા તેમાં થયેલા ઠરાવો

નાગપુરના વૈદ્યસમેલન વિષે આ વિભા અત્યાર સુધીમા ઘણુ લખાઈ ગયુ હોવા છતા હજી કેટલુ બાકી છે બીજી તરફથી આવતા વૈદ્ય સમેલનની તૈયારીઓ મહીનાઓથી શરૂ થઈ ચુકી છે અને એના પણ વિવિધ રમ સામગ્રી પૂરી પા તા ખ રો છાપવા પડે છે છાપામા આવેલા ના ખબર પ્રમાણે આયુર્વ માર્તંડ જા વજી નિ આચાર્ય સ્વાગતના ધ્યક્ષ ચુટાયા છે આથી વધારે સારી પસ ગી સભવિત નથી એ માટે અમે ચુટણી કરનાર સભ્યોને ધ યવા આપીએ છીએ

પણ આ રીતે નવા સમેલનના ખબર શરૂ થાય ત્યારે જૂના ખબર બધ થવાનો વખત થઈ ગયો ગણાય અને માટે વિચાર આ નોધને અતે નાગપુર સમેલન પુરાણને સમાપ્ત કરી નાખવાનો છે

નાગપુર વૈદ્ય સમેલનમા થયેલા અને છપાયેલા લા ા અધ્યક્ષીય ભાષણોમાથી પાશ્ચ ક્રમ સભાપા પરિષ ના અધ્યક્ષ વૈ ભૂ પુરુષોત્તમ શાસ્ત્રી હિર્ડેકરનું ભાષણ આપવાનો મોહ હવે જતો ર્યો પ ગે જિજ્ઞાસુ વાચનાર ન મ પ ૧૯૩૮ મેના અકમા અથવા આરોગ્ય મ િ વ૪ ૧ અ મા જોઈ લે બીજી ઝીણી સમેલન વૃત્તાત વિષયક વિગતો તો હવે માત્ર અસ્ત થઈ ગઈ માત્ર સમેલનમા થયેલા ઠરાવો અને આયુર્વે મહામડળનો રિપોર્ટ એ બેમાથી ખાસ નોધવા યોગ્ય બાબતો અત્રે અહીં નોધવા ઈચ્છા છે

પહેલા મહામડળના રિપોર્ટનુ િ ન રીએ રિપોર્ટમા નોધ્યુ છે તેમ ગયે વર્ષે અનેક પ્રાન્તોમા કોગ્રેસનુ ગ ય થયુ અને યુ પી સી પી બગાળ બિહાર અને મુબઈ એ પ્રા તોમા દેશી વૈદ્ય ના રક્ષણને નામે માત્ર ઓ થવાની તયારી ચાલે છે એ તૈયારીનુ પહેલુ ફળ મુબઈમા રજીસ્ટ્રેશન બીલરૂપે દેખાઈ ગયુ છે

(૨) ગયે વર્ષે અનેક આયુર્વે વિદ્યાલયો દા ત સનાતનધર્મ આયુર્વેદિક કોલેજ ડી એ વી આયુર્વેદિક કોલેજ લાહોર આયુર્વે તિબ્બી યૂનાની કોલેજ દીલ્હી અને હિ દુ વિશ્વવિદ્યાલય આયુર્વેદિક કોલેજ બનારસ, વગેરેમા વિદ્યાર્થીઓની હ તાલો પડી બીજી સંસ્થાઓમા વિદ્યાર્થીઓને અસતોષ હોવાના સમાચાર મળ્યા છે આ મ ના મત્રીના ધારવા પ્રમાણે આ અસતોષનુ કારણ અધિ ારીઓ અને છાત્રો વચ્ચે સદ્ભાવનો અભાવ અને શિક્ષણ પદ્ધતિની અપૂર્ણતા છે મને નિ ાન સાચુ લાગે છે વૈદ્ય સમેલન ઉપાય કરી શકશે ?

રિપોર્ટમા આયુર્વેદ મહામડળનું કેન્દ્રીય સ્થાયી કાર્યાલય તેમજ પ્રાન્તીય મડળોનાં પ્રાન્તીય કાર્યાલયો હોવાની આવશ્યકતા દર્શાવી છે પ્રાન્તીય કાર્યાલયો તો દૂર રહ્યા પણ કેન્દ્રીય કાર્યાલયનો વિચાર નાગપુરના સમેલનમા થયો હતો

પ માલવીયજીના કાયાક પનો ઉ લેખ રિપોર્ટમા છે પણ તે વિષયની તો સવિસ્તર નોધ આ માસિકમા આવી ગઈ છે

સિ ધના પ્રસિદ્ધ નગર કરા ી નિવાસી પ સુખરામદાસ જી ઓઝાએ ક્ષયરોગ સબધી આયુર્વેદીય રૂહરિસર્ચલેબોરેટરીયમ ખોલવાની યોજના તૈયાર કરી છે બીજી તરફથી

કેટલાકને તે યોગ્ય લાગ્યો હતો પણ મહામંડળના સભ્યોના હક્કો ઉપર આ યોજના આક્રમણ કરે છે ઘણા આજીવન સભ્ય થયા છે તે આના હક્ક તરફ જોઈને વગેરે દલીલો સાથે એક પક્ષે આ યોજનાનો પ્રબળ વિરોધ કર્યો હતો અને એ હકની દલીલના જવાબમા પ્રોવીન્સીસ્ટમના પક્ષકારોએ બાકીની બાબતોમા મતગણત્રી સભ્યવાર રહેવા દઈ ફક્ત ઉપર કહેલી ત્રણ બાબતમા પ્રાન્તવાર મતનુ ધોરણ રાખવુ એ રીતે ઠરાવ મુક્યો

ઉપરના ઠરાવમા બીજી મુશ્કેલી એ હતી કે જો આ રીતે પ્રાન્તવાર મત ગણવામા આવે તો પ્રાન્તો સભ્યોને વધારવાની મહેનત જ ન કરે આ મુશ્કેલીના ઉપાય તરીકે એ ઠરાવના પક્ષકારોએ દરેકનુ પ્રાન્તવાર સભ્ય પ્રમાણ જોઈને પ્રાન્ત માટે ઓછામા ઓછી અમુક સંખ્યા આવશ્યક હોવી જોઈએ એમ ઠરાવ્યુ અને એ ઉપર વિષયનિર્વાચન સમિતિમા ચર્ચા થઈને પ્રાન્તવાર જે સભ્ય સંખ્યા નક્કી થઈ તેના સભ્યો હોય તોજ તે તે પ્રાન્તને મતનો હક્ક મળે એ રીતે ઠરાવ ઘડ્યો દા ત આન્ધ્ર ૧૦ કેરલ ૧ તામિલનાડ ૧૦ મદ્રાસ ૧ મુબઈ ૨ ગુજરાત મહારાષ્ટ્ર ૨ કર્ણાટક ૨ સિધ ૧ પંજાબ ૨૫ સીમાપ્રદેશ ૫ યુ પી ૬ વગેરે (બાકીની સભ્ય સંખ્યા માટે જુઓ વૈ મ ૫ જૂન ૧૯૮૫ પૃ ૧૫)

ઉપરના ઠરાવ ઉપર વિષયનિર્વાચન સમિતિમા છેવટ સુધી વિરોધ હતો પણ ઠરાવ બહુમતિથી પસાર થયો હતો અને ખુલ્લી બેઠકમા પણ ઘણો વિરોધ અને વાદવિવાદ થયા પછી બહુમતિથી પસાર થયો પણ એટલેથી વાત પૂરી ન થઈ અને બીજે દિવસે નીચેનો ઠરાવ પસાર થયો અને તેનો પોતાના પુત્રની વતી પતીઆળાના રાજવૈદ્ય રામપ્રસાદજીએ સ્વીકાર કર્યો —

**ઠરાવ ૧૨ મો**— પ્રોવીન્સીસ્ટમનો જે ઠરાવ કાલે પસાર થયો છે તેનો અમલ એક વર્ષ સુધી મુલતવી રાખવો કારણકે આ ઠરાવને અમલમા મુકવા માટે તેમજ જૂના તથા નવા પ્રાન્તોમા નાગરિક વ્યવસ્થા માટે આટલો સમય નિતાન્ત આવશ્યક છે

**ફાર્મસી એસોસીએશનનો ઠરાવ**—આયુર્વેદ મહાસંમેલનનુ ઔષધિનિર્માણ શાલાધ્યક્ષ સમેલન ઠરાવ કરે છે કે ફાર્મસી એસોસીએશનના નામથી એક સ્થાયી સમિતિની ઔષધિ નિર્માણાદિની સાર્વભૌમિક વ્યવસ્થા માટે સ્થાપના કરવામા આવે છે આ મતના સપાદન માટે નીચેના સજ્જનોની કમિટી નીમવામા આવે છે

શ્રી જુગતરામ શંકરપ્રસાદ વૈદ્ય મુંબઈ સભાપતિ
શ્રી ગોપાળ કુવરજી ઠક્કુર મુબઈ મંત્રી
(બાકીના સદસ્યોના નામો માટે જુઓ વૈ મ ૫ જુન)

**૧૯ મો ઠરાવ**–મુબઈ વૈદ્યકર્મીઓના રજીસ્ટ્રેશન બીલ વિષે હતો જે આ વિ ના અ ૭ પૃ ૨૧૯ મા ઉતાર્યો છે

**૨૧ મો ઠરાવ**–આ સમેલન ભારતીય આયુર્વેદિક ફાર્મસીઓના અધ્યક્ષોને અનુરોધ કરે છે કે તરત નષ્ટ થઈ જાય એવા ચૂર્ણ ગુટિકા તેલ ઘૃત આદિ ઔષધિઓની શીશી ઉપર શાસ્ત્ર પ્રમાણે તે તે ઔષધ હીનવીર્ય થવાનો સમય તેઓએ નોંધવો જેથી લોકોને બરોબર ગુણકારી ઔષધો મળે

**૨૨ મો ઠરાવ**—જે ફાર્મસીઓ ઔષધિના ગ્રન્થ તથા પાઠનો નિર્દેશ નથી કરતી તેઓને આ સમ્મેલન સૂચના કરે છે કે ભવિષ્યમાં તેઓએ પાઠનો નિર્દેશ જરૂર કરવો જેથી વૈદ્યો તે તે ઔષધનો ઉપયોગ કરી શકે

**૨૩ મો ઠરાવ**— આ સમ્મેલન લેડી લીનલીથગો દ્વારા સંસ્થાપિત ક્ષયરોગ નિવારક ફંડના અધિકારીઓને આગ્રહ સાથે અનુરોધ કરે છે કે ભારતીય જનતાના હિતને દૃષ્ટિમાં રાખીને નજીકના ભવિષ્યમાં ઉઘડનાર ક્ષયરોગનિવારક ચિકિત્સાલયોમાં આયુર્વેદિક ચિકિત્સા પ્રણાલીને સતેષકારક સ્થાન આપે

**૨૪ મો ઠરાવ**–(૧) વિદ્યાપીઠની ભિષક્ અને વિશારદ પરીક્ષા ત્રણ ખંડમાં તથા આચાર્ય પરીક્ષા બે ખંડમાં લેવી

(૨) ખંડશ પરીક્ષામાં જે બે વિષયમાં અનુત્તીર્ણ રહે તેને પછીના વર્ષમાં માત્ર અનુત્તીર્ણ વિષયમાં જ પરીક્ષા આપવાની અનુમતિ આપવી પરંતુ જે એક કરતાં વધારે વિષયોમાં અનુત્તીર્ણ રહે તેણે સંપૂર્ણ વિષયોમાં પરીક્ષા આપવી પડે

(૩) ચરક સુશ્રુત વાગ્ભટ એ ત્રણેય ગ્રન્થોનું મૂળનું શિક્ષણ વિભાગમાં પૂરૂં કરવું

(૪) આચાર્ય પરીક્ષામાં ચરકની ચક્રપાણિદત્તની વ્યાખ્યા સુશ્રુતની (સૂત્રસ્થાનની) ભાનુમતી વ્યાખ્યા અને ડલ્હણની વ્યાખ્યા તથા વાગ્ભટની હેમાદ્રિ તથા અરૂણદત્તની વ્યાખ્યા તેમજ માધવનિદાનની પચનક્ષપાણીની મધુકોશ વ્યાખ્યા ભણાવવી. આ ટીકા ગ્રંથો ઉપરાંત માનસરોગ વ્યવહારાયુર્વેદ તંત્રાના મતોમાં પરસ્પર મતભેદ સંબંધી વિચાર વિશિષ્ટ રોગોનો કર્માભ્યાસ ઇત્યાદિ વિષયોનું પૂર પ્રત્યક્ષ જ્ઞાન આપવું

(૫) જે વિદ્યાર્થી વિશારદ પરીક્ષામાં પાસ થયા પછી જ્યાં આતુરાલય પણ સાથે હોય એવા વિદ્યાલયમાં કમ્પાઉન્ડર તરીકે તેણ પ્રમાણપત્ર રજુ કરે તેને આચાર્ય પરીક્ષામાં બેસવાની રજા આપવી

(૬) ભિષક્ પરીક્ષાના પ્રશ્નપત્રોનો હિંદી અને પ્રાન્તીય ભાષાઓમાં અનુવાદ કરીને વિદ્યાર્થીઓને આપવામાં આવે છે એ પ્રથા હવેથી બંધ કરી પ્રશ્નપત્રો માત્ર સંસ્કૃતમાં રાખવા પરીક્ષા વખતે વિદ્યાર્થીઓને એનો અનુવાદ કરીને પણ ન સમજાવવો. ભિષક્પરીક્ષાર્થી સંસ્કૃતમાં ભલે ઉત્તર ન લખી શકે પરંતુ સંસ્કૃતમાં પ્રશ્ન સમજવા જેટલું જ્ઞાન એને જરૂર હોવું જોઈએ

(૭) વિદ્યાપીઠ સંમત અધ્યાપક જ પરીક્ષાની અરજી ઉપર સહી કરી શકે બીજા ન કરી શકે એ નિયમનું સખ્ત રીતે પાલન થવું જોઈએ

(૮) ભિષક્ વિશારદ અથવા આચાર્યની સંપૂર્ણ પરીક્ષા આપનાર વિદ્યાર્થી બેથી વધારે વિષયોમાં નાપાસ થાય તો બીજે વર્ષે સર્વ વિષયોની ફરી પરીક્ષા આપે

આ ઠરાવો ધન્વંતરા તથા ઔદ્યોગિક ખાણી છોડી દીધા છે

# નાગપુરના નિ ભા વૈદ્યસમ્મેલનના અધ્યક્ષ વૈદ્ય પચાનન શ્રી ગગાધરશાસ્ત્રી ગુણેનુ ભાષણ

(ગતાંકથી ચાલુ)

**દ્રવ્યભૂતચિકિત્સા—** પગુણ કર્માનુસારી દ્રવ્યભૂતચિકિત્સામા ગસવિપાકવીર્ય પ્રભાવનુ તત્ત્વ વિવેચન એ મહત્ત્વનો વિચારણીય વિષય છે દ્રવ્યભૂત અને અદ્રવ્યભૂત બેજ વિધાન ઉપર ચિકિત્સાના આઠ પ્રકારોનો આધાર છે બાહ્ય જગતના અપરિસખ્યેય દ્રવ્યો શરીરગત સેંદ્રિય અને સચેતન ધાતુ મનોગ્રશની રગનુ મન મનોથ બુદ્ધિ એ બધા ઉપર અસર કરીને તેનું સામ્ય ટકાવી રાખવાનો પ્રયત્ન રીતે આરોગ્યને જાળવી રાખે છે અને રોગી સ્થિતિમા દોષ વષમ્યો દૂર કરવાનો પ્રયત્ન કરે છે દોષ વષમ્ય દૂર થઈને ધાતુ સામ્ય ટકાવી રાખવા માટે દ્રવ્યાત્મ અથવા અદ્રવ્યભૂત બેજનો ઉપયોગ થાય છે તેમા મુખ્યતત્ત્વ ધાતુ સામ્ય પ્રવૃત્તિ છે —

શરીર ધાતુસભવ ત પ્રકૃતિ ધાતુસામ્યતા

ભેલસંહિતા અ ૨૮

આ દહનો સહજ ધર્મ છે અર્થાત્ પ્રકૃતિ વિ ધાતુસામ્ય પ્રવૃત્તિ મે વ અથવા સચેતન શરીરાન્તર્ગત હોવાથી બાહ્ય યો પણ તેની સાથે સહેલાઈથી મળી જાય એવા સમાનધર્મી હોવા જોઇએ અને આ કારણથી દ્રવ્ય વિજ્ઞાનશાસ્ત્રમા વધારો થઈને દ્રવ્યસસ્કાર શાસ્ત્રની રચના થઈ છે આ રીતે આયુર્વેદના અને ભિન ભિન શાસ્ત્રો તથા ઉપશાસ્ત્રો રચાઈને આયુર્વેદ ન ચિકિત્સાશાસ્ત્ર અને તેની પદ્ધતિ સમૃદ્ધ થયા છે રોગને દૂર કરવા માટે એ પદ્ધતિ અત્યત સામર્થ્ય વાળી છે

આ ચિકિત્સા પદ્ધતિનુ વ ર્ન કરવામા આવે તેટલુ થોડુ છે આ રીતે હેતુ લક્ષણ અને ઔષધિ વિજ્ઞાન એ ત્રણ સ્કધને અનુસરતુ રોગોચ્છેદક આયુર્વેદીય વિભાગનુ વર્ણન પૂરૂ થયુ હવે સ્વાસ્થ્યાનુવૃત્તિકર અથવા આરોગ્ય રક્ષણ શાસ્ત્રની આયુર્વેદિક મીમાસા કરવામા જોઈએ

સ્વાસ્થ્ય રક્ષણશાસ્ત્ર ઉપર હાલમા ઝાઝુ ધ્યાન આપવામા આવતુ નથી આધુનિક જનતા આ બાબતમા અત્યત બેફિકર છે રોગ થયા પછી અત્યત ગભરાઈને સમય અને પૈસાનો ગમે તેટલો ખર્ચ કરી પણ રોગ થાય જ નહિ અને આરોગ્ય ટકી રહે એ માટે મહેનત કરવાની અથવા તેનુ શાસ્ત્ર અને તેનો વ્યવહાર સમજી લેવાની પ્રવૃત્તિ કોઈને સૂઝતી નથી એ ભારે આશ્ચર્યની વાત છે ઉલટુ ગમે તેમ **મન પૂત સમાચરેત્** એવી વૃત્તિના લોકો વધારે જોવામા આવે છે મનમા આવે તેવુ આચરણ રાખવાથી આરોગ્યના નિયમોનો વારવાર ભગ થાય છે અને શરીર રોગોનું ઘર બની જાય છે ઇન્દ્રિયો વિકળ થઈ જાય છે અને મન નબળુ હલકુ અને ગભરાયેલુ થવાથી આરોગ્ય બગડે છે આ સ્થિતિ સુધારાની ટોચ ઉપર જે લોકો ગયા છે તે પાશ્ચાત્ય પ્રાચ્ય અને પાતાલસ્થ (અમેરિકાના) લોકોની છે અને એ કારણથી જ સર આર્બુથનોટ લેન જેવા વિખ્યાત દાક્તરે પોતાના પચાસ વરસના

લાખ્ખા તપ પછી અને હજારો લાખો દરદીઓ ઉપર શસ્ત્રક્રિયા કર્યા પછી પણ આરોગ્યનો લાભ થતો ન જોઈને હતાશ થઈને યૂહેલ્થહોમ જેવી સંસ્થા કાઢી છે અને એ હતાશ મન સ્થિતિનુ ચિત્ર દોરતા ઉદ્ગાર કાઢ્યા છે કે —

The wastage and degeneracy which we have accepted hitherto as the natural concomitant of civilized societies બાલશોષ (Rickets) માસાણુ (cancer) ક્ષય એટલા જ નહિ પણ કમજીઆત માનસિકરોગ ઉમાદ જનનેન્દ્રિયના રોગો વગેરે રોગોથી વિહ્વળ થઈને જનતા અત્યત હતબુદ્ધિ થઈ ગઈ છે એકલા ગ્રેટબ્રિટનમા દશ લાખ બાળકો શરીરપ્રકૃતિએ એવા ખરાબ છે કે જે-કેળવણી લેવાને બિનકુલ લાયક નથી રોગોચ્છેદક શાસ્ત્રની તથા એ બાતની વણી જ વૃદ્ધિ થઈ હોવા છતા તેમજ ઇસ્પીતાલોની ઘણી સારી સગવડો હોવા છતા નીરોગી શરીર પ્રાપ્ત કરવવાની શક્તિ એમા નથી ઉલટુ —

It is unfortunate however that advances in medicine often make it possible to prevent death without being able to give health આનુ ઉદાહરણ આપવુ હોય તો—

Insulin may prevent death from diabetes but it cannot remove the disease still less can it give the sufferer health

આધુનિ રોગોચ્છે શાસ્ત્રની હાલની સ્થિતિ આવી છે ખરેખર આરોગ્ય રક્ષણ શાસ્ત્રનું જ્ઞાન જેટલુ વધે અને જેટલો તેનો પ્રત્યક્ષ વ્યવહારમા ઉપયોગ થાય તેટલો સાચુ આરોગ્ય પ્રાપ્ત થવાનો સભવ છે

True function of medicine is to prevent rather than to heal આ મુખ્ય સૂત્ર વદ્યના અભિમાનીએ અને વધ ધધો કરનારાએ ધ્યાનમા રાખવુ જોઈએ The doctor s first duty is to deal with health rather than with disease આ તત્ત્વ મુખ્યત્વે આચરણમા ઉતારવુ જોઈએ હમણા હમણા કોઈ વાર સર હમ્ફ્રેરોની સન જેવા શાસ્ત્ર The medicine is prevention rather than cure આવુ પ્રતિપાદન કરવા લાગ્યા છે શાસ્ત્રનો ઘણી મહેનતે સ્વાસ્થ્ય રક્ષણનુ શાસ્ત્ર ન ઉત્પન તો કરે પણ તેને વ્યવહારમા કેમ ઉતારવુ એ પ્રશ્ન ઘણો વિકટ થઈ પડયો છે

આયુર્વેદે સ્વાસ્થ્યાનુવૃત્તિકર શાસ્ત્ર સ્થાપન કરી તેને આચારમા લાવવાની એવી સુંદર વ્યવસ્થા કરી છે કે તેનો વિચાર કરતા ભારે આશ્ચર્ય લાગે છે માણસની બધી મહેનત સુખ માટે છે દુ ખ કોઈને જોતું નથી

सुखसज्ञकमारोग्य विकारो दु खमेव च ।

આરોગ્યવાળી શારીરિક સ્થિતિ એનુ જ નામ સુખ અને રોગ એ જ દુ ખ આ પ્રમાણે આયુર્વેદે સુખ દુ ખની વ્યાખ્યા કરી છે[1] અને પછી કહ્યુ છે કે —

त च नि य प्रयुञ्जीत स्वास्थ्य येनानुवर्तते ।

अजातानां विकाराणामनुत्पत्तिकर च यत् ॥

---

[1] મારા માનવા પ્રમાણે સુખ દુ ખ તો સહજ અનુભવગમ્ય છે એને વ્યાખ્યાની જરૂર નથી ખરી રીતે આરોગ્ય અને રોગની વ્યાખ્યા ઉપરના વચનમા આયુર્વેદે કરી છે તની આ વિ

એવો સ્પષ્ટ આદેશ છે મતલબ કે આરોગ્ય ટકાવી રાખે અને અને અનુત્પન્નરોગો ઉત્પન્ન જ ન થાય એવા આહાર વિહાર સાધારણ રીતે હમેશા રાખવા જોઈએ સ્વસ્થ શબ્દની વ્યાખ્યા પણ આયુર્વેદે ઘણી સુન્દર સમર્પક અને વ્યાપક આપેલી છે

समदोष समाग्निश्च समधातु मलक्रिय ।
प्रसन्नात्मेन्द्रियमना स्वस्थ इत्यभिधीयते ॥

આ રીતે જોતા શરીર સ્વાસ્થ્ય ઇન્દ્રિય સ્વાસ્થ્ય અને મનસ્વાસ્થ્યના ત્રણ પ્રકાર થશે મન અને ઇન્દ્રિયની પ્રસન્નતા વગર સાચુ આરોગ્ય હોતુ શક્ય નથી

स्वास्थ्यमुद्रेकक्षयधातुवैषम्यवरहितं धातुसाम्याम यथ

આ પ્રમાણે ચક્રપાણિએ આપેલી આરોગ્યની વ્યાખ્યા ઘણી સમર્પક છે વિશુદ્ધ આહાર અને આચારના યોગથી નિત્ય ક્ષીણ થતા શરીરનુ પરિપોષણ થઈને તે ટકી રહે છે દીવાની ઉપમા આને આપી શકાય જેમ તેલ અને વાટ મુકીને દીવાને સળગતો રાખવો પડે છે તેમજ આયુષ્ય રૂપ દીવાની વાટ છે અને એ આયુષ્ય રૂપ દીવો ઘણી સારી રીતે રહે એ માટે બને તેટલી તકેદારી આપણે રાખવી જોઈએ

આરોગ્યશાસ્ત્રના માત્ર જ્ઞાનથી આ કાર્ય નથી થતુ પણ આરોગ્યશાસ્ત્રના જ્ઞાનને વ્યવહારમા ઉતારીને તથા તેને નિત્યજીવનક્રમમા ઉતારવાથી જ આરોગ્ય ટકી રહે છે આરોગ્યના ત્રણ ટેકા-શરીરને ધારણ કરનાર થાભલા છે આહાર ઉંઘ અને બ્રહ્મચર્ય (त्रय उपस्तम्भा इत्याहार स्वप्नो ब्रह्मचर्यमिति) આમાથી ઉંઘ અને બ્રહ્મચર્ય વિહારમા આવે છે આ આહારાદિના યોગથી શરીર બલ અને વર્ણથી ભરેલુ રહે છે અને આયુષ્ય હોય ત્યા સુધી તદ્દન નીરોગી રહે છે અને એ કારણથી એને શરીરના ઉપસ્તંભ કહેલ છે આહાર શબ્દ બાહ્ય જગતના જે જે પદાર્થોનો શરીરમા આપણે ઉપયોગ કરીએ છિએ તે બધા શાસ્ત્રને વિવક્ષિત છે આહારને શાસ્ત્રકારે પ્રાણ કહેલા છે અન્ન બ્રહ્મ આવુ ઉપનિષત્કારે અન્નનુ વર્ણન કર્યુ છે—

इष्टवर्णगन्धरसस्पर्श विधिविहितमन्नपान प्राणिनां प्राणसज्ञकानां प्राणमाचक्षते कुशला । तत्स्वरसमूर्जयति । तच्छरीरधातुव्यूहबलवर्णेन्द्रियप्रसादकर । આ પ્રમાણે ચરકાચાર્યે કહેલુ છે

સ્વાસ્થ્ય અને જીવન વ્યાપાર ટકાવી રાખવા માટે અન્ન પાન અને હવા એ મુખ્યત્વે જરૂરના છે હવા અને બીજી બાહ્ય વસ્તુ તેનો સમાવેશ બાહ્ય સાધનોમા થાય છે અને તેનુ સ્વતન્ત્ર જ શાસ્ત્ર છે તો સમષ્ટિ સ્વાસ્થ્ય કહી શકાય પણ આહાર વિહાર શાસ્ત્રનો સમાવેશ વ્યક્તિગત આરોગ્યમા થાય છે જેનો વિચાર આયુર્વેદે ઘણો સારો કર્યો છે આહારના ઉપયોગનો આયુર્વેદની તથા સાખ્ય વેદાન્તશાસ્ત્રની એવી બે દૃષ્ટિથી આર્યોએ વિચાર કર્યો છે આયુર્વેદ મનનો વિચાર કરેલોજ છે પરન્તુ મુખ્યત્વે શારીર ધાતુના પરિપોષણનો વિચાર આયુર્વેદે કરેલો છે ત્યા મનની સત્વ રજ તમ અવસ્થાઓ તથા ગુણોના પરિપોષણનો વિચાર સાખ્યવેદાન્તે કર્યો છે અને તે દૃષ્ટિથી અન્નના સાત્વિક રાજસ અને તામસ એવા ભેદ પાડયા છે ત્યારે આયુર્વેદે વાતલ પિત્તલ અને શ્લેષ્મલ એવા ભેદ પાડયા છે આહાર લીધા પછી તેનુ પાચન થવાની ગતિમા મોઢામા તથા આમાશયમા કલેદક કફ આહાર સાથે મળે છે પાચક પિત્ત મળે છે અને પક્વાશયમા સમાન વાયુ મળે છે આ

પાણી સ્નેહ ચરબી અને નિરિન્દ્રિયક્ષાર, એટલાની શરીરના પોષણમાં આવશ્યક્તા છે આ કલ્પનામા હમણા હમણા જીવનીય દ્રવ્યો (વીટામીન)ની આવશ્યક્તાનો ઉમેરો થયો છે જીવનીય દ્રવ્યો (વીટામીન) ની શોધ તદ્દન આધુનિક છે કુન્નુરની પ્રયોગશાળામા પ્રયોગો કરીને મેજર જનરલ સર મેકેરીસને આહાર શાસ્ત્રમા પુષ્કળ નવા સિદ્ધાન્તો ઉમેર્યા છે હિતકર અન્ન વિધિપૂર્વક તૈયાર કરીને આપવામા આવે તોજ શરીર ધાતુ સમૂહ બલ વર્ણ વગેરેનો ઉપચય સારી રીતે થઈ છે અને એથી ઉલ્ટી સ્થિતિમા આહારનુ એથી વિરૂદ્ધ પરિણામ થાય છે એ તેણે પ્રયોગોથી સિદ્ધ કર્યુ છે જીવનીય દ્રવ્યોના યોગથી શરીર ઉત્તમ નીરોગી રહે છે અને રોગ વ્યતિરિક્ત અન્નથી શરીર નબળુ પડે છે અન્નની જેમ શરીર ઉપર ઉત્તમ અસર થાય છે તેમ મન ઉપર પણ થાય છે હિતકર અને નિર્દોષ અન્ન સેવન કરનાર પ્રાણીઓ સુબુદ્ધ શાંત પરસ્પર ઉપયોગ નારા તો સુખી હોય છે એવુ દેખાય છે એથી ઉલટુ અહિત આહાર સેવન કરનાર પ્રાણી દુષ્ટ આળસુ અને મંદબુદ્ધિ હોય એવુ દેખાય છે આહારનુ પરિણામ શરીર અને મન બે ઉપર થાય છે એ પ્રયોગથી સિદ્ધ થાય છે

દૂધ જીવનીયોમા શ્રેષ્ઠ **दुग्धजीवयति** અથવા **क्षीरजीवनीयानां श्रेष्ठम्** વગેરે ચરકનુ વચન પ્રસિદ્ધ છે આજે પણ એ વચન તેટલુજ સત્ય છે જીવનીય દ્રવ્ય દુધમા સૌથી વધારે હોય છે માટેજ સર્વ પ્રકારના આહારમા દુધનો આહાર શ્રેષ્ઠ છે ગાયનુ દૂધ તો બુદ્ધિવર્ધક છે **सद्य शुक्रकरं पय** આ વચન લક્ષમાથી સાચુ છે નાના બચ્ચાને તો દૂધની અત્યંત જરૂર છે દૂધથીજ તેના મન અને શરીર કાર્યક્ષમ અને સશક્ત થાય છે

The British Nutrition committee in its report of 1933 has greatly emphasised the value of milk as a food for young children and has recommended that it should be included in the diet of every child (Phy Edu comm Report p 25)

ઉત્તમ અન્ન તરીકે દુધ ઉપયોગી છે એ આયુર્વેદીય તત્ત્વ આધુનિક સુધરેલા શાસ્ત્રજ્ઞોના પ્રયોગોથી સિદ્ધ થયેલુ છે યુક્ત આહારથી શરીરનો ધાતુ સમૂહ વધે અને બળ વધે છે તથા શરીરનો ઉપચય થાય છે આ વિષયમા પણ હાલમા પ્રયોગો થયા છે ઉત્તર હિંદુસ્તાનની કેટલીક મજબૂત અને સુદર જાતિઓના શરીરનો સરસ બાંધો એ તેઓના યુક્તાહારનુ પરિણામ છે એવો શોધ થયો છે જાપાનમા નબળા બાંધાના બાળકોને આ જાતિઓમા વપરાતો ખોરાક આપવામા આવેલો અને તેથી એ બાળકો મજબૂત ઊંચા અને સારા થયા મતલબ કે યુક્ત આહારથી શરીરનો ઉપચય સારો થાય છે એ પહેલાજ આયુર્વેદીઓએ સિદ્ધ કરેલુ તત્ત્વ હાલના શાસ્ત્રના પ્રયોગથી સિદ્ધ થયેલુ છે

આહાર શાસ્ત્રમા આયુર્વેદે આથી પણ આગળ પ્રગતિ કરેલી છે આહાર ઈષ્ટ ગંધ રસસ્પર્શ વાળો હોવો જોઈએ એવો આયુર્વેદનો સિદ્ધાંત છે આમા સાત્મ્ય ઈન્દ્રિયાર્થ વડે ધાતુ સામ્ય ટકાવી રાખવાનો અને સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવાનો સિદ્ધાન્ત છે માત્ર સમપ્રમાણ (Balanced) આહાર એ તત્ત્વ મનુષ્યેતરપ્રાણીઓ માટે ભલે બરાબર હોય તેઓના ગંધાદિક ઇન્દ્રિયાર્થ ગ્રહણનો માણસ જેટલો વિકાસ થયો નથી પણ મનુષ્યના ઇન્દ્રિયો અને ઈન્દ્રિયાર્થ ગ્રહણનો વિકાસ વધારે થયો છે એટલે તેઓને તે તે ઇન્દ્રિયોના અર્થને અનુકૂળ આવે એવો આહાર આપવો એજ યોગ્ય છે અન્નનો ઇષ્ટ ગંધ, ઇષ્ટરસ ઇષ્ટવર્ણ અને ઇષ્ટસ્પર્શ ઈન્દ્રિયોને

# ત્રિદોષ વિજ્ઞાનીયમ્

( લેખક વિદ્યાર્થી ગૌરીશંકર વજેશંકર દ્વિવેદી, ધ્રાગધ્રા )

[ અનુસંધાન અંક ૮ પૃ ૨૫૮ થી ચાલુ ]

પિત્ત પાચ પ્રકારનું છે તેનું મુખ્ય સ્થાન પકવાશય છે તેથી તે પકવાશય અને આમાશય એ બેની મધ્યસ્થાનમા એટલે ગ્રહણી સ્થાનમા દ્રવરૂપમાં છે પંચભૂતાત્મક શરીરમાં તેજ ગુણે કરીને તે દ્રવપણાનો નાશ કરે છે ને અન્નને પચાવે છે તેથી કરીને તેને અગ્નિ એવુ ઉપનામ આપવામા આવ્યુ છે અન્નને પચાવી તે સાર (રસધાતુ) અને કિટ્ટને જુદા પાડે છે આ પ્રમાણે આહારનું પાચન કરી તે શરીરને બળ આપે છે તેથી તે પાચકપિત્ત નામથી ઓળખાય છે વળી આ પાચકપિત્ત ગ્રહણીમા રહી કને કફ અને વાયુના સહકારી કારણોને લીધે રસમા રહેલા દ્રવભાગનો ત્યાગ કરાવી તેને કિટ્ટ અને મૂત્રમા જુદા પાડે છે તથા પોતાના દહન પાચન વડી અન્નને પચાવે છે તેથી તેને જઠરાગ્નિ એવી સંજ્ઞા પણ અપાણી છે વળી આ પાચકપિત્ત સ્વસ્થાનમા રહી અન્ય સ્થાનોમા રહેલા પિત્તનો આત્મ શક્તિથી અનુગ્રહ કરે છે તેથી તે પાચકપિત્ત કહેવાય છે જેમ વાસણ નીચે રહેલો અગ્નિ વાસણમા રહેલા ચોખા તથા પાણીમાથી ચોખાને પચાવી પાણીને શોષી લે છે તેવી રીતે પાચકપિત્ત પણ આહારમાથી રસને રસમાથી રસધાતુને જુદો પાડી મૂત્ર અને કિટ્ટને બનાવે છે આ પ્રમાણે પિત્ત અન્નને પચાવવુ હોઈ અગ્નિનું કાર્ય કરે છે તેથી આપણા આયુર્વે શાસ્ત્રકારો પાચકપિત્તને જઠરાગ્નિ નામથી ઓળખાવ્યુ છે આ પાચક પિત્ત જો વૃદ્ધિ પામે તો તેની દુષ્ટિ થાય અને તે અનેક ઉપદ્રવોને ઉભા કરે તો વૃદ્ધિ પામેલા પિત્તને પ્રકૃતિસ્થ અવસ્થામા કેવી રીતે લાવવુ ?

विरेचन तु सर्वोपक्रमेभ्य पित्ते प्रधानतम मन्यन्त भिषज । तद्धि आदित एव आमाशयमनुप्रविश्य केवल वैकारिक पित्तमूलमपकर्षति । तत्रावजित पित्तेऽपि शरीरान्तरगत पित्तविकारा प्रशान्तिमापद्यन्ते । यथाग्नौ व्यपोढे अग्निगृह शान्त भवति तद्वत् । चरक શ્રી ૩ ઝવેરભાઈના ભાષણમાથી

આયુર્વેદ શાસ્ત્રનોએ પિત્તના સર્વે વિકારો માટે વિરેચનને ઉત્તમ આયર ગણ્યુ છે જ્યારે પિત્તસ્થાનની દુષ્ટિ થાય ત્યારે વિરેચન કરનારા ઔષધો આપવા વિરેચન કરનારા ઔષધો આમાશયમા દાખલ થઇ શરીરમા રહેલા કેવળ વિકૃત પિત્તને ૮ એથી બહાર કાઢે છે આ પ્રમાણે મુખ્ય સ્થાનમાથી પિત્તદુષ્ટિનો નાશ થાય એટલે શરીરના અન્ય સ્થાનોમા રહેલા પિત્ત પણ આપોઆપ શાંત થઇ જાય છે જેમકે અગ્નિથી ઘર બળતુ હોય તે ઘરનો અગ્નિ વિનાશ પામતા ઘર ટાઢુ થઈ જાય તેવી રીતે પકવાશયમા રહેલ પિત્તદોષની દુષ્ટિ નાશ પામતા અન્ય સ્થાનોમા રહેલા પિત્ત પણ પ્રકૃતિસ્થ અવસ્થામા આવી જાય છે આ પાચકપિત્તને આધુનિક વિદ્વાનો કેવી રીતે વર્ણવે છે અને તેમની સાથે આપણા પૂર્વજોનું વર્ણન કેટલુ સામ્ય ધરાવે છે તે જોઇએ

Physiology tells us that there are two glands liver and Pancreas The former situated in the abdomen in the right side while

the latter is situated in the back Both these glands produce secretions that of the Liver being called Bile while that of the Pancreas as Pancreatic juice Bile has little or no action by itself but combined with the pancreatic juice it assists the latter in all its activities This is true for digestion of starch and protin Some state that Bile has small action on fats and carbohydrates but it appears rather co-adjusted to the pancreatic juice especially in the digestion of fat than to have any independent digestion activity These statements clearly show that the secretions of Bile and pancreatic juice are responsible for digestion This combined juice found in Duodenum is therefore Pachaka Pitta. Halibartan says Bile is yellowish reddish browngreen fluid according to the preponderance of its two chief pigments It has a musk like odour a beeter sweet taste It has a neutral and faintly alkaline reaction If we compare this discription with **औष्ण्य, तैक्ष्ण्य, लाघव मनतिस्नेहो वर्ण श्च शुक्लारुण वर्ज्यो गन्धश्च विस्रो रसौ च कटुकाम्लो पित्तस्वरूपाणि** । It shows that two discriptions agree with in every respect (શ્રી ડૉ૦ ગ્રેકર_ના ભાષણમાથી)

શારીરશાસ્ત્ર આપણને સૂચવે છે કે આપણા ઉદરમા યકૃત અને અગ્ન્યાશય નામની બે ગાઠો (glands) છે યકૃત આતરના ઉપર જમણા પડખામા આવેલ છે ત્યારે અગ્ન્યાશય પાછળના ભાગમા આવેલુ છે આ બન્ને (glands) પ્રવાહી (secretions) ઉત્પન્ન કરે છે જે રસપ્રવાહ યકૃતમાથી નીકળે છે તે અગ્નેડમા (Bile) નામે ઓળખાય છે જ્યારે કે અગ્ન્યાશયમાથી નીકળતો રસ (Pancreatic juice) નામે ઓળખાય છે Bile સ્વતત્રપણે કાઈ પણ કાર્ય કરી શકતુ નથી પણ Pancreatic juice ની સાથે મળી તે તેને તેના કાર્યમા તથા પ્રવૃત્તિમા મદદ કરે છે સ્ટાર્ચ તથા પ્રોટીન નામના તત્ત્વોને પચાવવામા ' Bile ની Pancreatic juice ઉપર સારી અસર છે Bile ની મદદ થી તે પ્રોટીન તથા સ્ટાર્ચને સહેલાઈથી પચાવી શકે છે ઘણા એમ માને છે કે fats તથા Carbohydates ને પચાવવાનું Bile નુ સ્વતત્ર કાર્ય કાઈક અંશે છે પણ વધારે તો ઠીક એમ જણાય છે કે Bile ની કાઈ પણ સ્વતત્ર પાચનપ્રવૃત્તિ કરતા તે Pancreatic juice સાથે મદદનીશ તરીકે રહી ' fats and carbohydrates ને પચાવવામા ખાસ કરીને ઉપયોગી છે આ હકીકત એમ પૂરવાર કરે છે કે પાચનક્રિયાને માટે Bile ' અને Pancreatic juice જ જોખમદાર છે અથવા તો પાચનક્રિયા તેમના કાર્યને જ આભારી છે આ બન્ને રસ મિશ્ર થઈને જે ગ્રહણીમા આવે છે તેજ આપણુ પાચકપિત્ત સમજવુ હેલિબર્ટન જણાવે છે કે Bile સહેજ પિળાશ પડતો રતાશ પડતો તથા કાઈક ભૂરો લીલો પ્રવાહીરૂપ પદાર્થ છે તેની (musk)ના જેવી ગધ છે તે સ્વાદમા તીક્ષ્ણ છે તે neutral છે તેનું Reaction સહેજ Alkaline થાય છે

આ વર્ણન આપણા શાસ્ત્રોમાં જણાવેલા પિત્તના ગુણ સાથે મરખાવો આપણો આયુર્વેદ જણાવે છે કે પિત્ત ઉષ્ણ છે તીક્ષ્ણ છે દ્રવ છે બહુ સ્નિગ્ધ નથી પિત્તનો વર્ણ શુક્લ અને અરૂણ (લાલ) સિવાયનો છે એટલે કે પીળા અથવા ભૂરાશીનોમ્હી શામર ગંધ વિસ્ર (musk like) છે તેનો સ્વાદ તીખો અને ખારો છે આ પિત્ત સ્વરૂપના લક્ષણો સમજવા આ પ્રમાણે હેલિબટનના પિત્તના વર્ણન સાથે આપણા ઋષિમુનીએ રચિત વર્ણન કે જે હજારો વર્ષ ઉપર કે જ્યારે આવી આધુનિક શોધોનો જ મ પણ ન હતો તેની સાથે અક્ષરશ મળતું આવે છે તે જ સૂચવે છે કે આપણા પૂર્વજો કેના દીર્ઘદર્શી અને સચોટ અનુભવી હતા આ પાચકપિત્ત ગ્રહણીસ્થાનમા રહી રસને પચાવે છે યકૃતમા તેને રંગ આપી રક્ત બનાવે છે કે જે રક્તમાથી મે અસ્થિ મજ્જા તથા શુક્રનો જ મ થાય છે વળી આ પાચકપિત્ત ગ્રહણીસ્થાનમા રહી અન્ય સ્થળોએ કે જ્યા પિત્ત રહે છે તે સર્વનો આત્મશક્તિથી અનુગ્રહ કરી તે સર્વ પિત્તને તેમના કાર્યમા સહાયક થાય છે

તેથી જો પાચકપિત્ત પ્રકૃતિસ્થ અવસ્થામા હોય તો અન્ય પિત્તો પણ પોતાનું કાર્ય સારી રીતે કરી શકે જે ખોરાક આપણે મુખદ્વારા લઈએ છીએ તેનો હોજરીમા રસ બને છે એ આપણે આગળ કહી ગયા પાચકપિત્ત આ રસમાથી રસધાતુ તથા મળમૂત્રને જુદા પાડે છે આ પ્રમાણે રસને પચાવી રસધાતુ તથા મળમૂત્ર જુદા પાડવાનુ કાર્ય પાચકપિત્તનું છે વળી જે રસધાતુ જુદો પડ્યો તેને રંગ આપી રક્તનું સ્વરૂપ પણ પાચકપિત્ત જ આપે છે તે પછી રસધાતુ આંતરમા થઈ યકૃત પ્રદેશમા જાય છે તથા મળ ને મૂત્ર કે જે કિટ્ટ સ્વરૂપમા છે તે મૂત્ર તથા પુરીષના રૂપમા બહાર આવે છે મળમૂત્રનું અધોગમન કરવાનુ કામ વાતદોષનુ છે વાત આંતરમા રહી કેવી રીતે કાર્ય કરે છે તે પણ જાણવુ જરૂરનુ છે કારણ કે વાતદોષને તો આપણા આયુર્વેદ વિદ્વાનોએ ઈશ્વરની ઉપમા આપી છે તથા અન્ય બન્ને દોષો પિત્ત અને કફને પાંગળા ગણી વાતનુ પ્રધાનપદ સ્વીકાર્યું છે તો આપણે હવે વાતદોષનું પણ વિશિષ્ટ કાર્ય જાણી તે વિષે બને તેટલો અભ્યાસ શાસ્ત્રચિંતન દ્વારા કરીએ

पक्वाशयतु प्राप्तस्य शोष्यमाणस्य वह्निना ।
परिपिंडितपक्वस्य वायु स्यात्कटुभावत ।

વાતદોષનુ સ્થાન પક્વાશય છે વાત પણ પક્વાશય (આંતર)મા રહી જઠરાગ્નિથી શોષાયેલા અન્નનુ અમ્લરસમાથી કટુરસમા પરિવર્તન કરે છે ગ્રહણીમા જે આપણે અમ્લ અને કટુરસ કહ્યો તે પિત્તના કાર્યથી અમ્લ થયુ અને તેના ઉપર વાયુની અસર થતા તે કટુરસમા પરિણામ પામ્યો એટલે વિચારતા એમ જણાય છે કે પાચકપિત્ત સ્વતંત્ર રીતે રસને પચાવતુ નથી પરંતુ તેમા વાયુ પણ અંતર્ગત રહી તેના કાર્યમા સહાયક જણાય છે કારણ કે ગતિ આપવાનું કાર્ય વાયુનું છે એટલે વાયુની ક્રિયા વગર રસનું પાચન કરવુ અશક્ય છે તેથી પિત્તને પાચન કરતી વખતે પ્રવાહરૂપમા લાવનાર વાતદોષ છે પક્વાશય (આંતર)મા રહેલ વાતપિત્તને પ્રવાહરૂપમા લાવી રસનુ પાચન કરાવે છે તથા હોજરીમા આવતા અન્નને પણ કફને પ્રવાહના રૂપમા ગતિ આપી પચાવવામા મદદરૂપ છે આ પ્રમાણે કફ અને પિત્ત વાતદોષની સહાયથી સ્વકાર્યમા પ્રવૃત્ત થઈ શકે છે તેથી પાચનક્રિયા

કે જે શરીરના સ્વાસ્થ્યનું એક અગત્યનું અંગ છે તે વાયુના માર્ગને જ આધારી ગણી શકાય તેથી શરીરને જ આપણા આયુર્વેદ શાસ્ત્રકારોએ વાતદોષને ત્રણે દોષોમાં પ્રધાન ગણ્યો હશે તેમ જણાય છે આમ આપણે જોઇ શ યા કે કફ અને પિત્તના માર્ગ ઉપર વાતરોગનો ન જણાય તેવી રીતે અંતર્ગત પ્રભાવ છે તો જો વાતરોગ પ્રકૃતિસ્થ અવસ્થામાથી પ્રકોપ કે વૃદ્ધિગત રૂપમા પરિણમે તોપણ આપણા શરીરનુ સ્વાસ્થ્ય બગડે ને અનેક રોગોનો ઉપદ્રવ થવા પામે વાતની દુષ્ટિ થાય ત્યારે તેનુ શમન કેવી રીતે કરવુ તે પણ જાણવુ ઓછુ અગત્યનુ નથી

आस्थापनानुवासन तु खलु सर्वोपक्रमेभ्य वाते प्रधानतम म यन्त भिषज । तद्धादित एव पक्वाशयमनुप्रविश्य केवल वैकारिक वातमूल छिनत्ति । तत्रावजित वातेऽपि शरीरान्तर्गता वात विकारा प्रशान्तिमापद्यन्त । यथा वनस्पत मूलेछिन्ने स्कन्ध शाखावरोहकुसुमफलपलाशादिना नियत विनाश तद्वदिति ।

चरक શ્રી ડેવ્મેશ્વરના ભાષણમાથી

સર્વ પ્રમાણના વાતદોષના ઉપદ્રવોમા આપણા વૃદ્ધોએ આસ્થાપન તથા અનુવાસન બસ્તિને પ્રધાનતમ ઔષધ ત રિ ગણે છે આસ્થાપન અને અનુવાસન બસ્તિ દ્વારા ઔષધો જે પક્વાશયમા જાય તે વિકૃત થયેના વાતદોષને જ ખેચી બ્હાર લાવે છે તથા વિકાર પામેના વાતદોષનો વિનાશ કરે છે તેથી કરીને જેમ મોટુ વૃક્ષ હોય તેના મૂળીઆનો નાશ કરવાથી તેના થડ શાખા પાદડા ફળ તથા ફૂલ વગેરેનો આપોઆપ નાશ થાય છે તે પ્રમાણે આસ્થાપન અનુવાસન બસ્તિદ્વારા વિકારિત વાતદોષનો પક્વાશય (આતરડ)માથી નાશ કરવાથી શરીરના અ ય સ્થાનોમા અતરગત રહેના વાતવિકારો પણ આપોઆપ નાબુદ થતા પામે છે

વાત પક્વાશયમા રહી કેવી રીતે અ ન ઉપર કાર્ય કરે છે તથા સર્વ પ્રવૃત્તિને કેવી રીતે ગતિ આપે છે તે વિષે આધુનિક વિદ્વાનો તથા આપણો આયુર્વેદ શુ જણાવે છે તે તપાસીએ –

Halibarton —The carbohydrates are chiefly found in vegetable tissues They form an important food The most important of these are starch glucose and Lactose or milksugar Maltose is chief sugar formed from the starch This starch is widely diffused through vegetable kingdom By means of invertizing enzymes such as occur in intestinal juice maltose is converted into Glucose An important property of Glucose is that under influence of yeast it is converted into etheyl or $Co^2$

Glucose is found in many fruits honey and in minute quantities in blood and numorous tissues organs and fluids of the body Lactose occurs in milk By means of cubertising enzynes it takes up water and splits into equal parts of glucose and fructose



$C_{12} H_{22} O_{11} + H_{2}O \; C \; H_{12} O_6 + C_6 H_{12} O_6$

The most frequent firmentations which the bectria in the intestine set up is the lectic acid firmentation This goes in further and results into the firmentation of $Co_2$ Cellulose which accom paimed with starch in alternate layers is broken up into $Co_2$ and mathane This is the chief cause of gases in the intestine which is increased by the vegetable food Thus we see that gases in intestincs produced by the combined action of secretions like Saliva pancreatic juice bile intestine juices and bectaria consits mostly of $Co_2$ on the different tissues of the body and specially nerves The gases in the intestine are tirmed Apan Vayu There fore if this Apan Vayu ($Co_2$) is produced in due quantity the whole Process of digestion absorption and excretion will go on smoothly But if for some rea on its quantity is increased (वात वृद्धि) the system is vetiated and then a desease for which a remedy has been described by charaka आस्थापनानुवासनादि । प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ । (ગીતા)

વિજ્ઞાનશાસ્ત્રી હેનિંગટન જણાવે છે કે વનસ્પતિમાથી મુખ્યત્વે કરીને કાર્બોહાઇડ્રેટસ જડી આવે છે તેઓ ઘણો જ અગત્યનો ખોરાક બનાવે છે કે જેમાના ઘણા ખરા નીચે મુજબ છે—સ્ટાર્ચ ગ્લુકોઝ માલ્ટોઝ લેક્ટોઝ અથવા મિલ્ક સુગર આ બધા પોષક તત્વો વનસ્પતિમાથી જ નીકળે છે સ્ટાર્ચમાથી મુખ્યત્વે કરીને બનાવેલી સુગર તે (maltose) નામે ઓળખાય છે આ સ્ટાર્ચ વનસ્પતિના સામાન્યમા વિશાળપણે પથરાયેલી છે

Invertising euzymes ના સાધનથી જેવા કે (Intestinal juice)મા બને છે તેમ maltose ગ્લુકોઝના સ્વરૂપમા પરિણામે છે ગ્લુકોઝનુ અગત્યનું તત્ત્વ yeast ના કાર્યે કરીને (Ethyl or $Co_2$) કાર્બન ડાયોક્સાઇડ ગેસના સ્વરૂપને પામે છે

ગ્લુકોઝ ઘણી જાતના ફળોમા મધમા રક્તમા પણ ઘણાજ થોડા પ્રમાણમા અનેક (Tissues)મા ઇન્દ્રિયો organs માં તથા શરીરના પ્રવાહીઓમા મળી આવે છે લેક્ટોઝ ખાસ કરીને દુધમાથી બને છે enzymes ના સાધનથી તે તેમાથી જળ તત્ત્વ લઇ લે છે અને તેને glucose તથા Fructose નામના તત્ત્વોમાં તે સરખે ભાગે જુદુ પાડે છે બેક્ટેરીઆ કે જે આતરમા ઘણા પ્રમાણમા વારંવાર ઉભરા લાવે છે તે લેક્ટીક એસિડ નો ઉભરો છે આ ઉભરા ઉપરા ઉપરી આવ્યા જ કરે છે અને અ તમા તે કાર્બન ડાયોક્સાઇડના ઉભરામા પરિણામે છે Cellulose કે જે સ્ટાર્ચ સાથે Alternate layr મા રહેલ છે તે $Co_2$ કાર્બનડાયોક્સાઇડના રૂપમાં પરિણામ પામે છે તથા મેથેઇનમા વિભક્ત થાય છે આ પ્રમાણે આતરમા ગેસ બનવાનું આજ મુખ્ય કારણ છે કે જે વનસ્પતિ જ ય ખોરાકથી વધે છે આ પ્રમાણે સેલાઇવા પેંક્રિયાટિક જ્યુસ બાઇલ ઇ ટેસ્ટાઇન જ્યુસ અને બેક્ટેરીઆ કે જેમા ઘણા પ્રમાણમાં કાર્બન ડાયોક્સાઇડ છે તે નાડીતન્ત્ર તથા બીજી શરીરની નાની ટિસ્યુઝ ઉપર સંયુક્ત કર્મથી

બનેલો છે આ મયુક્ત મજ્જ આતરમા ગેમને ઉત્પન્ન થાય છે આત મા રહેન ગેમો આપણે અપાન વાયુ મ્હીએ છીએ તેથી રીતે જો અપાન વાયુ જેમએ તેના પ્રમાણમા ઉત્પન્ન થાય તો પાચન પાનન તથા નિષ્ક્રમન ક્રિયાઓ નિર્વિઘ્ને થયા કરે પરતુ જો કોઇ પણ કારણસર અપાન વાયુ વધિગત થવા પામે તો આયુ તત્ર બગડવા પામે કે જે ને માટે પૂ ચરકાચાર્યએ ચરક સહિતામા આસ્થાપન અનુવાસન બસ્તિની વૃદ્ધિગત થએલ વાતને સમાન અવસ્થામા લાવવાને જણાવ્યુ છે ગીતાઇમા યોગ પરમાત્મા કે છે કે નાસીકા અને શરીરમા અન્દરના ભાગમા ચાલતા પ્રાણ તથા અપાન વાયુની ગતિ સમાન કરવી

આ ઉપર આધુનિક પ્રગતિનો યુગ વધારે શુ પ્રકાશ પાડે છે તે પણ આપણે જોઇએ

Modern Physiology tells us that the oxygen we intake is the common cement and out put of $CO_2$ is the end series of changes known as resperation The intermediate steps take place all over the body and constitute which is known as tissue respiration The carbon dioxide gas is therefore a substance which is produced in minute quantities all over the body But its production is *greatest in the intestines* Therefore the intestine is its principle abode This $CO_2$ acts in a peculiar way on the nervous tissues of the body If it is *produced in a normal quantity it stimulates the* nervous system, but if produced in either excess or less quantity it disturbs the system It is evident that $CO_2$ alone has *its action* on nervous system which is the greatest master system of the body that presides over controls and regulates the functions of other systims Vata which controls this master system has there fore been described as **सर्वग सर्वतन्त्राणा विधाता वायुरेवभगवानिति। दोष धातु अग्नि समता सम्प्रापिन विषयेषुच। क्रियाणा मनुलोम्य च करोति अकुपितोऽनिल**   શ્રી ગેમ્બજીના ભાષણમાથી

આધુનિક શરીર શાસ્ત્ર જણાવે છે કે આપણે જે પ્રાણવાયુ ના દ્વારા અંદર લઈએ છીએ તેજ પ્રાણ છે અને કેટલાક શ્વાસોશ્વાસ શરીરમા લીધા પછી તે શરીરમા ખૂબ ફરીને કાર્બન ડાયોક્સાઈડના રૂપમા બહાર આવે છે પ્રાણવાયુ લઈએ કે તુરત જ આખા શરીરમાં ગતિ શરૂ થાય છે જેને આપણે નાડીનો ધબકારો અથવા ધબકારો એ નામથી ઓળખીએ છીએ

તેથી શરીરના સર્વ ભાગોમાથી ઘણોજ થોડા પ્રમાણમા બનનો પદાર્થ એ કાર્બન ડાયોક્સાઈડ છે પણ તે પક્વાશય (આતર)મા સૌથી મોટા પ્રમાણમા ઉત્પન્ન થાય છે તેથી વાતનું મુખ્ય સ્થાન પક્વાશય (આતર) આપણા આયુર્વેદ શાસ્ત્રકારોએ પણ ગાયુ છે આપણા શરીરના નાડીતત્ર ઉપર તે અગત્યનુ કાર્ય કરે છે જો તે જોઈએ તેના પ્રમાણમા ઉત્પન્ન થાય તો તે નાડીતત્રને બળ આપે છે તથા ઉત્તેજન કરે છે પણ જો વધારે પ્રમાણમા કે અલ્પ પ્રમાણમા તે ઉત્પન્ન થવા પામે તો નાડીતત્ર કે જે શરીરના સમતત્રમાં સૌથી પ્રધાન પદે છે અને જે અન્ય તત્રોને તેમના કાર્યમા ગતિ આપે છે, તેમની ક્રિયા

રેખ રાખે છે તેમના ઉપર માણુ રાખે છે તથા તેમને સમાન અવસ્થામા ચલાવે છે તે નાડીતંત્ર કાર્ડારો માઇ વાયુના સ્વતંત્ર (મધીજ ચાલે છે તે એખીની રીતે જણાઈ આવે છે તેથી કરીને જ વાયુ કે જે પ્રધાનતંત્ર નાડીતંત્રનો નિયામક છે તેના નીચે મુજબ આયુર્વેદ શાસ્ત્રકારોએ ગુણ ગાયા છે વાયુ સર્વ ઠેકાણે ગમન કરનાર છે સર્વતંત્રોનો ધારણ કરનાર તથા નિયામક છે તથા બીજા ધાતુ તથા અગ્નિને સ્વક્રિયામાં સમાનતા પ્રકૃતિસ્થ અવસ્થામા રાખે છે અવિકૃત વાયુ મનક્રિયાઓની સ્વાભાવિક ગતિ કરે છે અપાન વાયુ જ નાડીતંત્રનો પ્રવર્તક તથા નિયામક છે તેથી કરીને જે આપણા પૂર્વજોએ ભગવાન વિગેરે નામથી વાયુને સંબોધી જે વખાણ કર્યાં છે તે યથાસ્થાને છે

આ ત્રણે દોષો શરીરમા પ્રકૃતિસ્થ અથવા વિકૃત અવસ્થામા શું શું કરે છે તે વિષયમા આપણા આચાર્યોના મત લઈએ

सर्वे शरीरचरा वातपित्तश्लेष्माण हि सर्वस्मिञ्शरीरे कुपिताकुपिता शुभाशुभानि कुर्वन्ति । प्रकृति भूता शुभानि उपचय, बल, वर्ण, प्रसादादीनि कुर्वन्ति । अशुभानि पुनर्विकृतिमापन्ना विकारसंज्ञकानि कुर्वन्ति । चरक कुपितानांहि दोषाणां शरीरे परिधावता । यत्रसंगस्तु वैगुण्यात् व्याधिस्तत्रोपजायते ॥

(શ્રી ઉરવે રજીના ભાષણમાથી)

આપણા શરીરના સર્વ ભાગોમા ફરતા વાત પિત્ત અને કફ પ્રકૃતિસ્થકે વિકૃત અવસ્થામા હોય તો એહનુ શુભ અથવા અશુભ કરે છે જો ત્રણે દોષો અવિકૃત (પ્રકૃતિસ્થ) અવસ્થામા હોય તો શરીરમા બળ તથા ઉત્સાહ વધારે છે શરીરનો વર્ણ સારો કરે છે તથા શરીરને તેઓ આરોગ્ય રૂપ છે પણ જો તેઓ વિકૃત અવસ્થામા હોય અથવા પ્રકોપ પામે તો તેઓ વિકાર પામીને અનેક ઉપદ્રવો ઉભા કરે છે અને શરીરનું અકલ્યાણ કરે છે

જ્યારે પ્રકોપ પામેલા અથવા દુષિત થયેલા વાત પિત્ત ને કફ શરીરમા ફરવા માડે છે ત્યારે તેમના સગથી જે દોષ અવિકૃત હોય એને પણ બગાડે છે આ પ્રમાણે ત્રણે દોષોની દુષ્ટિ થવાથી વ્યાધિની ઉત્પત્તિ થાય છે

આ પ્રમાણે ત્રણે દોષોના પ્રકૃતિસ્થ તથા વિકૃત લક્ષણોનો પ્રભાવ આપણે જાણ્યો

કફદ્વાર આપણે જે અન્ન મુખ દ્વારા લઈએ છીએ તેનો હોજરીમા પાચન સહેલાઈથી થઈ શકે તેવુ બનાવે છે અને તેનો રસ કરે છે પિત્ત ગ્રહણી સ્થાનમા તે રસને પચાવે છે અને તેમાથી રસધાતુ મળ તથા મૂત્રને જુદા પાડે છે વાયુ પક્વાશયમાં રહી પિત્ત તથા કફને તેમના કાર્યમા પ્રવૃત્ત કરે છે તથા પિત્તથી જુદા પડેલા રસધાતુ તથા મળમૂત્રને તેમના સ્થાન પરતે ગમન કરાવે છે એ પણ આપણે જાણ્યુ રસધાતુ કોને કહે છે મળ કોને કહેવાય? તે પણ આપણા જાણમા ન રહેવુ જોઇએ તે રસધાતુ તથા મળમા આપણો આયુર્વેદ શુ ભેદ જણાવે છે તે પણ આપણે તપાસીએ

विविधमशितपीतलीढखादित यत्तो हित मन्तराग्निसंधुक्षित यथास्वेनोष्मणा सम्यग् विपच्यमान कालवदनवस्थितसर्वधातुष्मा मारुत स्रोत केवल शरीर मुपचयबलवर्णसुखायुषा योजयति, शरीरधातूनुर्जयति । धातवोहि धात्वाहारा

ત્યા વૃદ્ધિગત થઈને સામ્યપણામાં રહી શરીરના આરોગ્યને ઉત્પન્ન કરે છે મલાખ્યધાતુઓ પોતાનું સામ્ય જાળવવા છિદ્રને ઉત્પન્ન કરી બહાર લાવે છે આ પ્રમાણે શીતઉષ્ણ વિગેરે ગુણોથી ધાતુઓની સાથે રહી કાર્ય કરતા મળો શરીરના ધાતુઓને મ રૂપ થાય છે

આ પ્રમાણે શરીરના ધાતુઓ બે સ્વરૂપમા છે એક મળભૂત અને બીજા પ્રસાદભૂત તેમા જે મળભૂત છે તે શરીરને બાધા કરનાર (હાનિકારક) થાય છે જેવી રીતે શરીરના છિદ્રોમાથી જુદા જુદા રૂપમા ઉત્પન્ન થતા ગડગુમડ બહાર મોઢા કરી પાકે છે તે વાત પિત્ત ને કફનો પ્રકોપ થતા મળધાતુની દુષ્ટિ થવાથી થાય છે દુષિત થયેલ મળ શરીરમા ભેગો થઈને અનેક પ્રકારના ઉપદ્રવોને જન્મ આપે છે તેથી તે સર્વ વિકારોને આપણા શાસ્ત્રકારોએ મળ નામથી સંબોધ્યા છે

આ ઉપરથી આપણે જાણી શકશું કે મળધાતુ પણ શરીરના સ્વાસ્થ્યને ટકાવી રાખવા પ્રસાદાખ્ય ધાતુ જેટલો જ અગત્યનો છે પણ તેમા ફેર એટલો કે તેમાથી જે અંતમા મળસ્વરૂપમા શરીરની બહાર સ્વેદ મૂત્ર અને પુરીષ વિગેરેના રૂપમા બહાર નીકળવા જોઈએ તે જો બહાર ન નીકળે અને શરીરમા રહે તો તેઓ ત્રણે દોષને પ્રકુપિત કરે અને શરીરમા અનેક વિકારો તથા રોગોને ઉત્પન્ન કરે પણ સામ્યઅવસ્થામા તો મળધાતુ પણ શરીરને આશીર્વાદરૂપ છે

આ પ્રમાણે ત્રણે દોષો વાત પિત્ત અને કફ શરીરમા કેવી રીતે કાર્ય કરે છે તે વિષે આપણે ઠીક અભ્યાસ કર્યો ગણાય

પ્રકૃતિસ્થ અવસ્થામા ત્રણે દોષો શરીરમા રહી સ્વાસ્થ્યને ટકાવી શરીરમા બળ ઉત્સાહ આનંદને પ્રેરે છે તથા ચતુર્વિધ પુરૂષાર્થમા શરીરને જોડે છે પણ પ્રકોપ કે વૃદ્ધિ પામતા અથવા ક્ષીણ થતા તેઓ શરીરને વિનાશના પંથે લઈ જાય છે

તો આપણે ત્રણ દોષો સમાન અવસ્થામા રહે તેવા આહારવિહાર લઈ શરીરના સ્વાસ્થ્યને કેવી રીતે ટકાવવુ તે વિષે પણ આપણને સારી માહિતી મળી ગણાય વળી કદાચ ભૂલથી કોઈ પણ દોષ પ્રકોપ થવા પામે અથવા વૃદ્ધિંગત કે ક્ષીણ થાય તો તેને કેવી રીતે પ્રકૃતિસ્થ અવસ્થામા લાવવો અને તે સમયે કેવા ઔષધો તથા આહારવિહારનું સેવન કરવુ તે વિષે પણ સારૂ જ્ઞાન આપણને થયુ ગણાય

વાત પિત્ત અને કફ કે જે આપણા શરીરમા જીવન ટકાવી રાખવા માટે ઘણા જ અગત્યના છે તે વિષે જે આપણા પૂર્વજો હજારો વર્ષો પહેલા કે જ્યારે આધુનિક સાધનોનો સાવ અભાવ હતો એવા સમયે પુસ્તકો લખી ગયા છે અને જે આધુનિક સમયમા પાશ્ચાત્ય વિદ્વાનોના મતને અનુસરે છે તે જ આપણા પૂર્વજોના ઉંડા તલસ્પર્શી અભ્યાસ માટે પૂરતો પૂરાવો છે

આ અતીવ ગહન વિષય વિષે મારા જેવા બિનકક્ષાના વિદ્યાર્થી પાસેથી નિરૂપણાત્મક જ્ઞાનની આશા વિદ્વજ્જનો ન જ રાખે ઉગ્ગાહુ દૃત્તવામન જેવો મારો આ પ્રથમ પ્રયાસ છે અમારા પૂજ્ય ગુરુવર્ય શ્રી વૈદ્યરાજ વાસુદેવભાઈ પાસેથી ત્રિદોષવાદ વિષે અધ્યયન ના નોટરૂપે જે કાંઈ ઉતારવા મળ્યુ છે તેનો સમુચ્ચય માત્ર અત્રે રજુ કરૂં છુ જે મારા જેવા વિદ્યાર્થી બંધુઓને ઉપયોગી થશે તો મારો પરિશ્રમ સફળ થયો ગણીશ તથા વિદ્વજ્જનો મારી ત્રુટિયો તરફ ઉદાર દૃષ્ટિથી જોશે એવી આશા સાથે આ લેખની સમાપ્તિ કરૂં છુ ઇતિશિવમ્।

———o———

# સિદ્ધભેષજ મણિમાલા

[ અનુસધાન ગતાક પૃષ્ઠ ૨૦ થી ચાલુ ]

अपि श्वास निष्कासयति सनिकाश कटुतया
कृशानौ नो कार्यं कलयति मृगु किंनु मरति ।
वलासे सहासे तिरयति विलासानिभकणाऽ*
तिसार नि सार विरचयति पित्त प्रथयति ॥ ३१ ॥

ગજપીંપર કડુ છે શ્વાસને શરીરમાથી બહાર મારી નાખે છે (નાશ કરે છે) જઠરાગ્નિને મદ કરનાર નથી વાયુ અને કફને હણનાર છે અતિસારનો જડમૂળથી નાશ કરે છે ઉષ્ણ હોવાથી પિત્તને કરનાર છે

(सहासे નો અર્થ હું સમજી શકતો નથી विलासानू નો અર્થ પણ અહિં બંધ બેસતો નથી પરતુ આ અર્થમા આવી તો ઘણીયે ભૂલો છાપવામા કરેલી છે બા ગ )

कटुर्विपाकेऽग्निरो विपाचनो लघूष्णरुक्षो गसत कफानिलौ ।
क्षिणोति सार्शोग्रहणीरुज कृमी सकुष्ठकामग्रयथूनुपत्तुथ ॥३२॥

ચિત્રો વિપાકમા કડુ છે જઠરાગ્નિ પ્રદિપ્ત કરનાર છે અનનું સારી રીતે પાચન કરનાર છે ચિત્રો લઘુ ઉષ્ણ રુક્ષ છે કફ અને વાતને હણે છે હરસ ગ્રહણી કૃમિ ચામડીના રોગો ખાસી સોજો વગેરેનો ક્ષય કરે છે—નાશ કરે છે

कणाकणामूलकचव्यचित्रके सनागरै स्यादिह पञ्चकालकम् ।
पित्तप्रधान कफमारुतापह प्रदीपन नाशितशूलगोल्कम् ॥२३॥

પીંપર પીંપરીમૂળ ચવ્ય ચિત્રો અને સુઠ આ પાચ મળીને પચકોલ કહેવાય છે પચ કોલ પિત્તને કરનાર છે, કફ અને વાયુને હરનાર છે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે

तीक्ष्णाऽपि रुच्या नवला सयातला प्रदीपिनी शुक्रहरी कृशोदरी ।
हिनस्ति जन्तून् द्रवभागभाविनी त्वयुर्यवानी यवनीव भासते ॥२४॥

અજમો તીક્ષ્ણ છે છતા રુચિ કરનાર છે ખાસી અને વાતને હણે છે જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર છે શુક્રને હરનાર છે પેટના ફાસાગા ભાગને કૃશ કરનાર છે કૃમિનો નાશ કરે છે ઝાડો રોકનાર છે લઘુ છે યવની (યવન સ્ત્રી)ની પણ આ વિશેષણો લગાડવામા આવે તો બધબેસતા આવે એમ છે न वलासयातला ને યવનીના પક્ષમા नवला सयातला આમ છુટો પાડવામા આવી શકે द्रवभागभाविनी યવનીને જોતા વેત દ્રાવણ થાય કૃશોદરી એનું વિશેષણ પ્રસિદ્ધ છે ]

तीक्ष्णा रागिव दुर्नगम्य शिखिनो भवेत सदापिनी
किं च प्रौढविलासिनीव वन्दाऽयुणा शिखबाभिता ।
गुल्मघ्नी प्रवलानिला हतिरिव व्याटीर शुक्के निउ
काफीर प्रसते कफक्रिमियमी नैयाजमोदा मता ॥२५॥

---

* पर्यिका गजपिप्पल्यौ पिप्पलीमूल्म् स्मृत । राजवल्ल ॥ ગજપીંપરમા પીંપરીમૂળના જેવા જ ગુણો છે

અજમો દુર્જનની વાણી જેવા તીક્ષ્ણ છે ધમણ જેમ દેવતાને સદીપન કરે છે તેની માફક જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે પ્રૌઢા વિનામિની સ્ત્રીની જયમ બળ આપનાર છે અગ્નિની જ્વાળા જેવો અતિ ઉગ્ર છે પવન વાયુનો ઝંઝાવાત જયમ ઘર ઠામ વગેરેના સઘાતને ઉખેડી નાખે છે ત્યમ ગુલ્મરોગનો નાશ કરનાર છે સાપની જયમ વાયુનું ભક્ષણ કરનાર છે ભગડાની જયમ કફ કૃમિ અને ઉદરી વગેરેને ખાઈ જનાર છે અજમો આખને હિતકર છે

शोफपाण्डुकफपित्तदरिद्रा चर्मदोषमपहर्ति दरिद्रा ।

किं च वक्त्रनयनार्तिहरी दृक्कान्तिमपयति दारुहरिद्रा ॥३६॥

હળદર સોજો પાડુરોગ કફ પિત્ત અને ચામડીના રોગને હણનાર છે દારુહળદર મોઢાની અને આખની વેદનાને હરનાર છે આખના તેજને વધારનાર છે

श्वासो नापि सस्पर्श सृजति न लभते क्वापि कासः प्रकाश

तृष्णा तैक्ष्ण्य न धत्ते सरति च सरणं दाहमाप्नोति दाहः ।

दोषाः सर्वेऽपि दुष्टिं परिजहति रुचिश्चीयते सङ्गनात-

मूत्रं नो मात्यतृष्ये मधुरपरिणतौ धान्यके सङ्गमान ॥३७॥

ધાણાના સેવન વખતે શ્વાસ જરા જેટલા શ્વાસને સર્જી શકતો નથી (અર્થાત્ ધાણાના સેવનથી શ્વાસ રોગ મટી જાય છે) તૃષ્ણા તીક્ષ્ણતા ધારણ કરી શકતી નથી (ધાણાના સેવનથી તરસ છીપે છે) ઝાડા (અતિસાર) બધ થઈ જાય છે દાહ (શરીરે અગન બળતી હોય તે) બળીને ખાખ થઈ જાય છે (ધાણા દાહને શાત કરનાર છે) ત્રણેય દોષો પોતાની દુષ્ટતા તજે છે ખાવા પર રુચિ પ્રગટે છે પેસાબ છૂટથી થાય છે ધાણા અવૃષ્ય છે વિપાકમા મધુર છે

अराचरत कफवातहारिणी विपाचिनी शोणितपित्तकारिणी ।

मेदोक्षितिर्नानिलमान्द्यदारिणी विषूचिका कर्तरि पित्तकारिणी ॥३८॥

મ ચા અરુચિને વાયને કફને અને વાયુને હરનાર છે અનનું પાચન કરનાર છે રક્તપિત્તને કરનાર છે મેદ આખમા ઊઠ અને જઠરાગ્નિની મદતાને કાઢી નાખનાર છે નાશ કરનાર છે) અને કાનેગનો નાશ કરનાર છે

कटुदीपनपाचनोष्णरूक्षमतिसारज्वररुक्कफानिलघ्नम् ।

हृद्यममेध्यवृष्यदस्य जरणाना त्रितयं रुचिं चिनोति ॥३९॥

ત્રણ જીરા (જીરુ શહાજીરુ અને કાળીજીરી) કટુ દીપન પાચન ઉષ્ણ રુક્ષ અતિસાર જ્વરની વેદના વાયુ વગેરેને હણનાર છે હૃદ્ય છે બુદ્ધિ વધક છે વૃષ્ય છે આખને હિતકર છે ખાવા ઉપર રુચિ ઉત્પન કરનાર છે

कलञ्जिका पाचनदीपनी परा सधानयोग्या कफवातहारिणी ।

प्रजल्पयातरमुष्णवीर्या भक्तेऽपि भक्तिं बहुलीकरोति ॥४०॥

કલોંજી જીરુ ઉત્તમ દીપન અને પાચન છે કેરી વગેરેના અથાણા મારે અતિ

ઉપયોગી છે કફ અને વાતને હરનાર છે આર્તવ સાફ લાવનાર છે ઉષ્ણ વીર્ય છે અને ખાધા ઉપર પણ ખૂબજ રુચિ ઉત્પન્ન કરે છે

गृह्णाति वर्च शिशिर च्यवति प्रसादयत्यस्रमुदीर्णवेगम् ।

निर्हन्ति दाहज्वरमुष्णवात बलावहम्बीश्वरगोल सना ॥४१॥

ઈસબગોલ અતિમાર્ગને હણે છે (ઝાડાનુ મલહરણ કરે છે) ઠંડુ છે પિત્તને લીધે દુષ્ટ થયેલુ લોહી સુધારે છે દાહ અને પિત્તજ્વરને હણે છે પ મીયો (उष्णवात) મટાડે છે અને બલ પ્રદ છે*

आनाह विष्टम्भ बलासवायु हृद्बस्तिबाधा न निहन्ति किं नु ।

तीक्ष्ण मनोज्ञ पुरुपित्तसपत् कटुप्रपाकेऽपि रसेऽपि हिङ्गु ॥४२॥

**હિંગ** આફરાને પેટના ગુડગુડાટને કફને વાયુને હૃદય અને બસ્તિના રોગોને હણે છે હિંગ તીક્ષ્ણ છે રુચિ ઉત્પન્ન કરનાર છે પિત્તને કરનાર છે વિપાકમા કટુ છે હિંગમા કટુ રસ છે

पित्तला कटुरसा ज्वरशूल श्लेष्ममारुत दृगार्तिषु शस्ता ।

दीपिनी व्रणहरा शतपुष्पा मेथिकाऽनिलबलासहरोष्णा ॥४३॥

**મેથી** પિત્તલ છે રસમા કટુ છે જ્વર શૂલ કફ વાયુ આખની વેદના વગેરેમા ઉપયોગી છે જઠરાગ્નિનો દીપન કરનાર છે વ્રણને હરનાર છે વાત અને ખાસી ને હરનાર છે ઉષ્ણ છે

---

ઇસબગુલ=Plantago Ovata= એમિબિક અને બેસીલરી બને જાતના મરડા ઉપર બીજ ઘણા ઉપયોગી છે આતરડાની ઉશ્કેરણીથી થયેલ અતિસારમા પણ તે ઉપયોગી છે એકુબીન નામનું ગ્લુકોસાઇડ તેમાથી હાર આવ્યુ છે પરતુ તે Physiologically inactive છે બીજમા ટેનિન છે તેની જીવાણુ ઉપર કશીજ અસર નથી આથી અમને તો લાગે છે કે બીજની અસર યાત્રિક –mechanical છે બીજના પડમા જે ખૂબ ગુદર છે તેને આધીન આ અસર હોય એમ લાગે છે પાચકરસો આ લુવાબ ઉપર કઇ પણ અસર ઉપજવી શકતા નથી એટલે લુવાબ જેવો ને તેવો આત રડામા આવે છે આતરડાની શ્લેષ્મકલા ઉપર તે શામક અને સરક્ષક અસર નિપજાવે છે રોગ આતરડામા રહેલ જીવાણુ આ લુવાબ ઉપર કઇ પણ ખરાબ અસર ઉપજાવી શકતા નથી લગભગ બીજનો બધો ભાગ ૧૨ થી ૨૪ કલાકમા જરાપણ ફારફેર સિવાય શરીરની બહાર નીકળી જાય છે બહાર નીકળતી વખતે મુસાફરી દરમીયાન આતરડાની સૂજેલી (inflamed) અને ચાદાં પડેલી (ulcerated) શ્લેષ્મકલા ઉપર લુવાબનુ કોટિંગ (અસ્તર) થાય છે આ રસો કે જીવાણુજ વિષાક્ત પદાર્થોની માઠી અસર શ્લેષ્મકલા ઉપર આથી થઈ શકતી નથી આ કોટિંગ શ્લેષ્મકલાને રૂઝવવામા મદદ કરે છે વળી આતરડામા રહેલ વિષાક્ત પદાર્થને પણ આ લુવાબ ખેંચી લે છે અટલે તે શરીરમા શોષિત થતો નથી આથી શરીર વિષાક્ત પદાર્થ વિહીન રહે છે

મોટી માત્રામા બીજ લેવામા આવે છે પાણીથી તે ફુલે છે આથી તેનો સમુદાય bulk વધે છે અને પરિણામે કબજીયાત મટે છે ઇસબગુલનો લુવાબ લીકવીડ પેરફીન જેવુ કામ કરે છે ખરેખર સસ્તુ ઔષધ છે અને લી૦ પેરેફીનના સતત ઉપયોગથી જે નુકસાન થાય છે તે આનાથી થતુ નથી

(R N Chopra Ind Med Gazette August 1930)

वरानिलश्लेष्मगार्तिशूल व्रणक्रिमिच्छदनरक्षु शस्ता ।
उष्णा कटु पित्तकरी शताह्वा वैश्वानरं दीपयति प्रसह्य ॥४४॥

**સૂઆ** જ્વર વાયુ કફ આંખની વેદના શૂલ વ્રણ કૃમિ ઉલટી વગેરે રોગોમાં ઉપયોગી છે સૂઆ ઉષ્ણ છે કટુ છે પિત્ત કરનાર છે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે

लघीयसी किं च हिमा विशेषतो न कासिनी किं च नयनप्रकाशिनी ।
निदाहपित्तज्वररक्तकामला कृशत्व नैर्मल्यवती प्रशस्यते ॥४५॥

ટિપ્પણીકૃત્ સ્વામીશ્રી લક્ષ્મીરામ સ્વામીએ કાસિનીનો પરિચય નીચે પ્રમાણે આપ્યો છે—

'एतन्नाम्नाऽत्र विख्याता वल्ली सन्ति बीजिकाम् ।
प्रायो ग्रीष्मे पय ताना शताह्वा सगता जना ॥'

અર્થાત્ આ નામથી ઓળખાતી બનાના જેવા બીજવાળી (બલબીજ જેવાં બીજવાળી) મોટે ભાગે ઊન ળામા સૂઆ સાથે લોકો ગાયોને ખવડાવે છે[1]

**કાસિની** લઘુ છે શીત છે આંખોના પ્રકાશને વધારનાર છે દાહ પિત્ત જ્વર રક્ત કમળો કૃશત્વ નિર્મળતા આ બધા રોગો માટે ઉપયોગી છે

विशेषमधुरा परा दृशि नरा सशुक्रस्वरा
पराजितदवज्वरा गुरुतरा बलासाद्धुरा ।
विषव्रणवमिक्षयश्वयथुरक्तपित्त यथा
तृषापवनतर्जन **मधुकयष्टिका** यष्टिका ॥४६॥

જેઠીમધ અત્યંત મધુર છે આંખ માટે ઉત્તમ ગુણકારી છે શુક્ર (વીર્ય) અને સ્વર માટે અતીવ હિતકારી છે દાહ અને પિત્તજ્વરનો નાશ કરનાર છે ગુરુ છે કફને હણનાર છે, વિષ વ્રણ ઉલટી ક્ષય સોજો રક્તપિત્ત રોગાથી થએલી વ્યથા તૃષા વગેરે મટાડનાર છે

कटुरसपरिपुष्ट तिक्तभावेन जुष्ट
पवनविजयतुष्ट शुक्रकारि प्रदिष्टम् ।
विषमति बहुदुष्ट श्लेष्मवीसर्प कुष्ठ
श्वसनकसनकष्ट दु सह हन्ति **कुष्ठम्** ॥४७॥

કઠ (ઉપલેટ) કટુરસયુક્ત છે તિક્ત છે વાયુને હરનાર છે શુક્રની વૃદ્ધિ કરનાર છે કફ વિસર્પ (રતવા) અને ચામડીના રોગોને હણનાર છે શ્વાસ અને કાસનું કષ્ટ ટાળનાર છે અર્થાત્ અતિ કષ્ટદાયક શ્વાસકાસને હણનાર છે

**पौष्कर** कफमरुज्वरशोफपार्श्वरुक् श्वसनकासवमिघ्नम् ।
**शृङ्गिका** क्षयसमीर बलास श्वासतृट् कसनहिक्कनहन्त्री ॥४८॥

---

[1] યુનાની હકીમો કાસની વાપરે છે કાસની ભગરા નદિ વ ।ની વનસ્પતિ છે Cichorium Intybus (જુઓ નિ આદર્શ પૂર્વાર્ધ પૃ ૬૭૪)

પુષ્કરમૂળ—કફ વાત જ્વર સોજો પડખાની વેદના દમ ખાસી અને ઉચકીને હણનાર છે

કાકડાશીંગી ક્ષય વાયુ કફ શ્વાસ તૃષા ખાસી હેડકીને હણનાર છે

कट्फल तुवरक कटु तिक्त हन्ति मेहकसनश्वसनादीन् ।
गुल्मरक्तकफपीनस शोथश्वासकासपवनानथ भार्गी ॥४९॥

કાયફળ કષાયરસયુક્ત છે રસે કટુ અને તિક્ત છે પેશાબના રોગો (प्रमेह) ખાસી અને શ્વાસ વગેરેને હણનાર છે

ભારંગમૂળ—ગુલ્મ રક્તદોષ કફ પીનસ (દુષ્ટ સળેખમ) સોજો દમ ખાસી અને વાયુના રોગોને હણે છે

विकिरति कफ कासहास समारभते रुचिं
स्फुटयति हृदातङ्क मग्नामुदारयति स्वरम् ।
घ्नति मरुदपस्मारा माना प्रदीपनपाचनम्
गिरति गलजा याधीमे य कुलिञ्जनमारितम् ॥५०॥

કુલિંજન કફને છુટો પાડે છે કાસ અને શ્વાસનુ જોર હણે છે રુચિ ઉત્પન્ન કરનાર છે હૃદયના રોગનો નાશ કરનાર છે સ્વર બેસી ગયો હોય તેને મટાડનાર તેમજ સ્વર સારો કરનાર છે વાયુને હણે છે અપસ્માર (ફેફરૂં) અને આફરાને હણે છે દીપન અને પાચન છે ગળાના રોગોનો સહાર કરનાર છે અને બુદ્ધિવર્ધક છે

उदरग्रहणीगुदजा सद्‌मारुतपित्तपरानपहन्ति रुषा ।
जनितग्न्यलना सकषायरसा हवुषा गुरुरत्र किमत्र मृषा ॥५१॥

હાઉબેર ઉદરરોગ ગ્રહણીરોગ હરસ અને વાત પિત્તજન્ય રોગોને હણે છે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે કષાય રસ યુક્ત છે

कटुत्वरूक्षत्व लघुत्व तैक्ष्ण्या युरी करोति प्रतनोति वह्निम् ।
आध्मान कोष्ठ क्रिमिमारुतवायु बलासशूलादिहर विडङ्गम् ॥५२॥

વાવડિંગ કટુ રુક્ષ લઘુ તીક્ષ્ણ છે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે પેટનો આફરો, પેટના કૃમ કમળવાત વાયુ કફ શૂલ વગેરેને હણનાર છે

कटूष्णतिक्तो रुचिदोऽग्निदीपितो हितोऽक्षिकर्णोदररुजु किं गुरु ।
क्षणात्क्षिणाति श्वसनप्रभञ्जनौ कफक्रिमिघ्नाहरजोऽपि तुम्बरु ॥५३॥

નેપાલીધનિઆ (મરી જેવા ફૂટેના મ્હો વાળા એક જાતના ફળ તુંબરૂ નામથી મુંબઈમાં વેચાતા મળે છે) કટુ ઉષ્ણ તિક્ત રુચિપ્રદ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર આંખ કાન, પેટના રોગોમા હિતકર છે ગુરુ છે શ્વાસ અને વાયુને તો ક્ષણમા ક્ષીણ કરી નાખે છે, કફ કૃમિ અને બરોળને પણ મટાડનાર છે

**નેપાળાના** બીજ સ્નિગ્ધ છે ગુરૂ છે રેચક છે પિત્ત અને કફનો નાશ કરનાર છે રસમા અને વિપાકમાં મધુર છે ક્ષત ક્ષય વાત દાહ રક્ત ખાસીને જીતનાર છે

**નસોતર** ઉષ્ણ છે રસમા મધુર છે તિક્ત છે વાતને હણનાર છે પિત્ત અને કફના રોગો, ઉદર રોગ સોજો વગેરેને હણનાર છે અને મળને બહાર કાઢી શરીરને સ્વચ્છ બનાવનાર છે

तत्ताऽशानुर्वण घृक्शूऽटगामयान् हन्तुमतीव वार ।
कल्याणकारी मलरोधहारी प्रशस्यते मध्यविलो ममीर ॥६६॥

**મમીરો** ગુદાના શૂળને અને આંખના રોગોને હણવામાં ખૂબજ ઉપયોગી દ્રવ્ય છે મમીરો કલ્યાણકારી છે અને મળના રોધને હરનાર છે

ટિપ્પણીકાર લખે છે— 'आऽक्ष्यहर्ता अतीवदुर्लभो ग्रन्थिल काष्ठौषधविशेष यस्य स्पर्शात् काकपक्षमपि कालिमान जहाति' इति वृद्धजनश्रुति ॥

અર્થાત્ મમીરાની ખ્યાતિ એટલી બધી છે કે તે આંખના તમામ રોગો માટે રામ બાણ ઔષધ મનાય છે અધાપાને પણ તે હરે છે વૃદ્ધજનો કહે છે કે કાગડાની પાંખ પણ મમીરાના સ્પર્શથી પીળી થઈ જાય છે (એની કાળાશ જતી રહે છે) મમીરો આસામ ચીતાગોંગ ખાસીદેશના પહાડોમા થાય છે અર્વાચીનો કહે છે કે દારૂ હળદરમા જે તત્ત્વ બર્બેરિન છે તેજ તત્ત્વ મમીરામા છે મમીરો કટુપૌષ્ટિક છે આંખ માટે હિતકર છે (વધુ માટે નિઘંટુ આદર્શ પૃ ૧૩-૧૪)

पुनर्नवोष्णा मधुरा सतिक्ता सरा कषाया कटुका च रुक्षा ।
विषार्तिपाण्डु श्वयथोदरार्तौ वातव्रण श्लेष्मगदेषु पूज्या ॥६७॥

**સાટોડી** ઉષ્ણ છે મધુર છે તિક્ત છે મળ છે કષાય છે કટુ અને રુક્ષ છે વિષની બાધા પાંડુરોગ સોજો ઉદર હરસ વાત વ્રણ અને કફના રોગોમા તે ઉપયોગી છે

ब्राह्मी तिक्तकषायशीतमधुरायुष्या सरा बुद्धिदा
स्वर्या शोफविषज्वरामयकरमनी पाण्डुप्रमेहौ हरेत् ।
उष्णोष्णा कटुकाऽग्निदाऽरुचिमरुत् श्लेष्मास्रजन्तुप्रणुत्
गोजिव्हाऽनिलवृद्धिमातिसतिहृत मेहे कफे स्यात्परे ॥६८॥

**બ્રાહ્મી** તિક્ત કષાય શીત મધુર છે આયુષ્યપ્રદ અર્થાત્ રસાયન છે સારક છે બુદ્ધિવર્ધક છે સ્વર સારો કરનાર છે સોજો વિષ જ્વર વગેરે રોગો ઉપર પોતાનો પ્રભાવ દાખવનાર છે પાંડુ અને પ્રમેહને હણનાર છે

**નાકડીંકણી**—ઉષ્ણ અને કટુ છે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે અરૂચિ વાત કફ રક્તદોષ અને કૃમિનો નાશ કરનાર છે

**ગળજીભી** (ભોંપાથરી) વાતઘ્ન છે, ઠંડી છે અતિસારને હણનાર છે પ્રમેહ કફ અને જ્વરમા ઉપયોગી છે

[ અપૂર્ણ ]

Regd No B 1319

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજૂર થએલું

વૈદક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી ચર્ચનારૂં વૈદક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

પુસ્તક ૨૧ तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते। ભાદ્રપદ
અંક ૧૧ स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥ ૧૯૮૪


તંત્રી અને પ્રકાશક
દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્ક્સ લીo તરફથી
ઠે. ગોખલે રોડ મુંબાઈ-૧૪




શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
શાસ્ત્રનું શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારા જ મળશે

લવાજમ રૂા ૩-૦-૦ લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# અનુક્રમણિકા



## — િ ૧ તિ —

આ માસિ ની આ અનુક્રમણિ । જોઈને વાચ ને ખાના થશે કે આ માસિ આપણા વૈદ શાસ્ત્રના જ્ઞાનપ્રચાર માટે કવુ ામ કરી રહ્યુ છે આ માસિકનુ આ ૨૧ મુ વષ ચાલે છે શરૂઆતથી જ આ માસિ મા આવા ો આના જ લેખો આવ છે વડોદરા ગ મે ગ ત્યની લાયબ્રેરીઓ માટે આ માસિ મજુ યુ ે અમને આશા છે કે દશની વિદ્યાના પ્રચારમા જ દશો। િ ૫ સમાએનો છે ેમ મમ૭ દરે વાચ આ માસિ ના ગ્રાહકો વધારવાની કે છેવટ પોતાના ગામની લાયબ્રેરીઓ દ્વારા પણ આ માસિકનુ વાચન કરાવ તેવી કોશિશ રશે

દુર્ગાશંકર કે શાસ્ત્રી
તંત્રી


મુદ્રણસ્થાન આદિ ય મુદ્રણાલય રાયખડ રો—અમદાવા
મુદ્રક મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી બી એ



वैद्य पंडित हरिप्रपन्नजी शर्मा

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्य

પુસ્તક ૨૧ મુ ] ભાદ્રપ ૧૯૯૪ [ અંક ૧૧

## મુબઈના આવતા નિ ભા વૈદ્યસમેલનના પ્રમુખની ચુટણી

વૈદ્ય સમેલનના પ્રમુખની ચુટણી એ દરવર્ષ વૈદ્ય જગતમા ભારે ધમાલનું કારણ બને છે કારણકે નિ ભારતવર્ષીય વૈદ્ય સમેલનનું પ્રમુખપદ એ વૈદ્ય માટે મોટામા મોટા માનનું પદ છે અને તેથી એ પદ પોતાને મળે અથવા પોતાને લભ્ય ન હોય તો પોતાના વગના વૈદ્યને મળે એવી કામના આ દેશના વૈદ્યો માટે સ્વાભાવિક છે ભારતીય પ્રસિદ્ધિ અસાધારણ વિદ્વત્તા વૈદ્ય સમેલનની પ્રવૃત્તિમા મન વચન કર્મથી ભારે ફાળો વગેરે યોગ્યતા ઉપર નજર રાખીને સામાન્ય રીતે વૈદ્ય સમેલનના પ્રમુખની ચુટણી અત્યાર સુધી થઈ છે પણ એમા એક બીજુ તત્ત્વ કેટલીકવાર આવ્યુ છે સમેલનનું પ્રમુખપદ માનનું પદ હોવાથી નિખિલ ભારતીય સસ્થામા એ પદ અમુક એક જ પ્રાતના જ ગમે તેવી યોગ્યતા વાળાને પણ જો વારવાર મળ્યા કરે તો સસ્થાની નિખિલભારતીયતાને ધક્કો પહોચે માટે લોકસત્તાની દૃષ્ટિથી એ પદનુ માન બધા પ્રાતોને મળવુ જોઈએ આવી વિચારણાને પરિણામે ભારતીય પ્રસિદ્ધિ વગેરે વિચારને દૂર રાખીને એક પ્રાત પોતાના પ્રાતના અગ્રગણ્ય વિદ્વાન અને વયોવૃદ્ધ વૈદ્યને પ્રમુખ પદ આપવાનો આગ્રહ રાખે અને એ પક્ષમા મત આપવાનો અનુરોધ કરે તો સમેલનની સર્વપ્રાતીયતા દૃઢ થવા માટે એ વસ્તુને આવશ્યક ગણીને બીજાઓએ તેને ટેકો આપવો એવો પણ વિચાર સમેલનમા રહ્યો છે એટલુ જ નહિ પણ એ ધોરણે પ્રમુખોની ચુટણીઓ પણ થઈ છે

પણ નિ ભા વૈદ્યસમેલન હવે નાનુ બાળ નથી એ પુખ્ત થયુ છે માન કરતા કર્તવ્યને જ દૃષ્ટિમા રાખવાનો સમય આવી ગયો છે ગત સમેલન વખતે આપણે લખ્યુ' દર્શાવતા આયુર્વેદ માર્તંડ યાદવજી વિક્રમજી આચાર્ય લખ્યુ હતુ કે નાગપુર સમેલનના અધ્યક્ષપદ માટે પ જવાહરલાલ નહેરૂ પેઠે સમેલનના કાર્ય માટે આખા દેશમા ફરી વળે અને ઘણુ કામ છોડીને વર્ષભર સમેલનનુ કાર્ય જ કરે એવા ખમીર વૈદ્યનું નામ સૂચવવાની બધા પ્રાતવાળાઓને વધાન મત્રીએ પ્રાર્થના કરી જોઇએ

(આ વિ શ્રાવણ ૧૯૯૩)

નાગપુરના સમેલનના સભાપતિએ ઉપરના ધોરણે એમના વિષે રાખેલી આ શરતો સફળ કરી છે કે નહિ એ પ્રશ્ન જુદો છે એમને કાર્ય કરવા માટે હજી વખતે કેટલો મળ્યો

છે? પણ આપણી દૃષ્ટિ હવે સંમેલનના પ્રમુખપદે કોઇને બેસારી તેને માન આપવા તરફ ન રહેવી જોઈએ પણ સંમેલનદ્વારા વદ્યસમાજમાં જે મોટા સુધારા કરવાના છે તે કોણ સારામાં સારી રીતે કરી શકશે એ તરફ દૃષ્ટિ રાખીને જ પ્રમુખની ચુંટણીમાં મતદારોએ મત આપવો જોઈએ એ મારૂ વક્તવ્ય છે

હવે આ વર્ષે પ્રમુખપદ માટે કેટલાક નામો સૂચવાયા છે (૧) બનારસના પં સત્ય નારાયણ શાસ્ત્રી અમરાવતીના વૈદ્યરાજ પં હિમ્મતરાય શાસ્ત્રી જબલપુરના વૈદ્યરાજ શ્રીઉગ્ગેકરજી લાહોરના પં શિવશર્માજી વગેરે જેના નામો સૂચવવામાં આવ્યાં છે તેઓની યોગ્યતા વિષે કશુ જ કહેવાનું નથી વૈદ્યસંમેલનના પ્રમુખપદ માટે વિદ્વત્તાની યોગ્યતા સર્વમાં છે એટલુ જ નહિ પણ કોઇની વિરૂદ્ધ કશુ કહેવાનું નથી પણ ઉપર જે વિચાર સરણી રજુ કરી છે તે રીતે જોતા પ્રમુખની ચુંટણી ઘણો ગંભીર પ્રશ્ન બને છે અને એ ઉપરાંત મુંબઈની પરિસ્થિતિ બહુ જ વિચિત્ર છે વદ્યહકીમોના રજીસ્ટ્રેશનનો કાયદો અત્યારે ધારાસભા આગળ પડયો છે એ કેવા રૂપમાં છેવટ પસાર થશે તે કહી શકાતું નથી અને પસાર થયા પછી બોર્ડની નીમણૂક ક્યા ધોરણે થશે એથી વૈદ્યોનું શુ હિત કે અહિત થશે તે પણ હજી પ્રશ્ન છે બીજી તરફ સરકાર તરફથી મદ્યનિષેધના કુંડાળામાં આસવો પણ આવી ગયા છે

વૈદ્યહકીમો ઉપર ઉતરી આવેલી આ બે આફતો સામે શુ કરવુ શ્રેયકારક છે? કયે રસ્તે કામ લેવાથી હાનિ ન થાય કે ઓછી થાય એ વિષે વદ્યોમાં મતભેદ છે આગલા એક લેખમાં આ મતભેદનું સ્વરૂપ સ્પષ્ટ કરેલું હોવાથી અહીં પુનરૂક્તિની જરૂર નથી પણ ઉગ્ર મતભેદ છે એટલી વાત ખરી છે આસવોના પ્રતિબંધ સામે શુ કરવુ એ બાબતમાં અમદાવાદની બહાર વૈદ્યોમાં મોટે ભાગે ઉપેક્ષા જોવામાં આવે છે જો કે મદ્યનિષેધ ધીમે ધીમે પણ આખા મુંબઈ ઈલાકામાં થવાનો છે એ ચોક્કસ છે

આવી વિષમ પરિસ્થિતિમાં વૈદ્યસંમેલનના નાવને સલામત પાર ઉતારે અને વદ્યોનાં હિતને જોખમાવા ન દે એવા કર્ણધાર—પ્રમુખની જરૂર છે

) મુંબઈની જનતાનું વલણ પાશ્ચાત્ય વિજ્ઞાનની રીતે જે વાત સિદ્ધ ન કરી શકાય એ તરફ અવિશ્વાસની નજર ડાક્તરોએ દેશી વૈદકમાં નવો રસ લેવા માંડયો છે ખાસ કરીને બીતની ચર્ચાને પરિણામે અને મુંબઈના આરોગ્ય મંત્રી એક ડાક્તર છે એ બધુ ધ્યાનમાં લેતા આવતા વૈદ્યસંમેલનમાં જનતા અને વૈદ્ય ડાક્તર સૌ ઉપર છાપ પાડી શકે અને દેશી વૈદક વૈજ્ઞાનિક છે એમ અધિકાર પૂર્વક કહી શકે એ વાતો બે જ ભારતીય વિદ્વાનો ઉપર દૃષ્ટિ ફેરવતા દેખાય છે (૧) મ મ કવિરાજ ગણનાથસેન અને (૨) કેપ્ટન જી શ્રી નિવાસ મૂર્તિ મદ્રાસ

હવે કવિરાજ ગણનાથસેન ત્રણ વખત સંમેલનના પ્રમુખ થઇ ચુકયો છે એટલે કદાચ એમને પ્રમુખ ચુંટવામાં નિયમનો બાધ આવે બીજી તરફ શ્રી નિવાસમૂર્તિ એક જ વખત પ્રમુખ થયા છે બધી રીતે યોગ્ય છે ઘણી સારી છાપ પાડે મદ્રાસમાં એ પોતે ગવર્નમેંટ સ્કૂલ ઓફ ઈંડીઅન મેડીસીન ચલાવે છે એટલે મુંબઈ પ્રાન્તની સરકારને દેશી વૈદ્ય વિદ્યાને ઉત્તેજન આપવામાં માર્ગદર્શક થઈ શકે પણ તેઓની વિરૂદ્ધ એક જ વાત છે અત્યાર સુધીનું એમનું વર્તન જોતા સંમેલનના ચાર દિવસનો જલસો પૂરો થયા પછી વર્ષભરના પં જવાહરલાલ નેહરૂ જેવા

મતન માર્યની જે આશા સમેલનના પ્રમુખ પાસેથી ગખીએ છીએ તે આમની પાસે રાખની એ બ્યથ છે એક તો તેઓનુ કામ જ એવુ છે કે જ્હા ના મમને અવકાશ ન મળે અને બીજુ ગમે તે માગણુથી પણ એમની પાસેથી માર્ગનયને જવા । પણ ભાગે મળે છે એવો આજ સુધીનો અનુભવ છે

આ સ્થિતિમા ત્રીજુ નામ પ શિવશમાકનુ યાદ આવે છે તેમો જુવાન છે આયુર્વેદના ઉદ્ધાર માટે તનતોડ શ્રમ કર એવા છે એમની વક્તૃત્વ શક્તિનો તેમજ યુવાન વગ ઉપ પ્રભાવ પાડવાની શક્તિનો નાગપુરમા સૌને પરિચય થયો છે નવશિક્ષિત વગ ઉપર સારી અસર મરી શકે છે એ પણ જોયુ છે મુમર્ષાની ઊપર ર્હેલી પરિસ્થિતિમા જૂની પદ્ધતિના કેવળ વિદ્વાન કરતા આ જમાનાની મભા પતિઓની કાયપદ્ધતિથી પરિચિત એટલુ જ નહિ પણ મભાના કાયને વ્યવસ્થિત રીતે દોરી શકે એવા પ્રભાવશાળી મભા પતિની આવશ્યકતા છે અને પ શિવશર્મા એવા પ્રભાવશાળી છે મંમેલનના ચાર દિવસોનુ કાય સારી રીતે પાર પાડી શકે તથા વ૧ ભર પણ મય કરી શકે એવી વ્યક્તિ છે એવો મારો તટસ્થ અભિપ્રાય છે

વૈદ્ય સમેલનના મતદારો બધો વિચાર મ્રીને વદ્ય મમાજના હિતની દૃષ્ટિથી સ્વતત્ર રીને મત આપશે એવી આશા છે

[મારી અણુધારી અને લામી માદગીને પરિણામે ખાસ મ્રીને વં મં મંમધી આ નોધો મોડી પડીને મત્વાધિન થઈ છે તે માટે દીલગીર છુ ડુ કે શાસ્ત્રી]

---

# गुजराती वैद्य भाइयो से मेरा नम्र निवेदन

(लेखक प शिवशर्मा लाहोर)

गतवर्ष नागपुर में मै ने कोटा सिस्टम वारा प्रस्ताव रक्खा। वह बहुमत से पास हो गया।

गुजरात से मेरा कभी काइ विरोध नहीं था। मेरा प्रस्ताव पक्षपातशू य था, रागद्वेष की नींव पर नहीं बना था। लोकसत्तावादके सिद्धा ता पर ही मै न उसका निर्माण किया था। उसे आपके सामन ग्रान का एक ही कारण था–वह मुझे उचित और न्यायपूर्ण प्रतीत हुवा।

गुजरातन भारतवष का श्री यादवजी जैसे धुरन्धर वैद्य ही नहीं प्रदान किए बल्कि महात्मा गाधी जैसे दवता उत्पन्न करके देश का उद्धार किया। गुजरात की भूमि पुण्यमयी है। मैं उस श्रद्धा और भक्ति स देखता हु। गुजरात स मेरा विरोध कैसा'

मेर हृदयम गुजराती वैद्यो के लिए मान भी है और प्रेम भी। व मुझे कैसा ही समझ।

गतवषके सम्मेलन में प्रस्ताव पास हान के अवसर इतना बहुमत मेरे साथ था कि यदि मुझ गुजरातसे कोई द्वेष होता तो उसी वष मै इस प्रस्ताव को नियम बनवा सकता था। यह सब भाई स्वीकार करेंगे।

यदि मै ऐसा करता तो आज गुजराती भाइयो का वोटिंग में वह दल न होता जो इस समय है । परन्तु मुझे पूर्ण विश्वास था कि गुजरात का शक्ति का दुरुपयोग कभी न होगा । इस लिए मैं तो यह कहकर सम्मेलन समाप्त होने से पहले ही लाहौर चला गया कि मुझे विशेष आग्रह नहीं । यदि गुजराती भाई इस प्रस्ताव को इतना बुरा समझते हैं तो भले ही यह प्रस्ताव हटा दिया जाए या स्थगित कर दिया जाए । मेरे चले जाने पर पीछे यह प्रस्ताव १ वर्ष के लिए स्थगित हो गया

मुझे आज भी आग्रह नहीं कि यह प्रस्ताव अवश्य नियम बने । यद्यपि मैं समझता हु कि इस प्रस्तावद्वारा सम्मेलन का प्रातिनिध्य अधिक "अखिल भारतीय" कहला सकता तथापि क्योंकि मेरे जीवन में यह पहला अवसर है कि मेरे द्वारा वैद्य बन्धुओं को कष्ट हुआ हो, मैं यह कष्ट भी नहीं देना चाहता । मुझ से वैद्य समाज में सुख ही फैले यही मेरी अभिलाषा है । यही मेरा स्वप्न है ।

यहां इतना स्पष्ट कर देना चाहता हु । गुजरात के लिए जो भाव मैंने प्रकट किए हैं उनका यह अर्थ बिलकुल न समझा जाय कि मैं गुजरात के वोट खरीदता हू और यह प्रस्ताव उन का मूल्य है ।

प्रत्येक वोट एक ऋण है । आयुर्वेद का यह ऋण प्रत्येक सद्वैद्य ने चुकाना है । वोट देते समय मित्र और शत्रु की परख करना महापाप है । आपका आत्मा आपका सदा साक्षी होगी कि कौन वोट का सच्चा पात्र है कौन नहीं । गुजरात पक्षपात के पाप से दूर है । ऊपर है ।

बम्बई में इस समय जिस प्रकार के प्रधान की आवश्यकता है उसे बम्बई और गुजरात कच्छ काठियावाड के वैद्य अधिक प्रकार जानते हैं । उन्हें मित्रामित्रों के राग द्वेष की अपेक्षा आयुर्वेद की विजय और महत्व कहीं अधिक मान्य हैं । आयुर्वेद से गुजरात के सद्वैद्य कभी विद्रोह नहीं करेंगे यह मुझे पूर्ण विश्वास है ।

यदि गुजराती भाई यह समझते है कि मुझ से अन्य वैद्यबन्धु बम्बई की अध्यक्षता के लिए अधिक उपयुक्त है और बम्बई की वर्तमान स्थिति में वह आयुर्वेद के यश मान की वृद्धि मेरी अपेक्षा अधिक कर सकते हैं तो उनका धार्मिक और सामाजिक कर्तव्य यही है कि वह अपने वोट उन्हीं को दें मुझे नहीं । ऐसी अवस्था में समझौता करके वोट लेना मैं पाप समझता हू । पक्षपात द्वारा वोट लेना मेरे गौरव को हानि है । पक्षपात द्वारा वोट देना गुजरात के गौरव की हानि है ।

જ્ઞાનિના ળી ન ભાઈઓગ્ ! આ તો છુ એ ગ્ગ્ ના તેમને અજાણ્ ગણ્યા તે માટે તેમને માંગ઼ ઃ ઃ ઃ આપો જેમ પરીક્ષા આપી હુ પાસ થયો પછી તો મ્હારો પરિચય તેમની સાથેનો વધતો ગયો અને મ્હારી જે જે મુશ્કેલીઓ હતી તે તેમને મ્હે નિવે ન રી તેમણે પોતાથી બનતુ કર્યુ અને પાસ્ા અને લીંબડી સ્થિરતાથી અભ્યાસ કરી શકયો ગ ગુરૂ ે મ્હો ઘણુ જ્ઞાન અને ાન આપ્યુ છે એમના ઋણમાથી કેમ મુક્ત થાઉ એ જ વિચાર મ્હે આજે સુઝે છે

સ્વ અમૃતલાલભાઈના સ્વભાવ માટે ઘણાઓના ઘણા મત હતા અને તેઓ પોતે પણ કહેતા જે મ્હારા સ્વભાવ ખરાબ ઘણાને મ્ મુશ્કેલ પડે છે વાત પણ સાચી જ હતી છતા એમા ઢાલની ાાજુ તપાસી જોઇએ ેતો મ્હારી નમ્ર વિનંતિ છે સુ મોટાભાઈ અમૃતલાલભાઇ ને બહુ એ નામથી જ બોલાવતા ઓળી ડ્નીતો માટે વિદ્યાર્થીઓ ઉપર ાહુ જ ચીડાતા કામ કરવાની આવડત ન હોય અને દભ કરતા તે વિદ્યાર્થી ઉપર ચીડાતા અવતા તો ામ કરવાની આવ ત છતા આળસુ થઈ રડી રહેનાર વિદ્યાર્થી ઉપર તે ચીડાતા નહિ કે જે સાચો વિદ્યાર્થી થઈ તેમની પાસે અભ્યાસ અને કામ કરતા વિદ્યાર્થી ઉપર તે ચીઢાતા ચાર વરસ તેમની પાસે રહ્યો છુ અને હજી સુધી યા નથી કે એક વખત પણ મ્હારા ઉપર તેઓ ચીડાયા હોય તેમનો જમદગ્નેય જેવો તીવ્ર સ્વભાવ હતો ે માટે હું કબુલ થાઉ છુ અને નમ ગ્નેવ જેવા જ કોમળ સ્વભાવના પણ એઓ હતા તે પણ મ્હે અનુભ યુ છે કોઈ વિદ્યાર્થીને હસ્થી વધુ કહેવાઈ જતા તેઓને ખૂબ દુ ખ થતુ અને એ દુ મના માર્યા તેઓ રડી પણ પડતા એટલુ જ નહિ પણ વિદ્યાર્થીને પાસે બેસાડી પિતા જે વાત્સ યથી પુત્રને કહે એવા વાત્સલ્ય પણે તેઓ કહેતા જે ભાઈ મ્હારો સ્વભાવ કડક છે માઠુ નહિ લગા ના

સુ મોટાભાઈએ એ વૈદ્ય તરીકે અને આયુર્વ ના તલસ્પર્શી જ્ઞાતા તરીકે જે નામના મેળવી છે તે ગુજરાત કાઠીઆવાડ તો શુ પણ આખા મુંબઈ પ્રાન્તમા અજોડ છે દરદીઓને તેઓ પોતાના દેવ માનતા અને દરદી માટે જે કાઈ હવા જોઇએ તે વિના સંકોચે તેઓ વાપરતા ગરીબ તવગરનો ભે એમના અતરમા બહુ ઓછો હતો તેઓ ઘણી વખત મ ત મા હેતા કે દુનિઆના ચાર રા નઓ તેમા આગળ પક્તિના રા ન થવાની મહેચ્છા આપણે સેવવી જોઇએ પાછળની પક્તિમા બી ન ભલે ભળે મતલબકે ૧ રાજા ૨ મેઘ ૩ વૈદ્ય ૪ ભાટ આમા મેઘ સમાન બનવાની ઇચ્છા એમની પોતાની હતી એમણે તો એવુ જીવી તા યુ છે અને એમના શિષ્યોને એવા બનવા ઉપદેશ આપેલ છે ધન્ય છે એવા મહાનુભાવને

ગરીબ દરદીઓ જોઇ અમૃતલાલ ભાઈ ખૂબ રડતા એકા એ ાખના અહિ ઉનાઈ તો અસ્થાને નહિ ગણાય

એક ગરીબ કોળણ લીંબડીમા દવાખાને આવી તેને ક્ષયનો વ્યાધિ હતો તેનો ધણી ચોમાસાના તાવથી ગુજરી ગયો હતો બાઇ સખત શિયાળાની ઠંડીથી થરથરતી હતી અમે વિદ્યાર્થીઓ પણ આડોડીયા લાગી ાાખાને સેવ હતા ગ્ગ્ી કાઈ હતુ નહિ ખાવી વાતચીત ચાલતી હતી એવામા એ ાઇ આવી કે ન કઢારી સુ મોટાભાઈ પાસે પાટ ઉપર બેઠી ાાઈને જેઈ તેઓએ કેસમા લખ્યુ કોડલીવર હમેશા દૂધમા પાવુ ખાજીની

આપી મટાડયુ હતુ બીજા તે ભાઈ નંદનાન મારતગ તેમને ઘણા લાંબા વખતથી બહુ મૂત્રના હતી ભાઈએ તેમને રસાયન ચૂર્ણ બનાવેન અને તેઓએ શ્રદ્ધાથી લેવાનું શરૂ કર્યું બે ચાર માસમા તેમનામા અજબ ફેરફાર થઈ ગયો શરીર ખયમ ફીકુ નમળુ રહેતુ તે લાન ત્રાબા જેવુ બની ગયુ આ જોઈ તેમના એક ગાઢ મિત્ર જે લાંબા વખતથી મીઠી પેશાબના દરદથી પીડાતા હતા તમણે તેમને ગાની દવા લે। છો? શુ દવા લે। છો? વગેરે પૂછ્યુ અને તેમણે ભા નિં નામ આપ્યુ તે બે ભાઈ પાસે આ ના પોતાની નોકરીની અગવ તાઓ અને હાડમારી વિગેરે કહ્યુ કોઇ દવા તાવી આપો જે ખયમ લીધા કરાય આવી વિનતિ કરી ભાઈએ તેમને પ્રથમ ધાત્રીનિશા લેવા કહ્યુ એક માસ લીધા બાદ રસાયન ચૂર્ણ લેવાનું કહ્યુ એમને પણ ઘણો ફાયદો થયો પણ પાછળથી કાયમ શરૂ રાખી શકયા નહિ જેથી ફરી એજ વ્યાધિથી પીડાય છે આવા નિખર્ચી અખનરા ઘણાને બતાવી આપતા તેમને જરા જેટલો પણ સંકોચ નહોતો થતો એવી ઉ ાર વૃત્તિ એમણે કેળવી હતી કે જે કોઇ વૈ મા ભાગ્યેજ જોવામા આવે છે તેમની પોતાની ડાયરીમા ઘણે ભાગે તેમણે એક ઔષધથી કેટલા કેસ સુધાર્યા તેનુ લીસ્ટ નથી રાખ્યુ પણ એ કેસો મોજુદ પડયા છે આમાતિસારમા કેરડા માટે હરિતકી ઘી ગોળ મધ તેનમા આપી હજારેક કેસ સુધાર્યાનો તેમનો દાવો છે મેં પણ નપુસકોએ કેસ ઉપર એ અજમાવી જોઇ છે મુ બાપાલાલ ભાઇએ જ્યારે તેમના એક લેખમા ઇમેટીન ઇન્જેક્શન સિવાય સદ્ય ફલપ્રદ ઔષધ આમાતીસારની પરિસ્થિતિ મટાડવા સમય નથી એમ હોય તો કોઈ બતાવે એવી ચેલેન્જ આપી હતી ત્યારે મુ મોટાભાઇએ હને બાલહરિતકી માટે લખી મોકલવા કહ્યુ હતુ કેસો અમે ગણ્યા હતા હુ ચોકકસ ખાત્રીથી કહું છુ કે બે તોલો બાલ હરિતકી અને પા પા તોલો ઘી ગોળ મધ તેન ભેગા કરી એક દરદીને આપતા પા જ કલાકમા પરિસ્થિતિ મટી જાય છે

એટલુ જ નહિ પણ લીધા પછી જે ઝાડો આવે છે તે એકી સાથે એટલો આવે છે કે ફરી ફરીને જવાની જે વ્યાધિ છે તે પણ મટી જાય છે અને ત્રણ જ દિવસમા માણસ તદ્દન સાજો થઈ જાય છે ફકત લેતી વખત જરા મુશ્કેલ લાગે ખરૂ આવી જ રીતે ઘણી ઔષધીઓ તેમણે એકલી વાપરેલી જોવામા આવે છે જેવીકે માગધી પ્લીહા માટે પ્લીહારી સરપખમૂળ ગૌમૂત્ર રસકીયા અને કટુરોહિણી યકૃત માટે તીખા સોજાખમ માટે હરે શોથ માટે પદ્મનીપન ગ તવાન માટે પાગરતમાં રક્તપિત્ત માટે અને એવી ઘણી દવાઓ એમણે ઘણા ઘણા રોગો ઉપર અજમાવી શાસ્ત્ર પ્રમાણે વાપરી છે જેના પ્રમાણો આજે લીંમડી દવાખાનામા પડયા છે કોઇ તે ભેગા કરે તો વૈદ્યસમાજ અને જનસમાજ ઉપર ઘણો ઉપકાર થાય સાચી દિશા સૂઝે એવી મ્હારી નમ્ર માન્યતા છે

### ઉ ાર અમૃતલાલ ભાઈ

અમૃતલાલ ભાઈની ઉદારતા એકલા દરદીઓ પરત્વે ન હતી એમના વિદ્યાર્થીઓ તરફ અને પંડિતો તરફ પણ એમનો ઉદાર હાથ હમેશા ઉપર જ રહેતો જ્યારે વિદ્યાર્થી ભણી ગુરુ પાસેથી સ્વગ્રહે જાય ત્યારે શિષ્ય ગુરુને ગુરુદક્ષિણા આપવી જોઈએ એ પ્રાચીન સનદાય છે પણ આ ગુરુ એથી ઉલટા ચીલા ચલાવતા પોતે શિષ્યોને લઈને ખાઈ ભેટ આપી ગ્રહે મોકલતા અને ગદ્ગદ્ કંઠે આંસુ ભીની આંખે વિદાય દેતા અને એ વખતે પણ કહેતા કે ભાઈ અહિંથી જેટલું સારૂ ગ્રહણ કર્યું હોય તેનો સદુપયોગ કરજો મ્હારા દોષ અનેક

કરે તો તેનો મોક્ષ જ છે અને એ વાત પણ ક્યાં ખોટી છે? ભગવાન કૃષ્ણે ગીતામાં કર્મણ્યેવાધિકારસ્તેનો ઉપદેશ જ કર્યો છે મોટાભાઈમાં એ સિદ્ધાન્ત ઓતપ્રોત ઉતરી ગયો હતો અને ખરેખર તેઓ સાચા ભક્તજ હતા.

નિરભિમાનિત્વ પણ એક તેમનો ખાસ ગુણ હતો. बालादपि सुभाषितम् ग्राह्यम् એ સિદ્ધાંત તેઓ ઘણાને કહેતા અને પોતે કોઈ શિષ્ય અગર તો ક દી માઈ સત્ય વાત કહે અને એમાંથી પોતાને [illegible] જાણવાનું મળતું હોય તો અવશ્ય તેને સ્વીકારી લેતા અરે શિષ્યો સાથેના શાસ્ત્રના વાદમાં કોઈ માઈ નવી જ ક પના સાન બતાવે તો શુ મોટાભાઈ તેના ઉપર બહુ પ્રસન્ન થતા અને ઘણાને એ? કહેતા આ છોકરે મારી આ ભૂલ બતાવી મ્હને સત્ય રસ્તો બતાવ્યો છે કેવો ચાલાક બુદ્ધિમાન આ છે? પોતાને અંગ્રેજી જ્ઞાન જરા પણ નહિ જેથી તેઓ અંગ્રેજી ભણેલા વિદ્યાર્થીઓ પાસે એલોપેથીના પુસ્તકો વચાવે પોતે સમજે અને વિદ્યાર્થી મુંઝાય તો ચિત્રો જોઈને પણ સમજ માટે અને આવી રીતે પણ જરા અભિમાન વિના તેઓ જ્ઞાન માટે મહેનત કરતા અને વિદ્યાર્થીઓને કહેતા ખાસ વ બનવાની હોંશ હોય એણે અને ગુરુ વા જોઇએ મેં તો ડોશીઓ દાયણો વાળંદો વાઘરીઓ ચમારો અને બીજા ઘણા હલકા ગણાતા લોકો પાસેથી કાંઈક જાણવાની ઈચ્છાએ ખૂબ મહેનત કરી છે જેવા લોકો પણ શાસ્ત્રીય વધુ જાણે છે આપણી અગ્નિ કર્મક્રિયા વાઘરી અને નાગદ પાસે ગઈ કે પ્રસૂતીકોના કામો અને ડોશીઓ લઈ બેઠી છે ચમારો ખરા શસ્ત્ર ગોં જ રા છે તેમની પાસે નડ્ડા સાધનો છે જ્યાં નામ સમ્મ ર છે તો આપણે તેમને ગુરુ કરી શુ શીખી ન લેવું જોઇએ? પંડિત થઈ ચરક સુશ્રુત ગગડાવીએ અને સાજાની ચિકિત્સા કરવા ટાણાસ મુરે એ નજ ચાલે ડોશીઓ ઘણી હોંશિયાર હોય છે તેમના ઓસડો આપણે જાણી લેવા જ જોઇએ શાસ્ત્રમાં તે લખ્યા છે કે નહિ તેની તપાસ કરી જોઇએ અને પછી જ તે અશાસ્ત્રીય કે શાસ્ત્રીય તેનો નિર્ણય કરવો જોઇએ આવુ અમૂર્ત નિરભિમાનિત્વ આજે કોઈ વ મા ક્યાં છે? અત્યારે તો પહોળા શેરી માન્ડી જેવા વિચારના મિથ્યાભિમાની માનમા ડુબેલા વૈદો નજરે જોવા મળે છે શુ ઉપાય?

**હુકમા**

અમૃતલાલભાઈ ગયા વદમમાજે એક સાચો આયુર્વેદ સેવક ગુમાવ્યો દરદીઓએ એક અદ્ભૂત જડીબુટ્ટી ચિકિત્સક ગુમાવ્યો અને વિદ્યાર્થીઓએ એક મહાન ગુરુ ગુમાવ્યા ગુજરાત કચ્છ કાઠીઆવાડ વૈદ્ય સંમેલનને ત્તે દહાડે તેમની કદર કરી એક નકવી પ્રમુખની પાઘડી તેમના શિરે મૂકી જેથી કરી ભાઇ અમૃતલાલભાઇની સેવાની કિંમત સમ નથી થતી પાટણ વિદ્યાલય આજે જે પ્રગતીના માર્ગે કુચ કરી રહુ છે તેમા અમૃતલાલભાઇનો કેટલો ફાળો છે એ ત્યાના સંચાલકો જાણે છે ત્યા અભ્યાસ કરી ગયેલ સવ વિદ્યાર્થીઓ જાણે છે છતા અમૃતલાલભાઇના ખાસ સ્મારક માટે એ વિદ્યાલયના સંચાલકો કે ગુજરાત કચ્છ કાઠી આવાડ સંમેલનના સભ્યો કે તેમના સદા ઋણી વિદ્યાર્થીઓ આ મહાન મૂક સેવકના ચિર થાયી સંસ્મરણ માટે કેમ ભાઇ પાછો ફફડાવતા નથી?

---

# અમદાવાદનુ મદ્યનિષેધ પ્રકરણ

અમદાવાદની વૈદ્યસભાએ આસવારિષ્ટ લડત સમિતિ સ્થાપી છે અને એ સમિતિ મદ્યનિષેધની ઝાળમાંથી આયુર્વેદિક આસવારિષ્ટોને બચાવી લેવાનો પ્રયત્ન કરે છે. આ સમિતિએ જનતાની અપીલ એ મથાળાથી એક પત્રિકા બહાર પાડી છે જેમાં મદ્યનિષેધની સરકારી નીતિએ આયુર્વેદના આસવારિષ્ટો ઉપર અંકુશ મુકવાથી દેશી વૈદકને કેવી હાનિ થઈ છે તેનુ તથા એ સામે વૈદ્યસભાની આસવારિષ્ટ લડત સમિતિએ જે લડત ચાલુ કરી છે તેનુ વર્ણન છે. એ પત્રિકાનુ વસ્તુ આયુર્વેદ વિજ્ઞાનમા પહેલા આવી ગયુ હોવાથી તેની પુનરુક્તિ આવશ્યક નથી. છતા એના મુદ્દાઓ અહીં ટૂંકમા નોંધી જવાથી વાચનારને આખી વસ્તુ તાજી થશે.

આયુર્વેદ શાસ્ત્રની ચિકિત્સાના અગભૂત આસવારિષ્ટો મદ્ય સમાન ગણી તે ઉપર સરકારે અંકુશ મૂક્યો છે. એટલે વગર પરવાનગીએ તેનાથી વાપરી કે વેચી શકાય નહિ. મતલબ કે બનાવનારને બનાવવાનુ તથા વેચનાર વેચવાનુ લાઇસન્સ લેવુ પડે અને વળી દાક્તરનુ સર્ટિફિકેટ રજુ કરનારને જ વેચી શકાય અને તે પણ એક સાથે અમુક પ્રમાણથી વધારે નહિ.

વૈદ્યોને આ અંકુશ સામે નીચેના કારણોથી વાંધો છે. આસવોની અંદર જે આલ્કોહોલ હોય તે એ કુદરતી આથાની રીતે ઉત્પન્ન થયેલો છે. તેમા બહારથી આલ્કોહોલ નથી. ખરી રીતે ઔષધોના ક્વાથોને લાંબા વખત સુધી જાળવી રાખવાની આ પ્રાચીન પદ્ધતિ છે. જેવા ડાક્તરોના ટીંકચરો છે તેવા આયુર્વેદિક વૈદ્યોના આસવો છે.

આસવારિષ્ટો પીણા તરીકે બિલકુલ વપરાતા નથી. તેનો દવા તરીકે જ વપરાશ છે. કેટલાએક આસવારિષ્ટો એટલા બદસ્વાદ હોય છે કે દર્દી ભાગ્યે જ લેવા ખુશી હોય છે. આસવારિષ્ટો ગમે તેટલા વધુ પ્રમાણમા લેવામા આવે તો પણ તેનાથી નશાની અસર થતી નથી.

વળી એલોપથીમા વપરાતા ટિંચરોમા આલ્કોહોલ મોટા પ્રમાણમા હોવા છતા એ દવા તરીકે જ વપરાય છે માટે એના ઉપર અંકુશ નથી. તો રીતે આસવારિષ્ટ દવા તરીકે ગણીને એના ઉપર અંકુશ ન મુકવો જોઈએ. દ્રાક્ષારિષ્ટ વગેરે તો અતિસાર આદિ દર્દોની દવા જ છે, ટોનીક નથી. દ્રાક્ષાસવને જો ટોનિક ગણવામા આવે તો ઘણા ટોનિક પેટંટ વોટર બરી કમ્પાઉન્ડ વીગ માનીયર વગેરે જેમા દ્રાક્ષાસવ કરતા આલ્કોહોલનુ પ્રમાણ વધારે છે તેના ઉપર અંકુશ નથી તેનુ શુ કારણ?

મહાસભાના અગ્રણી નેતાઓ પણ આસવોને દારૂ નથી ગણતા અને મદ્રાસ સરકારે આસવારિષ્ટો ઉપર અંકુશ નથી મુક્યો એ હકીકત પણ મુંબઈ સરકારના વર્તનની વિરુદ્ધ જાય છે.

પછી પત્રિકા નં. ૩ નીચે ઉતારી છે.

પત્રિકા નં ૩

## શ્રી અમદાવાદ વૈદ્યસભા–અમદાવાદ

(આસવારિષ્ટ લડત સમિતિદ્વારા)

આથી તમામ આયુર્વેદિક કામગીરીવાળાઓ તથા વૈદ્ય બંધુઓને વિનંતિ કરવામા આવે છે કે વૈદ્ય સભાએ દારૂખાતાવાળા આસવારિષ્ટોને સીલ કરાવી લેવાનો અને તેના લાયસંસ નહિ લેવાનો જે ઠરાવ કર્યો હતો તે ઠરાવને આપ સર્વ અત્યાર સુધી અનુસર્યા છો તે બદલ આપને અનેક ધન્યવાદ આપવામાં આવે છે હાલમા એમ સાભળ્યુ છે કે આ બાબરી–એક્સાઈઝ ખાતા તરફથી આસવારિષ્ટના જથ્થાઓને શીલ કરવાની માગણી કર્યા છતા તેમ કરવામા આવતું નથી અને જથ્થાઓ પર સુકા પ્રદેશની બહાર મોકલી આપવા એવુ ફરમાન તે ખાતા તરફથી થવામા આવે છે સ્થાનિક વૈદ્યો તથા આયુર્વેદીય કામગીરીઓ પોતાનો જથ્થા સુકા પ્રદેશમા–બહાર મોકલી શકે નહી કારણ કે હાલ જે ખસેડવામા આવે તો પણ આ છે નહી તો આવતી કાલે તે પ્રદેશને સુકો પ્રદેશ જાહેર કરવામા આવે તેથી આપણને ઘણી મુશ્કેલી ઉભી થાય ને ખર્ચના બોજામા ઉતરવુ પડે તેમજ વગર લાયસંસે આપણા આસવારિષ્ટોના જથ્થો પાસે રાખી શકાય નહી એવી એવી અનેક મુશ્કેલીઓ ધ્યાનમા લઈને લડત સમિતિ એવા નિર્ણય ઉપર આવી છે કે બધાની અનુકૂળતાની ખાતર ને ભવિષ્યની લડતને મુશ્કેલી ઉભી ન થાય તેવા શુભાશયથી દરેક આયુર્વેદીય કામગીરીવાળાઓએ તથા વૈદ્ય બંધુઓએ કે જેમણે લાયસંસ માટે અરજીઓ કરી હોય અથવા જેમને જરૂર હોય તેમણે હાલતુરત પોતાના માલના રક્ષણની ખાતર લાયસંસ લેવા પરંતુ લાયસંસ લીધા પછી આપણા આસવારિષ્ટોને નાશ થતાં બચાવના મકસદમા સખ્ત નિયમની ખાતર જ્યા સુધી લડત સમિતિ આપને બીજી સૂચના ખબર ન આપે ત્યા સુધી એ આસવારિષ્ટોને વાપરવા કે વેચવા નહી ને પોતાની પાસેના છે નામા દફતર રહેવા સ્થાનો પદ્ધતિસરનો હિસાબ (સ્ટોક) તારીખવાર તમામ મહોર નોંધીને વૈદ્ય સભાને મોકલાવી આપવા એવી આપને આ લડત સમિતિ વિનંતી કરે છે આ નિર્ણયની અમલબજાવણી માટે વૈદ્ય સભા વિચાર કરશે

આશા છે કે વૈદ્ય સભાની લડતના કાર્યમા આપ અત્યાર સુધી જેવી રીતે સહકાર આપતા આવ્યા છો તેવી રીતે સહકાર આપી અમને આભારી કરશોજી એજ વિનંતિ

તા ૭–૮–૩૮

| | |
|---|---|
| પત્રવ્યવહારનું સ્થળ – | નમ્ર નિવેદક |
| શ્રી રસેશ ઔષધાલય | આસવારિષ્ટ લડત સમિતિ |
| હાજાની પોળ અમદાવાદ | (વૈદ્યસભા–અમદાવાદ) |

૫ ઠી પત્રિકા ન ૭ મા દી હી ખાતે મળનાર કોંગ્રેસ વર્કિંગ કમિટિ અને ઑલ ઈન્ડીઆ કોંગ્રેસ કમિટી આગળ આસવારિષ્ટની લ તનો કેસ રજુ કરવા ડેપ્યુટેશન રૂપે જવાનો ઠરાવ જાહેર રવામા આવ્યો હતો પણ મ્હારાષ્ટ્રના વૈદ્યોને ડેપ્યુટેશનમા મળવા માટે પત્રો લખાયા પછી તથા આમ ત્રણથી નીમ્ળવાની તારીખ નક્કી થયા પછી સુવિચારિત સંજોગને અનુસરી તથા ત્યા કોંગ્રેસ નાયકર્તાઓને વખત મળવાનો અસંભવ જણાતા પ્હેલાં મુંબઈ સરકારની આગળ આસવારિષ્ટના કેસને બરાબર યોગ્ય રીતે રજુ કરવો અને ત્યા દાદ ન મળે તો પછી કોંગ્રેસ આગળ જવુ એવો ઠરાવ થયાના ખબર છેલ્લા મળ્યા છે

---

# આયુર્વેદની ઉપકારિતા

## (લેખક–પદ્મનાભ શાસ્રી)

આયુર્વેદના રહસ્યો ઉકેલનાર આયુર્વે ના પ્રણેતાએ બ્રહ્માજીથી માંડીને ધન્વંતરી વગેરે તથા ચરક–સુશ્રુત–વાગ્ભટ વગેરે પ્રવર્તકોએ પોતાના તન ગ્ર થોમા આયુષ શબ્દના ઉકેલ સાથે જનતાના જનન–મરણના પ્રસગો ઉપર પ્રકાશ પાડનારા શાસ્ત્રને આયુર્વેદ એવુ નામ શા કારણથી આપ્યુ છે તેની સુન્દર શાસ્ત્રીય ધોરણે ચર્ચા તેના ટીકાકારો ચક્રદત્ત–ડલ્હણ–અરૂણદત્ત વગેરેએ વિદ્વત્તાપૂર્વક કરી છે તે વિદ્વાન વર્ગ તે તે પુસ્તકો હવે સુલભ હોવાથી તે વાચીને સમજી શકે છે તેથી અહિંયા એટલુ કહેવુ બસ થશે કે આયુર્વેદ ખરેખર એક અપૂર્વ શાસ્ત્ર હોવાથી તે નામ સાર્થક જ છે વળી બ્રહ્માથી તે પ્રાપ્ત થવાથી તે આ સંસાર જેટલો અનાદિ પણ છે

મહર્ષિ ગૌતમ પોતાના ન્યાયદર્શનના બીજા અધ્યાયમા પ્રથમ આહ્નિકના સડસઠમા સૂત્રમા જણાવે છે કે मन्त्रायुर्वेदप्रामाण्यवच्च तत्प्रामाण्यमाप्तप्रामाण्यात् ॥ અર્થાત્ મંત્ર અને આયુર્વેદ જેમ હેયોપાદેય સબંધમા પ્રત્યક્ષ પ્રમાણભૂત છે તેમ અતીદ્રિય વિષયોમા આપ્ત વાક્યની પેઠે વેદ પ્રમાણભૂત છે વાત્સ્યાયનાચાર્ય પોતાના ભાષ્યમા વેદ પ્રામાણ્ય આયુર્વેદને પ્રમાણભૂત જણાવી સિદ્ધ કરે છે એ બીના આયુર્વે ની ઉપકારિતા સિદ્ધ કરવા માટે પુરતી છે

આયુર્વેદના આચાર્યો પોતાના અનુભૂત ગ્રથોમા અનેક રીતે સાબીત કરે છે તથાપિ એ પ્રણાલિકા તૂટી જવાથી અને અ ય નૂતન પ્રણાલિકાના પ્રલોભનોના પરિણામે आयुर्वेदोपदेशेषुविधेय परमादर એ વિધાનમા આપણે અશ્રદ્ધાળુ થવા લાગ્યા

આપણે આપણી શાળાઓમા વિદેશી પ્રણાલીને બહુ માન આપવા માડ્યુ અને પરિણામે આપણો આયુર્વેદ પાગળો થવા લાગ્યો આપણા જ દેશભાઇઓ આયુર્વે ની અવગણના કરવા લાગ્યા આપણી રસશાળાઓ કમાણીના મોહમા પડી વિદેશી અનાવટોને સત્કારવા લાગી આપણા વૈદ્યોને દેશી દવાઓ તરફ અપ્રીતિ જામી અને વિદેશી દવાઓ વધારે ઉપકારક જણા  પરિણામે આપણા ઓષધો અમૃતમય મટી મનુષ્યને છાકટા બના વનારા દ્રવ્યો ગણાયા મસ્તા અને દ્રવ્યના લોભે ઉપકારક અમૃત સમાન આયુર્વે ના નિર્દોષ ઉપચાર ઉપર ફટકો પડ્યો

આયુર્વેદનો ઉત્કર્ષ સાધવા ઈચ્છનારે દવાઓની ઉપકારિતા સિદ્ધ કરવા માટે રાજ્ય અમલદારોને પાસે લાચારી કરવાથી કે દરદીઓની નિર્દોષિતા પુરવાર કરવા માટે નાના રગડા મોટા પ્રમાણમાં ગેઝેટમાં ગગડાવી જવાથી કશું વળવાનું નથી

આયુર્વેદની ઉપકારિતા સાબીત કરવા માટે વિદ્વાન વૈદ્યોએ તથા દવા બનાવનારા કારખાનાના સંચાલકોએ મહાત્મા ગાંધીજીની માફક દેશમાં કેન્દ્રો સ્થાપી ત્યાં માન્ય આયુર્વેદ પદ્ધતિથી જીવનેણુ દરદો સારા પ્રયોગોથી મટાડી અજમાવી આયુર્વેદની ઉપકારિતા તથા નિર્દોષિતા સાબીત કરી આપવી જોઈએ

એમાં દ હાથીભાઈ કે ઓંકાર નાથાભાઈના પ્રયોગ ટાંકી બતાવવાથી એ કાર્ય સિદ્ધ થવું મુશ્કેલ છે મહાત્મા ગાંધીજીની માફક આયુર્વેદ માટે ભેખ લેવો જોઈએ આયુર્વેદના રહસ્યો પ્રસિદ્ધ કરવા માટે આયુર્વેદના અનેક પ્રયોગો ઉપરાંત તેમાં જણાવેલા કેટલાએક રસાયનાધિકારમાં આપેલા પ્રયોગો મોટા પાયા ઉપર અજમાવી શકાય તેવો પ્રબંધ કરવો જોઈએ

રસાયન પ્રયોગો તથા નૈસર્ગિક ઉપચાર પદ્ધતિના બીજા ફળફુલના પ્રયોગો અને અલુણા ઉપચારો Saltless Diet ના અમારા અનુભવથી એટલી ખાત્રી આપી શકાય છે કે આપણા દેશમાં રોગનું પ્રમાણ ઓછું કરવા માટે અન્ય ઉપચાર પદ્ધતિ કરતાં તે વધારે અકસીર પુરવાર થયા છે

શરીર નિરોગી રાખવા ઈચ્છતા બંધુઓએ ચરક મુનિના વચન કાયમ યાદ રાખવા જેવા છે કે—

धर्मार्थकाममोक्षाणा मारोग्य मूलमुत्तमम् ।
रोगास्तस्यापहर्तारः श्रेयसो जीवितस्यच ॥ तथा
भेषजैर्विनिवर्तन्ते विकारा साधुसमता ।
साधन न त्वसाध्याना व्याधीनामुपदिश्यते ॥

અર્થાત્ આરોગ્ય ધર્મ અર્થ વગેરે પુરુષાર્થ અનુભવનું ઉત્તમ મૂળ છે અને એ મૂળને રોગ કાપી નાખે છે અને તેથી જીવન અને શ્રેય જોખમાય છે દવા વગેરેથી સાધ્ય વિકારો મટાડી શકાય છે પરંતુ અસાધ્ય વ્યાધિઓનો કોઈ ઉપાય નથી માટે અંગ્રેજી કહેવત પ્રમાણે prevention is better than cure એ ધોરણે વ્યાધિ અને શત્રુને વધવા નહિ દેતા અસાધ્ય બની જાય ત્યાં સુધી તેની ઉપેક્ષા નહિ કરતા તેને જાતમાત્ર દાબી દેવા પ્રયત્ન કરવો એટલું જ નહિ પરંતુ વ્યાધિ ઉત્પન્ન જ થવા ન પામે અને કદાચ કોઈ ભૂલથી ઉપડી આવે તો તેને તુરત મટાડી શકાય તેવી તદબીર કરી લેવી જોઈએ રસાયન પ્રયોગો આ કામમાં બહુ ઉપયોગી છે અને આહાર વિહારની સમજણ દિનચર્યા તથા ઋતુચર્યામાં જણાવી છે તેનું અનુસરણ કરવામાં આવે તો આયુષ્ય પ્રમાણ અનેકગણું વધી જાય એ પણ નિર્વિવાદ છે આઠ પ્રકારના ધર્મમાંથી એક અહિંસાને આગળ કરી જૈનો તથા બૌદ્ધોએ ધર્મ ફેલાવ્યો તેમ આરોગ્યનું ઉત્તમ સાધન પુરું પાડનાર આયુર્વેદની દિનચર્યા ઋતુચર્યાને લક્ષમાં લીધા વિના ફક્ત આહાર વિહારના મનસ્વી ધોરણે પાશ્ચાત્ય વિજ્ઞાન

વાદીઓએ નૈસર્ગિક ઉપચારનો ઉપદેશ જોરશોરથી કરવા માડયો છે તેમા આપણે આપણાં શાસ્ત્રો સાથે સત્વાદિ ગુણપ્રધાન પ્રકૃતિથી સુમેળ કરી આહાર વિહારનું સ્થાન નૈસર્ગિક પદ્ધતિથી નક્કી કરીએ તોપણ આપણ આરોગ્ય જરૂર સુરક્ષિત અને અને રસાયન તત્ત્વના સામાન્ય છતા અકસીર પ્રયોગો અજમાવી જનતાને ખાત્રી કરી આપવા માટે ઉપનિર્દિષ્ટ સંસ્થાઓ દ્વારા સાધનો ઉભા કરવામા આવે તો આયુર્વેદનુ ગૌરવ આપણે સિદ્ધ કરી શકીએ ઉપચારકો મૂલગ્રંથોના માત્ર ભાષાતરો વાચી મર્ણો કણ ચાલી આવતી પ્રથાને જ માત્ર વળગી રહી ઉપચાર કરવા મડી જાય તો તેથી પુસ્તકમા લખ્યા પ્રમાણે લાભ આપી શકાતો નથી પરતુ તે તે ગ્રથોના ટીકાકારોની સસ્કૃત ટીકાઓ વાચી વિચારી અનુભવી તે પ્રમાણે પ્રયોગ કરાવવાથી જરૂર સારો લાભ આપી શકાય છે

વિડગ તડુલનો મશહૂર પ્રયોગ આજસુધીમા યથાર્થ ધોરણે કોઈએ અજમાવી જોયો હોય તેવુ અમારા અનુભવથી સાબીત થતુ નથી કારણ કે એ પ્રયોગ જાતે કરી જોનાર તથા આયુર્વેદની સસ્થાઓમા શીખવનારને એ પ્રયોગનો શાસ્ત્રીય ખુલાસો પુછતા અમને તેનું સમાધાન મળી શક્યુ નથી અમારા જાતિ અનુભવથી અમે મેળવેલુ સમાધાન વૈદ્ય સમાજની જાણ માટે અમે આ નીચે આપીએ છીએ આ પ્રયોગમા સદિગ્ધ વાકય અમને એકજ જણાયુ છે **मुद्गामलकयूषेणाल्पलवणेनाल्पस्नेहेन घृतवन्तमोदनमश्नीयात्।** અર્થાત્ અલ્પસ્નેહવાળા અલુણા મગ અને આમળાના યૂષ સાથે ઘીવાળા ચોખા ખાવા **अल्पस्नेह**ના અમને અનેક વિચિત્ર જવાબો મળ્યા કે ચોખામા થોડુ ઘી નાખવુ મગના પાણીને ઘીથી વઘારવુ વગેરે સ્નેહનો સ્પષ્ટ ખુલાસો તો કોઈ તરફથી મળ્યો જ નહિ ડલ્હણની મૂળ ટીકામાથી કે તેના ભાષાતરમાથી પણ એ ખુલાસો મળી શક્યો નહિ એક વિદ્વાન બધુને અમારી વિચારસરણિથી સ્નેહનો અર્થ પૂછતા તેણે સ્નેહના ચાર પ્રકાર જણાવ્યા પરતુ એ ચાર સ્નેહ શી રીતે અને ક્યારે વાપરવા એમ પૂછતાં તો તેણે પણ ગોટાળા વાળવા માડયા આ પ્રશ્ન પાકશાસ્ત્રીઓથી ઉકલી શકે તેવો છે એમ જણાતા અમેઘરમા ચર્ચા શરૂ કરી અને એ સદિગ્ધ વાકયનો ખુલાસો અમારા પુરતો અને સાચો મળી ગયો કે મગ ચડી જાય ત્યારે તેમા થોડુ ઘી નાખવુ કે જેથી મગનો યૂષ ઉભરાઈ ન જાય અને એ પાણી બધુ જળવાઈ રહે તેમ મગપણ વધારે લીસા અને સ્વાદિષ્ટ થાય આયુર્વેદમા સ્વરસ સાચવી રાખવાના અથવા તો ભૂરાકોળાની જેમ તેના પાણીમા ચામણી વગેરે કરવાના પ્રયોગ સાથે આ વાત બધ બેસતી થઈ જવાથી અમે એ પ્રમાણે કરવા માડયુ અને ઉપર પ્રમાણે અનુભવ થયો ડલ્હણની ગુજરાતી ટીકામા **घृतवन्तमोदनम्**નો સ્પષ્ટ ખુલાસો મળતો નથી પરતુ એ ખુલાસો અમને નિર્ણયસાગર મુદ્રિત આવૃત્તિમાથી મળી ગયો કે **घृतवन्त** એટલે **बहुघृतम्** આ સ્થળે વ્યાકરણશાસ્ત્ર ઉપયોગી થાય છે **वत्** પ્રત્યય બહુત્વ દર્શાવે છે બહુબળવાળો તે બળવાન કહેવાય છે તેમ બહુઘૃતવાળા તે ઘૃતવત્ કહેવાય અર્થાત્ રૂચિ પ્રમાણે જઠરાગ્નિનુ બળાબળ જોઈ ચોખામા યથેચ્છ ઘી વાપરવુ **अल्प** શબ્દને **घृतवन्तम्** સાથે જોડી દઈને થોડુ ઘી ચોખા સાથે લેવુ એમ અર્થ કરવામા તો ભાષાનું તથા વ્યાકરણનુ અજ્ઞાનજ અમને જણાય છે છતા પણ આજ સુધીમા આ રીતે વિચાર કરી પ્રયોગ કરવાની કે કરાવવાની કોઈએ કાળજી રાખી હોય તેવુ અમારા જોવામા જાણવામા કે સાભળવામા નથી

પડિત માલવીયાજીએ કરેલા પ્રયોગ સબધી અમારા જાતિ અનુભવ અમે છાપાઓ

દ્વારા યત્કિંચિત્ જણાવવા પ્રયત્ન કર્યો છે પરંતુ જુવાન થઈ જવાની હોંશમાં કે પૈસા ખડી લેવાની તજવીજમાં અથવા તો પ્રસિદ્ધિમાં આવવાની તાનાવેલીમાં કે શામાંગણે એ બાબત ઉપર ખાસ ધ્યાન ગયું હોય તેવું જણાતું નથી ચોપડા ઉથલાવી તેની ઉપર કલ્પનાથી પીંડાં દોડાવ્યા કરતાં પ્રયોગોના અનુભવ વધારે ઉપકારક બને છે માસિકો સાપ્તાહિકો તથા દૈનિકપત્રોમાં આવેલી ઘણીખરી ચર્ચાઓ લેખકોની કલ્પના ઉપર જ ઘણીખરી રચાએલી છે એમ અમને અમારા અનુભવે જણાયું છે એ ત્યાગ ૫ શા માટે ... થી ન થયો અથવા તો તે અલ્પ ફળવાળો નીવડ્યો વગેરે ... ત ઉપર અનુભવપૂર્ણ શાસ્ત્રીય ચર્ચાની વધારે જરૂર છે પરંતુ એમ નહિ થવામાં આ જમાનો વધારે જોખમદાર અમને જણાય છે આપણી શાળાઓમાં એવા કેળવાએ વિષયો કેવળ પુસ્તકના આધારે જ શીખવાય છે કે જેમાં અનુભવને અવકાશ બહુ જ ઓછો જ રહે છે આપણા બાળકો ઓરિઓરીઓ ક્લોરોફોર્મ-પ્લાટા-રાયોડીજાનેરો વગેરે શું તથા ક્યાં છે તે કહી શકે છે પરંતુ તેનો યત્કિંચિત્ ધ્યાન તેને હોતો નથી આવું ધોરણ જીવન મરણ સાથે સંબંધ ધરાવતા આયુર્વેદના વિષયમાં શી રીતે ચલાવી લઈ શકાય તે સમજી શકાતું નથી

આયુષ્કામીય વિમાનની ચર્ચા ... વિનો અથવા તો ભાષા વિજ્ઞાનના ધોરણે કરવામાં આવે તેના કરતા એ ઉપચારના પ્રયોગોના અનુભવ દ્વારા સિદ્ધ કરવાની વધારે અગત્ય ગણી શકાય જેમ ઇતિહાસના પ્રયોગોના પુરાવાથી સાબીત થએલી વસ્તુનું જ્ઞાન લખાણની મોહક છટા કરતા વધારે આવશ્યક મનાય છે સંયમના ધોરણે જના દારૂબંધીના કાયદાના અમલ કરવાના હોય ત્યાં બહુપત્નીકત્વની હોંશ વાળા માટે ઉપયોગી વાજીકરણ પ્રયોગો કરતા સર્વોપઘાત શમનીય મેધાયુષ્યકામીય સ્વભાવ વ્યાધિ પ્રતિષેધનીય નિવૃત્ત સંતાનીય પ્રાણકામીય આયુર્વેદ સમુત્થાનીય વગેરે રસાયનો સિદ્ધ કરી જન શરીરને નિરૂપ વ દીર્ઘજીવી અને સુદૃઢ બનાવવાની વધારે જરૂર છે

મહાત્મા ... નું નામ સ્મરણ કરવાથી અથવા તો તેના નામથી ઔષધ સસ્તા ચલાવવાથી લોક કલ્યાણ તેઓએ ઘર બાળીને તીર્થ કર્યું તેવું થઈ શકવાનું નથી દ્રવ્ય એકઠું કરવાનો ઉદ્દેશ રાખ્યો હોત તો ભ જી આયુર્વેદનો આટલો ઉત્કર્ષ સાધી શક્યા નહોત પરંતુ અમારે ખેદ સાથે કહેવું પડે છે કે એ મહાત્માના પગલે ચાલી તેઓએ જેમ અનેક રસાયનો સિદ્ધ કરી બતાવ્યા ... જેના પરિણામે અત્યારે કાઠીઆવાડ ગુજરાતમાં આજ દિવસ સુધી દેશી વૈદ્યની પ્રતિષ્ઠા પણ રહી સહી પણ જળવાઈ રહી છે તેમ તેના અનુયાયીઓ તેના નામથી પોતાનું આર્થિક હિત સાધનારાઓ પણ એ નામને પ્રયોગ શાળાઓ ખોલી વધારે ચરિતાર્થ બનાવે એમ ઈચ્છીએ આપણા કારખાનાના વિદેશી દ્રવ્યોના મોહમાં પડવાને બદલે આવા પ્રસિદ્ધ પ્રયોગો અજમાવવા માટે પ્રયોગશાળાઓ ખોલી કામ લીધું હોત તો આયુર્વેદની બનાવટો ઉપર જે આરોપ પ્રહારો કરવામાં આવે છે તે દિવસ નહિ આવ્યો હોત

પુરૂષાર્થ ચતુષ્ટયનો જેના ઉપર આધાર છે જેને લીધે મનુષ્ય અને વિધ પ્રવૃત્તિઓ સાધી શકે છે તેના ઉપર કરવેરા નાખવા જેવું હીચકારૂં પગલું કોઈ વિદેશી સરકારને વધારે શોભે તેવું છે કરોડોની માણી કરનાર પણ જો પોતાની મુડી અમુક લોકોપયોગી અથવા તો અન્ય શુભ હેતુમાં રોકે છે તો તેને આવકવેરામાંથી મુક્ત રાખવામાં આવે છે

એ પદ્ધતિ પણ જો અત્યારની લો ગવર્મેન્ટે ધ્યાનમા લીધી હોત તો આયુર્વેદના ઔષધોને દારૂમા ગણવાનુ પાપ નહિ કર્યું હોત મહેસૂલ ઉત્પન્ન કરવાના બીજા અનેક માર્ગ છે મોજશોખના સાધનો ઓછા વપરાય-વપરાશી માલ ઓછો આવે ડીઆમણના દર આપણા દેશના લાભમા નક્કી કરી શકાય વગેરે અને સાધનો ઉપર ટેક્સ વધારે અપાતુ રહે તો દેશની જાનમાલની આબાદી કરનાર વસ્તુઓ ઉપર કરવેરા નાખી તે વસ્તુઓને વધારે મોંઘી અને દુર્લભ બનાવવાનુ અવળુ ધોરણ અખત્યાર કરવાનુ આપણને નહિ સુઝત ઉન્નતી દિશામા પ્રગતિ જોનાર સત્તાધીશો માટે અમારે મ્હોઢે એટલુ જ અમારી પરાધીનતાના કારણે કહી જવાય છે विद्या ददाति विनय ( विवेक ) सा चेद्‌विनयावहा (અવિચારીપણુ) क याम कप्रतिक्रमो गरदाया स्वमातरि ॥ અર્થાત્ ભણી ગણીને લોકો સત્યાસત્યનો વિવેક શીખવાને બદલે લોક ઉપર બોજો વધારવાનુ અને તેપણ જીવન મરણના પ્રસંગે અવિચારી વલણ અખત્યાર કરે ત્યારે જ્યા રાજ્યરૂપી માતા પોતાના શાસન નીચે દવાઓની ગરીબડી પ્રજારૂપી સંતાનને ઉત્તેજન આપવાને બદલે અમલદારમા આવી જઇને ગોળખોળ સરખા ગણીને કરવેરાના બોજા તળે ચગદી નાખવારૂપી વિષ પાવા તૈયાર થાય ત્યા ક્યા જઈ પોક મુકવી અસ્તુ

---

# દવા લેવા માટે દોડવા પહેલા—
# —જરા જાણો ને વર્તો

લેખક—અ માણેકલાલ ના પંડ્યા
ધોળા

સામાન્ય રીતે દર્દ ન ખમી શકાય એટલુ કામ અટકી પડે એવુ થાય ત્યારે દવાખાને કે વૈદ્યને ત્યા દોડવુ એ આપણે ત્યા સામાન્ય જનતા માટે સ્વાભાવિક થઇ ગયુ છે કેટલાક વ્યાધિઓ કે જે સાધારણ કાળજી રાખવાથી થતા અટકે છે અથવા થોડીઘણી પરિચર્યાથી મટી પણ મટી જાય છે તે આવી બેદરકારીભરી કુટેવથી કાયમનુ નુકસાન કરી બેસે છે અથવા તો મોટી મુશ્કેલીઓ વેઠ્યા બાદ દૂર થાય છે આવા દરદોમા આંખ કાન દાંત અને ચામડી તેમજ કબજીયાત કે અપચાના વ્યાધિઓ ગણી શકાય અત્રે એવા દરેક રોગ થવા પૂર્વે સામાન્ય રીતે કેમ વર્તવુ જોઇએ તે વિચાર આપવાનો પ્રયત્ન કર્યો છે

આશા છે કે વૈદ્ય બંધુઓ પણ માત્ર દવા કરવાનુ બજારી રૂપ નહિ રાખતા પોતાના પરિચયી જનોને દવા આપવા સાથે જ આવી હકીકતની વાકેફગારી આપવામા ગૌરવ માનશે

## (૧) આંખ

સામાન્ય રીતે બાળવયમા આંખો વારંવાર આવે છે માતાઓ ઘરગથ્થુ ઉપાયો કરી આંજણ-ભરણ- કરી ને દૂર કરે છે બહુ થાય તો દવાખાનાની મદદ હોય તો ત્યા મોકલી ટીપા નખાવે છે પણ બાલ્યાવસ્થામા માવતરની આ તરફની બેદરકારીએ ઘણા બાળકોની દૃષ્ટિ નબળી પડી જાય છે શાળામા પણ ભાગ્યેજ શિક્ષક તે તરફ લક્ષ આપે છે પાંચ ચોપડી ભણ્યા લગી નાકને ચોપડી અડે ત્યારે જ વાંચી શકે તેવી ટૂંકી દૃષ્ટિવાળા બાળ

ની આખ નબળી છે એવુ લક્ષ નથી તેના માબાપને થયુ નથી તે રોજ પાઠ વચાવ નાગ શિક્ષક ભાઇને થયુ કે નથી તેના ભણતરનુ માર મહિને સર્ટીફીકેટ લેવા આવનાર પરીક્ષકને થયુ અને આના ઘણાએ દાખના જોવામા આવતા આપણા જીવન પર ખરેખર ખેદની ભારે લાગણી થયા વિના રહેતી નથી

આંખ જેવુ જીવનનુ અમુલ્યમોલ રત્ન બાળવયમા જ બે રકારીના સેવનથી ભવિષ્યમા નબળુ બની જાય છતા તે પ્રત્યે લક્ષ પણ જાય નહિ એ કેટલુ શોચનીય?

બાળવયમા સારૂ આંજણ–કાજળ કે ઉચી જાતનો ખાત્રી લાયકનો સુરમો બાળકને કાયમ આજવાનુ આજે નવયુગના અધારામા માતાઓ ભુની ગઇ છે તે પણ એક વધુ શોકની વિના છે

૧ બાળકને નાની વયથી આજણ આજો

૨ ચીપડાવાળુ બાળક ઉઠે ત્યારે નવશેકા પાણીથી નિત્ય ધુઓ

૩ એવી આખ પર રાત્રે સુતી વખતે તેનની આગળી ચોપડો

૪ બાળક વાચતું લખતું થાય ત્યારે તેના તરફ નીચેનો ધ્યાન હમેશ રાખો—

૫ બની શકે ત્યા લગી રાત્રે ન વાચવુ પડે એવી ગોઠવણ કરી દો છતા રાત્રે વાંચે તો બત્તીનો પ્રકાશ (ને દિવસે ઉજાસ) આખપર નહિ પણ પુસ્તક પર પડે તેમ રાખો ગ્યાસલેટના ડબ્બાને દીવે વાચવાનો અવસર કદી ન આપો

૬ વાચતી વખતે પુસ્તક ૧ થી ૧૨ ઇંચ આખથી દૂર રાખે તેવુ જોતા કરાવતા રહો (સમજ ન હોવાથી ઘણા બાળકો નજીકથી વાચવાની ટેવ પાડી આખ નબળી કરી નાખે છે)

૭ સુતા સુતા કે પડીને નહિ પણ ટટાર બેસીને વાચવાની આદત રખાવો

૮ જરા સરખી આખને ઈજા થઈ માલમ પડે આખ આવેની જણાય કે પાણી ટપકે તેવે પ્રસગે તેની પાસેથી બહુ ઓછુ કામ લો

(અજીણથી બચ્ચાને આવેની આખો કે દાત આવતા આવેલી આખોમા બધા ઉપચારો સાથે કરો)

૯ બાળકોને બીજાના ચશ્મા પહેરવાની કુટેવ હોય છે તો તેમ ન કરે એ હમેશ ધ્યાનમા રાખો

૧૦ મોટી વયે આખ ખેચાઈને વાચવુ પડે તેવી સ્થિતિ ઉત્પન્ન થયા પહેલાજ ચેતી આખના યોગ્ય ડૉક્ટરની સલાહ લઈ લખના–વાચવાની જેમની જેને જરૂર છે તેણે—ચશ્મા સારી જાતના કાચના ખરીદી લેવા તેમા ટેવ પડી જશે કરી વિલબ કરવો નહિ

૧૧ ખીલ કે તાપોડીઆ થઇ આવ્યા હોય ત્યારે તે દુર કરવાને ઉપચાર કરવા પણ આખને વધુ ગરમી લાગે તેવી રીત આચરવી નહિ ધુમાડો અગ્નિ કે તાપે ફરવુ પગે ઉઘાડા ભટકવુ અથવા વાચવુ એ બધુ એ વખતમા એકદમ બધ કરી દેવુ જોઈએ તેમજ તેને પવન કે ધૂળ ન લાગે તે માટે સાવચેતી રાખવી ઉચી જાતના કાળા રંગના ચશ્મા દિવસે રાખવા (અપૂર્ણ)

---

# શ્રીનારાયણ આયુર્વેદ વિદ્યાર્થી સેવા સંઘની સ્થાપના

## સ્મારક ફંડ માટે અપીલ—

**સંઘની શરૂઆત**—અમદાવાદના સુપ્રસિદ્ધ વૈદ્ય સ્વર્ગસ્થ નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યના વિદ્યાર્થીઓની એક બેઠક પાંજરા પોળ નાકે શ્રી નારાયણ આયુર્વેદ ચિકિત્સાલયમાં મળી હતી જેમાં અગાઉના ઘણા વિદ્યાર્થીઓ હાજર હતા પોતાના ગુરૂનું નામ ચિરસ્મરણીય રહે એ શુભ નિષ્ઠાથીને તેમના વિદ્યાર્થીઓનો પરસ્પર ભ્રાતૃભાવને સંબંધ જળવાઈ રહે એ હેતુથી શ્રી નારાયણ આયુર્વેદ વિદ્યાર્થી સેવા સંઘ સ્થાપવામાં આવ્યો હતો

**ઉદ્દેશને સ્મારક ફંડ**—સંઘની તથા ફંડની વ્યવસ્થા માટે નિયમો છપાવવામાં આવ્યા છે તો મર્હુમના નામને કાયમ રાખવા સ્મારક ફંડ એકઠું કરવા ઠરાવ કર્યો હતો (ઠરાવ) આથી સંઘની બેઠક ઠરાવ અને વિનતી કરે છે કે મહૂગત પ્રતિ લાગણી ધરાવનાર દરેક વ્યક્તિ વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય સ્મારક ફંડ મા પોતાનો ઉદાર હાથ લંબાવી મદદ કરી સંઘને આભારી કરશે ને સહાય કરશે

**જયંતિ ઉજવાશે**—સર્વ શ્રી નારાયણ જયંતિ ઉજવવાનો સર્વાનુમતે ઠરાવ કર્યો પોતાનો કાર્યક્રમ ટુંક સમયમા જાહેર થશે

**દ્રાક્ષાસવના અમલ સામે વિરોધ**—ના સરકારે આયુર્વેદના શાસ્ત્રીય દ્રાક્ષાસવ ઉપર જે અણઘટતો ઠરાવ કર્યો છે તે માટે આજની બેઠક પોતાનો સખ્ત વિરોધ જાહેર કરી તેને મુક્ત કરવા અરજ કરે છે

**સભ્ય થાય**—જે વૈદ્યબંધુ મર્હુમ પાસે ભણ્યા હોય તે અને માન ધરાવનાર વૈદ્યભાઇ સંઘના સભ્ય થાય તેવી સંઘ વિનતી કરે છે

**જનરલ સેક્રેટરીની નીમણુંક**—અમો પોતાના સંઘને આગળ ધપાવવા ઉત્સાહી કાર્ય કર્તા શ્રી વૈદ્ય ભુષણ શશિકાંત ...ખી પડવાને જનરલ સેક્રેટરી તરીકે નીમ્યા છે

**સંઘ સ્થળ**—પાંજરાપોળ નાકે આવેલ શ્રી નારાયણ આયુર્વેદ ચિકિત્સાલયમા હાલ સંઘની ઑફીસ રાખવા નક્કી થયુ છે

ઉપરોક્ત કાર્ય થયા પછી સભા વિસર્જન થઈ હતી

---

# શ્રી નારાયણ આયુર્વેદ વિદ્યાર્થી સેવા સંઘ

(સ્થાન ૧૯૯૯) અમદાવાદ

**શ્રી માન્યવર મહોદય**

સવિનય પ્રાર્થના કરવાની કે અમારા સંઘ તરફથી પૂજ્ય ગુરુવર્ય સ્વર્ગસ્થ વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્યનું નામ ચિરસ્મરણીય રહે તે માટે તેમનુ સ્મારક ફંડ ભેગું કરવા નક્કી થયુ છે તેમની આયુર્વેદ પ્રત્યેની અદ્વિતીય સેવાથી સારાય હિંદમા કોઈ અજાણ્યુ નથી જેથી તેમનુ સ્મારક થવુ અત્યંત આવશ્યક હોઇ અમારા સંઘે સ્મારક ની શુભ શરૂઆત કરી છે તો વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય સ્મારક ફંડ' મા આપનો ઉદાર હાથ લંબાવી અમારા કાર્યમા મદદ કરશો એવી આશા રાખતા—

નમ્ર નિવેદકો

**શ્રી નારાયણ આ વિ સેવા સંઘના સભ્યો-અમદાવાદ**

" વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પ્રાણાચાર્ય સ્મારક ફંડનો "

# ઉદ્દેશ

૧ આયુર્વેદના આત્મારૂપ—સ્વર્ગસ્થની અમર ભાવનાને અમર કરવા તેમના નામ રૂપે—મહારણા કે સ્મારક રૂપે—અખિલ ભારત વર્ષીય આયુર્વેદ (મહાસંમેલન) વિદ્યાપીઠની આયુર્વેદાચાર્ય આયુર્વેદવિશારદ આયુર્વેદ શિરમની પરીક્ષામાં પ્રથમ નંબરે પાસ થનાર વિદ્યાર્થીને અનુક્રમે ૧ ૨ ૩ સુવર્ણ અને રૌપ્ય એમ ચંદ્રકો અર્પણ કરવામાં આવશે તથા

૨ વડોદરા રાજ્ય શ્રાવણમાસ દક્ષિણાપરીક્ષા આયુર્વેદ વિભાગની ઉત્તમાપરીક્ષા શ્રી પાટણ આયુર્વેદ મહાવિદ્યાલયની ચોથા વર્ષમાં આયુર્વેદ શાસ્ત્ર પરીક્ષામાં વધુ માર્ક મેળવનારને શ્રી પ્રભુરામ આયુર્વેદ મહાવિદ્યાલયની શિરમોર પરીક્ષામાં તથા શ્રી આયુર્વેદ પાઠશાળા—રજીષ્ટર્ડ—અમદાવાદની ઉત્તમા પરીક્ષામાં પ્રથમ નંબરે આવનાર વિદ્યાર્થીઓને રૌપ્ય ચંદ્રકો અર્પણ કરવામાં આવશે તેમજ ફંડનો વધારો થયે યોગ્ય કરવામાં આવશે

૩ ફંડ માટે અધિક ફાળો થશે તો તેની પહોંચ આપવામાં આવશે તે ફંડની વ્યવસ્થા શ્રી નારાયણ આયુર્વેદ વિદ્યાર્થી સેવા સંઘ કરશે ફાળામાં સદ્ગત પ્રતિમાન ધરાવનાર ફાળો આપી પહોંચ મેળવી શકશે

૪ ચંદ્રકની જાહેરાત નીચેની કમિટી કરે પરંતુ સંયોગોવશાત્ જ સંઘ ધ્યાન રાખી શકશે

કમિટીના સભ્યો—(૧) પ્રમુખ શ્રી અખિલ ભારત વર્ષીય આયુર્વેદ મહામંડળ

(૨) પ્રમુખ શ્રી પ્રાંતિય સમ્મેલન ઓફ ગુજરાત

( ) પ્રમુખ શ્રી અમદાવાદ વૈદ્યસભા

(૪) સંઘના નામ ચલાઉ પ્રમુખ

(૫) સંઘના નિમાયેલા જનરલ સેક્રેટરી

૫ સંઘના કાર્યવાહી હોદ્દેદાર નવું વર્ષે હાજર રહેલા સભ્યોમાંથી કામ ચલાઉ પ્રમુખ નિમાઈ મીટીંગનું કામકાજ થશે તે સંઘના કાર્યકર્તા હોદ્દેદારને જનરલ સેક્રેટરી કહેવાશે તે આવક જાવકનો તમામ હિસાબ રાખશે ને દર વર્ષે મંજુર કરાવી બહાર પાડશે

૬ સંઘ સભાસદ પાસેથી ફી રૂા ૧) વાર્ષિક લેવાશે નિયમમાં ફેરફાર કરવાની કુલ સત્તા સંઘ ધરાવે છે

૭ સંઘનો વાર્ષિકોત્સવ સદ્ગતની જન્મતિથિને રોજ ઉજવાશે ને તેનો કાર્યક્રમ જનરલ મંત્રી બહાર પાડશે

નોંધ—સંઘનો હિસાબ જોવાની સંઘના સભ્યોને તથા અધિક ફાળો આપનારને સત્તા છે બાકી કોઈને અધિકાર નથી

# સ્વર્ગવાસી વૈદ્ય હરિપ્રપન્નજી

રસયોગ સાગર જેવા મહાગ્રંથના સંકલનકર્તા તથા મુંબઈના જ નહિ ભારતના પ્રથમ પંક્તિના વિદ્વાન વૈદ્યોમાંના એક વૈદ્ય પં. હરિપ્રપન્નજીનો ૧૯૩૮ના સપ્ટેમ્બરની ૨૬મી તારીખે એકાએક ૧૧ વાગે હૃદય બંધ પડવાથી સ્વર્ગવાસ થઈ ગયો. સ્વ. પં. હરિપ્રપન્નજીએ ત્રીસ વર્ષ પહેલાં મુંબઈ આવી વૈદ્ય વ્યવસાય શરૂ કર્યો પણ તે પહેલાં પંડિતજી ક્યાં હતા અથવા મુંબઈ આવ્યા ત્યારે એમની કેટલી ઉમ્મર હતી—જો કે ત્રીસથી વધારે હોવાનો સંભવ નથી એ જાણી શકાયું નથી પણ તેઓએ કાશીની ક્વીન્સ કોલેજમાં સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો તથા આયુર્વેદ પં. અર્જુનમિશ્ર પાસે ભણ્યા હોવાનો સંભવ છે. સંસ્કૃત વ્યાકરણનો તથા વૈદકનો એમનો અભ્યાસ રસયોગ સાગરના ઉપોદ્ઘાતમાં જોઈ શકાય છે પણ તેઓને વનસ્પતિ સાથે ભારે પરિચય હતો એની તો એમના જે વિદ્યાર્થીઓ એમની સાથે જંગલોમાં રખડ્યા છે તેઓને ખબર છે.

આયુર્વેદના તો પંડિતજી પ્રખર પંડિત હતા એ નિર્વિવાદ છે. રસયોગ સાગરની સંકલના પંડિતજીના પાંડિત્યનો અને તે સાથે અસાધારણ પરિશ્રમનો પુરાવો છે.

સ્વ. પં. હરિપ્રપન્નજી આયુર્વેદ શાસ્ત્રના પૂરા અભિમાની હતા અને આયુર્વેદનું ઉપર ચોટીયું નહિ પણ સાચું પઠનપાઠન કેમ વધે એનો વિચાર રાતદિવસ કર્યા કરતા અને એ ઉદ્દેશથી મુંબઈમાં બાવીશ વર્ષ પહેલાં આયુર્વેદ માર્તંડ વૈદ્ય યાદવજી ત્રિકમજી આચાર્યના સહયોગથી શ્રી મુંબઈ આયુર્વેદ પાઠશાળાની સ્થાપના કરી. એ પાઠશાળાની ઉન્નતિ માટે આ બેય વિદ્વાનોએ ઘણા ઘણા પ્રયાસો કર્યા છે અને છેલ્લા દિવસોમાં પંડિતજી એ પાઠશાળાની જ ચિન્તા કરતા હતા.

પં. હરિપ્રપન્નજી સ્વભાવે ઉદાર અને સ્વદેશપ્રેમી હતા. તેઓએ સ્વદેશપ્રેમથી પ્રેરાઈને બિહાર પ્રાંતના આરા જીલ્લાના કોકિના ગામની સ્વ સંપત્તિ શ્રી બાબુ રાજેન્દ્રપ્રસાદજી તથા અનુગ્રહ નારાયણસિંહ દ્વારા કોંગ્રેસને અર્પણ કરી દીધી હતી.

મુંબઈમાં પં. હરિપ્રપન્નજી પાસે જે સંપત્તિ ઉત્તરમાં હતી તે એમણે મુંબઈમાં જ વૈદક ધંધાથી મેળવી હતી. તેઓ જીવનમાં તથા ધંધામાં ચુસ્ત નિયમો પ્રમાણે વર્તતા. તેઓ હમેશા સવારમાં બે કલાક પૂજા કર્યા પછી દવાખાનામાં બેસતા. બપોરે એક કલાક આયુર્વેદ પાઠશાળામાં ભણાવતા. સાંજે ૭ વાગે હમેશા પગે ચાલીને મહાલક્ષ્મીના દર્શન કરવા જતા. વચલા વખતમાં વિદ્યાવિષયક દાખલા ત. રસયોગસાગરનું કામ ચાલતું ત્યારે એ કરતા. એ વખતે ગમે તે દરદી આવે પણ એને પાછું કાઢતા. પાછળથી તે એમની મોટી ફીની તથા દવાની ભારે કિંમતની વાતો થતી છતાં એમની દવા ઉપર લોકોને ઘણી શ્રદ્ધા હતી અને મોટી ફી તથા દવાની કિંમત ખરચનારા મળી રહેતા. સારા દાક્તરોને હાથે ન સુધરેલા ભયંકર દરદીઓ એમને હાથે સુધરેલાના દાખલા અપાય છે. વર્ષમાં એક બે મહિના તેઓ કોઈ ગામડામાં જઈ દવાઓ બનાવતા.

પં. હરિપ્રપન્નજીનું ચિત્ત શ્રી મુંબઈ આયુર્વેદ પાઠશાળાના ઉત્કર્ષમાં જડાઈ ગયું હતું અને તા. ૫-૯-૩૮ને રોજ એમના પ્રમુખપણા હેઠળ ભરાયેલી મુંબઈ આયુર્વેદિક સોસાઈટીની સભામાં ઠરાવ થઈને એ પાઠશાળાનું શ્રી મુંબઈ આયુર્વેદ વિદ્યાલય નામ પાડવામાં

આપ્યુ અને તે પછી બમણો વખત એને આપવાનો પંડિતજીનો નિર્ધાર હતો પણ બીજે જ દિવસે તેઓનો દેહ પડી ગયો

છેવટ એવુ પણ સાભળેલુ કે પડિતજીની બધી સપત્તિ જે લગભગ રૂ એક લાખ જેટલી ગણાય છે તે અને એક શ્રીમત ગૃહસ્થના લાખ રૂપિયા પડિતજી મારફત મળીને રૂ બે લાખથી મુબઈ અષ્ટાગ વિદ્યાલય મોટાપાયા ઉપર મુકાવાનુ હતુ પણ ત્યા એમનો દેહ પડી ગયો જો કે તેઓ પોતાના પૈસાનું વિદ્યાલય અર્થે ટ્રસ્ટ કરી ગયા છે હવે એ વિદ્યાલય કેવુ રૂપ લે છે તે જોવાનું છે એના નવા રૂપ તરની વાતો પણ સભળાય છે પણ તે વિષે વધારે હવે પછી બાકી પ હરિપ્રપન્નજી જેવા વિદ્વાનની મુબઈને જ નહિ સમસ્ત આયુર્વેદ જગતને ખોટ છે

---

# વૈદ્યોના રજીસ્ટ્રેશનનો કાયદો

તા ૮-૧૧-૩૮ને રોજ પૂનામા મળેલી મુબઈ ધારાસભાની બેઠકમા આ કાયદો છેવટનો પાસ થઈ ગયો સીલેક્ટ કમિટીમા તથા બીજી ત્રીજી વારના વાચનમા કેટલાક સુધારા થયા છે પણ તેથી વૈદ્ય હકીમોને પૂરો સતોષ નથી થયો

ચીડફાડ અને સર્જરી ન જાણનાર પણ કાયચિકિત્સા-ઈડીઅન મેડીસીન માત્ર જાણનાર માટે પણ રજીસ્ટ્રેશનનો રસ્તો ખુલ્લો રાખ્યો હોત તો એમા ખોટુ ન હતું બીજી બાબત બોર્ડમા પ્રતિનિધિત્વ અર્ધો અર્ધ છે એ લોકસત્તાવાદને પ્રતિકૂળ છે અને ત્રીજુ દસની કલમ જેને માટે ઘણો વિરોધ હતો તે કાઢી નાખી હોત તો સારુ હતુ તા ૧ -૧૧-૩૮ના ક્રોનિકલના લીડરમા કહ્યુ છે તેમ ભણેલા રજીસ્ટર્ડ વૈદ્યોની સખ્યા વધતા ઊંટવૈદો એની મેળે ક્ષીણ થઈ જાય ઘણા સુધરેલા દેશોમા એ માર્ગ ચાલે છે અને ગામડાઓમા જ્યા રજીસ્ટર્ડ વૈદ્ય ન હોય ત્યા શિક્ષાની કલમો લાગુ નહિ પડે

બાકી તો હવે છેવટ પસાર થયેલા કાયદાનો જે લાભ મળશે તેને વૈદ્ય હકીમોએ જોઈ લેવો રહેશે

---

## નિ ભા વૈદ્ય સમેલનના પ્રમુખની ચુટણી

નિ ભા વૈદ્ય સમેલનના પ્રમુખપદ માટે (૧) શ્રી પ સત્યનારાયણજી શાસ્ત્રી (૨) પ શિવશર્માજી લાહોર અને (૩) વૈદ્ય પુરુષોત્તમ સખારામ શાસ્ત્રી હિર્લેકર અમરાવતી એ રીતે ત્રણ નામ બહુમતીથી આવ્યા હતા પણ તેમાથી તા ૧ -૧૧-૩૮ને રોજ મુબઈમા મળેલી સભામા મોટી બહુમતિથી પ શિવશર્માજી લાહોર ચુટાયા છે અમે એમને અભિનદન આપીએ છીએ

---

## ગુજરાત કચ્છ કાઠીઆવાડ વૈદ્યસમેલન

ગુ ક કા વૈદ્ય સમેલનની બેઠક પણ નિ ભા વૈદ્યસમેલન વખતે મુબઈમા જ ભરી લેવાનો ઠરાવ થયો છે એમ સાભળ્યુ છે

---

# सिद्धभेषज मणिमाला

[ અનુસધાન ગતાક પૃ૦ ૩૨૨ થી ચાલુ ]

त्रायन्ती तुवरा सरा स्फहरा नस्यद्गरा वि नरा
पित्तच्छेदकरा भृश भ्रमभरात्युग्रास्त्रनाशोद्धुरा ।
विध्वस्तप्रदर ज्वरा गुरुतरा स्निग्धाऽतिशुक्रात्तरा
विटसार स्यति सारिवा परुधिरा दोषोत्करा भो नरा ॥६९॥

**નાયમાણ** તુરુ સર કફઘ્ન છે ગર (કૃનિમ વિષ) અને જ્વરો હરનાર છે પિત્તનો નાશ કરનાર છે ભ્રમ હરનાર છે (ભ્રમભરાનો અથ શુ ?) અતિ ઉગ્ર રક્તરોષનો નાશ કરનાર છે
**ઉપલસરી** પ્રદર અને જ્વરને હણનાર છે ગુરુ છે સ્નિગ્ધ છે અતિવીર્યપ્રદ છે અલ્પ લોહીવાળા અને દોષોથી ભરપૂર એવા હે નરો ? સારિવા અતિસારને હરે છે

उष्णा विपाकमधुरा कटुका कषाया
तिक्ता लघु ज्वरहरा बलदा गुडूची ।
दोषत्रयामचमिस्नेहविदाहकास-
तृट्पाण्डुविट्सरणवेधविधानसूची ॥७०॥

**ગળો** ઉષ્ણ છે વિપાકમા મધુર છે કટુ અને કષાયછે કડવી છે લઘુ છે તાવને હરનાર છે બળ આપનાર છે ત્રણદોષો આમ ઉનરી સ્નેહના અજીર્ણથી દાહ બળતો હોય તે, ખાસી તરસ પાડુરોગ અતિસાર વગેરે રોગોનો વેધ કરવામા સોયના જેવી વેધક છે

वर बाल बिल्व कटुतुवरतिक्तोष्णमुदित
मरुन्मान्द्यश्लेष्माण्श्लथयति च पित्त रचयति ।
अथो वासा वातघ्नस्वरकरा तिक्ततुवरा
लघुहृद्या शीता ज्वरवमनतृष्णाकसननुत ॥७१॥

કુણુ **બીલુ** કટુ તુરુ તિક્ત અને ઉષ્ણ છે વાયુ અગ્નિમાદ્ય કફ વગેરેને ઢીલા કરે છે—અર્થાત્ એ રોગોને હણે છે પિત્તને ઉત્પન કરનાર છે

**અરડુસી** વાત હરનાર સ્વર માટે હિતકર અર્થાત્ સ્વરના બળને આપનાર છે તિક્ત અને તુરી છે લઘુ છે હૃદ્ય છે શીત છે જ્વર ઉલટી તરસ અને ખાસીનો નાશ કરનાર છે

उष्णा ज्वरस्वसनशूलकफाग्निसादान्
हन्यात् गुणौघबृहती बृहती सवाताम् ।
पार्श्वार्त्तिपीनसहृदामयज तुपु स्या-
द्रुक्षा सरा तदुपमा लघुकण्टकारी[1] ॥७२॥

---

૧ અહિં રસનું વિવેચન કરવામા નથી આવ્યુ તો પણ રુક્ષ અને ઉષ્ણ વગેરેના યોગથી કટુતિક્ત રસો સમજી લેવા જોઇએ (ટિપ્પણી)

**મોટી ભોરીંગડી** ઉષ્ણ છે જ્વર શ્વાસ શ્વ કફ જઠરાગ્નિની મંદતા અને વાતને હણે છે **નાની ભોરીંગડી** પડખાની પીડા પીનસ હૃદ્રોગ કૃમિ ને હણનાર છે રુક્ષ અને સર છે

यवासो मधुर कषाय सरो हिम पित्तकफानिलास्रम् ।
तृष्णार्तिमेदो भ्रमकुष्ठकास ज्वरास्त्रवीसपमदा धुनोति ॥७३॥

**જવાસો** લઘુ મધુર સર હિમ છે પિત્ત કફ વાતરક્ત તરસ ઉલટી મેદ ભ્રમ કુષ્ટ ખાસી જ્વર રતના અને મદ વગેરેને હણનાર છે

तुहिनतुवरतिक्त कुष्ठकण्डूप्रमेह
श्वयथुरुधिरपित्त श्लेष्मपाण्डुप्रहारी ।
ज्वरभरबहुमेदारोचकास द्विजार्ति
तिरयति **खदिरोऽसौ** शुक्लस्तस्य **सार** ॥७४॥

**ખેર** શીત કષાય તિક્ત છે કુષ્ટ ખુજલી પેશાબના રોગો સોજો રક્તપિત્ત કફ અને પાંડુરોગને મારી હટાવનાર છે તાવ બહુ મે[1] અરુચિ દાંતની વેદના–આ બધા રોગોને હણનાર છે ખદિરસાર–ખેરસાલ–શુક્લ છે

मायाफल मनागुष्ण कषाय पवनास्रजित् ।
केशसाम्य वितनुते सकोच प्रतिसारणात् ॥ ૬

**માયા** (કાટાળા માયા) સ્હેજ ગરમ છે કષાયરસ યુક્ત છે વાતરક્ત (નજલો) ને જીતનાર છે વળીયા પળીયાને હણનાર છે માયાની પોટલી ઉકાળવાથી યોનિનો સંકોચ થાય છે

शीतो **निम्बतरु** विपाककटुक तोतुष्मत पित्ततृट्
हृल्लास ज्वरज तुकुष्ठ कसनच्छर्दिप्रमेह यथा ।
रुक्ष तिक्तकषायक कृमिकफ शोफप्रमेहास्रजित्-
सारप्रोन्नरुजो रुणद्धि च **महानिम्बोऽपि** दुर्गामहत् ॥७५॥

**નિંબડો** શીત છે વિપાકમાં કટુ છે પિત્ત અને તૃષાની શાંતિ કરનાર છે મોળ જ્વર કૃમિ ચામડીના રોગો ખાસી ઉલટી પેશાબના રોગો બધાને હરનાર છે

બકાનલીમડો રુક્ષ તિક્ત કષાય કૃમિ કફ ઉલટી પ્રમેહ રક્તવિકાર અતિસાર અને હરસને મટાડનાર છે

**लोध्र** कषाय शिशिरो लघिष्ट सग्राहको नेत्रगदप्रपीह ।
बलासपित्तप्रदर प्रहर्ता दाहस्य शोफस्य विनाशकर्ता ॥७७॥

---

[1] શ્રી આપ્પા શાસ્ત્રી સાઠે તેમના ગરગુતી ઔષધે (૨૭ આવૃત્તિ) નામના પુસ્તકમાં કહે છે સ્થૂલતા અર્થાત્ નિષ્કારણ વધેલા શરીર ઉપર કાથો ઉત્તમ ઓખદ છે દરરોજ સવારમાં ત્રણ માસા કાથો નવટાંક પાણીમાં નાખીને પીવો ત્રણ મહિના પછી સ્થૂલતા કમી થવા લાગશે છ મહિના સુધી સતત નિયમિત સેવન કરવાથી શરીર ઘણું કૃશ થઈ જાય છે (પૃ ૪૮)

**લોધર** પાન શીત લઘુ અને ગ્રાહી છે આંખોના રોગોમાં લબ્ધખ્યાતિ છે કફપિત્ત પ્રદર, દાહ સોજો વગેરેનો નાશ કરનાર છે

त्विषा जितविषा **विषा** हतविषा सतौ रहसा
प्रसारितरुषा कृशानुगदशातिनी किं न सा ।
भृशं कटुरसा विशादयति सामपित्तं रसा—
त्प्रशान्तरमिसा रसा ज्वरतृषातरूलत्त्षा ॥७८॥

**અતિવખની કળી** વિષને હણનાર છે અતિસારને જલદીથી વશમાં લાવનાર છે જઠરાગ્નિની મંદતાનો નાશ કરનાર છે રસમાં કટુ છે આમ અને પિત્તને હણનાર છે, જોતજોતામાં ઉનીને શાંત કરનાર છે જ્વરની તૃષાને વશમાં લાવનાર છે

दुष्टव्रणास्रहन्त्री कटुका शीता विषस्य सहन्त्री ।
शृङ्गाकृतिर्विशेषात् प्रशस्यते **निर्विषा** नाम ॥७९॥

જદ્વાર ( ટિપ્પણીકાર પરિચય આપતા કહે છે— **निर्विषी तथा जदवार इति नाम्ना प्रसिद्धा कृष्णवर्णा प्रायः लघ्व ग्रन्थ्यादिषूपयुज्यते ।** ) દુષ્ટ વ્રણ અને દુષ્ટ રક્તને હણનાર છે કટુ છે શીત છે વિષને હણનાર છે શિંગડાના જેવા આકારવાળુ દ્રવ્ય સારું ગણાય છે

गुदकिलकफपित्तबलासतृषा रुधिरातिसतिप्रलयप्रबलः ।
जठरज्वलनं ज्वलितं कुरुते कटुकः कुटजस्तुवरः शिशिरः ॥८०॥

**કડાછાલ** હરસ, પિત્ત કફ તરસ અતિસાર આ બધાનો નાશ કરવામાં અતિ બલવાન છે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર છે કટુ છે તુરુ છે શીત છે

**पाठाख्या** कटुका कफानिलहरी तीक्ष्णा लघुर्ग्राहिणी
शूलं छर्दिविषं ज्वरक्रिमिमहाश्वासव्रणध्वंसिनी ।
तृष्णा हृद्गदमेहपित्तरुधिरव्याधीन् त्रिदोषज्वरान्
कण्डूकुष्ठखसान् हरेत् गुरु सरा स्वादुर्हि **मूर्वा** मता ॥८१॥

**કાળીપાઠ** ઉષ્ણ, કટુ છે કફ અને વાતને હણનાર છે તીક્ષ્ણ છે લઘુ છે ગ્રાહી છે, શૂલ ઉલટી વિષ જ્વર કૃમિ મહાશ્વાસ વ્રણ વગેરેનો નાશ કરનાર છે

**મોરવેલ** તૃષ્ણા હૃદ્રોગ પ્રમેહ પિત્ત અને રક્તના વ્યાધિઓ ત્રિદોષ જ્વર ખુજલી ચામડીના રોગો વગેરેને હરનાર છે ગુરુ છે સર છે મધુર છે

[ ટિપ્પણીમાં **મૂર્વા**નો પરિચય આપવામાં આવ્યો છે **मूर्वा मरोडफली ' इति वैद्याः इयं धनुर्गुणोपयोगिनी । मूर ' इति महेश्वर । ' मोरवेल इत्येके ॥** ટિપ્પણકાર હજી વિદ્યમાન છે એમના ગુરુ મૂર્વાનો શો અર્થ કરતા હતા તે સ્પષ્ટ શબ્દોમાં દર્શાવ્યું હોત તો સારું મોરવેલ નામની વત્સનાભાદિ વર્ગની વનસ્પતિને મૂર્વા માનવી એ મતનો હું છું ]

इक्षुरस्तु मधुर तुहिनोऽम्ल स्निग्धपित्तलगुणो नतुवृष्य ।
विकर्षी मरदसृग्गलतर्पानाममप्यतिनल विनिहन्ति ॥१०१॥

એખરાના બીજ ( તાનમખાના નામથી પણ આ બીજ જાણીતી છે ) મધુર શીત અમ્લ સ્નિગ્ધ પિત્તલ અને અતિ... છે તિમ્લ છે વાતરક્ત (નગ્લો) તૃષા વગેરેના રતને પણ હણનાર છે

[ એખરાના મૂળ માગ મૂત્રલ છે મૂત્રકૃચ્છ્ર મૂત્રાઘાત અશ્મરી ઉગ્રરોગ વગેરેમાં હિતાવહ છે એખરાનો ક્ષાર ઑક્સલેટ-પિત્તાશ્મરી ઉપર હિત૨ છે બા ગ ]

क्षयज्वरश्वासमसमीरकामला तृट्स्वपित्तानि निहन्ति शीतग ।
... बल य ढति वशलानना नृणा नवीनेव कुरङ्गलोचना ॥

વાંસકપુર ક્ષય તાવ મ વાયુ મેળો તરસ રક્તપિત્ત વગેરેને હણનાર છે શીતળ છે, નવીન સ્ત્રી ... વાંસકપુર પણ બળ... છે

तवक्षीरी स्वादु शिशिरा हृद्या रुधिरशोधिनी ।
पित्ततापप्रशमनी गुणत शर्करा समा ॥१ ३॥

તનખીર મધુર શીત હૃદ્ય અને રક્તશોધક છે પિત્તની ગરમીને શાંત કરનાર છે અને ગુણમાં સાકર જેવી છે

सालिमो मधुर ... स्वादुरुच्छतिगुरु ।
वातपित्तहरो च य सम्मिश्र शुक्र परम् ॥१०४॥

મિસર દેશમાં થનાર સાલમમીસ્ર ... મધુર છે ગુરુ છે દેખાવમાં સરસ છે વાત અને પિત્તને હરના છે બળ આપનાર છે ક્ષાર ગોળી યુક્તિપૂર્વક બાંધેલો સાલમ અત્યંત વીર્યદ છે

करोति रत परिपूरित जन निषेवितो भञ्जयति प्रभञ्जनम् ।
बलासजित्पित्तकरी जराहरी प्रमेहपीडाप्रणुदस्ति तोदरि ॥१०५॥

તોદરી[1] ( આ નામના બીજ હકીમો વાપરે છે તેના સેવનથી પુરુષો ખૂબ વીર્યવાન થાય છે તોદરી વાયુને હણનાર છે ... છે પિત્ત ... નાર છે ઘડપણને દૂર કરનાર છે પ્રમેહની પીડાને હણનાર છે

कसेलिका मेदुरसूक्ष्मकप्रभेदतोऽत्र द्विविधा प्रदिष्टा ।
कयाऽपि युक्त्या नियमेन भुक्ता स्त्रीणा पुन यौवनमाददाति ॥१०६॥

કસેલિકા ( ટિપ્પણી ...ર કરે છે કે આ નામથી તે પ્રસિદ્ધ છે ) બે જાતની થાય છે (૧) માસલ અને (૨) પાતળી છાલવાળી પાક લાડુ વગેરે બનાવીને ખાવાથી સ્ત્રીઓ માટે તે અતીવ સુખ...યી છે ( સેલિમ શું એ ... સમજી શકતો નથી બા ગ )

1 તોદરી એ રાઈકાદિ વર્ગ (ક્રુસીફેરી) ની વનસ્પતિ છે તોદરી સફેદ matthiola incana અને તોદરી સુખ Cheiranthus cheiri

# આ માસિકના ગ્રાહકો અને લેખકોને સૂચના

(૧) ગ્રાહકોને જણાવવાનું કે ગત [illegible] થી આયુર્વેદ વિજ્ઞાનનું ૨૧ મું વર્ષ શરૂ થાય છે નવા થનાર ગ્રાહકો જો લવાજમના પૈસા મનીઓર્ડરથી મોકલશે તો તેમને અંક ઓછે ખર્ચે તરત મળશે

(૨) વર્ષની અધવચથી ગ્રાહક થનારાને પણ વર્ષની શરૂઆતથી જ ગ્રાહક થએલા ગણી લઈને ગત માસથી જ બધા અંકો મોકલી આપવામાં આવે છે

(૩) ગ્રાહકોના સરનામાં અધુરાં હોય કે બદલાયાં હોય તેમણે પૂરૂં કે બદલેલું સરનામું તરત મોકલી આપવું જેથી અંક ગેરવલે ન જાય આ બાબતમાં ગ્રાહકની કસુર હોવાથી અંક પાછો આવશે તો ફરીથી તે અંક નવું પોસ્ટેજ ગ્રાહકને શિર રહેશે માટે સરનામું પૂરૂં તથા બદલાયું હોય તો બદલેલું સરનામું તરત મોકલી આપવું

(૪) ગ્રાહક થવા સંબંધે કે અંક મેળવવા સંબંધે સઘળો પત્રવ્યવહાર **વ્યવસ્થાપક "આયુર્વેદ વિજ્ઞાન" આદિત્ય મુદ્રણાલય, રાયખડ અમદાવાદ** એ સરનામે કરવો

(૫) **આ માસિકના લેખકોએ** પોતાના લેખો કે માસિકમાં આવતા લેખો સંબંધે બધો પત્રવ્યવહાર **તંત્રીને સરનામે** કરવો

(૬) જાહેર લાયબ્રેરીઓ માટે વાર્ષિક લવાજમ માત્ર રૂ ૧-૮-૦ રાખવામાં આવેલ છે

(૭) આ માસિકમાં છપાતા લેખો માટે તે તે લેખના લેખકો જવાબદાર છે

(૮) આ માસિકના લેખોને અને ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સની વ્યાપારનીતિ (policy)ને કોઈ સંબંધ નથી

---

## !! ખાસ લાભ !!

આયુર્વેદ વિજ્ઞાનની ૧૯૮૦-૮૧-૮૨-૮૩-૮૪-૮૫-૮૬-૮૭-૮૮-૮૯-૯૦-૯૧-૯૨-૯૩ એમ ૧૪ વર્ષની જુદી જુદી વગર બંધાવેલી ફાઈલ દરેક રૂ. ૧-૮-૦ થી મળશે

લખો

પાછલા વર્ષની ફાઈલો માટે ઝંડુ ફાર્મસીને, મુંબઈ ૧૪

ચાલુ વર્ષના અંકો માટે વ્યવસ્થાપક—આયુર્વેદ વિજ્ઞાન

ઠે. આદિત્ય મુદ્રણાલય, રાયખડ—અમદાવાદ

Reg. No B 1319

મુંબઈ સરકારની લાયબ્રેરીઓ માટે મંજુર થએલું

વૈદ્યક સિદ્ધાન્તોને તુલનાત્મક દૃષ્ટિથી તથા
અનુભવની દૃષ્ટિથી ચર્ચનારૂં વૈદ્યક માસિક

# આયુર્વેદ વિજ્ઞાન

| | | |
|---|---|---|
| પુસ્તક ૧ | तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते। | આશ્વિન |
| અંક ૧ | स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत्॥ | ૧૯૯૮ |


તંત્રી અને પ્રકાશક
પ્રભાશંકર કેવળરામ શાસ્ત્રી
ઝંડુ ફાર્મસ્યુટીકલ વર્કસ લી૦ તરફથી
ઠે. ભવાની [illegible] મુંબઈ-૧૪




શુદ્ધ આયુર્વેદીય દવાઓની માફક શુદ્ધ આયુર્વેદ
સમસ્તનું શાસ્ત્રીય જ્ઞાન પણ તમને ઝંડુ ફાર્મસી
તરફથી પ્રગટ થતા આ માસિક દ્વારાજ મળશે


લવાજમ ૧ ૨-૦-૦ લાયબ્રેરીઓ માટે ૧-૮-૦

# આયુર્વેદ વિજ્ઞાન

नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्‍ धन्वन्तरिसुश्रुत-
भरद्वाजपुनर्वस्वग्निवेशचरकप्रभृतिभ्यः

પુસ્તક ૨૨ મુ ]　　　　આશ્વિન ૧૯૯૪　　　　[ અંક ૧૨

## બ્લડ પ્રેસર ઉપર સર્પગંધા

સર્પગંધાના વિષયમાં અત્યાર સુધીમાં ઘણુ લખાઈ ચુકેલ છે અને ઘણા વિદ્વાનોએ

### ગ્રાહકોને ખાસ વિનતિ

આયુર્વેદ વિજ્ઞાનના આ આશ્વિન અંકથી લવાજમ પુરૂ થાય છે સં ૧૯૯૫ના કાર્તિક અંકથી નવુ વર્ષ શરૂ થાય છે તો આપનું લવાજમ પોષ સુદ પુનમ સુધીમા રૂબરૂ અગર મનીઓર્ડરથી મોકલી આપવા કૃપા કરશો પોષ વદ એકમ સુધીમા જેમનું લવાજમ ન આવશે તેમને કાર્તિક અંક વી પી થી રવાના કરવામા આવશે

—તંત્રી

હતી અને ફરીથી તા ૮-૪-૩૮ ના રોજ બ્લડ પ્રેસર સીવીલ સરજન મારફત લેવામા આવ્યુ તો ૧૫૦-૯૦ થયુ જે તદ્દન વાજબી પ્રમાણમા હતુ માટે સર્પગંધાએ અજબ કામ કર્યું અને ટકી પણ રહ્યુ આ પ્રયોગ સાધન સાથે કરવામા આવેલ છે માટે આપના માસિકમા સ્થાન આપશો એમ આશા સેવુ છુ

તા ક પૂજ્ય મહાત્મા ગાંધીજીને ગયા શિયાળામા જુહુ મુકામે બ્લડ પ્રેસર ઓછુ થયુ હતુ તેનું એક કારણ સર્પગંધા લેવામા આવેલ એમ એક પત્રના જવાબમા શ્રી મહાદેવ દેસાઈએ અમોને લખેલ હતુ

લી હરિલાલ કાળીદાસ વૈદ્ય
બેતુલગંજ સી પી

# " સિદ્ધમૂલી "

આયુર્વેદવિદ્યામા મ લેનારે શ્રી ભાવમિશ્રપ્રણીત ભાવપ્રકાશનું નામ તો સાભ ્યું જ હોય એ ગ્રંથમા એક સ્થળે આવતા **સિદ્ધમૂલી** શ ્દ નો અર્થવિચાર આ લેખનું ઉપા ાન છે

**चत्वारो व्योमभागास्तदनुनिगदित भागयुग्मच वग।**
**भागेक शभुबीज त्रितयमपिमृतत्तत्समा सिद्धमूली ॥ भावप्रकाश ॥**

ચાર ભાગ અભક બે ભાગ બગ એક ભાગ શંભુબીજ–પારો ત્રણેની ભસ્મ તેની બરોબર સિદ્ધમૂલી ઉત્તરખડમા વાજી રણ અધિકારમા મ નમ જરી અથવા ભૈરવાન રસની બનાવટનો આ પ્રથમ શ્લોક એ એનો પૂર્વાપર મ ઘ એટલુ તો ચોક્કસ છે કે સિદ્ધમૂલી કોઈ ખનીજ કે પ્રાણિજ પ ાથ નથી ઠે તો એ વનસ્પતિજ વળી એના ગુણ એવા જોઇએ જે પ્રસ્તુત બનાવટને ઉપકારક હોઈ શકે અર્થ નિર્ણય કરતા આટલી સમજ મગજમા રહેવી જોઇએ

ભાવપ્રકાશ ઉપરાંત આ પાઠ બહદ યોગતરંગિણી રસયોગ સાગર ભારત–ભૈષ ્ય રત્નાકર તેમજ બીજા પણ એક બે ગ્રથોમાં સ્થ ાન છે સુપ્રસિદ્ધ વૈદ્ય શ્રી શાલિગ્રામજીએ એની ટીકા કરતા સિદ્ધમૂલીને ભાગ ક ી છે ગુજરાતી ટીકા ર પણ એજ ધમે છે સ્વ પ શ્રી હરિપ્રપન્નજી એને શતાવરી ગણાવે છે અને એમને અનુસરી યા તો સ્વતંત્ર પ્રમાણને આધારે વદ્ય શ્રી ગોપીનાથજી પણ પડીત ્થી જુ ા પડ્યા નથી

વેદમા આવતી વનસ્પતિઓ વાચી પારસ્કર કાત્યાયન વગેરેના સ્માર્ત તેમજ શ્રૌત સૂત્રોની વનસ્પતિઓનો પણ વિચાર કર્યો એ માંમા સિદ્ધમૂલી નથી ચરક સંહિતા તેમજ સુશ્રુતસંહિતા આયુર્વેદના એ આધગ્રંથ એમાયે આ શબ્દ ન મળે ચક્રદત્ત વાગ્ભટ હારીત વૃદ્ધ બગસેન શાર્ઙ્ગધર એમાના કોઈ સિદ્ધમૂલીનુ નામ પણ લેતા નથી એટલે છેક ઋગ્વેદકાળથી હમણા સુધી સિદ્ધમૂલીનો પ્રયોગ ભાવમિશ્ર સિવાય કોઇએ કર્યો નથી અને એમણે પણ આ એકજ અવસરે

અમરકોશ વૈદ્યકશબ્દ સિંધુ ભાવમિશ્રરચિત ભાવપ્રકાશાન્તર્ગતનિઘંટુ વિભાગ એમાં પણ આ શબ્દ નથી જેથી એના અર્થ માટે પ્રમાણ નથી એ વિચારણીય વસ્તુ તો વળી એ છે કે જેણે સિદ્ધમૂલીને ભાગ ક ી તેણે સ્વરચિત નિઘંટુમા અથવા વૈદ્યક શબ્દકોશમા સિદ્ધમૂલીનું નામ સુદ્ધા કેમ નહિ લીધુ ?

## સિદ્ધમૂલી એ ને ભાગ ?

શાલિગ્રામજી સિદ્ધમૂલીને ભાગ કહે છે એમ કહેવા માટે (૧) સિદ્ધમૂલીનો ભાગ એવા અર્થ ભાવમિશ્ર અગર એના પૂર્વશાસ્ત્રકારોએ આપ્યો હોવો જોઈએ (૨) ભાગના વર્ણનમા એના પર્યાય શબ્દ તરીકે સિદ્ધમૂલીનો કોઈપણ શાસ્ત્રકારે નિ ેશ કર્યો હોય અથવા (૩) એ શબ્દ ને યાગિક ગણી આ અર્થ સ્વીકાર્યો હોય તો એમા અતિવ્યાપ્તિ દોષ આવવો ન ઘટે

(૧) આજ સુધી સિદ્ધમૂલીનુ વર્ણનજ નથી જડ્યુ એટલે એનો અર્થ શુ હશે એ ભાવમિશ્ર કે અ ય શાસ્ત્રકારો ક્યાંથી મેળવાય તેમ નથી

(૨) ભાગના પર્યાય તરીકે કોઈ સિદ્ધમૂલી લખી ગયેલ નથી

ગુણમા ઉતરે એમ નથી એવું મૂળ સિદ્ધોને ઉપયોગમા આવતુ હશે એની ચોક્સાઈ કરી નથી કેમકે સિદ્ધ એટલે જ કાળો ધતુરો

ગુડ એટલે ગોળ ગોળ બને શેરડીમાથી એટલે શેરડી લેવામા કોઈ પ્રામાણિક બાધ નથી અને શેરડી વાજીકરણ પણ છે

કૃષ્ણ નિર્ગુંડી એટલે કાળા ફુલની નગોડ એ અર્થ પણ સિદ્ધનો જ છે કાળી નગોડના કલ્પ વિષે તો ઘણાએ સાભળ્યુ હશે એમ એ સિદ્ધોને પણ ઉપયોગી છે

આ રીતે સિદ્ધમૂલીના પાચ અર્થ ઉભા થાય છે—(૧) ભાંગ (૨) શનાવરી (૩) કાળો ધતુરો (૪) ગોળ (શેરડી) અને (૫) કાળી નગોડ

પહેલા એની સંભાવના વિરુદ્ધ ઉપરોક્ત દલીલો હોઈ એ અર્થો ઉડી જાય છે છતાય શાસ્ત્રપ્રમાણ કોઈ આપી શકે તો આનકારને અવકાશ છે છેલ્લા ત્રણ અર્થ વૈદ્યવર્ગ આગળ હું મુકુ છુ અને એમાય કાળા ધતુરા માટે મને વધુ પક્ષ છે તે જાહેર કરુ છુ વિદ્વાન બધુઓ એમા વધુ ઉંડા ઉતરે અને પોત પોતાના પ્રમાણયુક્ત મતવ્યો રજુ કરે એજ અભ્યર્થના

લી ભવદીય

મહોપાધ્યાય કાશીવિશ્વનાથ પ્રહ્લાદજી વ્યાસ
સાહિત્યાચાર્ય વિશારદ જેવ એ એમ
મીમાસાશાસ્ત્રી

---

# કચ્છ વૈદ્યમંડળનો ઠરાવ

શ્રી કચ્છ વૈદ્ય મડળની એક બેઠક સ્વર્ગસ્થ વૈદ્યરાજ હરિપ્રપન્નજીના અવસાન માટે શોક પ્રદર્શનનો ઠરાવ કરવા તારીખ ૧૯–૧ –૩૮ને રોજ મળી હતી જેમા સ્થાનિક સભ્યોની હાજરી હતી તે ઉપરાત ડૉ સાહેબ નારાણ દાસ નરશીધી મુદ્રા ડૉ સાહેબ રતનશી વીરજી છેડા કુકોદી વૈદ્યરાજ ચુનીલાલ ડાહ્યાભાઈ મ્હેતા બી ડા વૈદ્યરાજ ચતુર્ભુજ લાલજી માડવી અમદાવાદ વૈદ્ય સભા અને નામદાર મુમ્બઈ સરકાર તરફથી આવેલ પત્રોના વાંચન બાદ શોક પ્રદર્શન ઠરાવ વૈદ્યરાજ પુરૂષોત્તમભાઈએ મુકો હતો અને જેને વૈદ્યરાજ નાનાલાલ ભાઈએ અનુમોદન આપ્યુ હતુ બાદ સર્વાનુમતે ઠરાવ પસાર કરવામા આવ્યો હતો

ઠરાવ —શ્રી કચ્છ વૈદ્ય મડળની આ સભા શોકપ્રદર્શિત ઠરાવ કરે છે કે આયુર્વેદના અગ્રગણ્ય જ્ઞાનવૃદ્ધ વયોવૃદ્ધ અને આયુર્વેદના ઉત્કર્ષ તરફ પૂર્ણ લક્ષ આપનાર શ્રીમાન વૈદ્યરાજ હરિપ્રપન્નજીનું દુ ખદ અવસાન થવાથી વૈદ્ય વર્ગમા જે ક્ષતિ થઈ છે તે કોઈ રીતે પૂરી શકાય તેમ નથી સ્વર્ગસ્થે આયુર્વેદના ઉત્કર્ષ માટે જે શ્રમ વેઠ્યો છે તેની આ સભા નોંધ લે છે અને એમના અમર આત્માને ચિર શાંતિ મળે એવી પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરે છે

ઉપરના કામકાજ બાદ પ્રમુખનો આભાર માની સભા વિસર્જન થઈ હતી

લિ આપનો
વૈદ્ય પુરૂષોત્તમ નાનજી થા વ
મત્રી શ્રી કચ્છ વૈદ્ય મડળ અંજાર (કચ્છ)

# નાગપુરના નિખીલ ભારત વૈદ્યસમ્મેલનના અધ્યક્ષ વૈદ્યપંચાનન શ્રી ગંગાધરશાસ્ત્રી ગુણેનું ભાષણ

( ગતાંકથી ચાલુ)

યોગશાસ્ત્ર માનવી મન અને તે દ્વારા શરીરનો વિકાસ સાધનારૂ શાસ્ત્ર છે એ શાસ્ત્રને ગણિતશાસ્ત્ર જેટલુ નિશ્ચિત અને ભૂલ વગરનુ બનાવેલુ છે ભગવાન પતંજલિએ યોગશાસ્ત્ર રચીને જગત ઉપર મોટો ઉપકાર કર્યો છે હાલના જગતમા વિચારવાનોને થયેલા વ્યામોહથી જગતમા સુખ અને શાંતિ પ્રાપ્ત કરવાનો માર્ગ કોઈથી સુઝતો નથી Happiness does not imply wealth luxury social success pleasure entertainments *not even health* સુ ખાસ આરોગ્યનુ આધુનિક જગતમા કેવુ સત્યાનાશ નીકળી ગયુ છે તેનુ ડૉ વ્હલગાએસીએ બહુ માર્મિક વર્ણન નીચેના શબ્દોમા કર્યુ છે —

A civilization which despises and tramples on the ancient and mighty truths of the heart is doomed to destruction by nervous diseases Western society which has founded the whole of its existence on calculating profiteering selfishness and cold intelect collapses at the first shock of an earthquake

આ પ્રકારની અશાંતિનો ઉપાય શોધવા માટે આધુનિક શાસ્ત્રજ્ઞોને આર્યોના મોઢા તરફ ખાસ કરીને તેઓના યોગશાસ્ત્ર તરફ નજર કરવી પડે છે સુખ અને શાંતિનો આધાર મન ઉપર છે અને મનને યોગ્ય કેળવણી આપવાની શક્તિ યોગશાસ્ત્રમા છે અષ્ટાંગયોગ મન અને શરીરને ધીમે ધીમે કેળવણી આપીને શાશ્વતશાંતિ અને સુખ તરફ દોરી જાય છે ભગવાન પતંજલિના યોગસૂત્રમા તથા બીજા યોગશાસ્ત્રના ગ્રંથોમા આ વિષયનો પુષ્કળ વિસ્તાર છે એ સર્વ વિસ્તાર અહીં ઉતારવાનુ પ્રયોજન નથી ફક્ત યુક્તવિહારનું ધ્યેય-ઉચ્ચ ધ્યેય જે શાશ્વતસુખને મેળવી આપનાર યોગશાસ્ત્ર માર્ગનુ દિગ્દર્શન જ અહીં કરવાનું છે વિહાર અથવા સદાચરણમા પ્રાણાયામનુ જે મહત્ત્વ છે અને તેનુ શરીર ઇન્દ્રિયો અને મન ઉપર જે પરિણામ થાય છે તે સંબંધી બે શબ્દો લખ્યા સિવાય આ વિષય સંપૂર્ણ નહિ થાય અને તેથી તેની ટુંકી માહિતી આપુ છુ પ્રાણાયામ શબ્દનો અર્થ શ્વાસોચ્છ્વાસ રોકવા એવો છે તેને જ કુંભક કહે છે પ્રાણ શબ્દના બે અર્થ સાહિત્યમા થાય છે અને પતંજલિના આ ગ્રંથથી બે સૂત્રો છે —

प्रच्छर्दनविधारणाभ्या वा प्राणस्य ।

પા યો સૂ ૧ ૪

तस्मिन्सति श्वासप्रश्वासयोर्गतिविच्छेद प्राणायाम ।

એજન ૧ ૪

આ બેય સૂત્રોમા શ્વાસોચ્છ્વાસ ક્રિયાનો જ પ્રાણ શબ્દથી ઉલ્લેખ કર્યો છે આત્મારામસૂરીએ શ્વાસોચ્છ્વાસક્રિયાને બદલે જીવન માનસિક શક્તિને પ્રાણસંજ્ઞા આપેલી છે હઠ પ્રદીપિકામા તેનો ઉલ્લેખ ઘણી જગાએ મળે છે એ ગમે તેમ હો પણ પ્રાણાયામ

શબ્દ નો યોગરૂઢાર્થ તો ખાસ જાતનો શ્વાસોચ્છ્વાસની ગતિનો યાયામ અર્થાત્ યોગશાસ્ત્ર પ્રતિપાદિત યાયામ એવો જ પ્રાણાયામ કેવી રીતે કરવા તેનુ વર્ણન અહીં અપ્રસ્તુત છે તેનું વિવેચન અનેક જૂના નવા ગ્રંથોમા મળે છે પ્રાણાયામનો અર્થ કુભક કરવામા આવે છે અને તે બે પ્રકારનો છે બાહ્ય અને આભ્યતર આભ્યતર કુભક ને માન કુભક કહે છે ભગવાન પતજલિએ પ્રાણાયામના ચાર પ્રકાર આપ્યા છે હઠપ્રદીપિકામા સૂર્યભેદન ઉજ્જાયી સીત્કારી શીતલી ભસ્રિકા ભ્રામરી મૂર્ચ્છા અને પ્લાવિની એ રીતે આઠ પ્રકાર આપેલા છે આ સર્વ પ્રકારમા શ્વાસોચ્છ્વાસનુ એક રીતે નિયમન કરીને શરીર અને મનને એક પ્રકારની શાતિ આપી શકાય છે પ્રાણાયામ વડે ધીમે ધીમે મનને એકાગ્રતાની કેળવણી મળે છે શરીર સુદૃઢ અને નીરોગી થવામા પ્રાણાયામ અત્યત ઉપયુક્ત છે તેમજ ઇન્દ્રિયો અને મન વિકસિત થઈને આત્મોન્નતિ થવામા પ્રાણાયામથી ઘણી મદદ મળે છે પ્રાણાયામનું વિધાન ક્લિષ્ટ છે તેમા ભૂલ ન થવી જોઈએ ભૂલ થાય તો નુકસાન થવાનો સભવ છે પરંતુ બરાબર ભૂલ વગર વિધિસર પ્રાણાયામનો અભ્યાસ કરવામાં આવે તો જેથી શરીરને ઉત્કૃષ્ટ આરોગ્ય મળ બધુ ધાતુઓનો ઉપચય અને મનને ઉત્કૃષ્ટ સુખ શાતિ મળ્યા વગર રહેતા નથી એટલુ પ્રાણાયામનુ મહત્ત્વ છે ઉપનયન થાય કે તરતજ દ્વિજને સધ્યા સાથે પ્રાણાયામ શીખવવાનો રિવાજ છે પ્રાણાયામથી ઉપર કહેલા લાભો કઈ રીતે થાય છે તેનુ ટુકામા વર્ણન કરવું છે પ્રાણાયામની શરીર અને મન બેય ઉપર અસર થાય છે શ્વાસોચ્છ્વાસક્રિયા અત્યત ચમત્કારિક છે ફેફસા હૃદય શ્વાસવાહિનીઓ વાતવાહિનીઓ વાતવહકેન્દ્રો અને ઠેઠ સહસ્રાર અને બીજા નાડીચક્રો એ સર્વ અવયવ સમૂહો ઉપર શ્વાસોચ્છ્વાસક્રિયાની પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ અસર થાય છે શ્વાસ એ સાક્ષાત્ જીવન છે (Breathing is life itself) એમ જે કહેવુ છે તે તદ્દન સાચુ છે પ્રાણ શબ્દ નો અર્થ માત્ર બાહ્યવાયુ એવો નથી પણ પ્રાણવાયુ એવો જ પ્રાણવાયુ શબ્દ નો પ્રાચીન સાહિત્યમા જીવન કે જીવનક્રિયા એવો અર્થ થયો છે પરંતુ આધુનિક શાસ્ત્રોમા પણ આ અર્થની ઘણી કલ્પના મળે છે પ્રાણ એટલે માત્ર ઓક્સીજન કે અવકાશ (ether) નહિ પણ જીવન અથવા માનસશક્તિ (The Prana is the magic force which forms the basis of spiritual life) કેવલ (absolute energy) એટલે જ પ્રાણ આપણા શરીરમા વાતવહમડલોમા સચાર કરનારો જે વાયુ તેને પ્રાણ કહે છે એટલે શ્વાસોચ્છ્વાસના નિયમન નિયત્રણ અને આયામ-કુભકના ધીમે ધીમે વધારેલા નિયમિત અભ્યાસથી પ્રાણ ફેફસામા અને તે દ્વારા આખા શરીરમા શોષાય જ અને શરીર ધાતુઓને ઉત્તમ બનાવવામાં તેની ઘણી મદદ મળે છે પ્રાણાયામ વડે છાતી પેટ અને મૂત્રપિંડની ક્રિયા ઉત્તેજીત થાય છે અને તેને એક જાતના માલીસ થાય છે જેથી તે તે અવયવમા ક્યાય થોડો સરભ હોય તો તે અવયવો ઉપર દબાણ આવવાથી નીકળી જાય છે વાતવાહિનીઓને તથા સ્નાયુઓને ઉત્તેજન મળે છે મૂત્રપિંડ ફેફસા અને આતરડા સશક્ત બનીને પોતાનુ ઉત્સર્જન કાર્ય સારૂ કરે છે આ કાર્ય પ્રાણાયામ વખતે જ થાય છે એવુ પણ નથી કારણ કે સ્નાયુઓ અને વાતવાહિનીઓને મળેલા ઉત્તેજનનુ પરિણામ લાબા વખત સુધી ટકવાને લીધે એ અસર અમુક વખત ચાલુ રહે છે

પ્રાણાયામથી ફેફસાની ક્રિયા સારી થાય છે ફેફસા સશક્ત અને કાર્યક્ષમ થાય છે પ્રાણ

दोषा कदाचित्कुप्यन्ति जिता लङ्घनपाचनैः ।
ये तु संशोधनैः शुद्धा न तेषां पुनरुद्भवः ॥

આ તત્ત્વમીમાંસા અત્યંત સત્ય હોવા છતાં સાધનના અભાવે સંશોધન ચિકિત્સા સારી રીતે થઈ શકતી નથી. માટે સ્વતંત્ર રીતે સંશોધન ચિકિત્સા કરવાની તથા શીખવવાની યોજના કરવી જોઈએ. માનસ ચિકિત્સા માટે તદ્દન સ્વતંત્ર હૉસ્પિતાલ ઉભી કરવાની ગોઠવણ કરવી જોઈએ. આ હૉસ્પિતાલમાં આયુર્વેદ તથા યોગશાસ્ત્ર એ બે પદ્ધતિ અનુસાર ચિકિત્સા યોજવી જોઈએ. તેજ રીતે અનેક સ્થળે આયુર્વેદીય પદ્ધતિના આરોગ્યભવનો ઉભા કરીને જનતામાં આરોગ્યરક્ષણશાસ્ત્રના જ્ઞાનનો ફેલાવો કરવો જોઈએ. હાલના સમયમાં આ જ્ઞાનનો પ્રચાર કરવાની ઘણી આવશ્યકતા છે. ક્ષયાદિ રોગોનું ઘણું જોર છે. બાળમરણનું પ્રમાણ ઘણું મોટું છે. અપચન, કબજીયત, નેત્રભ્રમ વગેરે અનેક પ્રકારના રોગો જનતાની પાછળ લાગ્યા છે. આ રોગો થયા પછી તેમાંથી છુટવાના ઉપાયો કરવા કરતાં રોગો થાય જ નહિ એવા ઉપાયો કરવા જોઈએ. અને એ માટે પ્રતિબંધક ઉપાયો જરૂરના છે. રોગ પ્રતિબંધક અને સ્વાસ્થ્યસંરક્ષક શાસ્ત્રોનો પ્રચાર ઉપર કહેલા આરોગ્યભવનોમાંથી જોરથી કરવો જોઈએ. એ જ રીતે વૈદ્ય ઉત્કૃષ્ટ રોગચિકિત્સક અને આરોગ્યરક્ષક બને એવી સગવડ કરવી જોઈએ. (૩) જુદી જુદી જાતની પ્રયોગશાળાઓ સ્થાપવી જોઈએ. (૪) વિદ્વત્સભાઓદ્વારા પ્રત્યક્ષ પ્રયોગોની પદ્ધતિ નક્કી કરવી જોઈએ. (૫) જુના ગ્રંથો મેળવીને તે અશુદ્ધ હોય તો શુદ્ધ કરીને જાળવી રાખવાની તથા છાપીને પ્રસિદ્ધ કરવાની મહામંડળે વ્યવસ્થા કરવી જોઈએ. (૬) આયુર્વેદના સિદ્ધાંત અત્યંત સત્ય અને સુસંગત છે. પરંતુ તે સિદ્ધાંતો સૂત્રમય ભાષામાં એટલે અતિશય ટુંકામાં લખવાનો આયુર્વેદના પ્રણેતાઓએ પ્રયત્ન કર્યો છે. જૂના વખતમાં એ રીત ઠીક હતી પરંતુ આ જમાનામાં તેનું વિસ્તારપૂર્વક લખાણ કરવું જરૂરનું છે. માટે નવા ગ્રંથો રચાવવાની મહામંડળે વ્યવસ્થા કરવી. આ ગ્રન્થો સંસ્કૃતમાં કે દેશી ભાષામાં હોવા જોઈએ. જૂની આયુર્વેદીય પરિભાષા સંજ્ઞા અને શબ્દ। ઉપયોગમાં લઈને જ ગ્રંથ કર્તાઓએ પોતાના નવા ગ્રંથો લખવા. મહામંડળે આ માટે પારિતોષિક આપવાની તથા સન્માનની યોજના કરવી. (૭) વિદ્યાપીઠના શિક્ષણક્રમ પ્રમાણે પાઠ્યપુસ્તકો તૈયાર કરાવવાની શરૂઆત કરવી. (૮) ક્ષય રોગનો ભયંકર પ્રચાર થયો છે માટે ક્ષય રોગના આતુરાલયની મહામંડળે વ્યવસ્થા કરવી. (૯) વૈદ્યોના રજીસ્ટ્રેશન બીલનો ત્યાગ ન કરતાં તેનો સ્વીકાર કરવો.

આ રીતે આયુર્વેદના પ્રસાર માટે આપણે ગૌરવ માનીને અત્યંત મનઃપૂર્વક તથા અગત્ય સમજીને પરિશ્રમ કરવો જોઈએ. આયુર્વેદનું તત્ત્વજ્ઞાન તેમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તો અને તેની ચિકિત્સા પદ્ધતિ અતિશય સત્ય સ્થિર અને સુસંગત છે. ભારતના ખુણેખુણામાં તેનો પ્રસાર થવો જોઈએ. પરંતુ ભારત બહારના બીજા દેશોમાં સુદ્ધાં આયુર્વેદનો ઉત્કૃષ્ટ પ્રચાર થવો જોઈએ. તે માટે આપણે સૌએ આયુર્વેદના મીશનરી બનવું જોઈએ. ઘેરઘેર ફરીને આયુર્વેદની પ્રસાદી પહોંચાડવી જોઈએ. જૂના વખતમાં જેમ બૌદ્ધધર્મીઓ પોતાના ધર્મની ધજા ખભે લઈ આખી પૃથ્વી ખુંદી વળ્યા. જેમ બૌદ્ધધર્મનું જ્ઞાન ભારતથી રશિયા સુધી તેઓએ ફેલાવ્યું. મોટી મોટી રાજસત્તાઓને બૌદ્ધ તરફ વાળી અને ભવને લગભગ

આખા જગતને બુદ્ધં શરણં ગચ્છામિનો પાઠ કરતા કરી દીધા તેમજ આપણે આયુર્વેદનું જ્ઞાન જગતભરમાં ફેલાવવું જોઈએ અને આયુર્વેદના વચનો દુંદુભિ જગતભરમાં ગજાવવો જોઈએ

नार्थार्थं नापि कामार्थमथ भूतदयां प्रति ।

यो वर्तते चिकित्सायां स सर्वमतिवर्तते ॥

આ ભાવના અને પ્રેરણાથી આયુર્વેદ શાસ્ત્ર પ્રવૃત્ત થયુ છે

આ ભાવના અને પ્રેરણા જીવંત કરવાની માગ છે અને માટે જ આપણે આયુર્વેદશાસ્ત્રનો એ તત્વનો એ પદ્ધતિનો અને એ રીતિનો પ્રચાર કરવાનું વ્રત લઈને આખા જગતમા તેનો પ્રચાર કરવો જોઈએ ત્યારે જગતને શાંતિ ! સુખઆરોગ્ય અને આયુ સ્વાસ્થ્ય પ્રાપ્ત થશે નહિતર તો હમણા ચાલુ રહેલુ સાધન વધારે વધારે પ્રસર્યા કરે આર્યોનું વિશ્વ હિતનું સુ ર તત્વ સાથે રાખીને આયુર્વેદ શાસ્ત્રનો આ પ્રચાર કરો એવી મારી આપના ચરણમા આગ્રહભરી વિનંતિ છે

ભાઈઓ અને બહેનો મેં આપનો ઘણો વખત લીધો મારું ભાષણ ઘણુ લાંબુ થયુ પરંતુ જનતાજનાર્દનરૂપ દેવ આગળના આ વ્યાસપીઠ ઉપર આયુર્વેદ રૂપ અમૃતનો આ થાળ ધરવાની આ તક ગુમાવવી નહિ એમ લાગવાથી મેં આ થાળ પીરસવાનો યથામતિ પ્રયત્ન કર્યો છે છેવટ આર્યોના શબ્દોમા —

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् ।

देवा भागं यथापूर्वे संजानाना उपासते ॥

समानी व आकूतिः समाना हृदयानि वः ।

समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥

આપ સૌ એવા થાવ એવી મારી આપના ચરણમા પ્રાર્થના છે છેવટ જ્ઞાનેશ્વરના શબ્દોમા —

आता विश्वात्मके देवें येणें वाग्यज्ञें तोषावें ।

तोषोनि आम्हासयावें पसायदान हें ॥

એવી વિશ્વાત્મક દેવની પ્રાર્થના કરીને અને આપનો આભાર માનીને આપની રજા લઉં છુ

શાંતિ શાંતિ શાંતિ

---

॥ श्री धन्वन्तरये नमः ॥

# શ્રી ધન્વંતરી સપ્તાહ સમારંભ

## તા. ૧૫-૧૦-૩૮થી તા. ૨૧-૧૦-૩૮

પ્રથમ સંગીત વિશારદ ચપકલાલ સી નાયકનુ સંગીત થયા બાદ શ્રી પરમપૂજ્ય ૧૦૮ વિદ્યાનંદજી મહારાજશ્રીના શુભહસ્તે શ્રી ધન્વંતરી સપ્તાહની શરૂઆત થઈ હતી તેઓશ્રીએ આયુર્વેદ પ્રત્યે વક્રદૃષ્ટિથી જોનારી પ્રજાને આયુર્વેદનો સિદ્ધાંત લખેલા શ્લોકો સાથે સમજાવ્યો હતો અને આયુર્વેદ પ્રત્યે માનની દૃષ્ટિએ જોવાની સુંદર સલાહ આપી હતી તેમજ હાલના

વૈદ્યોને પણ સુંદર બોધ આપ્યો હતો તથા આ સપ્તાહથી પ્રજાજાગૃતિનો વૈદ્યોએ લીધેલા માર્ગની સંપૂર્ણ સફળતા ઇચ્છી હતી ત્યારબાદ વ્યાખ્યાનમાળાના પ્રમુખશ્રી તરીકેની વરણી વૈદ્યરાજ અમાશંકર જી નિવેદીની થઈ હતી ત્યારમાં મણિશંકરભાઇએ મદનન અને આયુર્વેદ ઉપર વ્યાખ્યાન આપી પ્રજા તથા વૈદ્યોને મુગ્ધ કર્યાં હતા તેના અનુસંધાન રૂપ બીજા વૈદ્યોએ પણ વ્યાખ્યાન આપ્યા બાદ સર્વનો આભાર માની ભગવાન્ ધન્વંતરીની આરતિ પ્રસાદ લઈ પ્રથમ દિવસનુ કામ સંપૂર્ણ કરવામા આવ્યુ હતુ

બીજે દિવસે એટલે તા ૧૬-૧૦-૩૮ એ સમયાનુસાર સગીતથી શરૂઆત કરવામા આવી હતી જેમા વૈદ્યરત્ન માધવરામ નારાયણશંકર શાસ્ત્રીના પ્રમુખપણા નીચે વૈદ્યરાજ જટાશંકર પ્રભુલાલજીએ આહાર અને વિહાર ઉપર સુંદર વ્યાખ્યાન આપી પ્રજા તેમજ વૈદ્યોને દાખલા દલીલો આપી સમજાવી તેઓના મનરંજન કર્યા હતા ત્યારમા અન્ય વૈદ્યબંધુઓએ એલોપથી અને આયુર્વેદની સમાનતા વ્યાખ્યાનરૂપે કરી બતાવી હતી ત્યારબાદ ભગવાનની આરતી પ્રસાદ લઈ સભા વિસર્જન કરી હતી

ત્રીજે દિવસે એટલે તા ૧૭-૧૦-૩૮ એ સગીતથી શરૂઆત થયા બાદ અત્રેના સુપ્રસિદ્ધ પ્રોફેસર અતુપરામ ગવળના પ્રમુખપણા નીચે ઋતુચર્યા અને દીનચર્યા ઉપર વૈદ્યરાજ મગળેશ્વર સોમનાથભાઈએ વ્યાખ્યાન આપ્યુ હતુ તેમણે સાથ મ અને આયુર્વેદની દૃષ્ટિએ રહેલા તત્ત્વોનો વિચાર કરી અને જરૂર જણાય તોજ નવા તત્ત્વો લેવા વિગેરે ઉપર સુંદર વ્યાખ્યાન આપ્યુ હતું તેમણે આયુર્વેદ પ્રત્યે માનની લાગણી ઉત્પન્ન કરાવ્યાથી તાલીયોથી વધાવી લેવામા આવ્યા હતા ત્યારબાદ પ્રમુખશ્રીએ પણ એવા ઉમદા તત્ત્વોથી સાખ્ય દર્શન મીમાંસા વિગેરેમા આયુર્વેદનુ સ્થાન ને તેમા રહેલા અમૂલ્ય તત્ત્વોનું ઘણીજ વિદ્વત્તાથી પોતે સમજાવ્યુ હતુ તેમના ભાષણથી વૈદ્યો તેમજ પ્રજાજનોને ઘણુજ ગમ્યાનુ જણાયુ હતુ આવા પ્રમુખોનું પ્રવચન વારંવાર થાય તેવી ઈચ્છા પ્રદર્શિત કરી હતી ત્યારબાદ ધન્વંતરી ભગવાનની આરતી પ્રસાદ લીધા બાદ સભા વિસર્જન થઈ હતી

ચોથે દિવસે એટલે તા ૧૮-૧૦-૩૮એ સગીત થયા બાદ પડિત શંકરપ્રસાદ મીશ્ર સીટી હાઈસ્કૂલના વિદ્વાન પ્રિન્સિપાલના પ્રમુખપણા નીચે વૈદ્યરાજ પુરુષોત્તમ અમૃતલાલે સ્ત્રીરોગ અને બાલસુરક્ષા ઉપર સુંદર વ્યાખ્યાન આપ્યુ હતુ અને તેમને સાભળવાનો સરસ રસ આવ્યો હતો ત્યારબાદ અનુસંધાનીક વ્યાખ્યાનો અન્ય વૈદ્યબધુઓ તરફથી થયા બાદ પ્રમુખશ્રીએ સુંદરતાથી ઉપસંહારમા વૈદ્યોની ફરજ તથા તત્ત્વ વિગેરે ઉપર વિદ્વત્તાભર્યું ભાષણ આપ્યા બાદ સર્વનો આભાર માની આરતી તથા પ્રસાદ લઈ સભા વિસર્જન જાહેર કરી હતી

પાચમે દિવસે એટલે તા ૧૯-૧૦-૩૮ના રોજ સગીત થયા બાદ ડૉક્ટર માદેવ બાલકૃષ્ણ ચમરકના પ્રમુખપણા નીચે વિદ્વાન વૈદ્યરાજ જયનિધાન દુર્ગાશંકર ગજાવાળા બી એમ સી એ આયુર્વેદમા આધુનિક વિચારો ઉપર વિદ્વત્તાભર્યું ભાષણ આપી પ્રજાના મનરંજન કર્યા હતા ત્યારબાદ અન્ય વૈદ્યરાજોએ અનુસંધાનીક ભાષણો આપ્યા બાદ પ્રમુખે સુંદર વ્યાખ્યાન આપ્યા બાદ સર્વનો આભાર માની આરતી પ્રસાદ લીધા બાદ સભા વિસર્જન થઈ હતી

આજનો છઠ્ઠો દિવસ એટલે તા ૨ -૧૦-૩૮ તે આ સપ્તાહનો મુખ્ય દિવસ હોવાથી ઘણી જ હાજરી હતી કાર્યની શરૂઆત સંગીતાચાર્ય દેવેન્દ્રવિજયજી તથા હનુવિજયજીના અતિસુંદર સંગીતથી થઈ હતી જે લગભગ દોઢ કલાક ચાલ્યા બાદ પ્રમુખશ્રી રસાયનાચાર્ય ઉમિયાશંકર મોતીરામભાઈએ પૂજનઅર્ચન કર્યાબાદ પ્રમુખપદ લીધુ હતું જે સમુદ્રમથન વખતે લોક કલ્યાણને માટે પ્રગટ થયા હતા અને જેઓ વિષ્ણુ ભગવાનના અંશરૂપ ગણાય છે તે ધન્વંતરી ભગવાન શી રીતે ઉત્પન્ન થયા તેનો ઇતિહાસ સવિસ્તર સમજાવ્યા બાદ અન્ય વક્તાઓના વક્તવ્ય થવા બાદ વેદધ્વની સાથે બીજા વઘોની સાથે પૂજન આરતી વિગેરે કરી ઉપહાર વિગેરે લઈ સંગીત આચાર્યોએ અર્પેલી સેવા બદલ માનપત્ર આપ્યા બાદ ચાલુ સાલમાં આયુર્વેદ પરીક્ષાઓમાં ઉત્તિર્ણ થએલા બંધુઓને અભિનંદનપત્ર આપ્યા બાદ સર્વેનો આભાર માની સભા વિસર્જન કરી હતી

રોજના નિયમ મુજબ આજનો એટલે તા ૧૧-૧ – ૮નો દિવસ હોવાથી ઘણી જ હાજરી હતી પ્રમુખસ્થાને રસાયનાચાર્ય ઉમિયાશંકર મોતીરામભાઈ બિરાજ્યા હતા વ્યાખ્યાનકાર નડિયાદના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ સુરજરામ નાથારામ જોષીએ આયુર્વેદના મૌલિક સિદ્ધાંતોપર એટલું તો સુંદર વ્યાખ્યાન આપ્યું હતું કે મુરબ્બી રવિશંકર જટાશંકર ત્રિવેદી પ્રાણાચાર્યે આવા લેખો પોતાના માસિકમા આપવા માટે કહ્યું હતું વૈદ્ય સભાએ પણ દર રવિવારે તેમનું ભાષણ સાંભળી જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ભાષણો આપવા માટે આમંત્રણ આપવામા આવ્યું હતુ અને તેઓશ્રીએ આમંત્રણનો સ્વીકાર પણ કર્યો હતો ત્યારબાદ મંત્રી વૈદ્ય અનિરુદ્ધપ્રસાદે આજદિન સુધી થએલ અનુભવો કાર્યની ત્રુટિઓ તથા ચાલુ વર્ષમાં આયુર્વેદ પ્રત્યે થએલા અનુભવો દર્શાવી આવા વ્યાખ્યાતાઓની સફળતા ઈચ્છી અને વ્યાખ્યાતાઓ ઉત્પન્ન કરવા ડિબેટિંગ સોસાયટીની જરૂરિયાત રજુ કરી હતી ત્યારબાદ વૈદ્યરાજ અંબાશંકર જી ત્રિવેદી અને ભાઈ આત્મારામ જેવા અને અન્ય કે જેમણે અંતઃકરણપૂર્વક સેવા અર્પણ કરી હતી તેઓનો આભાર માન્યાબાદ વૈદ્ય અંબાશંકરજીએ તથા પ્રમુખશ્રી ઉમિયાશંકરે વૈદ્ય અનિરુદ્ધપ્રસાદ શશિકાન્ત તથા પરાવતરાય વિગેરે મંત્રીઓએ આ કાર્ય ટુંક સમયમા ઘણી સફળતા અને બુદ્ધિમત્તાથી સંપૂર્ણ કરી બતાવ્યુ છે જેથી આ સભા તેમને અનેકશઃ ધન્યવાદ અર્પે છે આજે સભાને આવા યુવાન ખંતીલા કાર્યકરો મળ્યા છે માટે આપણને ગૌરવ લેવા જેવુ છે પ્રમુખશ્રીએ પણ મંત્રીઓ જો મને આવા ન મલ્યા હોત તો આટલા આટલા મહાન કાર્યો હું પૂર્ણ કરી શકયો ન હોત મને વૈદ્ય અનિરુદ્ધપ્રસાદ તથા અન્ય મંત્રીઓ જેવા મંત્રીઓ ન મલ્યા હોત તો આજ વર્ષના કાર્ય આટલી સફળતાથી હું કરી શકયો હોત કે કેમ ? ત્યારબાદ પૂજન આરતી પ્રસાદ વિગેરે થઈ સપ્તાહની પૂર્ણાહૂતિ કરી હતી સપ્તાહમા સાતે દિવસ લગભગ પાંચસોથી ત્રણ હજારની સંખ્યામા સજ્જનોની હાજરી રહેતી હતી તથાસ્તુ ॥

લિ વૈદ્ય અનિરુદ્ધપ્રસાદ માણેકલાલ
મંત્રી–વૈદ્યસભા

---

## એ શાંત અને સત્યની મુર્તિ વૈદ્ય રવિશંકરભાઈ
## ને
# "પ્રાણાચાર્ય"ની પદવી

એને કોણ નથી ઓળખતું? અમદાવાદના વૈદ્યોની એ ગૌરવર્ણી-શોભની એજ ઢબની સાદાઈ ભરેલી ફેંટાના આભુષણવાળી લાંબો કોટ પાટલીવાળુ ધોતીયુ હાથમાં લાકડી કાનની સુશોભિત લાંબી લાંબી અણીદાર મીસીઓ સ્વભાવે શાંત અને અત્યંત માયાળુ છતાં કદિક ઉગ્ર એવી નિખાલસ અને સત્યની મૂર્તિરૂપ છે તો તે વ્યક્તિને ! ભાગ્યે જ કોઈ અજાણ્યુ હશે!! અને આંખની શોભારૂપ તેમના ચશ્મા તો હું ભૂલ્યો!!! એમનું નામ છે શ્રી રવિશંકરભાઈ જાતે શ્રીમાળી બ્રાહ્મણ ઉમ્મર તો આશરે ૫૦ જરૂર હોજ પિતાની યશસ્વી કીર્તિના પગલે ચાલી ચાલની કીર્તિને સોનાનો કળશ ચઢાવનાર વ્યક્તિથી આજે સારોય ગુજરાત પ્રાંત—વૈદ્ય સમાજ તેમના નામથી ભાગ્યેજ અજાણ્યો હશે કે જેના એ સદ્દગુણોથી લોભાઈ મુંબઈની શ્રી પ્રભુરામ આયુર્વેદ કોલેજના સંચાલકોને પણ નમતુ જોખી 'પ્રાણાચાર્ય'ની માનવંત પદવી આપવાની ફરજ પડી ! ધન્ય છે એ પુણ્યને !!

આજે અમદાવાદની વૈદ્ય સમાજના સદ્ભાગ્ય લેખાય કારણ કે રાજનગર એ ગુજરાતમાં ધન્વંતરીઓનું ધામ બન્યું છે એ રાજનગરના આંગણે પ્રાણાચાર્યની પદવીનું બહુમાન મેળવનાર માત્ર પૂજ્ય ગુરૂવર્ય સ્વ. વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર હતા અને એમના સ્વર્ગવાસ પછી તરતજ એ ખોટ મુ. શ્રી રવિશંકરભાઈએ પુરી એથી એમને અમદાવાદના બીજા શ્રી નારાયણશંકરભાઈ કહું તો અસ્થાને નહિ લેખાય શ્રી રવિશંકરભાઈએ અમદાવાદના વૈદ્યસમાજની કીર્તિને જરાય ઉણપ ન આવવા દીધી એજ એમના તરફ મોહક ને આકર્ષણ શક્તિ કહેવાય અમે તો એટલુ જ ઇચ્છીએ છીએ કે એવી મહાન વિભુતીઓ રાજનગર અવશ્ય ધરાવે

મુ. શ્રી રવિશંકરભાઈની આયુર્વેદની સેવાઓ વર્ણવવાનુ માત્ર હસ્તમાં નથી પરંતુ એટલુ તો જરૂર કહીશ કે એમના વૈદ્ય પત્રે એ સમાજ અને વૈદ્યોને વૈદકના શાસ્ત્રનો ઘેરઘેર વાચારૂપ બનાવી મુક્યો છે આ સેવા જે ન સમજે તેને શું કહેવું શું ઉપાય? અને આવો મહાન વૈદકીય પ્રચાર ચાલુ રાખવો તે શું ગૌરવ નથી? ફાર્મસી દ્વારા તેમની સેવા એટલુ તો અવશ્ય માગી લે છે કે દવાઓની સત્યતા અને શાસ્ત્રીય બનાવટ માટે ફાર્મસી કોઈ રીતીએ ઉતરતી નથી એજ તે પ્રમાણભૂત પુરાવો છે આધુનિક સમયમાં સમાજની કોઈ કાર્ય એવા નથી કે જેમાં તેઓ ન હોય! આ પણ એક મહત્તા છે!

એવા મહાન પુરુષ પાસેથી આજનો સમાજ એટલુ તો અવશ્ય માગી લેશે કે દરેક કાર્યમાં પોતે નિષ્પક્ષપાત પણે રહી પોતાની બાળની સેવા અર્પણ કરી અમારા જેવાઓને ધડો લેતા કરશે ઈતીરામ!

લખનાર

**શશિકાન્ત ભુલાભાઈ પંડ્યા**

ના જયધન્વન્તરી

# અંકલેશ્વર તાલુકા વૈદ્યસભાની સ્થાપના વખતે શ્રીયુત વૈદ્યરાજ બાપાલાલ ગરબડદાસે આપેલુ ભાષણ

સજ્જનો,

આપ સૌએ મારી ઉપર જે સ્નેહ વરસાવ્યો છે તે માટે હું આપ સૌનો આભાર માનું છુ

આપણે આજે તાલુકાના વૈદ્યોનુ સગઠન સાધવા એકત્ર થયા છીએ આ યુગ જ સગઠનનો છે સગઠન સિવાય આ જમાનામા ગમે તેવી પ્રભાવશાળી વ્યક્તિ તરીકે આપણે કોઈ પણ દેશ કે રાષ્ટ્રની કોઈ પણ ઉન્નતિ કરતા ચઢીઆતા નહિ તો ઉતરતા તો નથી જ જીવનના કોઈપણ ક્ષેત્રમા આપણે જગતની કોઈપણ પ્રજા સાથે વ્યક્તિગત રીતે બરોબરના થઈ શકીએ ઉભા રહી શકીએ એમ છીએ પરંતુ બે-ચાર કે પાચ-પચ્ચીસ કે વધુ માણસો સાથે બેસીને કામ કરવા ભેગા મળીએ છે ત્યાર આપણામા રહેલી સગઠનની ભાવના-રહિતતા ઉપર તરી આવે છે આખા ભારતવર્ષની આ સ્થિતિ છે તો પછી સદીઓથી છિન્નવિચ્છિન્ન થઈ ગએલ અનેક આક્રમણોથી જર્જરિત બનેલ વૈદ્ય સમાજનુ તો પૂછવુ જ શુ?

પરંતુ મહાત્માજીના પુણ્ય પ્રતાપથી આપણા દેશમા રાષ્ટ્રીય અસ્મિતા વ્યાપી રહી છે ખીલવા લાગી છે આની અસર હિંદુસ્તાનમા જીવનના સર્વક્ષેત્રો ઉપર ઓછીવત્તી થઈ છે જ સાહિત્ય કલા ધર્મ રાજકારણ તત્ત્વજ્ઞાન વ્યાપાર વગેરે પ્રત્યેક ક્ષેત્રોમા નૂતન પ્રાણ-સચાર થયો છે પ્રત્યેક વર્ગ આળસ મરડી બેઠો થવા લાગ્યો છે સૈકાઓથી દબાયેલ વર્ગોમા પણ અસ્મિતા જાગી છે આ અસરમાથી વૈદ્યો પણ મુક્ત રહ્યા નથી પુનર્વસુ અને ધન્વંતરીના વારસો પણ સૈકાઓના પ્રમાદ પછી સ્વત્વના આવિર્ભાવ માટે કટિબદ્ધ થયા છે પ્રથમની કૂપમડૂકતા પ્રથમની તન્મલીનતા પ્રથમના કુસસ્કારો વૈદ્યોમાથી હવે અદૃશ્ય થવા લાગ્યા છે પોતાની દુર્દશાનુ વૈદ્ય સમાજને તીવ્ર ભાન થવા લાગ્યુ છે આયુર્વેદનો પ્રાણ ધબકવા લાગ્યો છે સકળ વૈદ્યસમાજમા નૂતન રક્ત સચાર થવા લાગ્યો છે પ્રાતીય સમેલનો નિખિલ ભારતવર્ષીય સમેલનો જીલ્લાના અને તાલુકાના અધિવેશનો-આ બધુ શુ બતાવે છે? વૈદ્યસમાજ પોતાના અતરના અવાજને વ્યક્ત કરતો થયો છે નવુ સાહિત્ય-અલબત્ત ઘણુ જ ન્યૂન પ્રમાણમા-ઉત્પન્ન થવા લાગ્યુ છે વિદ્યાલયો અને મહાવિદ્યાલયો ઉઘડવા લાગ્યાં છે હજારો વિદ્યાર્થીઓ ત્યા પદ્ધતિસર જ્ઞાન લઈ રહ્યા છે માસિકો દરેક ભાષામા પ્રગટ થવા લાગ્યા છે લેખકો પોતાનુ આત્મસત્ત્વ એમા ઠાલવતા થયા છે અપ્રાપ્ય પુસ્તકોનુ સશોધન થવા લાગ્યુ છે આયુર્વેદના ઈતિહાસના પાના લખાવા માડ્યા છે ચોતરફથી જે જ્ઞાનનો પ્રકાશ આવવા લાગ્યો છે તે જ્ઞાનરસિયાઓનું તેજ આયુર્વેદના સર્જકોને મમુન્નતિ બનાવી રહ્યુ છે સકળ વૈદ્ય સમાજમા નૂતન પ્રાણસચાર થઈ રહ્યો છે લૉર્ડ બુકર જેમને mind born sons of England કહે છે તેવા આપણા પ્રતિભાસપન્ન ડોકટરો પણ આયુર્વેદ તરફ આકર્ષાયા છે અને અભ્યાસ કરવા લાગ્યા છે સગાળામા મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથસેન M A L M S શારીરશાસ્ત્ર (anatomy) અને ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર (physiology) ને સસ્કૃત સ્વાગ પહેરાવી રહ્યા છે, મદ્રાસમા લેફ્ટનન્ટ શ્રીનિવાસ મૂર્ત્તિ-ગવર્નમેટ સ્કૂલ ઓફ આયુર્વેદ એ કે મિક

મેડિસિનના પ્રિન્સિપાલ—આયુર્વેદનું રહસ્ય પોતાની વાણુવતી લેખિનીથી આમૂનાગ્ર સમીક્ષાથી આ યુગમાં વિજ્ઞ ખ્યાતી એવી વિવેકબુદ્ધિથી પ્રકાશમાં આવે છે. જ્ઞાતેજાતમાં અનેક ડૉક્ટરો આજે આયુર્વેદનો તલસ્પર્શી અભ્યાસ આદરી રહ્યા છે. આયુર્વેદ અને એલોપથીનો સમન્વય પણ થવા લાગ્યો છે. પરિણામે નૂતન સાહિત્ય સરજાવા લાગ્યું છે. પૂર્વ અને પશ્ચિમની મર્યાદા ભુંસાવા લાગી છે અને જ્ઞાનનો પ્રકાશ જ્યાંથી આવતો હોય ત્યાંથી મેળવવા માટે સૌ મથી રહ્યા છે. જ્ઞાન એ પશ્ચિમની કે પૂર્વની મૂડી નથી. પેસ્ચર કોચ અને ઑસ્લર એ જેમ યુરોપની જ મૂડી નથી તેમ ભોજ અને ચરક કેવળ હિંદુસ્તાનની જ મૂડી નથી. જ્ઞાનને વળી દ્વાર અને દિશાનાં બંધનો શાં? સૂર્યને યુરોપનો અને હિંદનો—આવા બે ભેદોમાં કોઈ વહેંચે તો તે જેવું બેહૂદું લાગે તેવું જ જ્ઞાનસૂર્યની બાબતમાં છે. આયુર્વેદ એટલે Science of Life ચરક કહે છે કે આયુર્વેદનો પાર નથી માટે હમેશાં અપ્રમત્ત રહીને એનો અભ્યાસ આચરવો રહ્યો. ન ચૈવ હ્યસ્તિ આયુર્વેદસ્ય પારતસ્માદપ્રમત્ત ... મિયાગમમભિગચ્છેત્ ... કૃત્સ્નો હિ લોકો બુદ્ધિમતામાચાર્ય શત્રુશ્ચાબુદ્ધિમતામ્ એતત્ ચ ... અભિસમીક્ષ્ય બુદ્ધિમતા અમિત્રસ્યાપિ ધન્ય યશસ્યમાયુષ્ય પૌષ્ટિક લૌકિકમ સુપદિશતો વચ શ્રોતવ્યમ્ અનુવિધાતવ્ય ચ ॥ (ચરક વિ સ્થા અ ૮) બુદ્ધિમાનો માટે તો આખું જગત આચાર્યરૂપ છે. મૂર્ખાને જ તે શત્રુ જેવું લાગે છે. આથી જ અમિત્ર પાસેથી પણ યશ અને આયુષ્ય આપનાર આ ધન્ય શાસ્ત્ર સાંભળવું જોઈએ. ઉમદા તત્ત્વો તેના અપનાવવા જોઈએ. અને ઉપસ્થિત થએલા વૈદ્યસમાજને મારી નમ્ર વિનંતિ છે કે શશ્વત્ અપ્રમત્ત રહીને આ અગાધ શાસ્ત્રનો અભ્યાસ કર્યા કરજો. આયુર્વેદનું જ્ઞાન સંસ્કૃત ભાષામાં હોય કે અંગ્રેજી ભાષામાં હોય કે ઉર્દુમાં હોય—ગમે તે ભાષામાં હોય પણ તે આપણે લેવું જ રહ્યું. બહુ વખતથી આયુર્વેદનાં પાણી વહેતાં બંધ થઈ ગયાં છે એટલે જ તેમાંથી તાઝગી ચાલી ગઈ અને પાસેથી જનારને દુર્ગંધી પણ આવી. આપણે આ આયુર્વેદ—જળને વહેતા કરવા પડશે. એનો ... વાતાવરણને સૌ હર્ષ અર્પશે.

ગૃહસ્થો! ઘણુંય બોલવાનું છે. કહેવાનું છે પરંતુ શું કહું? આયુર્વેદનો ભૂતકાળ તો અતિ ગૌરવશીલ છે. યુરોપ જ્યારે જંગલી હતું ત્યારે આપણો દેશ સર્વ વિદ્યાઓમાં અગ્રેસર હતો. ભૂમંડલના વિદ્યાર્થીઓ તે વખતે આપણાં વિશાળ તક્ષશિલા જેવાં વિદ્યાલયોમાં અભ્યાસ માટે આવતા. આધુનિક ચરકસંહિતાનો કાળ વિદ્વાનો ઈ. સ. પૂ. બીજાથી ચોથું સૈકું રાખે છે. ચરકસંહિતા તો ખરી રીતે અગ્નિવેશતંત્રનો શોધિતવર્ધિત પ્રતિસંસ્કાર છે. અગ્નિવેશતંત્ર અખંડિત રૂપમાં હજી મળતું નથી. આધુનિક સુશ્રુતસંહિતા પણ સુશ્રુતની કૃતિ નથી પરંતુ વૃદ્ધ સુશ્રુત ઉપરથી નાગાર્જુને કરેલો પ્રતિસંસ્કાર છે. પુનર્વસુના ૭ શિષ્યો અગ્નિવેશ જતુકર્ણ ભેડ હારિત ક્ષારપાણિ અને પરાશર—॥ તંત્રોનો પત્તો નથી. ... મુનિઓએ ભેડસંહિતા ત્રુટક રૂપમાં છપાવી પ્રસિદ્ધ કરી છે. આધુનિક હારિતસંહિતા એ હારિતની નહિ પરંતુ કોઈ અર્વાચીન લેખકની કૃતિ છે. આમ અનેક પ્રાચીન તંત્રોનો પત્તો નથી. વિદેશી આક્રમણકારીની પિશાચ લીલામાં ઘણુંયે સાહિત્ય ભસ્મીભૂત થયું છે. પરંતુ ભૂતકાલનું ગૌરવ વર્ણવવા જેટલો સમય મને અહિં નથી એટલે વિગતમાં નહિ ઉતરતાં આ વિષયના વિદ્વાનો કહે છે કે આયુર્વેદના અભ્યાસ માટે સિકંદરના વખતમાં ગ્રીક વિદ્વાનો હિંદમાં આવ્યા હતા અને ગ્રીક વિદ્વાનોએ આયુર્વેદનો પ્રચાર ગ્રીસમાં કર્યો એટલું જ નહિ પરંતુ મુસલમાનોએ

પણ ખલિફાના વખતમાં આયુર્વેદની સંહિતાઓના ભાષાંતરો અરબી ભાષામાં કરાવેલા આરબો અને મીસ દ્વારા આયુર્વેદ યૂરોપમાં ગયો આયુર્વેદ જ આધુનિક ચિકિત્સાપદ્ધતીઓની જનની છે એમ હર્નેન વગેરે અનેક વિદ્વાનોએ પૂરવાર કર્યું છે

સિકંદરના આક્રમણ બાદ ભારતવર્ષમાં મહાવિપ્લવ શરૂ થયો ચન્દ્રગુપ્ત અને બિંદુસારના મરણ પછી દેવાનાંપ્રિય રાજર્ષિ અશોક ગાદીએ આવી બૌદ્ધધર્મ અંગીકાર કરે છે અને અનેક બૌદ્ધસાધુ ભાષ્ટિઓ દ્વારા આયુર્વેદ સમસ્ત ભૂમંડળમાં ખ્યાતિ પામે છે આ દેવાનાંપ્રિય રાજર્ષિ અશોકે પોતાના રાજ્યમાં ઠેરઠેર ઢોરના દવાખાના ખોલેલા અને મનુષ્યો માટે પણ ઠેરઠેર ચિકિત્સાલયો ખોલેલા પરંતુ અહિંસાના આ પૂજારીના હાથે હિંદુ શસ્ત્રશાસ્ત્ર ઉપર પ્રખર કુઠારાઘાત થયો અશોકના ફરમાને શસ્ત્રચ્છેદ કરવાની મના કરી પરિણામે આપણું શલ્યશાસ્ત્ર (Surgery) સ્થગિત બન્યું એનો રીતસરનો અભ્યાસ થતો એક વખતનું અતિ ઉજ્જવળ શાસ્ત્ર અહિંસાના પૂજારીના હાથે વિસ્મરાયું અને પછીનો ઇતિહાસ તો એટલો કરૂણ છે કે કહેતા પણ મને કંપારી છૂટે છે પછી તો શક ખસર વગેરે જંગલી જાતોના આક્રમણો ચાલુ જ રહ્યા મહારાજા વિક્રમ આ જંગલી લોકોને હાંકી કાઢયા અને આજ વખતમાં આધુનિક ચરકસંહિતામાં પણ કેટલોક ભાગ નાશ પામેલો હતો તેને કાશ્મીર દેશના દૃઢબલ નામના પંડિતે પૂરિત કર્યો પછી આવ્યા વિક્રમાદિત્ય એણે શકોને મારી હઠાવી શકારિનું બિરૂદ પ્રાપ્ત કર્યું એના શાસનકાળમાં ભારતીય વિદ્યાશાસ્ત્રોની પુનઃ ઉન્નતિ થઈ કાલિદાસ ભવભૂતિ વગેરે મહાન કવિઓ આજ અરસામાં પાકયા અને આ પછી ૫૦-૬ વર્ષે વાગ્ભટ વૃંદમાધવ આદિ સમર્થ ગ્રંથકર્તાઓ તથા જેજ્જટ ગયદાસ પ્રભૃતિ વ્યાખ્યાનકારો ઉત્પન્ન થયા આ બધાએ નાશ પામતા આયુર્વેદને બચાવવામાં ઠીક ઠીક પરિશ્રમ કર્યો આ લેખકોના ગ્રંથો આપણને હજી સાંપડયા નથી પરંતુ બીજા ઘણા લેખકોએ એમના પુસ્તકોના ઉતારા કર્યા છે આ પછી અગિયારમી શદીમાં ચરકસંહિતાના મહાન ટીકાકાર ચક્રપાણિદત્ત પાકયા અને આપણને આ વિદ્વાને ચક્રદત્તસંગ્રહ અને ચરકટીકા–આવા બે મૂલ્યવાન ગ્રંથો વારસામાં સોંપ્યા આ વખતમાં અનેક આક્રમણો થએલા મુસલમાનો પણ આવ્યા મહમુદ ગઝનવી મહમુદ ઘોરી તઘલખ પ્રભૃતિ અનેક યવન રાજાઓના બીહામણા આક્રમણોથી આ ભૂમિ પદાક્રાંત થઈ સર્વત્ર હાહાકાર મચી રહ્યો હિંદુ સંસ્કૃતિ નાશ પામવાની અણી પર આવી હતી અકબરના રાજ્યમાં આ વસ્તુસ્થિતિમાં પાછો પલટો આવ્યો અને આ વખતે હિંદુ કંઇક માન પામી પરંતુ મુસલમાનોના બીજા આક્રમણોમાં આપણું મહામુલું સાહિત્ય ભસ્મીભૂત થયું એટલે કાયમ માટે અદ્રશ્ય થયું ખેર ! ભગવાનની ઇચ્છા જ એવી હતી તો મનુષ્ય પ્રયત્નો શું કરે ? જે આપણા સાહિત્યના ધ્વંસકર્તાઓ દૂર વિદેશથી અહીં આવ્યા તો આપણા સાહિત્યના સંરક્ષકો વિદેશીઓ પણ બહારથી જ ભગવાને મોકલ્યા અંગ્રેજ રાજ્ય શરૂ થયું એટલે દેશમાં વિપ્લવો બંધ થયા શાંતિ સ્થપાઇ અને સાહિત્યની શોધ થવા લાગી ખુણેખાચરે પડીને ઉધઇથી ખવાઇ રહેલું સાહિત્ય વિદેશી અંગ્રેજી વિદ્વાનોએ ઉદ્ધાર્યું અને એ પછીનો ઇતિહાસ તો જગજાહેર છે જ

આટઆટલા બીજા આક્રમણો જે દેશે અને જે ચિકિત્સાપદ્ધતિએ જોયા તે દેશ અને ચિકિત્સાપદ્ધતિની અવગણના કરવા ને શું કહેવું ? જે આયુર્વેદ મરવા યોગ્ય જ હોત તો આટઆટલા

તમારી ઉપર જ છોડું છુ ડૉક્ટરો વકીલો અને એન્જિનિયરો—એ બધુ પાશ્ચાત્યસંસ્કૃતિના વારસો છે એમ એક વિદ્વાને કહેલુ મને યથાર્થ લાગે છે

સર્જરી—(શલ્યશાસ્ત્ર) વિષે કહેવાનું ભૂલી ગયો અત્યારે આ વિષે બોલતા મને સંકોચ થાય છે કારણ કે જે કામ અમને જરાપણ આવડતું નથી તે કામ ઉપર બોલવુ એ અનધિકારી ચેષ્ટા છે પરતુ એનો ઇતિહાસ પણ રસિક છે આપણા દેશમા સર્જરી જેવુ હતુ જ નહિ એમ ઘણા સુશિક્ષિતોને બોલતા મે સાભળ્યા છે એ ની વાત છે કે આપણા શિક્ષણક્રમમા આપણા પૂર્વજો કોણ હતા તે પણ આપણને શીખવવામા આવતુ નથી ચરકસુશ્રુત વાગ્ભટના નામો આપણામાના ઘણા જાણતા નથી ધન્વન્તરી શબ્દ તો તમો એ સાભળ્યો જ હશે એનો અર્થ જ धन्व शल्यशास्त्र तस्य अन्त इयर्ति पारम् इति धन्व न्तरि અર્થાત્ શલ્યશાસ્ત્રનો પારગત—expert એજ ધન્વન્તરિ ધન્વન્તરિ એ આપણા સોમ રાજન હતા આ ધન્વન્તરિ ગુરુના ઉપધેનવ વૈતરણ ઉરભ્ર પૌષ્કલાવત કરવીર ગોપુરરક્ષિત સુશ્રુત નિમિ કાંકાયન ગાર્ગ્ય અને ગાલવ—આ ૧૨ શિષ્યો હતા આ બારેમાથી અત્યારે કેવળ સુશ્રુતની જ સંહિતા આપણને જોવા મળે છે પરતુ જે માટે શારીરે સુશ્રુત સ્મૃત એમ કહેવાય છે તે વૃદ્ધ સુશ્રુત તંત્રનો તો પત્તો જ નથી છતાં આધુનિક સુશ્રુત સંહિતા જેનો નાગાર્જુન નામના પંડિતે પ્રતિસંસ્કાર કરેલો છે તે પણ શલ્યશાસ્ત્રની ઝાંખી કરાવવા પૂરતો તો સરસ ગ્રંથ છે આ ગ્રંથમાથી આપણને આજની Plastic Surgeryના દર્શન થાય છે જુઓ —

> विश्लेषितायास्त्वथ नासिकाया वक्ष्यामि सन्धानविधिं यथावत् ।
> नासाप्रमाणं पृथिवीरुहाणां पत्रं गृहीत्वा त्ववलम्ब्य तस्य ॥
> तेन प्रमाणेन हि गण्डपार्श्वात् उत्कृत्य बद्धं त्वथ नासिकाग्रम् ।
> विलिख्य चाशु प्रतिसन्दधीत तत् साधुबन्धैर्भिषगप्रमत्तः ॥
>
> (સુશ્રુત સૂ સ્થા અ ૧૬–૨૮ ૨૯)

લડાઈમા નાક છેદાઈ જતુ તો ગાલ પાસેથી ચામડી લઈને તે વડે નાકનો અગ્રભાગ બનાવવામા આવતો

મૂત્રસ્થ પથરીનુ ઓપરેશન તો સુંદર રીતે સુશ્રુતે વર્ણવેલુ છે મોતીઆનુ ઓપરેશન પહેલવહેલુ કરવાનુ માન સુશ્રુતને જ ઘટે છે વિદેહો નિમિ કાંકાયન આ બધા આપણા eye experts હતા એ જાણીને તમને નવાઇ લાગશે Aseptic surgeryનુ માન ભલે લીસ્ટરને ખટાવવામા આવે પણ શસ્ત્રક્રિયા કરતા પહેલા શસ્ત્રોને ખૂબ ગરમ પાણીમા ઉકાળવાનુ સુશ્રુતે જ કહેલુ છે

લડાઇના વખતે વૈદ્યો હાજર રહેતા અને અનેક પ્રકારના ઘા—વ્રણો ઉપર વૈદ્યો જ શસ્ત્રોપચાર કરતા વધુ કહેવાના તૈનો તરફ પણ ધ્યાન દેવાની જરૂર છે

> " सर्वदा सर्वथा सर्व शरीरं वेद यो भिषक् " — ચરક

શારીર જાણે એજ વૈદ્ય એમ ચરક કહે છે

સર્જનો શલ્યશાસ્ત્ર એક વખતે ઉત્કૃષ્ટ કોટિએ હતું એમા તો શંકા જ નથી ડૉ ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાયકૃત Surgical Instruments of ths Hindus નામનું પુસ્તક જોવાથી તમારી ખાત્રી થશે પરતુ ભૂતકાળના ગૌરવ પર રાચ્યે હવે આપણું કંઈ જ

તેમા શક નથી હાન જેને નવી શોધો તરીકે પેશ ક્વામા આવે છે તેમાની ઘણી તેમના ાપ ા ાઓ જમાનાઓ પહેના જાણતા

કેટલાક વળી મને open mind ની વાતો કરે છે નવુ ાધુ જ લેવુ જોઇએ એવો પણ એ પમ છે જે ખુ'ના મનથી સારૂ હોય તે લેવુ જોઇએ એમ માને છે વૈદો જૂના જમાનાના માણસો છે તેમનામા open mind નથી આવા આક્ષેપો પણ થતા ંભળાય છે એવા ટીકાકારોને ુ નીચેના ૅ મ ઙ્ચી સનના વાકયો ેગ ધરૂ છુ —

We speak with approval of the virtue of the open mind but there is something to be said for the closed mind for it is often forgotten that an ever open mind is like an open drain it is apt to be the receptacle of a great deal of rubbish

There are times when we should have the courage to say of the new this is not true or if it is it has no right to be 'Especially in medicine a reasonable conservatism is to be commended

ગૃહસ્થો ' હુ તમારો વધુ વખત હવે નહિ લઉં વૈદ્યોનુ રજીસ્ટ્રેશન થવાનુ છે એ સંબધી ઘણો ઉહાપોહ થયો છે છાપામા તમોએ તે બધુ વાચ્યુ જ હશે

સુશ્રુત કહે છે —

यस्तु कवलशास्त्रज्ञ कममु अपारनिष्ठित ।
स मुह्यति आतुर प्राप्य प्राप्य भोरुरिवाहवम् ॥
यस्तु कमसु निष्णातो धाष्ट्यार्च्छास्त्रबहिष्कृत ।
स सत्सु पूजा नाप्नोति वध चाहति राजत ॥

અર્થ —જે વૈદ્ય કેવળ શાસ્ત્ર જાણનાર હોય ા તુ વકર્મીકન કંઇ પણ જાણતો ન હોય તો દરદી જોઇને તે ગભરાય છે બીરૂ ૦ મ લ ાઇ દખી ગભરાય ત્યમ

જે વૈદ્ય કેવળ પ્રકર્મી ન હોય પર તુ શાસ્ત્રનો બિલકુલ પરિચય ન હોય—તેવો વૈદ્યસત્પુરૂષોની પૂ ત—સ ાર પામતો નથી આવા શાસ્ત્રવિમુખ વદ્યને તો રા નએ ફાસી આપવી જોઇએ

અર્થાત્ શાસ્ત્ર અને કમ બ નેમા વદ્ય કુશળ હોવો જોઇએ આવો વદ્ય ન હોય તો રાજાએ તેને વ કરતા અટકાવવો જોઇએ એમ સુશ્રુત કહે છે ચરક પણ આજ વાત કહે છે ચરક (સૂ સ્થા અ ૨ ) લેભાગુ વૈદો ( रोगाणामभिसरा हन्तार प्राणानाम् )નુ વર્ણન નીચે મુજબ આપે છે —

हन्तार प्राणाना भिषक्छद्मप्रतिच्छन्ना कण्टकभूता लोकस्य प्रतिरूपकव्यक्तधर्माणोराज्ञा प्रमादात् चरन्ति राष्ट्राणि ॥

અર્થ —લોકોના હેતરવાના ઉદ્દેશથી વૈદ્યવેશ ધારણ કરેલો હોય એવા લોકોમા કટક તુ પ પોતાની ફરજોનુ જેને ર ત્માત્ર ભાન ન હોય અને છતાય જાણે મોટો ધર્માત્મા હોય એવો ડોળ ધારણ કરીને રહેતો વદ્ય રા ન ા પ્રમાદથી જ રાષ્ટ્રમા ફરી શકે છે અર્થાત્ રાજાએ આવા કુવૈદ્યોને દબવા જોઇએ

विद्या वितर्को विज्ञानं स्मृतिस्तत्परता क्रिया ।
यस्यैते षड्गुणास्तस्य न साध्यमतिवर्तते ॥
विद्या मतिः कर्मदृष्टिरभ्यासः सिद्धिराश्रयः ।
वैद्यशब्दाभिनिष्पत्तावलमेकैकमप्यदः ॥
यस्य त्वेते गुणाः सर्वे सन्ति विद्यादयः शुभाः ।
स वैद्यशब्दं सद्भूतमर्हन् प्राणिसुखप्रदः ॥

( चरक सू ९ )

વિદ્યા (વૈદ્યકશાસ્ત્રનું જ્ઞાન) વિતર્ક (શાસ્ત્રમૂલ ઉહાપોહ) વિજ્ઞાન (બીજા શાસ્ત્રોનું સારું જ્ઞાન) સ્મૃતિ (વાંચ્યું હોય તે યાદ રાખવાની શક્તિ) વ્યાધિચિકિત્સામાં પ્રસન્નાતિ શયત્વ અર્થાત્ દર્દીની ચિકિત્સામાં કોઈ બીજાનો ખ્યાલ કરવામાં આવતો ન ગમવો તે અને ક્રિયા (વા ચિકિત્સા કરવી)-આ છ ગુણો જે વૈદ્યમાં છે તેને માટે અસાધ્ય એવું કંઈજ નથી

વિદ્યા સહજ વિશુદ્ધમતિ કર્મદૃષ્ટિ અભ્યાસ સિદ્ધિ (રોગ મટાડવો તે) અને સદ્ગુરુનો આશ્રય અથવા સત્ગુરુસંપત્ આમાંથી કોઈ પણ એક ગુણ પણ વૈદ્યત્વની નિષ્પત્તિ માટે પૂરતો છે (બધા ગુણો હોય તો પછી પૂછવાનું જ શું હોય ?) વિદ્યાદિ શુભગુણોથી યુક્ત વૈદ્ય જ વૈદ્ય શબ્દ માટે અધિકારી છે આવો વૈદ્ય જ પ્રાણીમાત્રને સુખ આપનારો હોઈ શકે

જ્યારે આપણે અધિકાર મેળવવા-માનવંતુ સ્થાન લેવા તૈયાર થયા છીએ તે વખતે ઉપરોક્ત ગુણસંપત્ જો આપણામાં નહિ હોય તો આપણી હાંસી થશે હક્ક મેળવતા પહેલાં પાત્રતા સિદ્ધ કરવી પડે પાત્રતા સિવાય હક્કો આપશે તો ત્યારે આપણાથી ન પણ જીરવાય વૈદ્યોએ પોતાના જીવનની પવિત્રતા માટે સતત તત્પર રહેવું જોઈએ જીવનની અભીપ્સા વિના સત્વૈદ્ય થઈ જ ન શકાય એમ હું તો માનું છું આ કામ કે પાંડિત્ય એક વસ્તુ છે ત્યારે વિશુદ્ધિ આંતર જીવન બીજી વસ્તુ છે એ બેનો સુમેળ જ્યારે સધાશે ત્યારે અધિકાર મેળવવા નહિ જવું પડે અધિકાર ઘેર બેઠાં આવશે આ સંક્રાંતિ કાળ વખતે રખે આપણે પ્રમાદમાં પડી મતવ્યય કરીએ જ્યાં સુધી આયુર્વેદ સૂર્ય પૂર્ણ તેજે પ્રકાશે નહિ ત્યાં સુધી આપણને જંપ ન હોવો જોઈએ ગમે તે ક્ષેત્રમાં આપણે હોઈએ પરંતુ આપણી આયુર્વેદ તરફની એકનિષ્ઠ આરાધના ચાલુ જ રહેવી જોઈએ વૈદ્યનું દવાખાનું એ Cultural Center હોવું જોઈએ આપણું જ્ઞાન અદ્યતનીય હોવું જોઈએ આપણા જીવનમાં સ્વાધ્યાય નહિ હશે તો વૈદ્ય નગોવાશે વૈદ્ય શબ્દનો અર્થ રામાયણ મહાભારતમાં વિદ્વાન એવો કરવામાં આવ્યો છે અને ખરે વૈદ્ય અનેક શાસ્ત્રનું જ્ઞાન ધરાવતો હોવો જોઈએ તે સિવાય સિદ્ધિ મળવી નથી યુવાન વૈદ્યોએ વિદ્યાવ્યાસંગ અને ક્રિયાકૌશલ્યનો સુમેળ સાધવો જોઈએ આયુર્વેદના આચાર્યોનો ઉદ્દેશ આપણે આચરવો જોઈએ જો આ ઉદ્દેશ આપણે ન આચરીયે અને કેવળ પડીકાં જ વાળ્યા કરીએ તો આયુર્વેદનો પ્રાણ ગુંગળાશે જીવનની કિંમત પૈસા ટકાથી નહિ પણ ભાવનાથી અંકાય છે ભગવાન ચરક કહે છે કે—

वरमाशीविषविषं क्वथितं ताम्रमेव वा ।
पीतमत्यग्निसंतप्ता भक्षिता वाप्ययोगुडाः ॥

न तु श्रुतवता वेशं बिभ्रता शरणागतात् ।
गृहीतमन्नं पानं वा वित्तं वा रोगपीडितात् ॥
भिषग्बुभूषुर्मतिमानतः स्वगुणसम्पदि ।
परं प्रयत्नमातिष्ठेत् प्राणदः स्याद्यथा नृणाम् ॥

( चरक सू स्था १ )

ભયંકર સર્પનું વિષ ખાવું બહેતર છે તાંબુ ઉકાળીને પીવું સારૂં છે લોખંડના ધગધગતા ગોળા ખાવા સારા છે પરંતુ વિદ્વાનોનો સ્વાંગ પહેરી આપણે શરણે આવનાર રોગી પાસેથી પૈસો એકાદ આનાની કીમત રાખવી એ ઠીક નથી વૈદ્ય થવા ઇચ્છનારે તો આ કારણથી પોતાની ગુણસંપત્તિ નિરંતર કેમ વધે જેથી તે ખરેખર પ્રાણાચાર્ય કે પ્રાણાભિસર બને તે માટે પરમ પ્રયત્નવાન રહેવું પડે ભગવાન આપણને આપણું કર્તવ્ય સૂઝાડે કદી નહિ દીઠેલ એવા બૌદ્ધિક ખળભળાટવાળા યુગમાં આપણે આવી ઉભા છીએ આ યુગમાં વધુ ખળભળી ઊઠ્યું છે સ્ત્રીપુરૂષનો જટિલ કોયડો વધુ ગુંચવાયો છે નીતિ અને ચારિત્રની મર્યાદાઓ અથવા ખરૂં કહીએ તો મર્યાદાની પણ મર્યાદાઓ તૂટવા લાગી છે બુદ્ધિ વધી છે પરંતુ ચારિત્રની દૃઢતા સાંપડી નથી ધર્માચારો ધર્મ અને મંદિરો બધાનું સ્થાન ગયું છે અને તેની જગ્યાએ નાસ્તિકતા ક્રિયા કરતી થઈ છે Will Durant કહે છે તેમ

The passage from agriculture to industry from the village to the town and from the town to the city has elevated Science debased art liberated thought ended monarchy & aristocracy generated democracy and socialism emancipated woman disrupted marriage broken down the old moral code destroyed asceticism with luxuries replaced Puritanism with Epicureanism exalted excitement above contract made war less frequent and more terrible taken from us many of our most cherished religious beliefs and given us in exchange a mechanical and fatalist philosophy of life, all things flow and we are at a loss to find some mooring and stability in the flux [1]

આવા બૌદ્ધિક વિપ્લવ વચ્ચે આપણે છીએ એક માર્ગ તે છોડે એવા અગમ્ય ઉત્સાહથી આપણે આગેકદમ કરવાની છે અનન્ય શ્રદ્ધા આ દુર્ગમપથમાં પ્રકાશ આપશે

સજ્જનો ! આપ સૌએ આટલી શાંતિથી મારૂં મ્હેતું શ્રવણ કર્યું તે માટે હું આપનો આભાર માનું છું

---

1 The mansions of Philosophy by Will Durant Introduction

# મુબઈનુ ૨૮ મુ નિ ભા વૈદ્યસંમેલન

નિખિન ભારતવર્ષીય વૈદ્યસમેલનનું ૨૮ મું અધિવેશન મુ બઈમા છે એ તો ઘણા વખતથી જાહેર થઈ ચુક્યુ છે સમેલનની બેઠક માધવબાગમા મળશે એ સમેલનના સ્વાગત સમિતિના પ્રમુખ અને વૈદ્યસમેલનના એ પ્રાણરૂપ આયુર્વેદ માર્તંડ જાદવજી ત્રિકમજી આચાર્યે વૈદ્યોના વિચાર માટે એક નિવેદન બહાર પાડયુ છે જે સક્ષિપ્ત તથા બહુધા હિંદી નિવેદનનું ગુજરાતી નીચે આપ્યુ છે —

નિખિલ ભારતવર્ષીય વૈદ્યસમેલનનુ ૨૮ મુ વાર્ષિક અધિવેશન મુ બઈમાઈ સ ૧૯૩૮ના ડીસેમ્બરની ૨૮ ૨ ૩ ૦૧ (વિ સં ૧૯૯૫ પોષ શુકલ ૬ ૭ ૮ ૯) એ ચાર દિવસોમા થવાનું છે લાહોરના શ્રીમાન પ શિવશર્માજી આયુર્વેદાચાર્ય સમેલનના પ્રમુખ ચુટાયા છે વળી આ સમેલન સાથે બે દિવસ અધ્યાપક સમેલન થશે જેના પ્રમુખ તરીકે મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથસેન સરસ્વતી ચુ ટાયા છે

હવે આ વખતે મુબઈ સરકારની ધારાસભામા દેશી વ ૬ સબધી એક બીલ રજૂ થયુ છે આ જાતનુ બીલ બીજા પ્રાન્તોમા પણ પાસ થવાનો સભવ છે આ બીલ પ્રમાણે ભવિષ્યમા જેઓએ કાયચિકિત્સા (મેડીસીન) શલ્યચિકિત્સા (સર્જરી) અને પ્રસૂતિ તત્ર (મીડવીફરી) નુ પઠનાત્મક તથા કર્માભ્યાસાત્મક જ્ઞાન મેળવીને સરકારે સ્થાપેલ બૉર્ડને સમત પરીક્ષા પાસ કરી હશે તે વદ્યો જ ધધો કરી શકશે નિ ભા આયુર્વેદ વિદ્યાપીઠની પરીક્ષાઓ ઉપર આ બીલની કેવી અસર થશે એનો આવતા સમેલનમા ખાસ વિચાર કરવો પડશે અને એને અનુસરી પાઠયક્રમમા ફેરફાર પણ કરવા પડશે વળી વિદ્યાપીઠની પરીક્ષાઓ શીરીતે સ ઘમા ય થાય તેનો તથા વિદ્યાપીઠના પાઠયક્રમ અનુસાર પાઠ્યપુસ્તકો તૈયાર કરાવવાનો પણ વિચાર કરવો પડશે એ ઉપરાન્ત બીજા પણ મહત્વપૂર્ણ વિષયોનો વિચાર કરવો પડશે આ બધી બાબતોનો વિચાર કરવા માટે પૂરતા સમય મળે તે અર્થે આવતા સમેલન સાથે બીજી તદ્વિદ્યસભા(પરિષદ) ન ભરવાનુ સ્વાગત સમિતિએ નક્કી કર્યુ છે

મારી સર્વ વૈદ્યભાઇઓને તથા ખાસ તો આયુર્વેદીય વિદ્યાલયોના અધ્યાપકોને નમ્ર પ્રાર્થના છે કે વિચારણીય વિષયોની મહત્તા ધ્યાનમા રાખીને આવતા સમેલનમા અવશ્ય પધારીને પોતાની કીમતી સમતિ ઓ આપશે એવી આશા છે

નિવેદક ભવદીય દર્શનાભિલાષી
વૈદ્ય જાદવજી ત્રિકમજી આચાર્ય
અધ્યક્ષ સ્વાગતસમિતિ નિ ભા ૨૮ મુ વૈદ્યસમેલન મુબઈ

નોધ—પૂ ૧ વૈદ્ય જાદવજીભાઈના ઉપરના નિવેદનમા ઉમેરવાનુ કાઈ રહેતું નથી મુબઈનું સમેલન અનેક કારણોથી આબ્પ થવાનું છે એ સમેલન વૈદ્યો પાસે દેશી વૈદ્ય ધધાના જીવન મરણની અંતિમ વિચારણા માગે છે મ મ કવિરાજ ગણનાથસેન જેવા વૈદ્યસમેલનના આદ્ય સ્થાપકોમાના એક અને ઉત્સાહવર્ધકના પ્રખર વિદ્વાન જ નહિ પણ આર્ષ દૃષ્ટિવાળા સમય નેતાની દોરવણી નીચે ઉજ્જ્વળ ભાવિની દિશામા પ્રગતિની આશા રાખીએ છીએ તંત્રી આ વિ

---

# સિદ્ધભેષજ મણિમાલા

[ અનુસંધાન અંક ૫ પૃ ૩૫૪થી ચાલુ ]

## अथ सुगन्धिवर्ग [1]

कर्पूरो लघु लेखनोऽथ मधुरो वृष्यो नमस्यो गुणै-
श्चक्षुष्य क्षिपति प्रदाह जुपा पूर सुदर रुचाम् ।
वैरस्य विधुनोति क्षपति तृष मथ्नाति मेदोगद
पित्तश्लेष्मविप विपादयति सत्सौरभ्यत क्षमा यते ॥१०७॥

કપૂર લઘુ, લેખન મધુર વૃષ્ય ચક્ષુષ્ય છે દાહની વેદનાને દૂર કરનાર છે મ્હોની વિરસતાને હઠાવનાર છે તરસને ઓછી કરે છે મે ઓઠા કરનાર છે પિત્ત કફ અને વિષને મારી હઠાવનાર છે એની સુગંધથીજ એની ખ્યાતિ છે

कर्पूरमर्धस्फटिका सहाय समुद्गके ताम्रमये निरुद्धम् ।
विपक्वम त कृशर प्रमाणाद्विवर्धते क्वापि मया श्रुत भो ॥१०८॥

કપૂર ૧ ભાગ અને ાા ભાગ ફટકડી–તેને તાંબાના સંપુટમાં બંધ કરી ધીમા તાપે–ખીચડી ચડી જાય એટલા તાપે પકાવવું આથી કપૂર વજનમાં વધે છે એમ મેં સાંભળ્યું છે [ ઔષધમાં તેલોમાં સુગંધી પદાર્થોમાં લવણોમાં ધાન્યમાં ગોળ વગેરે વેચવાની ચીજોમાં આ જાતની કપૂરની બનાવટ નાખવામાં આવે છે અને વેપારીઓ ઉત્તમ માલને ઊંચો માલ ઠરાવી વેચે છે અને ઘરાકોને ઠગે છે આથી કવિએ તે ધૂર્તોની યુક્તિને પ્રકાશમાં આણવા આ વિધિ દર્શાવી છે ]

इन्दु न्यस्य शरावे तदुपरि समुद्य करकमधरास्यम ।
दीपाग्नौ खलु दत्ते सिद्ध युञ्जीय हरिरुचिरिन्दु ॥१०९॥

એક શરાવમાં કપૂર મૂકી તેની ઉપર કરવો ઊંધો વાળી સંધિ ઉપર મુદ્રા લગાવી દેવી શરાવ નીચે દીવાની આંચનો તાપ આપવો આથી કપૂરના ફૂલ ઊડીને કરવાની અંદર ઉપના ભાગમાં ચોટશે–આનું નામ ભીમસેની કપૂર ૮ તોલા કપૂરમાંથી ૧ તોલો ભીમસેની કપૂર હાથ આવશે યોગરત્નાકરમાં નીચેની વિધિ આ માટે દર્શાવવામાં આવી છે —

કપૂર ૮ ભાગ એનાથી ૨ ભાગ ચ । ગમુ રીલ ભીમસેનીના બીજ ૮ રમવતી ભદ્રમોથ–પ્રત્યેક અડધો તોલો–આ બધાને બારીક વાટી ગાય દૂધ નાખી સારી રીતે ઘૂંટી ઘઉંના લોટની કણક માફક લોચો બનાવવો એ રાગરમાં આ લોચો મૂકી ઉપર બીજું શરાવ ઢાંકી દહુ–સંધિસ્થાન પર મુદ્રા લગાવી દેવી નીચે અંગુઠા જેવી જાડી વાટનો દીવો ચેતાવી તાપ આપવો–આવી રીતે એક પ્રહર સુધી યુક્તિપૂર્વક અગ્નિ આપવો

---

૧ પૌષ્ટિક દવાઓમાં કપૂર કેસર વગેરે સુગંધી દ્રવ્યો નાખવામાં આવે છે માટે પૌષ્ટિકવર્ગ પછી સુગંધિવર્ગ આપવામાં આવ્યો છે

હોય વતામા નાખવાથી ચિમચિમ અવાજ થતો હોય બળીને ભસ્મ થતી નથી ચામડા જેવી ખરાબ ગંધ આવતી હોય–આજ કસ્તૂરિ શુદ્ધ અને મુ ગ જાણવી

**બીજી પરીક્ષા—**

હથેળીમા પાણી લઈ તેમા કસ્તૂરિ નાખી થોડીવાર ગેરવા થી જો પાણી લાલ અને પીળાસ લેતુ થાય તો તે બનાવટી સમજવી સાચી કસ્તૂરિમા આવુ થાય નહિ

अम्बर नाम किमपि ग घद्र्य समीरितम् ।

शैत्यजित् पित्तल हृद्य गहन चवन्नासम्म् ॥११३॥

અમ્બર નામનુ સુગંધિદ્ર વ્ય ઠંડીને જીતનાર છે ગરમ હોવાથી પિત્તલ છે હ દ્ય માટે હિતકર છે બાળકોની ગ્રહપીડાને હણનાર છે અમર સ્ત્રીઓનુ મિત્ર છે

ટિપ્પણ કાર કહે છે इद च द्वीपान्तरीयवृपविशेपफेनरूपम् । (तथा च उक्त यावने निघण्टुविशेपे (द्वीपान्तरीयस्य वृपस्यफेनो रोमन्थचो ह्यम्बरनामधेय सौरभ्यसपन्नतृणाशनाच कस्तूरिकातुल्यगुणाकर स्यात्) इति અર્થાત્ કોઈ પરદેશના બેટમા કોઈ આખલો વાગોળે છે તેનુ ફીણ અમર નામથી ઓળખાય છે એક જાતનું સુગંધિ ઘાસ આ આખલો ખાય છે તેથી એનુ ફીણ (અમર) કસ્તૂરીના જેવુ ગુણમા હોય છે

અંબર વિષે આ માન્યતા ભૂલભરેલી છે અમર એ એ જાતની વ્હેલની excreta–મલ છે આ દુર્લભ છે એટલે મોઘાભાવે વેચાય છે અમરની માહિતી માટે શ્રી જ વજી ત્રિકમજી આચાર્યે વૈદ્યક પતરુ (પુ ૧૫ અ ૮ ૃ ૨૬૮)મા એક સારો લેખ લખ્યો છે તે જોઈ લેવો

लुनाति मथ्नाति रुणद्धि हन्ति ददाति चान्तिं तनि कुङ्कुमाख्यम् ।

व्यङ्ग त्रिदोप वमन व्रणौघ स्‍या त रजा मस्तकरुजा प्रसह्य ॥११४॥

કેસર વ્યગ (મ્હો પર એક જાતની ભળાશ આવે છે તે રોગ)ને મારનાર છે ત્રિદોપને મારી હઠાવનાર છે ઉલટી અટકાવે છે વ્રણોને સાફ કરનાર છે કાન્તિ આપનાર છે અને માથાની વેદનાને કાપનાર છે

विपक्रमश्लेष्मविकारभञ्जन विदाहपित्तास्रतृपादिगञ्जनम् ।

सतिक्तशीत लघुचित्तरञ्जन सुगन्धि वृष्य स्मरबोधि चन्दनम् ॥११५॥

સુખડ વિપ શ્રમ કફ વિકારને ટાળનાર છે દાહ રક્તપિત્ત તરસ વગેરેનો નાશ કરનાર છે સુખડ તિક્ત શીત લઘુ હૃદ્ય સુગંધિ વૃષ્ય અને કામને જગાડનાર છે

अगुरु न गुर वात श्लेष्मशातपु शस्त

कटुरसमतिहृद्य पित्तल तिक्तनीक्ष्णम् ।

श्रवणनयनरुक् त्वग्दोपराशप्रमोपि

प्रवरमगुर सार मन्नन य करोति ॥११६॥

અગર લઘુ છે વાત કફ અને શરદી માટે તે ઉપયોગી છે કડુ છે અતિહૃદ્ય છે ગરમ હોવાથી પિત્ત કરનાર છે તિક્ત અને તીક્ષ્ણ છે કાનની અને આખની વેદના તેમ જ ચામડીના રોગોનો નાશ કરનાર છે પાણીમા નાખતા જે પાણીમા ડુબી જાય તે અગર ઉત્તમ ગણાય છે

